# પ્રકાશકનું નિવેદન

૧૯૧૪ની સાલની આખરમાં ગાંધીજી દક્ષિણ આફ્રિકાથી પાછા ફર્યાં ત્યારથી હિંદુસ્તાનમાં અને ખાસ કરીને ગુજરાતમાં અસાધારણ પ્રજાકીય જાગૃતિનો યુગ શરૂ થયો. એ જાગૃતિ કેવી ચમત્કારિક થઈ તેનો તે જાગૃતિના કાળની સાથે સાથે ઉંમરમાં વધતા ગયેલા લોકોને ખ્યાલ રહેવો મુશ્કેલ છે. પણ એ જાગૃતિનાં અનેક મહત્ત્વનાં પરિણામો પૈકીનાં બે સહેજે નજરે ચડે એવાં ઐતિહાસિક પરિણામો પરથી એ કેવી અદ્ભુત હતી એનો ખ્યાલ આવે છે. એક તો એ જાગૃતિના ફળરૂપે હિંદમાંથી બ્રિટિશ હકૂમતનો અસ્ત થયો અને બીજું, એના જ ફળરૂપે હિંદમાંની અસંખ્ય રજવાડી હકૂમતો નાબૂદ થઈ; અહીં ગુજરાતમાં વડોદરાની હકૂમત છેક જ ભૂંસાઈ ગઈ.

હિંદુસ્તાનભરમાં અને તેમાંયે ગુજરાતમાં થયેલી આ ચમત્કારિક જાગૃતિમાં ગાંધીજીને બાદ કરતાં સૌથી મોટો કોઈ એક વ્યક્તિનો ફાળો જોઈએ તો તે સરદાર વલ્લભભાઈ ઝવેરભાઈ પટેલનો છે.

પ્રજામાં આ જાગૃતિ લાવવાને માટે ગાંધીજીએ પ્રજાકેળવણીનાં અનેક સાધનોનો ઉપયોગ કર્યો. પત્રવહેવાર અને છાપાંઓમાં લખાણો તેમ જ ભાષણો એ બધીયે રીતોનો તેમણે ભરપૂર ઉપયોગ કર્યો છે.

સરદાર પટેલને છાપાંમાં લેખો લખતા કોઈ કલ્પી શકતું નથી. ગાંધીજીની જેમ પ્રજાકેળવણીને અર્થે બહોળો પત્રવહેવાર પણ એમણે કર્યો નથી. વાણીનું એટલે કે ભાષણોનું એક માત્ર સાધન એમણે પોતાના આ કાર્યમાં વાપર્યું.

ગાંધીજીને વિષે લખતાં પંડિત નેહરુએ એક ઠેકાણે કહ્યું છે કે જે લોકોએ એમની સાથે રહી કામ કર્યું છે તે સિવાયના અને ભાવિ પેઢીના લોકોને માટે એઓ એક દંતકથાનું પાત્ર બની ગયા છે. સરદાર પટેલને વિષે પણ એ વાત મોટે ભાગે સાચી છે. જેમણે એમને પ્રત્યક્ષ જોયા છે, સાંભળ્યા છે અને જેમણે એમની સાથે રહી ગુજરાતના ઘડતરનું કાર્ય કર્યું છે તે સિવાયના અને ભાવિ પેઢીના લોકોને માટે એઓ એક દંતકથાના પાત્ર જેવી વ્યક્તિ છે.

છતાં ગાંધીજીનો બરાબર પરિચય મેળવવાની આકાંક્ષા રાખનારને માટે તેમનાં લખાણો જેવું સાધન છે તેવું જ સરદાર પટેલનાં ભાષણો તેમનો પરિચય મેળવવાની આકાંક્ષા રાખનારને માટેનું સાધન છે.

અંગ્રેજી સાહિત્યના એક વિવેચકે સાચું જ કહ્યું છે કે શૈલી વ્યક્તિના વ્યક્તિત્વને વ્યક્ત કરે છે. સરદાર પટેલના વ્યક્તિત્વના અનેક મોટા ગુણોના પરિચયને માટે પણ એમનાં ભાષણ વિના બીજું સાધન નથી. એમનું તેજ, એમની નિર્ભયતા, એમનું શૂર, એમની અખૂટ ધીરજ, અન્યાય વિષે બાળી મૂકે એવી ચીડ અને ગુજરાતના ખેડૂત વર્ગને ટટાર કરવાની ને તેજસ્વી બનાવવાની એમની તાલાવેલી એ બધાં અને એવાં જ બીજાં એમના ચારિત્ર્યનાં લક્ષણો એમનાં ભાષણોની શૈલીની આરસીમાં બરાબર જોવાનાં મળે છે.

ગુજરાતી ભાષાની ખિલવણીમાં મોટો ફાળો આપનાર સાક્ષર તરીકેનો દાવો સરદાર પટેલ પોતે કદી નહીં કરે. સંભવ છે કોઈ એમને સાક્ષરમાં ગણાવે તો એઓ કદાચ તેને પોતાની વગોવણી માને. છતાં ગુજરાતી ભાષાના સામર્થ્યની કેળવણીમાં ગાંધીજીનો જેવો ફાળો છે તેવો જ સરદાર પટેલનો પણ છે. એમની વાણી દ્વારા ગુજરાતીનું જે તેજ અને જે સામર્થ્ય પ્રગટ થયું છે તેવું બીજે ભાગ્યે જ થયું હશે.

આમ ગુજરાતની અને અમુક અંશે સમસ્ત હિંદુસ્તાનની ગાંધીયુગની પ્રજાજાગૃતિમા સરદાર પટેલનો ફાળો કેવો હતો તે જાણવાના સાધન તરીકે, ખુદ સરદાર પટેલનો ઊછરતી તેમ જ ભાવિ પેઢીને સાચો પરિચય કરાવવાને માટે, તેમના વ્યક્તિત્વના ગુણો પ્રગટ કરવાને માટે, પાછલાં ત્રીસ વરસ દરમિયાન ગુજરાતમાં થયેલી પ્રજાજાગૃતિના ઇતિહાસના દસ્તાવેજ તરીકે અને એક પુરુષાર્થી, સમર્થ તેમ જ તેજસ્વી પુરુષની વાણીમાં ગુજરાતી બોલી કેવી સમર્થ બની શકે છે તેનો નમૂનો ભાવિ ગુજરાતી પ્રજાને માટે સંઘરવાને સારુ સરદાર પટેલનાં ભાષણો એકત્ર કરવાની જરૂર હતી.

સરદાર પટેલનાં આવાં કીમતી ભાષણો જ્યારે જ્યારે જેમ જેમ અપાયાં તેમ તેમ છાપાંઓમાં આવ્યાં હશે. છતાં ઘણાં બાકી પણ રહ્યાં હશે. સદ્‌ભાગ્યે શ્રી મણિબહેને ચીવટથી છાપાંમાં પ્રગટ થયેલાં અને ન થયેલાં ભાષણોનો મોટો ભાગ સંઘરી રાખ્યો હતો. અને તેમની એ ચીવટ તેમ જ ખંતને પરિણામે આ સંગ્રહ કરવાનું બની શક્યું છે. એ માટે આજનું અને ખાસ કરીને ભાવિ ગુજરાત એમનું ઋણી રહેશે.

સરદાર તરફ ભક્તિ ધરાવનારા શ્રી નરહરિભાઈ અને શ્રી ઉત્તમચંદ જેવા સંપાદકો આ કામને માટે મળી શક્યા એથી આ સંગ્રહની સુઘડતામાં વધારો થયો છે. ભાષણો કાળક્રમે આ સંગ્રહમાં આપવામાં આવ્યાં છે. આમાં સરદાર પટેલનાં સુડતાળીસના ઑગસ્ટની પંદરમી સુધીનાં ભાષણો જ લઈ શકાયાં છે. એ સમય પછીનાં એમનાં ભાષણોનો બીજો સંગ્રહ પ્રસિદ્ધ કરવાની અમારી ધારણા છે.

ગુજરાતી બોલીના ચાહકો, ગુજરાતના નવઘડતરના ઇતિહાસના અભ્યાસીઓ અને સરદાર વલ્લભભાઈ ઝવેરભાઈ પટેલનો યથાર્થ પરિચય કરવાની જિજ્ઞાસાવાળા સૌને અને ખાસ કરીને ગુજરાતીઓને આ સંગ્રહ રુચશે એવો અમને પાકો વિશ્વાસ છે.

૯–૧૦–'૪૯

# પ્રસ્તાવના

સરદારની વાણીથી ગુજરાત ખૂબ પરિચિત છે. તેમાંથી ગુજરાતે શૌર્ય અને સ્વાવલંબનના રસ પીધા છે. એમનાં બધાં ભાષણો સંગૃહીત રૂપમાં આ પુસ્તકમાં આપ્યાં છે તે ઉપરથી સરદારે ગુજરાતનું ઘડતર કેવી રીતે કર્યું અને એ ઘડતર કરતાં કરતાં પોતે પણ કેવી રીતે ઘડાતા ગયા તેનો ખ્યાલ ગુજરાતની નવી પેઢીને આવશે.

૧૯૧૫–૧૬માં સરદારે ગુજરાતના જાહેર જીવનમાં પ્રવેશ કર્યો ત્યારથી સંકટ વખતે રાહતકાર્ય કરી પ્રજાને ટકી રહેવામાં મદદ કરવાની હોય, વિવિધ પ્રકારની રચનાત્મક પ્રવૃત્તિઓ દ્વારા પ્રજાને બળવાન બનાવવાની હોય, કે સરકારના અન્યાયની સામે સવિનયભંગની લડતો ઉપાડી પ્રજાને પ્રાણવાન અને તેજસ્વી બનાવવાની હોય, એમ સ્વરાજની રચના કરવાની હરકોઈ પ્રવૃત્તિમાં સરદાર હમેશાં મોખરે રહેલા છે. અલબત, આ બધી પ્રવૃત્તિઓમાં સરદાર હમેશાં બાપુજીની સલાહસૂચના લઈને જ કામ કરતા, કોઈક વાર એવી સલાહસૂચના મેળવવાનું ન બની શક્યું હોય ત્યારે પોતાનું કામ બાપુજીના સિદ્ધાંતને અનુસરીને છે કે કેમ તેની બહુ ચિંતા અને ચીવટ રાખતા. સરદારની વિશેષ ખૂબી તો બાપુજીના સિદ્ધાંતોને વ્યવહારમાં ઉતારી તેને અમલી રૂપ આપવામાં રહેલી હતી. એમાં રહેલી સરદારની મૌલિકતા અને કુનેહ નહીં સમજી શકનારા ઘણા લોકો તેમને બાપુજીના અંધ અનુયાયી કહેતા. પણ સરદાર બાપુજીના દેખતા અનુયાયી હતા એ આ ભાષણો વાંચતાં સ્થળે સ્થળે જોવા મળશે. ૧૯૪૦માં ઘડીભર તેઓ બાપુજીથી જુદા પડ્યા હતા ત્યારે પણ બાપુજી પ્રત્યેની જ્ઞાનપૂર્વકની વફાદારી અને સાચા રહેવાની વૃત્તિમાંથી જ એમ બન્યું હતું. બાપુજી પ્રત્યેની સાચી ભક્તિ અને વફાદારી, સમજ્યા વિના બાપુ કહે તેમ કરવામાં નથી; પણ, જ્યારે એમની વાત ચાલે, ન ચિત્તે અશક્ય એમ તો, જ્યાં પ્રસાદે કરવાની. આપણામાં શક્તિ ન હોય, ત્યારે પોતાના અંતરાત્માને જે ખરું લાગે તે પ્રમાણે વર્તવામાં જ છે, તેનો સરદારે સુંદર દાખલો લોકો આગળ રજૂ કર્યો છે. તેઓ બાપુના સાચા સિપાઈ હતા તેથી જ ગુજરાતના અને અત્યારે સારા દેશના સરદાર થઈ શક્યા છે.

લોકોની ખોટી ખુશામત કરીને નહીં પણ સાચી સેવા કરીને, તેમને ખરી વાત કડવી લાગે તેવી હોય તોપણ સાફ સાફ સંભળાવીને તેમના દિલમાં પ્રવેશ કરી શકાય છે અને તેમને જ્યાં લઈ જવા હોય ત્યાં દોરી શકાય છે એ આ ભાષણોમાં સ્થળે સ્થળે આપણને જોવા મળે છે. વળી હાથમાં લીધેલા કામની વિગતોમાં બહુ ઝીણવટમાં ઊતરી અથાગ પરિશ્રમ લઈ તે ઉપર કાબૂ મેળવવાથી જ સફળતા મળી શકે છે એ પણ આપણે જોઈ શકીએ છીએ

આ ભાષણોમાંથી સ્વરાજ મેળવવા માટે પ્રજા પાસે સરદારે કેવો પુરુષાર્થ અને કેવા પરાક્રમ કરાવ્યા તેનો ખ્યાલ આવે છે અત્યારે આપણને રાજદ્વારી સ્વરાજ મળી ગયું છે છતાં હજી સાચા સ્વરાજનું ઘડતર — જેનો ખ્યાલ આ ભાષણોમાંથી આપણને મળે છે — તે તો કરવાનું બાકી રહેલું છે એ માટે આપણે શું શું કરવાનું છે તેનો વિગતવાર ખ્યાલ અને તે કરવા માટેની પ્રેરણા ગુજરાતના નવજુવાનોને આ ભાષણોમાંથી મળશે

આ ભાષણો રિપોર્ટરોએ લીધેલી નોંધો ઉપરથી વિવિધ વર્તમાનપત્રોમાં જે અહેવાલો પ્રસિદ્ધ થયેલા તે ઉપરથી લીધેલા છે નવજીવન અને હરિજનમાં આવેલાં ભાષણો સરદાર જોઈ ગયા હશે એમ માની તે પ્રમાણભૂત ગણી શકાય પણ બીજા પત્રોમાં આવેલા અહેવાલો સરદારે ભાગ્યે જ જોયા હોય. આ બધા જ ભાષણો પુસ્તકરૂપમાં પ્રગટ કરતા પહેલા સરદારની આંખ તળેથી કાઢી શકાયા હોત તો તેની પ્રમાણભૂતતામાં ઘણો વધારો થાત પણ અત્યારની તેમની અસ્વસ્થ તબિયતને લીધે તેમ જ અત્યારે તેમના ઉપર ભારે મહત્ત્વના કામોનો જે બોજો છે તેને લીધે આમ કરવું બની શક્યું નથી પણ બધા ભાષણો હું બહુ કાળજીપૂર્વક જોઈ ગયો છું, અને હેવાલમાં રહી ગયેલી ખામીઓ સુધારી લેવા પ્રયત્ન કરીને સરદારના વિચારો બને તેટલા સાચા સ્વરૂપમાં રજૂ થાય તેની મેં કાળજી રાખી છે

સરદારના મુખની પ્રત્યક્ષ વાણીની ખૂબી ભાષણોના અહેવાલોમાં પૂરેપૂરી ન આવે એ સ્વાભાવિક છે અહેવાલોમાં પણ કેટલાક ભાષણોના અહેવાલો બહુ સારી રીતે લેવાયેલા છે જ્યારે કેટલાક અહેવાલો બહુ જ ટૂંક અને અપૂર્ણ છે છતાં એવી રીતે લેવાયેલા ભાષણોના હેવાલોમાંથી પણ આપણને ચેતન આપનારો અને સતેજ કરનારો એક પ્રકારનો રણકો આપણે અવશ્ય અનુભવી શકીએ છીએ સરદારને સાહિત્યની દૃષ્ટિએ ભાષાની શુદ્ધિ

અશુદ્ધિ કે ઝીણવટની કાંઈ બહુ પડી નથી. એમણે એમની આગળ અખાનો આદર્શ રાખેલો જણાય છે કે "ભાષાને શું વળગે ભૂર, જે રણમાં જીતે તે શૂર." તોપણ દેશભક્તિથી અહોનિશ પ્રજળી રહેલા અને જનતાનાં દુઃખો જોઈને વલોવાઈ રહેલા હૃદયમાંથી નીકળેલી એમની વાણી આપોઆપ સાહિત્ય બની જાય છે. હૃદયમાં સોંસરા ઊતરી જાય એવા રૂઢ પ્રયોગોવાળી જુસ્સાદાર તળપદી ભાષા અને શૈલીનો એક નવો જ પ્રકાર આ પુસ્તક દ્વારા સંગૃહીત રૂપમાં રજૂ થાય છે, અને તે આપણા સાહિત્યમાં એક નવી જ ભાત પાડે છે.

આ સંગ્રહમાં તારીખ ૧૫–૮–૧૯૪૭ સુધીનાં એટલે આપણે આઝાદી પ્રાપ્ત કરી તે દિન સુધીનાં ભાષણો લીધાં છે. મોટા ભાગનાં ભાષણો નવજીવન, હરિજન તથા પ્રજાબંધુ માં આવેલા અહેવાલો પરથી લીધેલાં છે. જન્મભૂમિ, વંદે માતરમ્, મુંબઈ સમાચાર, ફૂલછાબ વગેરે પત્રોમાં આવેલા અહેવાલોનો પણ બને તેટલો લાભ લીધો છે. તે ઉપરાંત શ્રી મણિબહેન પટેલે લીધેલી નોંધો ઉપરથી પણ ઠીક ઠીક સંખ્યામાં ભાષણો તૈયાર કરેલાં છે. થોડાં ભાષણો અંગ્રેજી અને હિંદીમાંથી અનુવાદ કરેલાં છે. જે જે પત્રોમાંથી સામગ્રી લીધેલી છે તે બધાંનો આભાર માનવાની આ તક લઉં છું.

સરદારનાં ભાષણોનું સંપાદન કરવાનું મને નવજીવન તરફથી કહેવામાં આવ્યું ત્યારે તે કામ મેં હોંશથી સ્વીકારી લીધું. પણ અનેક પત્રોમાં આવેલાં તેમનાં ભાષણો એકઠાં કરવાનું અને તેને વ્યવસ્થિત રૂપ આપવાનું કામ મારી તબિયતને અનુકૂળ ન હતું. સરદાર પ્રત્યેની ભક્તિ અને વફાદારીથી પ્રેરાઈ ભાઈ ઉત્તમચંદે એ કામ ઉપાડી લીધું અને મારી સાથે સહસંપાદક થયા તેથી જ આ કામ સારી રીતે થઈ શક્યું છે.

રાજપીપળાની લોકસભા — ૧ એ ભાષણ એના કાળક્રમ પ્રમાણે મૂકવામાં સરતચૂક થઈ છે. એ એના ક્રમ પ્રમાણે હળપતિઓને ઉપદેશ એ ભાષણ પછી આવવું જોઈતું હતું. વાચકો એ દરગુજર કરશે એવી આશા છે.

સ્વરાજ આશ્રમ
બારડોલી,
૯–૧૦–'૪૯

નરહરિ પરીખ

## અનુક્રમણિકા

# ખેડા સત્યાગ્રહ – ૧

[તા. ૧૮–૪–૧૯૧૮ના રોજ ખેડા સત્યાગ્રહ દરમ્યાન રાસ ગામે કાંઠાના ખેડૂતોની સભા સમક્ષ આપેલું ભાષણ.]

આજે આ કાંઠાની ભૂમિ મહાત્માજીનાં પગલાંથી પાવન થઈ છે. બોરસદ તાલુકાના લોકો આખા જિલ્લામાં તોફાનીમાં તોફાની ગણાય છે. અને ખાસ્ કરીને કાંઠાના લોકો ઘણા તોફાની છે એમ કહેવાય છે.

હવે સત્યાગ્રહની લડત કાંઠામાં શરૂ થઈ છે, માટે આપણે ટંટો, લૂંટફાટ અને દગા વગેરે છોડી દેવાં જોઈએ, અને ન્યાયને રસ્તે ચાલવું જોઈએ. તમારામાં જે ઝનૂન હોય તેને ન્યાયને રસ્તે લડતાં વાપરવું. તમારી શક્તિનો ખોટો ઉપયોગ કરવો નહીં. ધારિયાં ઉગામવાનું છોડી દેવું. ભાઈચારો રાખવો. વિનયથી, વિવેકથી ચાલવું. આપણા જે હક હોય તે મક્કમપણે માગવા. મામલતદારોની બીક છોડી દેવી. હકની વાત હિંમતથી કહેવી. મામલતદારથી તમે હલકા નથી. કેટલીક વખત તો એવું હોય છે કે મામલતદાર પાસે ૨૫ વીઘાંયે જમીન હોતી નથી. આપણે તેને ત્યાં સીધું જોખવા નહીં જવું. સત્કાર કરવો તો ઘેર બોલાવીને. તેના દાબથી, તેના રૂઆબથી ડરવું નહીં, પરંતુ નિર્ભય બનવું. આપણી લડતનો મુખ્ય હેતુ એ છે કે પ્રજામાંથી ભય કાઢી નાખવો, કુચાલ, કુસંપ, ટંટો-ફિસાદ દૂર કરવાં.

સરકાર તમને ખૂબ તાવશે, તમને દુઃખ પણ આપશે. પણ દુઃખ વિના સુખ નથી. સમજીને દુઃખ વેઠવું એ સારામાં સારો રસ્તો છે. હું જાણું છું કે તમને સીધે રસ્તે ચઢાવ્યા હોય તો ચઢી શકો એવા છો. આપણી લડતમાં ધર્મનું તત્ત્વ વધુ છે. મહાત્માજી તરફ તમે એટલો બધો પ્રેમ બતાવ્યો છે કે મહાત્માજીએ બતાવેલો રસ્તો તમે પકડી રાખશો એવી મારી ખાતરી છે.

સરકાર શું કરશે? જપ્તીઓ કરશે. ચોથાઈ ચઢાવશે, જમીન ખાલસા કરશે. પરંતુ તમે કોઈ પણ જાનનું તોફાન ન કરશો. મેં જોયું છે કે તમારે ત્યાં જપ્તી થાય ત્યારે તમે ધારિયાં ઉછાળો છો. પરંતુ હવે તો

આપણે લાકડીયે ઉગામવી નહીં. જમીન ખાલસા કરે તો કંઈ આખા ગામની જમીન ખાલસા ન થાય. તમારી જમીનમાં તો તમે જ હળ ઘાલશો. તમે જાણો છો કે એક કુંભાર પણ ગધેડા ઉપર પહેલાં એક મણ ભાર મૂકે, તે ખેંચે તો પાછો અધમણ ભાર વધારે, એમ કરી કરીને તેની પાસે બે મણ બોજો ખેંચાવે છે. તેમ જ સરકાર પણ તમે જેમ જેમ બોજો સહન કરતા જાઓ છો તેમ તેમ વધારે બોજો તમારા ઉપર મૂકે છે. તમે જે બોજાને અત્યાર સુધી સહન કર્યો છે તેને ફેંકી દો ને નિર્ભય થઈને બેસી જાઓ. સાચું છે તે અનુસરો. પછી સરકાર પણ કહેશે કે પ્રજા નિર્માલ્ય નથી.

છેવટમાં મારી વિનંતી છે કે આકાશ ને પાતાળ એક થઈ જાય તોપણ તમારી પ્રતિજ્ઞા તોડશો નહીં. તેમ કરશો તો ખેડા જિલ્લાનું નામ હિંદના ઇતિહાસમાં પહેલું લખાશે. આખા હિંદુસ્તાનની આંખ અત્યારે તમારી ઉપર છે. રૈયત જે ઇન્સાફ માગે તે ઇન્સાફ સરકારને આપવો જ પડે. જો પ્રજાબળ એકત્ર થાય તો કોઈ પણ સરકાર તેની સામે થઈ શકતી નથી. આ સરકાર તો પોતાને ન્યાયી કહેવડાવે છે, તેનાથી તો એમ થઈ જ કેમ શકે?

આ પ્રતિજ્ઞા પાળવામાં જ તમારી ભવિષ્યની પ્રજાનું બહેતર થવાનું છે.

૨

## ખેડા સત્યાગ્રહ – ૨

[ખેડા સત્યાગ્રહ દરમ્યાન ગાંધીજી બિહાર ગયેલા ત્યારે ખેડા જિલ્લાની પ્રજા જોગ આપેલો સંદેશો, મે, ૧૯૧૮.]

આપણી લડત સત્યાગ્રહની છે. પ્રજામત અને આંધળો અમલ એ બેની વચ્ચે દારુણ ધર્મયુદ્ધ ચાલે છે. સરકારે સત્તાના બળથી જમીન-મહેસૂલ વસૂલ કરવા નિશ્ચય કર્યો છે. પ્રજાએ પ્રતિજ્ઞા કરી છે કે સરકારના અણઘટતા હુકમનો માનપૂર્વક અનાદર કરવો અને સરકાર સત્તાનો ઉપયોગ કરે તેથી થતાં દુઃખ સહન કરવાં પણ જમીનમહેસૂલ ભરવું નહીં.

અમલદારોએ જપ્તીઓ શરૂ કરી. માતર તાલુકામાં તો વસૂલાતના કામ માટે બે વધારાના ખાસ અમલદારો નીમ્યા; કચેરીના કારકુનો સુધ્ધાં તે કામમાં રોકી દીધા; આખા જિલ્લામાં ખાલસાની નોટિસો કાઢી; મુખ્ય માણસોને ઘેર જપ્તીઓ કરી; ખાલસાના હુકમો કર્યા; ચોથાઈ દંડ લીધા; ઊભો પાક જપ્તીમાં લીધો; કેદ કરવાનો ડર બતાવ્યો; પણ પ્રજા

અડગ રહી અને અમલદારો થાકયા ત્યારે કમિશનર સાહેબ તેમની મદદે આવ્યા. તમામ ખેડૂતોને નડિયાદ મુકામે ભેગા કરી તેમણે ખૂબ ધમકી આપી, ગવર્નર સાહેબનો પત્ર વાંચી બતાવ્યો, જપ્તીઓ બંધ કરવાનો દૃઢ નિશ્ચય જાહેર કર્યો, અને પ્રજા જરૂર ડરી જશે એમ માનનારા કમિશનર સાહેબ ખેડૂતોના હિંમતભર્યા જવાબો સાંભળી પોતાના અઠ્ઠાવીસ વરસના રાજકીય અનુભવમાં નહીં જોયેલો અગર સાંભળેલો એવો બનાવ જોઈ વિસ્મય પામી વિદાય થયા. અમલદારોએ ખાલસાની નોટિસોનાં ફૉર્મ ખૂટી ગયાં એટલી નોટિસો કાઢી, કોઈ કોઈ જગાએ તો ખાલસાના હુકમ કર્યા, તે રૈયતે હર્ષથી વધાવી લીધા. પણ સરકારની તિજોરીમાં પૈસો આવ્યો નહીં. છેવટે રૈયતને ઇન્સાફ આપવા નીમેલા અનુભવી કલેકટર સાહેબ વિદાય થયા અને નવા કલેકટર સાહેબે ખાલસાની વાત પડતી મૂકી જપ્તીઓનું કામ શરૂ કર્યું.

ગામેગામ જપ્તીઓનું કામ પૂરજોસથી ચાલે છે, છતાં પ્રજાએ હિંમત છોડી નથી. ખેડા જિલ્લાના ખેડૂતો જેવા પોતાનાં ઢોરની બરદાસ ચાકરી કરનાર ખેડૂત ભાગ્યે જ હશે. પોતાનાં ઢોરને તેઓ કુટુંબનાં અંગ તરીકે ગણે છે. ખેડૂતની સ્ત્રીઓ પોતાની ભેંસોને રાત્રે પણ ભરનિદ્રામાંથી ઊઠી તેમને બે ત્રણ વખત ખોરાક આપે છે અને તેના દિલ ઉપર પ્રેમથી હાથ ફેરવે છે. ચૂંટી ખણતાં લોહી નીકળે એવાં સાચવેલાં ઢોર જોઈ આપણી આંખ ઠરે છે. ઘણાં ખેડૂતોનાં કુટુંબનો આધાર એ જાનવર ઉપર હોય છે. એને જરા પણ દુ:ખ થતાં એના માલિકને ભારે દુઃખ થાય છે. સ્ત્રીઓ તો પોતાનાં ઢોરને દુ:ખ થતું જોઈ શકે જ નહીં.

જપ્તી કરનાર અમલદારો ખેડૂતની આ સ્થિતિનો લાભ લઈ, ખેડૂતને સહેલાઈથી ભારેમાં ભારે ત્રાસ આપી ડરાવવાના હેતુથી, જપ્તીમાં લઈ શકાય એવી બીજી મિલકત હોવા છતાં, સંખ્યાબંધ ભેંસો જપ્તીમાં લે છે, ખાસ કરીને દૂઝણી ભેંસો લે છે. કેટલીક જગાએ તો જપ્તીમાં લઈ તરત જ તેને તાપમાં બાંધવામાં આવે છે. કોઈ જગાએ તેને તેનાં પાડિયાંથી વિખૂટી પાડવામાં આવે છે. જાનવરો રાડો પાડે છે, અને સ્ત્રીઓ કકળાટ કરે છે. તે જોઈ છોકરાં હૃદયભેદક રુદન કરે છે. જપ્તીની મુદત દરમ્યાન ભેંસની કિંમત અડધી થઈ જાય છે. છતાં ધર્મ પાળનાર ખેડૂત ધીરજથી પ્રતિજ્ઞાનું પાલન કરે છે, અને શાંતિથી દુઃખ સહન કરે છે. કેટલીક જગાએ સ્ત્રીઓ આવા પ્રસંગોમાં ભારે હિંમત બતાવે છે. જપ્તીમાં લીધેલો માલ હરાજ થતાં સુધી ખેડૂતને ચોથાઈ માફ કરવાની લાલચ આપવામાં આવે છે. છતાં એક વરસનું મહેસૂલ મુલતવી રાખવાને

# ખેડા સત્યાગ્રહ – ૩

[તા. ૨૯–૬–૧૯૧૮ના રોજ ખેડા જિલ્લા સત્યાગ્રહની પૂર્ણાહુતિ વખતે મહાત્માજીને માનપત્ર આપવામાં આવ્યું તેના જવાબમાં ભાષણ આપતાં મજકૂર લડતમાં સરદાર વલ્લભભાઈએ આપેલા ફાળાનો ઉલ્લેખ ગાંધીજીએ કર્યો, તેના જવાબમાં એઓએ નીચે પ્રમાણે ઉદ્ગારો કાઢ્યા :]

હિંદુસ્તાનમાં દેવતાઓ અને મહાત્માઓનો રિવાજ છે કે પોતાને અર્પાયેલી પ્રસાદી તેઓ લેતા નથી, પરંતુ પોતાના પૂજારીઓને આપી દે છે. મહાત્માજીએ આજ એ પ્રમાણે મને બધું અર્પી દીધું છે. મેં કંઈ જ કર્યું નથી. અમદાવાદની મ્યુનિસિપાલિટીમાં વીસ વીસ વર્ષથી સેવા બજાવનારા છે, ત્યાં હું દોઢ વરસમાં શું કરી શકું? હું મારા તરફથી અને મારા સાથીઓ તરફથી કહેવા ઇચ્છું છું કે ખેડા જિલ્લાની પ્રજાએ હિંમત અને સહનશક્તિ દાખવી ન હોત, તો આ લડતમાં અમે કાંઈ પણ કરી શક્યા ન હોત. એટલે જે માન મને આપવામાં આવ્યું છે તે મગ્રજી હું તમને પાછું વાળું છું.

હિંદુસ્તાન સેંકડો વરસથી અસાધ્ય રોગથી પીડાય છે. એ રોગની ચિકિત્સા કરનાર હજુ સુધી કોઈ વૈદ્ય મળ્યો નથી, અને જે મળ્યા છે તે મીઠી દવા આપનારા છે. મીઠી દવાથી અસાધ્ય રોગ જાય નહીં. કેટલાકને તો લાગશે કે સરકારની સામે લડનાર આમ સલાહ આપે એ શું? પરંતુ તમે ખૂબ યાદ રાખજો કે તમારા રોગની ચિ[illegible]નાર અને [illegible] દવા આપનારના હૃદયમાં રગે રગે પ્રજાસેવા [illegible] તમને જેવી લાગે તો જ લેજો. તમે હિંમત ન [illegible] ખેડા હિંદુસ્તાનમાં આગળ આવે તે માટે તમે મહા[illegible]

## ૪૧

# રોલૅટ સત્યાગ્રહ

[તા. ૨૩–૨–૧૯૧૯ના રોજ રોલૅટ બિલ સામે વાંધો દર્શાવવા મળેલી અમદાવાદના વેપારીઓની જાહેરસભા સમક્ષ આપેલા ભાષણનો સાર.]

અમદાવાદમાં વેપારીઓની આવી મીટિંગ પહેલવહેલી જ છે. અને ગુજરાતના વાણિયાઓને પણ મીટિંગ ભરવાનો વખત આવ્યો છે તે વખત બદલાવાનું ચિહ્ન છે. જ્યારે યુદ્ધ ચાલતું હતું ત્યારે આપણને સરકાર તરફથી એમ કહેવામાં આવ્યું હતું કે તમે મદદ કરો અને તમને સ્વતંત્રતાના માર્ગે ચડાવીશું. હિંદી પ્રધાન અહીં આવ્યા ત્યારે આપણે ગુજરાત તરફથી એક અરજી પણ મોકલી હતી. પછી હિંદી પ્રધાને સુધારાની યોજના ઘડી અને તે યોજનામાં સુધારા થવા માટે મીટિંગો પણ થઈ. હવે લડાઈ પૂરી થઈ, છતાં તે યોજના હજુ લટકે છે. સુધારા મળે તે પહેલાં હિંદને સેવાને બદલે રોલૅટ કમિટીનાં બિલો મળ્યાં. આવા કાયદા કોઈ પણ રાજ્યમાં નથી. આપણા આગેવાનોમાં મનભેદ હતા છતાં તેમણે પણ એક અવાજે કાઉન્સિલમાં જણાવી દીધું કે બિલ મુલતવી રાખો. સરકાર તો કહે છે કે અમે બહુ જ વિચારીને બિલ ઘડ્યાં છે અને તેની જવાબદારી અમારે શિર છે. એક સરકારી સભાસદે કાઉન્સિલમાં એમ જણાવ્યું હતું કે ચળવળ તો પ્રજાના આગેવાનો જેવી કરવા ધારશે તેવી થશે. વાત ખરી છે અને થશે પણ એમ જ. મામલો એવો જ છે. ગુજરાતમાં અમદાવાદના વણિકો આવી હિલચાલ કરે તે તેનું પહેલું જ ચિહ્ન છે. કોઈ પૂછશે કે આ બિલથી વેપારીઓને નુકસાન શું? પહેલાં તો આ બિલથી કોઈ જાતની રાજકીય હિલચાલ થશે નહીં. પછી સુધારાઓ અપાય કે ન અપાય તે બન્ને નકામું છે. સરકાર જેને રાજદ્રોહી ગણે એવું લખાણ આપણી પાસે ગમે તે રીતે આવ્યું હોય તોપણ પોલીસ આપણને પકડી લઈ જઈ શકે. તે લખાણ બીજા કોઈ રાજદ્રોહના કાર્ય માટે વાપરવાનું નહોતું તેવું આપણે સાબિત કરીએ તોપણ આપણને સજા થાય અને તે ઉપર અપીલ કરી શકાય નહીં. એક સભાસદે એમ કહ્યું કે અપીલ તો ઇંગ્લંડમાં પણ નથી. પરંતુ ત્યાં બે જ્યૂરી છે. પહેલાં બાર જણની જ્યૂરી આગળ ગુનો સાબિત થાય તો પછી નવ જણની જ્યૂરી આગળ કામ ચાલે અને તેમાં બધા એકમતે ગુનેગાર ઠરાવે તો જ સજા થાય. હિંદમાં તો નથી જ્યૂરી કે નથી ઍસેસરો.

આ કાયદાની વિરુદ્ધમાં પ્રજાના બધા સભાસદો છે છતાં સરકાર તે પાસ કરવા કહે છે અને તેમને તે પ્રજાના પ્રતિનિધિ ગણતી નથી. પરંતુ જ્યારે લડાઈ માટે દશા કરોડ રૂપિયાની રકમ લેવાની વાત હતી ત્યારે એ જ સભાસદોને પ્રજાના આગેવાનો ગણીને રૂપિયા વિષે ઠરાવ કરવાનું તેમને જ માથે નાખ્યું હતું. કાયદાનો ખરડો સિલેક્ટ કમિટીમાં પડ્યો છે અને તેમાં થોડો ફેરફાર થશે પરંતુ ખરડાનો મુખ્ય હેતુ તો કાયમ જ રહેશે. માટે આપણે આ સભા વાજબી જ બોલાવી છે અને સરકારી સભાસદે કહ્યું છે તેમ આગેવાનોએ ચળવળ કરવાની જરૂર છે.

પ્રજાબંધુ ૨-૩-૧૯૧૯

# ૫

# ચોથી ગુજરાત રાજકીય પરિષદ

[તા. ૨૭-૨૮-૧૯૨૯ ઑગસ્ટ ૧૯૨૦ના રોજ અસહકાર વિષે વિચાર કરવા અમદાવાદમાં ચોથી ગુજરાત રાજકીય પરિષદ ભરવામાં આવી હતી તેના સ્વાગતપ્રમુખ તરીકેનું ભાષણ.]

સ્વાગતમંડળ તરફથી તેમ જ અમદાવાદની સમગ્ર પ્રજા તરફથી હું આજે આપને અંતઃકરણપૂર્વક આવકાર આપું છું. સામાન્ય રીતે આ પરિષદ વર્ષને અંતે, દિવાળીના અરસામાં ભરવાની પ્રથા છે. પરંતુ મહત્ત્વના અને અણધાર્યા સંજોગોને લીધે તેની આ બેઠક વહેલી બોલાવવાની જરૂર પડી છે. તેથી ટૂંક સમયમાં અને વરસાદની મોસમમાં પરિષદને અંગે કરેલી ગોઠવણોમાં આપને કંઈક ને કંઈક ખામીઓ જણાઈ આવશે અને તેથી કેટલીક અગવડો વેઠવી પડશે તે સારુ સ્વાગતમંડળ તરફથી હું આપની દરગુજર ચાહું છું.

### ગુજરાતનું પાટનગર

અમદાવાદ એ ગુજરાતનું પાટનગર છે. એની પ્રાચીન જાહોજલાલીના ઇતિહાસમાં ઊતરવાનો આ સમયે કશો ઉપયોગ હું જોતો નથી. વેપાર-ઉદ્યોગનું પણ એ મથક છે. પણ હાલના સમયમાં એની મહત્તા તો સાબરમતીને કાંઠે આવેલા પવિત્ર સત્યાગ્રહાશ્રમમાં રહેલી છે. ગુજરાત રાજકીય પરિષદનો પાયો નાખનાર અને હિંદુસ્તાનના રાજકીય જીવનના ચાલતા આવેલા પ્રવાહની દિશા બદલનાર કર્મવીર મહાત્મા ગાંધીજીએ સાબરમતીને કાંઠે

વાસ કરી અમદાવાદને જેવું દીપાવ્યું છે એવું તે કશાથી દીપ્યું નથી. નવજીવન દ્વારા ગુજરાતની પ્રજામાં સત્ય અને અહિંસાનું સિંચન તેઓ કરી રહ્યા છે, અને યંગ ઇન્ડિયા મારફતે આખા ભારતવર્ષને નિદ્રામાંથી જગાડી સ્વમાન અને સ્વધર્મનો મંત્ર શીખવી રહ્યા છે. સારા હિંદુસ્તાનની આંખ આ સમયે ગુજરાત ઉપર છે. એવા કટોકટીના સમયે ગુજરાત કયો માર્ગ ગ્રહણ કરે છે તે સૌ કોઈ જોઈ રહ્યું છે.

## સ્વ૰ લોકમાન્ય તિલક

ભારતની ભીડને પ્રસંગે સ્વરાજ્યની લડતના સેનાપતિ લોકમાન્ય બાળ ગંગાધર તિલક આપણને છોડી ચાલ્યા ગયા. એમની ખોટ કોણ પૂરી પાડી શકે એમ છે? 'સ્વરાજ્ય મારો જન્મસિદ્ધ હક છે અને હું (તેની ભીખ માગવાનો નહીં પણ) તે લેવાનો,' એ એમના જીવનનો મહાન સિદ્ધાન્ત હતો અને સ્વરાજ્ય મેળવવા માટે ભારે સંકટો ઉઠાવીને તેઓ અંતકાળ સુધી નીડરતાથી લડ્યા. હિંદુસ્તાનમાં અંગ્રેજી અમલ પછી નોકરશાહી સાથે તેનાં પોતાનાં જ હથિયારથી જીવલેણ લડત ચલાવનાર એવો બીજો કોઈ મહાન લડવૈયો આજ સુધી નીપજ્યો નથી. એમની અગાધ વિદ્વત્તા, એમનું નિર્મળ ચારિત્ર્ય, એમની નમૂનેદાર સાદાઈ, એમની વીરોચિત નીડરતા, એમની અનન્ય દેશભક્તિ અને સૌથી વધારે તો ભારતવર્ષમાં તેમણે જગાવેલો સ્વરાજ્યનો ધ્વનિ એ એમણે આપણે માટે મૂકેલો વારસો છે. તેનો આપણે જેમ ઉપયોગ કરીશું તેમ તે વધતો જશે. રાજામહારાજાઓનાં નામ ભુલાઈ ગયાં અને ભુલાઈ જશે પણ સ્વર્ગસ્થ લોકમાન્ય તિલક હિંદવાસીઓના હૃદયમાં ચિરકાળ વાસ કરી રહેશે. સત્તાધીશોની સત્તા તેમના મૃત્યુ સાથે જ સમાપ્ત થાય છે જ્યારે મહાન દેશભક્તોની સત્તા તેમના મૃત્યુ પછીથી જ ખરો અમલ ચલાવે છે. પ્રજા તેમના જીવનનું અનુકરણ કરવા પ્રયત્ન કરે છે, તેમના ગુણ ગાય છે અને અહોનિશ તેમનું સ્મરણ કરે છે. પ્રજા ઉપર તેમનો કેટલો પ્રેમ હતો તેનો પુરાવો એમના અવસાન વખતે મુંબઈની ચોપાટી ઉપરની મહાન મેદનીએ આપ્યો છે એવો કોઈની કલમ આપી શકે એમ નથી. આ પરિષદનું કાર્ય શરૂ થતાં પહેલાં આ મહાન નરના અવસાનનો શોક પ્રદર્શિત કરવાનો ઠરાવ કરવાની આપણી ફરજ છે.

## ખિલાફતનો અને પંજાબનો સવાલ

ખિલાફત અને પંજાબના પ્રકરણથી દેશમાં જે ગંભીર સ્થિતિ ઉપસ્થિત થઈ છે તે વિષે વિચાર કરવાને બનારસમાં ઑલ ઇન્ડિયા કૉંગ્રેસ

કમિટી મળી. અસહકારના વિષય ઉપર આ કમિટીએ ખૂબ ચર્ચા કરી અને છેવટે આ મહાન વિષયનો નિર્ણય કરવા ખાસ કૉંગ્રેસ બોલાવવાનો નિર્ણય કર્યો. કલકત્તામાં આવતા અઠવાડિયામાં કૉંગ્રેસ મળશે તે પહેલાં હિંદુસ્તાનની પ્રજાએ અસહકારના વિષય ઉપર ખૂબ વિચાર કરી પોતાનો મત કૉંગ્રેસને જાહેર કરવો એવો કમિટીએ ઠરાવ કર્યો છે. તેથી આ પરિષદ વહેલી ભરવામાં આવી છે. આ મહાન પ્રશ્નનો વિચાર ગંભીરપણે થવો જોઈએ. રાજકીય ચળવળનો પ્રવાહ વર્ષો થયાં એક જ દિશામાં વહેતો આવ્યો છે, અનેક કારણોથી તે પ્રવાહનો જોસ વધતો ગયો છે, મહાન યુદ્ધના પરિણામે તેની ગતિમાં ભારે બળ આવ્યું છે. અસહકારનો માર્ગ ચાલતી આવેલી દિશાથી વિરુદ્ધ છે અને ભારે જોસથી ચાલતા આવેલા પ્રવાહને તે દિશામાં લઈ જવાનો મહાન પ્રશ્ન આપણી સમક્ષ રજૂ થયો છે. અસહકાર એ પ્રજા અને રાજ્ય વચ્ચે નીતિ, નિયમ અને મર્યાદામાં રહીને ચલાવવાનું મહાન યુદ્ધ છે. એ યુદ્ધમાં બન્નેના બળની કસોટી રહેલી છે. યુદ્ધના નિયમોનું બન્ને પક્ષ પરિપૂર્ણ પાલન કરે તો એમાં એકે પક્ષને ગુમાવવાનું નથી. જીતનારને તો ખોવાનું હોય જ નહીં. ખરી રીતે તો ઉભય પક્ષને એમાંથી ઘણું મેળવવાનું છે. આ મહાન લડતનાં પરિણામ જેટલાં સુંદર છે તેટલી જ તે લડત કઠણ છે. શસ્ત્રબળ અને બુદ્ધિબળથી સારી આલમમાં જેણે ખ્યાતિ મેળવી છે, જર્મન જેવી સમર્થ પ્રજાને જેણે હમણાં જ મહાત કરી છે અને જીત ઉપર જીતના પરિણામે જે ઉન્મત્ત બનેલી છે તે સરકારની સામે માથું ઊંચકવું તે સહેલું કેમ હોઈ શકે? એમાં ભારે હિંમત અને ભોગ આપવાની શક્તિ હોવી જોઈએ. એમાં ભારે તાલીમની જરૂર છે. આ વિષયનો વિચાર કરવા આપણે આજે મળ્યા છીએ. અસહકારની તરફના તેમ જ તેની વિરુદ્ધના — બન્ને વિચારનાને આગ્રહપૂર્વક નોતરવામાં આવ્યા છે. ઉતાવળ અને અધીરાઈથી આ સવાલનો નિર્ણય લાવવાનો નથી. ઉભય પક્ષને ખૂબ ધીરજ અને સભ્યતાથી સાંભળવાની જરૂર છે. સ્વરાજ્ય ઇચ્છનાર પ્રજા પ્રજામતના કોઈ પણ પક્ષનો અનાદર કરી શકતી નથી. સર્વ પક્ષનું અંતિમ લક્ષ્ય તો એક જ છે. ફક્ત સાધનોની પસંદગીમાં જ મતભેદ છે. એવા મતભેદ પ્રામાણિક હોય એમાં શંકા કેમ લાવી શકાય? વિરુદ્ધ વિચારનો પક્ષ જેમ નાનો હોય તેમ તે પક્ષને વધારે વિનયથી સાંભળવાની અને તેના ઉપર વધારે શાંતિથી વિચાર કરવાની જરૂર છે. વિરુદ્ધ પક્ષ ન હોય તો વાદવિવાદ કે ચર્ચાને અવકાશ જ રહેતો નથી. કેવળ બહુમતીના બળના ગુમાનથી વિરુદ્ધ પક્ષની અવગણના કરનાર કે તેને તરછોડનારને પોતાનો મત

બળવાન સરકાર પાસે સ્વીકારાવવાનો દાવો કરવાનો શો અધિકાર છે? આ પરિષદ આ ગંભીર સવાલનો ફડચો ઘટતા વિવેક અને વિચારપૂર્વક કરે એવી મારી વિનંતી છે.

### લડાઈમાં હિંદની મદદ

સને ૧૯૧૪માં યુરોપમાં યુદ્ધ શરૂ થયું તે વખતે તે યુદ્ધમાં ઈંગ્લંડને કાંઈ સ્વાર્થ નથી, ઈંગ્લંડને લડાઈ કરવાની ઇચ્છા નથી, જર્મનીએ લડાઈમાં ઊતરવાની તેને ફરજ પાડી છે, નાનાં નાનાં રાજ્યોની સ્વતંત્રતાના બચાવની ખાતર તેમ જ સત્ય અને ન્યાયની ખાતર ઈંગ્લંડને તલવાર ખેંચવી પડી છે, એમ કહેવામાં આવ્યું. રણસંગ્રામમાં હિંદના લાખો સિપાઈઓ યુરોપ, આફ્રિકા અને એશિયાના જુદા જુદા મેદાનમાં પોતાનું લોહી રેડવા ગયા. આધુનિક સમયમાં હિંદુસ્તાનના જેવી ગરીબાઈ પૃથ્વીના પડ ઉપર કોઈ જગ્યાએ ભાગ્યે જ હશે. તેમ છતાં પોતાનાં કરોડો બાળકોને ભૂખે મરતાં રાખી દોઢ અબજ રૂપિયાની હિંદે ઈંગ્લંડને ભેટ કરી, કરોડો રૂપિયાનો કાચો માલ અને બીજી લડાઈની સામગ્રી હિંદુસ્તાનમાંથી લઈ જવામાં આવી. જે હિંદની વફાદારીને માટે ભારે શંકાઓ રાખવામાં આવી હતી તે હિંદની આવી અણધારી વફાદારી જોઈ ખુદ ઈંગ્લંડની પ્રજા આશ્ચર્યચકિત બની. લડાઈ દરમિયાન કોઈ પણ તકરારી વિષયની ચર્ચા નહીં કરવાની હિંદી સરકારની સલાહ આપણા આગેવાનોએ ઘણી જ ખુશીથી સ્વીકારી. પ્રેસ ઍક્ટ, ડિફેન્સ ઑફ ઇન્ડિયા ઍક્ટ અને સીડિશિયસ મીટિંગ્સ ઍક્ટનો દુરુપયોગ થયો તે પણ સહન કરી લીધો. ભરતી અને વૉર લોનના કામમાં જુલમ થતો જોયો છતાં કોઈએ મોંમાંથી વરાળ સરખી પણ કાઢી નહીં. ચોમેરથી સહુને ચૂપ રહેવાની સલાહ મળી. હિંદી અને ગોરા સિપાઈને સરખા હક આપવાની શરતે મદદ કરવાની સલાહ અયોગ્ય ગણાઈ. ડાહ્યા અને વિચક્ષણ આગેવાનોએ સામ્રાજ્યને અણીને પ્રસંગે મદદ આપતાં કોઈ પણ જાતની શરત કરવી એમાં ખાનદાનીના ભંગનો દોષ જોયો. એમાં હિંદનું ભૂષણ નથી એમ માન્યું, બ્રિટિશ પ્રજાની ઉદારતા અને ન્યાયબુદ્ધિ ઉપર તેમ જ બ્રિટિશ પ્રધાનોનાં પ્રસંગોપાત્ત ઉચ્ચારેલાં ઉદાર વચનો પર અતિશય વિશ્વાસ રાખ્યો. આપણા મુસલમાન ભાઈઓએ તો વફાદારીની હદ વાળી. મુસલમાન કોમની બે આંખ સમાન અલીભાઈઓને લડાઈની શરૂઆતથી તે લડાઈ પૂરી થતા સુધી અટકમાં રાખ્યા. અને કેટલાંયે મુસ્લિમ પત્રો પ્રેસ ઍક્ટનો ભોગ થઈ પડ્યાં, છતાં ખુદ ટર્કીની સામે હજારો બહાદુર મુસલ-

માનોએ ઇંગ્લંડના વડા પ્રધાનનાં અને બીજા પ્રધાનોનાં વચનો ઉપર વિશ્વાસ રાખી પોતાના પ્રાણ ખોયા.

## આપભોગનાં ઇનામ

અંતે લડાઈ પૂરી થઈ. સામ્રાજ્યની જીત થઈ. પરિણામે આપણને શું મળ્યુ તેનો હિસાબ તપાસીએ. લડાઈ બંધ થઈ કે તરત જ હિંદી સરકારે હિંદના હિતને નામે વ્યક્તિની સ્વતંત્રતાનો જડમૂળથી નાશ કરે એવા રોલેટ નામથી ઓળખાતા કાયદાની ભેટ અતિશય આગ્રહપૂર્વક કરી. હિંદુસ્તાન વિસ્મય પામ્યું. દેશમાં એક છેડાથી બીજા છેડા સુધી હાહાકાર વર્ત્યો. જે વખતે આખી દુનિયામાં આત્મનિર્ણયના સિદ્ધાંતની વાતો ચાલી રહી હતી તે વખતે મુઠ્ઠીભર પરદેશીઓએ ડહાપણના ઇજારાનો દાવો કરી, એકત્ર પ્રજામતનો તિરસ્કાર કરી, હિંદને પરતંત્રતાની બેડીઓ પહેરાવવાની ધૃષ્ટતા કરી. ભીડને પ્રસંગે સામ્રાજ્યને મદદ કરતાં શરત કરવામાં ખાનદાનીના ભંગનો દોષ જોનારાઓની સલાહને પણ તરછોડી. સરકારે પોતે નીમેલા કાઉન્સિલના સભાસદો જે હમેશાં દરેક કામમાં સરકારના પક્ષમાં જ ઊભા રહેનારા, તેમની પણ સલાહ આ પ્રસંગે વ્યર્થ ગઈ. આ અવિચારી પગલું ભર્યું તેનાં પરિણામ જગજાહેર છે. પંજાબના હાકેમની જુલમી રાજનીતિના ભાર નીચે કચડાયલી પ્રજા બળી રહેલી હતી. રોલેટ કાયદાની સામે ચાલતી ચળવળ જોરથી દાબી દેવાની નીતિ ગ્રહણ કરી સરકારે બળતામાં ઘી હોમ્યું. મહાત્મા ગાંધીજીને પંજાબમાં જતા અટકાવ્યા, અમૃતસરના આગેવાનોને અલોપ કરી દીધા. પરિણામે પ્રજાનો કેટલોક ભાગ ગાંડો બની ગયો અને ક્ષણિક ગાંડપણમાં એણે અનેક અત્યાચારો કર્યા. ગુસ્સાના આવેશમાં ભાન ભૂલી જઈ લોકોએ કરેલા અત્યાચારોનો આપણે બચાવ નથી કરી શકતા. સરકાર તે અત્યાચારો અટકાવવાને ઘટતી સખ્તાઈથી કામ લે અને અપરાધીઓને દોષવાન ઠર્યે સજા કરે એમાં કાંઈ ખોટું કહેવાય નહીં. નિર્દોષ માણસોનાં ખૂન થાય, સરકારી મકાનો બળાય, દેવળો બળાય, સ્ત્રીઓ ઉપર હુમલા થાય, ત્યારે સરકાર ગુસ્સે થાય અને કેટલેક અંશે સખ્તાઈની મર્યાદા સાચવી ન શકે તે સમજી શકાય તેમ છે. અત્યાચારોના પ્રમાણમાં પંજાબમાં સરકારે સખ્તાઈ કરી હોત તો આપણે બોલવાનું રહેત નહીં. પણ સરકારે તો જુલમ કરવામાં કાંઈ મણા રાખી નહીં. કોઈ સુધરેલા રાજ્યના ઇતિહાસમાં પ્રજા ઉપર આવો જુલમ કર્યાનો દાખલો જોવામાં આવતો નથી. જર્મનીએ બેલ્જિયમમાં કરેલા અત્યાચારોને તે ભુલાવે તેવો છે. આ અત્યાચારોની જવાબદારીમાંથી અપરાધી અમલદારોને

બચાવવાને ખાતર સરકારે મુક્તિનો કાયદો પસાર કર્યો. ત્યાર પછી આ પ્રકરણની તપાસ કરવા કમિટી નિમાઈ. આવી કમિટીઓના ન્યાયમાં શ્રદ્ધા રાખનારાઓએ કકળતી પ્રજાના પોકારને શાંત કરી દીધો અને સૌને તે કમિટી ઉપર આસ્થા રાખવાની સલાહ આપી. સુરતની પરિષદ વખતે એ જ કારણ આગળ ધરી નામદાર વાઇસરૉયને પાછા બોલાવી લેવા બાબતનો ઠરાવ બંધ રખાવ્યો. પણ એ કમિટીએ તો ઢાંકપિછોડો કર્યો. સરકારે પસંદ કરેલા ત્રણે હિંદી ગૃહસ્થો એકમતે જુદા પડ્યા અને કમિટીમાં શ્રદ્ધા રાખનારાઓનાં મોઢાં બંધ થઈ ગયાં. વરિષ્ઠ કોર્ટમાં ન્યાય આપવાને સર ચિમનલાલ સેતલવડ લાયક ગણાયા, પણ કાળા-ગોરાની વચ્ચે ન્યાય કરવામાં એમની શક્તિ ઉપર ભરોસો મુકાયો નહીં. કમિટીમાં નિમાના પહેલાં જ સર ચિમનલાલે સત્યાગ્રહની વિરુદ્ધ પોતાના વિચારો દર્શાવ્યા હતા. એટલે એમના રિપોર્ટમાં સત્યાગ્રહની વિરુદ્ધ જે લખાણ છે તેથી કોઈને અચંબો નહીં થાય. પ્રણ સરકારને તો એ રિપોર્ટનો તેટલો જ ભાગ પસંદ પડી ગયો. તેનો ઉપયોગ પણ થયો અને હજુ થશે. આમની સભા એ બ્રિટિશ ન્યાયની છેલ્લી અદાલત છે. ઈશ્વરના અસ્તિત્વ કરતાં બ્રિટિશ ન્યાયમાં વધારે આસ્થા રાખનાર આ દેશમાં પડેલા છે. આમની સભાએ તેમનાં અંધકારનાં પડળ ઉઘાડી નાખ્યાં. કોઈ માણસ પથ્થરને હીરો માની લાંબા કાળ સુધી સાચવી રાખી ભીડને પ્રસંગે વટાવવા જાય અને પસ્તાય તેમાં પથ્થરનો શો દોષ? બ્રિટિશ ન્યાયમાં શ્રદ્ધા રાખવાથી અત્યારે આપણી એ દશા થઈ છે. સાધારણ રીતે સ્વાર્થ ન હોય ત્યાં એક અંગ્રેજ અમલદાર અદલ ઇન્સાફ તોળી શકે છે તેમાં કંઈ શક નથી. પણ હિંદુસ્તાનમાં બ્રિટિશ અમલ દરમ્યાન કેટલાયે હિંદીઓ ગોરાઓને હાથે મૂએલાના દાખલા છે પણ એક એવો દાખલો નથી કે જેમાં એક દેશીનું ખૂન કર્યા બદલ એક અંગ્રેજને ફાંસીને લાકડે લટકાવ્યો હોય. ઉમરાવની સભામાં ઉમરાવોએ પોતાની ખાનદાની બતાવી દીધી! પંજાબનાં ગંભીર દુઃખોની ઠેકડી કરી, એક હિચકારા ગોરા અમલદારની ઇજ્જત સાચવવા ખાતર સેંકડો નિરપરાધી માણસોનાં ખૂન ભૂલી જવાયાં, તેને બહાદુર લેખવામાં આવ્યો અને નિર્દોષ માર્યા ગયેલાઓને બળવાખોર ઠરાવવામાં આવ્યા. આટલું થયા પછી બ્રિટિશ ન્યાયમાં શ્રદ્ધા કેમ રાખી શકાય? ઉમરાવની સભાએ હિંદના સ્વમાનને સખત ફટકો માર્યો તેથી આખું હિંદુસ્તાન મૂર્છા ખાઈ પડ્યું, દેશમાં સર્વત્ર અંધકાર વ્યાપી ગયો, કોઈને દિશા સૂઝી નહીં, સહુના હાથ હેઠા પડ્યા અને વિચાર કરવા લાગ્યા કે હવે શું કરવું? ઉમરાવની સભામાંથી લૉર્ડ સિંહા આપણને સલાહ આપે છે કે ગઈ ગુજરી વિસારી દો.

લોર્ડ સિંહાની નિમણૂક થઈ ત્યારે હિંદુસ્તાન હર્ષઘેલું થઈ ગયું હતું. બ્રિટિશ ન્યાયબુદ્ધિ ઉપર આપણે ફિદા થઈ ગયા હતા. એ સિદ્ધ કરી આપે છે કે આપણી રાજકીય વિષયોમાં કેટલી ટૂંકી દૃષ્ટિ છે. એક હિંદીને ઉમરાવની સભામાં બેસાડવાથી હિંદનું ભવિષ્ય શું ઊઘડયું? ઉમરાવની સભામાં પંજાબ પ્રકરણ વખતે લોર્ડ સિંહા ન હોત તો હિંદને શું નુકસાન હતું? તેમની હાજરીથી આપણને શો લાભ થયો? પંજાબનું નાક કાપી હિંદુસ્તાનની ઇજ્જત ઉપર હાથ નાખ્યો અને ન્યાય આપવાને બદલે અસહ્ય દુઃખમાં પીડાતી પ્રજાના દુઃખની મશ્કરી કરી તે કેમ ભૂલી જવાય? લશ્કરી અમલ દરમ્યાન પંજાબમાં ત્રાસ વર્તાવવા બુદ્ધિપૂર્વક કતલ ચલાવી, પંજાબીઓનાં નાક ઘસાવ્યાં, તેમને પેટે ચલાવ્યા, જાહેર રસ્તામાં ઊભા રાખી ફટકા લગાવ્યા, શહેર વચ્ચે ફાંસીના માંચડા ઊભા કર્યા, વિમાનમાંથી ગોળા ફેંક્યા, વિદ્યાર્થીઓને સોળ સોળ માઈલ ચલાવ્યા, આગેવાનોને પકડી પકડી કેદમાં પૂર્યા, ખોટા પુરાવા ઊભા કરવા જુલમ કર્યા, પીવાનાં પાણી બંધ કર્યાં, હિંદુમુસલમાનના ઐક્યની ચેષ્ટા કરી, સ્ત્રીઓની લાજ લૂંટી અને એવાં બીજાં અનેક પ્રકારનાં રાક્ષસી કામ કર્યાં એ બધું આપણે કેમ ભૂલી જઈ શકીએ? કોંગ્રેસ કમિટીએ ઘણી જ નરમ ભલામણો કરી તેનો પણ સ્વીકાર ન થયો. જુલમ કરનાર અમલદારો પૈકી કોઈને પસ્તાવો ન થયો, પણ ગર્વથી તેઓ પોતાનાં કૃત્યોની પ્રશંસા કરવા લાગ્યા. આ દુઃખ અને અપમાન ભુલાવવાનો ઉપાય સરકારના હાથમાં હતો. સરકારે એ અમૂલ્ય તક ગુમાવી. હિંદની ધારાસભામાં પેટે ચાલવાના હુકમ વિષે ચર્ચા ચાલી ત્યારે જુગારીઓ કે દારૂડિયાઓનું ટોળું ભરાઈ જેવી ભાષા વાપરે તેવી ભાષા કેટલાક સરકાર પક્ષના સભાસદોએ વાપરી અને પેટે ચાલનારની મશ્કરીઓ કરી. ભલા પંડિત મદનમોહન માલવીયજીનું અપમાન કરવામાં કંઈ બાકી રાખી નહીં. સેંકડો ખૂન કરવામાં જનરલ ડાયરની દાનત સાફ હતી, એણે ફક્ત ગણતરી કરવામાં ભૂલ કરી, એણે હિંદુસ્તાનને બચાવ્યું, એમ આમની સભામાં અને ઉમરાવની સભામાં એના બચાવમાં કહેવામાં આવ્યું એ શું ભુલાય એવું છે? સર માઇકલ ઓડવાયર જે આ બધા અત્યાચારો માટે મુખ્ય જવાબદાર છે તેણે કરેલી પંજાબની સેવાઓ યાદ કરીને પ્રધાનમંડળે એની પ્રશંસા કરી. પંજાબે જે સેવાઓ કરી તે પાણીમાં ગઈ; અને લડાઈ દરમ્યાન વફાદારીમાં અગ્રેસર ગણાયલું અને લડાઈમાં સૌથી વધારે ભોગ આપનાર તરીકે પંકાયલું, એવા પંજાબ ઉપર બળવો કર્યાનું જૂઠું અને દુષ્ટ કલંક ઠોકી બેસાડવામાં આવ્યું. આખા પંજાબના તોફાનમાં કોઈ પણ જગાએ પ્રજા તરફથી એક બંદૂકનો અવાજ સરખો

પણ થયો હોય એવું હંટર કમિટી આગળ પડેલા પુરાવા ઉપરથી જણાતું નથી. છતાં આધુનિક શસ્ત્રોથી સજ્જ થયેલા લશ્કર સામે બળવો કર્યાનું કહેવું એ ધૃષ્ટતાની પરિસીમા છે. આ બધું ભૂલી જવાની સલાહ આપનારને હું વિનયપૂર્વક પૂછું છું કે તમે હિંદુસ્તાનને શું શીખવવા માગો છો? દુનિયાના કોઈ પણ દેશમાં આવો અત્યાચાર થાય અને અપરાધીઓને શિક્ષા કરવાને બદલે અત્યાચારને હસી કાઢવામાં આવે તેનું પરિણામ શું આવે તે સહેજે કલ્પી શકાય તેવું છે. ત્યારે શું આપણે જેટલું અપમાન થાય તેટલું સહન કરતાં શીખવું? હિંદુસ્તાનને આ પ્રમાણે અપમાન સહન કરતાં શીખવવાની સલાહ આપવાનો કોને અધિકાર છે? ઊછરતી પ્રજા એવી સલાહ આપનારને ભવિષ્યમાં, અરે થોડા જ વખતમાં કહેશે કે એવો માણસ પોતાને ખાતર નહીં તો પોતાના દેશની ખાતર જન્મ્યો જ ન હોત તો ઘણું સારું થાત. ભવિષ્યની પ્રજાનો આપણા ઉપર કંઈક તો હક છે. આપણે એમના ટ્રસ્ટી છીએ. જો આપણે અપમાનનો જ વારસો એમને માટે મૂકી જઈએ તો આપણી દોલત ને આપણી સાહેબી તેમને શા કામની છે? આપણે આ અપમાન ગળી જઈએ તો સુધરેલી પ્રજાઓ આપણો તિરસ્કાર કરે તેમાં શી નવાઈ? અંગ્રેજ પ્રજાના ભાગીદાર થવાનો આપણે દાવો કેમ કરી શકીએ?

## મુસલમાનોની દશા

હવે આપણા મુસલમાન ભાઈઓની શી દશા થઈ તે વિચારીએ. તુર્કીના રાજ્યના ભાગલા પડ્યા, કૉન્સ્ટેન્ટિનોપલમાં સુલતાનને એક કેદી જેવો બનાવ્યો, સીરિયાને ફ્રાન્સે પચાવી પાડ્યું, સ્મર્ના અને થ્રેસ ગ્રીસ ગળી ગયું, અને મેસોપોટેમિયા અને પૅલેસ્ટાઈનનો કબજો આપણી સરકારે લીધો. અરબસ્તાનમાં પણ પોતાનો કાબૂ રાખી એક નામનો હાકેમ ખડો કરી દીધો. ખુદ વાઇસરૉય સાહેબે પણ કબૂલ કર્યું કે સુલેહની કેટલીક શરતો મુસલમાન કોમને દુભાવે તેવી છે. લડાઈ દરમ્યાન વડા પ્રધાને હિંદના મુસલમાનોને આપેલાં પવિત્ર વચનોનો ભંગ કરી, તે કોમની લાગણીનો અનાદર કરી, કેવળ સ્વાર્થબુદ્ધિથી મિત્ર રાજ્યોએ ખલીફની સત્તાનો નાશ કર્યો. આ અન્યાયથી આખી મુસલમાન કોમનું હૃદય ચિરાઈ ગયું છે. તેમને ભારે અન્યાય થયો છે એ વિષે બે મત નથી. એવી સ્થિતિમાં તેમણે શું કરવું તેનો નિર્ણય સેન્ટ્રલ ખિલાફત કમિટીએ કરી દીધો છે. આ પરિષદને એ સવાલનો પણ નિર્ણય કરવો ઘટે છે. મુસલમાનોની આવી દુઃખી સ્થિતિમાં હિંદુઓ તટસ્થ રહી શકતા

નથી. હિંદુઓ તેમની મિત્રતા ઇચ્છતા હોય તો તેમનાં દુઃખમાં તેમણે ભાગ લેવો જ જોઈએ. કેટલાક એવી દલીલ કરે છે કે તુર્કીના પ્રતિનિધિઓએ સુલેહની શરતો સ્વીકારી, સહી કરી દીધી એટલે હવે હિંદુસ્તાનને બોલવાનો શો હક છે? બંદૂક બતાવી કરાવેલી સહીથી અન્યાય કંઈ ન્યાય થતો નથી અને ન્યાય માગનારનો હક તેથી નાબૂદ થતો નથી. લશ્કરી અમલ દરમ્યાન પંજાબીઓને પેટે ચલાવનાર અમલદારોએ એવો વિચિત્ર બચાવ કરેલો કે લોકો ખુશીથી પેટે ચાલતા હતા અને કેટલાક તો આ હુકમ પર ફિદા થઈ બબ્બે ત્રણ ત્રણ વખત પેટે ચાલી ગયા અને છેવટે તેમને રોકવા પડ્યા. વળી તેમણે એમ પણ કહેલું કે માર્શલ લૉ એટલો બધો લોકોને ગમ્યો કે તેઓ 'માર્શલ લૉકી જય' બોલવા લાગ્યા અને માર્શલ લૉ ચાલુ રાખવાની આજીજીઓ કરવા લાગ્યા. આથી શું માર્શલ લૉના અન્યાય વિરુદ્ધ બોલવાનો હક જતો રહ્યો?

## અસહકાર

પંજાબ અને ખિલાફતની બાબતમાં થતો અન્યાય અટકાવવા આપણે જાણીતા તમામ ઉપાયો અજમાવ્યા, ગામેગામ સભાઓ ભરી, ઠરાવો કર્યા, વાંધાના પોકાર કર્યા, તારો કર્યા, ડેપ્યુટેશનો મોકલ્યાં, પ્રધાનોએ આપેલાં ગંભીર વચનોની યાદ આપી, પણ તે બધું નિષ્ફળ ગયું. ન્યાય મેળવવાની ચાલતી આવેલી પ્રથા નકામી છે એમ આપણને ભાન થયું. આપણે ઘણા વખતથી અવળે માર્ગે જ દોરાયલા એવો પણ ભાસ થયો. પણ જે થયું તે ના થયું થનાર નથી એમ સમજી, હવે એ રસ્તે ન જ જવું એટલો તો નિશ્ચય કરવો જ જોઈએ. આપણે કંઈ પણ ન કરીએ તોપણ એટલું જરૂરનું છે કે હવે આપણે ઠગાવું નહીં. હિંદુસ્તાનની અધોગતિ થવા દેવી કે આ સમયે કમર કસીને તેને પડખે ઊભા રહેવું તે આગેવાનોના હાથમાં છે. પ્રજા તેમના સામું ટગર ટગર જોઈ રહી છે. મહાત્મા ગાંધીજી અસહકારનો માર્ગ ગ્રહણ કરવાની સલાહ આપી રહ્યા છે. ખિલાફત કમિટીએ એ સલાહ સ્વીકારી છે. આ સ્થળે અમૃતસરની કોંગ્રેસના છેલ્લા દિવસની બેઠકનો ચિતાર મારી આંખઆગળ ખડો થાય છે. હિંદુ, મુસલમાન અને શીખનાં લોહીથી તાજી ખરડાયેલી જલિયાંવાલા બાગની ભૂમિનો સ્પર્શ કરી, પંજાબના ત્રાસથી ક્રોધે ભરાયેલા ડેલીગેટોથી ચિકાર મંડપ વચ્ચે મહાત્મા ગાંધીજીએ ટોપી ઉતારી શુદ્ધ સહકારનો માર્ગ ગ્રહણ કરવા અને શહેનશાહી ઢંઢેરાનાં ઉદાર વચનો ઉપર વિશ્વાસ રાખી મિત્રતાનો લંબાવેલો હાથ પ્રેમથી પકડી લેવા અને અવિશ્વાસનો ત્યાગ કરવા ગદ્ગદ કંઠે પ્રાર્થના કરી.

તે જ મહાત્મા આજે આખા હિંદુસ્તાનમાં અસહકારનો પોકાર મુક્ત કંઠે કરી રહ્યા છે. બ્રિટિશ રાજ્યબંધારણમાં એમના જેટલી શ્રદ્ધા કોઈને ભાગ્યે જ હશે. અંગ્રેજ પ્રજા ઉપર તેઓ મોહિત છે. એમના જેવી સામ્રાજ્યની શુદ્ધ સેવાઓ કોણે કરી છે? કેળવાયેલા આગેવાનોમાં ઘણાએ સત્તા અને સ્વાર્થવાળા મોટા મોટા હોદ્દાઓ શોભાવી સેવા કરેલી છે. પરંતુ એમણે જેવી ઝૂલુ અને બોઅર લડાઈઓમાં સિપાઈગીરી કરી નિઃસ્વાર્થ અને શુદ્ધ સેવા કરી છે એવી બીજા કોણે કરી છે? મિ. મોન્ટેગ્યુ એમના ઉચ્ચ ચારિત્ર્યનાં અને એમની સેવાઓનાં વખાણ કરે છે. પરંતુ રાજકીય દૃષ્ટિએ જોતાં એવા ઉચ્ચ ચારિત્ર્યવાન પુરુષો ભયંકર છે એમ તે કહે છે. એમાં એમની દૃષ્ટિએ કેટલુંક સત્ય રહેલું છે. મલિન રાજનીતિ ચલાવનાર સરકારને ઉચ્ચ ચારિત્ર્યવાન પુરુષનો હમેશાં ભય રહે છે; પણ શુદ્ધ રાજનીતિવાળા રાજ્યના તો એવા જ પુરુષો સ્તંભરૂપ છે. પ્રજાની એમણે જેવી ભારે સેવાઓ કરી છે તેવી બીજો કોણ કરી શકશે? આપણને અત્યારે બીજો કોઈ માર્ગ સૂઝતો નથી. આગેવાનો પૈકી કોઈ બીજો માર્ગ બતાવી શકતા નથી. ત્યારે આપણે માટે એક જ માર્ગ ખુલ્લો છે તેનો શું આપણે ત્યાગ કરીશું? કેટલાક આગેવાનોએ અસહકારની વિરુદ્ધ મેનિફેસ્ટો કાઢ્યો છે. તેમની માન્યતાના પ્રામાણિકપણા વિષે શંકા લાવવાનું કારણ નથી. દરેક બુદ્ધિમાન સદ્વિચાર કરે, અચકાય, તેમાં રહેલા જોખમનું માપ કાઢે અને તેમ કરતાં મતભેદ પડે તે બનવાજોગ છે. આ બધાનો સચોટ અને વિગતવાર રદિયો મહાત્મા ગાંધીજીએ પોતાના મદ્રાસના ભાષણમાં હમણાં જ આપી દીધો છે એમાં હું શું વધારો કરી શકું? કેટલાક તો અસહકારમાં ધર્મભંગનો દોષ જુએ છે. હું એમના જેટલી વિદ્વત્તાનો કે ધર્મનાં તત્ત્વોના જ્ઞાનનો દાવો કરતો નથી. છતાં હું એમને પૂછું છું કે પ્રજાને અસહકારમાં નહીં જોડાવા, અસહકારથી દૂર રહેવા, ટૂંકામાં અસહકારવાદીઓની સાથે અસહકાર કરવાની સલાહ આપનાં ધર્મભંગનો દોષ ક્યાં જતો રહે છે? આપણે સર નારાયણ ચંદાવરકરને એટલું તો વિનયપૂર્વક પૂછી શકીએ છીએ કે જે સામ્રાજ્યમાં સર માઇકલ ઓડવાયર જેવા 'સર'નો ઇલકાબ ધારણ કરી શકે છે અને સર રવીન્દ્રનાથ ટાગોર જેવા મહાન કવિને પોતાનો 'સર'નો ઇલકાબ ફેંકી દેવો પડે છે અને જેને આપ માથું નમાવવા લાયક 'પ્રોફેટ' ગણો છો તેમને પણ પોતાના ચાંદાનો ત્યાગ કરવો પડે છે ત્યારે આપને 'સર'નો ઇલકાબ પાછો સોંપી દેવામાં ગીતાજીના કયા શ્લોકનો બાધ આવે છે?

## હાથ જોડીને બેસી રહેવામાં સમાયેલું જોખમ

અસહકારમાં જોખમ છે, એમાં તોફાન થવાનો ભય છે, એમ આપણે સાંભળીએ છીએ. જોખમ છે એ ખરી વાત છે. સ્વતંત્રતા સહેલાઈથી દુનિયામાં કયા દેશને મળી છે? મૂંગા બેસી રહેવામાં ઓછું જોખમ છે?

હાલની સ્થિતિમાં હાથ જોડીને બેસી રહેવામાં પ્રજાના આપઘાત સિવાય બીજું શું છે? નસ્તર મૂકવા સિવાય જિંદગી બચવાનો સંભવ ન હોય તો થોડુંઘણું જોખમ વેઠીને પણ નસ્તર મૂકવાની સારો દાક્તર સલાહ આપશે. મુસલમાન કોમ સ્વભાવે ઝનૂની છે. તેને અસહકારને માર્ગે દોરી ન હોત તો આજે હિંદુસ્તાનમાં કેટલી ખુનામરકી થઈ હોત તેનો કોઈએ ખ્યાલ કર્યો છે? સરકાર એ ખુનામરકીને દાબી શકત એમાં કંઈ શંકા નથી. પણ તેથી કંઈ ખુનામરકી થતી અટકત નહીં. હજારો મુસલમાનો અત્યારે હિજરત કરે છે તે ઉપરથી તેમની ધર્મની લાગણી કેટલી દુભાઈ છે તેનું માપ આપણે કાઢી શકીએ છીએ. એ લાગણીને માર્ગ ન આપવાનું શું પરિણામ આવે તેનો સરકારે તેમ જ અસહકારના વિરોધીઓએ વિચાર કરવાની જરૂર છે. અસહકારના વિરોધીઓ અસહકારની વિરુદ્ધ ચળવળ કરવા કરતાં પ્રજાને ખુનામરકીથી દૂર રહેવાની તાલીમ આપવામાં જો પોતાની બુદ્ધિ અને શક્તિનો ઉપયોગ કરશે તો સરકાર અને પ્રજાની સારી સેવા કરી શકશે. જોખમના ડરથી પ્રજાની ઉન્નતિના મહાન અખતરા કોઈએ છોડી દીધા છે ખરા? આટલું મોટું સામ્રાજ્ય બાંધનારાઓએ જોખમનો ડર રાખ્યો હોત તો આજે તેનું અસ્તિત્વ ક્યાંથી હોત? રેલવેની તેમ જ આગબોટની મુસાફરીમાં અકસ્માતનો ભય તો છે જ. તેથી શું તેની મુસાફરી નહીં કરવાની સલાહ કોઈ આપશે? જોખમ ન થાય તેને માટે બને એટલી સાવચેતી રાખવી એ ડાહ્યા માણસનું કર્તવ્ય છે. રોલેટ કાયદો, મુદ્રિતનો કાયદો, પંજાબનો અન્યાય, ખિલાફતનો અન્યાય વગેરે સરકારની રાજનીતિ સામે પ્રજાને જાગ્રત કરી. પછી જ્યારે સરકાર ન માને ત્યારે દરેક વખતે પ્રજાને પછડાતાં જોઈએ અને તેમાંથી બચી જવાનો કોઈ માર્ગ બતાવે તો તેમાં આડો પગ મૂકીએ તો પ્રજાની ચડતી શી રીતે થાય? અસહકારમાં ભય હોય તો બીજો કોઈ માર્ગ સૂચવવો જોઈએ. બંગાળાના ભાગલાથી પ્રજાનું જે અપમાન થયું હતું તેના કરતાં ખિલાફત અને પંજાબના અન્યાયો શું ઓછા અપમાનકારક છે? તે વખતે આખા દેશમાં ભડકો સળગાવનારાઓને અત્યારે કંઈ જ લાગતું નથી? શું હિંદુસ્તાનમાંથી પુરુષત્વ નાબૂદ થઈ ગયું છે?

## સુધારા ધૂળ જેવા છે

આપણી સામે સુધારાની જાળ પાથરવામાં આવી છે. સૌથી વધારે ભય તો આ જાળમાં ફસાવામાં રહેલો છે. સુધારા ધૂળ જેવા છે. એમાં આપણું કંઈ વળે તેમ નથી. ખુનામરકી જેમ આપણને પછાડનારી છે તેમ આ સુધારા આપણને પછાડનારા છે. હાલનું ચાલતું રાજ્યતંત્ર પ્રજાનું વિત્ત, અને નૂર ચૂસી લઈ તેને કચડી નાખનાર યંત્ર જેવું છે. તેમાંથી થોડાક વિલાયતી ભાગ ખસેડી દેશી ભાગ ગોઠવવાથી શું ફેર પડવાનો છે? એક દેશી ગવર્નર થવાથી આપણો શું ઉદ્ધાર થવાનો છે? અંગ્રેજ ગવર્નરોમાં ઉમદા ખવાસના અને ચારિત્ર્યવાન ક્યાં નથી હોતા? પોતાના ઉપર પ્રાણઘાતક હુમલો થયા છતાં ચાંદનીચોકમાં કે દિલ્હીમાં કોઈનો વાળ પણ વાંકો ન થવા દીધો એવા નામદાર લૉર્ડ, હાર્ડિંજ જેવા મહાન પુરુષો એમનામાં ક્યાં નથી મળી આવતા? પણ ગટરમાં ગંગાજળના ચાર છાંટા નાખવાથી ગટર થોડી જ પવિત્ર થવાની હતી? જ્યાં સુધી આખી રચનામાં ફેરફાર થાય નહીં, હિંદનું રાજતંત્ર હિંદના હિતને માટે ચલાવાય નહીં, પરદેશીઓના હિતને જ, અગ્રપદ આપવામાં આવે, અંગ્રેજ નોકરોને રીઝવીને જ થોડાઘણા નામના સુધારાઓ મહેરબાનીદાખલ આપવામાં આવે, ન્યાય, સ્વતંત્રતા અને સમાનતાના હક આપવામાં ન આવે અને આપણે જેની ભાગીદારી ઇચ્છીએ છીએ તેમાંનો મોટો ભાગ આપણા ઉપર ઝેર અને તિરસ્કારની નજરથી જુએ, ત્યાં સુધી એ સુધારાની જાળમાં ફસાવાથી આપણને શો લાભ થશે? પંજાબના જેવું ફરીથી નહીં બને એની સુધારામાં શી ખાતરી છે? દક્ષિણ આફ્રિકામાં, પૂર્વ આફ્રિકામાં અને ફીજીમાં આપણી જે દયાજનક સ્થિતિ છે તેમાં આ સુધારાથી શો ફેર પડવાનો? આપણે ઘેર જ આપણું માન ન હોય તો પરદેશમાં ક્યાંથી હોય? વળી, સુધારાનું આપણે કેટલું દામ આપવું પડ્યું છે? ઊંચા હોદ્દાઓની નોકરીના ખર્ચમાં ઘટાડો કરવાની આપણે વર્ષોનાં વર્ષોથી માગણી કરતા આવ્યા છીએ ત્યારે સુધારા અમલમાં આવતા પહેલાં સનંદી, લશ્કરી અને બીજા ઊંચા હોદ્દાઓના નોકરોના ખર્ચમાં દર વર્ષે પચીસ કરોડના વધારા કરી તે બાબત ટીકા કરવાની સત્તા છીનવી લીધી અને પ્રજાની સુખાકારી અને કેળવણીના ખર્ચનાં ખાતાં આપણને સોંપવામાં આવ્યાં. પ્રજા આવા સુધારા ઇચ્છતી નથી. તે તો ભૂખમરામાંથી બચવા માગે છે, અપમાનમાંથી ઊગરવા માગે છે, સ્વતંત્રતાની હવામાં શિછરવા માગે છે. તેમાંનું આ સુધારામાં તમો શું અપાવી શકો તેમ છો?

## ધારાસભાનો બહિષ્કાર

ચુનંદા મુસલમાનોએ ધારાસભાની ઉમેદવારી છોડી દીધી, સાચા મુસલમાનો ધારાસભાની ઉમેદવારી નહીં કરે તો હિંદુઓ ત્યાં કોની સાથે જઈને બેસવાના? સહકારનું વાતાવરણ જ ક્યાં છે? વાતાવરણ તો ઝેરથી ભરેલું છે. દેખતી આંખે આંધળા થવાથી શો ફાયદો છે? હિંદુસ્તાનમાં વસતા અંગ્રેજોમાંનો મોટો ભાગ આપણને ધિક્કારે છે, તેમનાં વર્તમાનપત્રો ઝેર વરસાવી રહ્યાં છે, તેમની સ્ત્રીઓ પણ તે જ મત ધરાવે છે. આપણે જેને પૂજ્ય ગણીએ છીએ તેને તેઓ ફાંસી દેવાની ભાવના રાખે છે. આપણે જેને ફાંસી દેવા લાયક માનીએ છીએ તેને તેઓ પૂજ્ય ગણે છે. સરકારી નોકરોએ 'ડાયર' ફંડમાં નાણાં નહીં ભરવાં એવો સરકારે હુકમ કાઢ્યો તે ઠીક કર્યું. પણ તેથી શું એમની મનોવૃત્તિમાં કાંઈ ફેરફાર થઈ ગયો? ધારવાડના કલેક્ટરને સરકારે ફરજ પાડી તેથી તેણે પોતાનો બેવકૂફી-ભરેલો પત્ર રદ કર્યો. પરંતુ તેથી કંઈ તેના વિચાર બદલાયા? તે તો મૂર્ખ એટલે મનમાં હતું તે તેણે બહાર કાઢી દીધું. પણ તેવા વિચારના તો બીજા કેટલાયે હશે? આવા વાતાવરણમાં ભાગીદારીનો કે મિત્રાચારીનો ઢોંગ કરવો એ આપણને કેટલું શરમભરેલું છે? અંગ્રેજો કંઈ સ્વભાવે ખોટા છે એમ નથી પરંતુ આપણા અને એમના દૃષ્ટિબિંદુમાં જ ફેર છે. તેનું કારણ આપણા અને એમના સ્વાર્થમાં રહેલી વિરુદ્ધતામાં રહેલું છે. તે સ્થિતિ બદલાય નહીં ત્યાં સુધી એ વાતાવરણ કોઈ દહાડો સુધરે નહીં. આવી સ્થિતિમાં આપણે નવી ધારાસભાઓનો બહિષ્કાર કરવો કે કેમ તેનો નિર્ણય આ પરિષદે કરવાનો છે.

### અન્યાયો અને જુલમો

આપણા ઉપર થતા અત્યાચારો અને અન્યાયોમાં આપણે સરકારને દરેક દિશામાં મદદ કરી રહ્યા છીએ. આપણી સ્વતંત્રતા છીનવી લેવામાં પણ આપણી જ મદદ છે.

સર રેજિનોલ્ડ ક્રેડોક આજે મગરૂરીથી આપણને કહી રહ્યા છે કે એ લાખ વફાદાર હિંદી પોલીસની મદદથી અને હજારો હિંદી સિપાઈઓની મદદથી સરકાર પ્રજાને દબાવી રાજ્ય કરી શકે છે. આપણે એ વાત વિચારવી જોઈએ. આપણા ભાઈઓ પોલીસની નોકરીમાં હોય તેમને, અગર પોલીસની નોકરી શોધતા હોય તેમને, તેમ જ લશ્કરમાં સિપાઈગીરી કરવાની ભાવના રાખતા હોય તેમને વસ્તુસ્થિતિનું ભાન કરાવવું જોઈએ. વળી આપણા હજારો સિપાઈઓનો અત્યારે મેસોપોટેમિયા, સીરિયા,

પેલેસ્ટાઈન, અરબસ્તાન, ઇજિપ્ત વગેરે સ્થળે તે દેશોની પ્રજાઓની સ્વતંત્રતા છીનવી લેવાની લડતમાં ઉપયોગ થાય છે. તે દેશોની પ્રજા આપણને ધિક્કારે છે અને આપણા સિપાઈઓને પાછા બોલાવવાના પોકાર થયા છતાં હજી તો નવા સિપાઈઓ મોકલ્યાનું સંભળાય છે. આ બાબત આ પરિષદે સખત વાંધો ઉઠાવવો જોઈએ.

### પોલીસ અને પ્રજા

પોલીસ એ પ્રજાના રક્ષણના માટે હોવી જોઈએ. પણ હાલની પોલીસથી પ્રજાનું કેટલું રક્ષણ થાય છે તે આપણે જોઈ શકીએ છીએ. ગુજરાતનાં ઘણાં ગામોમાંથી લૂંટ થયાની અને ધાડ પડ્યાની ખૂમો આવે છે. પોલીસ તેમનું રક્ષણ કરી શકતી નથી એમાં પોલીસનો દોષ છે એમ કહી શકાય તેમ નથી. પોલીસના સિપાઈઓ મોટે ભાગે અભણ વર્ગમાંથી મળી શકે છે. એમને આજે જે પગાર મળે છે તેમાં પ્રમાણિકપણે એ પોતાનો નિર્વાહ કરી શકે જ નહીં, એટલે એ પ્રજાનું રક્ષણ કરવાને બદલે ચોરીલૂંટમાં ભાગીદાર થાય અગર બીજી રીતે પ્રજા ઉપર જુલમ કરી પોતાનો નિર્વાહ કરે એ સ્વાભાવિક છે. સરકારથી એ કંઈ અજાણ્યું હોય જ નહીં. વળી આપણે રાજકીય પરિસ્થિતિ લક્ષમાં રાખીએ તો હવે એવો વખત આવ્યો છે કે આપણે આપણો પોતાનો બચાવ કરતાં શીખવું જોઈએ અને તે માટે ગામેગામ સ્વયંસેવકોનું મંડળ ઊભું કરી તેમને જોઈતી તાલીમ આપવી જોઈએ. આવાં સ્વયંસેવકમંડળોની સ્થાપના કરવાનો ઠરાવ આ પરિષદે કરવાની જરૂર છે.

### લવાદ કોર્ટોની જરૂર

આપણી હાલની ન્યાયની કોર્ટોથી કજિયા વધે છે, પ્રજાને શુદ્ધ ન્યાય મળતો નથી. આમાં ન્યાય આપનારનો દોષ નથી. તેનાં અનેક કારણો છે. તેમાં ઊતરવાની જરૂર નથી. કોર્ટે ચડવાથી પ્રજાની જે ખરાબી થાય છે તેમાંથી બચાવી લેવાની ખાસ જરૂર છે. ઠેકાણે ઠેકાણે લવાદ કોર્ટો નીમી પ્રજાને સસ્તો અને ચોખ્ખો ન્યાય આપવા ગોઠવણ થવી જોઈએ.

### કેળવાયેલા વર્ગની જવાબદારી

કેળવાયેલા વર્ગને માથે આ સમયે ભારે જવાબદારી રહેલી છે. પ્રજા અજ્ઞાન છે, પ્રજા તૈયાર નથી એમ કહી તેઓ જવાબદારીમાંથી મુક્ત થઈ શકતા નથી. પ્રજાને કેળવવામાં, તેને જોઈતી તાલીમ આપવામાં, તેને સુમાર્ગે દોરવામાં અક્ષરજ્ઞાનની ખાસ જરૂર નથી. તેને કેળવવાની જવાબદારી તો તેમને જ શિર રહેલી છે. તેનાથી દૂર રહી પોતાના ધંધામાંથી ફાજલ

પડતા વખતમાં મ્યુનિસિપાલિટી, લોકલબોર્ડ કે ધારાસભાઓમાં જઈને જ સેવા કરવાથી આ કામ બની શકે તેમ નથી. કેળવાયલો વર્ગ રાજ્યની અનીતિનાં છિદ્રો સ્વાભાવિક રીતે સહેલાઈથી જોઈ શકે છે, તેને તે ઉઘાડાં પાડે છે, અને તેથી તે સરકારને અકારો થઈ પડે છે. પણ તેટલાથી જ તેનું કર્તવ્ય સમાપ્ત થતું નથી પ્રજાની ઉન્નતિનો આધાર તેની હિંમત, તેના ચારિત્ર્ય અને તેની ભોગ આપવાની શક્તિ ઉપર રહેલો છે.

ઉપસંહાર

આપણામાં પક્ષો છે. આપણે એકબીજાનું કાપવામાં આપણી શક્તિ અને બુદ્ધિનો ઉપયોગ કરીએ છીએ, મતભેદ સહન કરી શકતા નથી, તેમાં પ્રામાણિકતા જોઈ શકતા નથી. એકબીજાના ઉપર આક્ષેપો મૂકી વિખવાદ વધારીએ છીએ. આ સ્થિતિમાં બિચારી ભોળી પ્રજા મૂંઝાય છે અને સાચો માર્ગ જોઈ શકતી નથી. આપણે ન્યાય મેળવવો હોય અને સ્વતંત્રતા પ્રાપ્ત કરવી હોય તો, આપણા પોતાના દોષ જોતાં અને સુધારતાં, સહનશીલતા, આત્મશ્રદ્ધા અને ધૈર્ય રાખતાં, ભોગ આપતાં, ટૂંકામાં જેમની પાસેથી આપણે ન્યાય લેવો છે તેમના દોષો જોવા કરતાં તેમનામાં રહેલા ભારે ગુણો અને ચારિત્ર્યનું અનુકરણ કરતાં શીખવું જોઈએ. પ્રભુ આપણને એવી મતિ આપો અને સહાય થાઓ એવી મારી નમ્ર પ્રાર્થના છે. છેવટ આપ સહુને ફરીથી એક વખત આવકાર આપી આ પરિષદના પ્રમુખની ચૂંટણી કરવાની વિનંતી કરું છું.

## ૬

## શાળા કૉલેજના વિદ્યાર્થીઓને

[તા. ૨૮-૯-૧૯૨૦ના રોજ અમદાવાદના શાળા કૉલેજના વિદ્યાર્થીઓને અસહકારનો આદેશ આપતાં કરેલું ભાષણ.]

કલકત્તાની ખાસ કોંગ્રેસે અસહકારનો ઠરાવ પસાર કર્યો ત્યાર પછી અહીંના વિદ્યાર્થી વર્ગ તરફથી નેતાઓને એમ પૂછવામાં આવે છે કે હવે અમારે શો રસ્તો ગ્રહણ કરવો? વિદ્યાર્થી વર્ગ રાષ્ટ્રીય ભાવનાથી આ પ્રમાણે પ્રજાકીય પ્રશ્નો વિષે વિચાર કરતો થયેલો જોઈ મને ઘણો આનંદ થાય છે અને મને લાગે છે કે દેશને માટે તે શુભ ચિહ્ન છે. કોંગ્રેસમાં અસહકારનો ઠરાવ પસાર થયો છે અને તેને અંગે વિદ્યાર્થીઓને સરકારી શાળાઓમાંથી ને કૉલેજોમાંથી અભ્યાસ કરવાનો છોડી દેવાની ભલામણ

થઈ છે. એટલે સ્વદેશાભિમાન અને સ્વમાનને ચાહનાર સર્વ વિદ્યાર્થીઓએ હવે તે ઠરાવનો અમલ કરવાનો રહે છે. અસહકારનો ઠરાવ કલકત્તાની કૉંગ્રેસમાં પસાર થયો છે, તે અત્યાર સુધીમાં, બ્રિટિશ સલ્તનતમાં પહેલ-વહેલો જ છે. એટલે તેને અંગે આપણે માથે જવાબદારીઓ પણ ભારે આવે એ દેખીતું છે. પરંતુ તે જવાબદારીઓ વહોરી લઈને પણ આપણે અસહકાર કર્યા વગર હવે સ્વતંત્ર થવાના નથી એ શંકારહિત વાત છે. પંજાબના મામલાથી તો તમે સૌ જાણીતા જ હશો. વર્તમાનપત્રોમાં એ વિષે પુષ્કળ લખાયું છે. તમે એ પણ જાણ્યું હશે કે પંજાબ વિભાગમાં વિદ્યાર્થીઓને કેવી અમલ કનડગતો વિનાકારણ વેઠવી પડી છે. 'જાડા – મજબૂત' વિદ્યાર્થીઓને જોઈને તેને ફટકા મારવામાં આવ્યા છે. કેટલાકને વિનાકારણ કાઢી મૂકવામાં આવ્યા છે. મધ્યાહ્નકાળે, પગે ચાલીને અઢાર અઢાર માઈલ છેટે હાજરી ભરાવવા માટે વિદ્યાર્થીઓને જોર-જુલમથી મોકલવામાં આવ્યા છે. એ જાતની રાજનીતિનો અમલ થાય એવાની દેખરેખ તળેનું શિક્ષણ લેતાં હવે તમારે બંધ થવું એમાં જ તમારું સ્વમાન જળવાયેલું રહેશે. તમે તમારી હાલની સરકારી શાળાઓમાંથી ઊઠી જશો તો પછી તમારી શી વલે થશે એવી શંકાને પણ સ્થાન નથી. દેશમાં છપ્પન લાખ નિરક્ષર બાવાઓ ભૂખે નથી મરતા, તો તમે એવી શંકા શું કરવા કરો? તમે ભણ્યા વગર નથી રહેવાના. કેવળ ડિગ્રીઓનો મોહ છે એ જ તમારે મૂકી દેવાનો છે. હું જોઉં છું કે ઘણા જણને વકીલ થવાનો બહુ મોહ હોય છે અને તે માટેનું કારણ એવું કલ્પવામાં આવતું હોય છે કે વકીલો બહુ કમાય છે. પણ તે કલ્પના વસ્તુતઃ ખરી નથી. જો ધનિક થવાની ઇચ્છા હોય તો વેપારધંધાથી થઈ શકાય છે. તમે સંખ્યાબંધ શેઠિયાઓ જોઈ શકશો કે જેઓ પૂરા મૅટ્રિક પાસ પણ નહીં હોવા છતાં લાખોપતિ થયેલા છે. વસ્તુસ્થિતિ એ છે કે જ્યારથી તમે તમારી શાળા કે કૉલેજ છોડશો ત્યારથી જ તમે તમારા શિક્ષકને શિક્ષણનો પહેલો પાઠ શીખવી શકશો. કેટલાક એમ ધારે છે કે અમે બી. એ.માં છીએ એટલે બી. એ. પાસ થયા પછી અસહકારની હિલચાલમાં ભળીએ તો વધારે સારું. પણ એવા નિશ્ચયો નબળા મનમાંથી જ ઘડાય છે. કેમ કે બી. એ. થયા પછી તો જાહેરખબરો જોવામાં અને જાહેર-ખબરો જોઈને ઉમેદવારી કરવામાં કે નોકરી શોધવામાં રોકાવાનું મન થઈ જાય છે અને તે રીતે પાછા 'હતા ત્યાં ને ત્યાં' રહેવાય છે. ગુજરાત કૉલેજ કાલે સવારે ખાલી થઈ જાય તો તે કૉલેજમાં કાંઈ પશુ-આણી કે જનાવરોનું પ્રદર્શન ભરવાનું નથી. એ જ મકાનનો આપણે

પ્રજાકીય દેખરેખ હેઠળ ઉપયોગ કરી શકીએ તેમ છીએ. માટે ગુજરાતના વિદ્યાર્થીઓએ આ બાબતમાં અસરકારક કામ કરી બતાવવા ખરા સાહસિક થવું જોઈએ. બધાના કરતાં દેશના શ્રેયનો વધારે આધાર તમારા જ સાહસ પર રહેલો છે. દેશને તમે જ સ્વતંત્ર બનાવવા મોટી મદદ કરી શકશો. તેને માટે યુરોપમાંના દાખલા તાજા છે. અસહકારના યુદ્ધની શરણાઈ વાગી રહી છે. યુદ્ધનો આરંભ થયો છે, તો પછી તે વખતે 'હું શું કરીશ' કે 'મારું શું થશે' એવા નિર્માલ્ય વિચારોનો ખ્યાલ નહીં કરતાં સર્વ કોઈ તેમાં ઝંપલાવી ગજા પ્રમાણે મદદ કરવા સજ્જ થઈ રહે. તમારે પણ તેમ જ કરવાનું છે. વખત થોડો છે અને હજુ મહાત્માજી તમને સંબોધન કરનાર છે એટલે વધુ બોલી તમારી અને મહાત્માજીની વચમાં હું નથી આવતો.

પ્રજાબંધુ, તા. ૩-૧૦-૧૯૨૦

## ૭

## અસહકાર

[તા. ૨૯-૩-૧૯૨૧ના રોજ 'હાલની સ્થિતિ અને અસહકાર' ઉપર મોડાસાના વતનીઓની એક જાહેરસભામાં આપેલું ભાષણ.]

આજનું કામ શરૂ થતા પહેલાં સૌએ જે પ્રેમ અને ઉત્સાહથી મને માન આપ્યું છે, તે સારુ ઉપકાર માનું છું. હું જાણું છું કે મારામાં કંઈ વિશેષતા નથી. માણસ હોઈ હું પણ ભૂલથી ભરેલો છું. હું સારી પેઠે જાણું છું કે જે મહાન યુદ્ધ હિંદમાં ચાલી રહ્યું છે તે મહાન યુદ્ધના દૈવી સેનાપતિની સેનામાં સિપાઈઓ તરીકે અમે જોડાયા છીએ, તેથી જ અમને આટલું બધું માન આપવામાં આવ્યું છે. ભાઈ મોહનલાલે મારી ઓળખાણ આપતાં કહ્યું કે હું પહેલાં આબેહૂબ અંગ્રેજની નકલ હતો, તે સત્ય છે. વળી હું નવરાશનો વખત રમતગમતમાં ગાળતો તે વાત પણ ખરી છે. મારી માન્યતા તે વખતે એવી હતી કે આ નિર્ભાગી દેશમાં પરદેશીની નકલ કરવી એ જ ઉત્તમ કાર્ય છે. મને શિક્ષણ પણ એવું જ આપવામાં આવ્યું હતું કે આ દેશના માણસો હલકા અને નાલાયક છે અને આપણા ઉપર રાજ્ય કરનાર પરદેશી માણસો જ સારા ને આપણો ઉદ્ધાર કરવાને સમર્થ છે. આ દેશના માણસો તો ગુલામગીરીને જ લાયક છે. આવું ઝેર આ દેશનાં તમામ બાળકોને પિવડાવવામાં આવે છે. હું

નાનપણથી જે લોકો પરદેશથી સાત હજાર માઈલ દૂરથી રાજ્ય કરવા આવે છે, તેમનો દેશ કેવો હશે તે જોવા તથા ભણવાને તરફડિયાં મારતો હતો. હું તો સાધારણ કુટુંબનો હતો. મારા બાપ મંદિરમાં જ જિંદગી ગાળતા, ને તેમાં જ પૂરી કરી. મારી ઇચ્છા પૂરી કરવા તેમની પાસે સાધન નહોતું. મને માલૂમ પડ્યું કે દસ પંદર હજાર રૂપિયા મળે તો વિલાયત જવાય. મને કોઈ એટલા રૂપિયા આપે તેમ નહોતું. મારા એક મિત્રે કહ્યું કે ઈડર સ્ટેટમાં દરબાર પાસેથી રૂપિયા વ્યાજે મળે તેવો સંભવ છે. તે ઉપરથી મારો દોસ્ત ને હું બન્ને ઈડર ગયા, શેખચલ્લીના વિચારો કરી ગામની પ્રદક્ષિણા કરી પાછા આવ્યા. છેવટે એમ નક્કી થયું કે વિલાયત જવું હોય તો પૈસા કમાઈને જવું. પછી વકીલાતનો અભ્યાસ કર્યો, ને વકીલાતનો ધંધો કરી ખર્ચ જેટલી કમાણી કરી વિલાયત જવાનો ઇરાદો કર્યો. પણ મેં જે કંપનીની મારફત વિલાયત જવાની ગોઠવણ કરવા પત્રવ્યવહાર કર્યો, તેના મને જવાબો મળ્યા, તે જવાબો મારા ભાઈના હાથમાં આવ્યા. તે ઉપરથી તેમણે મને કહ્યું કે, "હું તમારાથી મોટો છું, માટે મને જવા દો અને તમને તો મારા આવ્યા પછી જવા તક મળશે. પણ તમારા આવ્યા પછી મારાથી નહીં જવાય." આથી મેં મારા ભાઈને પંદર દિવસની મુદત આપી. અને તે પંદરમે દિવસે વિલાયત ચાલ્યા ગયા.

તેમના ગયા પછી મારે કુટુંબકલેશ વેઠવો પડ્યો. તે ત્રણ વર્ષે આવ્યા ત્યાર પછી હું ગયો. મારા આવ્યા પછી અમો બેએ નિશ્ચય કર્યો કે સ્વતંત્રતા જોઈતી હોય તો આ દેશમાં સંન્યાસી થવું જોઈએ. સ્વાર્થત્યાગ કરી સેવા કરવી જોઈએ. બેમાંથી એકે દેશસેવા કરવી, અને બીજાએ કુટુંબસેવા કરવી, એમ અમે નક્કી કર્યું. ત્યારથી મારા ભાઈએ પોતાનો ધીકતો ધંધો છોડી દેશસેવાનું કાર્ય કરવા માંડ્યું. પછી અમારું ઘર ચલાવવાનું મારે માથે પડ્યું. આથી પુણ્યકામ તેમને માથે પડ્યું ને મારે માથે પાપકામ આવી પડ્યું. પણ તેમના પુણ્યમાં મારો હિસ્સો છે એમ સમજી મન વાળતો હતો. મારો ધંધો ચાલતો હતો ત્યારે મારા મનમાં જૂની વાસના હતી તે દૃઢ થતી ગઈ કે રાજ્ય કરનારની નકલ કરીને જ પ્રતિષ્ઠા મેળવી શકાય.

આવી માયામાં હું ફસાયલો હતો. તે વખતે આપણા રાજકીય જીવનમાં અતિશય મલિનતા હતી. આપણી પ્રજા તરફથી કામ કરનારાઓમાંના ઘણાઓમાં અતિશય પાખંડ હતું. જે કલબમાં બેસી હું પાનાં રમતો, તે કલબમાં મારો એક મિત્ર હતો. તે કહેતો કે, તમારે પ્રજાની

સેવા કરવી હોય તો અમદાવાદ છોડો. મને કડવો અનુભવ થયા પછી મેં વકીલાતનું કામ છોડયું છે.

મહાત્મા ગાંધીજી આવ્યા ત્યારે રાજકીય જીવનમાં સત્ય દાખલ થયું. ખેડાના સત્યાગ્રહની લડતમાં એમણે માગણી કરી કે એક માણસ એવો જોઈએ કે આજે જ પોતાનો તમામ ધંધો છોડી નડિયાદમાં રહી લડતનું બધું કામ માથે લે. મેં તે માથે લીધું. ત્યાર પછી તેમના સહવાસથી મને ખાતરી થઈ કે આજ સુધી હિંદ અવળે માર્ગે ચાલેલું અને તેમના બતાવેલા માર્ગે હિંદ ચાલે તો જ તેનો ઉદ્ધાર થાય.

આજે જે મહાન પરિવર્તન ચાલી રહ્યું છે તેમાં ઈશ્વરનો હાથ છે. હિંદમાં એવી દશા થઈ જ્યારે માણસો પોતાનું કર્તવ્ય ભૂલી ગયા. જેનામાં માણસાઈ હોય તે માણસથી ડરતો નથી. હિંદના માણસો અંગ્રેજથી ડરે છે એટલું જ નહીં પણ અંગ્રેજી પોષાક પહેરેલા પોતાના જાતવાળાથી પણ ડરે છે, જ્યારે એના જેટલા તે પાપી નથી હોતા.

## આપણી અધમ દશા

આ દશા ક્યારે થઈ તે વિચારવું જોઈએ. પહેલાં હિંદુસ્તાનમાં એટલી બધી લક્ષ્મી હતી કે તેની ખ્યાતિ સાંભળી દૂરથી માણસો આવતા. જ્યારે આપણે આગળપડતા હતા, ત્યારે અત્યારના રાજ્ય કરનારા જંગલી હતા. તેઓ અહીં વેપાર કરવા આવ્યા અને આપણામાં કુસંપનો લાભ લઈ રાજ્યકર્તા થઈ ગયા. તેમણે વારાફરતી બેમાંથી એકનો પક્ષ લીધો.

આપણે વિચારવું જોઈએ કે આપણી પર રાજ્ય કોણ કરે છે? કરોડો રૂપિયા આવકવેરા તથા મહેસૂલમાં આપીએ છીએ, તે ક્યાં જાય છે? અને તેનો શો ઉપયોગ થાય છે? આપણે કોઈની પાસે સો રૂપિયા માગીએ, તો પચાસ ગાઉ ટાંપું ખાઈદોડીએ. પણ કરોડો રૂપિયા પરદેશ જાય, તેનો વિચાર પણ કરતા નથી. એક વખત એવો હતો કે ક્ષત્રી લોકો ધર્મનું રક્ષણ કરતા. અત્યારે હિંદ વિધવા બાઈ જેવું છે. કોઈ લૂંટફાટ કરવા હથિયાર રાખે છે, બાકી તમામ પ્રજા નિરાધાર છે. કરોડો રૂપિયા લૂંટાઈ જાય છે, તેની સામે કોઈ થઈ શકતું નથી.

અત્યાર સુધી તો એમ મનાતું કે સરકાર આપણું રક્ષણ કરે છે. તે રામરાજ્ય છે, જેમાં વાઘ બકરી એક આરે પાણી પીએ છે. જ્યારથી પરદેશી રાજ્ય થયું ત્યારથી સુખ મળ્યું. જાણે કે તે પહેલાં તો અહીં બધી અંધાધૂંધી જ હતી!

આજ સુધી અમારા મુસલમાન ભાઈઓના મનમાં એક વાત ઠસી ગઈ હતી કે, હિંદમાં વધારે સંખ્યા હિંદુઓની છે. માટે અંગ્રેજ સરકાર હોય તો આપણે આપણો હક સાચવી શકીએ. તે મુસલમાનને પહેલવહેલી ખાતરી થઈ કે હિંદુઓની દોરતી હોય તો અમારો ધર્મ સચવાય. આ લડતને પરિણામે જેટલા જેટલા પ્રપંચ હતા તે ખુલ્લા થયા.

સરકાર હિંદમાં ચારે તરફથી માયા નાખી પડેલી છે. જો આપણે આપણી સ્ત્રીઓનું રક્ષણ કરવું હોય, જો દેશની ઇજ્જત સાચવવી હોય, તો આપણું રાજ્ય જોઈએ. આપણે કોઈ પારકા પર રાજ્ય કરવું નથી, પણ જેમ ફ્રેન્ચ લોકો ફ્રાન્સમાં રાજ્ય કરે છે, જર્મન લોકો જર્મનીમાં, ઇટાલીના લોકો ઇટાલીમાં, તેમ હિંદના લોકો હિંદમાં રાજ્ય કરે, એટલું જ આપણે જોઈએ છીએ. આજે તો હિંદનો કોઈ પણ માણસ-હિંદુ કે મુસલમાન આખા જગતમાં માન સાથે પગ મૂકી શકે તેમ નથી.

### માયામાંથી છૂટો

માટે આપણા આગેવાનોએ ભેગા થઈ નક્કી કર્યું કે આપણે આપણું રાજ્ય કરવું. તેનો વિચાર અતિશય શાંતિથી લાંબો વખત કર્યા પછી એક જ માર્ગ જણાયો તે એ કે આપણે તમામ રાક્ષસી માયાનો ત્યાગ કરવો જોઈએ. આપણા પર જે માયા છે તે કાઢવી. આપણે ચાર પ્રકારની માયામાં ફસાયા છીએ.

(૧) આપણાં બાળકોની કેળવણી — સરકાર આપણાં બાળકોને નિશાળમાં લઈ જઈને ભણાવે છે. ડરાવીને મોકલવાનું કહેતી નથી. પણ એ માયા એટલી બધી લાગી છે કે ત્યાં ગયા પછી શી દશા થાય છે, તેનો વિચાર પણ આપણે કરતા નથી. એ ભણતરમાં સરકારનો શો હેતુ છે? ત્રણ લાખ પર એક અંગ્રેજ રાજ્ય કરે, તેમાં દલાલ જોઈએ, તે આપણામાંથી લેવા. તેને તો કેટલાયે શિક્ષકો, તલાટીઓ, પટાવાળા, ફોજદાર, મામલતદાર, કારકુનો વગેરે જોઈએ. આપણને લાલચ એવી લાગે છે કે આપણો છોકરો આમાંનો એક થાય. જ્યારે આપણા પર જુલમ થાય, ત્યારે આપણા જ માણસો મારફત થાય છે. અહીંયા જેટલું મામલતદાર કે ફોજદાર કરે તેટલું થાય. પરદેશી માણસોએ આપણાં બાળકોને ફોડી એમની મારફત રાજ્ય કરવા માંડ્યું. હવે આપણા આગેવાનોએ ઠરાવ કર્યો કે આપણે આપણાં બાળકોને ત્યાં જતાં અટકાવવાં. વિલાયતથી તલાટી વગેરે લાવવાના નથી. માટે આપણે આપણા માણસોને જ ત્યાં જતા અટકાવવા. જેઓ છે તેમને

છોડવાનું કહેશો તોપણ તેઓ એટલા બધા સડી ગયા છે કે તેમાંના ઘણાખરા તો માનશે નહીં. તમે જુઓ છો કે કૉંગ્રેસે ઠરાવ કર્યો છે કે વકીલોએ વકીલાત છોડવી, પણ થોડાએ જ છોડી છે. તેમ જ્યારે નોકરી છોડવાનો ઠરાવ થશે ત્યારે સડી ગયેલાઓ માનશે નહીં. માટે જેટલી નિશાળો છે તેનો કબજો લો અને આપણા છોકરાઓને આપણી પર જુલમ કરવા નહીં, પણ પ્રજાની સેવા કરવા લાયક થાય તેવું શિક્ષણ આપો. ગામની શોભા ગામના વકીલો કે ડૉક્ટરો ઉપર નથી, પણ ગામે કેટલા સેવકો પેદા કર્યા તે ઉપર છે. અત્યારે હિંદને સાચા સેવકોની જરૂર છે.

(૨) સરકારી અદાલતો — મેં તમને કહ્યું તેમ જો આપણામાં એટલો બધો સંપ થાય તો સરકાર આપોઆપ પોતાની મેળે બંધ થાય. સરકાર આપણને બંદૂક બતાવી કોર્ટે બોલાવતી નથી. આપણે માથામાં ફસાઈ કોર્ટે દોડી જઈએ છીએ, આપણે ગામમાં જ બે માણસો એવા સારા શોધી કાઢવા કે તેમની મારફત આપણો ન્યાય થાય.

(૩) આપણી ધારાસભા — ત્યાં આપણા આગેવાન માણસો બેસે છે. તેમનું કશું ચાલતું નથી, છતાં પણ તેઓ તેને છોડતા નથી. સરકાર પ્રજાની સંમતિથી રાજ્ય કરવાનો દાવો કરે છે અને જગતને કહે છે કે હિંદને પૂછીને અમે રાજ્ય કરીએ છીએ, તેના પુરાવા તરીકે ધારાસભા આગળ ધરે છે. આથી આપણે ધારાસભાનો બહિષ્કાર કર્યો. માટે જ આપણે જગતને જાહેર કર્યું કે જે માણસો ગયા છે, તે અમારા પ્રતિનિધિ નથી. આ ધારાસભા એ એક નાટક છે. નામદાર ડ્યૂક પધાર્યા તે ધારાસભા ઉઘાડવા આવ્યા. પણ જ્યાં જ્યાં તેઓ ધારાસભાઓ ઉઘાડવા ગયા ત્યાં ત્યાં હડતાળો પડી.

(૪) પરદેશી કાપડ — અંગ્રેજો આવ્યા તે પહેલાં અહીંયાં જેટલું કાપડ જોઈએ તેટલું મળતું. પણ અત્યારે સાઠ કરોડ રૂપિયાનું કાપડ પરદેશથી આવે છે, અહીંથી કપાસ જાય ને પછી ત્યાંથી કાપડ બનીને સાત હજાર ગાઉ ફરીને અહીં આવે, ને તેની મારફતે સાઠ કરોડ રૂપિયા દર વર્ષે જાય, એટલે આપણે ભિખારી બનીએ તેમાં કાંઈ નવાઈ નથી. તે કાપડ બંદૂક બતાવી ડરાવી પહેરાવાતાં નથી, પણ આપણને જ એનો મોહ લાગ્યો છે. આપણી માતાઓ ખાદીનો બશેર ભાર શરીર પર ધારણ ન કરી શકે તો તે બાળકોને શી તાકાત આપશે? આપણી નિશાળોમાં

રેંટિયા ચાલુ કરો, બાળકોને કાંતતાં શીખવો ને ઘેરઘેર રેંટિયા મુકાવો. ધર્મ માત્ર મંદિરમાં જવામાં જ નથી, પરવડીમાં કબૂતરને દાણા નાખવામાં કે કીડીને લોટ નાખવામાંજ સમાઈ જતો નથી. લાખો માણસો કપડાં વિના દુઃખી થાય છે, તો આપણો ધર્મ પહેલો તો એ છે કે ઘેરઘેર રેંટિયા ચાલુ કરવા જોઈએ. જે દિવસે આમ થશે તે દિવસે સરકાર નરમ નેતર જેવી બનશે. કારણ આ સરકાર વેપાર સારુ આવેલી છે. વેપાર નરમ થતાં, સરકાર નરમ થશે. માટે આ ગામમાં એકે દુકાન એવી ન હોય જે પરદેશી કાપડ વેચે; એકે દરજી કે ધોબી એવો ન હોય કે જે પરદેશી કાપડને હાથ અડકાડે. જે લોકો રાજ્ય કરે છે તે પોતાના દેશમાં પરદેશી વસ્તુને હાથ અડકાડતા નથી. આપણને લંગોટી જેટલું મળે તોપણ સ્વદેશી કાપડ લેવું, ભાગ પાડી વહેંચી લેવું, ત્યારે જ આ માયાનો ત્યાગ થશે.

### શાન્તિ જાળવજો

આ ઉપરાંત આપણે આપણા મન ઉપર કાબૂ રાખવો. અત્યારે ઊથલપાથલનો સમય છે. પાર્લમેંટમાં સવાલ પુછાય છે કે મહાત્મા ગાંધીને દેશપાર કેમ કરતા નથી? પણ તેમનામાં એટલું તપ છે કે તેમનું નામ લેવાતું નથી. અત્યારે સમય એવો છે કે પકડાપકડી થાય તો મન કબજે રાખવું. સરકારને હરાવવી હોય તો એક જ માર્ગ છે કે તોફાન કરવું નહીં. જ્યારે મહિને બે મહિને આગેવાનોને પકડવામાં આવે ત્યારે તમારે શાંતિ જાળવવી, કોઈ પણ જાતનો ગુસ્સો કરવો નહીં. જો આપણે લાકડીયાળી કરીએ તો ગઈ વખતે વીરમગામ, અમદાવાદમાં થયું તેમ થાય અને આપણે જરૂર પછડાઈએ. આપણી લડતનો આધાર આપણે શાંતિ જાળવી શકીએ તે ઉપર જ છે. અંદર અંદર સંપ કરવો. આપણી તકરારો બંધ કરવી.

### આપણી એબો કાઢો

આ ઉપરાંત આપણામાં જેટલી એબ છે તેટલી છોડવી જોઈએ. આપણે ધારાળા ભાઈઓને કહેવું કે તમારે પ્રજાને લૂંટવી નહીં, દારૂ પીવો નહીં. આ રાજ્યનો એવો ધારો છે કે મોટા ગામમાં દેવળ ન હોય, દેરું ન હોય તો ચાલે, પણ દારૂના પીઠા વિના ન ચાલે. એ પણ એક માયા છે. તેનો ત્યાગ કરવો જોઈએ. આજે આખા હિંદુસ્તાનમાં આ હિલચાલ ચાલી રહી છે. અમદાવાદમાં અત્યારે દરેક પીઠા પર સવારના દસથી તે રાતના આઠ સુધી માણસો હાથ જોડી દારૂ પીનારાને કરગરે છે ને ટેવ છોડાવે છે. તમારા ગામમાં ન્યાતવાર બંદોબસ્ત કરવાથી આ કામ થઈ શકે,

માટે એટલો બંદોબસ્ત આપણે કરી લેવો. ન્યાતમાં એવો બંદોબસ્ત કરવો કે દારૂ પીએ તે ન્યાતમાં નહીં રહી શકે.

એ જ પ્રમાણે ચોરી, લૂટફાટ દૂર થઈ શકે. આ કામ પ્રથમ સાધુઓ કરતા પણ અત્યારે સાધુઓના શરીર પર તમામ ચીજ પરદેશી છે. કેટલાક સાધુઓ તો શેર બજારમાં વેપાર કરતા જોવામાં આવે છે.

આ બધાનું રહસ્ય એટલું કે તમારાં બાળકોને સરકારથી ચાલતી શાળાઓમાં ન મૂકતા. જો આપણાં બાળકોએ આ કેળવણી ન લીધી હોત તો આ અધમ દશા ન હોત. કાબુલમાં, અરબસ્તાનમાં જે સ્વતંત્રતા છે, તે અહીં ક્યાં છે? તે લોકો પરદેશીને એક જ શરતે રહેવા દે છે અને તે દોસ્ત તરીકે; પણ હિંદના માણસો તો એમ માને છે કે પરદેશી રાજ્ય હોય તો જ સુખ મળે. માટે અત્યારે છોકરાંનું શિક્ષણ એવું જ હોય કે સૂતર કાંતવું, બાર મહિના પછી સૌ થઈ રહેશે. જ્યારે ઈંગ્લંડમાં લડાઈ ચાલી ત્યારે ત્યાંના વિદ્યાર્થી લડાઈમાં કામ કરતા.

હિંદુ મુસલમાનમાં સંપ કરો, સ્વદેશી કાપડ પેદા કરો ને વાપરો, લવાદી કોર્ટથી કજિયા પતાવો, મદ્યપાનમાંથી છૂટો ને છોડાવો, સ્વરાજ્ય ફંડમાં મદદ કરો અને મહાસભાના મેમ્બર થાવ ને નીડર બનો.

## નીડર બનો

એક જ વાત ધ્યાનમાં રાખવાની છે કે મરવાનું એક જ વખત છે. દરેકને માટે કાથી ને વાંસ સિવાય બીજું છે જ નહીં. તમારી પાસે એવી કઈ ચીજ છે કે તમે સાથે લો છો? તમે કેમ ડરો છો? તમે એ વાત ભૂલી જાઓ છો કે તમને અને મને પેદા કરનાર એક છે. તમે પવિત્ર થાઓ, એબ કાઢી નાખો તો તમારે કોઈથી ડરવાનું નથી. જે વખતે તમે નીડર થયા, તે જ વખતે તમે સ્વતંત્ર છો. જેમ જેમ લોકોમાંથી ડર જાય છે, તેમ તેમ સરકારમાં ડર દાખલ થાય છે. જ્યારે લોકો નીડર થશે ત્યારે દેશ સ્વતંત્ર થઈ જશે. સરકાર રૈયતની મરજી વિરુદ્ધ રાજ્ય કરે છે માટે એને ડરવાનું છે. આપણે ડર કાઢી બીજાને ડરાવીએ તેના જેવું એકે બીજું પાપ નથી, માટે તમે ઈશ્વરનો ડર રાખો. પહેલાં તમે ડર કાઢી નાખો અને સ્વતંત્ર થાઓ એટલે ધર્મનું રક્ષણ થશે. જેમના પગમાં જંજીર છે, તેનાથી કેવી રીતે પોતાના ધર્મનું પણ રક્ષણ થઈ શકે?

## ૮

# પાંચમી ગુજરાત રાજકીય પરિષદ

[તા. ૩૧-૫-૧૯૨૧ તથા ૧-૬-૧૯૨૧ના રોજ ભરૂચ ખાતે મળેલી પાંચમી ગુજરાત રાજકીય પરિષદમાં પ્રમુખ તરીકે કરેલા ભાષણમાંથી.]

### દુઃખનો ઇલાજ

પ્રજાની જાગૃતિને ખાતર પરિષદો અને મેળાવડા ભરવાનો સમય ચાલ્યો ગયો છે. દુઃખનો ઇલાજ હાથમાં આવ્યા પછી દુઃખનાં રોદણાં રડવા ભેગા થવું એથી તો દુઃખ નાશ થવામાં વિલંબ જ થાય. સરકારની રાજનીતિ ઉપર ટીકા કરવાનો અને તેના ઉપર ઠરાવો કરવાનો પણ વખત ગયો છે. મૂગે મોઢે આપણું પોતાનું જે કર્તવ્ય છે તે કર્યાથી સરકારના મન ઉપર જેટલી અસર પાડી શકીશું તેટલી સેંકડો કલમો કે જીભથી પાડી શકવાના નથી.

### મૉડરેટોની ટીકા ન કરો

આપણે મૉડરેટોની ટીકા કરવી એ પણ યોગ્ય નથી. એમનું ચારિત્ય અને એમનું સ્વદેશાભિમાન આપણા કરતાં કોઈ રીતે ઊતરે એમ તો નથી જ. રાજ્યકારભારમાં એમનો અનુભવ અને એમની કુશળતા આપણા કરતાં ચડિયાતાં છે. પણ એમને સુધારા ઉપર શ્રદ્ધા ચોંટી છે. આપણે તેને મોહજાળ ગણીએ છીએ. આપણને પ્રજા ઉપર શ્રદ્ધા છે, એમને પ્રજા ઉપર મુદ્દલ વિશ્વાસ નથી. મને ખાતરી છે કે એમની સુધારાની ભ્રમણા ભાંગતાં વાર લાગવાની નથી. આપણું અને એમનું લક્ષ્ય તો એક જ છે. એમની હોશિયારીથી તેઓ સ્વરાજ મેળવી શકતા હોય તો તેઓ ભલે મેળવે. આપણે પણ એ જ જોઈએ છે. થોડા જ વખતમાં એમને સમજ પડી જવાની છે કે એમણે ગ્રહણ કરેલો માર્ગ તો સ્વરાજની ઊલટી દિશાએ લઈ જનારો છે. એમને લોકો ઉપર આપણા જેટલી શ્રદ્ધા કેમ બેસે? પહેલી તો આપણા ઉપર એમને શ્રદ્ધા નથી. તે બેસાડવાનું કામ એમની સામે કડવી ટીકાઓ કરવાથી કેમ બની શકે? તેથી તો ઊલટા એ આપણાથી વધારે દૂર ભાગવાના. આપણા વર્તનમાં અને આપણાં કૃત્યોમાં વધારે ને વધારે સ્વચ્છતા આવતી જશે તેમ તેમ આપણે તેમનો વિશ્વાસ મેળવી શકીશું, અને ત્યારે જ એઓ પ્રજા ઉપર વિશ્વાસ રાખતા થશે. એટલે આ પરિષદમાં તો સરકારની રાજનીતિની

કે આપણા મોડરેટ ભાઈઓની ટીકા કરવાનું છોડી દઈ આપણા કામને ઉતાવળે શી રીતે પહોંચી શકીએ તેનો વિચાર કરવો એ જ યોગ્ય છે.

કેટલાક કહે છે કે આપણે સામ્રાજ્યમાંથી છૂટા પડવા માગીએ છીએ. હિંદુસ્તાન સામ્રાજ્યમાં રહેશે કે છૂટું પડશે એનો આધાર રાજ્યસત્તા ચલાવવાની દાનત અને કૃત્યો ઉપર છે. અમારનો આપણો નિશ્ચય તો એટલો છે કે સામ્રાજ્યમાં રહીને સંપૂર્ણ સ્વતંત્રતા ભોગવી શકીએ તો ભેગા રહેવું એ ઇચ્છવાયોગ્ય છે, પણ તેમ ન બની શકે તો જુદા પડીને પણ સ્વતંત્રતા મેળવવી એ એટલું જ ઇચ્છવાયોગ્ય છે. છતાં જો એવો વખત આવશે કે આપણે સામ્રાજ્યથી છૂટા પડવે જ આરો છે તો એ સ્થિતિની જવાબદારી આપણા ઉપર તો નહીં જ હોય. એને માટે તો જવાબદાર અંગ્રેજ પ્રજા જ રહેશે.

## સ્વરાજ્યમાં શું નહીં હોય?

આપણે એવું સ્વરાજ્ય ઇચ્છીએ છીએ કે જેમાં સૂકા રોટલાને અભાવે સેંકડો માણસો મરતાં નહીં હોય; પરસેવો ઉતારી પકવેલું અનાજ ખેડૂતનાં છોકરાંનાં મોંમાંથી કાઢી પરદેશ ઘસડી જવામાં નહીં આવતું હોય; જેમાં પ્રજાને વસ્ત્રને સારુ પારકા દેશ ઉપર આધાર રાખવો પડતો નહીં હોય; જેમાં પ્રજાની ઇજ્જત સાચવવાનું કે લૂંટવાનું પરદેશીઓની મરજી ઉપર નહીં હોય; સ્વરાજ્યની ધારાસભાના પ્રમુખ પરદેશી 'વીગ' કે ઝભ્ભો નહીં પહેરતા હોય અને સ્વદેશી ટોપી (ગાંધી ટોપી) પહેરતાં નોકરી છોડવાનો ભય નહીં હોય. સ્વદેશી કાપડ જ પહેરવું એ પ્રજાનો સ્વાભાવિક ધર્મ ગણાતો હશે. આપણા સ્વરાજ્યમાં થોડા પરદેશીઓને સગવડ કરી આપવાની ખાતર રાજ્યકારભાર પરદેશી ભાષામાં ચાલતો નહીં હોય. આપણા વિચારનું અને શિક્ષણનું વાહન પરદેશી ભાષા નહીં હોય. આપણાં મહાવિદ્યાલયોના આચાર્યો પરદેશી નહીં હોય. રાજ્યનો કારભાર આભ અને ધરતી વચ્ચે પૃથ્વીની સપાટીથી સાત હજાર ફૂટ ઊંચેથી નહીં ચાલતો હોય. મહાન દેશભક્તોની સ્વતંત્રતા જોખમમાં હોય પણ દારૂડિયાઓની સ્વતંત્રતાનું રક્ષણ કરવા ખાસ કાળજી રાખવામાં આવે એવી સ્થિતિ સ્વરાજ્યમાં નહીં હોય. આપણે આંગણે પાકતી મહુડાં જેવી ખોરાકમાં વપરાતી ચીજ ઉપર અંકુશ મુકાતા હોય અને સરકાર તે મહુડાંનો દારૂ બનાવી તેનો વેપાર કરતી હોય એટલું જ નહીં પણ લાખો રૂપિયાનો વિસ્કીનો દારૂ પરદેશથી છૂટથી આવતો હોય એવું આપણું સ્વરાજ્ય નહીં હોય. સ્વરાજ્યમાં દેશના રક્ષણને માટે દેશ ગીરો મૂકી દેવાળું કાઢવા વખત આવે એટલું લશ્કરી ખર્ચ નહીં હોય.

સ્વરાજ્યમાં આપણું લશ્કર પોટયું નહીં હોય. તેનો ઉપયોગ આપણને ગુલામ બનાવવામાં અને બીજી પ્રજાઓની સ્વતંત્રતાનો નાશ કરવામાં નહીં થતો હોય. મોટા અમલદારોના અને નાના નોકરોના પગારની વચ્ચે આભજમીન જેટલું અંતર નહીં હોય. ઇન્સાફ અતિશય મોંઘો અને લગભગ અશક્ય જેવો નહીં હોય. અને એ સહુથી વિશેષ તો એ છે કે આપણું સ્વરાજ્ય હશે ત્યારે આપણે આપણા પોતાના દેશમાં તેમ જ પરદેશમાં જ્યાં અને ત્યાં હડેહડે નહીં થતા હોઈએ.

### અફઘાનનો ભય

આપણને અફઘાનની ચડાઈનો ડર બતાવવામાં આવે છે. રશિયન રીંછ આપણને ફાડી ખાશે એવો ડર કેટલાંય વર્ષ સુધી બતાવ્યો. બાળકને હાઉનો ડર બતાવી છાનું રાખવાની રીતના જેવી આ વાત છે. અફઘાનિસ્તાનથી આપણે શાને ડરવાનું ? આપણે એનું શું બગાડયું છે ? એણે કોઈનો મુલક પચાવી પાડવાનો ઇરાદો કરવાનો ક્યારે પુરાવો આપ્યો છે ? બીજી પ્રજાઓને સુધારવાનો દાવો એ ક્યારે કરે છે ? આખી દુનિયામાં વસતી કાળી પ્રજા ઉપર જ્યાં ફાવ્યું ત્યાં માથું મારી માલિક થઈ બેસનારાઓને એકલું પોતાનું ઘર સાચવી બેસી રહેનાર ઉપર એવો આક્ષેપ કરવાનો શો અધિકાર છે ? હિંદુસ્તાન ઉપર અંગ્રેજ નહીં તો બીજો કોઈ હશે જ એ વાત જુવાન હિંદ હવે માનવા ના પાડે છે. વિકરાળ વરુઓની વચ્ચે વસતું અફઘાનિસ્તાન પોતાનું સાચવીને બેસી રહે તો ઘણું છે. છતાં જો હિંદુસ્તાન ઉપર અફઘાનિસ્તાન ચડી આવે તો આપણે શું કરવું એ પૂછવાની સરકારને શી જરૂર છે ? જર્મન જેવી જબરદસ્ત સલ્તનત સામે લડાઈ ઉપાડી ત્યારે હિંદુસ્તાનને કોણે પૂછયું હતું ? છતાં હિંદુસ્તાનને સામ્રાજ્યમાં વિશ્વાસ હતો તે લોહીનું પાણી થઈ જતાં સુધી મદદ કરી. એટલે સરકાર તરફથી જો એ સવાલ પૂછવામાં આવતો હોય તો એનો જવાબ સરકાર પોતે જ સારી રીતે આપી શકે. પ્રજાનો વિશ્વાસ હોય તો સંકટ સમયે રાજ્ય નિર્ભય થઈ બેસે છે. જે રાજ્યે પ્રજાનો વિશ્વાસ ખોયો છે તે હમેશાં ડરે છે. જો એ સવાલ બીજું કોઈ ઉઠાવતું હોય તો એનો જવાબ તો એ જ હોઈ શકે કે હિંદુસ્તાન કોઈ પણ પરદેશી સત્તાની નીચે રહેવાને કબૂલ નથી, પછી તે અંગ્રેજ હોય કે અફઘાન હોય, જર્મન હોય કે જાપાની હોય. આ દેશમાં સત્તા ભોગવવા આવનાર સહુની સામે હિંદુ મુસલમાન સહુ એક થઈને લડશે. મૂઠીભર પરદેશીઓથી ચાલતા આ રાજ્યની પાસેથી સ્વતંત્રતા મેળવવામાં તેત્રીસ કરોડ માણસોને પારકાઓની મદદ લેવાં

જરૂર શરમ લાગશે. પણ મૂળ મુદ્દે એ વાત જ પાયા વગરની છે. ખરું જોતાં તો હિંદુમુસલમાનને છૂટા પાડવાની આ એક આબાદ તદબીર છે. અફઘાનો જંગલી છે, ઘાતકી છે, લૂંટારા છે, એવી એવી વાતો આપણે હમણાં હમણાં સાંભળીએ છીએ. છતાં આપણે જાણીએ છીએ કે આવા લોકો સાથે મિત્રાચારી રાખવામાં આજ સુધી આપણી સરકારે મગરૂરી માનેલી. હવે મિત્રાચારી તૂટ્યા પછી એકદમ તેઓ આવા દુષ્ટ માલૂમ પડ્યા એનું કારણ કોણ સમજાવી શકે? હિંદુસ્તાન લૂંટારાથી ડરતું નથી. અત્યારેય દેશમાં કેટલીયે જગાએ ધાડો પડે છે. આખા દેશની ઇજ્જત લૂંટાતી હોય, કોમનો ધર્મ લૂંટાતો હોય, પ્રજાની સ્વતંત્રતા લૂંટાતી હોય, ત્યાં છૂટાંછવાયાં ઘર કે ગામ લૂટાયાથી શું ડરવાનું?

### એકતા તોડવાના પ્રપંચ

હિંદુ મુસલમાનની એકતા એ હજુ તો એક કુમળું વૃક્ષ છે. એને કેટલાય વખત સુધી અતિશય સંભાળથી પોષવું જોઈશે. હજી આપણાં મન જોઈએ તેટલા સ્વચ્છ નથી. દરેક બાબતમાં એકબીજાનો અણવિશ્વાસ રાખવાની આપણને આદત પડી ગઈ છે, તે જતી નથી. એ એકતાને તોડી પાડવાના અનેક પ્રકારના પ્રપંચો અને પ્રયત્નો થશે. એને કાયમને માટે મજબૂત બનાવવાનો રૂડો અવસર હિંદુઓના હાથમાં સહેજે આવી પડેલો છે. હિંદુઓનો ધર્મ તો એ છે કે મુસલમાન ધર્મનું રક્ષણ કરવામાં તેમને અત્યારે આપણે પૂરેપૂરી મદદ કરવી અને મુસલમાન કોમની ખાનદાની ઉપર વિશ્વાસ રાખવો.

### ભલાઓની ભ્રમણા

સરકારે આપણી ચળવળને તોડી પાડવાને અસાધારણ કાયદાનો ઉપયોગ નહીં કરવાનું જાહેર કરેલું. પણ સાધારણ કાયદાની મર્યાદામાં રહેતાં આપણી લડત સામે તેનાથી ટકી શકાયું નહીં. એટલે સાધારણ કાયદાનો દુરુપયોગ કરવો કે અસાધારણ કાયદાનો આશ્રય લેવો એ બેમાંથી એક પસંદ કર્યા સિવાય છૂટકો ન રહ્યો. પ્રતિષ્ઠા જાળવવાને ખાતર અને પોતે જાહેર કરેલી રાજ્યનીતિનું ઉલ્લંઘન કર્યું નથી એમ બતાવવાને ખાતર એણે પહેલો માર્ગ પસંદ કર્યો. કેટલાક વિસ્મય પામે છે કે ડૉ. તેજબહાદુર સપ્રુ જેવા કાયદામંત્રીના વખતમાં આમ કેમ થયું? કેટલાક ઉતાવળા થઈ આક્ષેપ કરે છે. વિસ્મય થવા જેવું આમાં કાંઈ છે જ નહીં. સરકારનું કારોબારી મંડળ કેવળ અંગ્રેજોનું જ બનેલું હોત તો સરકારની એમ કરવાની કોઈ દિવસ હિંમત ચાલત નહીં. ઉતાવળા થઈ આક્ષેપ મૂકતા

એ તો આપણો પોતાનો દ્રોહ કરવા જેવું છે. ડૉ. સત્ય અને શ્રીયુત શર્મા જેવા પ્રૌઢ દેશભક્ત સરકારને સાધારણ કાયદાનો દુરુપયોગ કરવામાં કે બીજી કોઈ પણ જાતની દમનનીતિ આચરવામાં સંમતિ આપે એમ માનવું એ મહાપાપ કરવા સમાન છે. કારોબારી મંડળના પડદા પાછળ શું બનતું હશે એ આપણે ન જાણી શકીએ. પણ આપણે આપણી અક્કલ ગીરો મૂકી ન હોય તો એટલું તો સમજી શકીએ કે અત્યારે તો ડૉ. સત્ય અને શ્રીયુત શર્મા એ સરકારની દમનનીતિની સામે થવામાં પોતાની તમામ શક્તિનો ઉપયોગ કરી રહ્યા હશે. એવા અનેક પ્રસંગો આવતા હશે કે જે વખતે એ બન્ને ભાઈઓ સરકારની સામે ખૂબ લડત ચલાવતા હશે, સરકારથી જુદા પડતા હશે અને છેવટે તેમની મરજી વિરુદ્ધ બહુમતીથી કામ થતું હશે. આ સંજોગોમાં એમની દૃઢ અને પ્રામાણિક માન્યતા એમ જ થાય કે જો તેઓ કારોબારી મંડળમાં ન હોત તો સરકાર પ્રજાને કચડી નાખત. એમાં જ આ રાજ્યની ખૂબી રહેલી છે. સરકારની રાજ્યનીતિ સામે એમનો વિરોધ તે જ એનો ખોરાક છે. એમની હાજરી એ જ એને પુષ્ટિ આપનાર થઈ પડે છે. અસહકારની લડતનું રહસ્ય જ ત્યાં રહેલું છે.

## માલેગાંવ

દમનનીતિની સામે સ્વરાજ્યના સૈનિકોએ હિંમત અને દૃઢતાથી જવાબ આપેલો છે તેને માટે આપણે મગરૂર થવા જેવું છે. આપણે તેમને મુબારકબાદી આપીએ છીએ. તેમની તપશ્ચર્યાથી સ્વરાજ આપણી પાસે આવતું જાય છે. તેમની દુઃખ સહન કરવાની શક્તિનું અનુકરણ કરવામાં આપણી જીત રહેલી છે. પરંતુ આપણી દુઃખ સહન કરવાની શક્તિ ઉપર જેટલો જીતનો આધાર છે, તેના કરતા આપણી શાંતિ જાળવવાની શક્તિ ઉપર જીતનો વધારે આધાર છે. આપણે તો માલેગાંવ જેવા બનાવથી સાવચેત રહેવાનું છે. એ બનાવ આપણને શરમાવે છે, નીચું જોવડાવે છે. અહિંસાનું તત્ત્વ જેટલું જોઈએ તેટલું પ્રજામાં દાખલ થઈ શક્યું નથી એનો એ પુરાવો છે. એવા બનાવોથી આપણે જીતેલી બાજી હારી જવાનો ભય રહે છે. શાંતિપ્રિય હિંદુસ્તાન માલેગાંવ જેવા ભયાનક બનાવથી થરથર કાંપે છે. હિંદુસ્તાનનું ખમીર જ એવું છે કે એવા બનાવ એ સહન નહીં કરી શકે. અસહકારનો પ્રાણ જ અહિંસા છે; હિંસા એનું મૃત્યુ છે. માલેગાંવનો બનાવ આપણને ચેતવણી આપે છે કે હાલના મર્યાદિત ક્રમને છોડી આગળ જવાને હજી વાર છે.

## આત્મશુદ્ધિનો કાર્યક્રમ

આપણી લડત આત્મશુદ્ધિની છે. ગુલામીમાંથી મુક્ત થવાની આશા રાખતા હોઈએ તો આપણે પોતે જ આપણા ભાઈઓને ગુલામીમાંથી પહેલાં મુક્ત કરવા જોઈએ. અસ્પૃશ્યતા એ હિંદુ ધર્મ ઉપર કલંક છે; એ ધર્મને બહાને ચાલતો ઢોંગ છે. એને આપણે નાબૂદ કર્યે જ છૂટકો છે. ઢેડભંગીનો તિરસ્કાર કરી આપણાં કર્મનાં ફળ આપણે ભોગવીએ છીએ.

આખા ગુજરાતમાં આજે ઘણી જગાએ દારૂનાં પીઠાં ઉપર પહેરો ભરવાનું કામ ચાલી રહ્યું છે. સેંકડો સ્વયંસેવકો હોંશ અને ખંતથી આ કામ કરી રહ્યા છે. અમદાવાદમાં કેટલીક ખાનદાન કુટુંબની બહેનો આ કામમાં જોડાઈ છે. ગુજરાતને આથી મગરૂર થવા જેવું છે. સ્વયંસેવકોએ જે શાંતિ અને વફાદારીથી પોતાની ફરજ બજાવેલી છે તે માટે હું તેમને મુબારકબાદી આપું છું.

## રેંટિયાની પ્રવૃત્તિ

એક વખત એવો હતો કે રેંટિયાનું નામ સાંભળી લોકો હસતા. બંદૂક, તોપ, હવાઈ જહાજ વગેરે રાક્ષસી સામગ્રી અને કવાયતી લશ્કર જેની પાસે છે, દરિયાનાં મોજાં ઉપર જેનો કાબૂ છે એવા પ્રતાપી રાજ્યની સામે એક નિઃશસ્ત્ર મૂઠી હાડકાંનો માણસ માથું ઊંચકી તેને હંફાવી શકે એ હસવા જેવી વાત નથી, પણ પ્રત્યક્ષ પ્રમાણ છે એ આપણે જોઈ શકીએ છીએ. એ શુદ્ધ સત્યાગ્રહ પાળવાની શક્તિનો પ્રભાવ છે. એ જ પ્રમાણે આસમને ઊંચકી રાખનાં હોય એવાં દેખાતાં મૅન્ચેસ્ટર અને લૅન્કેશાયરનાં કારખાનાંનાં ભૂંગળાં તેમ જ ઘોડાઓના સંખ્યાબળથી જેની શક્તિઓનાં માપ થાય છે એવાં ભયંકર દેખાતાં એન્જિન વગેરે રાક્ષસી યંત્રોના બળના પ્રભાવથી જકડાયેલા હિંદુસ્તાનની આર્થિક મુક્તિ તેની છાપરીઓમાં એક ખૂણે સમાઈ જતા સાદા અને સુંદર રેંટિયામાં છે, એ વાતને હસી કાઢનારા પણ હવે કોઈક જ છે. ગુજરાતમાં કાંતવાનું કામ ધીમે ધીમે ઠીક આગળ વધતું જાય છે. આપણે એને વિશેષ ગતિ આપવાની જરૂર છે. પણ તેથીયે વધારે જરૂર તો પરદેશી કાપડના બહિષ્કારની છે. ઘણાયે હજુ દેશી કાપડ પહેરતાં શરમાય છે. કેટલાક ઘરમાં છે એટલું પહેરી ફાડ્યા પછી બીજું નવું નહીં લાવવાની વાત કરે છે! એ તો ભ્રમણા છે. દારૂનું વ્યસન છોડનાર એમ નહીં કહી શકે કે ઘરમાં બાટલી છે તે પૂરી કર્યા પછી છોડીશ. એ શ્રદ્ધા વગરની વાત છે. સૂતર કાંતવાના કામમાં કે સ્વદેશી કાપડ પહેરવામાં આપણને નથી અક્કલની મદદની જરૂર કે

નથી વાઇસરૉય સાહેબની મહેરબાનીની જરૂર. સ્વરાજ્ય મળશે તોયે સ્વદેશી ધર્મ પાળતા નહીં હોઈએ તો એ ક્યાં પચવાનું છે?

### દેશી રાજ્યો

દેશી રાજ્યોની પ્રજાએ જાગ્રત થવાની જરૂર છે; તેઓથી હવે એમ નહીં કહી શકાય કે 'અમે ક્યાં અંગ્રેજ સરકારની રૈયત છીએ? અમારે આ ચળવળ સાથે શી લેવાદેવા છે?' દેશી રાજ્યોમાં-કોણ એવો હશે કે જે એમ કહી શકે કે જલિયાંવાલા બાગ જોડે મારે શી લેવાદેવા છે? દેશી રાજ્યોમાં વસતા મુસલમાનોનો ધર્મ બ્રિટિશ મુલકમાં વસતા મુસલમાનોથી જુદો છે એમ કોણ કહી શકે છે? બન્ને એક જ નાવમાં બેઠેલા છે. સુભાગ્યે એમની જાગૃતિની શરૂઆત થઈ ચૂકી છે. કાઠિયાવાડની રાજકીય પરિષદ એ જાગૃતિનો પુરાવો છે. આપણી ચળવળનો આત્મશુદ્ધિનો ભાગ દેશી રાજ્યોની પ્રજાએ ખૂબ જોરથી ઉપાડી લેવો જોઈએ. એમાં તેમને કોઈ જાતની મુસ્કેલી નડે તેમ નથી. સ્વદેશી ચળવળને તેમણે વધાવી લેવી જોઈએ. અસ્પૃશ્ય વર્ગનો તિરસ્કાર છોડવો જોઈએ. મદ્યપાનનો ત્યાગ કરવો જોઈએ. મહાસભાના સભાસદો થવામાં અને સ્વરાજ્ય ફંડના ફાળામાં તેમણે પોતાનો હિસ્સો આપવો જોઈએ. આથી વધારે મદદની આશા અત્યારે આપણે એમની પાસેથી રાખતા નથી. કેટલાક રાજાઓ પશ્ચિમના સુધારાના પૂજારી છે. તેઓ રેંટિયામાં દેશને દોઢસો વરસ પાછળ લઈ જવાનો ડર દેખી રહ્યા છે. પશ્ચિમનો સુધારો જગતની અશાંતિનું મૂળ છે એ તેઓ જોઈ શકતા નથી. રાજાપ્રજા વચ્ચે ક્લેશ કરાવનાર, મોટી મોટી સલ્તનતોના ભૂકા કરાવનાર, મહાન રાજ્યોને ગ્રહોની માફક અથડાવી પૃથ્વીનો પ્રલય આણનાર, માલિકો અને મજૂરો વચ્ચે જાદવાસ્થળી મચાવનાર પશ્ચિમનો સુધારો શેતાની શસ્ત્રો અને સામગ્રી ઉપર રચાયેલો છે. એ સુધારાનો વંટોળિયો આખા જગત ઉપર જોસભેર ફેલાતો જાય છે તે વખતે એકલું હિંદુસ્તાન તેની સામે અડગ થઈ ઊભું રહી પોતાનો અને બને તો જગતનો બચાવ કરવા ઇચ્છે છે. પશ્ચિમનો સુધારો હિંદુસ્તાનમાં દાખલ કરવાનું ઇચ્છનારાઓની પાસે તે સુધારાને પચાવવાની શી સામગ્રી છે? હિંદુસ્તાન એ સુધારાની પાછળ દોડતાં હમેશાં પાછળ જ રહેવાનું. તે આ ભૂમિને અનુકૂળ જ નથી. આત્મબળને પૂજનાર હિંદુસ્તાન એ શેતાનના તેજમાં કોઈ દિવસ તણાવાનું નથી.

### 'સુલેહશાંતિ'નાં મંડળો

સુલેહશાંતિનાં મંડળ (Leagues of Peace and Order) હિંદુસ્તાનમાં બધે ઠેકાણે નીકળવા માંડ્યાં છે. ગુજરાત એ ઢોંગ અને

પ્રપંચમાંથી બચી જશે એમ હું ધારતો હતો પણ તે ખોટું પડ્યું છે હું જાણીને દિલગીર થયો કે તેવા મંડળ સ્થાપવાની શરૂઆત ગુજરાતમાં થઈ છે અમલદારોની પ્રેરણા કે આશ્રયથી આ મંડળ સ્થપાતા હોય તો તેથી શાંતિને બદલે અશાંતિનો ભય વધારે છે. અમલદારોનો તો સુલેહશાંતિ જાળવવાનો ધર્મ છે જ અને એ ધર્મ તેઓ પાળતા હોય તો આ મંડળની શી જરૂર પડે? ઘણે ભાગે તો નાનામોટા અમલદારો પ્રજાને હદ ઉપરાંત ચીડવે છે તેને પરિણામે જ તોફાન કે અશાંતિ થાય છે પછી તે તોફાનની જવાબદારી કોઈના ભાગ્ય ઉપર ઢોળી પાડવામાં આવે છે. અમલદાર અને પ્રજા વચ્ચે પ્રેમનો છાંટો ન હોય ત્યાં સુધી આવા મંડળમાં ભળવું એ જાળમાં ફસાવા જેવું છે જ્યારે પ્રેમભાવ હશે ત્યારે આવા મંડળોની આવશ્યકતા જ નહીં હોય જો અમલદાર વર્ગના આશ્રય કે ઉત્તેજનથી આ મંડળ સ્થપાતા ન હોય તો આ મંડળ સ્થાપનારાઓનો હેતુ શો છે એ મને સમજ પડતી નથી શું આજ સુધી તેઓ અશાંતિ કે અરાજકતા પસંદ કરનારા હતા? તેમનો પ્રજા ઉપર કેટલો કાબૂ છે તેની તેમને ખબર હોવી જોઈએ આવા મંડળ કાઢવાથી તેઓ પોતાનું કાર્ય સાધી શકશે કે જાણ્યેઅજાણ્યે સરકારના હથિયાર બની થોડીઘણી રહેલી પ્રતિષ્ઠા પણ ગુમાવશે એ વિચારવાનું કામ હું એમને સોંપું છું શું એમને ખબર નથી કે અત્યારની હિંદુસ્તાનની અજબ શાંતિ સરકારની તોપ કે બંદૂકથી નથી રહેલી? જો બળવાખોરોને માટે રોલેટ કાયદો પસાર કરવાને સરકારે અસાધારણ ઉતાવળ કરી તેમનો શું હિંદુસ્તાનમાંથી નાશ થઈ ગયો છે? ઉપરાઉપરી અસહ્ય અપમાન થયા, ઝનૂની કોમના ધર્મ ઉપર ધાડ આવી, છતાં દેશમાં જે શાંતિ વર્તી રહી છે તે તો અહિંસાત્મક અસહકારનો જ પ્રતાપ છે શાંતિના મંડળો અસહકારવાદીઓએ ગામેગામ અને શેરીએ શેરીએ લડત શરૂ કરી ત્યારથી જ સ્થાપેલા છે ગાડા તળે પેસી કૂતરું ગાડું ઘસડવાનું માને ખાટવા ઇચ્છે તો ભલે, પણ બકરું દાઢતા ઊંટ ન પેસે એ યાદ રાખવાની જરૂર છે જો આ મંડળો સુલેહશાંતિ જાળવવાનો બોજો ઉપાડી લે તો આપણે તેમનો મોટામાં મોટો ઉપકાર માનીશું અને એક જ અઠવાડિયામાં સ્વરાજ્યની એમને ભેટ કરીશું

## ઉપસંહાર

ગુજરાતે ઘણું કર્યું છે ગુજરાતની વિદ્યાપીઠ એ ગુજરાતની શોભા છે પ્રજાની આંખ એના પર ઠરી છે એના આચાર્યો અને અધ્યાપકોએ ગુજરાતની ભારે સેવા બજાવી છે અભ્યાસ મુલતવી રાખી ડિગ્રીઓનો મોહ છોડી જે સ્વયંસેવકો પ્રજાની સેવા કરી રહ્યા છે તેમણે ગુજરાતને

દીપાવ્યું છે. ગુજરાતની મ્યુનિસિપાલિટીઓએ પ્રજાની લાગણીનો સુંદર પુરાવો આપ્યો છે. એ સૌને હું ખરા અંતઃકરણથી મુબારકબાદી આપું છું. પણ ગુજરાતે કરી બતાવ્યું છે તેનું લંબાણ વિવેચન કરવાની જરૂર જ નથી. ગુજરાતે તો સ્વરાજ્યનું બીડું ઝડપ્યું છે; મહાસભાને આમંત્રણ આપ્યું છે. એ ગુજરાતને ઘણું કરવાનું રહ્યું છે. તેનો વિચાર કરી સૌ પોતપોતાની જવાબદારી ઉપાડી લે, ગુજરાતમાં સ્વરાજ્યનો વાવટો ફરકાવે અને ગુજરાતની કીર્તિ અમર કરે એટલું જ ઇચ્છું છું. ઈશ્વર સૌને એટલું બળ આપે એવી મારી પ્રાર્થના છે.

નવજીવન, ૫-૬-૧૯૨૧

૯

# વિદેશી કાપડની હોળી

[તા. ૧૮-૯-૧૯૨૧ના રોજ અમદાવાદમાં વિદેશી કાપડની હોળી કરવા મળેલ મેદની સમક્ષ કરેલા ભાષણની નોંધ.]

આજનો પ્રસંગ ઘણો ગંભીર છે. એ ગંભીર પ્રસંગ આપણે પૂર્ણ ગંભીરતાથી જ ઊજવવાનો છે. આજે આપણે બીજી વાર આ મહાન પ્રસંગ ઊજવવા મળ્યા છીએ. આજનું અસાધારણ સરઘસ આપણને મગરૂરી ઉત્પન્ન કરાવે તેવી સંપૂર્ણ સુલેહશાંતિથી શહેરમાં ફર્યું છે. જોકે સમસ્ત હિંદીઓની અને ખાસ કરીને ઇસ્લામી બંધુઓની લાગણી, મૌલાના મહમદઅલી અને શૌકતઅલીના પકડાવાથી ઘણી દુભાયલી છે, છતાં પ્રજાએ મન પર પૂરેપૂરો કાબૂ રાખીને જે શાંતિ જાળવી છે એ ગૌરવ ઉપજાવનારી બીના છે. રસ્તામાં આપણને બે જગાએ લશ્કરી માણસોની સલામી થઈ. પણ એ તો આવ્યા હશે ત્યાં પાછા ફરશે. એ લોકોને તકલીફમાં પડવા જેવું પ્રજાએ જાણેઅજાણ્યે પણ કશું પગલું ભર્યું નથી. અને હમેશાં એ જ પ્રમાણે સુલેહશાંતિ જાળવવામાં આવશે તો લશ્કરી સાધનો નાનાં બાળકોને રમવાનાં રમકડાંરૂપ નીવડશે કે પડયાં પડયાં કટાઈ જશે એમાં શક નથી. સ્વરાજ્યપ્રાપ્તિ માટે સંપૂર્ણ સુલેહશાંતિની જ જરૂર છે. આજે અલીભાઈઓ પકડાયા ને કાલે બીજા ભાઈઓ પકડાય, ખુદ મહાત્માજીને પણ પકડવામાં આવે તોય પ્રજાએ મન ઉપરનો કાબૂ ન ખોવો. સંપૂર્ણ સુલેહશાંતિ જાળવવી અને પકડાતા નેતાઓની જગાએ ગોઠવાઈ જવું તથા

તેમની અહિંસાત્મક અસહકારની પ્રવૃત્તિને વધારે વેગવાન બનાવવી એ તાલીમ જ હવે પ્રજાએ મેળવી લેવાની છે.

### વિરોધી પક્ષ

પણ એ તાલીમની સાથે તમે એટલું પણ ધ્યાનમાં રાખજો કે આપણી અહિંસાત્મક ચળવળની વિરુદ્ધ અવાજ ઉઠાવનારો વર્ગ પણ હયાતી ભોગવે છે. કૉંગ્રેસે કહ્યું કે વકીલો હોય તે વકીલાત છોડે. વિરુદ્ધ પક્ષને ગળે એ વાત ન ઊતરી. કૉંગ્રેસે ફરમાવ્યું કે સરકારી અદાલતોમાં ન જાઓ. વિરુદ્ધ પક્ષને એ ખર્ચાળ સ્થળથી દૂર થઈ જવાની માગણી પણ ખૂંચી. સત્તાને નબળી બનાવવા અને ઝેરી શિક્ષણથી બચવા સારુ કહેવામાં આવ્યું કે સરકારી મદરેસા અને શાળામહાશાળાનો ત્યાગ કરો. એ ભલામણ પણ વિરુદ્ધ પક્ષને ન રુચી. દારૂ આદિનાં મલિન પીણાંથી બચવાની બાબતમાં પણ એવો જ વિરોધ. અમદાવાદમાં આટલા બધા પારસીઓ છે, તેમાંથી એક પણ એવો ન નીકળ્યો જે દારૂનું પીઠું બંધ કરાવી કોઈ બીજે ધંધે પીઠાવાળાને વળગાડી શકે. આ બધા પર પૂરતો વિચાર કરીને હવે લોકો પર દૃષ્ટિ ફેંકવામાં આવી છે. લોકોએ પહેલી જ માગણી માગ્યા દામ દઈ ને સફળ કરી છે. કરોડ રૂપિયા ભરાઈ ચૂક્યા છે. નેતાઓને લોકો પર ભરોસો છે. સામાન્ય લોક જે ભોગ આપશે; સ્વરાજ્યપ્રાપ્તિ માટે જેટલું કરશે તેટલું બીજા કોઈ નથી કરવાના. પ્રજાએ હવે સમજવું જોઈએ કે કેવળ કરોડ રૂપિયા વડે જ સ્વરાજ્ય ન મળે, ખિલાફતની આફત ન મટે, પંજાબના અન્યાયો નિર્મૂળ ન થાય. સ્વરાજ્યપ્રાપ્તિની વસ્તુ નાનીસૂની નથી. એટલે તેની પ્રાપ્તિ માટે જે ભોગ આપવો પડે તે પણ નાનોસૂનો તો ન જ હોય.

### ભોગ આપો

ભોગ ઘણી રીતે અપાય છે. ગંભીર વિચારને અંતે અને દેશની દશાનો પૂરેપૂરો ખ્યાલ કર્યો પછી ગાંધીજીએ અહિંસાત્મક અસહકારનો ઝંડો ઉઠાવ્યો. વિરુદ્ધ પક્ષને તેનો કોઈ પણ તબક્કો યોગ્ય ન લાગતો હોય, તો તેમને શું યોગ્ય કે તલવાર કે તોપનો માર્ગ પસંદ પડે છે? નાનું બાળક પણ કહી શકશે કે આ દેશ એવાં શસ્ત્ર ઉઠાવી શકે તેવી તાકાતવાળો છે જ નહીં. બંગાળીઓએ પશ્ચિમનો અનુભવ મેળવીને બૉમ્બના અખતરા અજમાવ્યા. જુવાનિયાઓનું લોહી તાબડતોડ ભોગ આપવાને વધારે ઊકળી રહ્યું હોય છે એ વાત પણ ખોટી નથી. પરંતુ આપણે જોયું કે એવું પશુબળ વાપરવાના પરિણામે આપણને જ વધારે સોસવાનું રહે છે અને આપણે ઊંચે નથી ચડતા પણ નીચે ને નીચે પડતા જઈએ છીએ. અંગ્રેજ

પ્રજા આગગ એવાં શસ્ત્રોથી હાવી શકીએ તેને માટે આપણે વર્ષો જોઈએ. વર્ષોના ગાળા પછી પણ આપણને તેમના જેવા તૈયાર બનાવવામાં આવે કે નહીં તે વિષે મને તો શંકા જ રહેશે—બલકે બનવા જ ન દે એમ લાગે છે. ત્યારે સવાલ એ છે કે આપણે કરવું શું? સડતા આવ્યા છીએ તેમ ગુલામીમાં સડયાં જ કરવું? પ્રજા પડી પડી સડયાં કરવાને હવે તૈયાર નથી. પ્રજા સ્વતંત્રતા ઇચ્છી રહી છે. તેને માટે જ અહિંસાત્મક અસહકાર આદરવામાં આવેલો છે. તે દ્વારા ભોગ તો આપવાનો છે, પણ તે ભોગ જુદી જ તરેહનો છે. અંગ્રેજ પ્રજા ભોગ આપી જાણે છે. તેનો એ ગુણ કાઢી નાખવા યોગ્ય નથી. પ્રજા પાસે હાલ કાંઈ અસાધારણ કે મહાન ભોગની માગણી થયેલી જ નથી. વર્ષો થયાં જે વસ્તુએ ગુલામીની બેડીમાં જકડેલા છે, તે બેડી તોડવાની માગણી જ થયેલી છે. તેનાથી છૂટાં થતાં બધી રીતે છૂટા થઈ શકીશું. તેટલા જ માટે વિદેશી વસ્ત્રોને અગ્નિસંસ્કાર કરી દેવાની ચળવળ ચાલી રહેલી છે. એ ચળવળની અસર અત્યાર પહેલાં કેવી ગંભીર થયેલી છે તે તો હવે ભાગ્યે જ કોઈનાથી અજાણ્યું હશે. વિદેશી કાપડને અગ્નિદાહ તો દેવાયો પણ ન હતો, કેવળ તેનો ઠરાવ જ થયો હતો, તેટલામાં તો લેન્કેશાયરને સળવળાટ થયો અને હવે પ્રતિનિધિમંડળ હિંદ આવવાને તૈયારી કરી રહ્યું છે! એ ભલે આવે. આપણે આપણી ચળવળમાં મક્કમ રહેવાનું છે અને શુદ્ધ દાનતથી વિદેશી કાપડનો હમેશને માટે બહિષ્કાર કરવાનો છે. દેશની તેત્રીસ કરોડ પ્રજા એક મનથી જો આટલું જ કરે, તો સ્વરાજ્યપ્રાપ્તિને જરા પણ વિલંબ ન થાય. ડિસેમ્બર સુધી પણ રાહ જોવી ન પડે. સ્વરાજ્ય વહેલું મળશે કે મોડું તેનો આધાર પ્રજાના સંયમ અને ભોગ પર જ રહેલો છે. જ્યારે એવી મજબૂત એકતાનો દિવસ આવશે ત્યારે તમે એમ માનો છો કે પરદેશની એક લાખ જેટલી સંખ્યા ધરાવતી કોમ અહીં પડી રહેશે? એ કોમ ચકોર છે. તે ચેતી જશે કે હવે હિંદને ગુલામીમાં રાખ્યે નહીં પાલવે.

### સરકારનો અવળો પ્રચાર

શરૂઆતમાં તો અસહકારની ચળવળને ઘેલછાભરેલી જ ગણી કાઢવામાં સરકારે ડહાપણ માન્યું હતું. એ ચળવળ આપોઆપ શમી જશે એવું સરકારે જાહેર કર્યું. અસહકાર અહિંસાત્મક રહેશે ત્યાં સુધી તેના પર હાથ નાખવામાં નહીં આવે એવું પણ ધારાસભામાં કહેવામાં આવ્યું. પરંતુ એ શબ્દો ઝાઝો વખત ન ટક્યા. અલીભાઈઓને આખરે પકડવામાં આવ્યા છે. તે પહેલાંથી જાપ્તાની નીતિ શરૂ થઈ ચૂકી છે. નાનામોટા નેતાઓને ઓછીવત્તી સજાઓ થવા માંડી છે. એમ કરતાં

કરતાં અલીભાઈઓ પર પણ નજર કરવામાં આવી. તેમના એક ભાષણ સંબંધી લોકોમાં ગેરસમજ ઉત્પન્ન થાય તેવું જણાતાં ગાંધીજીની સલાહને માથે ચડાવીને અલીભાઈઓએ ખુલાસાપત્ર બહાર પાડ્યો. તે ખુલાસાપત્રને સરકારે માફીપત્ર તરીકે ઠોકી બેસાડ્યો અને એવી દાંડી પિટાવી કે માફી માગવાથી હવે તેમના પર કામ ચલાવવામાં નહીં આવે. પણ સજાથી ડરીને માફી માગે એવા અલીભાઈઓ છે જ નહીં. તેમણે જ્યાં જ્યાં ભાષણ કરવાનો પ્રસંગ મળ્યો ત્યાં ત્યાં સરકારની ભળતી વાતનો ચોખ્ખો ને ચટ ખુલાસો કર્યો અને કહ્યું કે સરકાર જે થાય તે કરી લે. અમે સરકારના ડરથી ખુલાસાપત્ર બહાર પાડ્યો જ નથી, પ્રજામાં ગેરસમજ ફેલાતી અટકે અને અમે અહિંસાત્મક અસહકારને જ વળગી રહેલા છીએ એ વાતમાં કોઈ શંકિત ન બને તેટલા જ માટે એ ખુલાસો છે. અસહકારની ચળવળ ચલાવવા દેવામાં સરકારે જોયું કે પોતે જે સિંહાસન પર આરૂઢ થયેલ છે તે સિંહાસન ડોલવા લાગ્યું છે, એટલે અલીભાઈઓને ગયા ગુરુવારની મધરાત પછી પકડવામાં આવ્યા. પ્રજાએ સરકારને ઓળખી લીધી છે. ગમે તેવા પ્રયત્નો થશે પણ પ્રજામાં અલીભાઈઓની જે પ્રતિષ્ઠા છે તેને જરાય ધોકો પહોંચવાનો નથી. અલીભાઈઓ પર એવો આરોપ મૂકવામાં આવ્યો છે કે તેમણે લશ્કરી માણસોને ઊંધે રસ્તે દોરવનારી સલાહ આપી છે. પણ ખરો ઇસ્લામ બચ્ચો હશે તે તો હજુ પણ પોતાના ધર્મને બાજુ પર મૂકીને ઊલટી રીતે નહીં જ વર્તે અથવા તેવી બીજાને સલાહ નહીં જ આપે. અલીભાઈઓને પકડ્યા પછી સરકારે પ્રેસનોટ કાઢીને દેશી લશ્કરની ઇજ્જત તેમ જ તેની ભક્તિના રક્ષક હોવાનો દાવો કર્યો છે. પણ તે દાવો કેટલે દરજ્જે વાજબી છે તે પ્રજા નથી સમજતી એમ નહીં. ઉલેમાઓના ફતવાને જપ્ત કરવામાં આવ્યા છે તે પણ પ્રજા જાણે છે.

વળી પ્રજામતને પોતાના તરફ વાળવા માટેના સરકારી પ્રયત્નો પણ થઈ રહ્યા છે. હિંદી ધારાસભામાં સરકાર રાજી રહે તેવી રીતે વર્તનારા સભ્યોને સરકારે સલાહ આપી છે કે તમારા વિચારો પ્રજા સમક્ષ જાહેર કરી પ્રજામત સરકારની બાજુમાં કેળવતા રહો. સરકારી પક્ષે તે સલાહનો અમલ નથી કરવા માંડ્યો એમ નહીં. આજે જ શાંતિ પ્રગતિ મંડળની સભા બધવારણે મળી છે. જેને ઇજન મળ્યું હોય તે જ એ સભામાં જઈ શકે એવી તો એની કાર્યપદ્ધતિ છે. લોકમત એવી જ રીતે કેળવાતો તેમને લાગતો હશે! એ સભામાં પચાસ માણસો હશે કે વધારે તે તો હું કહી શકું નહીં. પરંતુ તમારે તેના રિપોર્ટનું માપ જાણવું હોય તો

ખારસાં બે કૉલમ ભરાય તેટલો લાંબો રિપોર્ટ પેપરોમાં છપાશે. પણ સરકાર એ સહકારીઓનેય સારી રીતે ઓળખે છે. સરકાર પોતાને ગોઠે તેટલું જ કામ તેમની પાસે કરાવી લે છે. સહકારી વર્ગમાં પણ સરકાર કેટલો વિશ્વાસ ધરાવતી હશે એ એક ગહન પ્રશ્ન છે.

## ત્રીજી વાર હોળી

પણ સરકાર શું કરે છે એ તરફ જોયા વિના આપણું કર્તવ્ય શું છે એનો જ વિચાર આપણે કરવો જોઈએ. એટલા માટે જ સ્વદેશીનો સંપૂર્ણ અંગીકાર કરવાનું પ્રજાને સૂચન થયું છે. વિદેશી કાપડનો બહિષ્કાર કરવામાં કાંઈ ઝાઝો ભોગ નથી આપવાનો. જો એટલો ભોગ ન આપવાનો હોય તો પછી છેલ્લો રસ્તો એ જ રહ્યો છે કે તુરંગો ભરવા માટે મોટી સંખ્યામાં તૈયાર થવું. મુદ્દત હવે લાંબી નથી. ડિસેમ્બર સુધીમાં આપણે હિસાબ પતાવી દેવાનો છે. તે દરમિયાન દરેકે સ્વદેશીવ્રત પાળતા થઈ જવાનું છે. હજુ પણ કોઈ બાકી રહ્યા હોય તો તેમને માટે મહાત્મા ગાંધીજીની જયંતી પ્રસંગે વિદેશી કાપડની ત્રીજી વાર હોળી થવાની છે, તે વખતે બાકી રહ્યા હોય તેમણે ગુલામીમાંથી છૂટવાનું છે. હમણાં જ મને ખબર મળી છે કે આવતી તા. દ્દીએ અહીં ઑલ ઇન્ડિયા કૉંગ્રેસ કમિટી મળવાની છે. કમિટીના સભ્યો આપણી કિંમત ન કરી જાય તે પણ જોવાનું છે. મને આશા છે કે કરોડ રૂપિયા એકઠા કરવામાં જેવો આબાદ જવાબ પ્રજાએ વાળ્યો છે તેવો સ્વદેશીના સંબંધમાં પણ વાળશે.

પ્રજાબંધુ, ૨૫-૯-૧૯૨૧

# ૩૬મી રાષ્ટ્રીય મહાસભા – અમદાવાદ

[ ૧૯૨૧ના ડિસેમ્બરમા અમદાવાદ ખાતે મળેલી ૩૬મી રાષ્ટ્રીય મહાસભાના સ્વાગતપ્રમુખ તરીકે આપેલુ ભાષણ ]

આ વર્ષના જેવા સજોગોમા અગાઉ કોઈ વાર મહાસભાની બેઠક ભરાઈ નથી આપણા પ્રિય અને પૂજ્ય કાર્ય કરનારાઓના વિયોગથી દિલગીર થવાને બદલે આજે આપણા હૈયામા હરખ માતો નથી હુ તેમને નેતાઓ તો નહી કહુ કારણ કે પૂરા થતા આ વર્ષમા આપણે એટલુ શીખ્યા છીએ કે નેતાપણુ સેવામા રહેલુ છે. આપણે માનીએ છીએ કે મહાન અને વિદ્વાન મુસલમાનો અને હિંદુઓ આજે સરકારી જેલોમા તેમની ખરી કમાણીનો આરામ ભોગવી રહ્યા છે તેનું કારણ એ કે તેઓએ આપણી સેવા ઉઠાવી છે અને આપણે માટે સહન કર્યું છે. આપણે જેને માટે તલસી રહ્યા છીએ તે લહાવો તેઓ માણી રહ્યા છે, જે લહાવો કાયદા અને વ્યવસ્થાના સિદ્ધાત ઉપર મડાયેલી હોવાનો ડોળ કરનારી પરતુ દિવસે દિવસે વધારે ને વધારે દીવા જેવુ દેખાતું જાય છે તેમ કેવળ બળજોરી ઉપર જ મડાયેલી આ સરકારે આટલા દિવસ અટકાવી રાખ્યો હતો.

### પાસે આવતા સ્વરાજનાં ચિહ્નો

અમે આશા રાખી હતી કે આપણે સ્વરાજની સ્થાપનાનો ઉત્સવ ઊજવવા ભેગા મળીશુ અને તેથી તેના પ્રસગને છાજે એવા પ્રકારનુ સ્વાગત કરવા અમે પ્રયત્ન કર્યો છે. તે શુભ અવસર ઊજવવાનું બની શક્યું નથી દયાનિધિ પરમાત્માએ આપણી કસોટી કરવા અને આવા મોઘેરા દાનને લાયક થવા આપણે માટે કષ્ટ મોકલ્યુ છે. કેદના, શારીરિક હુમલાના, જબરાઈથી જડતીના, આપણા કાર્યાલયો તથા શાખાઓના તાળા તોડ્યાના, — એ બધા પ્રસગોને પાસે આવતા સ્વરાજના ચોક્કસ ચિહ્નો માની લઈ તથા આપણા મુસલમાન ભાઈઓને તેમ જ પજાબીઓને થયેના જખમ ઉપર કડા મલમ રૂપ ગણી લઈ આપના સ્વાગતને માટે કરેલા અમારા શણગારમા, સગીતના જલસામા કે બીજા આનદસૂચક કાર્યક્રમોમા અમે કોઈ રીતનો ફેરફાર કે ઘટાડો કર્યો નથી

પરંતુ આપને અમારે ત્યાં નોતરવાના માનની અમારી લાયકાતનો નિર્ણય તમારે માટે કરેલા સુખસગવડના બંદોબસ્ત ઉપરથી કરવા અમે આપને કહીશું નહીં. અમારા સ્વાગતમાં રહેલી ત્રુટીઓનું અમને પૂરેપૂરું ભાન છે, પણ તે સઘળું આપ દરિયાવ દિલ રાખી દરગુજર કરશો એવી સ્વાગતસમિતિ ઉમેદ રાખે છે.

અમારી પરીક્ષાનું ધોરણ આપે જુદું જ ઠરાવેલું છે અને અમે તે રાજીખુશીથી સ્વીકારી લીધું છે. તેના મુખ્ય અને પ્રાણદાયી [illegible]ન અહિંસા સાથે અસહકારનો રચનાત્મક કાર્યક્રમ અમે કેટલે દરજ્જે ઉપાડી લીધો છે તેમાં અમારી પરીક્ષા રહેલી છે. પ્રજામત ઉપર પોતાની સલામતીનો આધાર રાખવાને બદલે જે સરકાર બળજોરી ઉપર પોતાનો આધાર રાખે છે અને તે પ્રમાણે વર્તે છે તેની સંસ્થાઓ સાથેનો સંબંધ આપણે છોડી દીધો છે. તેનો અર્થ એ જ છે કે કોઈ પણ સંજોગોમાં આપણે ખુનામરકીનો ત્યાગ કરવા ઇચ્છીએ છીએ. હું સચ્ચાઈપૂર્વક દાવો કરી કહી શકું છું કે અમે મનસા વાચા કર્મણા અહિંસાપરાયણ રહેવાનો પ્રયત્ન કર્યો છે. અમારામાં રહેલી નબળાઈ ઉપર વિજય મેળવી શુદ્ધ થવા અમે ખરા દિલથી અને ચોક્કસ પ્રયત્ન કર્યો છે. આનું સૌથી સ્પષ્ટ ચિહ્ન હિંદુમુસલમાન એકતા છે. જોકે અત્યાર સુધી અમે એકબીજાનો અણવિશ્વાસ રાખતા અને એકબીજાને કુદરતી દુશ્મન માનતા આવ્યા, પણ હવે અમે પરસ્પર મહોબત કરવા લાગ્યા છીએ અને પૂરેપૂરા દોસ્તીના હકથી રહેવા લાગ્યા છીએ. આપને હું આ અભિમાન સાથે જાહેર કરું છું કે અમારો સંબંધ કેવળ દમ વિનાની દોસ્તીનો નથી પરંતુ રાષ્ટ્રીય કાર્ય આગળ ધપાવવામાં અમે એકબીજાની સાથે હળીમળી કામ કરીએ છીએ. તે જ પ્રમાણે અમે પારસી, ખ્રિસ્તી વગેરે બીજા દેશબાંધવો સાથે મીઠાશનો સંબંધ કેળવ્યો છે.

### સહિષ્ણુતા એ અહિંસાનો પ્રાણ છે

અમારો કાર્યક્રમ અમે જોશભેર ચલાવ્યો છે, છતાં અમારાથી ભિન્ન મત ધરાવનારા સાથે દોસ્તીનો સંબંધ કાયમ રાખવા અમે પ્રયત્ન કર્યો છે. અમે જોયું છે કે સહિષ્ણુતા એ અહિંસાનો પ્રાણ છે. સરકારી ખિતાબો છોડી દેવાની અને વકીલોએ વકીલાત છોડવાની બાબતમાં, મને કહેતાં દિલગીરી થાય છે કે મગરૂર થઈ શકીએ એવું અમે કંઈ બતાવી શકીએ એમ નથી. કેટલા મતદારોએ મત આપવા એ દૃષ્ટિએ જોઈએ તો ધારાસભાનો બહિષ્કાર ખચીત બહુ વ્યાપક ગણાય. કેળવણીની બાબતમાં

અમારું કામ અમને શોભાવે એવું છે. કેટલીક ઉત્તમમાં ઉત્તમ નિશાળો અને હાઈસ્કૂલોએ સરકાર સાથેનો સંબંધ છોડ્યો છે. અને તેમ કરવાથી તેમને લગીરે નુકસાન થયું નથી. ઘણીખરી મોટી રાષ્ટ્રીય શાળાઓમાં હાજરી વધતી જાય છે. અમે રાષ્ટ્રીય વિદ્યાપીઠ અને રાષ્ટ્રીય મહાવિદ્યાલય સ્થાપ્યાં છે તથા વિદ્યાપીઠથી માન્ય થયેલી અનેક શિક્ષણ સંસ્થાઓ અમારે ત્યાં ચાલે છે. માન્ય થયેલી તથા બીજી રાષ્ટ્રીય શાળાઓમાં કુલ ૩૧,૦૦૦ છોકરાઓ અને છોકરીઓ ભણે છે.

બે વર્ષ ઉપર અમારા પ્રાંતમાં ભાગ્યે જ કોઈ રેંટિયો ચાલતો હતો. આજે તો ઓછામાં ઓછા ૧,૧૦,૦૦૦ રેંટિયા ચાલી રહ્યા છે. અત્યાર સુધીમાં આશરે બે લાખ રતલ ખાદી અમે તૈયાર કરી છે. સ્વદેશીનો પ્રચાર કરવામાં તથા ખાદી પેદા કરવામાં અમે લગભગ પાંચ લાખ રૂપિયા ખરચી ચૂક્યા છીએ. આ બધા મંડપો તથા ખાદીનગર બાંધવામાં કરેલો ખાદીનો ઉપયોગ એ સ્વદેશીની બાબતમાં અમે શું કરી શક્યા છીએ એનો પ્રત્યક્ષ પુરાવો છે.

દારૂનિષેધ માટે પીઠાંઓ પર પહેરા ભરવાનું કામ અમે વિશાળ પાયા પર ઉપાડ્યું છે અને તેનું પરિણામ પણ સારું આવેલું છે. પહેરા ભરનારની પસંદગી કરવામાં અમે બહુ જ કાળજી રાખી છે. તેમના કામની કસોટીમાંથી તેઓ પાર ઊતર્યા છે અને કેટલાકોને તો દારૂ પીનાર કે વેચનારાઓના હાથના મારની પણ બરદાસ્ત કરી લેવી પડી છે.

### અસ્પૃશ્યતા કેવળ મનનું કારણ છે

અસ્પૃશ્યતાની બાબતમાં અમે કદાચ સૌથી વધારે પ્રગતિ કરી છે. આપણા અંત્યજ ભાઈઓ છૂટથી અમારી સભાઓમાં આવે છે. રાષ્ટ્રીય શાળાઓમાં તેમને દાખલ કરવાનો સિદ્ધાંત અમે સ્વીકાર્યો છે. વિદ્યાપીઠની નિયામક સભાને તે સિદ્ધાંતને સારુ જબરી લડત લડવી પડી હતી. પરંતુ વ્યવહારમાં અંત્યજ બાળકોને રાષ્ટ્રીય શાળાઓમાં સમજાવીને લાવવાનો અને ઉચ્ચ ગણાતાં હિંદુઓનાં બાળકો કરતાં તેઓ કોઈ રીતે હલકાં નથી એવું તેમને લગાડવાનો આગ્રહપૂર્વક પ્રયત્ન હજી થયો નથી, એટલે અંત્યજો સારુ અલગ નિશાળો વધાર્યે જવાનો અમારો ઉદ્દેશ જોકે નથી, તોપણ થોડાક વખત સુધી તો અમારે તેવી નિશાળો ચલાવવી જ પડશે. પરંતુ તેઓને માટે ખોલવામાં આવેલી નિશાળોની સંખ્યા ઉપરથી અથવા તો સર્વમાન્ય રાષ્ટ્રીય શાળાઓમાં તેમની હાજરી ઉપરથી અસ્પૃશ્યતાનું કલંક કેટલું ધોવાયું છે તેનું માપ ન કાઢી શકાય. અસ્પૃશ્યતા એ તો એક મનનું કારણ છે અને મને કહેતાં આનંદ થાય છે કે જોકે આ સંબંધમાં

અમારે હજી ઘણું કરવાનું છે છતાં અમે દીસી આવે તેવો ફેરફાર કરી શક્યા છીએ.

પરંતુ બંગાળ, પંજાબ, સંયુક્ત પ્રાંત તથા બીજા પ્રાંતો જે અગ્નિ-પરીક્ષામાંથી પસાર થઈ રહ્યા છે તેમાંથી અમે પસાર નથી થયા એ હું જાણું છું. હું આશા રાખું છું કે અમારી જે અહિંસાપરાયણતાનો મેં કંઈક ગર્વથી ઉલ્લેખ કર્યો છે તે અહિંસા અશક્તિની નથી પરંતુ અમે સ્વેચ્છાપૂર્વક સ્વીકારેલા સંયમનું પરિણામ છે.

સુરત અને નડિયાદની મ્યુનિસિપાલિટી પાસેથી રાષ્ટ્રીય શાળાઓનો જબરદસ્તીથી કબજો લઈને સરકારે અમને અમારી શક્તિ બતાવવાની તક આપી છે. અમદાવાદને પણ એ જ પ્રશ્ન ઉકેલવાનો છે. એ પ્રશ્ન છેવટે તો માત્ર કાયદાના સવિનયભંગથી જ ઊકલશે. કાયદાના સામુદાયિક ભંગને માટે બારડોલી તથા આણંદ તાલુકા ભારે તૈયારી કરી રહ્યા છે. આ મહાસભાની પ્રાર્થના હું ઉચ્ચારું છું કે ઈશ્વર અમને આ કષ્ટસહનની કસોટીમાંથી પાર ઉતારવા જેટલું અને બીજા પ્રાંતોની હારમાં ઊભા રહેવા જેટલું બળ આપે. આ સાથે હું આપને ખાતરી આપવા ઇચ્છું છું કે અમે કશું અવિચારે કરવાના નથી. રાષ્ટ્રસ્વમાન જાળવવા માટે અને રાષ્ટ્રીય હક્કનું રક્ષણ કરવા માટે શાંત અને શાંતિપ્રિય મનુષ્યને ન છાજે એવું અમે કશું જ નહીં કરીએ.

હવે હું હકીમજી અજમલખાન સાહેબને કાર્યવાહક પ્રમુખ તરીકે સભાપતિનું સ્થાન લેવા વિનંતી કરું છું. દેશબંધુ ચિત્તરંજન દાસ શરીરથી અત્યારે આપણી વચ્ચે હાજર નથી પણ તેમનો વિશુદ્ધ, દેશભક્તિથી ઊભરાતો અને આપભોગી આત્મા અહીં અવશ્ય હાજર છે. તેમણે ધર્મવૃત્તિથી છલકાતું અને પ્રાણદાયી ભાષણ આપણને મોકલાવ્યું છે. બંગાળની સરકારે આપણા માટે ઊભા કરેલા સંજોગોમાં મહાસમિતિએ મુસ્લિમ લીગના આપણા ભાઈઓના દાખલાનું અનુકરણ કર્યું છે. તેઓના પ્રમુખ મૌ. મહમદઅલીની ગેરહાજરીમાં તેઓને તેમની વતી કામચલાઉ પ્રમુખની ચૂંટણી કરવી પડી હતી. દેશબંધુ ચિત્તરંજન દાસની વતી કામ કરવા મહાસમિતિએ હકીમજી અજમલખાન સાહેબને ચૂંટી કાઢ્યા છે. તેઓ સાહેબ આપણા મોટામાં મોટા અને શરીફમાં શરીફ દેશીઓમાંના એક છે. કારણ કે હકીમજી સાહેબ હિંદુમુસલમાન એકતાની મૂર્તિ છે. તેઓ આપણા મુસલમાન ભાઈઓના જેટલા વિશ્વાસપાત્ર અને પ્રેમપાત્ર છે તેટલા જ પ્રેમપાત્ર અને વિશ્વાસપાત્ર હિંદુઓ અને બીજા ભાઈઓના છે.

સરકારનો મ્યુનિસિપાલિટી બરતરફ કરવાનો આ ઠરાવ તદ્દન વિરુદ્ધ છે. સ્થાનિક સ્વરાજની સંસ્થાઓને ભૂલો કરવા તેમ જ તે ભૂલોના અનુભવથી સુધરવાની જેમ બને તેમ પૂરી તક આપવી અને સરકારી અમલદારોએ તેમના વહીવટમાં દખલગીરી કરવી નહીં, એ વાત સદરહુ ઠરાવમાં સામાન્ય સિદ્ધાંતરૂપે સ્વીકારવામા આવી છે. ઠરાવમાં કહ્યું છે :

"પણ આ ઠરાવના આરંભમાં જ જણાવ્યું છે તેમ હિંદુસ્તાન સરકારનો સામાન્ય સિદ્ધાન્ત એ છે કે ખાસ ગંભીર ગેરવહીવટવાળા દાખલાઓ સિવાય બીજે બધે જ સ્થાનિક મંડળો ભૂલ કરે તો તેની ભૂલ કરવા દઈને પણ એવી ભૂલોથી જ એમને શીખવા દેવાનું અને તેમની વ્યવસ્થામાં અંદરથી કે બહારથી દખલ ન કરવાનું ધોરણ રાખવું. આથી ઉપર જણાવ્યા મુજબના ક્વચિત્ અપવાદ સિવાય તેવી દખલગીરીની કશી જ સંગીન સત્તા સરકારી અમલદારોને આપવાની હિંદુસ્તાન સરકારની ધારણા નથી અને તેને ઉમેદ છે કે આમ કાયદેસર મળતી વધુ વિશાળ સત્તાનો ઉપયોગ કરવામાં ઉપર જણાવેલા સિદ્ધાંતને નજરમાં રાખવામાં આવશે. વળી કોઈ પ્રસંગે કાયદાની રૂએ મળનારી આકરા ઇલાજો લેવાની સત્તા ચલાવવા પહેલાં પ્રાંતિક સરકારે મ્યુનિસિપલ અગર સ્થાનિક મંડળોને છૂટાં કરી નાખી નવેસર ચૂંટણી કરવાનો હુકમ કાઢવાનું પગલું લેવું અને મ્યુનિસિપાલિટીને સીધી સજા કરવાનું પગલું ટાળવું."

હિંદી સરકારના આ ઠરાવનું સ્થાનિક અમલદારોએ અમદાવાદ જેવી સરકારી અહેવાલોમાં સુધ્ધાં કાબેલ તરીકે પંકાયેલી મ્યુનિસિપાલિટીઓના વહીવટોમાં પણ વારંવાર દખલ કરીને જે હડહડતું ઉલ્લંઘન કર્યું છે તેને મુંબઈ સરકારે આ બરતરફીનો ઠરાવ કરી બહાલી આપી છે. વળી હિંદી સરકારે ઉપલા ઠરાવમાં એમ પણ જે સ્પષ્ટ કર્યું છે કે પ્રાંતિક સરકારે મ્યુનિસિપાલિટીઓને બરતરફ કરવાનુ આવું વધુ આકરું પગલું ભરતાં પહેલાં તેવી મ્યુનિસિપાલિટીને છૂટી કરી નાખી નવેસર ચૂંટણી કરવાની સત્તા કાયદાથી લેવી અને જ્યાં કાયદો સુધાર્યા સિવાય પણ આવો અમલ થઈ શકે તેમ હોય ત્યાં તે પ્રમાણે તાબડતોબ અમલ કરવો. હિંદુસ્તાન સરકારના ઠરાવમાં કહ્યું છે કે :

"વળી આ ઠરાવની ઘણીખરી સૂચનાઓનો અમલ કાયદામાં તેવો ફેરફાર થવાની રાહ જોયા વગર જ અમલમાં મૂકી શકાય તેમ છે અને તેથી જ્યાં તેમ થઈ શકે તેમ હોય ત્યાં વગર ઢીલે તેવો અમલ કરવો."

અમદાવાદ મ્યુનિસિપાલિટીની બાબતમાં તો મ્યુનિસિપલ ઍક્ટમાં કશા ફેરફાર કર્યા વગર જ મુંબઈ સરકાર વડી સરકારની ઉપલી

ભલામણોનો અમલ કરી શકે તેમ હતું, કારણ કે નવી ચૂંટણીનો વખત છેક નજીક આવી પહોંચેલો હતો. ચૂંટણીની તારીખો સુધ્ધાં મુકરર થઈ ચૂકી હતી અને મિલમાલિકો તરફના પ્રતિનિધિની ચૂંટણી તો થઈ પણ ગઈ હતી. આટલું છતાં એ બધા જ રીતસર રસ્તા વીંટાળી મૂકી એક-સપાટે મ્યુનિસિપાલિટીને બરતરફ કરીને મુંબઈ સરકારે હિંદી સરકારની ભલામણોનો ચોખ્ખો અનાદર કર્યો છે.

સ્થાનિક સ્વરાજના ખાતાનો વહીવટ લોકનિયુક્ત પ્રધાનના હાથમાં સોંપાયા પછી મ્યુનિસિપાલિટીઓ આ પ્રમાણે બરતરફ થઈ શકે એનાથી સુધારાની નિષ્ફળતાનો વધુ સચોટ પુરાવો બીજો કયો હોઈ શકે? સ્થાનિક સ્વરાજની રાજનીતિને લગતા હિંદી સરકારના ઉપલા ઠરાવની લોકનિયુક્ત પ્રધાનને ભાળ સરખી હશે કે કેમ એ તો રામ જાણે, પણ ગાદીએ બેઠા પછી આજ સુધીના અમલમાં કંઈ પણ જાણવા જેવું પરાક્રમ તેમને હાથે થયું હોય તો આ પહેલવહેલું છે! તેમના નિમાતા પહેલાં જૂની ધારાસભાએ સ્થાનિક સ્વરાજની બાબતમાં જે સુધારા કરેલા તેના ઉપર પણ એમણે પાણી ફેરવવા માંડ્યું છે. મિ. માર્ટિન નામના એક અમલદારને સ્થાનિક સ્વરાજની સંસ્થાઓના કાયદાઓમાં મહત્ત્વના સુધારા સૂચવવા અને તેના ખરડા ઘડી કાઢવા નીમવામાં આવેલા. તેમણે જે ખરડો ઘડી કાઢેલો તે પ્રધાન સાહેબના આવતા અગાઉનું કામ છે. એટલે કાયદામાં સુધારો કરવાની વાત પર તેઓ લક્ષ પણ આપી શકતા નથી. સ્થાનિક સ્વરાજની સંસ્થાઓની ઊપજમાં વધારો કેવી રીતે થઈ શકે તેને માટે એક કમિટી નીમી મુંબઈ સરકારે તપાસ કરાવેલી. તેની ભલામણો પણ આ પ્રધાન સાહેબની ગાદી નીચે મિ. માર્ટિનના ખરડાની જોડે જ દબાયેલી છે. એટલે જ્યાં સુધી આ ધારાસભા અને આ પ્રધાન સાહેબની હયાતી છે ત્યાં સુધી સ્થાનિક સ્વરાજની સંસ્થાઓમાં સ્વતંત્રતાની આશા રાખવી એ ફોગટ છે, અને જે સંસ્થાઓ સ્વતંત્ર થવા પ્રયાસ કરશે તેમનો નાશ કરવાનું જ માત્ર કામ તેમને હાથે થઈ શકશે એ દેખીતું છે. આને 'સુધારા'ના નામથી ઓળખતા આપણને કહેવામાં આવે છે, અને એ સુધારાઓની સફળતા વધુ ને વધુ પુરવાર કરી બતાવવામાં જ દેશનું સર્વોપરી શ્રેય રહેલું છે એવું કહેનારો અને માનનારો એક પક્ષ આપણી વચ્ચે હજુ પણ છે એથી બીજું કયું દુઃખ હોઈ શકે?

## ૧૨

## શ્રદ્ધાની કસોટી

[૧૯૨૨ના માર્ચમાં ગાંધીજીને છ વર્ષની સજા થઈ તે પ્રસંગે પ્રજાને કરેલી અપીલ.]

ગરીબના બેલી મહાત્મા ગાંધીજી જેલ ગયા. પણ તેથી આપણે જરાયે નિરાશ થવાનું કારણ નથી. તેમણે આપણે માટે અખૂટ દોલત વારસામાં મૂકી છે. તેનો સદુપયોગ કરવો એ આપણા હાથની વાત છે.

ડિસેમ્બર પહેલાં સ્વરાજ મેળવવા એમણે તનતોડ મહેનત કરી, પણ એમણે માગેલું દામ પ્રજાએ આપ્યું નહીં. ઇલકાબવાળા ઇલકાબને વળગી રહ્યા. લોકોને અદાલતમાં ઇન્સાફ મેળવવો છે. વિદ્યાર્થીઓએ ડિગ્રીનો મોહ મૂક્યો નહીં. ધારાસભાઓ ભરી કાઢી અને જેમણે છોડી તેમાંના ઘણાને હજી ઊંડે ઊંડે એનો મોહ છૂટ્યો નથી. દારૂ વેચનારને પોતાનો ધંધો છોડવો નથી. શરાબીઓને શરાબ પીવો છે. વિદેશી કાપડના વેપારીઓને પોતાના વેપારને વળગી રહેવું છે. પ્રજા પરદેશી કાપડનો વાળોચોળીને બહિષ્કાર કરવા તૈયાર નથી. લગ્ન પ્રસંગે તો રંગબેરંગી પરદેશી કાપડ વાપરવામાં જ મોટાઈ માનવી છે. સ્ત્રીઓને બારીક સાડીઓથી શોભવું છે. માત્ર થોડાકને એકલી ધોળી ટોપીથી પતાવવું છે. મિલમાલિકોને પરદેશી સૂતર વાપરી વધારે નફો ઉઠાવવો છે અને સ્વદેશી ચળવળથી મિલના કાપડનો ઉપાડ થતો હોય તો ભાવ ચડાવી પૂરો લાભ લેવો છે. મૂડીવાળાઓને મૂડી વધારવી છે. કોઈને એશઆરામ છોડવા નથી. સૌને સાંધી મહાત્માની ‘જે’ બોલાવી થોડાઘણા રૂપિયા એમને આપી એમની પાસેથી સ્વરાજ લેવું છે. એમ સ્વરાજ ન મળે એવું ગાંધીજીએ તો ડોશીડોશીને વારંવાર કહ્યું છે.

આમ છતાં જે થોડોઘણો જવાબ પ્રજાએ આપ્યો તેનાથી જે જાગૃતિ આવી છે તે ચમત્કારી છે, અને સૈકાનું કામ વરસમાં થયું છે એમ સૌ કબૂલ કરે છે. તો પછી આપણે નિરાશ શાને થઈએ? જે પ્રતિષ્ઠાથી રાજતંત્ર ચાલતું હતું તે પ્રતિષ્ઠા તૂટી ગયાનું સરકારને પૂરેપૂરું ભાન છે, અને તે પાછી સ્થાપવા સરકાર દમ બાંધીને સખ્તીના ઉપાય લઈ ત્રાસ વર્તાવવા માગે છે.

છતાં પ્રજા હવે ક્યાં ડરે છે? સ્વરાજની અરધી મજલ કપાઈ ગયાની એ એક નિશાની છે. આપણને ડિસેમ્બર પહેલાં સ્વરાજ ન મળ્યું, પરંતુ આપણે સ્વરાજને રસ્તે તો પડી ચૂક્યા, એટલો જો આપણને

વિશ્વાસ આવી ગયો હોય તો આપણને નિરાશ થવાનું કંઈ જ કારણ નથી. સીધે રસ્તે ચાલ્યા જઈ બાકીની મજલ પૂરી કરી સ્વરાજ મેળવી લેવું એ આપણા હાથની વાત રહી. જો આપણે ન મેળવીએ,તો એ આપણું આળસ કે અશક્તિ. એમાં કોઇ નો શો દોષ?

ગાંધીજી જેલ ગયા તેથી શું? એ તો જેલમાં રહ્યા રહ્યા પણ આપણે માટે દારુણ તપશ્ચર્યા કરશે. પરંતુ આપણે જે કરવાનું છે તે તો એમણે સ્પષ્ટ અને સીધા શબ્દોમાં વારંવાર કહેલું છે. કોઈ પણ વાત કહેવાની બાકી રહી હોય એમ નથી. નવજીવનની ફાઈલ એ શાંતિમય અસહકારનું પુરાણ છે. એમાં કોઈ એક અક્ષર ઉમેરી શકે એમ નથી.

કેટલાક કહે છે કે 'ગાંધીજી ગયા, હવે એમના સાથીઓ શું કરશે? એમનામાં કોઈ ચારિત્ર્યવાન કે શક્તિમાન વ્યક્તિ નથી જે એમનું વહાણ આગળ ચલાવી શકે.' આ વાત તદ્દન સાચી છે. એમના સાથીઓ ભૂલોથી ભરેલા છે. એમની ને એમના સાથીઓ વચ્ચે ધરતી અને આભ જેવડું અંતર છે. એમના સાથીઓની ત્રુટીઓનો પાર નથી અને એ સાથીઓની અપૂર્ણતાને પરિણામે જ ગાંધીજીને કારાગૃહવાસ કરવો પડ્યો છે. સાથીઓની વાણીમાં મીઠાશ નથી, સંયમ અને સહનશીલતાની ખામી છે. તથાપિ એવી એવી અનેક ખામીઓ હોવા છતાં સારું એ છે કે તેમને દરેકને તેમની ખામીઓનું પૂરેપૂરું ભાન છે.

પરંતુ એક ઇમારત ચણનાર કડિયો જેમ તેના પ્લાન રચનાર ઇજનેરના જેટલી શક્તિ હોવાનો દાવો કરતો નથી, છતાં તે પ્લાન પ્રમાણે ઇમારત પૂરી કરવામાં મુશ્કેલી જોતો નથી, તેમ ગાંધીજીના અનુયાયીઓ જો તેમનો ઘડેલો સ્વરાજની ઇમારતનો પ્લાન બરાબર સમજી ગયા હશે તો તે મુજબ ઇમારતનું કામ આગળ ચલાવતાં મૂંઝાશે નહીં.

એમની મુશ્કેલીઓનો તો પાર નથી. એમની ત્રુટીઓ ઢાંકનાર હવે કોઈ રહ્યું નહીં. છતાં પ્રજાનો ગાંધીજી ઉપરનો પ્રેમ અને એમના જેલ જવાથી પ્રજાનાં દુભાયેલાં દિલ અને સ્વરાજની જાગ્રત થયેલી ભાવના, એ એમની મોટામાં મોટી મૂડી છે. ગાંધીજીની અહિંસાવૃત્તિ, તેમનો પ્રેમ, તેમની મમતા, તેમનું સ્વરાજ્ય માટેનું રટણ અને તેમનો પરિશ્રમ નજર સામે રાખી જો તેઓ દિનરાત શ્રમ કરશે અને ગાંધીજીએ દોરી આપેલો સ્વરાજનો ચતુર્વિધ કાર્યક્રમ પાર ઉતારશે તો તેઓ પોતાની બધી ત્રુટીઓ ઓળંગીને ગાંધીજીના નામને અને પોતાની વફાદારીને દીપાવશે એમાં સંદેહ નથી.

નવજીવન, ૧૯-૩-૧૯૨૨

## ૧૩

# ગોપાળદાસભાઈ

[ શ્રી દરબાર સાહેબનો તાલુકો સરકારે જપ્ત કર્યો તે પ્રસંગે તા. ૩૦-૭-૧૯૨૨-ના નવજીવનમાં લખેલો લેખ. ]

ચરોતરના પાટીદારો પોતાના પ્રાણ કરતાં વતનને વહાલું ગણે છે. 'વતન જાય ત્યારે જાતનું શું જતન?' એ આ કોમમાં સામાન્ય કહેવત છે. ટુકડા જમીન માટે કેટલાય પાટીદારોએ પોતાના પ્રાણ આપ્યા છે, ફાંસીને લાકડે લટક્યા છે. સરકારની કોરટ કચેરીઓનો મુખ્ય ખોરાક વતનના કજિયા જ છે. આમ વતન પાછળ ખુવાર થવા જનાર પાટીદાર કોમના શિરોમણિ ભાઈ ગોપાળદાસે આજે પોતાના ત્રીસ હજાર ઉપરાંતની વાર્ષિક આવકના ગરાસને ધર્મને ખાતર ઠોકર મારી છે.

ગોપાળદાસભાઈ કાઠિયાવાડમાં આવેલા ઢસા ગામના દરબાર અને રાયસાંકળીના તાલુકદાર છે. રાજકુમાર કૉલેજમાં તેમને શિક્ષણ લેવાનું ભાગ્ય પ્રાપ્ત થયેલું. પોલિટિકલ એજન્ટની મુલાકાત, ગવર્નર સાહેબનો દરબાર અને એવા બીજા પ્રસંગોએ કેવો પોશાક પહેરવો, કેમ બોલવું-ચાલવું, એ ઉપરાંત શિકાર ખેલવાનું, પરદેશીઓની ખાવાપીવાની રૂઢિનું અનુકરણ કરવાનું, ખુશામત કરવાનું વગેરે ચાલુ જમાનાના દરબારને શોભે એવું શિક્ષણ લેવાની તેમને અનેક તકો મળેલી. પરંતુ પૂર્વજન્મના સંસ્કારના સુયોગને પ્રતાપે આ શિક્ષણનો પાશ તેમને લેશ માત્ર પણ લાગ્યો નહીં.

મુંબઈના ગવર્નર સાહેબે કાઠિયાવાડની છેલ્લી મુલાકાત લીધી તે વખતે ગોપાળદાસભાઈ સ્વરાજ્યની લડતમાં ખેડા જિલ્લામાં પૂજ્ય અબ્બાસ સાહેબની સરદારી નીચે એક સૈનિક તરીકે જોડાયા હતા. ત્યાં ગવર્નર સાહેબની પધરામણી વખતે તેમનો સત્કાર કરવા કાઠિયાવાડ આવવાનો કાઠિયાવાડના પોલિટિકલ એજન્ટનો હુકમ તેમને મળ્યો. તેમણે પોતાના સેનાપતિનો હુકમ માન્ય રાખી એજન્ટ સાહેબના હુકમનો માનપૂર્વક અનાદર કર્યો. આથી તેમની દીવાની તેમ જ ફોજદારી સત્તા છીનવી લેવામાં આવી અને મુંબઈ સરકારે તેમના વિરુદ્ધનો છેવટનો હુકમ કરતા પહેલાં તેમને અસહકારની ચળવળમાંથી છૂટા થવાની અને ગવર્નર સાહેબની પધરામણી વખતે ગેરહાજર રહેવાથી તેમનું જે અપમાન થયું હતું તે બદલ ગવર્નર સાહેબની માફી માગવાની તક આપી. ગોપાળદાસભાઈએ અત્યંત

સભ્યનાથી પણ હિંમતથી માફી માગવા ના પાડી અને અસહકારની લડતમાં પોતાથી અને તેટલો હિસ્સો આપવાની દરેક હિંદીની ધાર્મિક ફરજ છે, એમ જણાવ્યું. આના પરિણામે ઢસા અને રાઈસાંકળીમાં તા. ૧૭-૭-'૨૨-ના રોજ સરકારની જપ્તી શરૂ થઈ. અને બીજી બાજુ તે જ વખતે તે જ ચોગાનમાં ગામની કન્યાઓ રાસડા ગાવા લાગી. થાણદારે ગામમાં ઠેકાણે ઠેકાણે જાહેરખબર ચોડી જપ્તી વહીવટ શરૂ થવાની જાહેરાત આપી અને દરેકને કહેવા લાગ્યો કે હવેથી હું તમારો દરબાર છું.

ગોપાળદાસભાઈની રૈયત તેમને દેવની પેઠે પૂજે છે. તેમણે પોતાની રૈયતને પ્રેમથી જીતી લીધેલી છે. થાણદારના વર્તનથી રૈયત ઉશ્કેરાઈ. સુભાગ્યે દરબાર ત્યાં હાજર હતા. તેમણે લોકોને શાંત કર્યા. તે ગામની શાળાઓ એજન્સીના વહીવટમાં હોવાથી તમામ શાળાઓના બાળકોએ ત્યાગ કર્યો છે. ખાનગી શાળાઓ ખોલવાનો પ્રબંધ થાય છે. જપ્તી બેઠા પછી ત્યાંના લોકોએ અસ્પૃશ્યતાનો ત્યાગ કરવાનો અને શુદ્ધ સ્વદેશી વ્રત પાળવાનો નિશ્ચય કર્યો છે.

સરકારે તાલુકો જપ્ત કર્યો, પણ ગોપાળદાસભાઈએ રૈયતનાં દિલ જપ્ત કરેલાં છે તેના ઉપર સરકારની જપ્તી બેસી શકે તેમ નથી. પણ આ પ્રકરણ આટલેથી જ પૂરું થવાનું નથી. આ પ્રેમાળ પ્રજા ઉપર જપ્તી વહીવટમાં દુઃખનાં ઝાડ ઊગવાનો સંભવ છે. અને હવે જ તેમના પ્રેમની કસોટી થવાનો વખત આવવાનો છે.

ગોપાળદાસભાઈ રાજપાટ છોડી ગુજરાતનાં ગામડાંમાં સૂકો રોટલો ખાઈ પગપાળે ફરી પ્રજાની સેવા કરે છે. આ કળિકાળમાં ઘણા એવા મળશે કે જે એમ જ કહેવાના કે એમણે મૂર્ખાઈ કરી. ધર્મને બાજુ પર રાખી અનેક પ્રકારની અનીતિથી દ્રવ્ય સંપાદન કરવાના જમાનામાં, હકથી મળેલી મિલકત ધર્મને ખાતર ખોઈ બેસનારને મૂર્ખ કહેનાર મળે એમાં શી નવાઈ? પરંતુ હવે દેહરખો અને દ્રવ્યરખો ધર્મ પાળવાનો યુગ પૂરો થવા આવ્યો છે. મને ખાતરી છે કે ભાઈ ગોપાળદાસનો ત્યાગ ગુજરાતના ઇતિહાસમાં સોનરી અક્ષરે લખાશે. હજારો યુવકોના જીવન પર તેમના ત્યાગની છાપ પડશે. આ ધર્મયુદ્ધમાં એમના જેવા સાથી મળવાનું ભાગ્ય પ્રાપ્ત થવાથી હું મગરૂર થાઉં છું.

## ૧૪

# એક એક છોકરો આપો

[તા. ૧-૧૨-૧૯૨૨થી ગુજરાતમાં પરદેશી કાપડની દુકાનોએ પિકેટિંગ કરવાનું નક્કી કરેલું તે પ્રસંગે સ્વયંસેવકો માટેની અપીલ.]

સામ્રાજ્યના સ્તંભરૂપ પંજાબના બહાદુર અકાલીઓએ અહિંસા અને આત્મભોગનો આદર્શ યજ્ઞ આરંભ્યો છે. જાતના જોખમે જુદાં જુદાં રણક્ષેત્રોમાં અણીને અનેક પ્રસંગે સામ્રાજ્યની સેવા કરતાં દુશ્મનની તલવારના ઘા ઝીલ્યાનાં ચિહ્ન જેમના શરીર ઉપર મોજૂદ છે અને જેમની છાતી ઉપર સેવાની કદર બદલ સામ્રાજ્ય તરફથી મળેલા ચાંદ લટકે છે એવા પંજાબના પહેલવાન અકાલીઓએ પોતાની કમરમાં કિરપાણ પડેલી હોવા છતાં એ જ સરકારના અમલદારોના હુકમથી પોલીસના સિપાઈઓની લાઠીના પ્રહાર મૂગે મોઢે સહન કર્યા. શસ્ત્રબળનો ઉપયોગ કાયરો ઉપર જ ચાલી શકે એવું ભાન થતાં મારપીટ કરવાનું છોડી દઈ સરકારે આખરે જેલખાનાં ઉપર જ આધાર રાખવાનું પસંદ કર્યું.

પંજાબની સરકારને નવાં જેલખાનાં વસાવવાં પડ્યાં છે. પાંચ હજાર ઉપરાંત અકાલીઓ જેલમાં જઈ ચૂક્યા છે. એક બાજુ દરરોજ એકસો અકાલીઓનો જથ્થો કેદ પકડાય છે અને બીજી તરફ જેલ જનાર સિપાઈઓની ભરતી ચાલે છે. અકાલી માત્ર ખાદી સિવાય બીજું પહેરતા નથી. આ ધર્મયુદ્ધમાં અકાલી બહેનો અપૂર્વ હિંમત અને ઉત્સાહ બતાવી રહેલી છે. પોલીસના મારથી ઘાયલ થયેલા સંખ્યાબંધ અકાલીઓની સારવાર માટે એક હૉસ્પિતાલ ખોલવામાં આવી છે. તેમની સારવારનું કામ અકાલી બહેનો કરે છે. ભરતીની છાવણીમાં પડેલા સેંકડો અકાલીઓને રસોઈ પકાવી જમાડવાનું અને માંદાઓની માવજત કરવાનું કામ અકાલી બહેનોએ ઉપાડી લીધું છે. આ કામમાં પણ લશ્કરી તાલીમ અને વ્યવસ્થા જોવામાં આવે છે. અકાલી બહેનો પણ એકલી ખાદી જ પહેરે છે. પંજાબમાં આકાશના દેવતાઓ દર્શન કરવા ઊતરી આવે એવો આ ધર્મયજ્ઞ ચાલી રહ્યો છે, તે વખતે આખા હિંદુસ્તાનમાં અપૂર્વ શાંતિ જામી ગયેલી છે. જે મહાયજ્ઞ કરવાનું ભાગ્ય બારડોલીને ન મળ્યું, તે આજે મહાત્માજી જેલમાં છે તે વખતે અકાલીઓને પ્રાપ્ત થયું છે. અહિંસાની હાંસી કરનાર, અસહકાર મરી ગયાના પોકાર કરનારનાં મોં તેમણે બંધ કરી દીધાં છે.

ગુજરાતને અહિંસાત્મક અસહકાર ઉપર અકાલીઓ કરતાં ઓછી શ્રદ્ધા તો ન જ હોય. ગુજરાત એ સિદ્ધાંતને જન્મ આપનાર છે. અહિંસા

परमो धर्मः એ જૈન ધર્મનો પાયો છે. ગુજરાત એ જૈન કોમનું મુખ્ય મથક છે. ત્યાં અહિંસા વિષે ભારે શ્રદ્ધા હોય એ સ્વાભાવિક છે. પણ અકાલીઓની હિંમત અને બહાદુરી, તેમની સહન કરવાની અને ભોગ આપવાની શક્તિ, તેમનો સંપ અને તેમની તાલીમ ગુજરાતમાં છે? અકાલીઓને પોતાના ધર્મને માટે જે ધગશ લાગી છે તેવી ગુજરાતીઓને કે ગુજરાતના જૈનોને પોતાના ધર્મને માટે લાગેલી છે? આના જવાબમાં 'ચૌરીચૌરા વચ્ચે ન આવ્યું હોત તો બારડોલી બતાવી આપત' એમ કહેવાથી ગુજરાતની આબરૂ ક્યાં સુધી ઢંકાશે? પરદેશી કાપડનો વેપાર મોટે ભાગે અહિંસાની પૂજારી જૈન કોમના જ હાથમાં છે એ વાત જગતથી ક્યાં સુધી ઢાંકી રહેશે? પંજાબ ખાદીમય બની જાય તોપણ ગાંધીજીના ગુજરાતમાં પરદેશી કાપડનો મોહ ન છૂટે એ વાતનો ઢાંકપિછોડો કર્યે ક્યાં સુધી નભે? ઘરમાં છે એટલું પહેરી ફાડીશું, હવે નવું નહીં લાવીએ એમ કહેનાર ગુજરાતીઓના ઘરમાંથી આજ ગાંધીજીને જેલ ગયાં આઠ માસ થઈ ગયા છતાં વિદેશી કાપડ ખૂટતું નથી અને ખાદીનો પ્રવેશ થતો નથી એનું કારણ શું? પરદેશી કાપડની એકે દુકાન ઊપડી ગયેલી જોવામાં આવતી નથી એનું કારણ શું?

'ગુજરાત ધારાસભાના બહિષ્કારમાં મક્કમ છે, એ વિષે ગુજરાતમાં બે મત નથી' એમ કહ્યે ગુજરાતનું કાર્ય પૂરું થતું નથી. ગાંધીજીને ઓળખનાર ગુજરાતીઓ ધારાસભામાં જવાની વાત ન જ કરે એમાં શી નવાઈ? પણ એટલેથી ગુજરાતની જવાબદારી પૂરી થતી નથી.

ગાંધીજીની પાછળ ગાંડા થનાર, એમની હાજરીમાં એમની જય બોલાવનાર ગુજરાતીઓ! તમે જાગ્રત થાઓ. ગુજરાતની લાજ રાખવી હોય તો આળસ છોડો. નહીં તો કાળ જશે અને કહેવત રહેશે કે જેને જગતે ઓળખ્યા એવા મહાત્મા ગાંધીજીને એક ગુજરાતે ન ઓળખ્યા. ગુજરાત અને કાઠિયાવાડના સાચી દેશદાઝવાળા નૌજવાનોએ ગાંધીજી જેલમાંથી છૂટે ત્યાં સુધી ફક્ત દેશસેવાનું જ કામ કરવાની પ્રતિજ્ઞા લેવી જોઈએ. ગુજરાતને મહાત્માજીના કાર્યક્રમમાં શ્રદ્ધા છે; ગુજરાત પાસે પૈસો છે, વ્યવસ્થાશક્તિ છે, વિવેક છે; પણ ગુજરાતને કામદારોની એટલે સ્વયંસેવકોની ખોટ છે. જેને દેશદાઝ હોય તે તમામ ગુજરાતીઓએ પોતાનો એક એક છોકરો દેશસેવાના કામમાં આપી દેવો જોઈએ.

ગુજરાત પ્રાન્તિક સમિતિએ હમણાં તો ગુજરાત પાસે ફક્ત ૨૫૦૦ સ્વયંસેવકો માગ્યા છે. તા. ૧-૧૨-'૨૨થી ગુજરાતમાં પરદેશી કાપડની દુકાનો ઉપર પહેરો ભરવાનું કામ શરૂ કરવાનું છે આ કામ માટે જો

ગુજરાતમાંથી ૨૫૦૦ સ્વયંસેવકો નહીં મળે તો ગુજરાતને દેશદાઝ કેટલી છે એનું માપ આપોઆપ નીકળી રહેશે.

આ કામ માટે ગુજરાત કાઠિયાવાડ અને કચ્છના કોઈ પણ ભાગમાંથી સ્વયંસેવક લેવામાં આવશે. બહારથી આવનાર સ્વયંસેવકો માટે અનુકૂળ સ્થળે છાવણી નાખી તેમના ખોરાક વગેરેનો બંદોબસ્ત કરવામાં આવશે. જેને સ્વયંસેવક થવાની ઇચ્છા હોય, તેણે ગુજરાત પ્રાન્તિક સમિતિ પાસેથી પ્રતિજ્ઞાપત્ર મંગાવી ભરી મોકલવું.

નવજીવન, ૧૯-૧૧-૧૯૨૨

## ૧૫

## ગયા કૉંગ્રેસમાં ભાષણ

[ગયા ખાતે મળેલ ૩૭મી મહાસભાના અધિવેશનમાં તા. ૨૯-૧૨-૧૯૨૨ને રોજ આપેલું ભાષણ.]

હું કાંઈ આગેવાન નથી. હું તો એક સિપાઈ છું. હું ખેડૂતનો દીકરો છું અને જીભાજોડીથી સ્વરાજ મળે એમ માનતો નથી. લુચ્ચાઈમાં સરકારને આપણાથી પહોંચી શકાય એમ નથી. ધારાસભામાં અડંગો નાખનારને કોઈને સરકારે જેલમાં પૂર્યો નથી, પણ ધારાસભાનો બહિષ્કાર કરનાર મહાત્માજીને કારાવાસમાં પૂરી દીધા છે. અહિંસાની સામે, છૂટછાટોના ઇન્કારની સામે અને સહન કરવાની શક્તિ સામે સરકાર હારી ગઈ છે. ધારાસભાની ચળવળમાં પડીશું તો લોકો વધરે ઠંડા પડી જશે અને મહાસભા પ્રજાનો વિશ્વાસ ગુમાવી બેસશે. ધારાસભાની ચળવળ મહાસભાને વિનાશકારી થઈ પડશે. મહાસભાએ અસહકાર પુકાર્યો ત્યાર પછી તેમાં ખેડૂતો ભળ્યા છે, મજૂરો દાખલ થયા છે અને સ્ત્રીઓ ભાગ લેવા લાગી છે, કારણ તેમને કાર્ય કરવાનું અને ભોગ આપવાનું તેમાં ક્ષેત્ર છે. સુધારા થયા તે પહેલાં કેવા માણસો સાથે પોતાને કામ કરવાનું છે તે સરકાર જાણતી હતી. નામદાર પટેલ તે સારુ ઇંગ્લંડ ગયા હતા. તેમની શક્તિને સરકાર ઓળખતી હતી એટલે તે પ્રમાણે સુધારા ઘડ્યા, પણ ધારાસભાની આવી ચળવળો સો વર્ષ ચલાવો તોયે સ્વરાજ મળનારું નથી.

નવજીવન, ૨૭-૧૨-૧૯૨૨

१६

## શ્રદ્ધા સાથે શક્તિ

[ ગાંધીજી જેલમાં હતા તે વખતે કોંગ્રેસે દેશને વ્યક્તિગત સવિનયભંગ માટે તૈયાર કરવા ઠરાવ કરેલો તે વિષે લખેલો લેખ.]

ગયાની કોંગ્રેસમાં પ્રજાની શ્રદ્ધાની કસોટી થઈ. કોંગ્રેસના કાર્યક્રમમાં ફેરફાર કરવાના બધા પ્રયાસો નિષ્ફળ ગયા. મહત્ત્વનો ફેરફાર ધારાસભાનો બહિષ્કાર છોડી દેવા વિષેનો હતો. કોંગ્રેસના પ્રમુખ દેશબંધુ દાસે આ ફેરફારની હિમાયત કરી. પંડિત મોતીલાલજી અને હકીમજી જેવા મહાન આગેવાનોએ પોતાનું બધું બળ અજમાવ્યું. છતાં ધારાસભાના બહિષ્કારને છોડવાની કે નરમ કરવાની પ્રતિનિધિઓએ બહુમતીથી ચોખ્ખી ના પાડી, એટલું જ નહીં પણ ધારાસભાનો બહિષ્કાર વિશેષ મજબૂત કરવાની ભલામણ કરી.

મસલત સમિતિમાં બ્રિટિશ માલના બહિષ્કારનો ઠરાવ થોડી બહુમતીથી પસાર થયેલો તે પણ કોંગ્રેસમાં પ્રતિનિધિઓએ રદ કર્યો.

હાલના કાર્યક્રમમાં પ્રજાની ભારે શ્રદ્ધા હોવાનો કોંગ્રેસે આમ મજબૂત પુરાવો આપ્યો છે. પણ એકલી શ્રદ્ધાથી શું થાય? શક્તિ વિનાની શ્રદ્ધા નકામી. કોઈ પણ મહાન કાર્ય પાર પાડવામાં શ્રદ્ધા અને શક્તિ બન્નેની આવશ્યકતા છે. કોંગ્રેસે પ્રજાની શ્રદ્ધાનો પુરાવો આપ્યો, તેની સાથે શક્તિનો પુરાવો આપવાની પ્રજા પાસે માગણી કરી છે. આ માગણીના જવાબમાં પ્રજાની શ્રદ્ધાની પણ ખરી કસોટી સમાયેલી છે. જો પ્રજાની શ્રદ્ધા વિચારશૂન્ય નહીં હોય, જો એ અંધશ્રદ્ધા નહીં હોય તો ગમે તેવી મુસ્કેલીઓ હોવા છતાં અને આગેવાનોનો મતભેદ હોવા છતાં પ્રજા કોંગ્રેસની માગણીનો પૂરેપૂરો જવાબ આપશે.

કોંગ્રેસે મોટા પાયા ઉપર વ્યક્તિગત સવિનયભંગને માટે ઝડપથી તૈયાર થવાની માગણી કરી છે. આવતા એપ્રિલની આખર સુધી કોંગ્રેસની સંસ્થાઓને મજબૂત બનાવી, ૨૫ લાખ રૂપિયા અને પચાસ હજાર સ્વયંસેવકો મેળવીને દેશ વ્યક્તિગત સવિનયભંગને માટે તૈયાર છે એવો પુરાવો આપવાની માગણી કરી છે. આટલી તૈયારી થાય તો ફરીથી પાછો બલિદાનનો મહાયજ્ઞ શરૂ થાય. જેમને કોંગ્રેસના હાલના કાર્યક્રમમાં શ્રદ્ધા છે તેમનો ધર્મ છે કે તેમણે આ ઠરાવ પાર ઉતારવા પૂરેપૂરી મહેનત કરવી.

ધારાસભાના વિષય ઉપર હજી ચર્ચા ચાલશે; સંભવ છે કે હવે વધારે જોરથી ચાલશે. આગેવાનોએ એ વિષે લોકમત કેળવવા અને પ્રજાને પોતાના પક્ષમાં ખેંચવાનો નિશ્ચય કર્યો છે. આ સ્થિતિમાં બન્ને પક્ષ એ વિષયની ચર્ચા કરવામાં જ રોકાઈ જાય અગર તો એકબીજાના કાર્યને તોડી પાડવામાં પોતાની બુદ્ધિ ને શક્તિનો ઉપયોગ કરે તો દેશનાં કમભાગ્ય જ ગણાય.

જેઓ ધારાસભામાં માનતા નથી તેમણે હવે એ ચર્ચામાં ઊતરવું છોડી દેવું જોઈએ. એ વિષય ઉપર જોઈએ તે કરતાં વધારે ચર્ચા થઈ ગઈ છે. દેશની અમૂલ્ય શક્તિ અને બુદ્ધિ એ સવાલની પાછળ ખૂબ ખર્ચાઈ. હવે જેમને એમાં રસ છે તેમને એ કામ કરવા દઈ બીજાઓએ પોતાના કાર્યમાં વળગી જવું જોઈએ. ધારાસભાની ચર્ચા બંધ કરવાનો સરસમાં સરસ ઉપાય તો સંગીન કાર્ય જ છે. જેમ જેમ કોંગ્રેસના ઠરાવને અમલમાં મુકાયાનો પુરાવો મળતો જશે તેમ તેમ એ ચર્ચા નબળી પડતી જશે.

નવજીવન, ૧૪-૧-૧૯૨૩

૧૭

## કેસરિયાં કે આંધળિયાં?

[ગુજરાત વિદ્યાપીઠ ફાળા માટે સરદાર ગુજરાતની બહાર ગયેલા તે વખતે ભરૂચ જિલ્લા રાજકીય પરિષદમાં સવિનયભંગ કરવાનો ઠરાવ પસાર કરવામાં આવ્યો તે ઉપરથી ગુજરાતના કાર્યકર્તાઓને આપેલી ચેતવણી.]

હું લગભગ છ અઠવાડિયાંથી ગુજરાતની બહાર રખડતો હતો. મુંબઈ, કલકત્તા, ઝરિયા, અને બ્રહ્મદેશમાં રંગૂન, મોલમીન, માંડલે વગેરે સ્થળોએ મહાસભાના પ્રતિનિધિમંડળમાં ફરી આવ્યો. એટલા વખતમાં તો ગુજરાતમાં ભારે ફેરફાર થઈ ગયેલો હું જોઈ રહ્યો છું. ગુજરાતની પ્રજામાં કંઈ નવીન ચેતન આવ્યું હોય તેમ તો હું કંઈ જોતો નથી, પરંતુ ગુજરાતના કાર્યવાહકો જેલ જવા અધીરા થઈ ગયા હોય એમ હું જોઉં છું. મહાત્માજીને જેલમાં ગયાં એક વર્ષ ઉપર પણ એક માસ થઈ ગયા પછી કોણ એવો અભાગી હોય કે જેને જેલ બહાર ચેન પડે? કાકાસાહેબના પકડાયા પછી તો કેટલાક ખૂબ અધીરા અને ઉતાવળા થઈ ગયા હતા. કેટલાક તો કાકાસાહેબને જે લેખો માટે પકડવામાં આવ્યા તે લેખો જાહેર સભાઓ ભરી પ્રસિદ્ધ કરવાની દરખાસ્ત પ્રાંતિક સમિતિમાં પણ લાવ્યા. તેમને જેમ તેમ સમજાવ્યા,

પણ પછી તો ભાઈ ઇન્દુલાલ પકડાયા, 'એટલે ગુજરાતના ઘણાખરા કાર્યવાહકોને કેસરિયાં કરવાનો વિચાર થઈ ગયો હોય એમ જણાય છે.

ગયા અઠવાડિયામાં ભરૂચ જિલ્લાની પરિષદ આમોદ મુકામે ભરાઈ. તે પરિષદમાં મહાદેવભાઈએ પ્રમુખ તરીકે જે વિચારો જણાવ્યા છે તે તો મેં ગઈ કાલે જ અહીં આવ્યા પછી વાંચ્યા. એ પરિષદમાં કાયદાનો સવિનયભંગ (વ્યક્તિગત) કરવાનો ઠરાવ પણ જોયો. પ્રાન્તિક સમિતિની ઑફિસમાં મીઠાના કાયદા સામે સવિનયભંગ કરવાની કેટલીક દરખાસ્તો આવી છે, તે પણ જોઈ. આ બધા ઉપરથી ગુજરાતના કાર્યવાહકોના દિલનું દર્દ હુ જોઈ રહ્યો છું અને હું અત્યંત મૂંઝાઉં છું. જેટલી કાર્યવાહકોના દિલમાં બળતરા થઈ છે એટલી ગુજરાતની પ્રજામાં તો નથી જ થઈ એમાં કંઈ શંકા નથી. કારણ ગમે તે હોય, કાં તો પ્રજાને આપણી વાત પસંદ નથી કે કાં તો આપણી કાર્યપદ્ધતિમાં ખામી છે, પણ એ વાત ચોક્કસ છે કે કાકાસાહેબ ગયા તેની જગ્યા પૂરનાર કોઈ નવો કાર્યવાહક આપણે મેળવ્યો નથી. ઇન્દુલાલભાઈની જગ્યા ખાલી જ છે. જો આમ એક પછી એક અથવા તો એક સાથે આપણે સૌ કાર્યવાહકોએ જેલમાં જઈ બેસવું હોય તો જતાં પહેલાં પાછળની વ્યવસ્થાનો વિચાર કરવો એ આપણો ધર્મ છે.

આમોદની પરિષદમાં સૌએ સવિનયભંગનો ઠરાવ કર્યાનું મેં સાંભળ્યું ત્યારે હું ખૂબ રાજી થયો. મેં માન્યું કે ગુજરાતને ફાળે આવેલા ત્રણ હજાર સ્વયંસેવકો તો આ પરિષદમાં જ પૂરા થઈ ગયા હશે. પરિષદમાં હાથ ઊંચા કરનારાઓ પોતાની ફરજ સમજ્યા હોત તો ત્યાં જ ગુજરાતનો ફાળો પૂરો થાત. પણ જ્યારે મેં જાણ્યું કે ભાઈ ઇન્દુલાલ જેલ જતાં પહેલાં જેટલા સ્વયંસેવકો મેળવી ગયા છે તેમાં તો એક પણ વધ્યો નથી, ત્યારે હું આભો બન્યો. મુંબઈના બધા પ્રતિનિધિઓએ ગયાજીમાં મહાસભાના કાર્યક્રમની તરફેણમાં મત આપેલો. આજે એ કાર્યક્રમ પૂરો કરવા કોણ કામ કરે છે?

આપણામાંના કેટલાક એમ માને છે કે એક વખત લડત શરૂ કર્યા પછી સ્વયંસેવકો અને પૈસા મળી રહેશે. એવા માત્ર ભરોસાથી જ ભારે જોખમભરેલી પ્રવૃત્તિ ઉપાડવી એમાં અવિચારીપણું સમાયલું હોય એવો ભાસ આવે છે.

દેશની મુક્તિનો આધાર બારડોલીના રચનાત્મક કાર્યક્રમ ઉપર જ છે, એ વાત જ્યાં સુધી સમજાઈ નથી ત્યાં સુધી આપણે ગોથાં ખાવાના છીએ. ગયાજીના ઠરાવ પ્રમાણે સવિનયભંગની તૈયારી પૂરી કરવાનો વખત

તો પૂરો થઈ ગયો નથી, તે પહેલાં એ કામ હવે થઈ શકે એવું નથી એમ માની એટલેથી છોડી દઈ સવિનયભંગને માટે ઉતાવળ કરવી તે કેસરિયાં નહીં પણ આંધળિયાં કરવા જેવું છે. ખાદી વિભાગ, કેળવણી અને અંત્યજની સંસ્થાઓમાં કામ કરનારાઓએ પણ સ્વયંસેવકોનાં પ્રતિજ્ઞાપત્રો ભર્યાં છે. તેમને પણ જેલ જવાની ઉતાવળ આવી છે. મને નથી લાગતું કે આ ભાઈઓએ પૂર્ણ વિચાર કર્યો હોય. રચનાત્મક કાર્યમાં રોકાયલા એક પણ કાર્યવાહકને જેલમાં જવા દેવા હું ખુશી નથી. એથી ગુજરાતને પારાવાર નુકસાન છે એમ મને લાગે છે. રચનાત્મક કાર્ય કરનારને જેલ જવું હોય તો પોતાની જગ્યાએ કામ કરનાર શોધી દેવો અથવા તો એ કામ એટલા જોરથી કરવું કે સરકારને પકડચે જ છૂટકો થાય. જેલ તો મારા જેવા રખડતા ભટકતા માટે અથવા તો જેને રચનાત્મક કાર્યમાં શ્રદ્ધા નથી તેને માટે છે. એવા સ્વયંસેવકોને માટે જેલનો દરવાજો એપ્રિલની આખર પછી ખોલી દેવામાં કંઈ અડચણ નહીં આવે, પરંતુ એમાં પણ વ્યવસ્થા તો જોઈશે જ.

ગુજરાતના કાર્યવાહકોએ કોઈએ પોતાની જગ્યા છોડવી નહીં. પ્રાન્તિક સમિતિએ પરવાનગી નથી આપી ત્યાં સુધી કોઈએ જેલમાં જવાનો પ્રયાસ ન કરવો એટલી મારી સૌને પ્રાર્થના છે.

નવજીવન, ૨૨-૪-૧૯૨૩

## ૧૮

## શાંત વિચારની જરૂર

[કેસરિયાં કે આંધળિયાંના અનુસંધાનમાં લખેલો લેખ.]

સવિનયભંગના સંબંધમાં ગયા અંકમાં મારા વિચાર જણાવ્યા તેથી ગુજરાતમાં ખૂબ ચર્ચા શરૂ થઈ છે. કેટલાકને વિચાર પસંદ પડ્યા છે અને કેટલાકને નાપસંદ પડ્યા છે. આ સંબંધમાં બન્ને વિચારવાળા ખૂબ છૂટથી ચર્ચા કરે એ ઇચ્છવાયોગ્ય છે. મને લાગે છે કે જબલપુરમાં કે નાગપુરમાં મધ્ય પ્રાન્તની સરકારે સવિનય ભંગની ફરજ પાડી તેમ આપણા પ્રાન્તમાં સરકાર તરફથી ખાસ ફરજ પાડવામાં ન આવે તો આપણે મુંબઈમાં આવતી મહાસભાની બેઠક મે માસમાં મળવાની છે ત્યાં સુધી રાહ જોવી જોઈએ.

સવિનયભંગની તૈયારી કરવાનો ઠરાવ મહાસભાએ કરેલો હતો. આને માટે આખા દેશમાંથી પચીસ લાખ રૂપિયા અને પચાસ હજાર સ્વયંસેવકો મેળવવાનો અને તેની પ્રાંતવાર ફાળવણી કરી જવાબદારી વહેંચી આપવાનો ઠરાવ પણ મહાસભાનો છે. આ ઠરાવની મુદત પૂરી થઈ. દરેક પ્રાન્ત પાસેથી ઠરાવેલી મુદત દરમ્યાન કેટલી તૈયારી થઈ છે તેનો હિસાબ માગવામાં આવ્યો છે. કેટલાક પ્રાંતમાં તો એ ઠરાવનો અમલ કરવો અશક્ય થઈ પડ્યો છે. સવિનયભંગની તૈયારીના ઠરાવને માટે ગયાજીમાં પંજાબ સૌથી વધારે આતુર હતું. ત્યાં તો આજે મહાસભાની સંસ્થાઓને સાવ સુવાડી દેવામાં આવી છે. સંયુક્ત પ્રાંતમાં પણ એ ઠરાવને થોડું જ માન મળવાનું છે. દિલ્હીમાં પણ એનો અમલ થવાનો સંભવ નથી. મુંબઈમાં તો કોઈને પડી હોય એમ મને લાગતું જ નથી. ઉત્તર હિંદુસ્તાનમાં હિંદુમુસલમાનોને સરકાર સાથે લડી લડીને કંટાળો આવી ગયો છે, એટલે હવે આપસ આપસમાં કોમી કજિયા ઊભા કરી માંહોમાંહે માથાં ફોડવાનું મન થઈ ગયું છે. મહાત્માજીના અહિંસાના પ્રચારથી દેશમાં નામર્દાઈ આવી ગઈ એમ કેટલાક આગેવાનોને લાગતું હતું; અને દેશમાં ફેલાયેલી શાંતિથી અકળાયેલા કેટલાક આગેવાનોને તો સારા દેશમાં એક વખત નફરતનું એટલે ઝેરનું વાતાવરણ જોઈતું હતું. હવે એમનાં કાળજાં ટાઢાં થયાં હશે. હિંદુમુસલમાનો હવે અહિંસા છોડી, એકબીજાનાં માથાં ફોડી, દુકાનો લૂંટી મર્દાનગી બતાવતા હશે? ઉત્તર હિંદુસ્તાનમાં હવે સારી હવામાં હળાહળ વિષ ફેલાયું છે. બંને પક્ષનાં છાપાંઓ એમાં પોતપોતાનો ભાગ ભજવી રહ્યાં છે. બંને પક્ષના ધનિકો ધનની સહાયતા કરી રહ્યા છે. સારા દેશની હવામાં ઝેર ફેલાવવાનો પ્રયાસ થઈ રહ્યો છે. આવે વખતે જે પ્રાંતોએ થોડીઘણી તૈયારી કરી છે તે દરેક પ્રાંત સ્વેચ્છાથી સવિનયભંગ શરૂ કરી દે એ તો અયોગ્ય જ ગણાય. મને લાગે છે કે આ સ્થિતિમાં તો સારા દેશની સ્થિતિનો સંપૂર્ણ વિચાર કરવાની અને દરેક પ્રાંતની તૈયારીનો હિસાબ તપાસી છેવટનો નિર્ણય કરવાની તક મહાસમિતિને જ આપવી જોઈએ. થોડી તૈયારીથી દરેક પ્રાંતમાં એકી વખતે હુમલો શરૂ કરવા કરતાં જે પ્રાંતમાં સરકારે પોતે જ કારણ આપી લડત ઉપાડવાની ફરજ પાડી છે તે પ્રાંતની લડત વ્યવસ્થિત બનાવી તેને મદદ કરવી એ વધારે ડહાપણભર્યું ગણાય. ગુજરાત પોતાના સ્વયંસેવકોની ટુકડીઓ નાગપુર કે જબલપુરમાં જરૂર પડ્યે મોકલી આપવા તૈયાર કરે, અને નાણાંની પણ મદદ બને તેટલી કરે અને બીજા પ્રાંતો પણ પોતાનો હિસ્સો આપે તો એ લડત શોભી ઊ

નીકળે. વ્યક્તિગત સવિનયભંગ પણ આપણે પ્રાંતિક સમિતિ જેવી સંસ્થા પાસે કરાવવો હોય તો પૂરેપૂરો વિચાર કરીને જ કરવો જોઈએ. આપણે સવિનયભંગ શરૂ કરીએ તોપણ એવું વાતાવરણ તો ન જ થવું જોઈએ કે જેથી રચનાત્મક કાર્ય કરનારા માણસો બહાર રહી શકે જ નહીં. કેટલાક કહે છે, હવે અમે બહાર રહી શકતા નથી, તેમને હું મારાથી બને તો સમજાવવા માગું છું કે કેટલાકે તો બહાર રહેવું જ જોઈશે. અને તેઓ શાન્તિથી બહાર રહી શકે એવી સગવડ કરી આપવી જ જોઈએ.

સ્વયંસેવકોને પણ સવિનયભંગનો હેતુ અને તેનું પરિણામ સમજાવવું જોઈશે. હાલની સ્થિતિમાં સવિનયભંગથી સરકાર ઉપર કંઈ જ અસર પડવાની નથી અને આપણે કંઈ પરિણામ મેળવી શકવાના નથી એ આપણે ચોક્કસ સમજવાની જરૂર છે. માત્ર આપણામાં જે ત્યાગ અને દુઃખ સહન કરવાની ભાવના પ્રગટ થયેલી છે તેનો નાશ ન થાય એને માટે જ મર્યાદિત સવિનયભંગ શરૂ કરી શકાય.

સ્વયંસેવકોમાં અગર પ્રજામાં આપણે જે કંઈ કરીએ તેનાથી મોટી મોટી આશાઓ બંધાતી હોય તોપણ આપણે ખુલ્લી રીતે બધાને સમજાવવાની જરૂર છે, કે જેથી પાછળથી નાઉમેદી ન થાય. આપણું રચનાત્મક કામ ચાલુ રહે અને આપણામાં કેટલાકના જેલ જવાથી એ કાર્યનો વેગ વધે તો જ સવિનયભંગનો ઉપયોગ છે. બહાર આપણાથી કંઈ નથી થઈ શકતું માટે જેલમાં જઈ બેસવું એવું જો કોઈનું માનવું હોય તો એ માન્યતા ભૂલભરેલ છે. પ્રજાની સાચી અને શુદ્ધ સેવા કરવાનો આપણો ઇરાદો હશે તો તે આપણને છોડનાર નથી. માત્ર આપણે કાર્યની ઢબ ફેરવવી જોઈશે. આપણી લડત લંબાઈ છે. ઉતાવળા ઉત્સાહથી ભારે પરિણામ મેળવવાની આશા રાખવી ન જોઈએ. ઉત્સાહમાં આવેલા કાર્યવાહકો ઉત્સાહ મંદ પડ્યે બોજારૂપ થઈ પડવાનો સંભવ છે. એટલે દરેક બાજુથી આ વિષયનો સંપૂર્ણ વિચાર કરીને નિશ્ચય કરવો ઘટે છે. તા. ૧૫મી મેને રોજ ભરૂચ મુકામે ગુજરાત પ્રાંતિક સમિતિની સભા મળશે તે પ્રસંગે આ વિષયનો અને એ સંબંધમાં આવેલી તમામ સૂચનાઓનો નિર્ણય કરવામાં આવશે. જેમણે પ્રતિજ્ઞાપત્રો ઉપર સહી કરી છે તે બધા આ વિષય ઉપર ખૂબ વિચાર કરે.

નવજીવન, ૨૯-૪-૧૯૨૩

આવી. મદ્રાસ જઈ મહાત્માજી ઉપર વધારે આકરા આક્ષેપો મૂકવાનું શરૂ કર્યું. આઠ મહિના ઉપર આ વાત સાંભળવાને કોણ તૈયાર હતું? આજે તો પ્રજા અનાથ રાંકડી બની ગયેલી મનાય છે, જે કહેશે તે સાંભળી મનમાં ને મનમાં મૂંઝાવાની છે. બીજો આગેવાન મળવાનો નથી, વશે કે કવશે મારો કક્કો ખરો નહીં કહે તો જશે ક્યાં? એ માન્યતાથી આજે આઠ મહિને જેલમાં પુરાયેલા એક મહાન નેતાની પાછલી વદી વંચાય એનો અર્થ સમજવામાં શું મુશ્કેલ હોઈ શકે? કાર્યસિદ્ધિ માટે સાધનની શુદ્ધતા જોવી એ તો સ્વરાજ્યપક્ષના સિદ્ધાંતની વિરુદ્ધ જ છે! ખરી મુશ્કેલી તો એ છે કે ગુજરાતને આ વાત રુચશે નહીં, અને ગુજરાતની પ્રજા આવા આક્ષેપો સહન નહીં કરે, તેથી ગુજરાતમાં સ્વરાજપક્ષના અગ્રેસર શ્રી વિઠ્ઠલભાઈને પોતાની મુશ્કેલી વધવાનો ભય લાગે ખરો, એ દૃષ્ટિએ જોતાં એમણે છેવટના જે બે પ્રશ્નો કર્યા કે — દાસબાબુને આ વાત આજે ઊભી કરવાથી શો લાભ? સ્વરાજ પક્ષને શો લાભ? — એ સહેજે સમજી શકાય તેવા છે.

શ્રી વિઠ્ઠલભાઈ પટેલ કહે છે કે મહાસભાની પ્રતિષ્ઠાનું ખેદાનમેદાન થતું આજ હું જોઈ રહ્યો છું. 'મહાસભાની પ્રતિષ્ઠા જાળવવી હોય તો મહાસમિતિના ઠરાવને માન આપવું જોઈએ,' એમ તેઓ કહે છે. મને લાગે છે કે મહાસભામાં હમણાં હમણાં પાખંડને પ્રાધાન્ય મળવા લાગ્યું છે. મહાસભાની પ્રતિષ્ઠા ધૂળમાં રગદોળનારાઓ હવે ખોટાં આંસુ પાડવા ઊભા થયા છે. મનગમતા ઠરાવ થાય તેટલા જ માનવા, પોતાનું ધાર્યું કરવામાં આડે આવે એવા ઠરાવ મહાસભાના હોય કે મહાસમિતિના હોય તોપણ તેનો છડેચોક અનાદર કરવો, તિરસ્કાર પણ કરવો અને મહાસભાનો પક્ષ ઊભો કરી બળવો પણ કરવો એ બધા શું મહાસભાની પ્રતિષ્ઠા વધારવાના રસ્તા હતા કે? મહાસભાના પ્રમુખ જ એ બંડખોર ટોળીના સરદાર બન્યા અને મહાસભા એ પ્રજાનો અવાજ રજૂ કરનાર સંસ્થા નથી, માત્ર બે જ ટકા જેટલો પ્રજામત રજૂ કરે છે એવા પોકારો કર્યા ત્યારે એ સંસ્થાની પ્રતિષ્ઠા નષ્ટ થતી જોવામાં નહીં આવેલી? સ્વરાજ-પક્ષના લગભગ બધા જ આગેવાનોએ પોતાનું ધાર્યું પાર પાડવાના હેતુથી મહાસભાના કાર્યના એકેએક અંગ ઉપર નિરંતર પ્રહાર કર્યા સિવાય બીજો શો ધંધો કર્યો છે? સ્વરાજ પક્ષને મહાસભાની ઇજ્જતની થોડી જ દરકાર છે? દમદાટી દઈ પોતાને ફાવતો ઠરાવ કરાવી લઈ મહાસભાની થોડી બાકી રહેલી પ્રતિષ્ઠાને વટાવી ખાઈ ધારાસભામાં ઘૂસી જવું છે, એ વાત છે. બંડખોરોના ટેકાથી મંજૂર થયેલા ઠરાવને માન આપી મહાસભાના

ઠરાવને બાજુ પર મૂકી, પ્રજામતને રૂંધી નાખવામાં મદદ કરવી એમાં હું કાયરતા સિવાય બીજું કાંઈ જોતો નથી. જેઓ મહાસભાના મતનો તિરસ્કાર કરે છે, ખાસ સભા બોલાવી ફરીથી નિર્ણય કરવામાં આવે તો તે પણ સ્વીકારવાને તૈયાર નથી, તેવા દુરાગ્રહીના મતને લાચારીથી કબૂલ કરી લેવો એમાં પ્રજા ચડવાની નથી, પણ જરૂર પછડાવાની છે. મુંબઈની મહાસમિતિનો ઠરાવ નીતિની કે ન્યાયની દૃષ્ટિએ જોતાં માન્ય રાખવા — માનવા યોગ્ય નથી. એટલું જ નહીં, પરંતુ વ્યાવહારિક દૃષ્ટિએ જોતાં પણ એને કબૂલ રાખવામાં ભારે નુકસાન છે. થોડાક હઠીલાઓને — પછી તે ભલેને દેશના મહા આગેવાન હોય — પોતાનું ધાર્યું કરવા દેવાની સગવડ કરી આપી, શાંત પાડવા ખાતર જેઓ પોતાના નિશ્ચયને છોડી દે છે, અને બીજા પાસે છોડાવવાનો આગ્રહ કરે છે, તેઓને પોતાના કૃત્યથી દેશને થતા પારાવાર નુકસાનનો ખ્યાલ નથી. મહાસભાની ઇજ્જત થોડીઘણી રહેલી છે તેને સાચવવી હોય, મહાસભાને જીવતી રાખવી હોય તો જેટલી કમિટીઓથી બની શકે તેટલી કમિટીઓએ એ ઠરાવની સામે થવું જોઈએ. બળવાની સામે બળવો જ હોઈ શકે.

પટેલ સાહેબ કહે છે કે, 'હવે તો કાર્યકર્તાઓ ને આગેવાનોમાં મતભેદ ઉત્પન્ન થયો છે, એટલે આશા નથી કે ધારાસભાનો કબજો લઈ શકાય. ગુજરાત પ્રાંતિક સમિતિના પ્રમુખ જો મહાસમિતિના ઠરાવને માન આપતાં શીખે તો કામ થાય, અને મહાસભાની પ્રતિષ્ઠા વધે. મહાત્મા ગાંધીજી પણ મહાસમિતિના ઠરાવને માન આપતા હતા.' વાત સાચી છે. પક્ષ આજના નથી પડ્યા. સ્વરાજપક્ષ ઊભો કરનારાઓ એને માટે જવાબદાર છે. હજી પણ મહાસભાની પ્રતિષ્ઠા સાચવવી હોય તો તેમણે સ્વરાજપક્ષમાંથી હાથ ધોઈ નાખવા જોઈએ, ધારાસભાનો કબજો લેવાની ઉમેદ છોડી દેવી જોઈએ. ધારાસભામાં સ્વમાનથી કામ થઈ શકે એવી ગુજરાત પ્રાંતિક સમિતિની ખાતરી થશે ત્યારે તે તેમ કરવામાં ચૂકશે નહીં. ગુજરાત ગાંધીજીને પટેલસાહેબ કરતાં વધારે ઓળખે છે. એમના પક્ષે ગાંધીજીનો જરૂરપૂરતો જ ઉપયોગ કર્યો છે, જ્યારે ગુજરાત યથાશક્તિ ગાંધીજીને પગલે ચાલવાનો પ્રામાણિક પ્રયાસ કરે છે. ગુજરાતની અશક્તિ ગાંધીજી માફ કરશે, જગત માફ કરશે અને ઈશ્વર પણ માફ કરશે. અશક્તિ એ ગુનો નથી, પણ ગુજરાત વિશ્વાસઘાતનો ગુનો તો નહીં કરે. ગાંધીજી મહાસમિતિના ઠરાવને માન આપતા એની ગુજરાતને યાદ દેવરાવવાની પટેલસાહેબને કશી જરૂર નથી. ગુજરાતને ખબર છે કે ગાંધીજી બહાર હતા ત્યારે આખો દેશ તેમનો પડતો બોલ ઝીલી લેતા

હતો. આજે આગેવાનો મહાસભાના ઠરાવને માન આપતા નથી, અને બીજા પાસે પોતાના મતને અનુકૂળ ઠરાવને જ માન આપવાની માગણી કરે છે. મુંબઈની કમિટીમાં પણ બે ઠરાવ થયેલા, તેમાંના એક જ ઠરાવને માન આપવાની માગણી સ્વરાજપક્ષ કરે છે. નાગપુરના સત્યાગ્રહમાં મદદ કરવાનો ઠરાવ એ જ કમિટીએ કરેલો, તેમાં તો ધારાસભાના ઠરાવ જેટલો મતભેદ પણ ન હતો. લગભગ સર્વાનુમતે પસાર થયેલ ઠરાવને માન આપવાનો વિચાર હજી સ્વરાજપક્ષને કરવાનો બાકી છે. મહાસભાના સ્થંભ જેવા તેના ખજાનચી શ્રી જમનાલાલજીને ગિરફતાર કર્યા પછી પણ એ ઠરાવને ગૌણ ગણી ધારાસભાના ઠરાવને જ મહત્ત્વ આપવામાં આવે તો મહાસભાની પ્રતિષ્ઠા કેવી રીતે વધવાની?

નવજીવન, ૧૪-૬-૧૯૨૩

## ૨૦

# भिक्षां देहि

[નાગપુરની ઝંડા સત્યાગ્રહની લડતનું સંચાલન કોંગ્રેસની કારોબારી સમિતિએ સરદારને સોંપ્યું તે વખતે સૈનિકો અને પૈસા માટે કરેલી અપીલ.]

નાગપુરની રાષ્ટ્રધ્વજની લડત ચાલે ત્યાં સુધી મારે મધ્ય પ્રાંતમાં રહેવું એવો મહાસભાની કારોબારી સમિતિએ હુકમ કરેલો હોવાથી હું આજે ગુજરાત છોડી નાગપુર જાઉં છું. ગુજરાતનો વિયોગ કેટલા કાળને માટે થશે એ તો પ્રભુ જાણે. પરપ્રાંતની સેવા કરવાની મને તક મળશે એવો સ્વપ્ને પણ ખ્યાલ નહોતો. મને ગુજરાતની ચિંતા નથી. ગાંધીજીના મારાથીયે વફાદાર સિપાઈઓ ગુજરાતમાં પડેલા છે, તેઓ ગુજરાતનો બોજો ઉપાડી લેશે એ વિષે મને શંકા નથી. પરંતુ મધ્ય પ્રાંતમાં જઈને હું શું કરી શકીશ તેની મને ભારે મૂંઝવણ થાય છે.

નાગપુરની લડત એકલા મધ્ય પ્રાંતની નથી, આખા દેશની છે. દરેક પ્રાંતે પોતાના સૈનિકો મોકલી આ લડતને વધાવી લીધી છે. હવે જો એ લડતને વ્યવસ્થિત રીતે આગળ ન ચલાવીએ તો દેશની પ્રતિષ્ઠા જાય. દરેક લડતમાં સિપાઈઓની અને દ્રવ્યની જરૂર પડે છે. સરકાર પાસે ભારે પગારના અમલદારો અને હલકા પગારના સિપાઈઓની ખોટ નથી. પારકે પૈસે લડવાનું એટલે દ્રવ્યની ખોટ તો હોય જ શેની?

આપણને સિપાઈઓની ખોટ નહીં પડે. દરેક પ્રાંત સંખ્યાબંધ સિપાઈઓ મોકલવા રાજી છે. એ સિપાઈઓને પગાર પણ આપવો પડવાનો નથી. પરંતુ દરેક પ્રાંતથી સિપાઈઓને નાગપુર લાવવામાં લાખો રૂપિયા જોઈએ. મદ્રાસના સૈનિકોને નાગપુર આવતાં દરેકને સાઠ રૂપિયા ફક્ત રેલભાડાના જ થાય છે. કોઈ કોઈ પ્રાંતની પાસે પૈસા નથી. વગર પૈસે આવી ભારે લડત કેમ લડી શકાય?

હજારો સૈનિકોને નાગપુરના યજ્ઞમાં હોમવા હોય તો ઓછામાં ઓછા પાંચ લાખ રૂપિયા એકલા રેલભાડાના જોઈએ. એટલી રકમ ધારે તો એક જ મારવાડી આપી શકે. મહાસભાના કામને અંગે જ્યારે હું શ્રી જમનાલાલજી સાથે હિંદુસ્તાનના પ્રવાસમાં નીકળ્યો હતો ત્યારે ઘણા મારવાડીઓના પરિચયમાં આવેલો. મારવાડી મહાસભામાં પણ હાજર હતો. મારવાડી કોમનો જમનાલાલજી ઉપર અનહદ પ્રેમ મારા જોવામાં આવેલો. એ કોમની એમણે ભારે સેવા બજાવેલી છે. શું જમનાલાલજીની ઉગ્ર તપશ્ચર્યા મારવાડીઓનાં દિલ નહીં પિગળાવે? મને ખાતરી છે કે મારવાડી કોમને આ વાતની ખબર પહોંચાડી શકાય તો એટલી રકમ સહેજે ભેળી કરી આપણને મોકલી આપે. ભાઈ મણિલાલ કોઠારીને મેં મારવાડી ભાઈઓને આ સંદેશો પહોંચાડવા મોકલ્યા છે.

પણ મારી આશા તો ગુજરાતીઓ ઉપર છે. દેશમાં ચોમેર અંધકાર અને નિરાશા ફેલાયેલી હતી તે વખતે અનેક મુશ્કેલીઓ વચ્ચે એકલે હાથે ત્યાગ અને બલિદાનનો પ્રચંડ વાયુ ફેલાવી આખા દેશનું ધ્યાન જમનાલાલજીએ ખેંચ્યું. ગુજરાતે પોતાના રત્નોના પુત્રોને હોમી દઈ એમાં પૂર્તિ કરી. હવે જો થોડા દ્રવ્યને અભાવે આપણે એ લડતને મોળી પડવા દઈએ તો આપણી લાજ જાય એમ મને ભાસે છે. ગુજરાતીઓ ધારે તો પ્રાંતિક સમિતિની ઓફિસમાં પૈસાનો વરસાદ વરસાવે. જેઓ સૈનિકમાં દાખલ ન થઈ શકે તેઓ તો આ તકને જરૂર વધાવી લે. મારી ઉમેદ છે કે ગુજરાતીઓ ગમે ત્યાં વસતા હશે ત્યાંથી આ સંદેશો સાંભળી પોતાનો હિસ્સો ગુજરાત પ્રાંતિક સમિતિના મંત્રીને મોકલી આપશે.

નવજીવન, ૨૨–૭–૧૯૨૩

## ૨૧

# નાગપુર ઝંડા સત્યાગ્રહનો વિજય

[નાગપુર ઝંડા સત્યાગ્રહમા વિજય થયો તે નિમિત્તે જન્માષ્ટમીને રોજ નાગપુરની જાહેરસભામા કરેલુ નિવેદન]

આ પ્રસગે હુ મારુ આખરનુ નિવેદન કરવાની તક લઉ છુ આપણી લડતને વિષે જે શકાઓ ઊઠી રહી છે તે દૂર કરવા સારુ અને ૧૮મી ઑગસ્ટના જે બનાવોને પરિણામે આપણી લડતનો અત આવ્યો અને આપણુને વિજય પ્રાપ્ત થયો તે બનાવો વિષે કેટલાક સ્વાર્થી લોકોએ ફેલાવેલી, અવળે દોરનારી, કપટભરેલી અને ખોટી ખબરોથી ઊભા થયેલા ઝઘડાઓનું શમન કરવા સારુ આ નિવેદન કરવાની હુ જરૂર જોઉ છુ સૌ સારી પેઠે જાણે છે કે ૧૯૨૩ના મેની પહેલી તારીખે નાગપુરના ડિસ્ટ્રિક્ટ મૅજિસ્ટ્રેટે, જાહેર રસ્તા પર જતા સરઘસ પર અકુશ મૂકવાના બહાના હેઠળ રાષ્ટ્રીય ધ્વજના સરઘસને સિવિલ લાઈન્સમા ડિસ્ટ્રિક્ટ કોર્ટના મકાનથી આગળ લઈ જવાની મનાઈ કરી ત્યારે આ લડત શરૂ કરવી પડી હતી એ હુકમમા આપણે રાષ્ટ્રીય ધ્વજને પડકાર અને અપમાન જોયુ એ હુકમમા આપણુને ધ્વજ ધારણ કરવાના, ફરકાવવાના અને જાહેર રસ્તા પર એના શાત અને વ્યવસ્થિત સરઘસ કાઢવાના આપણા પ્રાથમિક હક્નો ઇનકાર લાગ્યો આપણી એ માન્યતા સાચી હતી એ પાછળના બનાવોએ નિ સશય પુરવાર કરી આપ્યુ છે લગભગ એક મહિના સુધી તો કોઈ માણસ — સ્ત્રી કે પુરુષ એકલું પણ વાવટો લઈને મનાઈ હુકમવાળી જગામા પ્રવેશ કરવાનો પ્રયત્ન કરે તો તે પકડાયા વિના રહેતું નહી પકડાયેલા માણસોના વાવટા જપ્ત કરી લેવામા આવતા. જ્યારે કાયદો અને વ્યવસ્થાને પવિત્ર નામે છડેચોક થતા અને કોઈ પણ સુધરેલા દેશમા બન્યા નહીં સભળાયેલા કાયદાના વ્યભિચાર જાહેર રીતે ઉઘાડા પાડવામા આવ્યા ત્યારે મધ્ય પ્રાતની સરકારને ‘ સરઘસ ’ એ શબ્દની કાયદેસર વ્યાખ્યા વિષેનો પોતાનો ખ્યાલ બદલવો પડ્યો. રાષ્ટ્રીય વાવટો લઈને ચાલનાર કોઈ પણ બે માણસની ટુકડીને સરઘસ ગણવાનું તો છેક લડતના અત સુધી ચાલુ રહ્યું બીજા એક ડિસ્ટ્રિક્ટ મૅજિસ્ટ્રેટ તો એથી પણ આગળ વધ્યા અને તેમણે લોકોને જાહેર રીતે સલાહ આપી કે, તમારા

બાપદાદાને રાષ્ટ્રીય વાવટો કયે દહાડે હતો ? માટે તમારે રાષ્ટ્રીય વાવટાના ઝંઘડા સામું જોવું નહીં. પાછળથી નાગપુર આવતા આબરૂદાર લોકોની પાસે વાવટો હોય તો તેમને 'બદમાશ અને ભામટા' ગણીને રેલવે સ્ટેશનો ઉપરથી જ પકડી લેવા માંડ્યા. આમ લડતનો હેતુ જાહેર રસ્તા છૂટથી વાપરવાનો હક મેળવવાનો કે યુનિયન જેકને અપમાન પહોંચાડવાનો કે પ્રજાના કોઈ એક ભાગને ચીડવવાનો ન હતો. લડતનો હેતુ તો રાષ્ટ્રીય ધ્વજના માનની રક્ષા કરવાનો અને પોલીસના કાનૂનનું બહાનું કાઢીને હિંદુસ્તાનના મધ્ય ભાગમાં 'ઉચ્ચ ભૂમિ' બનાવી દેવાના પ્રયત્નનો વિરોધ કરવાનો હતો. સાડા ત્રણ મહિનાની લાંબી લડત પછી સો સ્વયંસેવકોનું રાષ્ટ્રધ્વજ સાથેનું સરઘસ મનાઈ કરેલા ક્ષેત્રમાં દાખલ થયું અને સિવિલ લાઈન્સના મોટા ભાગમાં થઈને, રસ્તાની બન્ને બાજુએ ગોઠવાયેલા હથિયારબંધ સિપાઈઓના આશ્ચર્યકારક દમામ વચ્ચે થઈને ૧૮મી ઑગસ્ટની બપોરે પસાર થયું, કોઈએ તેને રોક્યું નહીં. તે પરથી તે સાંજે હું લડતનો વિજયી અંત જાહેર કરી શક્યો.

આજે હું બધા જ કપોળકલ્પિત ગપાટાઓના કે પરવારતાઓના તરંગોના જવાબ આપવા નથી માગતો. પણ તમે ભાઈઓ એકાન્તવાસ ભોગવીને હવે બહાર આવ્યા છો. તેમની જાણ માટે અને જે બીજા ભાઈઓને જિજ્ઞાસા હોય કે પોલીસ હુકમ નીકળ્યા બાદ આ લડત અચાનક અને આટલી વિજયી રીતે કેમ સમાપ્ત થઈ, તેમની જાણ માટે હું પરિસ્થિતિનો ખુલાસો કરવા ઇચ્છું છું. સરકાર જ્યાં સુધી ધારાસભાઓના ઠરાવ ઉપર કંઈ નિર્ણય પર આવે નહીં ત્યાં સુધી લડતના ચાલુ ક્રમમાં કંઈ ઊથલપાથલ કરવાની મારી ઇચ્છા નહોતી, અને તેનાં કારણો ખુલ્લાં છે. મારા મનમાં એટલી વાત વિષે શક હતો જ નહીં કે જે અભિપ્રાય પાછળ કાર્યનો ટેકો નથી તેવો અભિપ્રાય ગમે તેટલો જોરથી કહેવામાં આવ્યો હોય છતાં જો તે વિરુદ્ધનો હશે તો સિવિલ લાઈન્સમાં વસતા ગોરા અમલદાર વર્ગને છેડ્યા વગર રહેવાનો નહીં જ, બેજવાબદાર નિરંકુશ કારોબારીની પીઠ મજબૂત કર્યા વિના રહેવાનો નહીં જ. હિકચાલ ઉપરથી ધારાસભાના ધુમાડાના ગોટા પસાર થઈ ગયા કે તરત મે મારું ૧૬મીનું રજૂઆતનામું બહાર પાડ્યું. તેમાં શરૂઆતથી, નાગપુર કમિટીએ જે વિચારે આ લડત ઉપાડેલી તે ફરીથી ઉચ્ચારીને લડતના મુદ્દા સંબંધી જે ગેરસમજૂતીઓ અને જૂઠી ખબરો ફેલાઈ હતી તે બધી ઉડાડી દીધી અને પછી બીજે દિવસે ૧૮મીના સરઘસનો કાર્યક્રમ ગોઠવ્યો. સરઘસનો રસ્તો, વખત અને તે સંબંધી સૂચનાઓ તેમાં કરાવી.

તે વખતે લોકલાગણી કેટલી ક્ષુબ્ધ થયેલી હતી, ધારાસભાના ઓરડામાં ચાલેલી શબ્દયુદ્ધની પણ અસર હતી. એ બધા સંજોગો એ કાર્યક્રમ ઠરાવતાં મારા ખ્યાલમાં હતા. દેખીતું છે તેમ ૧૮મીનો કાર્યક્રમ એવી રીતે ગોઠવવામાં આવ્યો હતો કે જેથી સામા પક્ષના દૃષ્ટિબિંદુને બની શકે તેટલું સંભાળી લઈ શકાય અને છતાં જે સિદ્ધાંતો ખાતર લડત લડવામાં આવી છે તેને જરા પણ આંચ ન પહોંચે. પરિણામ એ થયું કે સરઘસને કોઈ પણ જાતની હરકત વગર પસાર થવા દેવું સરકારે બહેતર ધાર્યું.

## ગવર્નરની મુલાકાત

હવે સરઘસ મનાઈ કરેલી ભૂમિમાં થઈને પસાર થઈ ગયું અને લડત જિતાયાની ઘોષણા કરવામાં આવી કે તરત આખો દેશ અને ખાસ કરીને ઍંગ્લો ઇન્ડિયન પત્રો હરેક પ્રકારના જૂઠા, બુદ્ધિભેદ કરનારા અને કપટી અહેવાલોથી ઊભરાઈ ચાલ્યાં. તેમ જ છાપાંઓમાં મધ્ય પ્રાંતોના ના. ગવર્નર સાથેની અમારી મુલાકાત સંબંધી ચર્ચા પણ ચલાવવામાં આવી. આ મુલાકાત શી રીતે થવા પામી તેમાં મને પોતાને ઓછું જ મહત્ત્વ દેખાય છે. અસહકારીઓ આણાચારને વળગી રહેનારા છે એવી જે સામાન્ય માન્યતા છે તે પાયા વગરની છે. હું પોતે તો શિષ્ટાચારી આમંત્રણની પણ રાહ ન જોઉં, જો પરસ્પર સમજૂતીની સાચી ઇચ્છા તેમનામાં જોઉં. તોપણ છૂટછાટ કે કોલકરાર થવાના જે અહેવાલો ને અફવાઓ ફેલાયાં છે તેનો આજે હું આ સ્થાનેથી નિશ્ચિત શબ્દોમાં જાહેર ઇનકાર કરું છું. એવા અહેવાલોમાં બિલકુલ સત્ય નથી. અમે સરકાર સાથે છૂટછાટે નથી કરી, કોલકરારોયે નથી કર્યા કે તેમને કંઈ બંધણી પણ કરી આપી નથી. મુલાકાત ૧૩મી ઑગસ્ટને રોજ થયેલી. એકબીજાના મુદ્દાઓ એકબીજાને પ્રત્યક્ષ કહેવાની એનાથી અમને તક મળી, એટલું જ.

## અરજી કર્યાની અફવા

એવી ખબરો કોઈ તરફથી ફેલાવવામાં આવી છે કે સરઘસ કાઢવાની પરવાનગી માટે ડિસ્ટ્રિક્ટ સુપરિન્ટેન્ડન્ટ ઑફ પોલીસને મેં અરજી કરેલી. આવા કપટયુક્ત અને અવળા ખબર છાપાંઓમાં ફેલાવવા માટે સરકારનો એક ઊંચો હોદ્દેદાર અમલદાર (કોણ તે પાછળથી કહેવામાં આવશે) જ ન હોત તો આવી અફવા સામું પણ હું જોત નહીં. મારે પરવાનગી જ માગવી હોત તો આ લડત કેટલાયે દહાડા પહેલાં પૂરી થઈ ગઈ હોત. તુર્કી સુલેહના ઉત્સવને દહાડે મોટું સરઘસ મનાઈ કરેલ ભાગમાંથી,

ડિસ્ટ્રિક્ટ મૅજિસ્ટ્રેટની પરવાનગી મેળવીને, પસાર થયેલું એ મારા ધ્યાન-બહાર નહોતું. સ્થાનિક ધારાસભાના કેટલાક સભાસદોએ મને અનેક વાર સૂચના કરેલી કે તેઓ પોતાને નામે એની પરવાનગી માગી લે. હું ડિસ્ટ્રિક્ટ મૅજિસ્ટ્રેટને મોઢેમોઢ વિનંતી કરી લઉં એટલું પૂરતું હોવું જોઈએ એમ હું સમજતો હતો. સાધારણ સંજોગોમાં સરઘસ માટે આવી પરવાનગી માગવામાં કંઈ બાધ પણ ન હોય. તેમ કરવાની મહાસભાની બંધી નથી. પણ આટલી હદે લડત ચડયા પછી પરવાનગી માગવા જવું મારે માટે અશક્ય હતું. સરકાર તલવારની ધારે આપણી પાસે અરજી કરાવવા મથતી હોય તે વખતે જો હું અરજી કરું તો મહાસભાનું નાક જાય. ખરું પૂછો તો લડતનો મોરચો જ એ મુદ્દા પર હતો. બીજા બધા મુદ્દાઓ હતા તે ગમે તેવા તોયે વિગતના હતા. કોઈ પણ સહેલાઈથી જોઈ શકે તેવું હતું કે લડત એ વખતે બંધાઈ ચૂકેલી હતી અને એક જ મુદ્દા ઉપર આવીને એકાગ્ર થઈ હતી. તે મુદ્દો આ હતો: એક બાજુ પર સરકાર જેને કાયદેસર સત્તાનો છડેચોક ભંગ કહે છે તેને પોતાનાં સર્વ સાધનોથી તોડી પાડવાનો સરકારનો નિશ્ચય, અને બીજી તરફ ચાહે તેટલાં દુઃખસહન કે બલિદાન કરવાં પડે તે કરીને પણ આપખુદ અને અન્યાયી સત્તાનો સવિનય-ભંગ કરવાનો પોતાનો હક ખરો કરવાનો પ્રજાનો તેટલો જ દૃઢ નિશ્ચય. ૧૮મી તારીખે ડિસ્ટ્રિક્ટ સુપરિન્ટેન્ડન્ટ ઑફ પોલીસના હુકમની વિરુદ્ધ મેં કેવી યોજના ઘડવા ધારી છે તેની મેં તમને ખબર આપેલી. તેની અંદર એવું કંઈ જ નથી જેથી એ ખબરને અરજી કહી શકાય. ઊલટું, તે દિવસના કાર્યક્રમની નકલમાં ચોખ્ખું બતાવેલું હતું કે તેનો હેતુ નવા નીકળેલા હુકમને ચકાસી જોવાનો હતો. ગમે તેમ હોય, કાર્યક્રમમાં મોટો અને અસાધારણ ફેરફાર કરવામાં આવે, અને તે પણ આખી લડત શરૂ થયા બાદ આ પહેલી જ વાર, અને તેની ખબર જો હું ન આપું તો મારી ફરજમાં ચૂકું એ વિષે મને શક નથી. ડિસ્ટ્રિક્ટ મૅજિસ્ટ્રેટ રણક્ષેત્ર છોડીને ગયા પછી પોલીસ પર અણધાર્યો છાપો મારવો એ અઘટિત ગણાત. મારી મતિ પ્રમાણે આવા પ્રકારના યુદ્ધમાં અણધાર્યા હુમલાની છૂટ ન હોય. સરઘસની ખબર મોકલ્યા પછી થોડા જ વખતમાં મનાઈ હુકમવાળી જગાએ પોલીસનું દળ ખડું કરવામાં આવ્યું હતું. એનું કારણ આપવાનું કામ મારું નથી, પણ પોલીસને ખબર આપવાની જરૂર હતી એ વાતની તે પૂરેપૂરી સાબિતીરૂપ છે. છતાં એ ખબરથી કે સરઘસના કાર્યક્રમની વિગતોથી સરકારને આ પ્રતિકૂળ લડતમાંથી નીકળી જવાની અનુકૂળતા મળી ગઈ હોય તો હું પોતે તો એ વાતથી ખુશ થાઉં કે,

સિદ્ધાંતનો કશો ભોગ આપ્યા વિના મેં સરકારની હેરાનગત કંઈક અંશે દૂર કરી અને તેને આબરૂભેર પાછા હઠવાનો માર્ગ કરી આપ્યો. પણ હું ફરીને કહું છું કે સરકારને અરજી કરવામાં નથી આવી તેમ તેની પાસેથી પરવાનગી કે પરવાનો પણ નથી મેળવવામાં આવ્યો.

## ધારાસભાની અસર

ધારાસભાના ઠરાવોની આપણી લડત પર થયેલી અસર વિષે છાપાંઓમા કંઈક ઝઘડો ચાલતો મે જોયો છે. ધારાસભાના કામથી મને મદદ થઈ કે આડખીલી થઈ એ બાબત કશો મત પ્રદર્શિત કરવાની મારી ઇચ્છા નથી, કારણ એ વિષે ગેરસમજ થવાનો સંભવ છે. એટલું કહેવું બસ છે કે પોલીસનો હુકમ ધારાસભાના ઠરાવો પસાર થયા પછી નીકળ્યો હતો. લડતનો અંત આવ્યો ત્યાં સુધી એ ઠરાવોનો કંઈ પણ અમલ થયો નહોતો; પણ લડતની સમાપ્તિ થઈ કે તરત જ કાચા કેદીઓને તમામને છોડી મૂકવામાં આવ્યા. જે સરકાર પોતાનું કામ ઉત્તમ રીતે જાણવાનો દાવો કરે છે, અને જે નૈતિક અથવા શારીરિક બળ સિવાય બીજી કોઈ વસ્તુને ઓળખવા ના પાડે છે, તે સરકારને મફત મળેલી શિખામણ — એ શિખામણને ધારાસભાના ઠરાવનું મોટું નામ મળ્યું હોય તોપણ — કદી ગળે ઊતરે એવો ભ્રમ કોઈના મનમાં ન રહે એમ હું ઇચ્છું છું. એવા બધા પ્રયત્નો તો ઊલટું જે લોકો પોતાનો બચાવ કરવા હાજર નથી એવાઓ પર અઘટિત અને કોઈક વાર હલકટ આક્ષેપો કરવાના પ્રસંગ પૂરા પાડે છે. એ ઠરાવોથી કશો અર્થ સરતો હોય તો તે એટલો જ કે જો કદાચ એ ઠરાવોને કોરે મૂકીને કામ લેવામાં આવે તો યોગ્ય અવસરે અને યોગ્ય હેતુ માટે તેનો અનુકૂળ ઉપયોગ થઈ શકે.

સરઘસને પસાર થવા દીધા પછી તમામ કેદીઓને છોડી મૂકવા એ સરકારની ધાર્મિક ફરજ હતી અને એ ફરજ અદા કરવા માટે હું મધ્ય-પ્રાંતની સરકારનો આભાર માનું છું. આજે છૂટી આવેલા લગભગ હજાર જેલવાસીઓમાંના સાતને જેલના નિયમ વિરુદ્ધ વર્ત્યા માટે હજુ જેલમાં પૂરી રાખ્યા છે એ જોઈને મને દુઃખ થાય છે, છતાં મને વિશ્વાસ છે કે તેઓનો પણ ટૂંક મુદતમાં છુટકારો થઈ જશે. કેદીઓને છોડવામાં જે થોડીક ઢીલ થવા પામી છે તે પણ મારી તો ખાતરી છે કે તે મધ્ય પ્રાંતની સરકારના હાથબહારના સંજોગોને લઈને થઈ છે. મને જણાવતાં બહુ ખુશી ઊપજે છે કે મારા ભાઈ જેઓ હું અહીં આવ્યો તે પછી તરત જ મારી પાછળ આવેલા અને જેમણે લગભગ છેક અંત સુધી લડત

ચલાવવામાં મારી સાથે પૂરેપૂરો સહકાર કરેલો તેઓ* પણ આ પ્રસંગના ધારાસભાના ઠરાવોની નિષ્ફળતા વિષે મારી સાથે સંપૂર્ણપણે એકમત છે. જોકે મારે એટલું તો કહેવું જોઈએ કે એ ઠરાવોને નિષ્ફળ માનવામાં અમારી બેની દૃષ્ટિ ભિન્ન છે. સૌ કોઈ સારી પેઠે જાણે છે કે રાજકીય મતોમાં અમારી બેની વચ્ચે ઉત્તર અને દક્ષિણ ધ્રુવ જેટલું અંતર છે, પણ અમે બંને નાગપુરથી અમારા પોતપોતાના રાજકીય મતો ઓછાવત્તા દૃઢ થયેલા લઈને પાછા ફરીએ છીએ

## સાચો વિજય

રાજીખુશીથી વહોરી લીધેલો એકાન્તવાસ ભોગવી હવે અમારી વચ્ચે પાછા આવતાં હું આપ સૌનું સ્વાગત કરું છું. તમે લડ્યા તેના કરતાં પણ મોટું યુદ્ધ અને મોટા આપભોગો બહાર તમારી રાહ જોઈ રહ્યા છે. છેલ્લા પ્રસંગે મેં કહ્યું હતું કે ધ્વજસત્યાગ્રહની લડત ખતમ થઈ છે અને તેનાથી આપણા રાષ્ટ્રીય ધ્વજની માનરક્ષા થઈ છે. શાંતિમય અને વ્યવસ્થિત સરઘસો જાહેર રસ્તા પરથી લઈ જવાનો હક આપણને પાછો પ્રાપ્ત થયો છે, અને સત્ય, અહિંસા અને કષ્ટસહનનો સંપૂર્ણ વિજય થયો છે. પાછા તમને અમારી વચ્ચે આવીને બેઠેલા જોઈને આજે મારા એ શબ્દો વધારે ભારની સાથે બોલવાને હું સમર્થ થયો છું.

પણ જે જે પ્રાપ્ત કર્યું છે તેમાં આપણે અભિમાન ધરવા જેવું કંઈ નથી. આપણે મેળવ્યું તેમાં કે આપણે સહ્યું તેમાં વિજય નથી; પણ આપણું અંતિમ ધ્યેય પ્રાપ્ત ન થાય ત્યાં સુધી ઉત્તરોત્તર વધારે ને વધારે કષ્ટસહન કરવાની તૈયારી આપણામાં આવે એ જ સાચો વિજય છે. હું તમને સાચેસાચું કહું છું કે આપણી જીત થઈ છે તેનું માન અને બિલકુલ નથી; બધું માન તમે સહન કરી આવ્યા છો તેમને તથા જેઓ આ લડતને અર્થે સહન કરવાને તૈયાર હતા તેમને છે, તેમ જ આખી લડત દરમિયાન અથાક શક્તિ અને અદ્‌ભુત વ્યવસ્થા બતાવનાર નાગપુરની મહાસભાસમિતિને છે.

## કમિશનર ખબરપત્રી

એક વાત અહીં રજૂ કર્યા વગર આ રજૂઆતનામું હું પૂરું ન કરી શકું. ૧૮મી તારીખના બનાવોના જે કપટભર્યા અહેવાલો ફેલાયા છે તે બધાનું મૂળ શોધી કાઢવાનો હું પ્રયાસ કરતો હતો. એ શોધ કરતાં મને એક વિચિત્ર પુરાવો મળી ગયો. જૂનના છેલ્લા અઠવાડિયામાં શેઠ જમનાલાલ

* સ્વ. નામદાર વિઠ્ઠલભાઈ પટેલ.

બજાજ અને તેમના સાથીઓની ગિરફ્તારી પછી ટાઈમ્સ ઑફ ઇન્ડિયામાં પ્રગટ થયેલા પેલા સુપ્રસિદ્ધ ચાર પત્રોની તેમ જ આરંભથી તે અંત સુધી ટાઈમ્સ ઑફ ઇન્ડિયા એ આ લડત પ્રત્યે ધરાવેલા વલણની ચાવી પણ કદાચ મને મળેલા આ પુરાવામાં જ રહેલી હશે. કલકત્તાના સ્ટેટ્સમૅન પત્રના તા. ૨૧મી ઑગસ્ટના અંકમાં નાગપુરના કમિશનરનો તા. ૧૯મીનો મૂકેલો એક તાર છપાયો છે. એનું મથાળું છે: 'સત્યાગ્રહ બંધ થવાનો' 'આગેવાનો સત્તા આગળ નમી પડ્યા.' ટાઈમ્સ ઑફ ઇન્ડિયાના ખબરપત્રીનો તે જ તારીખનો તાર તે પત્રના ૨૦મી ઑગસ્ટના અંકમાં 'સરકારની આણ કબૂલ કરી' એ મથાળા નીચે છપાયો છે. એ તાર તે સ્ટેટ્સમૅનમાં છપાયેલ કમિશનરના તારની શબ્દેશબ્દ નકલ છે. એ બે તારો ભેગા કરીને વાંચતાં ટાઈમ્સ ઑફ ઇન્ડિયાનો ખબરપત્રી તે કમિશનર છે કે નાગપુરનો કમિશનર તે ટાઈમ્સ ઑફ ઇન્ડિયાનો ખબરપત્રી છે તે કળી શકવું મુશ્કેલ નથી. સંભવિત છે કે ટાઈમ્સ ઑફ ઇન્ડિયાની પેઠે 'અમારા ખાસ ખબરપત્રી તરફથી' એમ છાપવાને બદલે 'નાગપુરના કમિશનર તરફથી 'મળેલો તાર' એમ છાપવામાં સ્ટેટ્સમૅને કરેલી ગફલતને લીધે કમિશનર સાહેબ ઉઘાડા પડી ગયા હોય. આ સાબિતી મળ્યા પછી પણ કેટલોક વખત તો હું માની જ ન શક્યો કે આવું જાહેરનામું તેમણે બહાર પાડ્યું હોય. તપાસ કરતાં મને માલૂમ પડ્યું કે એ વાત સાચી છે. છતાં મને ખાતરી આપવામાં આવી છે કે નાગપુરના કમિશનરે સ્ટેટ્સમૅન પર જે જાહેરનામું મોકલ્યું તે બહાર પાડવાની સત્તા તેમને આપવામાં આવી નહોતી. ઉપરાંત મેં એ પણ જોયું છે કે કમિશનરના વર્તમાનપત્રો સાથેના સંબંધ અને પ્રવૃત્તિ પર કાબૂ રાખવાનું સામર્થ્ય મધ્ય પ્રાંતની સરકારમાં નથી. પહેલાં પણ એક પ્રસંગે, સરકારના કામમાં તમારે માથું ન મારવું એવો હુકમ છતાં, આ જ લડતના સંબંધમાં તેમણે પોતાની આ જાતની પ્રવૃત્તિથી સરકારને મુશ્કેલીમાં ઉતારી હતી. આમ તેઓ સાહેબ પોતાનું ધાર્યું કર્યે જાય છે. લડતનો માનભર્યો અંત આણવાની સરકારની અંતરની સારી ઇચ્છા હતી એ હું એકદમ કબૂલ કરું છું, તેમ જ કમિશનરના કામથી સરકાર દિલગીર થઈ છે એ વિષે મને શંકા નથી, છતાં મને એટલું કહેવાની તો મારી ફરજ લાગે જ છે કે અંતે તો સરકાર કમિશનરના કૃત્યની જવાબદારીમાંથી નથી જ છટકી શકતી.

સમાપ્તિ

આપણે પ્રભુનો પાડ માનવાનો છે કે જે સમયે દેશમાં અંગત રાગદ્વેષ, પક્ષાપક્ષી અને કોમી ઝઘડાઓના ભાર નીચે પરસ્પર સહિષ્ણુતા,

રાજદ્વારી દીર્ઘદૃષ્ટિ અને દેશનું ઉચ્ચ હિત દબાઈ ગયાં હતાં, અને જે સમયે શંકા અને નિરાશાનાં વાદળ દેશને ઘેરી વળ્યાં હતાં તે સમયે તે દયાળુએ આપણા પર દયા કરી અને રાગદ્વેષ અને કલહની નીચે વહેતા પ્રજાની દૃઢતા, શક્તિ અને હૃદયબળના ગૂઢ પ્રવાહનો નમ્રતાથી પરિચય કરાવવાનો આ અવસર આપ્યો. મિત્રોની તમામ ગેરસમજો અને શત્રુઓનાં તમામ જૂઠાણાં છતાં નિર્મળતા અને નિર્ભયતાનાં સાધનોથી મંડાયેલા આ ધર્મયુદ્ધનું પ્રજા ભવિષ્યમાં ગૌરવ સાથે સ્મરણ કરશે અને આ ધર્મયુદ્ધ સત્ય, અહિંસા અને આપભોગનાં શસ્ત્રોની શ્રેષ્ઠતા વિષે પ્રજામાં વધારે શ્રદ્ધાનો સંચાર કરશે. મહાત્મા ગાંધીનો આદેશ છે કે સત્ય, અહિંસા અને આપભોગ એ જ આપણા રાષ્ટ્રની પ્રકૃતિ અને સંસ્કૃતિને અનુકૂળ છે.

નવજીવન, ૯-૯-૧૯૨૩

## ૨૨

## નાગપુરની જીતનું રહસ્ય

[નાગપુર ઝંડા સત્યાગ્રહના વિજય પછી અમદાવાદમાં કરેલું જાહેર ભાષણ.]

આ લડત વિષે મારે જેટલું કહેવાનું હતું તેટલું મેં લખીને આપી દીધું છે. ટીકાઓથી હું બીતો નથી. પંડિત મોતીલાલજીએ મારા કામ પર ટીકા કરી હોય તો હું તો તેમની આગળ બચ્ચું છું. એમના ત્યાગની, એમની દેશસેવાની કિંમત હું શી રીતે આંકી શકું? મારા જેવા કાચા સિપાઈની ભૂલ થતી જણાય ત્યાં ભૂલ બતાવવાનો તેમના જેવા અનુભવીનો હક છે. પણ આ કામમાં શરૂઆતથી તે આખર સુધી મારા મોટાભાઈ વિઠ્ઠલભાઈ મારી સાથે હતા, અને એક વિરુદ્ધ વિચારના આગેવાન પણ સાથે છે એ વિચારથી મને સંતોષ હતો. આ લડતમાં જીત થઈ હોય, મગરૂર થવાનું કારણ મળ્યું હોય તો તેનું માન જેમણે કષ્ટ સહન કર્યું અને જેઓ સહેવા તૈયાર હતા તેમને છે. પણ જીત ન મળી હોય, લડત બંધ કરવામાં ભૂલ થઈ હોય અને શરમાવા જેવું થયું હોય તો તેની જવાબદારી મારી છે. મેં લડત બંધ કરી તે મારી પાસે સૈનિકો તૈયાર નહોતા તેથી નહીં. મારી પાસે તો છેલ્લે દિવસે પણ ૧૪૮ માણસો હતા. વધારેને આવતા અટકાવવાનો મારે પ્રયત્ન કરવો પડેલો છતાં રોજ ને રોજ માણસો આવતા ને સ્ટેશન પર પકડાતા. મને પકડે તોપણ ૧૫ હજાર માણસ આવ્યે જાય એમ હતું તે સરકાર જાણતી હતી.

એટલે મારે લડત સંકેલવાનું કંઈ કારણ નહોતું. પણ જ્યાં સુધી સત્યની લડત હતી ત્યાં સુધી મેં ચલાવી. જ્યાં અસત્ય જોઉં ત્યાં મારું હૃદય કંપે છે. અંગ્રેજોના દેવળ આગળ શાંતિ જાળવવી એમાં મને સભ્યતા લાગી. અંગ્રેજોના ઘર આગળ જઈને 'જે'ની રાડો પાડવી એમાં સભ્યતા નહોતી. એ પ્રમાણે સ્વયંસેવકોને સૂચના આપવામાં મેં સભ્યતાને અનુસરીને કામ કર્યું છે. એમાં જો કોઈને ભૂલ લાગતી હોય તો એવી ભૂલ તો હું આખી જિંદગી કરવાનો. આપણે અંગ્રેજોને બતાવવું હતું કે તમારી વાજબી લાગણીઓની આડે આવવા અમે નથી માગતા. સરકારનું અસત્ય હતું તેનો આપણે વિરોધ કર્યો. આપણી લડતમાં સત્ય, અહિંસા, સહનશક્તિ હતાં તેટલી આપણી સરકાર પર જીત થઈ. સરકારી મકાનો પર ઝંડો ફરકાવવાનો આપણો ઇરાદો હોય તો હું કહું છું કે આપણે હારી ગયા. લડત ઉપાડનારા છૂટી આવ્યા તેમને મેં પૂછ્યું, તેમને લડતના પરિણામથી હર્ષ થયો તેથી હું સંતોષ પામ્યો. આખી દુનિયાને સંતોષ આપી શકવાને હું અશક્ત છું.

જેમની લડવાની રીત જુદી છે તેમને આમાં ભૂલ જણાય એ સ્વાભાવિક છે. હું તો નવ મહિના ખેડાની લડતમાં મહાત્માજીની સાથે હતો. તેઓ કંઈ પણ ડગલું ભરતા પહેલાં સરકારને ખબર આપતા અને પછી પગલું ભરતા. હું જો પહેલેથી નાગપુરમાં હોત તો જરૂર અરજી આપત. સરકાર તો ના જ પાડત. એનો ચોક્સ પુરાવો મારી પાસે છે. છઠ્ઠી એપ્રિલે જબલપુરમાં, સુંદરલાલજીને સિવિલ લાઈન્સમાં પરવાનગી વિના જતાં રોક્યા ત્યારે તેમણે તરત જ અરજી લખી આપેલી. પણ તેમને ના પાડવામાં આવી. નાગપુરમાં તો પરવાનગીની વાત પાછળથી આવી. પહેલાં તો એક પણ માણસ — બાઈ પણ — વાવટો લઈને ન જઈ શકતું. પણ સરકારે જ્યારે જોયું કે હવે તો રસ્તો કરવો જ પડશે ત્યારે પરવાનગીની વાત આગળ કરી. સરકારનો હુકમ કાયમ રહ્યો તેના છેલ્લા દિવસ અને છેલ્લી મિનિટ સુધી હું એની સામે લડ્યો. પણ જ્યારે મૅજિસ્ટ્રેટ ઘરમાં પેસી ગયા અને સુપરિન્ટેન્ડન્ટ આગળ આવ્યા ત્યારે તેમને મેં જણાવ્યું કે તમારી સાથે હવે આ રીતે લડીશું. આટલા હજાર સૈનિકોને છોડ્યા, પણ એકને પણ એમ કહેવાની સરકારની હિંમત નથી ચાલી કે, હવે આવું ન કરશો. દુનિયા જાણે છે કે આ લોકો ફરી આમ ને આમ જ કરવાના છે.

આજે તમારી આગળ સિંહનાં બે બચ્ચાં બોલી ગયાં. એ છોકરાઓએ તો દુઃખને હસી કાઢ્યું છે. હું એમને લેવા જેલને દરવાજે ગયો ત્યારે દરેકને સાત દૂબળા થયેલા જોઈને મને દુઃખ થયું. મારા મિત્ર ભોગીલાલ લાલાના

છોકરાને તો હું ઓળખી પણ ન શક્યો. જેલની ઘાણીમાં બળદનું કામ માણસ પાસે કરાવવામાં આવે છે. લોખંડની ઘાણી આઠ કલાક ખેંચવાની. દિવસમાં બત્રીસ માઈલનો ફેરો થાય. ઉપર ઠોંસા મારનાર અને ગાળો પકડનાર તો હોય જ. આપણને જીત મળી હોય તો એ જ કે ગુજરાતના સૈનિકો મેં એવા જોયા કે જેમણે ચાહીને ઘાણીની માગણી કરી. ડૉ. ચંદુલાલે રાજીખુશીથી અંધારી કોટડી માગી લીધી. ગુજરાતના માણસોએ સરકારના અમલદારોને ચમકાવ્યા, સરકાર પર અને પ્રજા પર છાપ પાડી, હિંદુસ્તાનના સૈનિકો પર છાપ પાડી એમાં જ મને તો મોટામાં મોટી જીત જણાય છે.

બીજી જીત એ થઈ કે પ્રજા જ્યારે હતાશ થઈ ગઈ હતી, પ્રજામાં દૈવત નથી રહ્યું એમ લાગતું ત્યારે પ્રજાની તાકાત બતાવવાનો અવસર મળ્યો. દેશના ચારે ખૂણેથી માણસો આવતા, પકડાતા અને હસતા જેલમાં ચાલ્યા જતા. બિહારનો એક છોકરો જેલમાં મરણ પામ્યો. તેને મરવાના એક કલાક પહેલાં કહેવામાં આવ્યું કે માફી માગે તો છોડીએ. તેણે ના પાડી અને જેલમાં દેહ છોડ્યો. આવી વીરતા બતાવવાની આપણને સુંદર તક મળી; એથી બીજી જીત શી જોઈએ?

જીતની ઘડીએ આપણે વધારે નમ્ર થવું જોઈએ. હારજીત આપનાર ઈશ્વર છે. જીત્યા પછી ગુમાનમાં આવનાર ત્યાં ને ત્યાં જ હારી જાય છે. યુરોપમાં જીતનારા હારી ગયા છે તેનું આ જ કારણ છે. એમને જીતનો નશો ચડ્યો છે તેથી તેઓ હારનાર કરતાં વધારે ખુવાર થયા છે. આપણે તો એટલી શ્રદ્ધા રાખીએ કે સાચા કામમાં ઈશ્વર આપણી સાથે છે, આપણને મદદ કરશે.

કાળાપાણીએ જનારા પણ મધ્ય પ્રાંતની જેલોમાં ત્રાસી જાય છે. જ્યાં માફી મંગાવવાનો એક જ હેતુ હોય ત્યાં જેલના કાયદામાં રહીને પણ માણસનો પ્રાણ તૂટી જાય એટલો જુલમ ગુજારી શકાય છે. આ જેલોમાં આવું બન્યું છે. છતાં ગુજરાતના એકેએક માણસે કહ્યું કે અમે ફરીથી જેલ જવાને તૈયાર છીએ, ત્યારે મને ખાતરી થઈ કે મહાત્માજીની ચળવળનાં મૂળ ગુજરાતમાં ખૂબ ઊંડાં પડ્યાં છે.

*નવજીવન*, ૯–૯–૧૯૨૩

## ૨૩

## ધારાસભાનો બહિષ્કાર

[તા. ૧૫, ૧૬, ૧૭, ૧૮ સપ્ટેમ્બર ૧૯૨૩ને રોજ કોંગ્રેસની ખાસ બેઠક દિલ્હીમાં મળી. તેમાં ધારાસભા ઉપરથી બહિષ્કાર ઉઠાવી લેવાનો ઠરાવ પસાર થયો. તે ઠરાવ પર મત લેવાતાં કાઢેલા ઉદ્‌ગારો.]

હું રાજેન્દ્રબાબુના અક્ષરેઅક્ષરને ટેકો આપુ છું. મારો મત રજ પણ બદલાયો નથી. મારો વિશ્વાસ હજુ જેવો ને તેવો કાયમ છે. છતાં હું મારો વિરોધ ખેંચી લેવા શા માટે ઊભો થયો છું? તમે આ ઠરાવ રજૂ કરનારની છટાદાર વિનંતી સાંભળી છે. તમે અને હું સારી પેઠે જાણીએ છીએ કે આપણા મહાન નેતા અને અસહકારના કાર્યક્રમના જનક ગાંધીજીને મૌ. મહમદઅલી કરતાં વફાદાર હોય એવો બીજો કોઈ માણસ આ દેશમાં નથી. તેઓ મારી પાસે જે મદદ માગે તે આપવા હું તૈયાર છું. મેં મારા હૃદયનું મંથન કર્યું છે અને જોયું છે કે એમને મદદ આપવાને મારાથી ઓછામાં ઓછું કંઈ પણ થઈ શકે એમ હોય તો તે એ છે કે મારે મારો વિરોધ ખેંચી લેવો. તેઓ મને કહે છે કે બે વરસની ગેરહાજરી પછી આવનારની સ્થિતિનો તમારે ખ્યાલ કરવો જોઈએ. અત્યાર સુધીમાં તમને બે વરસ સુધી બહાર રહેનારની મુશ્કેલીઓનો પણ ખ્યાલ આવી ગયો હશે, અને હું આશા રાખું છું કે જેમ હું તેમની તરફ સમભાવ રાખું છું તેમ તેઓ મારી તરફ પણ રાખશે. તમે જોયું છે કે જુવાન વરદાચારીના હૃદયના ચૂરેચૂરા થઈ જાય છે. હું જાણું છું કે મારા આ વલણથી સેંકડો હૈયાંના ચૂરેચૂરા થઈ જશે. આ સમાધાનથી અસહકારને મરમનો ઘા નહીં લાગે એ વાતની મને હજુ ખાતરી નથી થઈ. પણ વરદાચારી જેમ ભવિષ્યમાં નિરાશા જુએ છે ને ધારે છે કે મહમદઅલી કોકોનાડા મહાસભામાં કશા હિસાબમાં નહીં રહે અને ભવિષ્યમાં દેશને ફરી અસહકાર પર આવવું હશે તોપણ નહીં આવી શકે, તેમ હું ભવિષ્યમાં નિરાશા નથી જોતો. હું પોતે તો માનું છું કે થોડા વખતની મોકૂફીથી ફાયદો થશે. આજે અસહકારને માટે વાતાવરણ નથી. એકબીજા વિષે વહેમ છે, પ્રેમભાવ નથી. આ પ્રેમભાવ સ્થાપવાનો પ્રયત્ન છે. આ કારણોથી મેં નક્કી કર્યું છે કે આ ઠરાવને ટેકો ન આપવો તેમ તેનો વિરોધ પણ ન કરવો. જેઓ

મારા મતના છે તેમને મારી વિનંતી છે કે તેઓ ઓછામાં ઓછું હું કરું છું તેટલું તો કરે જ. આ બધો વખત દેશના મોટા નેતાઓનો વિરોધ કરવો એ દુઃખદ કામ હતું અને આજે એ વિરોધ છોડી દેવો પડે છે એ પણ એટલું જ દુઃખદ છે. હું તમને વિનંતી કરું છું કે તમે એ દુઃખદ સ્થિતિમાંથી પસાર થાઓ. હું તમામ જવાબદારી મૌલાના મહમદઅલીને માથે નાખું છું. મારા મિત્રો જમનાલાલજી અને ગંગાધરરાવ દેશપાંડે જેઓ આ બધો વખત વિરોધમાં મારી સાથે સામેલ છે તેઓ પણ મારા જેવો મત ધરાવે છે. હું હવે બેસી જાઉં છું અને છેવટમાં સ્પષ્ટ શબ્દોમાં કહું છું કે હું આ ઠરાવને ટેકો આપતો નથી તેમ તેનો વિરોધ પણ કરતો નથી.

નવજીવન, ૧૮–૯–૧૯૨૩

## ૨૪

## બોરસદ સત્યાગ્રહનાં મંડાણ

[બોરસદ તાલુકામાં હૈડિયા વેરા સામે સત્યાગ્રહ કરવાનો વિચાર કરવા બોરસદ તાલુકા પરિષદ મળી હતી, તેની આગલી રાત્રે બોરસદના શહેરીઓની સભામાં આપેલું ભાષણ.]

આવતી કાલે પરિષદ ભરાવાની છે તેનો શો ઉદ્દેશ છે તે આજની રાતમાં વિચારી મૂકજો, જેથી ત્યાં નિર્ણય પર આવવું સરળ પડે. પ્રશ્ન બહુ ગંભીર છે. ધારાસભા ભરાશે ને આપણી દાદ ત્યાં ગવાશે એવી રાહ જોઈ બેસી રહેવું નહીં પાલવે. તે તો હજુ ફેબ્રુઆરીમાં ભરાવાની છે. તમે લૂંટારાઓના સોબતી છો. ખૂની બહારવટિયાઓને મદદ કરો છો એવો જાહેર આરોપ તમારે માથે મૂકી સરકારે બે લાખ ચાળીસ હજારનો દંડ તમારા ઉપર લાદ્યો છે. આજ સુધી તમને બે ચાર બહારવટિયાઓનો ત્રાસ હતો, તેમણે ઘણી લૂટો કરી, કેટલાંક ખૂન કર્યાં. એ દુઃખનો પાર આવે તે પહેલાં બીજું દુઃખ આવી પડ્યું. નાના પ્રકારના અત્યાચારો કરનારી પોલીસ ગામેગામમાં તૂટી પડી અને તેના ઉપરથી બે લાખ ચાળીસ હજારનો દંડ! બહારવટિયા તમારે ત્યાં આવીને પૈસા ઊંચકી જતા, આ બહારવટિયા તો કહે છે, અમારે ત્યાં આવીને પૈસા આપી જાઓ; ને પાછા કહેતા જાય છે કે તમે બહારવટિયાઓના સોબતી છો. એક ત્રાસ હતો તેનાથી છોડાવવાના બહાના નીચે આ બીજો જ ત્રાસ!

દરબાર શ્રી ગોપાળદાસના કહેવાને માન આપી તમે આજ સુધી દંડ આપતાં થોભ્યા છો. હવે દંડ ભરવો કે નહીં તેનો આવતી કાલે નિર્ણય કરવાનો છે. પણ તે પહેલાં આજ રાતે વિચાર કરજો. આમાં પાખંડ નહીં ચાલે; આ રસ્તો કષ્ટસહનનો છે, સંયમ અને શાંતિનો છે. આ કંઈ આર્થિક લાભ માટે કરવાનું કામ નથી; ફરીથી કોઈ તમને બહારવટિયાના સોબતી ન કહી શકે તે માટે—સ્વમાન માટે કરવાનું છે. તમને જો તમારી ઇજ્જત વહાલી હોય, તમે જો ચોરડાકુઓના સોબતી ન હો, પણ સીધા, સરળ, સાચા માણસો હો તો કર નહીં ભરવા બેધડક નિશ્ચય કરજો.

આ લડત બોરસદમાં જ શરૂ થાય અને બોરસદના જ લોકો જો પાછા હઠશે તો બધા પાછા હઠશે અને તેનું પાપ તમને લાગશે. બોરસદના લોકો ડરપોક છે, કાયર છે, બાયલા છે, ચોરીનો માલ રાખનારા છે એવું સરકારી ચોપડે લખાયું છે. તે ભૂંસી નાખવા માટે તમારે બેત્રણ કામ કરવાં પડશે.

### સાચી રક્ષા

દરેક ગામમાં પોલીસની સતામણીથી પ્રજાનું રક્ષણ કરવા માટે એક કે બે સ્વયંસેવકો રાખવા પડશે. ત્યાં સ્વયંસેવકોને પોલીસો સાથે લડવાનું કે તેમને ગાળો ભાંડવાની નથી. તે લોકો જે કંઈ કરે તેનો રિપોર્ટ જ તેમણે અહીં કરી દેવાનો. પોલીસ જુલમ ન કરતી હોય તો તેવો રિપોર્ટ કરી દેવો. બીજું કરવાનું તે એ કે સરકાર ફાવે તેમ કરે, અમારે હાથે તેને દંડનો પૈસો પણ નહીં આપીએ એમ જાહેર કરી દેવું. ઈશ્વરનું સ્મરણ કરી, સાચા દિલથી આ પ્રતિજ્ઞા કરો. ટૂંકી બુદ્ધિથી કે આર્થિક લાભની વૃત્તિ તેમાં ન રાખો; ધાર્મિક બુદ્ધિથી જ આ લડતમાં ઊતરજો, એમાં સ્વમાનની રક્ષા કરવાની છે એમ સમજજો.

સરકાર એક બે બહારવટિયાઓને પકડી ન શકી, ત્યારે હવે તમને બધાને પકડવા નીકળી છે; એટલું બધું તો આ રાજ્યનું બળ છે! આવું જબરદસ્ત જ્યાં રાજ્ય હોય ત્યાં આપણો શો ઇલાજ? પોલીસની બંદૂકની મદદથી બહારવટિયાઓને પકડવા ધારશું તેમાં આપણું શું રક્ષણ થવાનું! પોલીસની જ બંદૂક ઝૂંટવીને એ લોકો તો આપણને મારશે. આપણે બહારવટિયાઓની જ બંદૂકો છોડાવવી જોઈએ. આ તાલુકામાં બહારવટિયાઓ હમેશાં પેદા થતા જ આવ્યા છે. તેમને મિટાવવા હોય તો સરકારનો જાપતો એ ઉપાય નથી; તેનો ઉપાય એ છે કે આપણે પોતે સુધરવું. આપણે મોજશોખ ત્યાગી તેમના જેવું જીવન કરી નાખવું પડશે. એ બહારવટિયાઓ પણ માણસ છે, ઉમદા ખવાસના હોય છે, સારા ગુણોવાળા

હોય છે. તેઓને રાજ્યના ત્રાસથી બહારવટું લેવાની ફરજ પડે છે. અજ્ઞાનથી તેઓ એ રસ્તે ચડે છે. તેમની કોમને પોતાની નિઃસ્વાર્થ સેવાથી વશ કરે, સુધારે એવા સ્વયંસેવકો ગામેગામ મૂકવા એ જ ઉપાય છે. એવાં આપણે અનેક થાણાં સ્થાપવાં પડશે. બંદૂકના રસ્તા ખોટા છે. જે મોતથી ડરે છે તેને માટે બંદૂક છે. બંદૂક હોવા છતાં પોલીસ ડરે છે. બહારવટિયાઓ મોતને ખીસામાં લઈ ફરે છે એટલે તેમને કશાનો ડર નથી.

### સરકારે શું કર્યું?

સ૦ — આ ગામની વસ્તી કેટલી હશે?

સભામાંથી જ૦ — તેર હજારની.

સ૦ — એ તેર હજારની વસ્તીમાં બહારવટિયાના સોબતી કેટલાક હશે?

જ૦ — દસ પંદર. આ પંદર જણના ગુના માટે સરકાર ૧૨૯૮૫ને દંડે છે. પણ એ પંદર જણનું પોલીસે શું કર્યું? તેણે બહારવટિયાઓને ન પકડ્યા, આ પંદર તેમના સોબતીઓને ન પકડ્યા, બાકી તમે રહ્યા તેમને પકડ્યા! કેવો આ રાજ્યનો ઇન્સાફ! આવું આ તો રામરાજ્ય છે!

સ૦ — અહીં કમિશનર સાહેબ આવેલા ત્યારે શું કરી ગયા? ગામના કોઈ લોક તેમને મળેલા?

જ૦ — એ તો બંગલામાં ખાણું ખાઈને ચાલ્યા ગયા.

એ તો બંગલામાં ખાણું ખાઈને ચાલી ગયા! હવે અમે બધી તપાસ કરી તમને દંડ ન ભરવાની સલાહ આપશું ત્યારે તેઓ કહેશે કે તોફાની લોકોએ આ લડત ઊભી કરી. કેમ કરી, તો કહેશે તેમને બીજો ધંધો નહોતો. તે તો એક દિવસ ખાણું ખાઈને ચાલ્યા ગયા; અહીં ભાઈ મોહનલાલ પંડ્યા અને ભાઈ રવિશંકર એકેએક ગામડું ફરી આવ્યા ને રૈયતની સ્થિતિ નજરે જોઈ આવ્યા. રૈયત વિચાર કરે છે કે બાબર સારો કે આ વધારાની પોલીસનાં ઝીંધ? નાપામાં એક પોલીસે એક નાના છોકરાને ગાલે બચકું ભરી લીધું! બાબરિયાએ ખૂન કર્યાં છે, પણ આવું કૃત્ય તેણે નથી કર્યું. સરકારે એ સિપાઈને બરતરફ કર્યો, પણ પેલા છોકરાનો ગાલ કરડી ખાધો એનું શું?

સરકારે એમ જાહેર કર્યું હોત કે અત્યારે અમારી સ્થિતિ બહુ બૂરી છે, પોલીસ રાખવી જોઈએ, પણ તેમને પગાર આપવા તિજોરીમાં પૈસા નથી, તમે ફાળો કરીને પૈસા કરી આપો તો આપણે પૈસાનો ફાળો કરી આપત. પણ આ તો ચોરના સોબતી કહીને દંડે છે. એમ લૂંટારાના સોબતી કહેવડાવીને આપણે એક પાઈ આપી ન શકીએ.

### ચેતવણી

પણ આ લડતની ગંભીરતાનો વિચાર કરજો. જો અંદર અંદર લડવું હોય તો પહેલેથી વિચાર કરીને માંડી વાળજો. બોરસદને માથે મોટી જવાબદારી છે. બોરસદ કરશે તેમ બીજાં ગામડાંવાળાઓ કરશે. તમે જો પાણીમાં બેસી જશો તો બીજા બધાનું બગડશે. અત્યાર સુધીમાં તમે વિચાર તો કર્યો જ હશે, એટલે હું બોરસદ શહેરનો વિચાર જાણવા માગું છું. જેનો નિશ્ચય કર ન ભરવાનો હોય તે હાથ ઊંચા કરો. (બધાના હાથ ઊંચા થયા.)

તમારો આ જ જો વિચાર હોય તો હવે મારી એક સલાહ છેઃ આ કામમા ખૂબ સાવચેતી રાખવાની જરૂર છે. પોના ઉપર સંયમ રાખવો. સરકારના માણસો તોફાન કરાવવાની ખટપટ કરશે. કોઈ પણ સંજોગમાં તોફાન ન જ કરવું એ શીખી જજો. આ લડતમાં જીતની ચાવી શાંતિ અને અહિંસા જ છે.

બે ત્રણ રૂપિયામાં મોટી વિસાત છે એમ નથી. આપણે કાંઈ ભિખારી નથી કે બે ત્રણ રૂપિયા ફેંકી ન દઈ શકીએ. પણ સરકાર તો લૂંટારાના સાથી કહીને આપણી પાસેથી લેવા માગે છે. સરકાર પોતાની ગરીબાઈ કબૂલ કરે, તેની સત્તા પરવારી ગઈ છે એમ જાહેર કરે તો આપણે આપણો બંદોબસ્ત આપણી મેળે કરી લેવાને તૈયાર છીએ.

### ગુલાબરાજા

ટાઈમ્સ પત્ર એક લેખમાં કહે છે: મહાત્માજીએ ચળવળ ચલાવી તેનાથી સત્તાનું તેજ રહ્યું નહીં અને તેથી બહારવટિયા પેદા થયા છે. પણ પેલો ગુલાબરાજા બહારવટે નીકળ્યો ત્યારે તો ગાંધીજી હિંદુસ્તાનમાં પણ આવ્યા નહોતા. તે વખતના કલેક્ટર વૂડને તે મારવા ફરતો હતો, કારણ એને ગુલાબરાજાને સજા કરાવવી હતી. કલેક્ટરનો મુકામ સીંગલાવ ગામમાં હતો. ત્યાં તેણે સાંભળ્યું કે ગુલાબરાજા ગાયકવાડી હદમાં લૂંટો કરે છે. અંગ્રેજી પોલીસની તેને મદદ છે એવો રિપોર્ટ હતો. તેણે એની તપાસ કરવા માંડી. તે વખતે તે કસબી ફેંટો ને બેટ બાંધીને પાસે જ ઊભો હતો. તેણે કહ્યું કે,' હું ગુલાબરાજા. વૂડે કહ્યું, તારા હાથ છૂટા તે હોય? તને તો બેડીઓ પહેરાવવી જોઈએ. ગુલાબરાજા કહે, પકડાઉં તો તારી સત્તા ચાલે તેમ કરજે, આજે તો હું રાજા છું. કલેક્ટરના કહેવાથી પછી તેના ઉપર કેસ ઊભો કરવામાં આવ્યો. ચોરા ઉપર મામલતદારની શિખવણીથી એક વાણિયાએ ગુલાબરાજાને ગાળો દીધી, તેથી ગુસ્સે થઈ તેણે તેને કપાળમાં એક કાંકરી મારી. આ બાબતનો કેસ ચાલ્યો. ગુલાબરાજાએ

મને વકીલ કર્યો. કેસમાં કંઈ થઈ શકે તેમ નહોતું, પણ કલેક્ટરે મોટા જજને મળીને તેને નવ મહિનાની સજા કરાવી. પેલાને તેની ગંધ આવેલી એટલે તે કોર્ટમાં હાજર થયો જ નહીં, અને તે દહાડાથી બહારવટું શરૂ કર્યું. ત્યાર પછી તેણે બાવન લૂંટો કરી છે અને પચીસત્રીસ ખૂન કર્યાં છે. જે પોલીસ સુપરિન્ટેન્ડન્ટે તેને સતાવેલો તે તો લાંબી રજા લઈને ચાલ્યા ગયા! કલેક્ટરને બાતમી રોજ જાય કે ગુલાબરાજા વલ્લભભાઈ વકીલને ઘેર રોજ રાત્રે આવે છે. તેણે મને બોલાવ્યો અને મોટી જગાઓ આપવાની અનેક લાલચો આપી પેલાને પકડાવવા કહ્યું. મેં કહ્યું, કાયદો હું થોડોઘણો જાણું છું. મારે ઘેર તે આવતો હોય તો મારે પોતે જ જાહેર કરવું જોઈએ, ન કરું તો ગુનો ગણાય એ હું જાણું છું. પણ મેં તેને એક સલાહ આપી કે તમારી બંદૂકો નકામી છે — બે ધારિયાં કરાવીને રાખો. કલેક્ટરે તરત ધારિયાં કરાવી લીધાં. પાછળથી ગુલાબરાજા ગાયકવાડીમાં પકડાયેલો.

### ધોળી ટોપીવાળા બહારવટિયા

બાકી મહાત્માજીની ચળવળમાં આ ખાદીવાળા નવા બહારવટિયા નીકળ્યા છે એ ખરું, અને ગરીબ પ્રજા ઉપર જ્યાં જ્યાં સરકારનો જુલમ થતો હશે ત્યાં આ બહારવટિયાઓ પહોંચશે. નવજુવાનો સ્વયંસેવકોમાં તરત જોડાઈ જાય એ જરૂરનું છે. જુલમની એકએક જગાએ તેમને ગોઠવી દેવા પડશે.

સરકાર જો બહારવટિયાને માફી આપે તો કાલે તે ઉઘાડા થાય, પણ તેના વચન ઉપરે કોઈને વિશ્વાસ પડે એવું ક્યાં છે? સરકારને વધારાની પોલીસ મૂકવી પડે તો પોતાને ખર્ચે મૂકવી જોઈએ. ગાયકવાડે પોતાને ખર્ચે મૂકી જ છે, આપણને સ્વરાજ મળ્યું હશે ત્યારે આવી પદ્ધતિએ આપણને રાજ્ય ચલાવવું પાલવશે નહીં. આપણે તો લૂંટારાઓને સુધારી લેવા પડશે. પાટણવાડિયા, બારિયા જેવી જબરી કોમો આ જિલ્લામાં છે તેને સુધારવી પડશે. એ લોકોમાં તાકાત છે, બુદ્ધિ પણ છે; પણ જ્ઞાન નથી. તેમને કંઈ ચોરીના શોખ નથી. તેઓ કમનસીબે એવી સ્થિતિમાં આવી પડ્યા હોય છે. તેમને સુધારવા માટે સત્ય માર્ગે ચાલનારા સ્વયંસેવકોએ તેમની વચ્ચે આશ્રમ બાંધીને રહેવું જોઈએ. જેઓ ભણીભણીને શહેરમાં ચાલ્યા જાય છે તેમણે શહેરનો પંથ છોડી સેવાકાર્ય માટે પાછું ગામડામાં આવવું પડશે.

સંપ કરશો, ઈર્ષા કે ચાડીનો ત્યાગ કરશો, એક નાવમાં બેઠા હોઈએ એમ વર્તશો તો આ લડતમાં જરૂર જીત મળશે. સરકાર તેના

બળથી ભલે લે, આપણે હાથે દંડ નહીં જ આપીએ એવો દૃઢ નિશ્ચય તમે કરશો તો કાલે બીજા ગામના લોક આવશે તેમને પણ લડતમાં સામેલ થવા સમજાવી શકશું.

નવજીવન, ૬-૧૨-૧૯૨૩

## ૨૫

## બોરસદના બહારવટિયા

[તા. ૨-૧૨-૧૯૨૩ના રોજ બોરસદ તાલુકા પરિષદમાં પ્રમુખસ્થાનેથી આપેલું ભાષણ.]

આ પરિષદમાં પ્રથમ નિર્ણય આપણે એ કરવાનો છે કે આપણું લક્ષ મહાસભા તરફ છે કે ધારાસભા તરફ. જ્યાં સુધી એ નિર્ણય આપણે કર્યો નથી ત્યાં સુધી આ લડાઈ આપણે જીતી શકીએ નહીં. તેત્રીસ કરોડ ઉપર બે લાખ પરદેશીઓ ઘેટાંના ટોળાંઓની જેમ રાજ કરે છે, તે પરદેશીઓના જુલમ જોહાકીથી પ્રજાને છોડાવવાનો ઉપાય મૂઠીભર કેળવાયેલા ઉપર નથી, તમારા હાથમાં જ છે. થોડા ભણેલાઓ સરકારના માણસો સાથે તેમની જ ગોઠવેલી શેતરંજ ઉપર તેમની જ ભાષામાં હરાવવાનો દાવો કરશે તો તે થશે નહીં. આ વખતની ચૂંટણીઓમાં એ વાતનો અનુભવ બરાબર થયો છે. જે વર્ગ ત્યાં પડેલો જતો તેનો નાશ થયો છે, અને બીજા વર્ગનો પ્રવેશ થયો છે. તેમને તમે મોકલ્યા છે, પણ તેઓ ધારાસભામાં જતાં પહેલાં નક્કી કરતા ગયા છે કે ધારાસભામાંથી કંઈ મળવાનું નથી; ધારાસભા એ સ્વરાજ્ય મેળવવાનું સ્થાન નથી, છતાં સરકારને હાજી હા કરનારાઓ ત્યાં જઈ સરકાર સાથે સહકાર કરે છે, એટલા માટે અમે તેમને કાઢી ધારાસભાને તોડી સરકાર સાથે અસહકાર કરવા જઈએ છીએ એમ તેમણે કહ્યું છે. મહાસભાને એમની એ તોડવાની વાતમાં પતીજ નથી, પણ તે કહે છે કે તમને તેવો વિશ્વાસ હોય તો તમે ખુશીથી જાઓ. હવે તેઓ તોડી શકે કે ન તોડી શકે તેની સાથે આપણને લેવાદેવા નથી. માટે હવે આપણે ધારાસભાની વાત ભૂલી જાઓ. ધારાસભા એ આપણને અપંગ કરનારી વસ્તુ છે. બે ઘોડે સવારી કરવા જઈશું તો આપણે જરૂર પડીશું. યુદ્ધે ચડીએ તે પહેલાં જ એમાંથી એક ઘોડાની પસંદગી કરી લઈએ. મેદાનમાં ગયા પછી જે યોદ્ધો

ઘોડાની પસંદગીના વિચાર કરવા બેસે છે તે અવશ્ય હારે છે. માટે સ્વરાજ્યે કયો ઘોડો લઈ જઈ શકશે તે પહેલાં તપાસો. આપણી પોતાની તાકાત પહોંચાડશે કે પારકાની આશા, તેનો નિર્ણય કરી એક ઉપર સવાર થઈ રણે ચડો. ધારાસભામાં જઈને કર માફ કરાવવાની આશા ન રાખો. ધારાસભાને તો હજુ બે મહિનાની વાર છે. એ ખોટી બાજી છે. જો તમે સ્પષ્ટ કહી દો કે આ વધારાની પોલીસનો કર અમે નહીં આપીએ તો તમને સરકાર સાથે સીધો સંબંધ થઈ જશે. અને તે જ ખરો ઘોડો છે.

## મહાત્માજીનો રસ્તો

મહાત્માજીએ આપણને કાર્ય કરવાનો સીધો રસ્તો બતાવેલો છે. એ રસ્તા વિષે તેમના જેલ ગયા પછી આપણામાં શંકા અને અશ્રદ્ધા આવી ગઈ છે, અને તેથી કામ આગળ ચાલતું નથી. તેમણે કહ્યું હતું કે સરકાર સાથે સહકાર છોડો, કારણ તેનું રાજ્ય આપણા સહકારથી જ ટકી રહ્યું છે. આજે આ વધારાની પોલીસનો ૨,૪૦,૦૦૦ રૂપિયાનો દંડ આપણે માથે ઠોકાયો છે, તેમાં પણ આપણો જ હાથ છે. પોલીસના માણસો પણ આપણા જ છે. તમે લૂંટારાને આશરો આપો છો એવા રિપોર્ટ કરનાર પણ આપણા જ માણસો છે. આજે તો ખેડાના કલેક્ટર પણ આપણા એક સિંધી ભાઈ જ છે. હવે જે લોકો તમારી પાસેથી દંડ વસૂલ કરી તમને લૂંટારાના સોબતી ઠરાવવા આવશે તે પણ તમારા જ માણસો હશે. આમ જે રાજ્ય આપણી જ મદદ ઉપર ટકીને આપણા ઉપર જુલમ ગુજારી રહ્યું છે તેની સોબત તજવી એ જ સાચો માર્ગ હોઈ શકે. કેળવાયેલા માણસો પોતાના સ્વાર્થને છોડી શકતા નથી અને સ્વાર્થને વશ થઈ સરકારને મદદ કર્યા કરે છે.' તમે તેવી ગુલામી કેળવણીથી બચેલા છો. તમે શું કરશો? તમે તમારા શરીર પરથી અને ઘરમાંથી પરદેશી કાપડને કાઢી નાખો. વિદેશી કાપડ પહેરીને તમે વિદેશી લોકોના ગુલામ બન્યા છો. વિલાયતના લોકો અહીંથી પાંચ કરોડનો કાચો કપાસ લઈ જાય છે અને તેનું સાઠ કરોડનું કાપડ બનાવીને પાછું મોકલે છે; અને એ રીતે તમારું જે ધન હરણ કરી જાય છે તે જ ધનથી એ લોકો તમારે ત્યાં કમિશનરો ને કલેક્ટરો મોકલે છે, તોપો ને બંદૂકો મોકલે છે અને તમારા ઉપર રાજ્ય ચલાવે છે. આમાંથી છૂટવાનો સહેલો ઉપાય એ જ છે કે દેશમાં જેટલું કાપડ બને તેટલું જ પહેરો. એટલું જ નહીં, પણ તમારા પોતાના જ ખેતરમાં નીપજેલો કપાસ હોય, તમારા જ ઘરમાં તમારી સ્ત્રી, બહેન કે માએ તેનું સૂતર કાંત્યું હોય અને તમારા

ગામના જ વણકર પાસે વણાવ્યુ હોય તેવુ કપડુ જ પહેરો તેમ કરશો તો તમારા ગામનો પૈસો ગામમા જ રહેશે અને જે વખતે સાઠ કરોડ રૂપિયા દર વરસે અહીંથી વિલાયત જતા બધ થશે કે તરત એ લોકોના બધા તોફાન ભેગી જનારા આપણા દુખો પણ બધ થવાના દુકાળ બધ થતા ગરીબ લોકોને રોટલો મળશે અને ચોરી લૂટ આપોઆપ બધ થશે આપણે ધર્મનો, પુણ્યનો રસ્તો છોડીને અધર્મને, પાપને રસ્તે ચડ્યા છીએ ગાધીજીએ કહ્યુ છે કે એ અધર્મનો રસ્તો ત્યાગો અને સ્વરાજ્ય જોઈતુ હોય તો ભણેલાની આશા છોડો અને રેંટિયાનુ સેવન કરો ગાધીજીનો સદેશો બધાના કાનમા પડ્યો છે ખરો, પણ હજુ આપણી ઊંઘ ઊડી નથી તેથી મહાત્માજી જેલમા બેઠા બેઠા પણ રેંટિયો ફેરવ્યા કરે છે અને જે કોઈ જેલ બહાર આવે છે તેની સાથે એક જ સદેશો મોકલે છે કે હું કરુ છુ તે જ તમે પણ કરો તેમનું કહેવુ કરીશુ ત્યારે આ દેશમા દુકાળ નહી રહે, લૂટફાટ નહી રહે, ત્યારે આ દેશમા રામરાજ્ય વર્તશે

## તપાસ

બોરસદ તાલુકામા જે ખાસ સ્થિતિ ઊભી થયેલી છે તે આ પરિષદ બોલાવવાનું મુખ્ય કારણ છે અને તેને લીધે જ પરિષદ ઉતાવળથી ભરવી પડી છે દિલ્હી મહાસભામાથી પાછા આવ્યા પછી તરત સરકારે અહીં કેવી નીતિ ગ્રહણ કરી છે તેની ખબર પડી, અને તાબડતોબ ગુજરાત પ્રાંતિક સમિતિએ તાલુકામા ફરીને તપાસ કરવા અને શા પગલા લેવા જોઈએ તેનો અભિપ્રાય આપવા શ્રી મોહનલાલ પડ્યા તેમ જ શ્રી રવિશકર એ બેને મોકલ્યા બહારવટિયાઓ કોણ છે, તેઓ શું કામ બહારવટે નીકળ્યા છે, તેઓ કેના ગુના કરે છે, સરકારી પોલીસ તેમને કેમ પકડતી નથી, લોકોનું પોલીસ કેમ રક્ષણ કરતી નથી, અને સરકાર બધો ગુનો રૈયતને માથે કેમ ઠોકે છે, લોકોને વધારાની પોલીસ પસદ છે કે નહી, લોકો કર ભરવા ખુશી છે કે નહી એ બધી બાબતની તપાસ કરી રિપોર્ટ કરવાનુ તેમને સોંપવામા આવ્યુ એ બે ભાઈઓએ એકેએક ગામ ફરીને હકીકત મેળવી અને ગઈ કાલે પોતાનો રિપોર્ટ રજૂ કર્યો છે તે પરથી પ્રાંતિક સમિતિએ જે નિશ્ચય કર્યો છે તે હું તમને જણાવીશ પણ તે જણાવુ તે પહેલા હુ તમારો પોતાનો અભિપ્રાય જાણી લેવા માગુ છુ એ બે ભાઈઓના રિપોર્ટ પરથી મને જે હકીકત માલૂમ પડી છે તે પહેલા તમને કહુ છુ ૧૯૧૭ની સાલમા ગોલેલ ગામમા બાબર નામનો પાટણવાડિયો પહેલવહેલો બહારવટે નીકળ્યો પ્રથમ તે સાધારણ

નજીવા ગુના કરતો. જ્યારે સરકાર ગુના પકડી શકતી નથી અથવા જ્યારે સરકાર વધારેપડતી સજા કોઈને કરે છે ત્યારે તે માણસ માણસ મટી રાક્ષસ બને છે. આ બહારવટું નથી, આ તો રાક્ષસપણું છે. બહારવટું તો દસાના દરબારનું કહેવાય. જે માણસ રાજ્યના કાયદાને માને નહીં, રૈયતનું રક્ષણ કરવા ખાતર રાજ્યનાં જુલમી કાયદાની સામો થાય તે સાચો બહારવટિયો. આ બાબર આજ સુધી પકડાયો નથી અને નાનામોટા ગુનાઓ કરતો ફરે છે. તેને પકડવાને બદલે પોલીસે લોકો વિરુદ્ધ રિપોર્ટ કર્યો કે લોકોની તેની સાથે શામેલગીરી છે. તે પરથી ત્રણ વર્ષ ઉપર વધારાની પોલીસનાં બે થાણાં ખડાણા અને જોગણ નામનાં ગામોમાં મૂકવામાં આવ્યાં. પોલીસનો રિપોર્ટ એવો હતો કે એ બે ગામના પાટણવાડિયા અને બારૈયા લોકો બહારવટિયાઓને મદદ કરે છે. એ ગામોમાં જે થાણાં મુકાયાં તે માટેનો દંડ આ કોમો ઉપર જ લાદ્યો.

## ભીતરનું રહસ્ય

પણ એ વધારાની પોલીસે લોકોનું કેવું રક્ષણ કર્યું તેની હકીકત મારી પાસે આવી છે. જોગણ ગામમાં જ બાબર દેવાએ ધોળે દિવસે શીબાઈ નામના માણસનું ખૂન કર્યું, છતાં પોલીસનો રિપોર્ટ તો કાયમ રહ્યો કે લોકો બહારવટિયાઓની બાતમી આપતા નથી. ગોળેલમાં પોલીસના માણસો ઉપર જ તેણે હુમલો કર્યો. આ સ્થિતિમાં વધારાની પોલીસ પ્રજાનું શું રક્ષણ કરી શકે? ખડાણા અને જોગણના લોકો કલેકટર પાસે ગયા અને કહ્યું કે આ કર અમારાથી ભરાતો નથી. બહારવટિયાનો જુલમ ખમાય, પણ આ જુલમ નથી ખમાતો. મામલતદારે પણ રિપોર્ટ કર્યો કે આ લોકોની સ્થિતિ એવી છે કે તેમની પાસેથી કર વસૂલ કરવો અશક્ય છે. ગઈ ૩૦મી એપ્રિલે વધારાની પોલીસની ઠરાવેલી મુદત પૂરી થતી હતી. તે વખતે મામલતદારે આવો મત આપેલો અને કહેલું કે આમાં લોકોની દાંડાઈ એ કારણ નથી, પણ તેમની શક્તિ જ નથી રહી; જો તમાદો કરીશું તો લોકો ગામ છોડી ચાલ્યા જશે. મામલતદારનો રિપોર્ટ મારી પાસે છે. ડિસ્ટ્રિક્ટ પોલીસ સુપરિન્ટેન્ડન્ટે વળી મામલતદારથી જુદા પડી એવો રિપોર્ટ કર્યો કે વધારાની પોલીસનાં થાણાં કાયમ રાખવાં જોઈએ. તેનાં કારણો એવાં આપ્યાં કે બાબર દેવા અને તેની ટોળી હજુ પકડાઈ નથી; વધારાની પોલીસના દેખતાં બાબરે પોતાની બૈરી અને બીજાં સગાંનાં એમ સાત ખૂન બાતમી આપવાની શંકા આવવાથી કર્યાં; પણ પોલીસ કંઈ કરી શકી નહીં. બીજું કારણ તે એવું આપે છે કે બહારવટિયાએ જોગણમાં શીબાઈને ધોળે દિવસે મારી નાખ્યો છે, છતાં

તેનો કોઈ પુરાવો આપતું નથી તેથી કેસ થઈ શકતો નથી. પોલીસ ત્યાં બેઠી છે તે પુરાવો નથી આપી શકતી, અને સરકાર પ્રજા પાસે પુરાવો માગે છે! ત્રીજું કારણ આપે છે કે જોગણુના પાટણવાડિયાઓ બાબરને પોતાના ખેતરમાં આશરો આપે છે. અને તેનાં સગાં તેની કંઈ બાતમી આપવાને બદલે તેને ખાવાપીવાની મદદ આપે છે. ચોથું કારણ એ કે સુપરિન્ટેન્ડન્ટને ખબર પડી છે કે બાબર ખડાણા ગામમાં આવે છે; પાંચમું કારણ એ છે કે ખડાણાના અને બીજાં ગામોના લોકો બાબરની કશી જ બાતમી આપતા નથી; છઠ્ઠું એ કારણ કે જો વધારાના પોલીસનો આટલો જાપતો ન હોય તો ખડાણાના કેટલાયે પાટણવાડિયા લોકો બાબરની ટોળીમાં ભળ્યા હોત. આવાં કારણો આપીને પોલીસ સુપરિન્ટેન્ડન્ટ કહે છે કે વધારાની પોલીસનાં થાણાં કાયમ રાખવાં જરૂરનાં છે. હવે આ રિપોર્ટ વાંચીને કલેક્ટરે પાછો કમિશનરને ત્રીજો જ રિપોર્ટ કર્યો તેના કાગળ પણ મારી પાસે છે. તે ભલામણ કરે છે કે આ ત્રણ ગામમાંથી થાણાં કાઢી નાખવાં. કારણ વધારાની પોલીસ કંઈ રક્ષણ આપી શકતી નથી, પણ વધારામાં તે કહે છે કે આખા બોરસદ તાલુકામાં ગુના ખૂબ વધ્યા છે, બહારવટિયાઓ વધ્યા છે તેની તજવીજ કરવી જોઈએ. તે કહે છે કે અમારી અને પોલીસ સુપરિન્ટેન્ડન્ટની એક કૉન્ફરન્સ આ બાબતમાં વિચાર કરવા મળી હતી. આ કૉન્ફરન્સમાંથી જ બધું ઊભું થયું જણાય છે. તે લખે છે, આ બે જ ગામનો કંઈ દોષ નથી. તાલુકામાં એવાં ઘણાં ગામ છે જે બાતમી આપતાં નથી. તેનો હું ખુલાસો રિપોર્ટ કરવાનો છું, પણ તે પહેલાં બાબર સાથે સંબંધ ધરાવનાર લોકોના ઉપર જામીનના કેસો કરવા અને શું થાય છે તે જોવું. પાછા એ જ કલેક્ટર સાહેબ લખે છે કે લોકો ખબર ન આપતા હોય તો તે કેવળ ડરથી જ નથી આપતા. હવે કમિશનર સાહેબ વળી ચોથો જ રિપોર્ટ કરે છે. તેને પેલા ત્રણેના અભિપ્રાય ખરા ન લાગ્યા. થાણાં કાયમ ન રાખવાનાં પોલીસ સુપરિન્ટેન્ડન્ટનાં કારણો તેને પાયાદાર જણાયાં, તેથી આ બન્ને ગામોમાં વધારાની પોલીસ વધુ એક વર્ષ માટે કાયમ રાખી તેનો દંડ વસૂલ કરવો એમ તેણે કહ્યું.

### અલિયાની દોસ્તી

આમ ૧૯૨૩ના જૂનમાં એક વર્ષ માટે જ વધારાની પોલીસ મૂકવાનું કાયમ થયેલું. ત્યાર પછી હમણાં એકદમ સરકારનો વિચાર કેમ બદલાઈ ગયો, અને આખા તાલુકામાં અઢારે વર્ણને જવાબદાર ગણી થાણાં બેસાડવાનો વિચાર તેને કેમ થઈ આવ્યો તેનાં કાગળિયાં મારી પાસે નથી

આવ્યાં. પરંતુ એક વાત નક્કી છે. જેટલા મળ્યા છે તેમણે એ વાત કરી છે. અલીભાઈ નામનો એક મુસલમાન બહારવટિયો છે. જ્યારે બાબર કેમે કર્યો પકડાયો નહીં ત્યારે પોલીસે આ અલીની દોસ્તી કરી અને બહારવટિયાને પકડવા માટે બહારવટિયા સાથે સંધિ કરી, અને તેને બંદૂકો આપી. જે ખૂની અને લૂંટારો હતો તેના હાથમાં એક બીજા લૂંટારાને પકડવા માટે બંદૂકો આપવી પડે એ સરકારને માટે કેટલું શરમભરેલું છે? તે તો સરકારનું નહીં, પણ બહારવટિયાનું જ રાજ્ય થયું. બહારવટિયાને મદદ કરવા માટે લોકો પર દંડ મૂકવામાં આવ્યો; હવે સરકારે બહારવટિયાને મદદ કરી — તેના હાથમાં બંદૂકો આપી તેનો શો દંડ કરવો? તેનો દંડ તો એક ઇશ્વર કરનાર છે. સરકારનાં પાણી વળતાં હોવાં જોઈએ, તેનો દિવસ આથમતો હોવો જોઈએ, નહીં તો તેને આમ ખૂનીની દોસ્તી કરવી પડે નહીં. હથિયારો હાથમાં આવ્યા પછી એ જ માણસે કેટલાં બધાં ખૂન અને લૂંટો કર્યાં તે સરકાર ન જાણતી હોય તેમ ન જ હોય. સરકારનો હેતુ બાબરને આની મદદથી પકડવાનો હશે, પણ લોકોને શી ખબર સરકારનો શો હેતુ હતો? સરકારે જાહેર કરવું જોઈએ કે તેણે ભૂલ કરી છે. અલીએ જે જે અત્યાચારો ગરીબ પ્રજા ઉપર કર્યા હોય તેની જવાબદારી સરકારની જ છે.

બીજી વાત એ છે કે આ મુસલમાન બહારવટિયો બહારવટિયો નહોતો. જમીનની કંઈક તકરારમાં ગામની વચ્ચે ભર બપોરે એક વકીલનું તેણે ખૂન કરેલું. કચેરીથી પા માઈલ પણ ખૂન કરવાની જગા દૂર નહીં હોય, છતાં સરકાર તેને પકડી ન શકી. સરકારમાં આટલી બધી નબળાઈ છે એમ જ્યારે આવો તોફાની માણસ જુએ અને સરકારી પોલીસની તરફથી જ જ્યારે તેને મદદ મળતી હોય તો તે પણ બહારવટિયો બને.

### બાતમી દેનારના હાલ

સરકાર કહે છે કે પ્રજા બહારવટિયાની બાતમી નથી આપતી. બાબરિયાએ બાવીસ ખૂન કર્યાં છે, તેમાંથી એક પણ પૈસાવાળો ન હતો. એટલે તેણે લૂંટને માટે ખૂન નથી કર્યાં, પણ એ લોકો તેની બાતમી આપતા એવી શંકાથી જ તેણે કરેલાં છે. બાવીસ જણનાં ખૂન આ પ્રમાણે થવા છતાં જો સરકાર કહેતી હોય કે પ્રજા બાતમી નથી આપતી તો તેની પોલીસનાં કેટલાં માણસ મરાયાં? એક રાવળિયાને ખબર આપવા માટે ઝાડ સાથે ખીલા ઠોકીને બહારવટિયાએ જડી દીધો. આવી દશા સરકારને કેટલાની કરાવવી છે? બહારવટિયાની બાતમી આપવામાં કેટલું જોખમ રહેલું છે તે જોઈ શકાય છે. એક ફર્સ્ટ ક્લાસ મેજિસ્ટ્રેટ વાસદથી બોરસદ

આવતા હતા ત્યાં વાટમાં બહારવટિયો મળ્યો. બહારવટિયાએ થપ્પડ મારી તેના હાથમાંથી બંદૂક પડાવી લીધી. જાન બચાવવા તેને કહેવું પડ્યું, હું તો કારકુન છું. એવા મૅજિસ્ટ્રેટ જે રાજ્યમાં હોય તેવા રાજ્યને ટકવાનો કેટલો અધિકાર છે અને તેને પ્રજા પાસેથી દંડ લેવાનો શો હક હોઈ શકે!

### સરકારનું દેવાળું

આ બધી હકીકત પરથી પુરવાર થાય છે કે પ્રજાનો દોષ નથી એ સરકાર જાણે છે; પણ સરકાર પાસે પૈસો નથી અને તાકાત નથી. ખૂનીઓ આમ પકડાય નહીં તો આસપાસનાં દેશી રાજ્યો તેની કિંમત કરી જાય છે. આ ગામો અને બીજાં દેશી રાજ્યો એકબીજા સાથે ગૂંથાયેલાં પડેલાં છે. દેશી રાજ્યમાં આ જ બહારવટિયાના ત્રાસથી રૈયતને બચાવવા વધારાની પોલીસ બેસાડવામાં આવી છે. તો બ્રિટિશ રાજ્ય પણ શા સારુ ન બેસાડે? પણ દેશી રાજ્ય પોલીસનું ખર્ચ પોતે ખમે છે, ત્યારે દેવાળિયા બ્રિટિશને લોકો પાસે પૈસા કઢાવવા પડે છે. સરકારને પોતાની ઇજ્જત બચાવવી હોય તો ખૂનીઓને પકડવા જોઈએ. તે હજુ સુધી પકડાતા નથી, તો હવે ગામેગામ બંદૂકવાળા માણસો મૂકવા જોઈએ. પણ તેમને પગાર આપવા પૈસા તો છે નહીં. તે ક્યાંથી લાવવા? તમારી પાસેથી. પણ તે માટે તમારો દોષ કાઢવો જાઈએ. દોષ બતાવ્યા વિના લે, અમારી પાસે પૈસા નથી એમ કહી માગે, તોયે ઇજ્જત જાય, એટલે તમારો દોષ કાઢ્યો કે તમે લૂંટારાઓના સોબતી છો. હવે આપણે શું કરવું?

આ દંડમાંથી કેટલાકને બાતલ કરવામાં આવ્યા છે, તે કોણ છે? જેમનો આ ગુનામાં વધારેમાં વધારે હાથ છે, વધારેમાં વધારે મદદ છે તે બાતલ થયા છે. સરકારી નોકરોની ફરજ ગુનેગારોને પકડવાની છે, પણ તેઓ દંડમાંથી બાતલ. બીજો વર્ગ પાદરીઓનો, જેમને બહારવટિયાના સોબતી કહે તો સરકાર સામે બંદૂક લઈને ઊભા થાય તેમને પણ બાતલ રાખ્યા છે. તેમના હાથ નીચે ઢેડ વગેરે લોકો ખ્રિસ્તી થયેલા રહે છે તેમની તો આપણા જેવી જ સ્થિતિ છે. રાવણિયા અને મુખીઓ બહારવટિયાના હાથથી બચ્યા છે તે પણ બાતલ છે. મારી હકીકત એવી છે કે એકેએક રાવણિયો અને પોલીસપટેલ બાબર ક્યારે ક્યાં રહે છે તે જાણતા હોય છે, પણ તેને પકડવાની કોઈની હિંમત ચાલતી નથી. આ બધાને બાતલ રાખવામાં આવ્યા છે. ધારાસભામાં જનારાઓને બાતલ નથી રાખ્યા. તેઓ પણ લૂંટારાના સોબતી જ. સ્વાગતમંડળના પ્રમુખ ધારાસભામાં બેસવાને લાયક ઠર્યો, પણ આ દંડમાંથી તેયે બાતલ ન રહ્યા!

## લડનારની વૃત્તિ

આવા રાજ્યમાં આપણે આપણી ઇજ્જત રાખવી હોય તો શું કરવું એનો વિચાર કરવા માટે આજે ગામેગામના પ્રતિનિધિઓને અહીં બોલાવવામાં આવ્યા છે. બધાં ગામના માણસો અહીં આવી ગયા છે. હવે આ દંડ ભરવો કે નહીં તેનો નિશ્ચય કરી લેવો જોઈએ. તમારો અભિપ્રાય શો છે તે હું જાણવા માગું છું. દંડ ન ભરવો એવો તમારો અભિપ્રાય હોય તો તેનું કારણ પહેલાં સમજી લો. અઢી રૂપિયાનો બચાવ થશે એવા હલકા વિચારથી દંડ ભરવો ન હોય તો આ લડતમાં પડવામાં માલ નથી. આપણે ચોર લૂંટારાના સાથી નથી, ચક્રવર્તી સરકારને પણ આપણને એવું કહેવાનો હક નથી, એમ લાગતું હોય તો જ લડત ઉપાડજો. પછી ભલે સરકાર એ રૂપિયાને બદલે દસ રૂપિયાનો માલ લઈ જાય. લૂંટારાના સોબતી કહેવાઈને સરકારને અઢી રૂપિયા આપવા તે કરતાં બહારવટિયા લૂંટી જાય તે સારું. 'અમે ઈમાનદાર, આબરૂદાર માણસો છીએ. બહારવટિયાના ત્રાસથી બચવા ખાતર અમે લૂંટારાના સોબતી છીએ એવું અમારે હાથે કબૂલપત્રક લખી આપવાના નથી. બહારવટિયા જેમ લઈ જાય છે તેમ જોઈએ તો તમે આવીને લઈ જાઓ.' આવી સમજણ હોય તો જ લડત ઉપાડજો. આ મહાત્માજીનો રસ્તો છે. તેમણે શીખવ્યું છે કે અસત્ય છોડો, ચોરી છોડો, અનીતિ અને અધર્મ છોડો; અને નિર્ભય બની સત્યને રસ્તે ચાલો. બીજી એક વાત યાદ આપું છું. લડત દરમિયાન સરકારના માણસો અને તમારા દુશ્મનો તમને ભરમાવી. તોફાને ચડાવવાનો પ્રયત્ન કરશે. તમે તોફાને બિલકુલ નહીં ચડશો. મહાત્માજીની લડતમાં ધારિયાનું કે લાકડીનું કામ નથી; તેમાં આપણા બરડાનું જ કામ છે. સરકાર તેના પર ભલે મારવું હોય તેટલું મારી લે. તમે ગાળ દેશો કે લાકડી ચલાવશો તો તેની પાસે બહુ રસ્તા છે. બહારવટિયાને તે નહીં પકડી શકે, પણ તમને તો તે તરત પકડી લેશે. કોઈને ગાળ દેવામ. કે મારવામાં મોટાઈ નથી, ધર્મને ખાતર દુઃખ સહન કરવામાં મોટાઈ છે. મહાત્માજીએ સત્યને ખાતર અનેક દુઃખો વેઠયાં, હમણાં જેલમાં બિરાજે છે, તેથી લોકો તેમને પૂજે છે; બહારવટિયાઓ ફાંસીએ લટકે છે ત્યારે લોકો ઊલટા કહે છે કે હાશ, પીડા ગઈ.

આ બે વાતો પસંદ હોય તો હવે હું પૂછું છું કે કર ન ભરવો હોય તે હાથ ઊંચા કરે. (સર્વ પ્રતિનિધિઓએ હાથ ઊંચા કર્યા.) સત્તા આગળ શાણપણ નકામું છે, બીજુનો હાકેમ લોઢાના ચણા ચવડાવે. સરકાર સાથે

હોડમાં કેમ ઊતરાય એમ જેમને લાગતું હોય અને તેથી કર ભરવો હોય તેઓ બેલાશક હાથ ઊંચો કરે. (વિરુદ્ધમાં કોઈ નહોતું.)

## સ્વયંસેવક-સેના

હવે વધારાની પોલીસની ઇજ્જતના પણ આપણી પાસે પુરાવા છે. સ્વાગતમંડળના પ્રમુખે એ લોકને બાબરના દાદા કહ્યા છે. પેલો તો ચોરી-છૂપીથી તમારા પૈસા લઈ જાય છે, ત્યારે આ લોકો ખુલ્લેખુલ્લા સૌના દેખતાં લે છે. નાપામાં એક આઠ દસ વર્ષના બાળકને આ વધારાની પોલીસના જ માણસે બચકું ભર્યું તે તમે જાણો છો. એવું તો બાબરિયાએ પણ કદી નથી કર્યું. કેટલીક સ્ત્રીઓની ઇજ્જત પર હાથ નાખ્યાની ફરિયાદ પણ આવી છે. હવે આપણે જો આપણી બહેન દીકરીઓની ઇજ્જત સાચવવી હોય તો આ પોલીસને સીધી કરવી પડશે. એકેએક ગામમાં ઓછામાં ઓછો એકેક સ્વયંસેવક મૂકવો જોઈશે. ગામના લોકો એને રોટલો આપશે એની મને ખાતરી છે. જે પ્રજા હજારો બાવાઓને રોજ લાડુ ને માલપૂઆ ખવડાવે છે તે તેમના સેવકોને રોટલો આપતાં અચકાશે નહીં જ. અને ગાંધીજીનો માણસ રોટલો અને મીઠું એ સિવાય વધારે માગશે પણ નહીં. પોલીસ જાણે છે કે સરકારે તેને લોકોને દંડવા માટે મૂકી છે, બહારવટિયાને પકડવાના તે તો ઠીક. આવી પોલીસ રૈયત ઉપર જુલમ કર્યા વગર કેમ રહે? ગઈ કાલે જ અબ્બાસસાહેબને એક સરકારી અમલદારે કહેલું કે સિપાઈના માણસોએ ઘોડાં માટે લોકોને ત્યાંથી પૂળા લીધાની ખબર પડી કે તરત મેં પાછા અપાવ્યા. લોકો અરજી કરે તો જુલમ ઓછો થાય! પણ તમે કોઈ તેવી અરજી ન કરો. જુલમ અટકાવવા સારુ પોલીસ મૂકી, તો તે પોલીસના જ જુલમ માટે તમારે પાછી અરજી કરવી! તે તો એ પોલીસને આપણે કબૂલ કર્યા બરાબર થાય. એ જોઈ લેવાની સરકારની પોતાની ફરજ છે. આપણી અરજી તો એક ઈશ્વરને જ છે કે, અમે સત્યને રસ્તે ચાલીએ છીએ, તું જ અમારી રક્ષા કરજે. ગરીબ પ્રજાને તેમનાં દુઃખમાં મદદ કરવી એ જેને પોતાનો ધર્મ લાગતો હોય તેમણે દરબાર ગોપાળદાસને પોતાનાં નામ આપવાં. તેઓ બોરસદમાં લડાઈ ચાલશે ત્યાં સુધી કાયમની છાવણી નાખશે. છાવણીમાં આગેવાનો હંમેશાં હાજર રહેશે. દરેક ગામમાંથી સ્વયંસેવકો તેમને પોલીસના જુલમની ખબર આપતા રહે.

અહીં આવેલા ભાઈઓને મારી વિનંતી છે કે જો આજ સુધી કોઈ લૂંટારાઓને કંઈ મદદ આપતા હો તો અહીંથી નિશ્ચય કરીને જજો કે એ

કામ ખોટું છે. તેવું કરનાર આખી કોમ પર જુલમનો વરસાદ વરસાવે છે. સત્યને માર્ગે વળવું હોય તો બૂરાનો ત્યાગ કરવો જોઈએ, ચારિત્ર્ય સુધારવું જોઈએ. બારૈયા, પાટણવાડિયા વગેરે લોકોએ દારૂ ન પીવો અને બીજાઓને ન પીવા સમજાવવા. મને ખબર મળી છે કે સરકારનો ઇરાદો આ આખી કોમને તાલુકામાંથી ખસેડવાનો છે. તેમ થાય અને આખી કોમને ઘર છોડીને જવું પડે તે અત્યંત બૂરી સ્થિતિ છે. તેમાં જિલ્લાની બેઇજ્જત છે. લૂંટારાનો નાશ કરવો જોઈએ, પણ એકના ગુનાને સારુ આખી કોમને દેશનિકાલ કરવી એ આ જમાનામાં ન થવું જોઈએ. માટે તમે પોતે સુધરો અને ખરાબ માણસોને સમજાવો કે, તમારો ત્રાસ અમારાથી ખમાતો નથી; તમારું એઠાં પેટ ભરવું અમને પોસાય તેમ છે. પણ આ બૂરાં કામ તમે છોડો.

આ તાલુકામાં બારૈયા, પાટણવાડિયા વગેરે લોકોની અરધી વસ્તી છે. એ લોકો સુધરે નહીં ત્યાં સુધી આખા જિલ્લાને ત્રાસ છે. પણ તેમને સુધારવા તે આપણું જ કામ છે. રસ્તે ચડાવનાર મળે તો બારૈયો આપણા જેવો જ સંસ્કારી અને ખાનદાન થઈ શકે. તે માટે તેમની અંદર સાધુઓએ જઈને રહેવું જોઈએ. ભગવાં પહેરનારા તે જ સાધુ નહીં, જેઓ પ્રજાની સાચી સેવા કરે તે સાધુ.

બોરસદ ગામના લોકોને હવે બે શબ્દ કહું છું. બોરસદ જે પાણી બતાવશે તો તેની અસર ગામડાંના લોકો પર પણ થશે. જે ગામમાં આ પરિષદ ભરી છે તેની જવાબદારી સૌથી વધારે છે. તેણે અંદર અંદરનો કુસંપ છોડી સરકાર સાથેની લડતમાં એક થઈ જવું જોઈએ.

આજે તમે જે નિશ્ચય કર્યો છે તેને દૃઢતાથી વળગી રહેજો. આ લડતમાં તમને ફતેહ આપે એવી ઈશ્વરને પ્રાર્થના કરો, અને તમને આ ધર્મની લડતમાં ફતેહ મળે એમ હું પણ ઈશ્વર પ્રત્યે પ્રાર્થના કરું છું.

નવજીવન, ૬-૧૨-૧૯૨૩

## ૨૬

# ખોટા પુરાવા

[બોરસદમાં સરકારે જ બહારવટિયાઓને મદદ આપી હતી છતાં તેમને આશ્રય આપવાનું આળ લોકોને માથે ચડાવ્યું તે વિષે સરકારના પુરાવા કેવા ખોટા હતા તે બાબત સરદારે લખેલો લેખ.]

ખેડા જિલ્લાના બોરસદ તાલુકા ઉપર અને આણંદ તાલુકાનાં કેટલાંક ગામો ઉપર આંધળો અમલ શરૂ થઈ ચૂક્યો છે. પ્રજાને રક્ષણ આપવાને સરકાર અશક્ત નીવડી છે. લૂંટારા અને ખૂનીઓના ત્રાસથી પીડાઈ રહેલી પ્રજાને રક્ષણ આપવાને બદલે તેને દોષિત ઠરાવી તેનો અઢી લાખ રૂપિયા જેટલો ભારે દંડ કરી ગામે ગામે વધારાની પોલીસ બેસાડી દીધી છે.

સરકારે આ અન્યાયી નીતિ શરૂ કરતાં પહેલાં પોતાનો બચાવ કરવાનો ઉપાય કર્યો. લાખો રૂપિયા ખર્ચી સરકારે એક ખબરખાતું (ઇન્ફર્મેશન બ્યૂરો) રાખેલું છે. આ ખાતાનો વડો ઑક્ટોબર માસની શરૂઆતમાં આણંદ અને બોરસદની મુલાકાત લઈ ગયો. આ પછી તરત જ ખેડા જિલ્લાના બહારવટિયાઓને લગતા રિપોર્ટો આવ્યા. આ રિપોર્ટો વાંચતાં જ માલૂમ પડે કે સરકારી ખબરખાતાના આ વડાએ જ તે મોકલેલા હોવા જોઈએ, અને તેને નાગપુરના કમિશનર જેવા જ કોઈ સ્થાનિક અમલદારે તે પૂરા પાડેલા હોવા જોઈએ, અગર તો તેમાંની બધી હકીકતો તેને એવા અમલદાર પાસેથી જ મળેલી હોવી જોઈએ. આ રિપોર્ટ ટાઈમ્સ ઑફ ઇન્ડિયા માં પ્રગટ થયા પછી તરત જ વધારાની પોલીસ મૂકવાના સરકારના હુકમ બહાર પડ્યા. આ હુકમથી અઢી લાખ જેટલો ભારે રકમનો દંડ આ દુકાળના વર્ષમાં આ ગરીબ ગામડાંઓ ઉપર ઠોકી બેસાડવામાં આવ્યો અને નિર્દોષ પ્રજાને દોષિત ઠરાવવામાં આવી.

અઢાર વર્ષ ઉપરના દરેક આસામી પાસેથી દંડ વસૂલ કરવાનું ઠરાવ્યું છે. આ અન્યાયી હુકમના અમલમાંથી સ્ત્રીઓને પણ બાતલ કરવામાં આવી નથી. કોઈ પણ રાજ્યમાં આવા હુકમ સ્ત્રીઓ ઉપર લાગુ પડતા નથી, પરંતુ આ રાજ્યમાં સરકાર સ્ત્રીઓ પાસે પણ લૂંટારા અને ખૂનીઓને પકડાવવાની અપેક્ષા રાખે છે. જે રાજ્યમાં સ્ત્રીઓને માથે બહારવટિયા પકડાવવાની ફરજ આવી પડે તે રાજ્યમાં પોલીસને શું કામ કરવાનું હશે તે સમજવું મુશ્કેલ છે.

સરકારી ખબરખાતાને સ્થાનિક ખબરો પહોંચાડવાને માટે સરકારે પ્રમાણપત્રો આપેલ એજન્ટો ઠેકાણે ઠેકાણે મુકરર કરવામાં આવેલા છે. એવા એજન્ટ આણંદમાં અને બોરસદમાં પણ છે. એ ખાતાના વડા જ્યારે આણંદ અને બોરસદ હકીકત મેળવવાને આવ્યા ત્યારે પોતાના જ એજન્ટોને મળવાની તસ્દી લીધી હોત તો થોડીઘણીયે હકીકત મળત, પરંતુ તેમને તો તેઓ મળ્યા જ નહીં. તાલુકાના કોઈ આગેવાન ગૃહસ્થોને પણ મળવાની તેમણે તસ્દી લીધી નહીં. એટલે એમને જે હકીકત મળી તે તો માત્ર અમલદારો પાસેથી જ મળેલી હોવી જોઈએ. આટલાને સારુ એમને બોરસદ સુધી આવવાની ખાસ જરૂર નહોતી. એમણે પોતે ટાઈમ્સ ઑફ ઇન્ડિયાને મોકલેલા રિપોર્ટોમાં તો માત્ર પ્રજાનો જ દોષ કાઢ્યો છે, અને ખેડા જિલ્લાની સત્યાગ્રહની લડતને પણ અંદર સંડોવી છે. બોરસદ અને આણંદ તાલુકાનાં છેલ્લાં ત્રીસ વરસનાં ગુનાપત્રકો તપાસવામાં આવે તો જેટલો વખત ગાંધીજી ખેડા જિલ્લામાં રહ્યા હતા અને સત્યાગ્રહની લડત ચાલતી હતી તેટલો જ વખત ઓછામાં ઓછા ગુના થયાનું માલૂમ પડશે. પરંતુ એ સાહેબે શોધી કાઢ્યું કે ગુનાનું પ્રમાણ સાધારણ રીતે વધવાનું કારણ તે આ ચળવળ હતી! ખેડા જિલ્લાની આખી ઠાકોર કોમ ઉપર 'ક્રિમિનલ ટ્રાઈબ્ઝ ઍક્ટ' (ગુનાખોર કોમોનો કાયદો) લાગુ પાડવામાં આવ્યો ત્યારે તો ગાંધીજી હિંદુસ્તાનમાં પણ નહોતા આવ્યા. ગુલાબરાજાની મશહૂર ટોળીએ જ્યારે ખેડા જિલ્લામાં ત્રાસ વર્તાવ્યો ત્યારે સત્યાગ્રહનું કોઈએ નામ પણ સાંભળ્યું નહોતું.

જિલ્લાના અમલદારો બદલાય છે તેમ રાજનીતિ પણ બદલાય છે. દરેક અમલદાર આ ઠાકોર ભાઈઓ ઉપર નવો અખતરો અજમાવતો જાય છે કોઈ 'ક્રિમિનલ ટ્રાઈબ્ઝ ઍક્ટ' લગાડી સાંજસવાર હાજરી આપવાની ફરજ પાડે છે, કોઈ જામીનના સંખ્યાબંધ કેસો કરી જેલો ભરી કાઢે છે, કોઈ તેમનો દંડ કરી વધારાની પોલીસ ટોળી બેસાડે છે, કોઈ આખી કોમને જિલ્લામાંથી ખસેડી 'ક્રિમિનલ સેટલમેન્ટ' (ગુનાખોરોની વસાહત) ખોલવાની ભલામણ કરે છે. પણ કોઈ એ કોમને સુધારવાની કે કેળવણી આપવાની ભલામણ કરતો નથી. સૌ એ કોમને કચરવાની જ નીતિ ગ્રહણ કરે છે. કોઈને પોલીસનો દોષ તો જણાતો જ નથી.

ગયે વર્ષે બહારવટિયાનો ત્રાસ વધી પડ્યો અને ગુનાનું પ્રમાણ વધી ગયું ત્યારે મિ. ગૅરેટ નામના કલેક્ટર જે હાલ અમદાવાદમાં કલેક્ટર છે, તેમણે જિલ્લાના આગેવાન અને પ્રતિષ્ઠિત ગૃહસ્થોની એક સભા ભરી ખરું કારણ શોધી કાઢવાનો પ્રયાસ કર્યો. સભામાં હાજર રહેનારાઓનો મોટો

ભાગ સરકારને હમેશાં મદદ કરનારનો જ હતો, છતાં તે બધાએ એકે અવાજે જિલ્લાની પોલીસ તેમ જ મૅજિસ્ટ્રસીની સામે ખૂબ બખાળા કાઢ્યા. જિલ્લાની આ સ્થિતિ પોલીસની અને મૅજિસ્ટ્રસીની નબળાઈ અને દુરવ્યવસ્થાને જ આભારી છે, અને સરકારના લાંબા વખતથી ચાલતા આવેલા આવા બૂરા અમલને પરિણામે જ જિલ્લાની આ દશા થઈ છે એમ લગભગ બધાએ એકે અવાજે કલેક્ટર સાહેબને સંભળાવી દીધું.

આ વાત ઉપર પડદો પડી ગયો અને સરકારી ખબરખાતાના વડાને કાને તો પોલીસ કે અમલદાર વર્ગનો કંઈ દોષ પડચો જ નહીં. ૧૯૧૯ની સાલમાં ગાંધીજીને રોલેટ ઍક્ટની ચળવળ વખતે પકડ્યા ત્યારે તોફાન થયાં તે વખતે આ જિલ્લામાં કેટલીક જગ્યાએ તાર તોડી નાખેલા. આ ગુના કરનારાઓને પ્રમાણમાં હલકી સજા થયેલી, તેથી લોકો ઉપર માઠી અસર થઈ એમ તેઓ ૮–૧૦–'૨૩ના પોતાના રિપોર્ટમાં ટાઈમ્સમાં લખે છે! જ્યારે ખરી હકીકત તો એવી છે કે ગુના કરનારાઓ તો પકડાયા જ નહીં અને નિર્દોષ માણસોને પકડ્યા. જેમણે તોફાન અટકાવવામાં સરકારને મદદ કરેલી અને જેમને માટે આણંદના જ ફોજદારે આવી મદદ આપવા માટે પ્રમાણપત્ર આપવાની કલેક્ટર સાહેબને ભલામણ કરેલી તે જ માણસોને પાછળથી પકડીને પૂરી દીધા અને ગુના કરનારાઓ પાસેથી અને બીજા અનેક નિર્દોષ માણસો પાસેથી પૈસા કઢાવી તેમને છોડી દીધા. આવા ફોજદારને કોર્ટમાંથી સારું કામ કર્યાનું પ્રમાણપત્ર મળ્યું! આ બધી વાત પ્રથમ સરકારે માની નહીં પણ બે વર્ષ પછી માનવાની ફરજ પડી. એ કામને માટે ખાસ તપાસ કરવા અમલદાર નીમ્યા. તપાસમાં ઘણા લોકો પાસેથી ફોજદારે પૈસા કઢાવ્યાના પુરાવા મળી આવ્યા, અને એ જ ફોજદાર ઉપર કેસ ચાલવાનો થયો ત્યારે તે આપઘાત કરી મરી ગયો. આવી સ્થિતિમાં સરકારને મદદ કરવી એ કેટલું જોખમભરેલું છે તે વિષે લોકોએ મિ. ગૅરેટને ખૂબ સંભળાવેલું. પણ એવી કશી વાત સરકારી ખબરખાતાના વડાને મળી નહીં.

બોરસદના અને આણંદના લોકોએ હજારો રૂપિયા ખરચી ગામેગામ પોતાના જાનમાલનું રક્ષણ કરવા રખા રાખ્યા છે, તેમાં પણ સરકારી ખબરખાતાવાળા લોકોનો દોષ કાઢે છે. એમને ખબર નથી કે ખેડા જિલ્લાના સુપરિન્ટેન્ડન્ટે પોતે જ જાહેરખબર કાઢી લોકોને રખા રાખી પોતાનો બંદોબસ્ત કરી લેવાની સલાહ આપેલી હતી.

પોલીસને બહારવટિયાની બાતમી આપનાર અગર પુરાવો આપનારનાં ઘાતકી રીતે ખૂન થયાં છે. કોઈને ઝાડ સાથે ખીલા ઠોકી મારી

નાખવામાં આવેલો છે તો કોઈનું નાક કાપી લેવામાં આવેલું છે. છતાં પોલીસે બાતમીનો ઉપયોગ કરી તેને પકડવાને બદલે બહારવટિયાને તેની બાતમી આપનારના નામની ખબર પડવા દીધી. છતાં લોકો બહારવટિયાની બાતમી આપતા નથી એવો દોષ કાઢવામાં આવેલો છે. સરકારે લોકો ઉપર દંડ નાખી વધારાની પોલીસ બેસાડવાનું નક્કી કર્યા પછી જ ખબરખાતાવાળા બોરસદ અને આણંદ આવી સરકારના નિશ્ચયને ટેકો મળે તેવા રિપોર્ટ ટાઈમ્સ માં છપાવે છે અને ત્યાર પછી તરત જ સરકારના હુકમ બહાર પડે છે, તો સરકારે જ પોતાના હાથ મજબૂત કરવા એમને મોકલ્યા હોવા જોઈએ, એ સિવાય બીજું શું અનુમાન થઈ શકે? અને એટલા જ કામ માટે આવ્યા હોય તો લોકોની પાસેથી ખરી હકીકત મેળવવાની એમને શાની ગરજ હોય?

આવા ખાતાની પાછળ પ્રજાના લાખો રૂપિયા નકામા બરબાદ થાય છે એ દેખીતું છે. ખોટા પુરાવાથી સરકારી અદાલતમાં અન્યાયનો ન્યાય થતો હશે, પણ સત્યની અદાલતમાં તો ખોટા પુરાવાથી અન્યાય એ બેવડો અન્યાય જ બને છે.

*નવજીવન*, ૯-૧૨-૧૯૨૩

## ૨૭

# બોરસદ સત્યાગ્રહનો વિજયોત્સવ

[તા. ૧૨-૧-૧૯૨૪ના રોજ બોરસદ સત્યાગ્રહના વિજયોત્સવ નિમિત્તે બોરસદમાં મળેલી સભામાં આપેલું ભાષણ.]

એક મહિનાની ટૂંકી લડત દરમ્યાન તમે કેટલો આકરો ભોગ આપ્યો છે, કેટલી હિંમત બતાવી છે, કેવો સંપ રાખ્યો છે, કેટલો ઉત્સાહ બતાવ્યો છે, એ બધું કર્યું ત્યારે જ તમે માગતા હતા તે બધું મેળવી શક્યા. તેમાં દરબાર સાહેબની કે પંડ્યાજીની કે મારી, કોઈની બુદ્ધિચાતુરીથી આ બધું તમે મેળવ્યું નથી; પણ આજે જેલમાં બેઠેલા આપણા ગુરુ, જગતના મહાન તપસ્વીએ ચીધી દીધેલા માર્ગે ચાલવાથી આ ફતેહ મળેલી છે. એમણે આપેલી દીક્ષાની ગુરુદક્ષિણા તો હજી આપણે આપવી બાકી જ છે, આ તો એમના ઋણનું વ્યાજ માત્ર આપણે પાછું વાળ્યું છે. એ ઋણ અદા નથી થયું ત્યાં સુધી મારે ને તમારે નીચું માથું જ ઘાલવાનું છે. તેમને આપણે ભૂલી ગયા છીએ, નહીં તો આજે બહારવટિયાંની વાત જ

ક્યાંથી હોત? એટલે હવે ભૂલી ગયેલી વાતો આપણે પાછી તાજી કરીએ અને આ સમયે આપણી નબળાઈઓની તપાસ કરીને તેને દૂર કરીએ. મેં જાણ્યું છે કે તમે ફતેહની ઉજાણી કરવાના છો. તે ભલે ઊજવો, પણ મારી સલાહ છે કે તમારી ઉજાણીમાં જપ્તી કરવા આવનારાઓને પણ ભાગ લેવા બોલાવો. આપણી લડત આસુરી નથી. એટલે દુશ્મને જ્યારે હથિયાર હેઠાં મૂક્યાં, ત્યારે તમારે તેમની સાથે મહોબત કરવી અને પોલીસને પણ તમારી ઉજાણીમાં ભાગ લેવા બોલાવવા.

### જમીનમહેસૂલ ભરવાની સલાહ

હવે તો પાક ઓછો થયો છે તેથી મહેસૂલ ભરવું કે નહીં એ એક જ વાત રહી છે. આ બાબતમાં મેં તપાસ કરી છે અને કેટલાક લોકોએ પણ મને એ બાબત કહ્યું છે કે આનાવારી ગણવામાં પ્રામાણિકપણે જ ભૂલ થઈ હોય એવો સંભવ છે. આ બાબતમાં આપણી અને સરકાર વચ્ચે મતભેદ છે અને એ સ્વાભાવિક છે. સરકાર મહેસૂલ લેવાની દૃષ્ટિએ આનાવારી આંકે છે અને આપણે ન આપવાની દૃષ્ટિએ આંકીએ છીએ. આ મતભેદ તો રહેવાનો જ. પણ આ સાલે ન ભરીએ તો પોર તો બેવડું મહેસૂલ ભરવાનું જ છે. આપણે એક લડત પૂરી કરી છે, એટલે ચાલુ સાલમાં આ બીજી લડત ઉપાડવી એ ઠીક નથી. હાલ આપણે મળેલી લડતના લાભોને બરોબર કાયમ કરીએ એટલું જ જરૂરનું છે. માટે કલેક્ટરનો એ બાબતમાં જેવો હુકમ હોય તે પ્રમાણે મહેસૂલ ભરી દેવું એવી મારી તમને સલાહ છે. ગમતી સલાહ તો સૌ માને પણ ન ગમતી સલાહ પણ તમે માનતા થશો ત્યારે જ સ્વરાજ સ્થાપવું સંભવિત છે. તમે માત્ર તમને રુચે એટલું જ અમારું કહેવું માનો તો તો આપણે પડયા છીએ. અમે સીધે રસ્તે જ લડનારા છીએ એવી સરકારને તમે ખાતરી કરી આપો.

### બહારવટિયાને શું કહેવું?

હજુયે તમારી વચ્ચે બહારવટિયા કેટલા રહ્યા છે, તે કંઈ હું જાણતો નથી. એ લોકો બંદૂકથી નથી ડર્યા, પણ તમારા સંપથી ડર્યા છે. તમારામાં જ્યાં અઢારે વર્ણનો સંપ હોય ત્યાં એમને પેસવું મુશ્કેલ છે એ વાત એ લોકો સમજે છે. અહીં આવેલા લોકોમાંથી કોઈ પણ તેમના સોબતી હોય તો તેમણે તેમને એ ધંધો છોડવા સમજાવવું જોઈએ. હું જો બહારવટિયાને મળું તો તેને આટલી જ વાત કહું: "તારે માટે જીવવું ફોકટ છે. તું ગોળીથી મરીશ, ફાંસીએ ચડીને મરીશ, ઠોકર ખાઈને મરીશ, કોઈ પણ એક રીતે તો જરૂર મરવાનો છે. આટલાં પાપ કર્યાં

પછી, પોલીસથાણા પર જઈ, સરકારને બંગલે જઈ ગુનાની કબૂલાત કરી પશ્ચાત્તાપ કર કે જેથી પાપ પાછું ઠેલાય. જમના દૂતથી કોઈ સંતાયલો રહી શકવાનો નથી. તે તો દુનિયાના પડ ઉપર કોઈ પણ ઠેકાણેથી શોધી કાઢશે. ગુનો કબૂલ કરીને ફાંસીને લાકડે લટકવામાં બહાદુરી છે. બાકી સંતાવામાં તો કાયરતા જ છે.'' મારો આ સંદેશો તમને એ લોકો જો કોઈ વાર મળતા હોય તો પહોંચાડશો. અને મારી જોડે જો તેમનો ભેટો કરશો તો હું તેમને કહીશ.

### પ્રેમ સાચો કે ક્ષણિક?

હું અહીં સત્યાગ્રહ છાવણી મૂકી જાઉં છું. દરબાર સાહેબ, મોહનલાલ, રવિશંકર એ બધા અહીં રહેશે. એમનો તમે સારો ઉપયોગ કરજો તમે અત્યારે અમારા ઉપર ખૂબ પ્રેમ બતાવ્યો છે, પણ એ સાચો છે કે ક્ષણિક છે, એમાં કાંઈ સ્વાર્થબુદ્ધિ રહેલી છે કે નહીં, એની કસોટી હવે થવાની છે. હું તમને સરકાર જોડે લડાવું છું, ત્યારે તમે અમારા પર ખૂબ મમતા બતાવો છો. પણ તમારી નબળાઈઓ જોડે લડાવું ત્યારે એ પ્રેમ સાચો છે કે નહીં તે જણાઈ આવશે. તમે સંપ રાખશો, અહિંસા પાળશો, દારૂ છોડશો, એ બધું કરશો તો તમારે સરકાર જોડે લડવું પડવાનું નથી. સરકાર તો માયા છે, હવાનો કિલ્લો છે, પાણીનો પરપોટો છે, એને ઓળખીએ તો એ તરત ફૂટી જાય. પણ આપણી આંખે પડળ આવ્યાં છે તેથી આપણે તેને ઓળખી નથી. માટે હું કહું છું કે અહીં રહેનાર ભાઈઓનો સદુપયોગ કરજો.

### ત્રાસ વર્તાવતાં અટકો

હવે એક છેલ્લી વાત. તમને જેમ સરકારના જુલમથી ત્રાસ છૂટચો, તેવો જ ત્રાસ તમારા જુલમથી બીજાને છૂટે છે. બીજાને પણ તે એટલો જ વસમો લાગે છે, માટે સત્તાનો દુરુપયોગ ન કરશો. મને ખબર મળી છે કે આસોદરના કેટલાક જણે સરકારધારો ભર્યો તેમાંના વીસ જણને ગામબહાર મૂકયા છે. એ ભૂંડી વાત છે, એ અત્યાચાર છે. ગામ અને ન્યાતના બંદોબસ્તનો દુરુપયોગ ન કરશો. જેમનામાં નબળાઈ છે, તેઓ આપણી ભલમનસાઈથી સુધરશે. એમને સારા કરવા હોય તો આપણે વધારે સારા થવું જોઈએ. આપણે મારા નહીં થઈએ તો એ કાયર થઈ સરકાર પાસે જવાના. દરેક જણમાં આપણા જેટલી તાકાત ન હોય; એ એમનામાં ઉતારવી જોઈએ. તેમના ઉપરનાં ત્રાસનાં બંધનો છોડીને તેમને અભયદાન આપો. એમની સ્વતંત્રતા એમને પાછી આપો. આપણે પોતે જ અન્યાયી થઈએ તો બીજા પાસે આપણાથી ન્યાય ન મંગાય. ભૂલેલાને

માફી આપો. તેમની જોડે મહોબત કરો. આ બધું કામ તમે કરશો તો આવતા જમીનમહેસૂલ ભરવા વખતે આપણે આખા ગુજરાતમાં મોટી લડત ઉપાડી શકીશું. એટલી તાકાત પ્રભુ તમને આપે એ મારી પ્રાર્થના છે.

પ્રજાબંધુ, ૨૦–૧–૧૯૨૪

## ૨૮

## બોરસદ સત્યાગ્રહની પૂર્ણાહુતિ

[ તે પ્રસંગે બહાર પાડેલું નિવેદન. ]

બોરસદ સત્યાગ્રહની લડત હવે બંધ થાય છે. સત્ય, અહિંસા અને તપનો ફરીથી એક વાર વિજય થયો છે. આ વિજય આપણી લડત જેટલી ન્યાયની હતી તેટલી જ ત્વરાથી થયો છે એ વિશેષ આનંદની વાત છે. આ વિજય અપૂર્વ છે, કારણ કે આ વખતે ઉભય પક્ષનો વિજય થયો છે. સરકારે પોતાની ભૂલનો ખુલ્લા દિલથી અને હિંમતથી સ્વીકાર કર્યો છે. પ્રતિષ્ઠાની ખાતર કોઈ પણ ભોગે થયેલી ભૂલને વળગી રહેવાની પરાપૂર્વની રૂઢિ છોડી નિર્દોષ અને કચરાયલી પ્રજાને દોષિત અને દુ:ખી કરવાના મહા અપરાધમાંથી બચી જઈ સત્યનો સ્વીકાર કરી સરકારે પોતે પણ વિજય મેળવી લીધો છે. આવું ભારે નૈતિક બળ બતાવનાર નવા ગવર્નર સર લેસ્લી વિલ્સનને અમે ખરા અંતઃકરણથી મુબારકબાદી ન આપીએ તો અમે અમારા કર્તવ્યમાંથી ચૂકીએ.

વસૂલ થયેલો દંડ અને જપ્તીમાં લેવાયેલો માલ પાછો આપવાનું અને વધારાની પોલીસનું ખર્ચ સરકારે ભોગવી લેવાનું ઠરાવ્યું તેમાં આપણો વિજય સમાયલો નથી. આપણા ઉપરનું કલંક સરકારે પાછું ખેંચી લીધું છે તેમાં આપણો વિજય છે ખરો. પરંતુ ખરેખરો વિજય તો એની મહત્તા સમજવામાં અને તે પચાવવાની શક્તિમાં રહેલો છે. સરકાર હમેશાં પોતાની ભૂલ કબૂલ કરતાં ડરે છે. શુદ્ધ શસ્ત્રોથી અન્યાયની સામે થનાર પ્રજાને પણ નમ્યું આપવામાં સરકાર રાજ્યને જોખમ માને છે. આ પહેલો પ્રસંગ છે કે જ્યારે સરકારે પોતાની ભૂલનો વગર સંકોચે જાહેર એકરાર કરી સત્યાગ્રહના શસ્ત્રથી લડતી પ્રજાને નમતું આપી એ લડત 'રાજમાન્ય' છે એમ સ્વીકાર્યું છે. સરકારની આ સભ્યતાનો દુરુપયોગ નહીં થાય એને માટે શબ્દોથી ખાતરી આપવી તે કરતાં ભવિષ્યના વર્તનથી બતાવી આપવું એ અમે વધારે [illegible]

આ લડતની પૂર્ણાહુતિમાં જે શોભા અને મીઠાશ છે તે સાચવી રાખવી તેનો આધાર જેટલો પ્રજા ઉપર છે એટલો જ સ્થાનિક અમલદારો અને નોકરો ઉપર છે. જપ્તીના કામમાં જે કડકાઈથી કામ લેવાયું તેમાં કોઈ કોઈ પ્રસંગે બંને પક્ષનાં મન ઊંચાં થયાં એ સ્વાભાવિક છે. કેટલાક પટેલો વગેરેને રાજીનામાં આપવાં પડેલાં છે, કેટલાકની માલમતાને નુકસાન થયેલું છે, કેટલાકના ઉપર ખોટી ફરિયાદો થયેલી છે. અમારી ઉમેદ છે કે આ પૂર્ણાહુતિના પ્રકરણમાં બંને પક્ષ એકબીજાની ભૂલો ગળી જઈ સભ્યતા અને ઉદારતાથી કામ લેશે. અમે પોતે આ લડતમાં પોલીસની ઘણી આકરી ટીકા કરી છે, પરંતુ તેમ કરવામાં અમને કાંઈ આનંદ થયો નથી. અમારો પોલીસખાતા સાથે કે તેના કોઈ પણ અમલદાર સાથે કોઈ પણ જાતનો વિરોધ નથી. અમારો અને પોલીસખાતાનો ઉદ્દેશ એક જ છે. પરંતુ અમારી અને એમની રીતમાં આસમાન જમીનનો ફેર છે. બંનેનો હેતુ પ્રજાને સુખશાંતિ આપવાનો છે. સરકારે પોતાની રીતનો અમલ બોરસદના ઠાકરડા ભાઈઓ ઉપર વર્ષોનાં વર્ષો સુધી અજમાવ્યો, તેનું પરિણામ અવળું આવ્યું છે. સરકારનો હેતુ શુદ્ધ હતો એનો અમે ઇનકાર કરતા નથી, પરંતુ પરિણામ બૂરું આવ્યું છે તે સરકારથી અજાણ્યું નથી. આ દુઃખી કોમની સાથે દિલાસાથી અને મીઠાશથી કામ લેવાની જરૂર છે. એક બે ખૂની અને લૂંટારુઓને પકડવામાં જે સંખ્યાબંધ માણસોએ પોતાના પ્રાણ ખોયા છે, તેમનાં કુટુંબો પ્રત્યે દિલાસાનો એક પણ શબ્દ સરકારના કોઈ પણ ઠુમાર કે પત્રિકામાં અમારા જોવામાં આવ્યો નથી, તેથી અમને ખૂબ દર્દ થયું. સરકારી 'પ્રેસનોટ'ના છેલ્લા પૅરેગ્રાફના જવાબ પૂરતો નાછૂટકે આટલો ઉલ્લેખ કરવાની અમને જરૂર પડી છે.

બોરસદ તાલુકાની પ્રજાએ જે શાંતિ અને સંયમથી દુઃખ સહન કર્યાં તેને માટે અમે તેમને મુબારકબાદી આપીએ છીએ. સ્વયંસેવકોએ જે ખંત, ઉત્સાહ અને હિંમતથી બોરસદ તાલુકાની પ્રજાની સેવા કરી છે તે માટે તેમને પણ ધન્યવાદ ઘટે છે, અને જે જે ગૃહસ્થોએ અને વર્તમાનપત્રોએ પ્રત્યક્ષ અને પરોક્ષ મદદ કરી છે તેમનો પણ અમે બોરસદ તાલુકાની પ્રજા તરફથી આ સ્થળે આભાર માનીએ છીએ.

બોરસદ સત્યાગ્રહની લડત ઈશ્વરકૃપાથી આજે સાંગોપાંગ પાર ઊતરે છે એમ જાહેર કરતાં અમને આનંદ થાય છે, અને એ સત્ય અને અહિંસાના વિજય માટે અમે પ્રભુના ઊંડા આભારી છીએ.

નવજીવન, ૧૩–૧–૧૯૨૪

## ૨૯

# બોરસદના સ્વયંસેવકોને

[ બોરસદ સત્યાગ્રહના વિજય પછી સ્વયંસેવકોને આપેલી સૂચનાઓ. ]

આપણે નાગપુરથી પાછા આવ્યા, ત્યારે મને સ્વપ્નેયે ખ્યાલ નહોતો કે, આટલા ટૂંકા વખતમાં ગુજરાતને આવો ભારે પ્રસંગ, આવી સુંદર તક ઈશ્વર આપશે. મહાત્માજી બહાર હતા, ત્યારે તેમણે આપેલો ઉપદેશ, એમની ગેરહાજરીમાં તમે બરાબર પાળી બતાવ્યો છે, એ બતાવી આપે છે કે ગુજરાતમાં હજી ચેતન છે. બાપુજી આવી લડત લડે તે પછી તેઓ શાં પગલાં ભરે, એનો બરાબર વિચાર કરીને જ, મેં અને દરબારસાહેબે અમારી પત્રિકા લખેલી છે. આપણે સત્યાગ્રહની લડત સમજ્યા હોઈએ, તો જીત થયા પછી આપણામાં નમ્રતા અને નિરભિમાન આવવાં જોઈએ; અને એ જો ન આવે તો આપણે મત્સર જ કર્યો કહેવાય. આવો ચોખ્ખો પડઘો મારા હૃદયમાં હતો, તેથી લડતની પૂર્ણાહુતિને પ્રસંગે, અમારી પત્રિકામાં બને તેટલી મીઠી ભાષાનો મેં ઉપયોગ કર્યો છે.

હવે આપણે હાલ સરકારને પડતી મૂકવી જોઈશે. જ્યાં સુધી તેની સાથે છેવટનો મુકાબલો કરવાનું આપણામાં બળ ન આવે, ત્યાં લગી આપણે સરકારનો વિચાર નહીં કરીએ. છતાં અસાધારણ પ્રસંગે લડવું પડે તો જરૂર લડીશું, પણ વગર કારણે તો નહીં જ. મેં ખૂબ વિચાર કર્યો છે કે, હિંદની હાલની સ્થિતિમાં આપણે સરકારની સાથે અખતરા નથી કરી શકતા. તેની સાથે છેવટનો મુકાબલો કેમ કરવો તેની મોટા મોટાને પણ ખબર નથી પડતી. તેઓ બાપુના રસ્તાનો વિચાર કરે છે, પણ તેમને એ સૂઝતો નથી. મહાસભામાં અને દરેક જગ્યાએ મોટા મોટાઓ રચનાત્મક કાર્યની અને સવિનય ભંગની વાતો ખૂબ કરે છે, પણ મને તેમનામાં વિશ્વાસ નથી. તેમને પોતાનામાં જ વિશ્વાસ નથી, અને જ્યારે આગેવાનોમાં જ શ્રદ્ધા ન હોય ત્યારે આપણે જરૂર હારી જવાના છીએ. મને તો એ સૂઝે છે કે બાપુનો રસ્તો આપણે નહીં પકડીએ ત્યાં સુધી આ લડતનો અંત આવવાનો નથી. બોરસદની લડતમાં સરકારે આપણું બળ પારખ્યું. તેણે જાણ્યું કે મોડા વહેલા તો હારવું જ પડશે, એટલે વેળાસર તેણે બધું સંકેલી લીધું. આવી તાકાત મેળવ્યા વગર લડવાનો વિચાર રાખીશું તો તો આપણે હારવાનું જ છે.

બારડોલીનો કાર્યક્રમ બાપુ આપણને સોંપી ગયા, તે એમણે પોતાના અનુભવને પરિણામે જ ઘડેલો છે. ઘણાને એમની વાતો અવ્યવહારુ લાગે છે, પણ મને તો એ બરાબર વ્યવહારુ લાગે છે. હું અભિમાન રાખું છું કે લડતનો રસિયો મારા જેવો તમારામાંથી એકે નથી; છતાંય હું બીજાને રોકું છું, કારણ આપણામાં નબળાઈઓ ઘણી છે. હવે આ લડત પૂરી થયા પછી, હું એક પણ જણને ગુમાવવા માગતો નથી. લડત દરમિયાન મને કે દરબાર સાહેબને પકડ્યા હોત તો તે અમને પાલવત; પણ હવે આપણા ક્રોધથી કે ગુસ્સાથી કોઈ પકડાય એ આપણને પોસાય તેમ નથી. એ તો ચોખ્ખો આપઘાત જ થશે. આપણું બળ વિનાકારણ ગુમાવવું ન જોઈએ. હવે તો આપણું નૂર પ્રજામાં રેડવાનો સમય આવેલો છે. સરકાર જોડે બરાબર લડી શકાય એ પ્રજાએ આ લડતમાં જોયું છે. છેવટની લડતમાં સરકાર પોતાનું પૂરેપૂરું બળ અજમાવશે. એ પ્રજા વેપારી છે, બહુ બુદ્ધિશાળી છે. એ બીજા કોઈથી નહીં પણ વેપારીથી જ વશ થશે. આપણને એથી જ ઈશ્વરે વણિક આગેવાન આપ્યો છે. એમણે પોતાની બુદ્ધિ અને અનુભવથી જે કાર્યક્રમ આપ્યો છે એમાંથી ૭૫ ટકા જેટલો પણ અમલમાં મૂકીએ તો આપણે છેવટની લડત લડી શકીએ.

જ્યારે ખૂબ જોશમાં લડવાનું હોય ત્યારે માણસો મળે છે, નશાના કેફમાં માણસો મળે છે, પણ સંયમ રાખીને નીરસ લાગતું કામ કરવાને તો થોડાક બહાદુર જ મળે છે. બાકીના બધા ભાગી જાય છે. તમે જેમણે નશો ચાખ્યો છે તેમને હવે હું એ નીરસ દેખાતા પણ કાયમના રસવાળા રચનાત્મક કાર્યને માટે કમર કસવાને કહુ છું. એ કાર્યક્રમ આખા તાલુકામાં અમલમાં મૂકવાને માટે અહીંનાં બધાં થાણાં કાયમ રહેવાં જોઈએ. પ્રજાના પેટમાં આપણે પેસવું પડશે, એનામાં ગુના થાય છે તેનું કારણ શોધવું જોઈશે, દારૂની તમામ દુકાનો બંધ કરાવવી પડશે, ગુનાનાં રજિસ્ટર આ તાલુકામાંથી સાફ કરાવવાં જોઈશે, પરદેશી કાપડને કાઢવું જોઈશે. આ બધું બાપુના હથિયારથી સિદ્ધ થશે. માટે હું બધા કાર્યકર્તાઓને એક જ વાત કહું છું કે, તમે જો બાપુને સાચા વફાદાર હો તો તમે તમારી હાલની જગ્યા ન છોડશો. તમારે માથે જવાબદારી આવી છે, તો થાકીને ભાગશો નહીં. એમ ન સમજશો કે હું ઓછો અકળાયેલો છું. એ અકળાટમાં જ બે વરસ ઉપર મેં ડાકોરમાં મોટા પાયા ઉપરની લડતની વાતો કરી હતી. પણ મેં જોયું કે આખી બાજી વિખાઈ ગઈ, સ્થળે સ્થળે મનભેદોએ ઘર ઘાલ્યું, વિરાટ લડતને માટે સ્થાન રહ્યું નહીં. આજે તો આપણે બાપુને, મોં બતાવવાની તૈયારી કરી લઈએ.

તેઓ આવશે એટલે કદાચ આપણે નિરાંત વાળીને બેસી જઈશું. આજે જ કામ કરવાનો ખરો અવસર છે. એક વરસની મુદત હું તમને આપું છું. એક વરસમાં ઉપર લખેલી વાતો આપણે અમલમાં મૂકીએ, અદાલતોએ તાળાં દઈએ, દારૂની દુકાનો બંધ કરાવીએ, પંચાયતો સ્થાપીએ, ગુના બંધ કરાવીએ અને ખાદી ઘરેઘરમાં દાખલ કરીએ, તો હું તમને કહું છું કે આવતી મોસમ વખતે મોટી લડતનું આહ્વાન આપણે સરકારને આપવા જેટલા બળવાન થયા હઈશું.

નવજીવન, ૨૦-૧-૧૯૨૪

## ૩૦

# ધોળકા તાલુકાના ખેડૂતોને

[જૂન ૧૯૨૭માં ચલોડા ગામે, ધોળકા તાલુકાના ખેડૂતોની સભા આગળ કરેલા ભાષણનો મહત્ત્વનો ભાગ.]

ખેડૂતોનો આવો મેળાવડો તો કાંઈક કામ હોય, સરકારની સાથે કે શાહુકારની સાથે કાંઈ લડત હોય તો જ થાય છે, પણ ખેડૂત મંડળ કંઈક વધુ કામ કરી શકે તે સંબંધમાં ડાહ્યાભાઈની સૂચનાથી તમને બધાને ભેગા કર્યા છે. આ ગામના ખેડૂતો જોતાં સામાન્ય રીતે ખેડા જિલ્લાના ખેડૂતો યાદ આવે છે. તમારામાં અને તેમનામાં ઝાઝો ફેર હું જોતો નથી

સામાન્ય રીતે ખેડૂતોનાં બે પ્રકારનાં જ દુઃખ હોય છે, એક અજ્ઞાનથી પોતાના હાથે માગી લીધેલું છે; બીજું આપણે પરતંત્ર છીએ, પરરાજ્યમાં છીએ, ગુલામ છીએ તે છે. તે દુઃખ વિશેષ છે અને તે સર્વસામાન્ય છે. ખેડૂતોને એકલાને જ નહીં, બધાને છે. હિંદુસ્તાનના બીજા ભાગના ખેડૂતો કરતાં તમે કંઈક સુખી છો. બીજાઓને ભારે દુઃખ છે એ દુઃખ જોયું જાય તેમ નથી. કરોડો ખેડૂત છે જેમને પહેરવાને કપડું નથી, ખાવાને રોટલો નથી, પીવાનું ચોખ્ખું પાણી નથી. તે દુઃખ તમને નથી. પરંતુ જે સમજુ ખેડૂત છે તેમને પરતંત્રતામાં સ્વમાનભંગનું દુઃખ છે. જેમ બળદની ડોક ઉપર ધૂંસરી મૂકો છો, અને તે માનભંગનું દુઃખ સમજતો નથી તેમ જો તમેયે ન સમજતા હો તો તમને પણ દુઃખ નથી. પણ, જો તમારો આત્મા જાગ્રત હોય તો તમને પરરાજ્યનો અમલ ડંખવો જોઈએ. જેમ કાબેલ માણસ વાઘને પાળી શકે છે તેમ કાબેલ માણસ માણસને પણ

પાળે છે, પણ તે ગુલામ છે. આપણી અત્યારે તેવી દશા છે. મહાત્મા ગાંધીજીએ એટલા માટે જ એક વર્ષમાં બધાને ગુલામીમાંથી છોડવવાની ઉમેદ રાખી હતી.

તેઓ શું કહે છે તે તમે વિચારો. ખેડૂત એકલી ખેતી ઉપર નભી શકવાનો જ નથી. જેની પાસે લાંબી જમીન હશે, જે વિશેષ બુદ્ધિ ધરાવતો હશે અને જે વિશેષ મહેનત કરતો હશે તે ગુજરાન ચલાવી શકશે. અત્યારે જમીનના ટુકડા થતા જાય છે તેમ તેમ ખેતીની માથે નવરાશમાં ઘરબેઠાનો ઉદ્યોગ હોય તો જ ખેડૂત નભી શકે.

આ ગામમાં લગભગ બત્રીસસો માણસની વસ્તી છે. એક માણસને સરેરાશ માથાદીઠ દસ-પંદર રૂપિયાનું કપડું તો જોઈએ જ. હિસાબ ગણો તો દર વર્ષે ત્રીસથી ચાળીસ હજાર રૂપિયા બહાર મોકલો છો. આ ક્યાં સુધી પહોંચશે? તમને સમજ નથી પડતી કે વખત ચાલ્યો આવે છે જ્યારે તમારા બળદ તમારી પાસે રહેવાના નથી. બળદની જગ્યા સંચા લેશે. ગાડું નથી રહેવાનું. હળ વગેરે બધું બહારથી આવવાનું છે. તે બધા સંચાઓથી તમારી ખેતી થશે. અમદાવાદમાં ખેતીવાડીનું પ્રદર્શન ભરાવાનું છે, તેમાં તમને તે બધું બતાવશે અને પછી કહેશે કે રોટલી શું કામ ખાઓ છો, તૈયાર રોટી મગાવીને ખાઓ.

તમારા પકવેલા માલની અને તમારી વચ્ચે કેટલાક દલાલ છે તે વિચારો. તમારો કપાસ બાવળે જાય, ત્યાં જીનમાં પિલાય, તેનું રૂ બને, ત્યાંથી પ્રેસવાળા પાસે જાય, તેની ગાંસડીઓ બંધાય, ત્યાંથી રેલમાં અમદાવાદ જાય, તે સોદામાંયે વચમાં વેપારી હોય, ત્યાંથી મુંબઈ જાય, ત્યાંથી આગબોટમાં પરદેશ જાય, ત્યાં કારખાનામાં કંતાય અને વણાય, તેનું કપડું બને તે પાછું આગબોટમાં મુંબઈ આવે, મુંબઈની મૂળજી જેઠા મારકેટમાં ભરાય, ત્યાંથી અમદાવાદ આવે, અમદાવાદથી તે કાપડ ચલોડે આવે ને પછી તમે પહેરો. આ કેટલો બધો ઊંધો વેપાર છે? બળદની પાસેથી આપણે જેમ ખેતીનું કામ લઈએ છીએ તેમ આપણી પાસે મજૂરી કરાવી પરદેશીઓ બધું લઈ જાય છે. અને આ નાટક બધું આપણા માણસો મારફત જ ચાલ્યાં કરે છે. ગાંધીજી કહે છે કે, સાઠ કરોડનું કાપડ વિલાયતથી આવે છે તે બંધ કરો. તમારું કપડું તમે પેદા કરો. તેમાં તમારા વણકરો ઊભા રહેશે. તેમાં તમારી મા, બહેન, દીકરીઓ પોષાશે. આ નાની નાની બાળાઓને કેવાં બારીક કપડાં પહેરાવો છો? આ કપડાં પહેરાવવાં આપણને શોભે?

ખેડૂતો જે બુદ્ધિશાળી છે તે આ કેમ સમજતા નથી, તે જોઈને

મને બહુ દુઃખ થાય છે. આજે તેમને સિનેમા, નાટક, લક્ષ્મીવિલાસો (હોટેલો) ગમે છે. આજે સવાર ને સાંજ અમદાવાદ ને ચલોડા મોટરલારીઓમાં દોડધામ કરો છો, પણ તમે સમજો કે અમદાવાદ વસ્યું છે તે આખા જિલ્લામાંથી ખેડૂતોનાં રસકસ, લોહી, હાડકાં, માંસ ને લોહી ઉપર વસ્યું છે. ખેડૂતોએ જેવા પહેલા હતા એવા થવું જોઈએ. કોઈ ધર્મિષ્ઠ પુરુષ, તપસ્વી જે કહેતો હોય તે સાંભળીને મીઠું લાગે તે અમલમાં મૂકવું, મીઠું મીઠું સાંભળીને ખાલી રાજી ન થવું.

બીજી વાત એ કે, ખેડૂતોમાં કંકાસ, કુસંપ ને કજિયા ગામેગામ છે. આમાં ખેડૂતો પોતે નહીં સમજે તો બીજો કોણ સમજાવશે? આપણું કામ એ છે કે આપણા મતભેદને મોટું સ્વરૂપ આપવું ન જોઈએ કે જેથી છોકરાંઓ આપસઆપસમાં લડી મરે. એકબીજાની ચાડીચુગલી કરવી ન જોઈએ સંપીલા ખેડૂતોને કોઈ સતાવી શકતું નથી.

બીજી પણ એક બાબત છે જેને માટે ખેડૂતોએ શરમાવું જોઈએ. જે મજબૂત છે, સુખી છે, સાધનવાળા છે તેમના ઉપર એક આરોપ, તહોમત છે કે તે અભિમાની છે. અને તે એટલા અભિમાની હોય છે કે તે ઈશ્વરને પણ ભૂલી જાય છે. તેના દરબારમાં તો રંકરાય, ઊંચનીચ સરખા છે. તે દરબારમાં તેને હિસાબ આપવાનો છે તે તે ભૂલી જાય છે. તેથી ઊતરતા વર્ગને તે સતાવે છે. ઊતરતા વર્ગ પાસે તે વેઠ કરાવે છે. સરકાર જેટલી વેઠ નથી કરાવતી તેટલી આ કરાવે છે. આટલી બધી પ્રવૃત્તિ થયા છતાં ખેડૂતના દિલમાં એ ઠસ્યું નથી કે કોઈ પણ માણસને અસ્પૃશ્ય માનવો એ પાપ છે. અસ્પૃશ્યતા એ વહેમ છે. કૂતરાને અડીને નાહવું ના પડે, બિલાડીને અડીને નાહવું ના પડે, તો પછી જે આપણા જેવો મનુષ્ય છે તેને અડીને કેમ અભડાઈએ? હિંદુઓ જાગો. તમે ભૂલ કરો છો. અંત્યજો મુસલમાન ને ઈસાઈ થઈ જાય છે. તે જો ખ્રિસ્તી થઈને આવે તો તમે તેને સલામ કરશો. આમ આપણે ત્યાં ધર્મનો વાસ ન રહેતો હોય તો ઈશ્વરનો દોષ શો? જ્યારે હિંદુ ધર્મ છોડે ત્યારે તે આપણી સાથે બેસવાને લાયક થાય. પછી તે વિધર્મી થઈ વિરોધી થઈને બેસે.

આપણી પાસે જમીન હોય, નાણાં હોય, સમજ હોય તે બધાંનો ઉપયોગ શો? જે સુખી છે તે સુખના મદમાં બીજાને દુઃખી કરે છે તે ઠીક નથી. આપણી બુદ્ધિ વટાવી ખાવાની નથી. તેનો સદુપયોગ કરી બીજાને સુખ આપવા માટે પ્રભુએ તે આપી છે. ગરીબ, દુઃખી ઉપર આપણે છાયા કરવી જોઈએ. ખેડૂતની પાંખમાં જો બધા રહેતા હોય, સમાતા હોય તો તે ખરો ખેડૂત છે. અઢારે વર્ણ ખેડૂતની પાછળ રહેતી તેનું કારણ એ

કે તેનામાં પ્રેમ હતો. અઢારે નાતનું એક કુટુંબ, એક શરીર બની રહેતું. તેની વ્યવસ્થા માટે આપણે આપણા દિલમાં ફેરફાર કરવો જોઈએ, પ્રેમ રાખવો જોઈએ. આપણા બધાનો ન્યાય કરનાર એક ઈશ્વર છે, તેથી ખેડૂતો જો આ વાત સમજે તો જ સુખી થવાના છે.

ડાહ્યાભાઈએ કહ્યું કે ગુજરાતમાં હિંદુમુસલમાન ઐક્યમાં ભંગાણ નથી પડયું તે હવે ખોટું પડતું જાય છે. ગુજરાત હિંદુમુસલમાનના ઝઘડામાંથી બચવાનું નથી. કાલે તમારે ત્યાં નહીં થાય એ તમે માનશો નહીં. આખા હિંદુસ્તાનમાં આ દાવાનળ સળગી રહ્યો છે તેમાંથી આપણે બચી જઈશું એમ માનવાને કારણ નથી. અત્યારે એકબીજાનાં માથાં ફોડવાને બધા ટમટમી રહ્યા છે. પણ ગામડાંની અંદર આ પ્રશ્ન નજીવા છે. ખેડૂતોને તેની સાથે ઝાઝું લેવાદેવાપણું નથી. સરકારની સાથેયે તેને ઝાઝું લેવાદેવાનું નથી. સામાન્ય દુઃખ તો સરકારની પાસેથી દૂર કરાવી શકાય છે. પણ વહીવટ પારકો છે એ મોટું દુઃખ છે. તમારા ઘરનો વહીવટ બીજાને સોંપ્યો હોય તે કેવો ચાલે એ તમારે વિચારવાનું છે. જ્યાં સુધી વહીવટ પારકાના હાથમાં છે ત્યાં સુધી સુખ નથી. એ જ ધોરણે વહીવટ લેવા ખેડૂતોએ જાગ્રત થવું જોઈએ.

હવે સ્વતંત્રતાનાં ચિહ્નો દેખાય છે. સ્વતંત્રતા જરૂર આવવાની છે. માટે તમે તમારી જવાબદારી ઉપાડી લેતાં શીખો. હજુ તો તમને તેના થોડા થોડા પુરાવા મળે છે, પણ કાલે એવો વખત આવશે કે તમારે જ તમારી પોલીસ રાખવી પડશે. એનું જ નામ સ્વરાજ્ય છે. જ્યારે તમારા છોકરાઓ બહારવટિયા સાથે બંદૂકના બાર ખેલતા હશે ત્યારે તમારી પાસે સ્વરાજ હશે. હાલના છોકરાઓએ તો કામઠુંયે નથી જોયું, રણની હાક નથી સાંભળી. જ્યારે તમારા છોકરાઓ મરદાઈના ખેલ ખેલતા હશે, ડ્રીલ ચલાવતા હશે, લશ્કરમાં જશે, ત્યારે ગામ સાચવી શકશો. અને એ જ સ્વરાજ્ય છે. એ બધું ઉપર આભમાંથી પડવાનું નથી, લેવાનું છે. માટે તમે જાગ્રત થાવ. બધું ચોગરદમ શું ચાલે છે તે જાણો. નહીં જાણો તો ઠગાશો. અત્યારે જગત એવું બન્યું છે કે એક સ્થળે બનેલા બનાવની જાણ ચોવીસ કલાકમાં બધી દુનિયામાં થાય છે. ચીનમાં શું ચાલી રહ્યું છે, આફ્રિકામાં શું થાય છે, અમેરિકામાં શું ચાલે છે તેની ખબર તરત જ અહીં પડે છે. ચલોડાની અંદર પણ કંઈ જાણવા જેવું થાય તો આખી દુનિયામાં તેની ખબર પડે. તમારું એ કામ છે કે દુનિયામાં શું ચાલે છે તે જાણો.

ખેડૂત મોટામાં મોટું પાપ તો એ કરે છે કે તે નાનાં બાળકોને

પરણાવે છે. જો મારી સત્તા હોય તો બારતેર વર્ષની બાળાઓને જે પરણાવે તેને બંદૂકથી મારવાનો કે ફાંસીને લાકડે લટકાવવાનો કાયદો કરાવું. ચૌદ પંદર વર્ષની બાળાઓ માતા થાય, સંખ્યાબંધ બાળવિધવાઓ થાય, તો પછી તમારા કૂવામાં પાણી ક્યાંથી રહેવાનું છે? આ બધું હું તમારો ભાઈ થઈને કહું છું. તમે સમજો. તમારી દીકરીઓની તમે હત્યા કરી રહ્યા છો. નાતવરાના ખોટા ખરચ કમી કરો. આબરૂના નામથી થતી બાળહત્યા અટકાવો. છોકરીઓને અઢાર વર્ષની અંદર ન પરણાવો. અંગ્રેજની બાવીસ-પચીસ વર્ષની કુંવારી છોકરી હોય છે તે આપણા ગામડામાં દવાખાનું કાઢીને બેઠી હોય છે. આખા જિલ્લાનાં મરદો ને સ્ત્રીઓઉપર રાજ ચલાવે છે. નાની નાની બાળાઓ ઉપર સ્ત્રીનો બધો બોજો નાખી તેને કચરી નાખો નહીં. તે એક કુમળું ફૂલ છે, ખીલતી કળી છે, તેને અકાળે કાં મારો છો? જો પહેલાની સ્થિતિ આણવી હોય, ધર્મરાજ્ય, રામરાજ્ય જોઈતું હોય અને બાપદાદાનું જિગર તમારામાં હોય તો હિંમત પકડો અને સારી વાતો અમલમાં મૂકો.

બાકી આ છોકરીઓએ રાગડા ખેંચ્યા તેમ રાગડા ખેંચ્યે શું વળે? હું આવું તોયે ગીત ગાય ને કોઈ અમલદાર આવે ત્યારેયે ગીત ગાય, તેમાં શું વળ્યું? છોકરાઓ નોકરી માટે કંગાળની પેઠે ભીખ માગતા ફરે છે. ઉત્તમ ખેતી ફીટીને અધમ ખેતી થઈ પડી છે. ખેડૂતથી ભીખ કેમ મગાય? ખેડૂતોનું બધું ચાલ્યું જાય છે તે અરજીઓ કરતાં શીખ્યા છે તેથી. તેનાથી શું થવાનું છે? તમે હિંમત રાખો, તમારાં પાપ કાઢો. પછી તમારે અરજી નહીં કરવી પડે. લગ્ન જેવી ગંભીર વસ્તુ તે ઢીંગલાઢીંગલીની રમત થઈ પડી છે. આવરદા સોના હતા તે પચાસના થયા. પચાસના ત્રીસ થયા, ને વીસ-પચીસ વર્ષ આવી ઊભાં છે. પ્રથમના સાડા છ ફૂટ ઊંચા, થોભિયા રાખનારા, પહેલવાન જેવા ખેડૂતોમાંની એકે સિકલ હું જોતો નથી. આજના જુવાનિયાં તો પોતાનાં કપડાંનો બોજો પણ ઉપાડી શકતા નથી. પહેલાં બાળલગ્ન હતાં, પણ સાત સાત વર્ષ સુધી કન્યાને સાસરે નહોતા મોકલતા. પાટીદારો! તમારી પાછળ ઠાકરડા, રજપૂત વગેરે બધા આ રસ્તે ચાલે છે. તમે મને પ્રેમથી બોલાવ્યો છે ત્યારે આ વાત કહું છું. હું જો તમારા ગામમાં રહેતો હોઉં તો ઘડીયે તમને જંપવા ન દઉં. ખેડૂતનાં દુઃખોના પૂરા અભ્યાસ પછી આ મેં કહ્યું છે, અને મારે આટલું બધું તમને કહેવું પડે છે એ મને શરમ લાગે છે. પણ તમે સમજો. ઈશ્વર તમને એટલી બુદ્ધિ, સમજ ને શક્તિ આપે.

નવજીવન, ૧૨-૬-૧૯૨૭

# ૩૧

## પહેલી સ્થાનિક સ્વરાજ પરિષદ

[ તા. ૬–૭–૧૯૨૭ના રોજ સુરતમાં મળેલી પહેલી ગુજરાત સ્થાનિક સંસ્થાઓ (ગુજરાત લોકલ બોડીઝ કૉન્ફરન્સ)ની પરિષદના પ્રમુખપદેથી આપેલું ભાષણ. ].

ગુજરાતની સ્થાનિક સંસ્થાઓની પહેલી પ્રાંતિક પરિષદનું પ્રમુખસ્થાન મને આપી આપે મને જે માન આપ્યું છે તેને માટે આપનો આભાર માનું છું. પૂનામાં ગયે વર્ષે ઇલાકાની પરિષદ ભરાયેલી તેના પરિણામે ઇલાકાના બધા વિભાગોમાં આવી પરિષદો ભરાયેલી જણાય છે. આવતા અઠવાડિયામાં ઇલાકાની બીજી પરિષદ પાછી પૂનામાં મળવાની છે તે પ્રસંગે ગુજરાત તરફથી આપણે કંઈક માર્ગદર્શક સૂચનાઓ કરી શકીએ તે હેતુથી ગુજરાતની આ પ્રથમ પરિષદ મળી છે. તે મેળવવાનું માન આ શહેરના પ્રમુખ મારા મિત્ર ભાઈ મોહનનાથ દીક્ષિતને ઘટે છે. ખરી રીતે આ પરિષદ અમદાવાદમાં મળવી જોઈએ. પરંતુ તેમ નથી થયું તેમાં કંઈક મારો દોષ છે. મને આ પ્રવૃત્તિમાં કમી શ્રદ્ધા છે અને તેમાંથી ઝાઝો લાભ થાય એવી ઉમેદ નથી. પૂનાની પ્રથમ પરિષદનો અહેવાલ તેમ જ ત્યાર પછી ઠેકઠેકાણે ભરાયેલી પરિષદોના અહેવાલ જોતાં મને એમ લાગે છે કે, આપણી સામે જે મુખ્ય પ્રશ્ન છે અને જેનો ઉકેલ કર્યા સિવાય આપણી મુશ્કેલીઓનો નિવેડો આવી શકવાનો નથી તેને ગૌણ સ્થાન આપવામાં આવ્યું છે અને જે વસ્તુઓમાં ઝાઝું સત્ત્વ નથી તેને અયોગ્ય મહત્ત્વ આપવામાં આવતું જણાય છે.

સ્થાનિક સ્વરાજની સંસ્થાઓની ઉત્પત્તિનો તથા તેના ક્રમેક્રમે થયેલા વિકાસનો આજ દિન સુધીનો ઇતિહાસ આપની પાસે રજૂ કરવાથી કંઈ પણ લાભ થવાનો નથી. એ તો એ વિષય ઉપર પ્રસિદ્ધ થયેલા કોઈ પણ પુસ્તકમાંથી જોઈ શકાશે. સ્થાનિક સંસ્થાઓની સામાન્ય જરૂરિયાતોથી પણ આપ અજાણ્યા નથી, એટલે તેનું પિષ્ટપેષણ કરવું નિરર્થક છે. અને જ્યાં સામાન્ય જરૂરિયાતોને પહોંચી વળવાની પણ શક્તિ ન હોય ત્યાં બીજી ભવિષ્યમાં આવી પડનારી મોટી જવાબદારીઓનો ચિતાર આપવો એ અસ્થાને ગણાય એમ હું માનું છું.

### મુખ્ય પ્રશ્નના નિકાલની જરૂર

પ્રસંગે અપ્રસંગે એમ કહેવામાં આવે છે કે મતાધિકાર બહોળો થયો, લોકનિયુક્ત સભ્યોનું પ્રમાણ વધ્યું, અસ્પૃશ્ય વર્ગને માટે ઇલાયદું મતદારમંડળ બન્યું, પ્રમુખ, ઉપપ્રમુખ ચૂંટવાની સ્થાનિક સંસ્થાઓને છૂટ મળી, બહારની દરમિયાનગીરી ઓછી થઈ, અને એવી એવી ઘણી જાતનો સુધારો સ્થાનિક સ્વરાજના પ્રધાનના વહીવટમાં થયો. આ બધી વાત આપણે કબૂલ રાખશું. પણ તેથી શું ? જ્યાં સુધી મુખ્ય પ્રશ્નનો નિકાલ ન થાય ત્યાં સુધી આ તો શબ ઉપર શણગાર સજવા સમાન થઈ પડવાનાં છે.

### સ્થાનિક સ્વરાજની જરૂરિયાતો

પ્રજામાં એક પ્રકારનું સામાન્ય ચેતન આવ્યું છે. પ્રજા વિશેષ સેવા અને સગવડ માગે છે. પ્રજાકીય પ્રતિનિધિઓનું પ્રમાણ વધવાની સાથે તે વિશેષ ઉમેદ રાખે છે અને માગણી કરે છે એ સ્વાભાવિક છે. આ વસ્તુસ્થિતિને પહોંચી વળવાને સાધનો વધવાં જોઈએ તેને બદલે ઘટ્યાં છે. ઇલાકાની ૧૫૭ મ્યુનિસિપાલિટીઓ છે તેમાંની લગભગ બધીની જ આર્થિક સ્થિતિ તંગ છે. ચોમેરથી સ્વચ્છ અને પૂરતા પાણીની, સારી ગટરોની, સાંકડા અને ગલીચ લત્તાઓ ખુલ્લા કરવાની, સારા રસ્તાઓની, હવાઅજવાળાવાળાં શાળાઓનાં મકાનોની, બાળકોની રમવાની જગાઓની, સફાઈ સુધારવાની, મ્યુનિસિપાલિટીની ઑફિસનાં મકાનોની, દવાખાનાનાં મકાનોની, બજારોની, કતલખાનાં વગેરે તાત્કાલિક જરૂરિયાતોની બૂમ પડે છે; જ્યારે નાણાંને અભાવે ઘણીખરી મ્યુનિસિપાલિટીઓ પીડાય છે અને એમાંનું કંઈ કરી શકતી નથી. ઇલાકાની મ્યુનિસિપાલિટીઓના ૧૯૨૪–૨૫ના મ્યુનિસિપલ કર અને ખરચના અહેવાલ ઉપરના સમાલોચનમાં સરકાર પોતે જ આ વાત કબૂલ કરે છે, અને આ સ્થિતિને માટે મ્યુનિસિપાલિટીઓને પોતાને જ જવાબદાર ગણે છે. કેટલીક મ્યુનિસિપાલિટીઓ પોતાના શિક્ષકોના પગાર મહિનાઓના મહિનાઓ સુધી આપી શકતી નથી.

### લોકલબોર્ડોના બૂરા હાલ

લોકલબોર્ડોના તો આથી પણ બૂરા હાલ છે. તેમની આવકનું સાધન માત્ર લોકલફંડ સેસ છે, અને તેમની જવાબદારીઓ વધારી મૂકવામાં આવી છે. સ્થાનિક સ્વરાજનો કારભાર પ્રધાનોને હસ્તક આવ્યા પહેલાં થોડા જ વખત અગાઉ સરકારે લોકલબોર્ડના રસ્તાઓ ઉપર મુકાતા ટોલની પ્રથા લાંબા અનુભવને પરિણામે બંધ કરાવેલી હતી. તેનું

મુખ્ય કારણ એ હતું કે, ખેડૂતોને એથી અતિશય ત્રાસ થતો હતો અને પ્રમાણમાં ઝાઝી ઉપજ આવતી નહોતી. પ્રાંતીય વહીવટમાં સરકારે દરેક સ્થળે આ ટોલ પાછો ઠોકી બેસાડવા ઉત્તેજન આપ્યું છે. લોકલબોર્ડો પોતાના રસ્તા સંભાળવા અશક્ત છે તે વખતે તેમને પ્રાંતિક રસ્તાઓ પણ સોંપવાનો વિચાર ચાલી રહ્યો છે! કેળવણીના નવા કાયદાથી તેમના ઉપર નવીન જવાબદારીઓ નાખવામાં આવી છે. ગુજરાતની ઘણીખરી જિલ્લાબોર્ડો હજી તે જવાબદારી સ્વીકારવાની ના પાડી બેઠેલી છે. જિલ્લા બોર્ડ અને કેળવણી ખાતાની આર્થિક જવાબદારીની તકરારોમાં ગરીબ શિક્ષકોને કેટલીક જગ્યાએ આઠ આઠ અને દશ દશ મહિના સુધી પગાર મળ્યા નથી. આ બિચારા પોતાનું ગુજરાન કેવી રીતે ચલાવતા હશે એનો કોઈ વિચાર કરતું નથી. શિક્ષકો સાડે-પરાંજપે યોજનાનું સ્મરણ કરવાનું છોડી દઈ, ચઢેલો પગાર મેળવવા એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર અને લોકલ-બોર્ડના પ્રમુખની ઑફિસે આંટા મારતા થઈ ગયા છે.

## સરકાર નાણાંની મદદ આપતી નથી

સ્થાનિક સ્વરાજનું રાજ્યતંત્ર ચલાવવામાં સૌથી વધારે મહત્ત્વનો પ્રશ્ન તેની આર્થિક મુશ્કેલીના ઉકેલનો છે અને આ સવાલે સુધારાના અમલ પછી જ વધારે ગંભીર સ્વરૂપ પકડેલું છે. તે પહેલાં સ્થાનિક સંસ્થાઓની જવાબદારીઓ ઓછી હતી. સરકારનો કાબૂ વિશેષ પ્રમાણમાં હોવાથી સ્થાનિક અમલદારોની અને સરકારની સહાનુભૂતિ રહેતી હતી. પ્રજા મોટે ભાગે તેમને જવાબદાર ગણતી હતી. આ ઉપરાંત દરેક મહત્ત્વના કાર્યમાં નાણાંની મદદ મળતી હતી. પાણીની, ગટરની, સડેર સુધરાઈની, લોકોપયોગી મકાનોની, શાળાનાં મકાનોની અને એવી એવી દરેક જાહેર ઉપયોગી યોજનાઓમાં સરકાર પોતાનો ફાળો નિયમસર આપતી હતી. આવી તમામ મદદ સુધારાનો અમલ શરૂ થયા પછી બંધ કરવામાં આવી છે. આ સંબંધમાં હું મારો પોતાનો અમદાવાદ મ્યુનિસિ-પાલિટીનો અનુભવ આપની પાસે રજૂ કરીશ. પાણી અને ગટરની યોજના અમલમાં મૂકવા માટે અમે રૂપિયા પિસ્તાળીસ લાખની લોન સરકારની મંજૂરીથી લીધેલી છે; તેમાં સરકારના ઠરાવ પ્રમાણે અરધી મદદ સરકારે આપવી જોઈએ. તે મદદની અરજી આજ ચાર વર્ષથી અધ્ધર લટકે છે. પૂનામાં ભાંબુર્ડી નગરરચનાની યોજનામાં સરકારે સોળ લાખ રૂપિયા ખરચી યોજના શરૂ થતા પહેલાં પુલ બંધાવ્યો, તે ઉપરથી અમદાવાદ મ્યુનિસિ-પાલિટીએ તેના જ જેવી એલિસબ્રિજની નગરરચનાની યોજના તૈયાર

કરીને જે શરતોથી પૂનામાં પુલ બાંધ્યો તે શરતોથી અમદાવાદમાં પુલ બાંધી આપવાની મંજૂરી માટે યોજના મોકલી આપી, તે સરકારમાં બે વર્ષથી પડેલી છે. અમદાવાદ મ્યુનિસિપાલિટીએ મ્યુનિસિપલ ઑફિસ, વરસાદના પાણીની ગટરો, લેબોરેટરી, મીટ મારકેટ, શાક મારકેટ, શાળાનાં મકાનો, નગરરચનાની યોજનાઓ વગેરે મોટાં મોટાં કામો લાખો રૂપિયા ખરચીને છેલ્લાં ત્રણ વર્ષમાં કર્યાં. પણ સરકાર પાસેથી એક રાતી પાઈ મળી નથી અને મળવાની ઉમેદ પણ નથી. આમ સરકાર તરફથી મળતી મદદ બંધ થઈ એટલેથી બસ થયું નથી. સરકારે હવે ભૂખી બિલાડી બચ્ચાંને ખાય એ નીતિ ગ્રહણ કરેલી છે. દરેક ખાતામાંથી સ્થાનિક સંસ્થાઓને કોઈ ને કોઈ રીતે ફોલી ખવાય તો તે પણ કરવા માંડ્યું છે. મ્યુનિસિપલ વહીવટ ચલાવનારાઓને આ નીતિ સામે હમેશાં જાગ્રત રહેવું પડે છે. અમદાવાદ મ્યુનિસિપાલિટી પાસેથી કૅન્ટોન્મેન્ટને લગભગ ૨૫ વર્ષ થયાં મફત દાખલ પાણી પૂરું પાડવાની સરકારે ગોઠવણ કરાવેલી. દર હજાર ગૅલનના માત્ર અઢી આના આપવામાં આવતા હતા. આવી ગોઠવણનો ત્રીસ વર્ષનો કરાર થયેલો છે એમ કહેવામાં આવતું હતું. શહેરમાં કર ભરનાર કે જેના પૈસાથી પાણી પૂરું પાડવાની ગોઠવણ થયેલી છે તેમની પાસે દર હજાર ગૅલનના આઠ આના લેવામાં આવતા હતા, અને તે કર માટે સરકારની જ મંજૂરી લેવામાં આવતી હતી. અમદાવાદ મ્યુનિસિપાલિટીને જ્યારે માલૂમ પડ્યું કે ત્રીસ વર્ષનો કરાર થવાની વાત જ ખોટી છે, અને એવો કરાર કાયદા પ્રમાણે થઈ શકે નહીં એવો પ્રથમ સરકારના પોતાના જ કાયદાના સલાહકારે અભિપ્રાય આપેલો, ત્યારે જે દર શહેરમાં અપાતો હતો તે દરથી માત્ર ત્રણ વર્ષના પૈસાની માગણી કરી. આ માગણીનો સીધો જવાબ નહીં મળતાં મ્યુનિસિપાલિટીએ કૅન્ટોન્મેન્ટનું પાણી બંધ કરવાની નોટિસ આપી, ત્યારે પ્રોટેસ્ટ સાથે સરકારે રૂપિયા ભર્યા. પણ તે રૂપિયા પાછા મેળવવાનો દાવો મ્યુનિસિપાલિટી સામે કોર્ટમાં લડી ફોગટનું ખર્ચ કર્યું અને કરાવ્યું. છેવટે દાવો હારી ગયા અને પૈસા ભરવા પડ્યા.

### મ્યુનિસિપાલિટી પાસેથી નાણાં કઢાવવાની સરકારની યુક્તિઓ

વળી હમણાં જ સરકારે સ્ટાઈપેન્ડરી મૅજિસ્ટ્રેટનો પગાર મ્યુનિસિપાલિટીઓને માથે નાખ્યો છે. સરકારનું આ કૃત્ય તેમના પોતાના ધારાશાસ્ત્રીઓના અભિપ્રાયની વિરુદ્ધ હોવા છતાં સરકાર મ્યુનિસિપાલિટીનું કંઈ સાંભળતી નથી. પ્રથમ તો છેલ્લાં ત્રણ વર્ષનો પગાર સરકારે મ્યુનિસિ-

પાલિટી પાસે માગ્યો. તે આપવા મ્યુનિસિપાલિટીએ સાફ ના પાડી ત્યારે હવે ચાલુ વર્ષથી લેવાનો ઠરાવ કર્યો છે. સુધારાના અમલ પહેલાં મળેલી ગ્રાન્ટ, તે આપતી વખતે કરેલી શરતો પ્રમાણે વાપરવા છતાં સરકારે તેનું વ્યાજ માગવાનો અને ન આપે તો કેળવણીની ગ્રાન્ટમાંથી કાપી લેવાનો ઠરાવ કર્યો છે! અમદાવાદની કમિટી ઑફ મૅનેજમેન્ટ પાસેથી સન ૧૯૨૩માં આ પ્રમાણે રૂપિયા બે'તાળીસ હજાર ગેરવાજબી રીતે કાપી લીધા અને હાલની મ્યુનિસિપાલિટી પાસે તે જ પ્રમાણે ત્યાર પછીની વ્યાજની રકમ વસૂલ કરવા તજવીજ કરતાં, મ્યુનિસિપાલિટીએ તેની સામે સખત વાંધો ઉઠાવી પ્રથમના કાપી લીધેલા પૈસા પાછા મેળવવા કાયદેસર ઉપાય લેવા ઠરાવ કર્યો છે. પબ્લિક વર્ક્સ ખાતાએ જૂની ગ્રાન્ટ અને યોજનાઓ પેટે મોટી રકમનું લહેણું ખોતરી કાઢી માગણીઓ કરી, તે મેળવવા ગેરવાજબી દબાણ કર્યું, તેની સામે સખત લડાઈ ચલાવવી પડી. સન ૧૯૨૪માં સરકારે એક ઠરાવ બહાર પાડ્યો કે દરેક મ્યુનિસિપાલિટીએ પોતાના ખરચના ચાર ટકા ડાક્ટરી મદદ પાછળ ખર્ચવા જોઈએ. અને તે પ્રમાણે કોઈ મ્યુનિસિપાલિટી કરતી નથી માટે હવે પછી તેમ કરવું. અને જો તેમ ન કરે તો સરકારી ઇસ્પિતાલોને તેટલી રકમ પૂરી કરી આપવા પૂરતી ગ્રાન્ટ આપવી. મૂળ મુદ્દો મ્યુનિસિપાલિટી પાસેથી મદદરૂપે પૈસા કઢાવવાનો હોવા છતાં તેના ઉપર ઢાંકપિછોડો કરવા સાથે સાથે તે ઠરાવમાં એવું જણાવ્યું કે મ્યુનિસિપાલિટીઓ પોતાની ઇસ્પિતાલો કાઢે એ ઇચ્છવાયોગ્ય છે. અને જો કોઈ મ્યુનિસિપાલિટી તેમ કરશે તો સરકાર તેને યોગ્ય મદદ આપી ઉત્તેજન આપશે અને વળી જો કોઈ મ્યુનિસિપાલિટી સિવિલ હૉસ્પિટલની વ્યવસ્થા લેવાને તૈયાર હશે તો તે પણ સોંપશે. આ ઉપરથી અમદાવાદ મ્યુનિસિપાલિટીએ સિવિલ હૉસ્પિટલ પોતાને સોંપવાની માગણી કરી, એક યોજના રજૂ કરીને સરકારની શરતો ઘણીખરી કબૂલ કરી. આ માગણીને સ્થાનિક અમલદારોએ મજબૂત ટેકો આપ્યો છતાં ધાર્યું હતું તેમ બે વર્ષ સુધી પત્રવ્યવહાર ચાલ્યા પછી સરકારે સિવિલ હૉસ્પિટલ સોંપવાની ના પાડી. હવે મ્યુનિસિપાલિટીએ પોતાની સ્વતંત્ર ઇસ્પિતાલ કાઢવાની યોજના કરી, તેમના પોતાના વચન પ્રમાણે ગ્રાન્ટ માગી છે તેનું શું પરિણામ આવે છે તે જોવાનું રહ્યું છે. આમ દરેક દિશામાં સ્થાનિક સંસ્થાઓ પાસેથી આડકતરી રીતે પૈસા કઢાવવા તજવીજ ચાલતી રહે છે. પ્રધાનના હસ્તકના ખાતામાં આ સંસ્થાઓ સરકારી અમલદારોની સહાનુભૂતિ ગુમાવી બેઠેલી છે અને ત્રિશંકુની દશામાં આવી પડેલી છે.

**કર નાખવાની સત્તા ઉપર અંકુશ**

સ્થાનિક સંસ્થાઓ જે કર નાખી શકે તે નાખવાની સરકાર મંજૂરી આપતી નથી અને પછી તેનો તે જ કર પોતે નાખે છે અને પોતાની ઉપજ વધારે છે. અમદાવાદ મ્યુનિસિપાલિટીએ પ્રથમ એન્ટરટેઇનમેન્ટ ટૅક્સ નાખવાની મંજૂરી માંગી, તે મંજૂરી કેળવણીખાતાના પ્રધાને આપવા દીધી નહીં અને થોડા જ વખત પછી પોતે ધારાસભામાં બિલ રજૂ કરી આ કર નાખ્યો. આ કર નાખતી વખતે જે વચન આપેલું તેનો પણ પાછળથી સરકારે ભંગ કર્યો. ખુદ સ્થાનિક સંસ્થાના પ્રધાન જ પોતાના પરિષદના ભાષણમાં કબૂલ કરે છે કે સ્થાનિક સંસ્થાઓને કર નાખવા દેવાની મંજૂરી આપવા દેવામાં નથી આવતી તેથી આ સંસ્થાઓની પ્રવૃત્તિઓ જકડાઈ ગયેલી છે, અને લોકો સેવા અને સગવડની વિશેષ માગણીઓ કરતા થયા હોવાથી સ્થાનિક સંસ્થાઓને સરકાર ઉપર વધારે ને વધારે આધાર રાખવાની ફરજ પડેલી છે. છતાં પ્રધાન સાહેબ સરકાર તરફથી મળવાની મદદની જે જે સૂચનાઓ થયેલી છે તે બધી જ નકામી ગણી કાઢે છે! તેમણે આપણી મુશ્કેલીઓનો કોઈ પણ વ્યવહારુ રસ્તો સૂચવ્યો નથી. તેમણે લોન લઈ મોટાં કામ કરવાની સલાહ આપેલી છે. લોન કેવી રીતે લેવી તે બતાવ્યું નથી. શું સરકાર મ્યુનિસિપાલિટીઓને લોન આપવા તૈયાર છે? આ વિષે પણ મારો અનુભવ કડવો છે. સરકાર પાસે મેં ગયે વર્ષે જ માત્ર સાડાતેર લાખ રૂપિયાની પાંચ ટકાના વ્યાજે લોન માગી. સરકાર ચાર ટકા વ્યાજે લોન મેળવી શકે છે. તેને એક ટકો ચોખ્ખો નફો રહે છે. છતાં તે આપવાની સરકારે ના પાડી ને પછી અમે તે લોન બજારમાંથી મેળવી. મુંબઈને ગઈ સાલ નેવું લાખ રૂપિયાની લોન આપી અને ચાલુ સાલે પણ મુંબઈએ મોટી રકમની લોન માગેલી છે એ હકીકત તેમના ધ્યાન ઉપર લાવવામાં આવી તોપણ ના પાડી. વળી લોનનું વ્યાજ આપણે વધારે આપવું પડે છે. અમદાવાદને પ્રથમ સાડા છ ટકાની લોન લેવાની મંજૂરી આપી તે વખતે તે ઉપરનો ઇન્કમટૅક્સ માફ કરવા મ્યુનિસિપાલિટીએ માગણી કરી તેની પણ ના પાડવામાં આવી. સુરતને સાત ટકાથી લોન લેવી પડે છે. ઇન્ડિયન ટ્રસ્ટ ઍક્ટની રૂએ માત્ર મુંબઈ શહેર સિવાય બીજી કોઈ પણ સ્થાનિક સંસ્થાની લોનમાં ટ્રસ્ટનાં નાણાં રોકવાની છૂટ નથી. તેથી આપણી લોન બજારમાં ચલણી થઈ શકતી નથી અને વ્યાજનો દર વધારે આપવો પડે છે. આ બાબત કાયદામાં સુધારો કરવાની ખાસ જરૂર છે. આમ લોન લેવામાં આપણને ઉત્તેજન મળતું નથી. વળી લોન લેવાને માટે તેના નિયમો

પ્રમાણે તેનું વ્યાજ, સિન્કિંગ' ફંડ વગેરે તેના વળતરની ખાતરી માટે પ્રથમ ટૅક્સ નાખવો જોઈએ અને તે વિષે પ્રથમ સરકારની ખાતરી કરી દેવી જોઈએ. તે સિવાય લોન મળી શકતી નથી. સ્થાનિક સંસ્થાઓની દેવું કરવાની શક્તિ મર્યાદિત છે અને તેના ઉપર કામના બોજા ઘણા છે. એટલે દેવું કરવાની શક્તિ ખપી ગયા પછી અમારી મુશ્કેલીઓ તેવીજ જ રહેવાની છે. કેટલાંક મોટાં શહેરોએ આવી લોનો બજારમાંથી પાંચ ટકે મેળવી કામ કરેલાં છે. તેથી સરકાર ઉપર તે મ્યુનિસિપાલિટીઓની શાખ તેમ જ શક્તિ વિષે ઘણી સુંદર અસર થઈ છે એમ તો સરકારે પોતે જ પોતાના સમાલોચનમાં કબૂલ કરેલું છે.

### કેળવણીના ક્ષેત્ર તરફ નજર

કેળવણીના ક્ષેત્ર તરફ નજર કરતાં એની એ જ મુશ્કેલી નજરે પડે છે. પહેલા પ્રધાન સાહેબે પ્રાથમિક કેળવણીનો કાયદો કર્યો તેનું પરિણામ શૂન્ય આવ્યું છે. શાળાઓ વધવાને બદલે ઘટી છે. ફરજિયાત કેળવણીની યોજનાઓ કેળવણીના પ્રધાનના ખોળામાં પડેલી છે તેટલીયે જો મંજૂર કરવામાં આવે તો તેમને લગભગ નવ લાખ રૂપિયા તૂટે તેમ છે. અને હજુ તો માત્ર થોડી જ સંસ્થાઓએ આવી યોજનાઓ મોકલી છે. અમદાવાદ સ્કૂલબોર્ડની ફરજિયાત કેળવણીની યોજના ત્રણ વર્ષથી સરકારની અભરાઈએ પડેલી છે. જેટલી યોજનાઓ જાય છે તેટલી બધી એક પછી એક નંબરવાર તેના ઉપર ગોઠવાય છે અને આ યુગમાં તેમાંની કોઈ મંજૂર થાય એવી આશા ઓછી છે. પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કૉલેજ બંધ કરવાની બૂમ પડી છે. દક્ષિણ વિભાગમાંથી પણ એવી બૂમ આવી છે. મધ્યવિભાગમાં કેળવણીખાતાની ઑફિસના નોકરોને રુખસદ આપવાની નોટિસો મળ્યાનું સંભળાય છે. શિક્ષકોના પગારના ઝઘડા ઠેકઠેકાણે ચાલી રહ્યા છે. ટૂંકામાં સ્થાનિક સંસ્થાઓની તેમ જ સરકારની આર્થિક મુશ્કેલીઓ વચ્ચે પ્રાથમિક કેળવણી બફાઈ જવા બેઠી છે.

સ્થાનિક સ્વરાજના પ્રધાન સરકારની તેમ જ આપણી આર્થિક મુશ્કેલીઓનો બધો બોજો 'મેસ્ટન ઍવોર્ડ'ને માથે ઓઢાડે છે. જ્યારે લોકો આપણા પરસેવાના પૈસાથી દરિયો પૂરવાનું ગાંડપણ કર્યાનો સરકારને દોષ દે છે. 'સક્કર બૅરેજ'ના વહેળામાં તણાતી અને 'બૅક બે'ના ખાડામાં ડૂબતી સરકાર ક્યારે ઉપર આવશે એ કહેવું મુશ્કેલ છે.

આપનામાંથી કેટલાક આવતે અઠવાડિયે પૂને જવાના છે. જેઓ જવાના છે તેમને મારી આગ્રહપૂર્વક ભલામણ છે કે તેમણે એ પરિષદમાં

આ મહત્ત્વના સવાલનો ઢાંકપિછોડો થવા ન દેતાં તેનો સાફસાફ નિર્ણય કરાવવો. ખરી વસ્તુસ્થિતિ સમજી લેવામાં આપણને લાભ છે. સરકાર પાસેથી કોઈ પણ મદદ નજીકના ભવિષ્યમાં મળી શકે તેમ છે કે નહીં એનો ચોખ્ખો નિકાલ થવો જોઈએ. મીઠા મીઠા શબ્દો ઉપર ખોટી આશાઓ બાંધી કર્તવ્યક્ષેત્રમાંથી ચૂકી જવામાં આપણને ભારે નુકસાન થવાનો સંભવ છે. જો કંઈ પણ મદદની આશા ન હોય તો સેંકડો માણસોને દૂરદૂરથી મહત્ત્વનાં કામ છોડી, ખાલી ખરચનો બોજો સંસ્થાઓને માથે નાખી, ભાડાંભથ્થાં ભરાવી, ભેગા કરી, ભાષણો ભણી જવાથી કંઈ જ લાભ થવાનો નથી. એ પરિષદની કસોટી ખાતર હું કેટલીક વહેવારુ સૂચનાઓ આપની સમક્ષ રજૂ કરું છું.

### કેટલીક સૂચનાઓ

૧. ગીચ વસ્તીવાળાં શહેરોમાં સરકારને જાહેર ઉપયોગ માટે જરૂરની ન હોય તેવી જમીનોના પોતાના બધા સિટી સર્વેના નંબરો (જમીનો) સ્થાનિક સંસ્થાને સ્વાધીન કરવા.

૨. સ્થાનિક સંસ્થાઓની આર્થિક સ્થિતિ સુધારવાની તીવ્ર અગત્ય સામે જોઈ, સ્થાનિક સંસ્થાઓના હાથ નીચે નગરરચનાની યોજનાઓના પ્રાથમિક ખરચોને પહોંચી વળવા સારુ અને તેવી ખિલવણીની યોજનાઓને સારુ કાઢવામાં આવતી લોનોના ખૂટખરચ તેમ જ વાર્ષિક બોજાને પહોંચી વળવા સારુ, તે તે સ્થાનિક હદમાંની બિનખેતીવાળી જમીનોનાં મહેસૂલ ફેરવી આપવા સરકાર પાસે માગણી કરવી.

૩. સ્થાનિક સંસ્થાઓની હદમાંથી લેવાતા મોજશોખનાં સ્થાનો પરના કરની ઊપજ તે તે સ્થળની સ્થાનિક સંસ્થાઓને કેળવણીના ઉપયોગ માટે સ્વાધીન કરવી.

૪. પૂના પરિષદમાં લોકલબોર્ડની આવકનાં સાધનો વધારવા માટે જે ઠરાવો પસાર કરવામાં આવેલા છે તેમાંનો એક પણ ઠરાવનો અમલ થતો નથી, તેમ તે દિશામાં કંઈ પણ તજવીજ કરવામાં આવેલી છે કે કેમ તે પણ કશું જાણવામાં આવ્યું નથી. આ વિષે આવતી પરિષદમાં ચોખવટ થવાની ખાસ જરૂર છે.

આ ઉપરાંત સરકારની આર્થિક મદદ માગ્યા સિવાય કાયદામાં કેટલોક ફેરફાર કરવાથી સ્થાનિક સંસ્થાઓની આવકનાં સાધનો વધારવાની નીચેની સૂચનાઓ પરિષદ પાસે મૂકવાની મને જરૂર લાગે છે.

૧. જાહેર રસ્તાઓ ઉપર પાટિયાં અગર જાહેરાતો મૂકનારા તેમ જ જાહેર રસ્તાઓ ઉપર માલ વેચવાના પરવાનાવાળા ફેરિયાઓ પાસેથી પરવાના ફી લેવાની સિટી મ્યુનિસિપાલિટીઓને વહેલામાં વહેલી તકે કાયદાથી સત્તા આપવી.

૨. તે જ પ્રમાણે ૧૯૨૫ના સિટી મ્યુનિસિપાલિટીઝ ઍક્ટમાં સુધારો કરીને કોઈ પણ મ્યુનિસિપલ બરોને ખાધાખોરાકીની ચીજો વેચનારી ખાનગી મારકેટો તેમ જ દુકાનોને પરવાના મેળવવાની ફરજ હેઠળ મૂકવાની તેમ જ તેવી મારકેટો તથા દુકાનોવાળાઓ પાસેથી ફી લેવાની સત્તા આપવી.

સરકાર સાચી કરકસર કરતી નથી

સરકાર પોતાની આર્થિક સ્થિતિ તંગ હોવાની બૂમ પાડે છે પણ તેના વહીવટના લખલૂટ ખરચમાં ઘણી દિશામાં કાપકૂપ થઈ શકે એમ છે, એમાંનું કશું કરવામાં આવતું નથી. પ્રાથમિક કેળવણીનો વહીવટ સ્થાનિક સંસ્થાઓને સોંપી દીધા પછી ઇન્સ્પેક્ટરો, ડેપ્યુટી ઇન્સ્પેક્ટરો વગેરેની ઑફિસના ખરચ રાખવાની કશી આવશ્યકતા નથી. ખુદ ડિરેક્ટરની ઑફિસ કાઢી નાખવામાં આવે તોપણ કંઈ વાંધા જેવું નથી. જે ઑફિસમાંથી પોતાના ખાતાનો વહીવટનો હેવાલ બબ્બે વરસ સુધી બહાર ન પડે તેવી ઑફિસની ઉપયોગિતા કેટલી હશે તે વિષે સ્વાભાવિકપણે જ શંકા ઉત્પન્ન થાય છે. સ્વતંત્ર કેળવણી સરકારની મદદ સિવાય પ્રજા પોતાને ખરચે કરે તે સરકારને ગમતી નથી. કેળવણી ઉપરનો અંકુશ છોડવો નથી ને પોતામાં કેળવણી આપવાની શક્તિ છે નહીં.

સરકારના પબ્લિક વર્ક્સ ખાતામાં વહીવટનું ખરચ પચાસથી સાઠ ટકા જેટલું, આવવા માંડ્યું છે. દરેક જિલ્લામાં એક્ઝિક્યુટિવ એંજિનિયર સબ ડિવિઝનલ ઑફિસરો, ઓવરસીઅરો અને ઑફિસ ખરચ વગર કામે સરકાર ઉપર ચડયાં કરે છે. તેમની પાસે કામ લેવાને સરકાર પાસે નાણાં નથી. દરેક જિલ્લામાં એકાદ પોલીસ લાઇનની કોટડીઓ અગર તો કંઈ ચોરાચોકીઓનાં નાનાં નાનાં મકાનો બાંધવા સિવાય બીજું કામ નથી. સ્થાનિક સંસ્થા ઘણીખરી પોતાના સ્વતંત્ર ઇજનેરો રાખી શકતી નથી. જિલ્લાની સ્થાનિક સંસ્થાઓ અને જિલ્લાનાં પબ્લિક વર્ક્સનું કામ ભેગું કરવામાં આવે તોપણ પબ્લિક વર્ક્સ ખાતાને પૂરતું કામ મળે નહીં. છતાં જો કોઈ સંસ્થા પબ્લિક વર્ક્સ ખાતા મારફતે કામ કરાવવા માગણી કરે તો તેની પાસે પચીસ ટકા જેટલો આકરો ખાતાખરચ માગવામાં આવે છે. બન્ને જિલ્લાઓનાં કામ ભેગાં કરીને ચલાવે તોપણ

ચાલી શકે એવું છે. કેટલીક જગ્યાએ સ્થાનિક સંસ્થાઓની સાથે ગોઠવણ કરી લઈ કામ ચલાવી શકાય એમ છે.

આવા બધા વિષયો પૂના પરિષદમાં ચર્ચી શકાય કે નહીં એ વિષે મને ખબર નથી. હુ તો માત્ર એટલું જ ઇચ્છું છું કે સ્થાનિક સંસ્થાઓ અને સરકાર વચ્ચેનો આર્થિક સંબંધ મુકરર થઈ જવો જોઈએ અને હમેશને માટે અનિશ્ચિત સ્થિતિમાંથી અને ખોટી આશાઓમાંથી પોતાના હિતને ખાતર આ સંસ્થાઓએ મુક્ત થઈ જવું જોઈએ. જે કંઈ મદદ મળવાની હોય તેમાં સરકારને મુનસફી ન રહેવી જોઈએ. કારણ કે એવી સ્થિતિમાં આખરે કંઈ મળતું નથી અને આશામાં ને આશામાં કામ થતું નથી. આપણી હાલની સ્થિતિ એવી નથી કે આપણી અગત્યની જરૂરિયાતો લાંબો વખત સુધી આપણે મુલતવી રાખી શકીએ. સુરતનો જ દાખલો લઈએ તો આ શહેરમાં દરરોજ પચીસ લાખ ગૅલન પાણી છૂટું મૂકવામાં આવે છે. આટલું પાણી આટલા નાના શહેરની અંદર રોજ ને રોજ મરતું હોય ત્યાં શહેરમાં રોગચાળો અને મરણપ્રમાણ વધે અને શહેરીઓની શરીરસંપત્તિ નબળી થતી જાય એમાં શી નવાઈ? આ પાણીના નિકાલની યોજના 'મેસ્ટન એવૉર્ડ' ઉપર મુલતવી રાખવી એ કેમ બની શકે? વળી પચીસ લાખ ગૅલન પાણી આપતાં પણ પાણીની બૂમ ચારે તરફથી મ્યુનિસિપાલિટીને સાંભળવી પડે જ છે. જ્યાં પીવાના પાણીની, ગટરની, પાયખાનાં સાફ કરવાની, કચરો ખસેડવાની અને એવી એવી અત્યંત અગત્યની જરૂરિયાતોને પહોંચી વળવાનાં સાધનો જોઈએ ત્યાં સરકારના મો સામું તાકીને કેટલા દિવસ બેસી રહી શકાય? હું પોતે તો અધીરો થયેલો છું અને હું માનું છુ કે આપનામાંના ઘણાખરા વધુ વખત ધીરજ રાખી નહીં શકો.

### સરકાર ઉપરની આશા છોડો

આપણાં શહેરો નથી શહેરોમાં ને નથી ગામડાંમાં. શહેરમાં વસતા છતાં અરધા તો ગ્રામજીવન ગાળતા હોય એવી દશામાં છે. અરધાં મકાનોને પાયખાનાં નથી. પોતાના ઘરનો કચરો નાખવાની જગ્યા નથી. સાંકડી ગલીઓમાં અને ગીચ વસ્તી વચ્ચે રહેવા છતાં ઢોર રાખે છે. કેટલાયે રબારીઓ ગાયોનાં ટોળાં શહેરો વચ્ચે રાખે છે. રસ્તાઓ પર ઠેકઠેકાણે ટોળેટોળાં ઢોર આથડતાં હોય છે. સામાન્ય રીતે લોકો આરોગ્ય તથા સફાઈના નિયમો જાળવવામાં અતિશય શિથિલ છે અને આવી બાબતમાં નથી સ્વધર્મ સમજતા કે નથી પાડોશીધર્મ જાણતા. પોતાના ઘરનો કચરો પાડોશીને બારણે ફેંકવામાં કશું ખોટું માનતા નથી.

મેડાની બારીએથી કે છજામાંથી કચરો નાખતાં કે પાણી ઢોળતા અચકાતા નથી. આપણી સ્થાનિક સ્વરાજની સંસ્થાઓ જોતાં ને આપણાં શહેરોમાં પ્રવેશ કરતાં પરદેશીઓને કોઈ જગ્યાએ સ્વરાજનું ચિહ્ન માલૂમ પડે એવું નથી. ગમે ત્યાં થૂંકવાની, ગમે ત્યાં લઘુશંકાએ બેસવાની, ગમે ત્યાં ગંદકી કરવાની લોકોને ટેવો છે. ગામડાંની સ્થિતિ શહેરો કરતાં સારી નથી. કોઈ પણ ગામમાં પેસો તો ઉકરડાના ઢગલા પડેલા નજરે પડશે. ગામના તળાવની આસપાસ ગામનું પાયખાનું બની ગયેલું હોય છે, ગામના કૂવાની આજુબાજુ કીચડ થાય છે અને પાણી બગડે છે. આવી સ્થિતિમાં સરકારની સામે જોઈને બેસી રહેવું એને હું મહાપાપ ગણું છું. આપણી પાસે તાજો જ દાખલો છે, જે પરથી સરકાર ઉપર આશા રાખી બેસી રહેવામાં કેટલું જોખમ છે એનો ખ્યાલ આવી શકે છે. મધ્યવિભાગમાં કોલેરા ફાટી નીકળવાથી હજારો માણસો ટપોટપ મરી ગયાં તેથી શું સરકાર કંઈ મહાબળેશ્વર છોડી ત્યાં જવાની હતી? આના સોમા ભાગની સ્થિતિ પણ જો કોઈ કેન્ટોન્મેન્ટમાં ઊભી થઈ હોત તો તેને પહોંચી વળવા જોઈતી આર્થિક મદદ 'મેરટન એવોર્ડ' ઉપર મુલતવી રાખવામાં આવત એમ તમે માનો છો? સરકારના તમામ સાધનો અને સગવડો વીજળીને વેગે તે સ્થળે એકઠાં કરવામાં આવત. એટલે મારો દૃઢ અભિપ્રાય છે કે, આપણે ખરી વસ્તુસ્થિતિ સમજી લઈ સરકાર ઉપર આધાર રાખવાનું છોડી દઈ, આપણી જવાબદારીઓ આપણે પોતે જ ઉપાડતા અને લોકોને તે ઉપાડી લેવાનું સમજાવતા થઈ જવું જોઈએ. સરકારને જરૂર હોય છે ત્યારે ગમે ત્યાંથી પૈસા લઈ આવે છે, પણ આપણે માટે તે પૈસા કાઢવાની નથી.

ઠેકઠેકાણે તાલુકાબોર્ડ અને જિલ્લાબોર્ડ વચ્ચે ઘર્ષણ થતું જોવામાં આવે છે. આ વિષે કાયદામાં કેટલો ફેરફાર કરવાની જરૂર છે એ વિષે મને ખાસ માહિતી નથી. પરંતુ આ પરિષદમાં તે સંસ્થાઓના પ્રતિનિધિઓ આવેલા છે તેઓ તેનો ખરો ખ્યાલ આપી શકશે. ગ્રામપંચાયતનો કાયદો પસાર થયે વર્ષો થઈ ગયાં છતાં તે જાણે હસ્તીમાં જ ન હોય તેવો રહ્યો છે. આખા અમદાવાદ જિલ્લામાં માત્ર બે જ ગ્રામપંચાયતો જીવતી રહેલી છે. આ સ્થિતિ લગભગ આખા ગુજરાતમાં છે. આનું મુખ્ય કારણ તો એ જ છે કે તેને પૈસાની કશી મદદ આપવાની ગોઠવણ કરવામાં આવેલી નથી, તેમ તેને કશી સત્તા પણ આપવામાં આવી નથી. આ સંબંધમાં એક કમિટી નીમવામાં આવેલી, તે કમિટીએ વરસ દોઢ વરસ ઉપર કેટલાક સુધારાનો પોતાનો રિપોર્ટ કરેલો છે, તેનું શું પરિણામ આવ્યું તે હજુ સુધી જણાયું નથી.

## વહીવટને લગતી સૂચનાઓ

સ્થાનિક સંસ્થાઓના કારોબારી વહીવટમાં જે મુશ્કેલીઓ નડે છે તેનું મુખ્ય કારણ એ છે કે સિવિલ સર્વિસ, એજ્યુકેશનલ સર્વિસ, મેડિકલ સર્વિસ, એંજિનિયરિંગ સર્વિસ, પોલીસ સર્વિસ વગેરે દ્વારા દરેક સરકારી ખાતાને સારુ ખાસ તાલીમ લીધેલા કાર્યદક્ષ નોકરો મેળવવાના સરકારે સાધન રાખ્યાં છે તેવાં આ સંસ્થાઓનો વહીવટ ચલાવવાને તે તે વિષયમાં પ્રવીણ એવા નોકરો કેળવનારી કોઈ સર્વિસ કે એવી કશી અનુકૂળતા સ્થાનિક સંસ્થાઓ માટે નથી. પૂના પરિષદમાં સ્થપાયેલા 'લોકલ સેલ્ફ ગવર્નમેન્ટ ઇન્સ્ટિટ્યૂટ' તરફથી આ ખામી પૂરી પાડવા માટે જે શરૂઆત કરવામાં આવી છે તેમાં ફેરફાર અને સુધારા થવાની જરૂર છે. કારોબારી વહીવટમાં પડતી મુશ્કેલીઓ દૂર થઈ શકે એ હેતુથી નીચેની સૂચનાઓ પરિષદ પાસે રજૂ કરવાની હું રજા લઉં છું.

૧ સ્થાનિક સંસ્થાઓના નોકરો સારુ બધી સ્થાનિક સંસ્થાઓ અખત્યાર કરી શકે એવા મૉડેલ નિયમો ઘડી તૈયાર કરવા એક કમિટી નીમવી, જેમાં ખાસ કરીને નીચેની બાબતોને લગતા નિયમોનો સમાવેશ થતો હોય.

૧ રજા અને રજા દરમ્યાન પગારને લગતા નિયમો
૨ મુસાફરીના અને બીજા ભથ્થા
૩ નોકરીની મુદત અને નિવૃત્ત થવાના નિયમો
૪ પેન્શન અને ગ્રેચ્યુઇટી
૫ પ્રોવિડન્ટ ફંડ

૨ સને ૧૯૨૫ના સિટી મ્યુનિસિપલ બરોઝ ઍક્ટ, ૧૯૦૧ના જિલ્લા મ્યુનિસિપાલિટીઝ ઍક્ટ અને સને ૧૯૨૩ના લોકલબોર્ડ્ઝ ઍક્ટમાં એવા સુધારા કરાવવા પગલાં લેવાં કે જેની રૂએ સ્થાનિક સરકાર નક્કી કરે તેવી શરતોએ એકબીજા પાસેથી રજાના પગાર, જોઇનિંગ ટાઇમ એલાવન્સ, મુસાફરી એલાવન્સ તથા નોકરીની મુદતના પ્રમાણમાં પેન્શન ગ્રેચ્યુઇટી અગર પ્રૉવિડન્ટ ફંડના લાભોમાં યોગ્ય ફાળો ભરીને સ્થાનિક સંસ્થાઓ ઑથોરાઇઝ્ડ ડેપ્યુટેશનની પ્રથા હેઠળ ઘટતી લાયકાત ધરાવનાર મ્યુનિસિપલ અથવા લોકલબોર્ડના નોકરોની સેવા મેળવી શકે.

૩ દરેક વિભાગના મથકમાં વગર વિલંબે ટ્રેનિંગ કલાસની શાખાઓ ખોલવા ઇન્સ્ટિટ્યૂટને વિનંતી કરવી.

૪. સ્થાનિક સંસ્થાઓની સર્વિસને લગતા આ ટ્રેનિંગ ક્લાસનો અભ્યાસક્રમ સ્થાનિક-સ્વરાજના સિદ્ધાંતોનો તેમ જ અમલનો જાતઅનુભવ ધરાવનારા અનુભવીઓની એક કમિટીની સલાહથી નક્કી કરવો.

સ્થાનિક સંસ્થાઓને ખરચે જે સરકારી નોકરો સ્થાનિક સંસ્થાઓમાં કામ કરતા હોય તેમના ઉપર તે સંસ્થાઓનો કંઈ પણ કાબૂ ન હોય તો ઘણી મુશ્કેલીઓ ઊભી થાય છે. આનો એક દાખલો હું આપીશ. શીતળા ટોચનારા દાક્તરોને મ્યુનિસિપાલિટી તરફથી પગાર મળતો હોવા છતાં મ્યુનિસિપાલિટીનો તેમના ઉપર કંઈ પણ કાબૂ નહીં હોવાથી તે લોકોના કામ ઉપર કંઈ પણ દેખરેખ રહી શકતી નથી અને તેમના સામે આવતી લોકોની ફરિયાદોના સંબંધમાં મ્યુનિસિપાલિટીઓ કંઈ કરી શકતી નથી. આવા નોકરોને સ્થાનિક સંસ્થાઓના તાબામાં જ મૂકી દેવા જોઈએ.

સ્થાનિક સ્વરાજના ઇન્સ્ટિટ્યૂટની પ્રવૃત્તિનો અને તેના વિગતવાર ખરચનો રિપોર્ટ પ્રસિદ્ધ થવો જોઈએ અને તે દરેક સ્થાનિક સંસ્થાને પહોંચાડવો જોઈએ. તે સંસ્થાના કારોબારના નિયમો અને તેના અધિકારીઓને આપવામાં આવેલી સત્તા વગેરે હકીકત પણ પ્રસિદ્ધ થવી જોઈએ.

### ઉપસંહાર

સ્થાનિક સંસ્થાઓમાં કામ કરનારા આપ સૌને માટે હાલનો સમય વિકટ છે. રાજ્ય તરફથી મળતી મદદ બંધ થઈ છે, જ્યારે બીજી તરફ પ્રજા પોતાની શહેરી તરીકેની ફરજો તરફ હજી શિથિલ છે. વેપાર ઉદ્યોગમાં અસાધારણ મંદી આવી પડેલી છે. પ્રાંતિક તેમ જ વડી સરકાર તરફથી પ્રજા પાસેથી લેવામાં આવતા કરના બોજા નીચે પ્રજા કચડાઈ ગઈ છે. આ ઉપરાંત સ્થાનિક સંસ્થાઓના કરનો બોજો તેના ઉપર જેટલો નાખી શકાય તેટલો નાખેલો છે. વધુ નાખવાને જગ્યા રહી નથી. અગાઉની માફક પોતાના કામમાંથી પરવારી નવરાશને વખતે સાંજના કલાક બે કલાક હાજરી આપ્યે આ સંસ્થાઓનો કારભાર ચલાવી શકાય તેમ રહ્યું નથી. શુદ્ધ નિષ્ઠાથી સેવા કરનારને આ સંસ્થામાં પોતાનો બધો જ વખત આપવો પડે છે. તેને માથેરાન કે મહાબળેશ્વર જવું પોસાય તેમ નથી. તેમને આરામ લેવાનો અવકાશ જ નથી. તેમ છતાં પણ તેને માથે અપજશનો પોટલો તો રહેવાનો જ. આ બધી મુશ્કેલીઓ વચ્ચે આપને હિંમતથી તેમ જ દૃઢતાથી માર્ગ કરવાનો છે. તેમ કરવાનું ઈશ્વર આપ સૌને બળ આપો.

પ્રજાબંધુ, ૧૦, ૧૯-૭-૧૯૨૭

## ૩૨

# ગુજરાત રેલસંકટ – ૧

[મદદ માટે અપીલ]

ગયા અઠવાડિયામાં થયેલી અનરાધાર વૃષ્ટિએ ગુજરાત-કાઠિયાવાડને એકાએક અણધાર્યા સંકટમાં ઉતારી દીધાં છે. ગામનાં ગામો તણાયાં છે અગર પાણીમાં ડૂબ્યાં છે, લોકો ભૂખ્યાતરસ્યા બેસી રહ્યા છે, એવી છૂટીછવાઈ ખબરો આવે છે. ટપાલ, રેલવે, તાર લગભગ બધું જ બંધ હોવાને લીધે બહારગામોની ખરી સ્થિતિ શી છે અગર જાનમાલની ખુવારી કેટલી થઈ છે તેની કશી સત્તાવાર હકીકતો અહીં સુધી પહોંચી શકે એવો વહેવાર હજુ ચાલુ થયો નથી. પરંતુ અમદાવાદ શહેરની જે સ્થિતિ થઈ પડી છે તે ઉપરથી તેમ જ બહારગામો વિષે આવતી ચોંકાવનારી અફવાઓ ઉપરથી ચોમેર ફરી વળેલા સંકટનો કંઈક ખ્યાલ કરી શકાય તેમ છે.

અમદાવાદમાં વરસાદની વાર્ષિક સરેરાશ ૩૦ ઇંચની ગણાય છે, જ્યારે આ વખતે અત્યાર સુધીમાં ૭૦ ઇંચ વરસાદ પડી ચૂક્યો છે. આમાંનો ૫૨ ઇંચ એકલા ગયા અઠવાડિયામાં જ પડ્યો છે. આવી અતિવૃષ્ટિ છેલ્લાં પચાસ વરસમાં થઈ હોય એવું કોઈના સ્મરણમાં નથી. એકલા અમદાવાદ શહેરમાં બે હજારથી વધુ ઘરો પડી ગયાં છે. હજારો લોકો ઘરબાર વગરના થઈ પોતાની માલમિલકત છોડી પહેર્યે લૂગડે બહાર નીકળ્યા છે. મજૂરો અને ગરીબ વર્ગોના લત્તા પાણીમાં ડૂબ્યા છે. આવામાં ખેતરો અને વાવેતરની સ્થિતિનો તો વિચાર જ કરવાપણું રહેતું નથી.

સંકટનો ખરો ખ્યાલ તો રેલવે, ટપાલ ઇત્યાદિ વહેવાર ચાલુ થાય ને ચોમેરની હકીકતો મળે ત્યારે જ આવે. પણ આ સંકટ લગભગ આખા ગુજરાત-કાઠિયાવાડ ઉપર એકાએક તૂટી પડ્યું છે એમ માનવાને કારણ છે. ગુજરાતે તેમ જ ગુજરાત બહાર વસતા ગુજરાતીઓએ અત્યાર સુધી બીજા પ્રાંતોના સંકટ નિવારણાર્થે અનેક વેળા છૂટે હાથે મદદ કરી છે. દયાધર્મ ગુજરાતી પ્રજાનો વિશેષ ગુણ મનાયો છે. તેઓ આ ઘરના સંકટકાળે પ્રજાના સંકટનિવારણાર્થે તાત્કાલિક મદદ કરવામાં પાછા નહીં પડે એવી મને પૂરી આશા છે. સમસ્ત ગુજરાતની તેમ જ ગુજરાત

બહાર વસતી સઘળી પ્રજાને હું આથી વિનંતી કરું છું કે દરેક ભાઈબહેન પોતાનાં સંકટગ્રસ્ત ભાઈબહેનો માટે પોતાથી જે કંઈ બની શકે તે તાત્કાલિક મદદ ગુજરાત પ્રાંતિક સમિતિ, અગર નવજીવન કાર્યાલય, અમદાવાદ, એ સરનામે મોકલે.

*નવજીવન*, ૩૧–૭–૧૯૨૭

૩૩

# ગુજરાત રેલસંકટ – ૨

[તા. ૮–૮–૧૯૨૭ને રોજ અમદાવાદ જિલ્લા સંકટનિવારણ સમિતિની જાહેરસભામાં પ્રમુખસ્થાનેથી આપેલું ભાષણ.]

આ અહેવાલ તો માત્ર રૂપરેખા છે. હવે મહત્ત્વનો પ્રશ્ન શો છે તે આપણે સરકાર પાસે ખુલ્લો રજૂ કરવો જોઈશે. જો આપણે તેમ નહીં કરીએ તો ભવિષ્યની પ્રજા તે માટે આપણને જવાબદાર ગણશે. આ સવાલ મેં પૂરેપૂરો તપાસ્યો છે, અને તે સંબંધે હું ઉત્તર વિભાગના કમિશનર સાથે મસલત તથા પત્રવહેવાર ચલાવું છું. આ પ્રસંગ એવો છે કે જ્યારે સહકારી કે અસહકારી, અમલદાર કે રૈયત સૌ એક જ નાવમાં બેઠા છે. જો એ નાવમાં કાણું પડ્યું અને તે નહીં સંધાય તો નાવ જરૂર ડૂબશે. ઘરમાં બેસી રહેનાર કે માત્ર પોળમાં ફરનારથી તેનો જવાબ નહીં અપાય. સંકટ વિષેની છાપાંની વાતો પથ્થરને પણ ભેદે તેવી હતી. તે શું ખરી હતી?— એવો આપણે આપણને પ્રશ્ન પૂછીએ છીએ. આજે પહેલાંની પેઠે જ અમદાવાદમાં ગાડીઓ અને મોટરો ચાલે છે એટલે આપણને શંકા થાય કે એ બધી વાતો શું બનાવટી હતી? પણ એ ચિત્રનું સ્વપ્ન પ્રજાથી ભૂલી શકાય તેમ નથી.

### અમદાવાદમાં એક કરોડનું નુકસાન

એકલા અમદાવાદમાં જ એક કરોડનું નુકસાન થયું છે. બીજાં નાનાં ગામોમાં પણ બબ્બે લાખનું નુકસાન થયું છે. ખેડામાં, નળકાંઠામાં જઈને તમે જુઓ તો તમને સમજાશે કે ત્યાં કેટલું ગંજાવર નુકસાન થયું છે. લક્ષ્મીપુરા નામના એક ગામડાનું તો નામનિશાન રહ્યું નથી. ખપાટિયાપરાનું પણ તેમ જ છે. કેટલા લોકો સલામત રહ્યા છે તેની ગણતરી તો હજી હવે પછી થશે. નળકાંઠામાં ગળાપૂર પાણીમાં થઈને એક માણસ અનાજની

મદદ લેવા માટે આવ્યો ત્યારે અમારા માણસોને ખબર પડી કે પાણીની પેલી મેર માણસો છે. માતર તાલુકામાં ત્રાપા બાંધીને તથા તરીને સ્વયંસેવકો મદદ પહોંચાડે છે. અમદાવાદના લોકો! યાદ રાખજો કે ગામડાંનું સ્વરૂપ આજે ભયંકર બની ગયું છે અને તેને પહોંચી વળવા માટે સામગ્રી આપવી પડશે, નહીં તો આખું ગુજરાત બેદાનમેદાન થશે.

### 'ગામડાં ભાગશે તો શહેરો રહી નહીં શકે'

આજે ખેડામાં બસો માણસો કામ કરે છે અને ભરૂચમાં ડૉ. ચંદુલાલની આગેવાની હેઠળ સારું કામ થાય છે. ત્યાં તો મુંબઈથી માણસો આવી પહોંચ્યા છે. રેલવે તૂટી જવાથી કાઠિયાવાડ જુદું પડી ગયું છે. મિલોનો માલ જઈ શકતો નથી અને મિલોને કોલસા પણ રેલો નહીં હોય તો કેવી રીતે મળશે? પશ્ચિમની યાંત્રિક રચનાની કડવી ગોળીનો આ અનુભવ છે. એવો જ અનુભવ જિંદગી સુધી ન ભુલાય તેવી રીતે શ્રી અબ્બાસ તૈયબજીને મળ્યો છે. તેમને વડોદરામાંના તેમના કુટુંબની સલામતીનો તાર કે કાગળ કશું મળતું નહોતું. તેમના બંગલા પાસેની ભંગીની કોટડી અને ઘોડાવાળાની કોટડી પાણીથી તૂટી પડેલાં. એટલે તેમના કુટુંબે ભંગી તથા ઘોડાવાળાને બંગલાના માળ ઉપર બોલાવી પોતાની સાથે રાખ્યાં. છેવટે બોરસદમાં કૉંગ્રેસના એક સ્વયંસેવકે પાણી ઓળંગીને અબ્બાસ સાહેબને તેમના કુટુંબની સલામતીના ખબર પહોંચાડ્યા. આથી પણ બૂરી દશા ગામડાંમાં અનેક મનુષ્યોની થઈ છે અને તેમના સંકટના નિવારણ માટે આપણે કરવા જોઈતા કાર્યમાંના સોમા ભાગનું કાર્ય પણ હજી આપણે કર્યું નથી.

### સંકટનિવારણ અને પ્રજા તથા સરકાર

અમદાવાદે આ પ્રસંગે ઠીક ઉદારતા બતાવી છે તે માટે તેને ધન્યવાદ આપવો જોઈએ. હવે બધી વ્યવસ્થા ગોઠવાઈ રહી છે અને અનાજ તથા કપડાંની વહેંચણી થાય છે. મુંબઈથી મારવાડી સ્વયંસેવકો પણ ગુજરાતમાં મદદ લઈને આવ્યા છે. કેટલાંક મહાજનો પોતે જ પોતાની તરફથી વ્યવસ્થા કરે છે. વેપારીઓ આ કામ ઉપાડી લેના હોય તો તેના જેવું ઉત્તમ કામ બીજું કોઈ નથી. તેમણે આજ સુધીમાં કરી બનાવેલું કામ ધન્યવાદને પાત્ર છે. ખેડાનો કલેક્ટર આખા જિલ્લાથી અલગ પડી ગયો હતો. આપણા કલેક્ટરને પણ મામલતદારો તરફથી તારટપાલ કશું મળતું નહીં. એવા વખતમાં તેઓ શું કરી શકે? છતાં દરેકે પોતાથી બનતું કર્યું છે. થયેલા કામ માટે એક ગુજરાતી તરીકે મને મગરૂરી ઊપજે છે. આવે

વખતે કોઈ કલેક્ટરે કે અમલદારે ઘાતકીપણું બનાવ્યું હોય એમ હું માનતો નથી. એવો નિષ્ઠુર કોઈ ન હોઈ શકે. ઈશ્વરને ઓળખી લેવાનો જ એ પ્રસંગ હતો. એ વખતમાં ઢેડ-ભંગીને પણ લોકોએ ઘરમાં રાખ્યા હતા. એવા વખતમાં અમલદાર પણ પોતાની અમલદારીનો વિચાર ન કરી શકે. તેમણે પણ પોતાથી બનતું કર્યું છે. આ પ્રસંગ ધારાસભા બંધ રખાવવાનો કે તીખાં ભાષણોનો નથી પણ ગરીબો, ખેડૂતો અને ઢેડ-ભંગીની ખબર લેવાનો છે.

### ગુજરાતનો ખેડૂત ભિક્ષુક થવા ઇચ્છતો નથી

હવે કામની રૂપરેખાને વિસ્તૃત કરવાની જરૂર છે. ગુજરાતનો ખેડૂત અભિમાની છે. તે દયાનો રોટલો ખાવા તૈયાર નથી. પ્રાણ જાય તોપણ તે દાન લેવા ના કહે છે. તેનો ઉપાય હવે કરવો જોઈએ. કમિટીએ સંજોગો વિચારીને સસ્તા ભાવે અનાજ વેચવાની દુકાનો કાઢી છે, પણ ખેડૂત પેટ કરતાં ખેતર તરફ વધારે જુએ છે. તેને ફરી વાવવા માટે બી જોઈએ છે. જો આઠ દિવસમાં બીજ ન મળે તો એક વરસ સુધી તેનું ખેતર નકામું પડી રહે. આ કામ સરકારનું છે. તેણે તગાવી આપવાના હુકમો કાઢ્યા છે. સરકારને ઠપકો આપવા કે તેની સાથે કજિયો કરવા હું તૈયાર નથી. અત્યારે તો કામ શી રીતે થાય તે જ જોવાનું છે. તગાવી ઉપર આધાર રાખવાથી ખેડૂત પાયમાલ થશે. સરકારનું યંત્ર એટલું ધીમું છે કે ખેડૂતને તગાવી મળતાં એક માસ થાય એટલે તે કશું કરી શકવાનો નથી. આમ ખેતરોમાં જો અનાજ નહીં પાકે, તો તમે નહીં સમજતા કે ગુજરાત આબાદ રહે. તુરત વાવણી કરવી અને ગુજરાતની પુનર્રચના કરવી તે જરૂરનું છે અને તેટલા માટે ખેડૂતને પગભર કરવાની જરૂર છે. અનાજ અને કપડાં એ તો કેવળ નાનો સવાલ છે. ખેડૂત ભિક્ષુક થવા ઇચ્છતો નથી. જો તેને મજૂરી મળશે તો તે ભિક્ષુક તરીકે રોટલો લેવાની ના કહેશે. ખેડૂતોને બીજ નહીં મળે તો તેઓ મિલમાં પણ નહીં આવે અને તેઓ ભિખારી બનશે. પણ ભિખારીપણાને ઉત્તેજન આપવું એને હું અધર્મ સમજું છું. કમિટી માગે છે કે તમારાથી બને તેટલી મદદ આ ફંડમાં આપો. ખેડવા તૈયાર હોય તેવું એક પણ ખેતર પડ્યું રહેવું ન જોઈએ.

### ગામડાંનાં મકાનોનું શું?

એક બીજો સવાલ એ છે કે, ગામડાંમાં જે મકાનો પડી ગયાં છે તે ઉપાડવા માટે ગામડાંના લોકો પાસે પૈસા નથી. ઘર જતાં તેમનું સર્વસ્વ ગયું છે. જેમની પાસે કાંઈ રહ્યું છે તેઓ ભાંગેલાં ઘરમાં રહીને

જીવે છે. તમે અમદાવાદના લોકોને દસ-પંદર લાખ રૂપિયા આપીને તેમનાં મકાન ઊભાં કરવામાં ટેકો આપશો પણ ખેડૂતનું ઝૂંપડું ઊભું નહીં થાય તો જાણજો કે તમારા બંગલા નથી રહેવાના. એક એક ગામે પચાસ ટકા જેટલાં ઘર પડી ગયાં છે. તેને સરકાર પહોંચી શકે તેમ છે. મુંબઈ સરકાર પાસે રૂપિયા અઢી કરોડનું દુકાળ વીમા ફંડ છે. આવી આફત વખતે તેમાંથી રૂપિયા એક કરોડ હું કમિશનર પાસેથી માગું છું. મેં તેમને કહ્યું છે કે સરકાર જો ન આપે તો તમે મારી બાજુએ રહેજો અને પછી હુ ને તમે લડીએ. કમિશનર તરીકે રાજીનામું તે પોતાના ગજવામાં લઈને ફરે તો સરકારને એ કાર્ય કરવું જ પડે. કલેક્ટર ભલા છે. તે ગામડે ગામડે ફરે છે. પણ ખેડૂતો કાયમને માટે પાયમાલ થાય નહીં તે માટે સરકાર શું કરે છે? જેઓ લોન લેવા શક્તિમાન હોય તેમને લોન આપીને અને જેઓ કેવળ અશક્તિમાન હોય તેમને મફત નાણાં આપીને પણ તેમનાં છાપરાં ઊભાં કરવામાં સરકારે મદદ આપવી જોઈએ. લોન પાછી વળવાથી ફંડમાંથી કાંઈ મોટો ઘટાડો થઈ જવાનો નથી. અમીન કુટુંબ જેવાનાં બૈરાં જે ઘરની બહાર પણ નીકળતાં નથી તેઓ આજે ભાંગેલાં ઝૂપડાંઓમાં રહે છે. આ માટે સરકારે જેમ બને તેમ વહેલું જાહેરનામું બહાર પાડીને ખેડૂતોને દિલાસો આપવો જોઈએ. આ ફંડમાંથી ખેડૂતોને એક કરોડ રૂપિયા ધિરાવીને પણ તેમનાં ઝૂંપડાં ઊભાં કરાવવા અમે મથીશું. નહીં તો ખેડૂત પાયમાલ થશે, કારણ કે આજે તેને કોઈ ધીરનાર નથી. તેમની સ્થિતિનો ખ્યાલ મારા જેટલો તો મુંબઈમાં રહેનારને કે કલેક્ટરને પણ નહીં હોય. જે વખતે સરકારનાં માણસો પહોંચી શકે તેમ નહોતું, તે વખતે ખેડૂતોને રોટલો આપવા ફંડ કરનારની લાગણીનો આભાર માનીએ છીએ પણ મકાન ઊભું કરવાના સંબંધમાં તેને ધીરજ મળવાની જરૂર છે અને તે માટે વેળાસર જાગ્રત થયા વિના કશું બનવાનું નથી.

## ગાંધીજીનો સંદેશો

મારા પર તારથી ગાંધીજીનો સંદેશો આવ્યો છે. તેમાં તે લખે છે કે મારાથી કોઈની સાથે લાંબી વાતચીત કે ચર્ચા થઈ શકતી નથી, પણ જો મારા આવવાથી ગુજરાતને નૈતિક બળ પણ મળી શકે તેમ હોય તો હું આવું. મને લાગે છે કે તેમને તસ્દી આપવી નકામી છે. આપણે આપણું સંકટ ઉપાડી લેવું તેમાં જ આપણી શોભા છે.

પ્રજાબંધુ, ૧૪–૮–૧૯૨૭

# ગુજરાત રેલસંકટ – ૩

[દાનશૂર ધનિકોને]

સ્થાનિક, બહારની અને ખાસ કરીને મુંબઈની દાનશૂર પ્રજાની સખાવતથી ગુજરાતનો ઘા કંઈક અંશે રુઝાવા લાગ્યો છે. તાર અને આગગાડીઓના વહેવાર શરૂ થતાં જ મુંબઈના તેમ જ દેશાવરના સખીદિલ દાનીઓનાં દિલ હાથ રહ્યાં નથી. ગરવી ગુજરાત રોળાયાની ખબરથી રડી ઊઠેલા મુંબઈવાસી ગુજરાતીઓ અધકચરા ટ્રેનવહેવાર પણ શરૂ થતાં જ પોતાનાં દુઃખી ભાંડુઓ પ્રત્યેની લાગણીથી ઊભરાઈ તેમની ખબર લેવા નીકળી પડ્યા છે. નાનીમોટી પેઢીઓએ પોતાના માણસોને પૈસા બંધાવીને અને વધુની માગણીઓ મોકલવાના અખત્યાર આપીને ગુજરાત કાઠિયાવાડ તરફ રવાના કર્યા છે. આવા દાનીઓની ટુકડીઓ અત્યારે ગામડાંઓમાં ફરી પોતાને હાથે અન્નવસ્ત્રનાં દાન કરતા ગુજરાતમાં ચોમેર ઊતરી પડી છે.

સખાવતનું આ પૂર અને આ હરીફાઈ એક બાજુએ ભારે આનંદ ઉપજાવે છે ત્યારે બીજી બાજુએ તેમાં ઘણી વાર જોવામાં આવતી કેટલીક ઘેલછા અને જરૂરી બિનજરૂરીના ઘટતા વિવેકની ખામી દિલગીરી ઉપજાવે છે. આ સખાવતમાં આવતો પૈસો અતિશય ઉદાર અને દયાધર્મી લોકો તરફથી આવે છે. તેનો વહીવટ આવે વખતે ઠીક ઠીક કઠણ હૃદયવાળા માણસના હાથમાં અને અંકુશમાં હોવો જોઈએ. અજાણ્યાં ગામડાંમાં ઘણાં માણસો પોતાને અગર પોતીકાં માણસોને હાથે નિરંકુશ સખાવત કરવાનો આગ્રહ રાખે તો સખાવતનો ઉદ્દેશ કેમ સરે? જે સંખ્યાબંધ ટોળીઓ અત્યારે ગુજરાતમાં ઊતરી પડી છે તેમાંથી ઘણીને હાથે અનાજ તેમ જ પૈસા વેડફાય છે એવી ખબરો મારી પાસે આવવા લાગી છે. દૂરના પ્રદેશોમાં રેલવેથી છેટેનાં ગામડાંમાં જ્યાં ખરેખરું સંકટ છે ત્યાં આવા દાનીઓ ન જ પહોંચે અને રેલવે સ્ટેશનો કે સડકો પર આવેલાં ગામડાંમાં જ્યાં લોકોને મદદની જરૂર ઓછી છે ત્યાં ઉપરાઉપરી મદદ મળી બેવડાય એ દેખીતું છે. આવા દાનીઓને મારી વિનંતી છે કે તેઓ જે કેટલાક સમજુ દાનીઓ સમિતિનાં મથકોની કે જાણીતા સ્થાનિક કાર્યકર્તાઓની મદદ લઈ પોતાને હાથે વ્યવસ્થિત દાન કરે છે તેમનું અનુકરણ કરે કે જેથી

પોતાને હાથે પૈસા ખરચ્યાનો સંતોષ મળવા ઉપરાંત તેમનો ખરચેલો પૈસો લેખે લાગે. દુઃખનું ક્ષેત્ર એટલું વિશાળ છે કે અત્યારે તો નાખી નજર પહોંચતી નથી. ખરું દુઃખ હજુ હવે વરતાવાનું છે. ઘણી જગ્યાએ અન્ન-વસ્ત્રની હવે ઝાઝી જરૂર નથી રહી. તેથી બહારથી મદદ મોકલનારા દાનીઓએ અનાજ વગેરે ન મોકલતાં બનતા લગી નાણાં મોકલવાં અને ખરચનારે તેનો બહુ આકરી કડકાઈથી વ્યય કરવો. ગુજરાતમાં કામ કરી રહેલા દરેક મથકના કાર્યકર્તાને પોતાને હાથે દાન કરવા ઇચ્છનાર દરેક દાનીને ઘટતાં સ્થળ અને પાત્ર દેખાડવાની મદદ કરવા સૂચનાઓ આપવામાં આવી છે. આ મદદનો ઉપયોગ લેવા દાનીઓને વિનંતી છે.

નવજીવન, ૧૪-૮-૧૯૨૭

## ૩૫

## ગુજરાત 'રેલસંકટ – ૪

[તાત્કાલિક અને ભવિષ્યના કામનું સ્વરૂપ.]

સંકટના પ્રદેશમાં અનાજ કપડાંની તાત્કાલિક મદદ દેવાનું કામ હવે ધીમે ધીમે સંકેલવાનો વખત આવી ગયો છે. એકથી બીજા છેડા સુધી મુખ્ય સ્થળે જવાબદાર કાર્યકર્તાઓ ગોઠવી દેવામાં આવેલા છે અને તેમના હાથ નીચે સંખ્યાબંધ સૈનિકો અહોરાત્ર સેવાનું કામ આપી રહ્યા છે. મુંબઈનાં વેપારી મંડળો તરફથી ઉત્સાહી સ્વયંસેવકોની ટુકડીઓ અનાજ, કપડાં તેમ જ નાણાંની મદદ ઠેકઠેકાણે પહોંચાડી રહી છે. એક પણ ગામ એવું નથી રહ્યું જ્યાં આવી મદદ પહોંચી નથી. અણીને પ્રસંગે છૂટે હાથે દુઃખી માણસોને ઝડપથી મદદ આપવાનું બની શક્યું એ આખી ગુજરાતી પ્રજાને દીપાવનારું છે. હવે જો આવી મદદનું કામ કુનેહથી સંકેલવામાં ન આવે તો સખાવતનો દુરુપયોગ થવા સંભવ છે. ગુજરાતને તેથી લાભ થવાને બદલે હાનિ જ થાય.

તાત્કાલિક મદદનું કામ વ્યવસ્થિત રીતે ગોઠવાયું કે તરત જ ખેડૂતને ખેતી ઉપર ચઢાવી દેવાનો માર્ગ કાઢી તે કામમાં તેને બનતી મદદ દેવા અને ઉત્તેજન આપવાનું હાથ ધરવામાં આવ્યું છે. પરાઈ મદદ ઉપર ઝાઝો વખત લોકોને નભાવી ગુજરાતને પાંગળું બનાવવું નથી. ભિક્ષાવૃત્તિને ઉત્તેજન આપવું એમાં પુણ્ય નથી પણ પાપ છે. ગુજરાતના ખેડૂતનો મોટો

ભાગ નવેસર ખેતીના કામમાં વળગી ગયા છે. સરકારની ઇચ્છા એને મદદ દેવાની હોવા છતાં તેનું તંત્ર એટલું મંદ ગતિવાળું છે કે તે અણીને પ્રસંગે પૂરતું કામ આપી શકે જ નહીં. આ સ્થિતિ લક્ષમાં લઈને એના તંત્રની ટીકા કરવામાં વ્યર્થ વખત ન ગુમાવતાં દરેક સ્થળે ખેડૂતને બી પૂરું પાડવાનું કામ શરૂ કરી દેવામાં આવ્યું. આ કામ લગભગ અરધું પૂરું થવા આવ્યું ત્યારે સરકારનું ખેતીવાડી ખાતું જાગ્યું. મુંબઈ સરકારના નાણાંશાસ્ત્રી સર ચુનીલાલના પ્રમુખપણા નીચે નડિયાદ ખાતે જે પરિષદ ગયા રવવારે મળી તેમાં ખેતીવાડી ખાતાના વડા અમલદારે ખુલ્લી રીતે જણાવ્યું કે તેમની પાસે માત્ર એક હજાર મણ મૂંઢિયું (જુવારનું બી) હતું. આ બી રૂ. ૪–૧૨–૦ મણને ભાવે ખરીદ કર્યું હતું અને તે જ પડત દામે ખેડૂતોને તેઓ વેચવા માગતા હતા. તેમાં એક પૈસો પણ ખોટ ખાવાનો સરકારનો ઇરાદો નહોતો. હવે આ જ બી પ્રાંતિક સમિતિ તરફથી રૂ. ૩–૧૨–૦ મણને ભાવે ખરીદ કરવામાં આવતું હતું અને મણ પાછળ રૂ. ૦–૧૨–૦ ખોટ ખમી ત્રણ રૂપિયે ખેડૂતને વેચવામાં આવતું હતું, જેથી બજારમાં બીના ભાવ વેપારીઓ ચડાવી દઈ શકે નહીં. સિવાય, એકલા ખેડા જિલ્લાને ૭૦,૦૦૦ મણ બી જોઈએ, અને તે કામને ખેતીવાડી ખાતું પહોંચી ન વળી શકે. તેથી આખરે પરિષદમાં એવો નિર્ણય કરવામાં આવ્યો કે બી વહેંચવાનું કામ ગુજરાત પ્રાંતિક સમિતિ તરફથી સફળતાપૂર્વક ચાલી રહ્યાની બીના લક્ષમાં લઈ તેને જ તે પૂરું કરવા દેવું.

આખા ગુજરાતમાં એક પણ એકર જમીન ફરી વાવેતર થયા વિના ન રહે તે જોવું જરૂરનું છે અને તેને માટે બનતો પ્રયત્ન થઈ રહ્યો છે. ખેતી થાય તો જ મજૂર વર્ગને મજૂરી મળે, અને મફત અનાજ કપડાં પૂરાં પાડવામાં આવે ત્યાં સુધી મજૂરી તરફ વળવાનું તેને મન ન થાય એ સ્વાભાવિક છે. આથી દરેક મથકે એવી સૂચના આપવામાં આવી છે કે જેમ બને તેમ જલદી તાત્કાલિક મદદનું કામ ધીમે હાથે સમેટી લેવું.

મધ્યમ વર્ગના ખેડૂતો અને નાનાં નાનાં ગામડાંના વેપારીઓ અતિશય દુઃખી હાલતમાં છે. તેમને ધર્માદાનો રોટલો ખપતો નથી. ખરું દરદ આ વર્ગ ઉપર આવી પડેલું છે. તેમને મદદ દેવાનું કામ બહુ નાજુક છે. છતાં તેનો કંઈ ઉપાય તો શોધવો જ જોઈશે.

ગુજરાતની બહારના છૂટાછવાયા ઉત્સાહી અને ઉદાર સ્વયંસેવકોને મારી સલાહ છે કે હવે તેમણે કાં તો દરેક મથકના મુખ્ય અધિકારી સાથે જોડાઈ જવું, અગર તો પોતાને જે કંઈ વધુ મદદ આપવાની ઇચ્છા

હોય તે મુખ્ય સ્થળે આપી દઈ હવે પોતાને ધંધે પાછા જવું. ગામડાંનાં દુઃખ જેણે જોયાં નથી તેમને ખરા દુઃખનો ખ્યાલ આવવો મુશ્કેલ છે, અને તેથી ખોટા દુઃખમાં ભુલાવો ખાઈ તેમને હાથે દયાવૃત્તિનો દુરુપયોગ થવાનો સંભવ છે. જે ભાગોમાં ગામડાં બિલકુલ ધોવાઈ ગયાં છે ને જ્યાં નદીઓનાં પાણી ફરી વળવાથી ખેતરોની જમીન ઉપર પાંચપાંચ છ છ ફૂટ રેતી ચઢી ગઈ છે, ત્યાં ઘણો લાંબો વખત ખેડૂતોને ઊભા રાખવાની વ્યવસ્થા કરવી પડશે. આ કામ કાયમના સ્થાનિક માણસોથી જ બની શકે તેવું છે. તેમાં નાણાની જરૂર પડશે જ. એટલે જે મદદની હવે જરૂર નથી તે આપવાનું જલદી બંધ થવું જોઈએ.

સૌથી વધારે મહત્ત્વનો સવાલ તો જે હજારો મકાનો પડી ગયાં છે અને ખેડૂતો ઘરબાર વગરના થઈ ગયા છે તેમને ઢાંકવાનો છે. આ સંબંધમાં મુખ્ય જવાબદારી સરકારની છે અને તેના સિવાય બીજા કોઈથી આ કામને પહોંચી વળાય નહીં એ દેખીતું છે. એકલા ખેડા જિલ્લામાં, સરકારની ગણતરી પ્રમાણે ૭૨,૦૦૦ મકાનો ભાંગ્યાં છે. અમદાવાદ જિલ્લાનું નુકસાન પણ લગભગ તેટલું જ છે. ગામડામાં કોઈ વેપારી હવે પૈસા ધીરી શકે એવો રહ્યો નથી. તેમની જગ્યાએ પઠાણો ઘૂસ્યા છે. ખેડૂતને પોતાનું મકાન ઊભું કરવાને કાં તો પઠાણ પાસે જવું ને કાં તો સરકારની મદદ મેળવવી એ સિવાય બીજો આરો રહ્યો નથી. આવાં સંકટોને પ્રસંગે ખેડૂતોને મદદ મળે તે ખાતર તેણે વરસોનાં વરસ સુધી કર ભરી વીમો ઉતરાવેલો છે અને તેનું ભંડોળ અઢી કરોડ રૂપિયા જેટલું સરકાર પાસે પડ્યું છે, તેનો ઉપયોગ કરવાની માગણી થઈ ચૂકી છે. આ રકમ આ વખતે ઉપયોગમાં નહીં આવે તો બીજે કયે અવસરે આવશે?

સર પુરુષોત્તમદાસે ગુજરાતના કાર્યવાહકો સાથે મસલત કરી નડિયાદની પરિષદમાં એક કાચી યોજના રજૂ કરેલી છે તે મુજબ સરકારે એક કરોડ ત્રીસ લાખ રૂપિયાની સગવડ કરવાની છે. આમાંથી દસ લાખ રૂપિયા ભંગી, ઢેડ ઇત્યાદિનાં ઝૂંપડાં મફત બાંધી આપવા મદદ દાખલ દેવાના છે. બાકીના બધાને લાંબી મુદતના હપ્તાથી જૂજ વ્યાજે નાણાં ધીરી મકાનો સમારવા બાંધવાની સગવડ કરી આપવાની છે. કેટલાક તરફથી ગુજરાતનાં ગામડાંની આખી પુનર્રચના કરવાની સૂચનાઓ થયેલી છે. પણ એવડું મહાભારત કામ સરકાર માથે લે નહીં. તે કામમાં રહેલી મુશ્કેલીઓનો પાર નથી અને તેમાં કરોડો રૂપિયા રોકવાની જરૂર પડે. તેટલાં નાણાં સરકાર કાઢે તેવી આશા નથી. તેથી જેમ બને તેમ જલદી ભાંગેલાં ઘર ઊભાં કરી દેવા પૂરતી જે હળવી યોજના નડિયાદ પરિષદમાં

રજૂ કરવામાં આવેલી છે તેનો જ જલદી નિર્ણય થાય એ ઉપર પ્રજામત સંગઠિત થવો જોઈએ. પરિષદમાં આ યોજનાનો કોઈએ વિરોધ કર્યો નથી તેમ સરકાર તરફથી બીજી કંઈ યોજના હજુ સુધી સૂચવવામાં આવી નથી. એટલે ઘણુંખરું ઉપલી સૂચનાનો સ્વીકાર થશે એવી ઉમેદ રાખી શકાય.

નવજીવન, ૨૧–૮–૧૯૨૭

## ૩૬

## ગુજરાત રેલસંકટ–૫

[ગુજરાતને ફરી બેઠું કરવાનું કામ]

આખા ગુજરાતના દરેક વિભાગના મુખ્ય કાર્યવાહકોની પરિષદ ગુજરાત પ્રાંતિક સમિતિના આશરા હેઠળ ગયા રવિવારે આણંદ મુકામે મળી હતી. સંકટનિવારણનું કામ સંગઠિત રીતે ચલાવવાની ચર્ચા કર્યા બાદ જે ઠરાવો કરવામાં આવેલા તે આ અંકમાં બીજે છાપ્યા છે. આ ઠરાવોનો અમલ શરૂ થઈ ગયો છે. ખરીફ પાકનું બી પૂરું પાડવાનું કામ પતી જવા આવ્યું છે. શિયાળુ પાકના બીની તપાસ અને વ્યવસ્થા શરૂ થઈ ચૂકી છે. ઠેકઠેકાણે સસ્તા અનાજની દુકાનો ખોલવામાં આવી છે. આ દુકાનો પર જે દરોડો પડે છે તે ઉપરથી એમ જણાય છે કે મધ્યમ વર્ગ જે મફત મદદ નથી લેતા તેને આ ગોઠવણથી ભારે રાહત મળે છે. વડોદરા વિભાગથી ત્યાંના પ્રજામંડળ તરફથી જે રિપોર્ટ આવ્યો છે તે ઉપરથી જણાય છે કે આ ગોઠવણની રૂએ ત્યાંના કામને પહોંચી વળવાને હજુ રૂ. ૬૦,૦૦૦ જોઈશે. માતર તાલુકામાં પણ રોજનું ૧૦૦૦ મણ અનાજ ઊપડી જાય છે.

આ પ્રમાણે જ્યાં જ્યાં દુકાનો ખોલવામાં આવી છે ત્યાં મોટો ઉઠાવ થાય છે. આ બધા ખરચને પહોંચી વળાશે કે કેમ એ વિષે કેટલાક કાર્યકર્તાઓ શંકા ઉઠાવતા જણાય છે. ગુજરાતના કાર્યવાહકો આત્મશ્રદ્ધા રાખશે, પોતાની ઉપર વિશ્વાસ રાખશે અને જેવું સ્વચ્છ અને સુંદર કામ તેઓ કરી રહ્યા છે તેવું હિંમતથી અને દૃઢતાથી કર્યે જશે તો મને પૂરેપૂરો વિશ્વાસ છે કે આ કામને માટે આપણને પૈસાની ખોટ પડવાની જ નથી. મારી ઉમેદ છે કે ગુજરાત પ્રાંતિક સમિતિને ચોમેરથી જે મદદ અત્યારે મળી રહી છે તે આ કામ પૂરું થતા સુધી મળ્યે જશે.

ગુજરાતમાં અનાજ કપડાંની વ્યવસ્થા દરેક મથકે થઈ રહી છે. પરંતુ કેટલાક જેમ બને તેમ જલદી મોટાં મોટાં ફંડમાંથી ઝટ પૈસા મેળવી લેવા

અધીરા થઈ રહ્યા છે. આવી અરજીઓ મોટે ભાગે મકાનોને માટે પૈસા મેળવી લેવાના હેતુથી જ થતી જણાય છે. મકાનો બાંધવાનું કામ હાલ તુરત હાથ ધરવું એ સલાહકારક નથી. એક રૂપિયાની જગ્યાએ ચાર ખરચવામાં આવે તો જ તે કામ હાલ બની શકે. દિવાળી પછી બાંધકામને માટે જોઈતા માલની વ્યવસ્થા થયા પછી આ કામ હાથ ધરવામાં આવે તો જ સખાવતના પૈસાનો સદુપયોગ થઈ શકે.'

ગુજરાતને હજુ લાખો રૂપિયાની જરૂર પડવાની છે. સરકાર તેમ જ દેશી રાજ્યો પોતપોતાની પ્રજાને આ કામમાં કેટલી મદદ આપશે તે હજુ ચોક્કસ થયેલું નથી. જ્યાં સુધી એ વિષે નિર્ણય ન થાય ત્યાં સુધી કોને કેટલી મદદ આપી શકાય એ નક્કી કરવું તે દરિયામાં ડૂબકી મારવા સમાન છે. હાલતુરત ખેડૂતોને માત્ર પગભર કરવાને જેટલી મદદની જરૂર હોય તેટલી જ મદદ પહોંચાડવી યોગ્ય ગણાય. કોઈએ એમ નહીં માનવું કે ગુજરાતને ફરી પાછું ઊભું કરવાનું કામ મહિના બે મહિનામાં પતી જવાનું છે. ભાંગેલ અને ખંડિયેર થયેલ ગુજરાતને ફરી એક વાર હસતી અને રળિયામણી બનાવવાને એકેએક કાર્યવાહકે ઘણા લાંબા વખત સુધી ગુજરાતની તનતોડ સેવા કરવી જોઈશે.

નવજીવન, ૪–૯–૧૯૨૭

## ૩૭

## ગુજરાત રેલસંકટ – ૬

[ 'ધણી વિનાનાં ઢોર સૂનાં' — વડોદરા રાજ્યની બેદરકારી. ]

મુંબઈ સરકારને બ્રિટિશ ગુજરાત ઉપર આવી પડેલી આફતની ખાતરી થઈ ત્યારથી પ્રજાને મદદ કરવાનાં એક પછી એક પગલાં ભરી પોતાની શુદ્ધ દાનત સિદ્ધ કરવાનો તેણે પ્રયત્ન કર્યો છે. તેણે બાર લાખ રૂપિયા તગાવી બની તેટલી ઝડપથી ખેડૂતોમાં વહેંચી નવા વાવેતરની સગવડ કરી. સાથે ગરીબગુરબાંનાં પડી ભાંગેલાં ઝૂંપડાંનાં ઢાંકણ માટે અઢી લાખ રૂપિયા મજૂર કરી પતરાં વગેરે માલ બનતી ત્વરાએ વહેંચવા તજવીજ કરી અને તેને માટે વિશેષ તજવીજ ચાલુ રહેવાની છે. આ ઉપરાંત પડી ગયેલાં મકાનો પાછાં ઊભાં કરવાને જોઈતાં નાણાં ધીરવાની સ્પષ્ટ નીતિ જાહેર કરીને તેણે લોકોને આશ્વાસન આપ્યું અને આ કામને ઝડપથી પહોંચી વળવા એક ખાસ અને અનુભવી અમલદારની નિમણૂક કરી.

મુંબઈનો હાકેમ હવે આ અઠવાડિયામાં ગુજરાતના જુદા જુદા ભાગોમાં ફરી ગામડાંઓની સ્થિતિની જાતે તપાસ કરવા અને પ્રજાને દિલાસો આપવા નીકળી પડેલ છે.

બ્રિટિશ ગુજરાતની સરખામણીમાં વડોદરા રાજ્યને પ્રમાણમાં ઓછો માર નથી પડ્યો. નાની નાની નદીઓ ઉપરનાં સખ્યાબંધ ગામો ધોળાઈ ગયાં છે. વડોદરા શહેર ઉપર તો સૌથી વધારે વીતી છે. માણસોની ખુવારી આ રાજ્યમાં ઘણી વધારે થયેલી છે. ઢોરઢાંખર પણ મોટાં પ્રમાણમાં તણાઈ ગયું છે. પ્રજાની દશા 'ધણી વગરનાં ઢોર સૂના' જેવી થઈ પડી છે. શ્રીમંત સરકાર સયાજીરાવ રાજ્ય ઉપર પડેલી આ ભયંકર આફતના ખબર સાંભળી પહેલી જ બોટમાં દેશ આવશે એવી આશાઓ રાખેલી તે ફોગટ ગઈ છે; ને હવે તો પ્રજાએ તેમના પાછા આવવાની આશા છોડી દીધી છે. પ્રજાને તાત્કાળિક મદદ આપવા માટે તેમણે ઉદારતાપૂર્વક એક લાખ રૂપિયા તારથી આપ્યા પણ તેમાંથી કશું જ ખરચાયું નથી, જ્યારે અમદાવાદની જિલ્લા સંકટનિવારણ સમિતિએ રૂપિયા ત્રીસથી પાત્રીસ હજાર પોતાની હદની પડોશમાં આવેલા કડી, કલોલ વગેરે વડોદરા રાજ્યના પ્રદેશોમાં ખરચી નાખ્યા છે. મુંબઈના સખી ગૃહસ્થોએ વડોદરા પ્રાંતમાં હજારો રૂપિયા ખરચી નાખ્યા છે.

દીવાન સાહેબ નવા છે. રાજ્યથી અને પ્રજાથી અણવાકેફ છે. રાજ્યની તિજોરી તર છે ને તેના વાર્ષિક અંદાજમાં રૂપિયા ત્રીસથી પાંત્રીસ લાખનો વધારો રહે છે. આ ઉપરાંત રાજ્ય પાસે મોટી ફાજલ રકમ છે. વડોદરા પ્રાંત તેમ જ કડી પ્રાંતમાં મળી લગભગ પોણો લાખ મકાનો પડી ગયાં છે. છતાં તે બાબતમાં રાજ્ય શું કરવા માગે છે તે હજુ નક્કી થઈ શકતું નથી. વડોદરા પ્રાંત જેવું જ લગભગ કડી પ્રાંતમાં નુકસાન છે. છતાં રેલ આવ્યા પછી તરત જ ત્યાંના સૂબા પોતાને ખાનગી કામે રજા ઉપર ચાલ્યા ગયા અને કડી પ્રાંતમાં તો કશું સંકટ જ નથી એવો જ ખ્યાલ રાજ્યને રહ્યો. અંતે જ્યારે કડી પ્રાંતના લોકોએ બુમરાણ કર્યું ત્યારે હજુ થોડા જ દિવસ ઉપર તેની તપાસ કરવામાં આવી ને તેને સંકટના પ્રદેશમાં દાખલ કરવામાં આવ્યુ. પછી તેને માટે એક લાખ રૂપિયા તગાવી મંજૂર કરવામાં આવી. આ તગાવી હજુયે વહેંચી આપવામાં આવી નથી. ગરીબગુરબાંનાં છાપરાં ઊભાં કરાવવામાં કશી મફત મદદ દેવાની છે કે કેમ તેનો નિર્ણય બહાર પડતો નથી, અને ચોમેરથી લોકોની જે ફરિયાદો સંભળાઈ રહી છે તે ઉપરથી રાજ્યની શુદ્ધ દાનત વિષે ભારે શંકાઓ ઉઠાવવામાં આવે છે. પડી ગયેલાં મકાનો ઊભાં

કરવામાં નાણાં ધીરવાની જુદી જુદી યોજનાઓ રજૂ થાય છે અને તે પર વિચારો ચાલે છે, પરંતુ એક પણ ધોરણ કે નીતિ નક્કી કરવામાં આવતી નથી. પાંચસો રૂપિયાથી વધારે રકમ રાજ્ય કોઈને નહીં ધીરે એવું લગભગ નક્કી થયું જણાય છે. આવો ઠરાવ કરતાં પહેલાં દીવાન સાહેબે સોજિત્રા, ધર્મજ, ભાદરણ, વસો, પીજ વગેરે ગામોની મુલાકાત લઈ ખેડૂતોનાં પડેલાં મોટાં મોટા મકાનો જાતે જોયાં હોત તો આવી મર્યાદા રાખવામાં આવત નહીં. વડોદરા શહેરને માટે કુમાર શ્રી ધૈર્યશીલરાવ રાજ્યની ભરી તિજોરીએ ભીખ માગે છે. પ્રજામાં ચેતન નથી અને કોઈની રાડ પાડવાની હિંમત નથી. આખા રાજ્યમાં જો કોઈ પણ જગ્યાએ વ્યવસ્થિત રીતે પૂરતી રાહત મળતી હોય તો એક રેસિડેન્સીમાં છે ને તે કેવળ રેસિડેન્ટને પોતાને આભારી છે. જેમ જેમ વખત જાય છે તેમ તેમ લોકોનો વિશ્વાસ ઊઠતો જાય છે અને રાજ્ય કંઈ કરવા માગતું જ નથી એવી બૂમ સંભળાય છે. આવે પ્રસંગે એક અગ્રેસર દેશી રાજ્યનું પોતાની દુઃખી પ્રજા પ્રત્યેનું આવું વલણ જોઈને ખેદ થયા વગર રહેતો નથી.

સામાન્ય રીતે દેશી રાજ્યના આંતરિક તંત્રની ટીકા કરવાનું હું પસંદ કરતો નથી. પરંતુ આ પ્રસંગ એવો છે કે તેમાં જો રાજ્ય પોતાનો ધર્મ ચૂકે તો એક દેશી રાજ્યને માથે કાયમની કાળી ટીલી રહી જાય અને પ્રજા કાયમને માટે ભાંગી જાય. આ રાજ્યપ્રકરણનો વિષય નથી; કેવળ ભૂતદયાનો, મનુષ્યધર્મનો વિષય છે. અને એમાં જો ઘટતી ઉદારતાથી પ્રજાને મદદ કરવામાં રાજ્ય તરફથી હજુયે વિલંબ થાય તો શું કરવું તેનો રાજ્યની પ્રજાએ વિચાર કરવો જ જોઈએ. અને જો આફતમાં આવેલી પ્રજા એટલી અશક્ત થઈ ગઈ હોય કે એકલી કશું ન કરી શકે, તો રાજ્ય બહારની પડોશી પ્રજા પણ તેને કચડાતી જોઈ હાથ જોડી બેસી તો ન જ રહી શકે. આવા સર્વસામાન્ય સંકટને પ્રસંગે રાજ્ય પરરાજ્યની મર્યાદા હોય નહીં. આટલી મોટી પ્રજાને પછડાવા દેવામાં પડોશી પ્રજાને લાંછન જ નહીં પણ ભારે જોખમ પણ છે.

नवजीवन, ११-९-१९२७

## ૩૮

## ગુજરાત રેલસંકટ – ૭

[કોમી ભેદભાવ વિના કામ થાય છે ]

નામદાર ગવર્નર સાહેબ ગુજરાતના સંકટવાળા પ્રદેશમાં એક અઠવાડિયુ મુસાફરી કરી ગુરુવારે પૂના તરફ પાછા ફર્યા છે. આ મુસાફરી દરમ્યાન તેમણે ઘણાં ગામડાં તથા સંકટનિવારણ મથકો જોયાં છે. ગામડાંની સ્થિતિ જોઈ પ્રજાના દુઃખની તેમના મન ઉપર ખૂબ અસર થઈ છે. પ્રસંગને અનુસરીને કોઈ પણ જાતના દમામ કે ધામધૂમ સિવાય તેમ જ કોઈની પરોણાગત ન સ્વીકારતાં દરેક સ્થળે તેમણે લોકો સાથે ભળવાનો અને બને તેટલી છૂટથી વાતો કરી ખરી સ્થિતિનો ખ્યાલ મેળવવાનો પ્રયત્ન કર્યો. લોકોની મુશ્કેલીઓની ઘણી ઝીણવટથી તપાસ કરી તેમણે પોતાની બનતી મદદ આપવાનું બધે આશ્વાસન આપ્યુ. દરેક સ્થળે સમિતિઓ તરફથી ચાલતું કામ જોઈ પોતાનો સંતોષ જાહેર કર્યો અને કાર્યવાહકોની પ્રશંસા કરી.

આ બધુ આશાજનક છે. હવે સરકાર તરફથી મળવાની મદદનો નિર્ણય જેમ બને તેમ જલદી થવો જોઈએ, એ વિષે તેઓ નામદારને ખૂબ આગ્રહ કરવામાં આવ્યો છે, અને તેમણે બનતા સુધી આ મહિનાની આખર પહેલાં સરકારનો નિર્ણય જાહેર કરવાનું વચન આપ્યું છે.

આમ એક તરફ આપણુ કામ કેટલેક અંશે સરળ થતુ જાય છે ત્યારે બીજી તરફ આપણા કામમાં નવી નવી મુશ્કેલીઓ ઊભી થતી જાય છે. સંકટની શરૂઆતના દિવસોમાં લોકો નાનજાતના કે કોમકોમના ભેદ ભૂલી એકબીજાને મદદ કરવામાં મચ્યા હતા, તે વખત ક્રમનસીબે ચાલ્યો ગયો છે. ગુજરાતમાં ઠેકાણે ઠેકાણે હિંદુમુસલમાનના ઝઘડા શરૂ થવા માંડ્યા છે. આથી આપણા કાર્યવાહકોની મુશ્કેલીઓ વધતી જાય છે. ગયે અઠવાડિયે મહેમદાવાદમાં હિંદુમુસલમાનો વચ્ચે તીવ્ર વિખવાદ થયો છે જેને પરિણામે હિંદુઓએ મુસલમાનોનો બહિષ્કાર શરૂ કર્યો છે. સમિતિ તરફથી ચાલતી સસ્તા અનાજની દુકાનોએથી મુસલમાનોને માલ ન આપવા હિંદુઓ આગ્રહ કરે છે. તેમનો વિરોધ સહન કરીને પણ કશા ભેદભાવ વિના સમિતિ તરફથી સસ્તું અનાજ વગેરે આપવાનું કામ જેમનુ તેમ ચાલી રહ્યુ છે. આમ છતાં મહેમદાવાદના એક મુસલમાન સદ્‌ગૃહસ્થે સમિતિએ મુસલમાનોને મદદ આપવાનું બંધ કર્યાની ખબર

છાપાંઓમાં પ્રગટ કરાવી મુસલમાનો માટે અલાયદી મદદની અપીલ કરી છે. નડિયાદમાંથી પણ સમિતિ તરફથી મુસલમાનોને મદદ નથી અપાતી એવા આરોપસર અલગ મદદની માગણીઓ કરવામાં આવેલી છે. સુરત કે રાંદેરના એક મુસ્લિમ મંડળ તરફથી પણ આવી જ અપીલ બહાર પડી છે.

ગુજરાત પ્રાંતિક સમિતિ તરફથી આજ સુધી કોઈ પણ જાતના કોમી ભેદભાવ વગર દરેક સ્થળે એકસરખી રીતે સૌને મદદ કરવામાં આવેલી છે. મદદના આંકડા તેમ જ વિગતો દરેક મથકને દફતરે રહે છે અને જે કોઈ જોવાં માગે તેને બતાવવામાં આવે છે. સમિતિ તરફથી મળતી મદદ ઉપરાંત મુસલમાનોને ખાસ ઉદારતાપૂર્વક મદદ આપવા માટે અલાયદી મદદ મેળવવાના પ્રયત્નો થાય તો તેમાં કોઈથી વાંધો ઉઠાવી ન શકાય. પરંતુ સમિતિ તરફથી મુસલમાનોને મદદ નથી અપાતી એવો આરોપ, કરી કોમી લાગણીઓને ઉશ્કેરી ખાસ મદદ માગવી એમાં જે સ્વયંસેવકોએ અણીને વખતે જ્યારે કોઈ મદદ કરી શકે તેમ નહોતું ત્યારે પોતાના જીવને જોખમે ગામડાંમાં પહોંચી મુસલમાન ભાઈઓને મદદ કરેલી છે, તેમને ભારે અન્યાય થાય છે. આજે પણ ગુજરાતનાં ગામડાંમાં હજારો મુસલમાનો સમિતિ તરફથી મદદ મેળવી રહ્યા છે. જે મુસલમાન ભાઈઓ સમિતિ સામે આરોપો મૂકી જુદી માગણીઓ કરે છે તેઓ જાણ્યેઅજાણ્યે ગામડાંના હજારો દુઃખી મુસલમાનોને મુશ્કેલીમાં મૂકતા જાય છે. મને લાગે છે કે મુસલમાનોની સેવા કરવાનો જ તેમનો ઉદ્દેશ હોવા છતાં આ રીતથી તેમની સેવા અસેવા થઈ પડવાનો ભય છે. ગુજરાતના મુસલમાનો પાસે શાંત સેવા કરવાનું જાગતુંજીવતું તંત્ર નથી. મુસલમાનોનું દુઃખ જોઈ કેટલાક ભલા મુસલમાનોને લાગણી થઈ આવે એ સ્વાભાવિક છે. તેમને સહેલાઈથી મદદ માટે પૈસા મળી શકે એ પણ સંભવિત છે. પરંતુ ગુજરાતનાં હજારો ગામડાંમાં તેઓ મુસલમાનોને વ્યવસ્થિતપણે મદદ પહોંચાડી શકે એટલાં સાધનો પોતાની પાસે છે કે નહીં તેનો તેમણે જ વિચાર કરવો ઘટે છે. સંકટનિવારણનું કામ ટૂંક દિવસનું નથી, અને થોડાં છૂટાંછવાયાં માણસોથી પહોંચી વળાય તેમ પણ નથી. આજે સમિતિઓ તરફથી લગભગ એક હજાર માણસો સંકટનિવારણનું કામ કરી રહ્યાં છે. સસ્તા અનાજની સોથી વધુ દુકાનો ચાલી રહી છે. દુકાનદીઠ સરેરાશ ચાળીસથી પચાસ રૂપિયાની ખોટ દરરોજ ખમવામાં આવે છે. કોઈ જગ્યાએ કોઈને નાગોભૂખ્યો રહેવાનો પ્રસંગ આવવા દીધો નથી. હવે એથી પણ કઠણ કામ હાથ ધરવાનો વખત આવ્યો છે. હજારો મકાનો પડી ગયાં છે તે ઊભાં કરવામાં ભાંગેલી પ્રજાને વ્યવસ્થિત રીતે

મદદ કરવાનું કામ વિશેષ કઠણ છે. એકલા પૈસાથી લોકોનું દુઃખ ભાગે તેમ નથી. સ્થિર થઈ લોકો વચ્ચે વસી તેમની જરૂરિયાતો પર નજર રાખી તેમને લાંબા વખત સુધી સહાય કરવી પડશે. જે મુસલમાનો કોમી લાગણીને વશ થઈ અગર તો ક્ષણિક ઊભરાથી તણાઈ મુસલમાનોની અલગ સેવા કરવાનો ઇરાદો રાખે છે, તેઓ શાંત ચિત્તે ઉપરની બધી હકીકત ઉપર ગોર કરી કામ કરે એવી મારી સલાહ છે.

હજુ સુધી મારી પાસે એક પણ ફરિયાદ એવી નથી આવી કે કોઈ પણ મથકેથી મુસલમાનને કોમી ભેદભાવને લઈને મદદ આપવામાં ન આવી હોય અથવા તો હિંદુમુસલમાન વચ્ચે કોઈ પણ પ્રકારનો પક્ષપાત કરવામાં આવ્યો હોય. જો કોઈના મનમાં એવો અંદેશો હોય તો હું જાતે સાથે આવી જેને ખાતરી કરવી હોય તેને ખાતરી કરી આપવા તૈયાર છું. ગમે તેટલી મુશ્કેલીઓ ઊભી થાય તેમ છતાં પ્રાંતિક સમિતિના કાર્યવાહકો સમિતિના મુકરર કરેલ ધોરણ અને વ્યવસ્થામાં કોઈ પણ જાતનો ફેરફાર નહીં થવા દે એવી મારી ઉમેદ છે.

નવજીવન, ૧૮-૯-૧૯૨૭

## ૩૯

## ગુજરાત રેલસંકટ – ૮

[નડિયાદ પરિષદમાં વિચારાયેલી રૂપરેખા.]

ગુજરાત સંકટનિવારણ કામના મુખી કાર્યવાહકોની ત્રીજી પરિષદ નડિયાદ અનાથાશ્રમના મકાનમાં ગયા શુક્રવારે સવારે ગુજરાત પ્રાંતિક સમિતિના આશરા હેઠળ મળી હતી. લગભગ બસેં કાર્યવાહકોએ હાજરી ભરી હતી. સસ્તા અનાજની દુકાનો વિષે દરેક મથકનો અનુભવ જાણ્યા પછી એકમતે એવો ઠરાવ કરવામાં આવ્યો છે કે આ દુકાનો દિવાળી સુધી ચાલુ રાખવી અને ત્યાર પછી બંધ થઈ શકે કે કેમ તેનો નિર્ણય દિવાળી પહેલાં ફરી એક વાર મળનારી પરિષદમાં કરવો.

સાવ ધોવાઈ ગયેલાં ગામોમાં આજ સુધી મફત મદદ અપાઈ રહી છે તેમાં અનુભવ ઉપરથી કંઈક ફેરફાર કરવાની જરૂર જણાઈ છે. જે માણસો સશક્ત છે અને જેઓ ખેતીના કામમાં રોકાયેલા નથી, તેમને નવરા બેસાડી રાખી વધારે વખત મફત અનાજ આપી આળસુ બનાવી દેવામાં જોખમ સમાયેલું છે એવો સૌનો અભિપ્રાય થયો છે. આ સંબંધમાં

નડિયાદ તાલુકાનાં શેઢી કાંઠાનાં ગામોમાં ભાઈશ્રી લક્ષ્મીદાસે એક અખતરો શરૂ કર્યો છે. જે કુટુંબને મુફત મદદ અપાય છે તેમાંના સશક્ત માણસો પાસે તે ભાગમાંના તૂટી ગયેલા રસ્તાઓ સમારવાનું કામ લેવામાં આવે છે અને આ કામ તેઓ ખુશીથી કરે છે. આથી કંઈક જાહેર ઉપયોગી કામ થાય છે, મહેનત કરનારને પોતે મફત નથી લેતો એવો સંતોષ રહે છે, અને તેના કુટુંબનો નિર્વાહ થાય છે. આ અનુભવ ઉપરથી ધોવાઈ ગયેલા પ્રદેશમાં દરેક સ્થળે આવા ધોરણ ઉપર કામ લઈ મદદ આપવાનું હવે પછી ઠરાવ્યું છે, અને નડિયાદમાં થતું કામ જોવાની સૌને ભલામણ કરવામાં આવી છે. શિયાળુ પાકના બીના નમૂના ખેતીવાડી ખાતાના જાણકારો પાસે તપાસાવડાવી અને તેનો ભાવ નક્કી કરી દરેક ભાગમાં પહોંચાડવાનું કામ એક કમિટીને સોંપવામાં આવ્યું છે.

નવેસર ઉગાડેલા પાકને માટે એક વરસાદની ખરેખરી જરૂર હતી. ખેડૂતો દસપંદર દિવસથી વરસાદની ખૂબ રાહ જોઈ રહ્યા હતા. દરેક સ્થળેથી મળતા સમાચાર ઉપરથી જણાય છે કે ખેડૂતોએ હવે વરસાદની આશા છોડી છે. એક વરસાદની તાણે વરસ નિષ્ફળ જવાનો ભય રહે છે, અને શિયાળુ પાકનું વાવેતર પણ પ્રમાણમાં ઓછું થવાનું.

જેમ જેમ દિવસ જાય છે તેમ તેમ પડી ગયેલાં મકાનો અને તણાઈ ગયેલાં ગામડાંઓ ફરી ઊભાં કરવાનો સવાલ વધારે ને વધારે નજીક આવતો જાય છે. દરેક સ્થળેથી ઇમારતી સામાન જેવાં કે ઈંટ, ચૂનો, સિમેન્ટ, પતરાં, કાટમાળ વગેરેની સગવડ માટે માગણીઓ આવવા લાગી છે. સરકાર કેટલી મદદ આપવા માગે છે તેની ઉપરાઉપરી પડપૂછ થાય છે. કાર્યવાહકો આ સંબંધમાં શું કરવું તેની મૂંઝવણમાં પડેલા હતા. સૌને એક વાતની ખાતરી થઈ કે જો બધા જ કાર્યવાહકો આવતા જેઠ મહિના સુધી પોતપોતાનું ક્ષેત્ર છોડે નહીં અને હાલ જે ઉત્સાહ, ખંત અને સંપથી કામ કરી રહ્યા છે તે પ્રમાણે કામ કરવું ચાલુ રાખે તો જ આ કામને મોટે ભાગે પહોંચી વળાય. આઠ મહિનામાં બધાં જ મકાનો અને ગામો ઊભાં કરી દેવાં એ તો અશક્ય જેવું લાગે છે, છતાં સરકાર, પ્રજા અને કાર્યવાહકો ત્રણે મળી, કામનું મહત્ત્વ સમજી, જે પ્રમાણે કામ આજ સુધી થયું છે તે પ્રમાણે કર્યે જાય તો લગભગ પોણા ભાગનું કામ અવશ્ય આટોપી શકાય. સરકારે પોતાનાં જંગલોમાંથી ઇમારતી લાકડું અને વાંસ મંગાવી દરેક તાલુકામાં બને તેટલી ત્વરાથી બજાર ભાવે અથવા તેથી કંઈક ઓછે દામે તે માલ આપવાની ડેપો ખોલવાનું નક્કી કર્યું જણાય છે. એટલે એ સંબંધમાં ઝાઝું કરવાનું રહેશે નહીં. સરકારની

મદદના પ્રમાણ વિષે આ માસની આખર સુધી કંઈક જાહેરનામું બહાર પડશે જ એવી અટકળ છે.

પતરાંના વાપર સંબંધમાં કાર્યવાહકોનો મોટો ભાગ વિરુદ્ધ છે. ગુજરાતની આબોહવાને એ પ્રતિકૂળ હોવાથી તેને ઉત્તેજન ન આપવું એવો પરિષદે ઠરાવ કર્યો છે. વધારે મુશ્કેલીનો સવાલ મોટા પ્રમાણમાં જોઈતી ઈંટો અને નળિયાં બનાવડાવવાનો અને કારીગરો મેળવવાનો છે. આ વિષે જરૂરી ગોઠવણ કરવા માટે પરિષદે એક કમિટી નીમી છે. ધોવાઈ ગયેલાં ગામોના લોકો સાધન વગરના થઈ પડ્યા હોવાથી અને બધાં સાધનો બહારથી લાવવાનાં હોવાથી આ ગામડાં ફરી વસાવવામાં ઘણી મુશ્કેલીઓ રહેલી છે અને ઘણો વખત જવાનો સંભવ છે. એટલે આ કામ હવે તુરત હાથ પર લેવાય તો જ તેવાં બધાં ગામોને પહોંચી શકાય એ હેતુથી નડિયાદ તાલુકામાં શેઢી કાંઠાના એક ગામના પ્લાન અને અંદાજ તૈયાર કરાવ્યા છે. અને જે ગામતળ બદલવાનું તેની ગોઠવણ તુરત કરી લેવાનું ઠર્યું છે. જમીનની કિંમત સિવાય દોઢસો ઘરનું આ ગામ વસાવવાના ખરચનો અંદાજ રૂ. ૬૫,૦૦૦ આંકવામાં આવ્યો છે. આમાં ઈંટ ચૂનાનો ઉપયોગ કરવાનો નથી. માત્ર માટી અને લાકડાનું જ કામ કરવાનું ઠર્યું છે. બીજાં ગામો આ જ ધોરણ ઉપર બનાવી શકાય એવું નમૂનેદાર આ ગામ બનાવવાનો પરિષદે ઇરાદો રાખ્યો છે. આ ગામ ઝડપથી ઊભું કરવાનું નક્કી કરેલું હોવાથી એક કમિટી નીમી તેનું ખાતમુહૂર્ત આવતી વિજયાદશમીને દિવસે નામદાર વિઠ્ઠલભાઈ પટેલને હાથે કરાવવાનું નક્કી થયું છે, અને તેને સારુ એક કમિટીની યોજના થઈ છે. આ ગામના લોકોને સરકાર તરફથી જે મદદ મળવાની હોય તે મળે કે તુરત જ, તેઓ તૈયાર થયેલાં ઉપલા ગામનાં મકાન ખરીદ કરી તેમાં દાખલ થઈ જાય એવી ગોઠવણ કરવાનો ઇરાદો છે. અને જો આ અખતરો ફતેહમંદ થાય તો ધોવાઈ ગયેલાં ઘણાંખરાં ગામો આ પ્રમાણે નવી ઢબ ઉપર આવતા ચોમાસા પહેલાં નવેસર ઊભાં કરી દઈ ફરી વસાવવાનો ગુજરાત પ્રાંતિક સમિતિનો ઇરાદો છે. ગુજરાતના કાર્યવાહકોએ આ સંકટને સમે દેખાડેલો અપૂર્વ એકરાગ, દૃઢતા અને સેવાભાવ આ કામ પાર ઊતરતા સુધી જેવાં ને તેવાં કાયમ રહેશે એવી મને પૂરી ઉમેદ છે.

નવજીવન, ૨૫–૯–૧૯૨૭

# છઠ્ઠી રાનીપરજ પરિષદ

[મે ૧૯૨૮મા પૂના (મહુવા) મુકામે મળેલી છઠ્ઠી રાનીપરજ પરિષદના પ્રમુખ સ્થાનેથી આપેલા ભાષણમાથી ઉદ્‌ગારો.]

હું આજે આવ્યો છું પણ મારો જીવ તો બારડોલીમાં જ છે. આજે હમણાં જ એક ઘોડેસવાર સ્વયંસેવકે આવીને ખબર આપી કે જેને મે સરભણમાં સેનાપતિ સ્થાપ્યા છે તે મારા સાથી રવિશંકરને સરકારે પકડ્યા છે. આ ખબર સાંભળી આજે મારો આત્મા ખૂબ ઉલ્લાસમાં છે, કારણ કે આથી ઉત્તમ બલિદાન આપવાની મારામાં શક્તિ નથી.

આવા બધા જુલમો ચાલે છે, કારણ કે આપણે અજ્ઞાન છીએ. વેઠછીની બાળાઓ અબળા જાત હોવા છતાં તેમની પાસે કોઈ વેઠ કરાવી નહીં શકે, તો તમને મરદોને ડરાવીને કોઈ કેમ વેઠ કરાવે? રાનમાં રહેનાર સિંહ વાઘ તો ગામમાં રહેનાર મનુષ્યને ડરાવે છે, તો તમે રાનમાં રહેનારા થઈને શહેરીઓ, જે તમારાથી ડરી જાય તેમનાથી જ કેમ ડરો છો? ગાંધીજીએ મોકલેલા સંદેશાનો અક્ષરેઅક્ષર જો પૂરો પાળો, દારૂ છોડો, ખાદીરેંટિયાનું સેવન કરો, તો તમારે ત્યાં લક્ષ્મીનો વરસાદ વરસે. એ સંદેશો આજ સુધી આપણે પૂરા વેગથી ઝીલ્યો નથી. જો પૂરા વેગથી ઝીલીએ તો એક વરસમાં આપણે દુનિયાને ઊંધીચત્તી કરી શકીએ.

તાડ જેવું એક ઊંચું ઝાડ કે જેને પકડાય એવું ડાંખળું પણ નથી હોતું તેના ઉપર જીવને જોખમે ચઢી તાડી ઉતારવાની જેનામાં હિંમત છે એવા તમે લોકો, જે લોકોમાં તેના પર ચઢવાની હિંમત નથી તેવા લોકોથી કેમ ડરો? તમારાં છોકરાં નિર્ભય અને હોશિયાર થાય એમ ઇચ્છતા હો તો અમારા આશ્રમોમાં તેમને મૂકો; પણ છતાં જો સાથે તમે પોતે ન સુધરો અને મારી પાસેથી ઘેર આવી જો છોકરો દારૂ જ પીએ, તો મારો સુધારેલો તે કેટલોક સુધરે?

નવજીવન, ૬-૫-૧૯૨૮

## ૪૧

# બારડોલી સત્યાગ્રહ

[ સન ૧૯૨૮માં બારડોલી સત્યાગ્રહની લડત વખતે આપેલા ભાષણોમાંથી. ]

૧

હું તો તમને સલાહ જ આપી શકું ને તે તમારા પોતાના જ જોર પર. આપણે બીજા બધા જ ઉપાયો અજમાવી ચૂકયા, હવે કોઈ સાંભળે એ આશા ખોટી છે; તો છેવટનો એક જ ઉપાય હવે બાકી રહ્યો છે, અને કોઈ પણ પ્રજા માટે એ એક જ ઉપાય છેવટના તરીકે રહેલો છે. તે બળની સામે બળ. સરકાર પાસે તો હકૂમત છે, તોપબંદૂક છે, પશુબળ છે. તમારી પાસે સાચનું બળ છે, દુઃખ સહન કરવાની શક્તિ છે. આવો આ બે બળનો મુકાબલો છે. તમારી વાત સાચી છે એવું જો તમને બરાબર ભાન હોય, આ અન્યાય છે ને તેની સામા થવું એ ધર્મ છે એ વાત તમારા અંતરમાં ઊગી ગઈ હોય, તો તમારી સામે સરકારની બધી શક્તિ કશું કામ કરી શકવાની નથી. એમને લેવાનું છે ને તમારે દેવાનું છે. તમે સ્વેચ્છાએ હાથથી ઉપાડીને ન આપો ત્યા સુધી એ કામ કોઈ કાળે બનવાનું નથી. ભરવું ન ભરવું એ તમારી ઇચ્છાની વાત છે. જ્યારે તમે એમ ઠરાવો કે અમે રાતી પાઈ ભરનાર નથી, આ સરકાર મરજીમાં આવે તે કરો, જપ્તી કરો, જમીનો ખાલસા કરો, અમે આ આકારણી સ્વીકારતા નથી, તો તે લેવાનું સરકારથી કદી બની શકવાનું નથી. એ કોઈ પણ રાજ્યથી બની શકે તેવું નથી. જુલમીમાં જુલમી રાજ્ય પણ પ્રજા એકત્ર થાય છે ત્યારે તે સામે ટકી શકતું નથી. જો તમે ખરેખર એકમત થઈને નિશ્ચય કરતા હો કે આ મહેસૂલ ખુશીથી કે સ્વેચ્છાએ નથી જ ભરવું તો હુ ખાતરી આપુ છું કે આ રાજ્ય પાસે એવું કોઈ સાધન નથી કે જે તમારો નિશ્ચય તોડાવી શકે ને તમને ભાંગી શકે. એ નિશ્ચય કરવાનું કામ તમારું પોતાનું છે. કોઈના ચડાવવાથી, કોઈના કે મારા જેવા ઉપર આધાર રાખીને નિશ્ચય ન કરશો. તમારા જ બળ ઉપર ઝૂઝવું હોય, તમારી જ હિંમત હોય, તમારામાં આ લડત પાછળ ખુવાર થઈ જવાની શક્તિ હોય તો જ આ કામ કરજો.

લડતનાં જોખમો પૂરાં વિચારજો. એમાં જેટલાં મોટાં જોખમો છે તેટલાં જ મોટાં પરિણામો સમાયેલાં છે એ યાદ રાખજો. કામ જેટલું મુશ્કેલ છે તેટલું જ મહત્ત્વનું છે. જરા સખ્તાઈ થતાં જ જો તમે આમાંથી ખડી જવાના હો તો તેમાં તમને એકલાને જ નહીં પણ ગુજરાતને ને આખા હિંદુસ્તાનને નુકસાન પહોંચવાનું છે. માટે જે નિશ્ચય કરો તે ઈશ્વરને હાજર સમજીને પાકે પાયે કરજો કે પાછળથી કોઈ તમારા તરફ આંગળી ન ચીંધે. જો તમારા મનમાં એમ હોય કે મીણનો હાકેમ પણ લોઢાના ચણા ચવડાવે ત્યાં આવડી મોટી સત્તા સામે તે આપણું શું ગજું, તો તમે આ વાત છોડી જ દેજો. પણ જો તમને લાગે કે આવા સવાલમાં તો લડવું જ ધર્મ છે, જો તમને લાગે કે જે રાજ્ય કોઈ રીતે ઇન્સાફની વાત માનવા તૈયાર નથી તેની સામે ન લડવું ને પૈસા ભરી દેવા તેમાં આપણી ને આપણાં બાળબચ્ચાંની બરબાદી જ થાય છે, એટલું જ નહીં પણ આપણું સ્વમાન પણ જાય છે, તો તમે આ લડત માથે લેજો.

આ કંઈ લાખ સવાલાખના વધારાનો કે ત્રીસ વરસના સાડત્રીસ લાખનો સવાલ નથી, પણ સાચજૂઠનો સવાલ છે, સ્વમાનનો સવાલ છે. આ સરકારમાં હમેશને માટે ખેડૂતનું કોઈ સાંભળનાર જ નહીં એ પ્રથાની સામે આમાં થવાનું છે. રાજ્ય આખાની મદાર ખેડૂત પર છે. રાજ્યતંત્ર બધું ખેડૂત પર ચાલે છે. છતાં તેનું કોઈ સાંભળતું જ નથી, તેને કોઈ દાદ દેતું નથી. તમે કહો તે બધું ખોટું જ. આ સ્થિતિ સામે થવું એ તમારો ધર્મ છે, અને તે એવી રીતે સામા થવું કે જેથી ઈશ્વરને ત્યાં જવાબ દેવો પડે તે દિવસે તમને ભારે ન પડે. મિજાજ કાબૂમાં રાખીને, સાચ ઉપર અડગ રહીને, સંયમ પાળીને, સરકાર સામા ઝૂઝવાનું છે. જપ્તી અમલદારો આવશે, તમને ખૂબ સતાવશે, ઉશ્કેરણીનાં કારણો આપશે, ગમે તેવી ભાષા વાપરશે, તમારી સતામણી કરશે, અને જેટલી જેટલી તમારી નબળાઈઓ તેમના જોવામાં આવશે તેટલી મારફતે તમારા ઉપર હુમલા કરવા મથશે છતાં મુખ્ય વસ્તુ ઉપરથી તમે ન ડગશો, અહિંસાની પ્રતિજ્ઞા ઉપરથી ન ચળશો. શાંતિથી ને સંયમથી દૃઢ રહેજો કે અમારે હાથે કરીને સરકારને પાઈ પણ નથી આપવી, જોઈએ તો જપ્તીઓ કરો, ખાલસા કરો, ખેતર પર જાઓ, હરાજીઓ બોલાવો, જે કંઈ કરવું હોય તે જબરદસ્તીથી કરો, મરજિયાત- કંઈ નહીં કરાવી શકો; અમારે હાથે તમને કશું નહીં મળે. એ જ આ લડતનો મૂળ પાયો છે. આટલું જો તમે કરી શકો તો ધાર્યું પરિણામ આવે જ એ વિષે મને કંઈ શંકા નથી. કારણ તમારી લડત સાચ ઉપર મંડાયેલી છે.

૨

બારડોલીમાં આજે હું એક નવી સ્થિતિ જોઉં છું. અગાઉના દિવસો મને યાદ છે. તે કાળે આવી સભાઓમાં પુરુષો જેટલી બહેનો પણ આવતી. હવે તમે પુરુષો એકલા જ સભામાં આવો છો. તમે કહેવાના મોટાઓનું જોઈને મલાજો શીખતા જતા દેખાઓ છો. પણ હું કહું છું કે જો આપણી બહેનો, માતાઓ, સ્ત્રીઓ આપણી સાથે નહીં હોય તો આપણે આગળ ચાલી શકવાના નથી. કાલ સવારે જપ્તીઓ આવશે. આપણી ચીજો, વાસણો, ઢોરઢાંખર લઈ જવા જપ્તીદારો આવશે. જો આપણે બહેનોને આ લડતથી વાકેફગાર નહીં રાખી હોય, તેમને આપણી જોડે જ તૈયાર કરી નહીં હોય, આ લડતમાં પુરુષોના જેટલો જ રસ લેતી નહીં કરી હોય, તો તે વખતે તેઓ શું કરશે? ખેડા જિલ્લાના મારા આવા અનુભવોમાં મેં જોયું છે કે ઘરનું ઢોર છોડી જવામાં આવે ત્યારે સ્ત્રીઓને લડતમાં કેળવવામાં ન આવી હોય તો મોટો આઘાત પહોંચે છે. માટે તમે બહેનોને લડતમાં બરાબર કેળવો. ગમે તેટલી હાડમારી આવે, ગમે તેટલાં દુઃખ પડે, બધું સહન કરીને પણ ચાલી લડતો લડવી રહી. ભલે સરકાર જમીન ખાલસા કરવાના હુકમો કાઢે, ચાહે તેમ થાય, પણ આપણા હાથે ઉપાડીને એક પૈસો પણ ન આપવાના નિશ્ચયમાંથી ન ડગવું જોઈએ.

તમે લગ્નો લઈ બેઠા છો તે બધાં ટૂંકમાં પતાવવાં પડશે. લડાઈ જગાવવી હોય ત્યાં બીજું શું થાય? કાલ સવારે ઊઠીને તમારે ઊગ્યાથી આથમ્યા સુધી ઘરને તાળાં મારી ખેતરમાં ફરતા રહેવું પડશે, છાવણી જેવી જિંદગી ગાળવી પડશે. બાળક, વૃદ્ધ, સ્ત્રી, પુરુષ સૌ આ સ્થિતિ સમજે, ગરીબતવંગર, બધી કોમ એકરાગ થઈ એકખોળિયે પ્રાણ હોય તેમ વર્તે, રાત પડ્યે જ સૌ ઘેર આવે. આવું થવું જોઈશે. જપ્તીઓ કરવા સરકારને ગામમાંથી જ અથવા તાલુકામાંથી જ માણસો લાવવા પડે છે ને? તે કામ માટે એક માણસ પણ શોધ્યો ન જડે એવી આખા તાલુકાની હવા થઈ જવી જોઈએ. જપ્તી અમલદાર કોઈ ખભે ઊંચકીને વાસણો લઈ જનારો મેં હજુ જોયો નથી. સરકારી અમલદારો તો અપંગ હોય છે. પટેલ, મુખી, વેઠિયો, તલાટી કોઈ સરકારને મદદ ન કરે ને ચોખ્ખું સંભળાવી દે કે, મારા ગામની અને તાલુકાની લાજઆબરૂ જોડે મારી લાજઆબરૂ છે. તાલુકાની આબરૂ જાય તો મુખીપણું શા ખપનું? તેના હિતમાં જ મારું હિત છે. તાલુકો ઘવાય, અપંગ થાય, એમાં પટેલનું હિત નથી. એટલે આપણે આખા તાલુકાની હવા એવી કરી મૂકીએ કે

તેમાં સ્વરાજની ગંધ હોય, ગુલામીની નહીં; તેમાં સરકારની સામે ઝૂઝવાના ટેકનું તેજ ચહેરા પર દેખાઈ આવતું હોય.

હું તમને આજે ચેતવણી આપવા આવ્યો છું કે હવે રમતના છંદમાં, મોજશોખમાં ઘડી પણ ન રહો. જાગ્રત થાઓ. બારડોલીનું નામ ચોખંડ ધરતીમાં ગવાયું છે. આજે બપોરે જ પરિષદમાં એક મુસલમાન ભાઈએ આપણને સંભળાવ્યું કે બારડોલીના કોઈ પણ વતનીને જોતાં બંગાળામાં લોકો કેવા તેના પગની ધૂળ લેવા તૈયાર થતા. કાં તો આપણે, તાલુકાએ ખરાબ થવું છે ને મરી ફીટવુ છે, ને કાં તો સુખી થવું છે હવે રામબાણ છૂટી ગયુ છે. આપણે ભાંગશુ તો આખા હિંદુસ્તાનને ભાંગશું; અને ટકશુ તો તરશુ ને હિંદુસ્તાનને પદાર્થપાઠ આપીશું. તમારા જ તાલુકાએ ગાંધીજીને આખા દેશની લડતના પાયાની ઈંટ થવાની આશા આપી હતી. તે પરીક્ષા તો તે વખતે ન થઈ, જોકે દેશપરદેશ બારડોલીનો ડંકો વાગી ગયો. હવે એ પરીક્ષા આજે આપવાનો પ્રસંગ આવ્યો છે. તમે હિંદુસ્તાનને સ્વરાજ અપાવવા નીકળ્યા હતા, તે હવે તમારા ઘરની લડત માટે શુ કરો છો તેની પરીક્ષા થશે. આમાં પાછા પડીએ તો ઇજ્જતઆબરૂ જશે ને હિંદુસ્તાન આખાને ભારે નુકસાન થશે.

આજે જ એક પરિષદ પૂરી કરીને તરત હું અહીં તમારી પાસે આવ્યો છું. કારણ હવે તાલુકાનાં જેટલાં ભાઈબહેનો મળે તેટલાંને મારો સંદેશો આપવા માગુ છું કે હવે સૌ ચેતતાં રહેજો, હવે પૂરેપૂરાં જાગ્રત રહેજો, ગાફેલ ન રહેશો. સરકાર એકે ઉપાય બાકી નહીં રાખે, તમારામાં ફાટફૂટ પાડશે, કજિયા કરાવશે, કંઈ કંઈ ફેલ કરશે, પણ તમે તમારા બધા અંગત ને ગામના કજિયાને હમણાં લડત ચાલતાં સુધી કૂવામાં નાખજો, લડત પૂરી થાય ત્યાં સુધી એવી એકેએક વાત ભૂલી જજો; પાછળથી બધુ યાદ કરીને જોઈએ તો લઢી લેજો. જોઈએ તો તેવી રીતે પાછળથી લડવાના તમારા નિશ્ચયના દસ્તાવેજો કરીને પેટીપટારામાં સાચવી મૂકજો! પણ અત્યારે તો બાપદાદાનાં વેર પણ ભૂલી જજો. જિંદગી સુધી જેની સાથે ન બોલ્યા હો ને અબોલા પાળ્યા હોય, તેની સાથે પણ આજે બોલજો; આજે ગુજરાતની ઇજ્જત તમે તમારા હાથમાં લીધી છે તે સંભાળજો. અને આપણે હાથેથી એક દમડી સરકારને નથી આપવી એ નિશ્ચયમાં કાયમ રહેજો; નહીં તો જીવ્યું ન જીવ્યુ થઈ જશે. અને તાલુકો કાયમના બોજામા પડશે. કેટલાકને જમીન ખાલસા થવાનો બાઉ છે. ખાલસા એટલે શું? શું તમારી જમીનો ઉખાડીને સુરત કે વિલાયત લઈ જશે? જમીન ખાલસા કરે કે ચાહે તે કરે, ફેરફાર થાય તે સરકારના દફતરનાં પાનાંમાં થાય,

પણ તમારામાં સંપ હોય તો તમારી જમીનમાં બીજો કોઈ આવીને હળ ન નાખે એમ કરવું એ તો તાલુકાનું કામ છે. પછી સરકારી દફતરે ભલે ખાલસા થાય. ખાલસાની બીક છોડી દો. જે દિવસે તમારી જમીનો ખાલસા કરાવવા તમે તૈયાર થશો તે દિવસે તો તમારી પાછળ આખું ગુજરાત ઊભું છે એમ ખચીત માનજો. ખાલસાની બીક હોય, એવી નામર્દાઈ હોય તો લડત લડાય જ નહીં. તમારા એક જ ગામમાં પાકો બંદોબસ્ત કરશો, તોપણ આખા તાલુકાને મક્કમ કરી શકશો, આખા પરગણાને જાગ્રત કરશો.

લડતનું મંડાણ મંડાઈ ચૂક્યું છે. હવે ગામેગામ મોટી લશ્કરી છાવણીઓ છે, એમ માનો. ગામેગામની હકીકત રોજ તાલુકાના મથકે પહોંચવી જોઈએ, અને મથકના હુકમો ગામેગામ પહોંચવા અને અમલમાં મુકાવા જોઈએ. આપણી તાલીમ એ જ આપણી જીતની કૂંચી છે. સરકારનો માણસ ગામેગામ એકાદ તલાટી કે મુખી હોય છે, આપણી પાસે તો આખું ગામ છે.

૩

તમે મને અને મારા સાથીઓને 'બહારના' ગણના જણાઓ છો. હું તો મારાં પોતીકા લોકોને મદદ કરી રહ્યો છું. તમે એ વાત ભૂલી જાઓ છો કે જે સરકારની વતી તમે બોલો છો તેના તંત્રમાં મુખ્યપણે બહારના જ લોકો ભરેલા છે. હું તમને કહી જ દઉં કે હું મને પોતાને હિંદુસ્તાનના કોઈ પણ ભાગ જેટલો જ બારડોલીનો પણ રહીશ સમજું છું, અને ત્યાંના દુઃખી રહેવાસીઓનો બોલાવ્યો જ હું ત્યાં ગયો છું. અને કોઈ પણ ક્ષણે મને રજા આપવી એ એમના હાથમાં છે. એમના હીરને અહોરાત્ર ચૂસનાર અને બહારથી આવીને તોપબંદૂકના જોરે લદાયેલા આ રાજ્યતંત્રને પણ તેટલી જ સહેલાઈથી વિદાય દેવાનું એમના હાથમાં હોત તો કેવું સારું!

૪

હું તાલુકાનાં ગામો ફરતો જાઉં છું તેમ જોતો જાઉં છું કે, આ પંદર દિવસમાં લડતનું રૂપ સમજ્યાનાં લોકોની ભડક ભાંગી ગઈ છે. હજુ બે આની ચાર આની રહી હોય તો તે કાઢી નાખજો, ને ઘર કૂવામાં ફેંકી દેજો. ડરવાનું તમારે નથી, સરકારને છે. કોઈ સુધરેલી સરકાર પ્રજાની સંમતિ સિવાય રાજ કરી શકે નહીં. અત્યારે તો તે તમારી આંખે પાટા બાંધી રાજ કરવા માગે છે. સરકાર કહે છેઃ તમે સુખી છો. મને તો તમારાં ઘરોમાં નજર નાખતાં તમે બીજા જિલ્લાના ખેડૂતો કરતાં સુખી હો એવું

કશું જોવા મળ્યું નથી. તમે ડરી ડરીને સુંવાળા થઈ ગયા છો. તમને તકરારટંટો આવડતાં નથી, એ ગુણ છે. પણ તેથી અન્યાયની સામે થવાની ચીડ પણ આપણામાં ન રહે એવા સુંવાળા ન થઈ જવું જોઈએ. એ તો બીકણપણું છે. આ તાલુકામાં રાતના બાર એકેક વાગ્યે હું ફરું છું, પણ મને કોઈ 'કોણ' કરીને પૂછતું નથી! રવિશંકર કહે છે: આ તાલુકાનાં ગામોમાં અજાણ્યાને કૂતરું પણ કરડતું નથી, કે કોઈ ભેંશ શિંગડું મારતી નથી! તમારી શાહુકારી જ તમને નડી છે, માટે આંખમાં ખુમારી આવવા દો ને ન્યાયને ખાતર તે અન્યાયની સામે લડતાં શીખો.

૫

પટેલ તો ગામનો ધણી છે, ગામનું મુખ છે, એ સરકારને લોકો તરફથી સંભળાવનાર છે. પટેલ કાંઈ સરકારનો વેચાણ થયેલો સાત રૂપિયાનો દૂબળો નથી. સાત રૂપિયા ખાતર જે માણસ પોતાનાં કુટુંબીઓનાં ઘરનાં ગોદડાં ચૂંથવા જાય એને દૂબળો ન કહીએ તો શું કહીએ? અરે, દૂબળો પણ પોતાના ધણિયામાના ઘરમાં એવું કામ કરવા ન પેસે. પટેલ વેઠિયો નથી. અને એવાં કામ કરાવે એ પટલાઈ ઉપર પૂળો મૂકોની! તમારા કરતાં તો મજૂરી કરનારને મજૂરી વધારે મળે છે.

તલાટીઓ વિષે બોલતાં કહ્યું: તમારું વાલોડ તલાટીઓ પેદા કરનારી એક ખાણ છે. તમે પૈસા ખરચીખરચીને છોકરાઓને ભણાવો છો તેના આવા તલાટી પાકે છે. એવા ભણ્યા કરતાં આ રવિશંકર જેવો વગર ભણ્યો બ્રાહ્મણ શો ખોટો? તમને મનમાં મોટાઈ આવે છે કે અમારો છોકરો ભણીને પછી તલાટી થશે. બજારમાં નીકળે તો પાછળ વેઠિયા ચાલતા હશે. પણ એ જ છોકરાને સરકારનો હુકમ થશે ત્યારે સગા બાપને ઘેર જપ્તી કરવા જવું પડશે. આ બધી સરકારની અને તેની કેળવણીની માયાના ખેલ છે.

૬

આ લડતમાં હું ફક્ત તમારા થોડા પૈસા બચાવવા ખાતર નથી ઊતર્યો. બારડોલીના ખેડૂતોની લડત મારફત હું તો ગુજરાતના તમામ ખેડૂતોને પાઠ આપવા માગું છું. હું એ શીખવવા માગું છું કે આ સરકારનું રાજ્ય કેવળ તમારી નબળાઈ ઉપર જ ચાલે છે. નહીં તો જુઓને, એક તરફથી તો વિલાયતથી મોટું કમિશન પ્રજાને શી રીતે જવાબદાર તંત્ર આપવું તેની તપાસ કરવા આવ્યું છે, એ વરસમાં મુલકીખાતું લોકોને સોંપી દેવાની વાતો ચાલે છે અને બીજી તરફથી અહીં જમીનો ખાલસા કરવાની

સરકાર બાજી ગોઠવે છે. એ બધા ખાલી તડાકા છે. જેને સરકારી નોકરી કરવી છે એને ભલે એમાં ડર લાગે. ખેડૂતના દીકરાને એમાં ડરવાનું કારણ નથી. તેને તો વિશ્વાસ હોવો જોઈએ કે આ જમીન અમારા બાપદાદાની હતી અને અમારી જ રહેશે. ખેડૂતની જમીન એ તો કાચો પારો છે, જે તેને આવી સ્થિતિમાં લેશે તેને ફૂટી નીકળશે. દશ વરસ પર દેશમાં સુધારાનું તંત્ર નહોતું ત્યારે પણ ખેડા જિલ્લામાં એક વીઘું જમીન સરકારથી ખાલસા થઈ શકી નહોતી, તો હમણાં થઈ શકશે? નાહકનાં દફતરો બગાડે છે. એમ જમીનો ખાલસા થશે ત્યારે તો આ કચેરીના મકાનમાં મહાલકરી નહીં રહેતો હોય, ને અહીં અંગ્રેજી રાજ્ય નહીં હોય, પણ લૂંટારાનું રાજ્ય હશે. હું તો કહું છું કે લૂંટારાને આવવા દો. આવા વાણિયાના રાજ્યમાં રહેવા કરતાં તેના રાજ્યમાં રસ પડશે. તાલુકાના લોકોને હું કહું છું કે કોઈ ડરે નહીં. દોઢ મહિનામાં તમારામાં કેટલો ફેર પડી ગયો તે તપાસો. પહેલાં તમારા ચહેરા પર કેટલી ભડક ને ફફડાટ હતાં? એકબીજા જોડે બેસતા પણ નહીં. અને આજે? આજે મહાલકરી તો માત્ર આ ડહેલાનો જ મહાલકરી છે; મકાનની બહાર તેનો અમલ રહ્યો નથી. હજી જુઓ તો ખરા, આમ ચાલ્યું તો વખત ગયે એને ચપરાસી પણ નહીં મળે.

તમારી જમીનો માટે બહારના ઘરાકો લાવવાની સરકાર વાતો કરે છે. પણ તાલુકાના લોકો બધી ગણતરી કરીને બેઠા છે. ૧૯૨૧ની ગર્જના કરી હતી તે ડરનારી પ્રજાના જોર પર કરી હતી શું? તે વખતે સંજોગ વીફર્યા ને કસોટી ન થઈ. આજે એ કસોટી ભલે થાય. અને એમાં કયું જોર જોઈએ છે? પંદર રૂપિયાના ભાડૂતી માણસોને ભેગા કરીને જો સરકાર એનાં લશ્કરો ઊભાં કરે છે, અને એ જ લશ્કરો સમજણ વગર, સ્વાર્થ વગર લડાઈના મેદાનમાં જઈને ભડાભડ મરે છે, તો તમે તો હજારોના ખાતેદારો છો, ને તમારે તો તમારા વતનને ખાતર અને તમારાં છોકરાંના રોટલાને ખાતર લડવું છે. આવી લડત તો કોણ અભાગિયો હોય તે ન લડે? હું તો ઇચ્છું છું કે આ લડત ભલે લાંબી ચાલે. અહીં બેઠા આપણે આખા ગુજરાતના ખેડૂતોને પાઠ શીખવીશું.

માર્યો તેવા મને મગતરાનો શો હિસાબ? પણ હું મગતરાને સમજાવું છું કે એ હાથીને ઘૂમવું હોય એટલું ઘૂમી લેવા દે, અને પછી લાગ જોઈને કાનમાં પેસી જા! કારણ કે એટલી શક્તિવાળો હાથી પણ જો મગતરું કાનમાં પેસી જાય તો તરફડિયાં મારી, સૂંઢ પછાડી જમીન પર આળોટે છે. મગતરું ક્ષુદ્ર છે તેથી તેણે હાથીથી બીવું જ જોઈએ એમ નથી. મોટા ઘડામાથી સંખ્યાબંધ ઠીકરીઓ બને છે, છતાં તેમાંની એક જ ઠીકરી આખા ઘડાને ફોડવા પૂરતી છે. ઘડાથી ઠીકરી શા સારુ ડરે? તે ઘડાને પોતાના જેવી ઠીકરીઓ બનાવી શકે છે. ફૂટવાનો ભય કોઈએ રાખવો જોઈએ તો તે ઘડાએ રાખવાનો છે, ઠીકરીને શો ભય હોઈ શકે?

૮

હું તો તમને કુદરતનો કાયદો શીખવવા માગું છું. તમે બધા ખેડૂતો હોવાથી જાણો છો કે જ્યારે થોડા કપાસિયા જમીનમાં દટાઈ, સડી નાશ પામે ત્યારે ખેતરમાં ઢગલાબંધ કપાસ પેદા થાય છે. આપ મૂઆ વિના સ્વર્ગે જઈ શકાય તો જ કેવળ ધારાસભામાં ઠરાવ પસાર કર્યે આપણને મુક્તિ મળી શકે.

કષ્ટ તો તમે ક્યાં નથી વેઠતા? ખેડૂત જેટલાં ટાઢતડકો, વરસાદ, ચાંચડમચ્છર વગેરેના ઉપદ્રવ કોણ સહન કરે છે? સરકાર એથી વધારે શું દુઃખ નાખી શકે તેમ છે? પણ દુઃખ સમજપૂર્વક ખમો એ હું માગું છું, એટલે જુલમની સામે થતાં શીખો. તેનો ભયથી સ્વીકાર ન કરો.

જો ઘેટાંમાંથી જ તેને સાચવનારો ઘેટો નહીં નીકળે તો શું એ વિલાયતથી સાચવનારા લાવી શકશે? લાવી શકે તોયે તેને પોસાય નહીં, એ કાંઈ અઢી આનામાં રહે નહીં, આવાં છાપરાંમાં રહે નહીં; તેને બંગલા જોઈએ, બાગબગીચા જોઈએ; તેનો ખોરાક જુદો, હાજતો જુદી, જુદો ધોબી, જુદો ભંગી વગેરે જોઈએ. એ રીતે તો સરકારને માથા કરતાં મૂંડામણ મોંઘું પડી જાય. દર ગામે બબ્બે અંગ્રેજ રાખે તો આ તાલુકાના પાંચ લાખ વસૂલ કરતાં કેટલા ગોરાઓ રાખવા જોઈએ અને તેનું કેટલું ખર્ચ પડે એની ગણતરી કરવી મુશ્કેલ નથી.

પટેલોને આટલું કહેતાં શું મને સારું લાગે છે? મને તો ઊલટી શરમ લાગે છે. આપણા પટેલોનો મોભો વધે એવું હું ઇચ્છું છું. પટેલો તો રૈયતના રક્ષક હોય. તેવા પટેલોને તો હું મારા ભાઈઓ ગણું અને તેમની સાથે હાથ મિલાવતાં મને અભિમાન થાય.

મને શરૂઆતમાં કોઈ કોઈ કહેતા કે આવા ઝઘડામાં ઊતરીને જોખમમાં પડવું તે કરતાં સવારમાં બે કલાક વહેલા ઊઠી વધારે મજૂરી

કરીશું. આવા માણસોએ જગત ઉપર જીવવાનું શું કામ છે? તેઓ માણસને રૂપે બળદનું જીવન ગુજારે એ કરતાં મરીને બળદનો જ જન્મ ધારણ કરે. ગુજરાતની પ્રજાને હું તેજસ્વી જોવા ઇચ્છું છું. કોઈ એમ ન કહી શકે કે કંગાળ કે ખોટી વણિકવૃત્તિનો ગુજરાતી શું કરી શકે? બીજા કોઈ પણ જેટલા બહાદુર થઈ શકે તેટલો ગુજરાતી પણ થઈ શકે. માત્ર તેણે પોતાના માન ખાતર મરતાં શીખવું જોઈએ. હું ગુજરાતીઓને કહું છું કે શરીરે તમે ભલે દૂબળા હો, પણ કાળજું વાઘસિંહનું રાખો; સ્વમાન ખાતર મરવાની તાકાત હૃદયમાં રાખો. કોઈ તમને અંદર અંદર લડાવી ન શકે એટલી સમજણ રાખો. એ બે વસ્તુઓ લાખો ખરચતાં તમે મેળવી ન શકો તે આ લડતમાં તમે સહેજે મેળવી રહ્યા છો. તમને સાક્ષાત્ લક્ષ્મી ચાંલ્લો કરવા આવી છે. તમારાં ધન્યભાગ્ય છે કે સરકારે તમારા ઉપર આ વધારો કર્યો.

૯

બહેનોને સંબોધતાં કહ્યું: તમારી માલમિલકત જપ્ત કરવા આવે તો તેમને આવકાર આપજો અને તમારી બંગડી કાઢી આપજો અને કહેજો: લો, આ પહેરવી હોય તો ભલે પહેરો.

હાળીઓ તરફ વળીને કહ્યું: તમને ભય લાગે છે કે તમને જપ્તી કરવા બોલાવશે તો શું કરશો? એ ડર જ કાઢી નાખો. તમે મરદો છો, દૂબળા નથી. દૂબળો એટલે નબળો અને કાયર અને બાયલો. કાયર અને બાયલા તો તે જ કે જેમનાં હાડકાં ભાંગેલાં છે, અને જેઓ તમારી મહેનતમજૂરી ઉપર આધાર રાખે છે. તમે ખેતરમાં મજૂરી કરો છો, તમે મોટી ગૂણો ઉપાડીને ચાર ચાર ગાઉ ચાલ્યા જાઓ છો, તમને કોણ દૂબળા કહે? એક ગામના પટેલને મહાલકરીએ કહ્યું કે જપ્ત કરેલો માલ ઉઠાવવા વેઠિયા ન મળે તો પટેલને જ માલ ઉપાડવો પડશે. એ પટેલે તુરત એને કહેવું જોઈતું હતું કે, 'એ મારું કામ નથી. વેઠિયા એ કામ કરવા તૈયાર નથી, હુંયે નથી. તમને મોટો પગાર મળે છે સાહેબ, તમે જ એટલું કામ કરી લો તો?'

૧૦

આ ધરતી ઉપર જો કોઈને છાતી કાઢીને ચાલવાનો અધિકાર હોય તો તે ધરતીમાંથી ધનધાન્ય પેદા કરનાર ખેડૂતને જ છે.

આખું જગત ખેડૂત ઉપર નભે છે. દુનિયાનો નિર્વાહ એક ખેડૂત અને બીજો મજૂર એ બે ઉપર છે. છતાં સૌથી વધારે જુલમ કોઈ સહન

કરતું હોય તો આ બે છે. કારણ તેઓ બંને મૂંગે મોઢે જુલમ સહન કરે છે. હું ખેડૂત છું, ખેડૂતના દિલમાં પેસી શકું છું, અને તેથી તેને સમજાવું છું કે તેના દુઃખનું કારણ તે પોતે હતાશ થઈ ગયો છે, આવડી મોટી સત્તા સામે શું થઈ શકે એમ માનતો થઈ ગયો છે, એ જ છે. સરકારને નામે એક 'ધગડું' આવીને પણ તેને ધમકાવી જાય, ગાળ ભાડી જાય, વેઠ કરાવી જાય. સરકાર ઇચ્છા આવે તેટલો કરનો બોજો તેના ઉપર નાખે છે. વર્ષોની મહેનત કરી ઝાડ ઉછેરે તો તેના પર વેરો, ખેતર ખોદી પાળ બાંધી ક્યારી કરે તેના ઉપર વેરો, ઉપરથી વરસાદનું પાણી ક્યારીમાં પડે તેના ઉપર જુદો વેરો, કૂવો ખોદી ખેડૂત પાણી કાઢે તો તેના પણ સરકાર પૈસા લે. વેપારી ટાઢે છાંયે દુકાન માંડી બેસે તેને બે હજાર વાર્ષિક આવક સુધી કશો કર નહીં, પણ ખેડૂતને લીધું જમીન જ હોય, તેની પાછળ બળદ રાખતો હોય, ભેંસ રાખતો હોય, ઢોર સાથે ઢોર થતો હોય, ખાતરપૂંજો કરતો હોય, વરસાદમાં ઘૂંટણસમા પાણીમાં વીંછીઓ વચ્ચે હાથ ઘાલીને તે ભાતની રોપણી કરે, તેમાંથી ખાવાનું ધાન પકવે, અને દેવું કરીને બી લાવે. તેમાંથી થોડો કપાસ થાય તે પોતે બૈરીછોકરાં સાથે જઈ ને વીણે, ગાલ્લીમાં ઘાલીને તે વેચી આવે, આટલું કરીને પાંચપચીસ તેને મળે તો તેટલા ઉપર પણ સરકારનો લાગો!

ખેડૂત ડરીને દુઃખ વેઠે ને જાલિમની લાતો ખાય એની મને શરમ આવે છે, ને મને થાય છે કે ખેડૂતને રાંકડા મટાડી ઊભા કરું ને ઊંચે માથે ફરતા કરું. એટલું કરીને મરું તો મારું જીવ્યું સફળ માનું.

જે ખેડૂત મુસળધાર વરસાદમાં કામ કરે, કાદવકીચડમાં ખેતી કરે, મારકણા બળદ સાથે કામ લે, ટાઢતડકો વેઠે એને ડર કોનો?

સરકાર મોટી શાહુકાર અને ખેડૂત ભાડૂત એ ક્યારથી થયું? મનસ્વી રીતે મરજીમાં આવે તેટલું તેની પાસેથી લેવામાં આવે છે. ખેડૂતને સરકાર મારે છે, અને આપણા ભણેલાઓ જે તેના હાથારૂપ બને છે તેઓ મારે છે.

## ૧૧

આપણી આ લડતમાં આ ધારાસભાના સભ્યોની સ્થિતિ કંઈક, પરોણા જેવી છે ખરી. કારણ કે તેઓ જેને બંધારણપૂર્વકની લડત કહે છે, તેના ક્ષેત્રમાં બુદ્ધિના ખેલ ખેલે છે. તેવી લડાઈમાં મને રસ નથી. મને તેમાં સમજ પડતી નથી. મને તો કોદાળીવિદ્યામાં ગમ પડે છે. પારકી શેતરંજ, જેમાં પેદાંઓ તેના માલિકની મરજી પ્રમાણે ચલાવવાનાં હોય છે, એવા માયાવી દાવમાં પાસા નાખવા એ મને અગમ્ય લાગે છે. જે લડત

આપણે લડી રહ્યા છીએ તે બીજાને આકરી, વસમી વસ્તુ લાગતી હશે, પણ મને તેવી નથી લાગતી. મને તો એમની બંધારણપૂર્વકની લડત જોઈને ભારે વિસ્મય થાય છે. કારણ કે તેમાં સરવાળે મીડું આવે છે. આમ તેમનો ને મારો કાર્યપદ્ધતિની બાબતમાં એટલો મતભેદ છે. પણ આ કામમાં અમે સૌ એકમતના છીએ, કારણ કે આમાં પ્રજાની વાત સત્ય છે. ખરું કહીએ તો તેમણે જ મને આ કામ સોંપ્યું છે, તેમણે જ મને કહ્યું કે અમે તો અમારા બધા જ દાવ ફેંકી જોયા, પણ એકે ચાલ્યો નહીં. માટે હવે તમારું કોદાયુદ્ધ અજમાવો. મેં એ સ્વીકારી લીધું છે. આપણને એમાં કોઈ નહીં હરાવી જાય. કારણ કે આપણા ગુરુએ જે વિદ્યા શીખવી છે તેમાં હારને સ્થાન નથી. . . .

આ શું એક લાખ રૂપિયા બચાવવા માટેની લડાઈ છે? જો વાજબી હોય તો એકના બે લાખ આપીએ. પણ આ તો તમારી અરજી ન સાંભળી, તમારા પ્રતિનિધિઓએ ધારાસભામાં જે જે સંભળાવ્યું તે ન સાંભળ્યું, અને મારા જેવો જે સરકારને કોઈ દિવસ લખે જ નહીં તેનું પણ ન સાંભળ્યું! જો આજે બાવીસ ટકાનો વધારો સાચો છે એમ મને લાગત તો બીજા બધા ના કહેત તોપણ હું કહેત કે ભરી દો. ખેડા જિલ્લામાં રેલ આવી ને લોકોને માથે મહા દુઃખ આવી પડ્યું ત્યારે બહારથી લોકોને ખૂબ મદદ આવી. સરકારે પણ બન્યું તેટલું કર્યું. એ બધાના પરિણામે ખેડૂતો પોતાનો પાક ઊભો કરી શક્યા હતા. પછી જ્યારે હપ્તાનો વખત આવ્યો ત્યારે મને કેટલાક એવી સૂચના કરવા લાગ્યા કે આવી આફતને કારણે ઓણુસાલ જમીનમહેસૂલ માફ થાય તો સારું. મેં કહ્યું કે ના. જ્યાં હું જોઉં છું કે સરકાર પોતાનું બનતું કરે છે, દોષ રહેતો હોય તો તે સરકારની ખોટી દાનતનો નથી, પણ સ્થાનિક અમલદારોનો જ છે, કે જેઓ ઉદારતાનાં કામ કરવાને ટેવાયેલા નથી ત્યાં એવી વાત થાય જ કેમ? તેથી મેં તે વખતે તમામ ખેડૂતોને કહ્યું કે તમારા ખેતરમાં ઈશ્વર-કૃપાથી પાક્યું છે તો મહેસૂલ ભરી દેવું એ તમારો ધર્મ છે. કરોડો રૂપિયાની લોન લઈએ છીએ તે દેવું તમારે જ માથે છે. વળી સરકાર દસ લાખ રૂપિયા મફત પણ આપે છે. તે ઉપરાંત લોકોએ પંદરવીસ લાખ રૂપિયાની મદદ કરી છે. સરકારે પણ મનેકમને પણ થઈ શકે તેટલી મદદ કરી છે, ત્યાં પછી એવા સંજોગોમાં એની સાથે કજિયો કરવો એ આપણને શોભતું નથી. હું અભિમાન નથી કરતો, પણ જે સત્ય હકીકત છે તે કહું છું કે જો સમિતિના માણસોએ વખતસર મદદ ન કરી હોત અને તુરત બી પૂરું પાડ્યું ન હોત તો સરકારને આ વર્ષે

ગુજરાતના જમીનમહેસૂલમાં પચાસથી સાઠ લાખનું નુકસાન થવાનું હતું. આમ છતાં જ્યારે મેં બારડોલી તાલુકાના ખેડૂતની વાત સરકારને લખી કે એમને અન્યાય થયો છે, ખેડૂત કેટલા પાયમાલ થઈ રહ્યા છે એ જણાવ્યું, અને ગુજરાતમાં એક બે ઊભા રહ્યા હશે તેમનેયે તમારું સ્ટીમરોલર કચડી નાખશે એમ કહ્યું ત્યારે મને જવાબ આપે છે કે, 'તું તો બહારનો છે.'

## ૬૨

મારા સાંભળવામાં આવ્યું છે કે તમારા ગામમાં આજે એક ખ્રિસ્તી જપ્તી અમલદાર નિમાયા છે તેને ગામમાંથી સીધુંસામાન મળતાં નથી. મારી સલાહ છે કે એમ ન કરશો. અમલદાર કંઈ આપણા દુશ્મન નથી. એ બિચારો હુકમનો તાબેદાર થઈને આવ્યો છે. હુકમનો અનાદર કરી નોકરી છોડવાની તેની હિંમત નથી. તેના ઉપર આપણને દ્વેષ ન હોય. કોઈની જિંદગીની જરૂરિયાતો અટકાવવી, દૂધ, શાક, ધોબી, હજામ ન મળે એમ કરવું એ સત્યાગ્રહ નથી. બજારમાંથી મળતી ચીજો પૂરા દામ આપતાં સૌની જેમ તેમને પણ મળવી જોઈએ. એક અજાણ્યો માણસ ગામમાં આવીને પડે ને તેનો આવો બહિષ્કાર થાય તો તેની કેવી સ્થિતિ થઈ પડે? તેનાથી ન નોકરી છોડાય, તેમ ન લોકોનો ત્રાસ સહેવાય. આવી સ્થિતિમાં કોઈને મૂકવો એ સત્યાગ્રહ નહીં પણ ઘાતકીપણું કહેવાય. માટે ઘી, દૂધ, શાક તેમ જ જો કોઈ માંદો પડે તો દવા વગેરે જિંદગીની જરૂરિયાતો કોઈ અટકાવે નહીં. જરૂર જપ્તીના કામમાં તેને કોઈ જાતની મદદ ન કરવી. ગાડી કે મજૂર કે પંચ એવું કશું આપવાની સાફ ના કહેવી. તેને કહી દેવું કે અમારે તમારી ઉપર રોષ નથી, તમે ખ્રિસ્તી હો કે હિંદુ હો કે મુસલમાન હો — અમારે તો બધાં સરકારી નોકરો સરખા છે, અમારે તમારી સાથે અંગત વિરોધ કંઈ જ નથી; પણ અમારી સામે તમે જપ્તીના દરોડા લાવો તેમાં અમે તમને મદદ ન જ આપી શકીએ. આપણો ઝઘડો તો મોટાઓ સાથે છે, આવા ગરીબ નોકરો સાથે નથી. આપણું બળ તો સભ્યતાથી દુઃખ સહન કરવામાં રહેલું છે. સરકારમાં નબળાઈ છે તેથી તે પોલીસની મદદ લે છે અને તેથી આબકારી ખાતાની મદદ લઈને લોકોને દબાવવાની કોશિશ કરે છે. એવી સ્થિતિમાં પોલીસને પણ ખાવાપીવાની ચીજોમાં અડચણ નાખવી યોગ્ય નથી. ભૂખે મરતા લશ્કર સામે લડવું એ ધર્મયુદ્ધ નથી. તેથી મારી કડોદ ગામને સલાહ છે કે એવા કંઈ કાયદા ગામલોકે કર્યા હોય તોપણ હવે તે ફેરવી નાખજો.

બીજી એક અગત્યની સલાહ આપું છું. જપ્તીનું કામ ચાલતું હોય ત્યારે લોકોનું ટોળું ત્યાં એકઠું ન થાય. સરકારનો ઇરાદો જો મારામારી કરવાનો હોય તો આવી રીતે લોકો ટોળે થવાથી જ તે તેવો ઇરાદો બર લાવી શકશે. તોફાનને ચાળે કોઈ ચડશો તો આપણે પડયા સમજજો. આ સરકાર પાસે સૌથી વધારે આસુરી સામગ્રી છે. રાક્ષસી યુદ્ધમાં તો તે એક મિનિટમાં આખા બારડોલીના ભૂકેભૂકા કરી શકે તેમ છે. એ રસ્તે આપણને ચડાવવાનો તે પ્રયત્ન કરે, આપણને કોચવે, લોકો ગાંડાની માફક ટોળે વળે, તેમને ચીડવે અને તેમાંથી કોઈ જુવાનિયાનો મિજાજ જાય કે તરત તે આપણા પર ચડી બેસે. એમ ન થાય એની ખૂબ સાવચેની રાખજો. તેને તાળાં તોડવા દો, કમાડ ચીરવા દો, આ બધું કરે તે શાંતિથી કરવા દો અને પાસે કોઈ ઊભા ન રહો, અને સહેલાઈથી લઈ જાય એવી કીમતી ચીજો ઘરમાં ન રાખો.

૧૩

કલેકટર સાહેબે જણાવ્યું છે કે બારડોલી તાલુકાના લોકોમાં ઘણા ખેડૂતો પૈસા ભરવા ખુશી છે, પણ એમને મારી નાખવાનો અને દેવતા મૂકવાનો ડર છે તેથી ભરતા નથી. તેથી હવે હું ગામેગામ પૂછું છું કે કોઈને તેવો ભય હોય તો મને કહો. કોઈને રૂપિયા ભરવા હોય અને ડર લાગતો હોય તો મારી પાસે આવો, હું મામલતદારને ત્યાં તમારી સાથે આવીશ, અને કોઈ તમારા પર ઘા કરવા આવશે તો તેને પહેલો મારા માથા પર ઘા કરવા કહીશ. હું કાયરોને લઈને લડવા નીકળ્યો નથી. હું તો સરકારનો ડર છોડી બહાદુર બન્યા છે તેમની સાથે ઊભો રહીને લડવા માગું છું. હું તો ખેડૂતોને કહું છું કે જો જુલમ થયો છે એમ લાગે તો નીડર બનીને પૈસા ભરવાની ના કહો, પણ જો કોઈને એમ લાગતું હોય કે વધારો થયો છે તેમાં ન્યાય છે તો ખુશાથી ભરી દો. જેને ડર હશે તેનું હું રક્ષણ કરીશ. મને તેના ઉપર દયા તો છૂટશે કે આપનાર અને લેનાર તો ઇશ્વર છે, તેનો વિશ્વાસ છોડી તેણે સરકારનો વિશ્વાસ કર્યો.

બાકી નાતજાતના કે મહાજનના બંદોબસ્ત તો આપણે જરૂર કરી શકીએ. આપણામાંના નબળાને ટેકો આપવો એ જરૂરનો છે. કલેકટર સાહેબ તેમની મુલાકાતમાં સામાજિક બંદોબસ્તની ફરિયાદ કરે છે. પણ હું તેમને પૂછું છું કે તમારું સિવિલ સર્વિસનું જૂથ બીજું શું છે? એક અમલની ભૂલ થઈ હોય તોયે બધા સાથે મળી તેને છાવરો છો કે નહીં?

તો ખેડૂત પોતાની ન્યાયની લડત ખાતર પોતાના બંદોબસ્ત કેમ ન કરે? હું ખેડૂતોને સલાહ આપું છું કે તમે નાતજાતનાં બંધારણ જરૂર કરો. પણ લોકોને મારી નાખવાની ને આગ મૂકવાની ધમકી અપાય છે એવી વાતો ઉપજાવી કાઢવાનું કોઈને કારણ ન આપો. (સભામાંથી અવાજો — બનાવટી વાત, બનાવટી વાત.) તદ્દન બનાવટી ન પણ હોય. કોઈએ તાલુકામાંથી એવી વાત ઉડાડી હોય, અમલદારોએ કહી હોય એ સંભવિત છે. અંગ્રેજો પોતે આવી વાતો જોડી કાઢે તેવા નથી હોતા. આપણા લોકો સાહેબ પાસે જાય છે ત્યારે દિલમાં ન હોય તેનુંયે બોલી આવે છે એ હું જાણું છું; સાહેબ કેવી રીતે રાજી થશે તે શોધે છે અને ખોટી વાતો કરે છે; તેથી તો હુ સલાહ આપતો આવ્યો છું કે તેમની પાસે જવું અને તેમના તેજમાં અંજાવું તે કરતાં તેમની પાસે જાઓ જ નહીં. હું આ તાલુકાની રગ ઓળખી ગયો છું. અહીંયે ઘોડે ચડવાનો પ્રયત્ન કરનારા થોડા માણસો છે. સરકાર છેવટે માને તોયે સુરક્ષિત રહેવાય અને લોકને કચડે તોપણ બચી જવાય એવી પેરવીમાં તેઓ રહે છે. તેઓ તો ત્યાં જશે ત્યારે તેનું બોલશે અને આપણી પાસે આપણું બોલશે. પણ આપણું તપ સાચું હશે અને આપણી ખુવાર થવાની તૈયારી વિષે તેમને ખાતરી થશે એટલે તે આપણી સાથે થવાના જ છે.

## ૧૪

હવે હું આવું કે ન આવું, આપણા ઉપર બિલકુલ આળ ન આવે એટલું સંભાળજો. કોઈ મર્યાદા છોડશો નહીં. ગુસ્સાનું કારણ મળે તોપણ અત્યારે ખામોશ પકડી જજો. મને કોઈ કહેતું હતું કે ફોજદાર સાહેબે કોઈને ગાળ દીધી. હું કહું છું, તેમાં તેમનું મોઢું ગંદુ થયું. આપણે શાંતિ પકડી જવી. અત્યારે તો મને ગાળ દે તોપણ હુ સાંભળી રહું. આ લડતને અંગે તમે ગાળો પણ ખાઈ લેજો. પરિણામે એ પોતે પોતાની ભૂલ સમજી જશે. પોલીસનો કે બીજો કોઈ અમલદાર તેની મર્યાદા છોડે છતાં તમે તમારી મર્યાદા ન છોડશો. તમારી વહાલામાં વહાલી વસ્તુ લૂંટી જાય તોપણ કશું જ ન બોલશો. કોઈ હતાશ ન થશો, પણ સામા હસજો. એ જો તમે શીખશો તો જેમ વરસાદ આવતા પહેલાં વૈશાખજેઠની અકળામણ આવે છે તેવી જ આજની આ અકળામણ બની જશે. તે આવ્યા વિના વૃષ્ટિ સંભવે નહીં. પ્રથમ અંધારું થાય, વાવાઝોડું થાય, કાટકા થાય ત્યારે છેવટે વૃષ્ટિ આવે. દુઃખ સહન કર્યા વિના નિકાલ આવે જ નહીં. અને આ દુઃખ તો આપણે પોતે માગી લીધેલું જ છે. એમાં

આપણું શું જવાનું છે? ક્ષણિક સુખ જતું કરીને આપણે એવી અમૂલ્ય વસ્તુ પ્રાપ્ત કરવાના છીએ કે જે લાખો ખરચતાં મળવી દુર્લભ છે. તેજ, બહાદુરી અને તેની સાથે હું માગું છું તેવો વિનય — ખાનદાની — આ કમાણી આપણને અમથી કોઈ દિવસ મળવાની નહોતી, તે આ લડતમાંથી આ તાલુકાના ખેડૂતો મેળવો એ જ ઈશ્વર પાસે માગું છું.

આ વખતે સરકારનો પિત્તો ઊછળ્યો છે. છોને લોઢું ગરમ થાય, પણ હથોડાને તો ઠંડું જ રહેવું ઘટે. હથોડો ગરમ થાય તો પોતાનો જ હાથો બાળે. તમે ઠંડા જ પડી રહો. કયું લોખંડ ગરમ થયા પછી ઠંડું નથી થતું? કોઈ પણ રાજ્ય પ્રજા ઉપર ગમે તેટલું ગરમ થાય તો તેને છેવટે ઠંડું પડ્યા વિના છૂટકો જ નથી. પ્રજાની પૂરતી તૈયારી હોવી જોઈએ.

૧૫

તમારા જપ્તીદાર બ્રાહ્મણ છે. ચાર વાગ્યે ઊઠીને પ્રભુસ્મરણ કરવા કે પ્રભાતિયાં બોલવાને બદલે આજકાલ ભેંસોનું સ્મરણ કરે છે. આ જપ્તીદારથી કોણ ડરે અને એને કોણ ગણકારે? . . . વાલોડના થાણામાં એક જણ ભેંસનું પૂછડું પકડી રહ્યો છે, ને બીજો દોહે છે! કોઈએ આનો ફોટો પાડી લીધો છે. સરકારની નોકરી કરવા જતાં ગોવાળિયા અને ખાટકી થવાનું! બળ્યા એ અવતાર! સરકારી નોકરો કહે છે: ગામનાં છોકરાંનાં ડંકાનગારાં કરતાં આ ઢોરોની રાડોથી કાન ફૂટ્યા. ત્યારે કાઢોની જાહેરનામું એ ભેંસો ઉપર કે અવાજો ન કરવા! તમારા જ થાણામાં એ બેઠેલી છે – તમારી હકૂમત હેઠળ. . . . 'તમારી ભેંસો વિષે ખેપરવા છોને?' લોકો કહે: હા જી, અમે એને મરેલી સમજીએ છીએ. . . . જાણજો કે સરકારી કોગળિયું આવ્યું હતું. કોઈ એનો વિચાર ન કરજો. જાણજો કે એક નવી જાતનો સરકારી રોગચાળો આવ્યો હતો.

વાલોડમાં ભાષણ પૂરું થવા આવ્યું ત્યાં ભેંસોના બરાડા સંભળાવા લાગ્યા. એટલે સરદાર કહે: સાંભળો, ભેંસોની રાડો. રિપોર્ટરો લખી લો, રિપોર્ટ કરજો ભેંસો ભાષણ કરે છે. નગારાંના અવાજોથી રાજ ઊંઘું વળતું હતું, હવે આ ભેંસોની રાડ સાંભળો (ફરી ભેંસોના બરાડા). આ રાજ કેવું છે એ હજુ તમે ન સમજતા હો તો આ ભેંસો રાડો પાડીને તમને કહે છે: 'આ રાજમાંથી ઇન્સાફ મેં સંતાડી નાસી ગયો છે.'

૧૬

હું જાણું છું કે આખો દિવસ તમારે બારણાં અડકાવીને માણસ ને ઢોર બધાંએ પુરાઈ રહેવું તમને વસમું લાગે છે, ને તમે તમારાં ઢોર ને

ઘરની મિલકત સરકારને લૂંટી જવા દેવા તૈયાર છો. પણ મારે તમને સમજપૂર્વક દુઃખ સહન કરતાં શીખવવું છે ને તમને ઘડવા છે. તે સિવાય આ બાહોશ અને ચાલાક સરકાર સામે આપણે ન ફાવીએ. મારે તમને દેખાડવું છે કે સો રૂપિયાની નોકરી માટે જનોઈ પહેરેલો બ્રાહ્મણ હાથમાં દોરડાં ઝાલીને ખાટકીને દેવાનાં ઢોર પકડવા ફરે છે. આપણા જ માણસોને, ઊંચવરણના લોકોને આ રાજતંત્ર કેવા રાક્ષસો બનાવે છે તે તમને મારે દેખાડવું છે.

આપણી તો એક નાની સરખી લડત હતી. પણ સરકાર હઠે ભરાઈને તેને મોટું રૂપ આપે છે. જો આજે પ્રજા પોતાની હઠ બરાબર ન પકડે તો સરકાર તેને છૂંદી નાખશે. પણ પ્રજા જો ખરી હઠ પકડશે તો સરકાર હારી જશે. કદાચ આ તાલુકાના બધા માણસો ખુવાર થાય કે મરી જાય તોયે શું? એંશી હજાર મર્યા કે જીવ્યા તેનો ઈશ્વરની સૃષ્ટિમાં શો હિસાબ છે? એક મણ ઘઉંનું બી જમીનમાં દટાઈ કોહીને નાશ પામે છે, પણ તેના બદલામાં ખાંડીબંધ ઘઉં પેદા થાય છે; તેમ તમે બારડોલી તાલુકાના ખેડૂતો બી બની ભલે ખુવાર થાઓ, અને ગુજરાતની ખેડૂતઆલમનું કલ્યાણ કરો. આજે તમને લક્ષ્મી ચાંલ્લો કરવા આવી છે એમ સમજજો. ફરી ફરીને આવો સમય કોઈના ભાગ્યમાં નથી આવતો. તમારે ખેડૂતને ડરવાનું હોય જ નહીં. ડર તો સરકારને હોય— જેને પોતાનું રાજ્ય રાખવું છે; સરકારી અમલદારને હોય— જેને નોકરી ખોઈ બેસવાનો ડર છે.

૧૭

તમે મને આરામ લેવા કહો છો, પણ મારે કંઈ આરામ નથી લેવો. છૂટો છું ત્યાં સુધી રાતદિવસ તમારી વચ્ચે રહેવું એ મારો ધર્મ છે. તમને ખબર નહીં હોય પણ મને ખબર છે કે તમારી પાછળ કેટલાં કેટલાં ભૂતો ભમી રહ્યાં છે. કઈ વખતે તેઓ તમને વળગી ગાંડા કરશે, કઈ વખતે પાડશે. એનું રખવાળું કરવાનો મારો ધર્મ છે. જેણે તાલુકાનો રખો હોવાનો દાવો કર્યો છે તેનો ધર્મ સતત સર્વકાળ જાગ્રત રહેવાનો છે. તમે મને તાલુકાનો રખો નીમ્યો તો હવે જ્યાં સુધી હું બહાર રહું ત્યાં સુધી મારે સૂવાનું હોય નહીં. મારો ધર્મ પોતે જાગ્રત રહી તમને નિરંતર જાગ્રત રાખવાનો છે.

૧૮

યાદ રાખજો કે જે સત્યને ખાતર ખુવાર થવા બેઠા છે તે જ આખરે જીતવાના છે; ને જેમણે અમલદારો જોડે કૂંડાળાં કર્યાં હશે તેમનાં મોં

કાળાં થવાનાં છે, એમાં મીનમેખ થનાર નથી. જાણજો કે તમારી જમીન તમારું બારણું ખખડાવતી તમારે ત્યાં પાછી આવવાની છે અને કહેવાની છે કે હું તમારી છું.

સરકાર કહે છે કે ૧૬૮૦ એકર જમીન તેમણે વેચી નાખી છે અને હજી ૫૦૦૦ એકર વેચવાના છે. સરકારના કમિશનર કહે છે કે જમીનની કિંમત આકારના ૧૨૩ ગણી થઈ છે. જો આ જમીન વેચી તો એની એટલી કિંમત લીધી છે કે કેટલી તે જાહેર કરે, નહીં તો જમીન જેટલી કિંમતે વેચી છે તે પ્રમાણે સરકાર મહેસૂલ ઠરાવે. . . . જમીન રાખનારાઓની સામે તો પારસી ભાઈઓ અને બહેનોની ટુકડીઓ ઊભી રહેશે ને કહેશે: મારો ગોળીઓ અને પચાવો જમીન; તમે જમીનમાં હળ મૂકો તે પહેલાં અમારી લોહીની નીક વહેવરાવવી પડશે અને અમારાં હાડકાંનું ખાતર કરવું પડશે.

સરકાર જાહેરનામું બહાર પાડીને કહે છે કે ૨૯મી જૂન સુધીની તમને મહેતલ આપીએ છીએ. આવા વાયદાના સોદા જ કરવા હોત તો પ્રજા આટલી મહેનત ને આટલાં સંકટ શા સારુ વહોરત? . . . જાહેર-નામામાં પઠાણની ચાલચલગતને 'દરેક રીતે નમૂનેદાર' કહેવામાં આવી છે તો કરોને તમે તેમનું અનુકરણ! તમારા અમલદારોને કહી દો કે એ પઠાણ જેવી જ નમૂનેદાર ચાલ ચાલો, પછી તમારે કોઈની સારી ચાલના જામીન લેવાપણું જ નહીં રહે. . . . સરકારને આપણું સંગઠન ખૂંચે છે. ખેડૂતને હું સલાહ આપું છું કે તમને દગો દે તેને બિલકુલ જતો ન કરો. તેને કહી દો કે આપણે એક હોડીમાં બેસીને ઝુકાવ્યું છે; તેમાં તારે કાણું પાડવું હોય તો તું હોડીમાંથી ઊતરી જા, અમારે ને તારે વહેવાર નહીં. આ સંગઠન અમારા રક્ષણ માટે છે, કોઈને દુઃખ દેવા માટે નથી. સ્વરક્ષા માટે સંગઠન ન કરવું એ આપઘાત કરવા બરાબર છે. વૃક્ષને વાડ કરી ઢોરથી બચાવીએ, ગેરુ લગાવીને ઊધઈથી બચાવીએ, તો આવડી જબરી સરકાર સામે લડત માંડી છે તેમાં ખેડૂત પોતાના રક્ષણ માટે વાડ શા સારુ ન કરે? . . . સરકાર કહે છે કે પહેલાં પૈસા ભરી દો. ચોર્યાસી તાલુકાએ ભરી જ દીધા છે તો? તેથી તમે તેને કયો ઇન્સાફ આપ્યો? . . . જાહેરનામામાં જપ્તીનો માલ રાખનારા અને જમીન રાખનારા મળ્યા છે એવી બડાશ હાંકવામાં આવી છે. મળ્યા તો કોણ મળ્યા છે? માલ રાખનારા તમારા જ પટાવાળા અને પોલીસ, ભેંસ રાખનારા એકબે ખાટકી ખુશામત કરીને સુરતથી લાવ્યા, અને જમીન રાખનારા સરકારના ખુશામતિયા અને સરકારી નોકરના સગાઓની કેવી આબરૂ છે તે જગત જાણે છે.

૧૯

બહિષ્કાર કેમ ન કરીએ? સરકાર બહિષ્કાર નથી કરતી? સરકારની અનીતિમાં સામેલ ન થાય એ અમલદારને સરકાર પાણીચું આપે છે, અથવા બદલે છે. તો તમે શા સારુ બહિષ્કાર ન કરો? તમે કાંઈ કોઈની રોજી નથી છીનવી લેતા; તમે તો માત્ર એની સાથે સંબંધ છોડો છો, એની સેવા લેવી બંધ કરો છો. એવો બહિષ્કાર કરવાનો પ્રત્યેક સમાજનો જન્મસિદ્ધ હક છે. કોઈની કનડગત કરવાનુ એમાં આવતું નથી. આપણે કોઈનું પાણી, દૂધ, ખાવાપીવાનાં સાધનો, મંદિર, માંદગીવેળાની સેવા, સ્મશાને પહોંચાડવાની સેવા બંધ નથી કરી શકતા; એવું કરીએ તો માણસજાતમાંથી મટી જઈએ. આપણે બહિષ્કાર કરીને માણસ મટવું નથી, સામાને માણસ બનાવવો છે. બહિષ્કાર કેવળ આત્મરક્ષણાર્થે છે. જેમ નાના ઊગતા છોડને વાડની જરૂર છે, ઊધઈ ન લાગે તે ખાતર ગેરુ અથવા ડામરની જરૂર છે, તેમ સ્વતંત્રતાનો સ્વાદ ચાખી સ્વતંત્ર રીતે પગ ઉપર ઊભા રહેતાં હમણાં જ શીખેલા સમાજને સમાજદ્રોહીઓમાંથી બચવા માટે બહિષ્કારની જરૂર છે.

બહિષ્કાર કરવાનો આપણને હક છે, પણ તે આપણા માણસોની સામે. આપણી મોટી કોમોમાં જે ઊધઈ પાકે તેની સામે બહિષ્કાર કરો, પણ પારસી જેવડી નાનકડી કોમનો કોઈ માણસ પડે તો તેને દરગુજર કરો. દારૂ એને ત્યાં કોઈ ન પીવા જાય એમાં તમે કશું ન કરી શકો, પણ એને ત્યાં ન જતાં બીજાની દુકાને પીવા જાય એવું કોઈને ન સમજાવો. એને મજૂરો મળવા જોઈએ, હજામ મળવો જોઈએ. પારસી મજાજને પણ તમારી સાથે રહેવું હોય તો પોતાની અગવડોનો તમારી આગળ ખુલાસો કરી દાદ મેળવવી જોઈએ. પણ તમારામાંના જે તમારી સામે દ્રોહ કરે તેનો તો પાકો બહિષ્કાર જરૂર કરજો. બહિષ્કારમાં પણ મનુષ્યને જે સેવાનો હક છે તે સેવાનો તો ત્યાગ ન જ થાય; પણ એ માણસની સેવા લેવાનું, તેની સાથે બેગા થવાનું, તેની સાથે રોટીબેટીવ્યવહારનું બંધ કરજો.

૨૦

કોઈ પણ ખેડૂતની કે શાહુકારની એક ચાસ પણ જમીન જ્યાં સુધી ખાલસા થયેલી હશે ત્યાં સુધી આ લડતનો અંત નથી, અને હજારો ખેડૂતો તેના ઉપર પોતાનાં માથાં આપશે. એ કાંઈ ધર્મરાજાનો ગોળ લૂંટાતો નથી કે ભરૂચ જઈ એક ઘાસલેટવાળા પારસીને લાવ્યા કે જે જેમ

ફાવે તેમ લૂંટ મારી શકે. આ જાહેરસભામાંથી ચેતવણી આપુ છુ કે આ જમીન રાખતા પહેલાં પૂરતો વિચાર કરજો. ખેડૂતનું લોહી પીવા આવવાનું છે, ને તેમ કરનારને ઇન્સાફ પણ પ્રભુ આ જિંદગીમાં કેવો કરે તે ન ભૂલજો. આ મફતમાં જમીન લેવા આવનારાની પેલા નાળિયેરના લોભિયા બ્રાહ્મણની જેવી દશા થઈ હતી તેવી થવાની છે એ ખચીત માનજો.

બે જાતની માખી હોય છે. એક માખી દૂર જંગલમાં જઈ ફૂલોમાંથી રસ લઈ મધ બનાવે છે. બીજી માખી ગંદા ઉપર જ બેસે છે, અને ગંદકી ફેલાવે છે. એક માખી જગતને મધ આપે છે, ત્યારે બીજી ચેપ ફેલાવે છે. આ ચેપી માખીઓ તમારે ત્યાં કામ કરી રહી છે એમ સાંભળ્યું છે. એ માખીને તમારી પાસે આવવા દેશો જ નહીં. ગંદકી અને મેલ જ તમારામાં ન રાખશો કે તમારી પાસે એ માખીઓ આવે.

૨૧

કેરીનું ફળ કવખતે તોડશો તો તે ખોટું લાગશે, દાંત અંબાઈ જશે, પણ તેને પાકવા દઈશું તો તે આપોઆપ તૂટી પડશે અને અમૃતસમુ લાગશે. હજી સમાધાનીનો વખત આવ્યો નથી. સમાધાની ક્યારે થાય? જ્યારે સરકારની મનોદશા બદલાય, જ્યારે તેનો હૃદયપલટો થાય, ત્યારે સમાધાની થાય. ત્યારે આપણને લાગે કે તેમાં કંઈ મીઠાશ હશે. હજી તો સરકાર ઝેરવેરથી તળેઉપર થઈ રહી છે.

૨૨

કોઈ ઘાસલેટવાળો કે તાડીવાળો પરાઈ જમીન પચાવી લેવા આવે તેથી શું? એ તો વ્યભિચારીનું કામ છે. ઘાસલેટવાળો તો શું પણ ચમરબંધીઓ પણ આ જમીન નહીં પચાવી શકે એ લખી રાખજો. કહે છે કે પોલીસનાં ખૂબ માણસ આવી રહ્યાં છે. છોને પોલીસ લાવે, લશ્કર લાવે, જમીનો ત્યાંની ત્યાં રહેવાની છે અને ખેડૂતો પણ ત્યાં ને ત્યાં રહેવાના છે. પોલીસ ને અમલદારને શા સારુ હેરાન કરો છો? તાલુકામાં એમને ઊભા રહેવાનું તો ઠેકાણું નથી. જે ઘડીએ વરસાદ પડ્યો તે ઘડીએ ખેડૂતના દીકરા સિવાય કોણ અહીં રહી શકવાનું છે? વેચાણુ છે જ ક્યાં? એ તો ખેડૂતો ઉપર વેર લેવા ને તેમને પાયમાલ કરવા બેચાર સ્વાર્થિયા નાગાઓને ઊભા કરીને તેમને જમીન આપી છે. તો હું કહું છું કે ખેડૂતનો ચાસેચાસ પાછો નહીં અપાય ત્યાં સુધી લડત બંધ થવાની નથી.

## ૨૩

'મણ ઘઉં બી બને છે, જમીનમાં સડી ફાટી જાય છે અને તે ઉપર અઢળક પાક પાકે છે. બારડોલીને તેવું બિયારું થવા હું કહી રહ્યો છું, ને તમારો પણ તેને અંગે ધર્મ ઊભો થશે ત્યારે તે જ બતાવીશ. ભરૂચમાં કહ્યું: જો સરકારની દાનત જમીન પર હોય તો હું તેને ચેતવું છું કે આવતી મોસમે હું એક છેડેથી બીજે છેડે સુધી સળગાવીશ પણ એક પૈસો એમ ને એમ ન આપવા દઉં. અમદાવાદમાં કહ્યું: તેમને ગુમાન હશે કે આપણી પાસે રાવણ કરતાં વધારે બળ છે. પણ રાવણ બાર મહિના સુધી એક વાડીમાં પૂરેલી અબળાને વશ નહોતો કરી શક્યો, અને એનું રાજ્ય રોળાઈ ગયું હતું. અહીં તો એંશી હજાર સત્યાગ્રહીઓ છે, તેમની ટેક છોડાવી શકનાર કોણ છે?

## ૨૪

અહિંસાના સિદ્ધાંતનું પાલન કરનારા તો હિંદુસ્તાનમાં છૂટાછવાયા અજ્ઞાત ઘણાયે પડ્યા છે; તેમના ભાગ્યમાં જાહેરાત નથી, જે પૂરું પાલન નથી કરતા તેમના ભાગ્યમાં જાહેરાત આવી પડી છે. અહિંસાના પાલનની વાત કરવી એ જ મારે માટે તો નાને મોઢે મોટી વાત કરવા જેવું છે, કોઈ માણસ હિમાલયની તળેટીએ બેસીને તેના શિખરે પહોંચવાની વાત કરે તેના જેવું છે. પણ કોઈ કન્યાકુમારી આગળ બેસીને તે શિખરે પહોંચવાની વાત કરે તેના કરતાં તળેટીએ બેસીને એ વાત કરે તે કંઈક વધારે ડાહ્યો કહેવાય એટલું જ. બાકી હું તો ગાંધીજીની પાસેથી ભાંગ્યોતૂટ્યો સંદેશો તમારી આગળ મૂકું છું. તેટલાથી જ જો તમારામાં પ્રાણ આવ્યા છે તો જો હું એ ધર્મ પૂરો પાળનારો હોત તો ૧૯૨૨ની પ્રતિજ્ઞા પાળીને આપણે બેસી ગયા હોત.

# ૪૨

# બારડોલીનો વિજય — ૧

## ૧

પ્રભુને હાજર જાણી લીધેલી એક પ્રતિજ્ઞામાંથી આપણે પાર ઊતર્યા અને આજે એ ફતેહની ઉજવણી માટે હર્ષથી ભેગા થયા છીએ. આ ઉજવણીમાં ભાગ લેવાનો સૌનો અધિકાર છે. પણ આ ઉજવણીને અંતે આપણા માથા પર કેટલી મોટી જવાબદારી રહેલી છે તેનું ભાન આપણને રહેવું જોઈએ. કાયમનાં કામો હવે આપણે ઉપાડવાં આવશ્યક છે, એવાં કામો કે પછી આવી લડતો લડવાપણું જ ન રહે.

હું પોતે તમે ઇચ્છો તેટલું તમારી વચ્ચે રહેવા તૈયાર છું. હું ગામેગામ ફરી તમને સમજાવીશ કે મોક્ષનો માર્ગ તો આપણા જ હાથમાં છે. તોપબંદૂકની સામે ઝૂઝવાની કંઈ જરૂર નથી. કંઈક સંયમો શીખવાના છે, કંઈક પાપો ધોવાનાં છે, કંઈક મિથ્યાભિમાન હોય તે છોડવાનાં છે. એક વખત તોપગોળા સુધી પહોંચવાની તૈયારી કરી નાખી હોય તેને માટે એ બધું કરવું મુશ્કેલ નથી. અત્યારે તો હું આટલું સૂચન જ કરી લઉં છું. હું તમારી સાથે જ રહેવાનો છું એટલે અત્યારે આવડી મેદનીમાં વધુ ઘાંટો નહીં ખેંચું.

એટલું જ કહીને તમારી રજા લઈશ કે તમે બધા આ લડત તો સુંદર રીતે લડ્યા, પણ હવે આથીયે ભારે કામ માટે તૈયાર થાઓ. તપાસ સમિતિ નિમાશે તેને માટે પુરાવા એકઠા કરવાનું કામ છે. પણ તે તો નાનું કામ છે, અને તે કરનારાઓ તો મળી રહેશે. જો મારા સાથીઓ મારી વાત માનશે તો બારડોલી તાલુકામાં આપણે એવું કામ કરીશું કે જે આખા હિંદુસ્તાનમાં આદર્શરૂપ બનશે. એ કામ જ્યારે કરશો ત્યારે તમને મીઠું લાગશે.

જ્યારે આપણે સત્યાગ્રહની લડત ઉપાડી ત્યારે તેનાં પરિણામની તમને ખબર નહોતી. વખત જતો ગયો અને કસોટી થતી ગઈ તેમ તેમાં રસ પડતો ગયો, તેમ તેમ તમારામાં ચેતન વધતું ગયું. એ જ પ્રમાણે હવે પછીના બેઠા અને ઠંડા કામ વિષે પણ ખાતરી રાખજો. તે જેમ થતું જશે તેમ, જો કે તે કડવું તો છે જ છતાં, ફળ તમને ખૂબ મીઠાં લાગશે.

તેથી મને ઉમેદ છે કે જેમ આ લડતમાં તમે સૌએ મને સાથ આપ્યો છે તેમ હવે પછીના કાર્યમાં પણ સાથ આપશો. ઈશ્વર એમ કરવાની બુદ્ધિ અને શક્તિ તમને આપો, અને પ્રભુ તમારું કલ્યાણ કરો.

૨

સરકાર સાથે લડવાનું તો મીઠું લાગે છે, પણ યાદ રાખજો મારે તો તમારી જોડે પણ લડવું પડવાનું છે. ખેડૂત પોતાની ભૂલોથી દુઃખી થઈ રહ્યો છે. તે ભૂલો હું સુધારવા માગું છું. તેમાં હું તમારો સાથ માગું છું. બારડોલી તાલુકાની બહેનો, જેમણે મારા પર આટલો પ્રેમ વરસાવ્યો છે, મને ભાઈ સમાન ગણ્યો છે, તેઓ મને એ કામમાં સાથ આપે એ માગું છું. એમની મદદ સિવાય એમાંનું કંઈ પણ બનવું અસંભવિત છે.

હુ તમને કહી દેવા ઇચ્છું છું કે સરકાર તમામ મહેસૂલ માફ કરી દે છતાં તમે જો ન ઇચ્છો તો સુખી ન જ થઈ શકો. સત્તાના જુલમો સામે તમે લડો એ તો મને પસંદ છે. પણ આપણે જાણવું જોઈએ કે આપણી પોતાની જ મૂર્ખાઈથી આપણે બહુ જ દુઃખી થઈએ છીએ, આપણે પોતે જ આપણાં દુઃખો માટે જવાબદાર છીએ, તો તે સામે શું આપણે ન લડીએ ? તે સારુ તો રાતદિવસ જંગ માંડવો જોઈએ.

તેથી હું હવે બારડોલી તાલુકાનાં તમામ મહાજનો અને પંચોને કહેવાનો કે તમારાં પંચોને સજીવન કરો, જૂનાં ખોખાંમાં નવું ચેતન રેડો. પંચો તો એવાં હોય કે જ્યાં ગરીબોનું રક્ષણ થતું હોય, જેના વડે આખી કોમનો પુનરુદ્ધાર થવા લાગે.

શું નાનાં નાનાં બાળકોને પરણાવી માર્યે કોઈ દિવસ કોઈ કોમનું કલ્યાણ થઈ શકે ? જે પ્રજા છાતી પર ગોળી ઝીલવાને તૈયાર થવાનો દાવો કરતી હોય તે પોતાનાં નાનાં નાનાં બાળકોને કદી પરણાવે ? તેને માટે શું સરકારને અમુક ઉંમર પહેલાં છોકરાં પરણાવવાની બંધી કરનારા કાયદા કરવા પડે ? જો સરકારને આપણા સુધારા માટે કાયદા ઘડવા પડતા હોય તો આપણે તેની સાથે કેમ લડી શકીશું ?

જેમ આપણે સરકારના દિલનો પલટો ઇચ્છતા હતા તેમ આપણાં પોતાનાં હૃદયનો પલટો પણ કરવો પડશે.

## ૪૩

# બારડોલીનો વિજય — ૨

[અમદાવાદ શહેર તરફથી આપેલા માનપત્રનો જવાબ આપતાં કાઢેલા ઉદ્‌ગારો.]

તમે અમદાવાદના શહેરીઓ તરફથી માનપત્ર આપ્યું તેમાં મને ગાંધીજીના પટ્ટશિષ્ય તરીકે વર્ણવેલો છે. હું ઈશ્વર પાસે માગું છું કે મારામાં એ યોગ્યતા આવે. પણ હું જાણું છું, મને બરાબર ખબર છે કે મારામાં એ નથી. એ યોગ્યતા મેળવવા માટે મારે કેટલા જન્મ લેવા જોઈએ એ મને ખબર નથી. સાચે જ કહું છું કે તમે પ્રેમના આવેશમાં જે અતિશયોક્તિભરી વાતો મારે માટે લખી છે તે હું પી જાઉં તો ચાલી શકે, પણ આ વાત ન ગણી શકાય એવી છે. તમે સૌ જાણતા હશો કે મહાભારતમાં દ્રોણાચાર્યને એક ભીલ શિષ્ય હતો, જેણે દ્રોણાચાર્ય પાસેથી એક પણ વાત સાંભળી નહોતી. પણ ગુરુનું માટીનું બાવલું કરી તેનું પૂજન કરતો અને તેને પગે લાગી દ્રોણાચાર્યની વિદ્યા શીખેલો. જેટલી વિદ્યા એણે મેળવી હતી એટલી દ્રોણાચાર્યના બીજા કોઈ શિષ્યે મેળવી નહોતી. એનું શું કારણ? કારણ એ કે એનામાં ગુરુ પ્રત્યે ભક્તિ હતી, શ્રદ્ધા હતી, એનું દિલ સ્વચ્છ હતું, એનામાં લાયકાત હતી. મને તમે જેનો શિષ્ય કહો છો તે ગુરુ તો રોજ મારી પાસે પડેલા છે. એમનો પટ્ટશિષ્ય તો શું, અનેક શિષ્યોમાંનો એક થઈ શકું એટલી પણ યોગ્યતા મારામાં નથી એ વિષે મને શંકા નથી. એ યોગ્યતા જો મારામાં હોત તો તમે ભવિષ્યને માટે મારે વિષે જે આશાઓ બનાવી છે તે મેં આજે જ સિદ્ધ કરી હોત. મને આશા છે કે હિંદુસ્તાનમાં એમના ઘણા શિષ્યો જાગશે, જેમણે એમનાં દર્શન નહીં કર્યાં હોય, જેમણે એમના શરીરની નહીં પણ એમના મંત્રની ઉપાસના કરી હશે. આ પવિત્ર ભૂમિમાં કોક તો એવો જાગશે જ. કેટલાક લોકો કહે છે કે ગાંધીજી ચાલ્યા જશે ત્યારે શું થશે? હું એ વિષે નિર્ભય છું. એમણે પોતે કરવાનું હતું તે કરી લીધું છે. હવે જે બાકી રહેલું છે તે તમારે ને મારે કરવાનું છે. આપણે એ કરીશું તો એમને તો કશું કરવાનું રહેલું નથી. એમને જે આપવાનું હતું તે એમણે આપી દીધું છે. હવે આપણે એ કરવાનું રહેલું છે. બારડોલીને માટે મને માન આપો છો તે મને ઘટતું નથી. કોઈ અસાધ્ય રોગથી પીડાતો દર્દી પથારીવશ હોય,

આ દુનિયા ને પેલી દુનિયા વચ્ચે ઝોલાં ખાતો હોય, તેને કોઈ સંન્યાસી મળે, તે જડીબુટ્ટી આપે, અને એ માત્ર ઘસીને પાનારથી દર્દીના પ્રાણ સ્વસ્થ થાય, એવી દશા હિંદુસ્તાનના ખેડૂતોની છે. હું તો માત્ર એક સંન્યાસીએ જે જડીબુટ્ટી મારા હાથમાં મૂકી તે ઘસીને પાનાર છું. માન જો ઘટતું હોય તો તે જડીબુટ્ટી આપનારને છે. કંઈક માન પેલા ચરી પાળનાર દર્દીને ઘટે છે, જેણે સંયમ પાળ્યો અને તેમ કરીને હિંદુસ્તાનનો પ્રેમ મેળવ્યો, અને જેના પ્રતિનિધિ તરીકે મને આજે તમે માન આપો છો. બીજા કોઈને માન ઘટતું હોય તો મારા સાથીઓને છે, જેમણે ચકિત બનાવે એવી તાલીમ બતાવી છે, જેમણે મને કદી પૂછ્યું નથી કે કાલે તમે કયો હુકમ કાઢશો? આવતી કાલે તમે શું કરવાના છો? ક્યાં જવાના છો? કોની સાથે સમાધાનની વાતો કરવાના છો? ગવર્નરના ડેપ્યુટેશનમાં કોને કોને લઈ જવાના છો? પૂને જઈને શું કરવાના છો? જેમણે મારા પર જરાયે અવિશ્વાસ નથી રાખ્યો, સંપૂર્ણ વિશ્વાસ રાખ્યો છે અને તાલીમ બતાવી છે. એવા સાથીઓ મને મળ્યા છે, એ પણ મારું કામ નથી. આવા સાથીઓ પાક્યા છે, જેમને સારુ ગુજરાત મગરૂર છે, તે એમનું કામ છે. આમ જો આ માનપત્રમાંનાં વખાણ વહેંચી આપવામાં આવે તો બધાં વખાણ બીજાને ભાગે જાય, અને મારે ભાગે આ કોરો કાગળ જ રહે એમ છે.

યુવક સંઘનું માનપત્ર જોઈને મારું દિલ લાગણીથી ભરાઈ ગયું છે. અમદાવાદના યુવકોને જો હું સમજાવી શકું તો કહું કે તમારે આંગણે ગંગાનો પ્રવાહ વહે છે. પણ ગંગાકાંઠે વસનારાઓને ગંગાની કિંમત નથી હોતી. હજારો માઈલથી લોકો ગંગામાં નહાઈ પવિત્ર થવા આવે છે. આજે જગતમાં પવિત્રમાં પવિત્ર સ્થાન કોઈ હોય તો તે આ અનેક પ્રવૃત્તિવાળા શહેરમાં નદીને સામે કાંઠે છે, જ્યાં જગતમાંથી અનેક સ્ત્રી-પુરુષો પવિત્ર થવા આવે છે. જુવાનોને પવિત્ર થવાનો આ અવસર મળ્યો છે. જુવાનો જો સમજે તો એ ગંગામાંથી પાન કરતાં ધરાય જ નહીં.

ખેડૂતને માટે મેં કામ કર્યું તેને માટે મને માનપત્ર શું? હું ખેડૂત છું. મારી નસેનસમાં ખેડૂતનું લોહી વહે છે. જ્યાં જ્યાં ખેડૂતને દુઃખ પડે છે ત્યાં ત્યાં મારું દિલ દુભાય છે. હિંદુસ્તાનમાં જ્યાં એંશી ટકા લોકો ખેડૂત છે ત્યાં યુવાનોનો ધર્મ બીજો શો હોય? ખેડૂતોની સેવા કરવી હોય, દરિદ્રનારાયણનાં દર્શન કરવાં હોય તો ખેડૂતોનાં ઝૂંપડાંમાં જાઓ. બારડોલીની લડતમાં યુવક સંઘે ભારે ફાળો આપ્યો છે. મુંબઈના યુવકોએ શરૂઆત કરી. ત્યાંની બહેનોએ આવીને સ્થિતિ જોઈ અને ચોધાર આંસુ પાડ્યાં. તેમણે

મુંબઈ શહેરને જાગ્રત કર્યું. પછી સુરત અને અમદાવાદના યુવાનોમાં પણ ચેતન ફેલાયું. એ ચેતન જો ક્ષણિક ન હોય, એ પ્રકાશ દીવાની જ્યોત જેવો નહીં પણ સૂર્યના જેવો સ્થાયી હોય, તો દેશનું કલ્યાણ થવાનું છે. દેશનું કલ્યાણ નથી મારા હાથમાં કે નથી ગાંધીજીના હાથમાં, તમારા યુવાનોના હાથમાં છે. દરેક દેશમાં સ્વતંત્રતા યુવાનોએ મેળવેલી છે, પચાવેલી છે, અને ભવિષ્યના યુવાનોને આપેલી છે. આ માનપત્રનો અર્થ એ છે કે એ કામ તમને પસંદ છે, તમારું દિલ પલળેલું છે. મારી ઉમેદ છે કે બાકીનું જે મહાભારત કામ રહેલું છે તે આપણે સાથે મળીને કરીએ. હું પ્રભુ પાસે માગું છું કે તમે જે અતિશયોક્તિભર્યા શબ્દો મારે માટે વાપર્યા છે તેને માટે તે મને યોગ્ય બનાવે, અને તમે પોતાને માટે જે ઉમેદો બાંધી છે તે બર લાવવાની તમને શક્તિ આપે. પ્રભુ તમારું કલ્યાણ કરે.

## ૪૪

## વીરપસલી

[તા. ૧૪-૧૧-૧૯૨૮ના રોજ વરાડ (તા. બારડોલી)માં ભાઈબીજને દિવસે બહેનોએ વીરાની પાસે જે અજબ પ્રકારની વીરપસલી માગી, તેના જવાબમાં આપેલું ભાષણ.]

કેળવણીની તમે માગણી કરી. કેળવણી બે પ્રકારની છે: એક કેળવણી માણસને માણસાઈનું ભાન કરાવે છે, બીજી માણસની માણસાઈ લઈ લે છે; એક માણસને મદમાં ચકચૂર કરે છે, બીજી માણસને — પુરુષ અને સ્ત્રીને — તેના ધર્મ પ્રત્યે જાગ્રત કરે છે. આ બીજી તે જ સાચી કેળવણી. તમને એવી હોંશ હોય કે શહેરી બહેનોની જેમ તમે ઝીણી સાડી અને બૂટ પહેરતાં શીખો, રાંધવાનું ભૂલો અને ફાંટમાં કપાસ ભરતાં ભૂલો, તો તો એ કેળવણી આપવાનો પ્રબંધ હું તમારે માટે ન કરી શકું. એ તો વંઠેલની કેળવણી થઈ. તમે કદી ખેતરમાં કામ કરતાં મટો જ નહીં, ખેતરમાંથી તમને કોઈ ખેંચી લઈ જઈ ન શકે એવી કેળવણી તે સાચી કેળવણી છે. દુનિયામાં આપણે સૌ ઓછેવત્તે અંશે ગુનેગાર છીએ, પણ જે માણસ પરસેવો પાડી ખેતરમાં કામ કરે છે, અને જગતને માટે અન્ન અને વસ્ત્રની સામગ્રી પકવે છે તે માણસ દુનિયામાં ઓછામાં ઓછો ગુનેગાર છે. એટલે હાલ તમે જે ઉત્તમ કાર્ય કરી રહ્યાં છો તે છોડાવી દે એવી કેળવણી આપવામાં તો હું કદી સંમત ન થાઉં. હા, તમને થોડું અક્ષરજ્ઞાન ભલે મળે; પણ એ ઉપરાંત તમને તો મૂઆ પાછળ જમવા ન જવાની,

મુઆ પાછળ થતા ખર્ચની સામે થવાની, તમારાં બાલકબાલિકાઓને નાની ઉંમરે પરણાવવાની સાફ ના પાડતાં શીખવાની કેળવણીની જરૂર છે. તે કેળવણી હું આપવા માગું છું. વરાડના કરજનો હિસાબ કાઢો તો તમને જમણના લાડુ ખાતાં વિચાર થઈ પડે. અને એ લાડુ કોણ ખાય? જેને ભૂત થવાની ઇચ્છા હોય તે જમણના લાડુ ખાય! અને બાળકબાળાઓને નાનપણમાં ગુનામ બનાવવામાં શી મોટાઈ હોય! મારા દીકરાને વીસ વર્ષની ઉંમરે મે અગિયાર રૂપિયાનો ખર્ચ કરીને પરણાવ્યો, અને મારી દીકરી ચોવીસ વર્ષની થઈ છે તોપણ હજી મે કુંવારી રાખી છે

## ઓલાદ સુધારો

હું તો તમને ત્રણ વસ્તુ સમજાવવા માગું છું. તમે તમારી ઓલાદ સુધારો, તમારા ઢોરની ઓલાદ સુધારો, તમારા પાકની ઓલાદ સુધારો ત્રણે બાબતમા તમે દિવસે દિવસે ક્ષીણ થતા જાઓ છો. તમે મને પૂછો છો કે તમારા ધણી તમને પરદેશ સાથે કેમ નથી લઈ જતા? તમને માગુ કહું? ત્યા પરદેશમા તેમની સ્થિતિ ઢેડભંગીના જેવી છે, ત્યા તમને લઈ જઈને શુ કરે? તમને ત્યા લઈ જાય તો તમે ખરી સ્થિતિ જાણી જાઓ. ત્યા પરદેશમા જઈને ઢેડની સ્થિતિ ભોગવવા કરતા અહીંની ગુનામ દશામાથી મટવાનો પ્રયત્ન કરવો એ બહેતર નથી? પરદેશમા, આપણે ત્યાના મજૂરની અને મોટા ગાયકવાડ સરકારની દશા સરખી છે. એ દશામા પડવાને બદલે અહીં જ રહીએ તે શુ ખોટુ? અને અહીં તમને રાખવાને માટે પણ તમારી જ ઉન્નતિ સાધવાની જરૂર છે. બધી ઉન્નતિની કૂચી જ સ્ત્રીની ઉન્નતિમા છે એટલુ તમે સમજો એટલે પહેલો અધ્યાય આપણે પૂરો કર્યો. એ ઉન્નતિ કરવાને પથે પડ્યા વિના હું તમને છોડુ એમ નથી, તમે મને છોડાવવા માગો તોપણ ન છોડુ. મારે તો એનો એક તાલુકા મારફતે આખા દેશને પદાર્થપાઠ અપાવવો છે. એટલે જ અહીં હુ હજી મારી છાવણીઓ નાખીને બેઠો છુ. એ છાવણીના નાયકો ત્યાગી માણસો છે, સેવાને માટે તેઓ બધુ અર્પણ કરી ચૂકેલા છે, એમનો ઉપયોગ તમે પૂરેપૂરો કરી લો રવિશંકર અને મોહનલાલ પંડ્યા જેવાને તમારી વચ્ચે મૂકીને હુ તમને ઉન્નતિનો રંગ ન લગાડી શકુ તો અક્ષરજ્ઞાન તમને કશો લાભ આપી શકવાનુ નથી. એ લોકોના સંગથી જ તમે ઘણુ શીખવા માગો તો શીખી શકો એમ છો મને તો આજે ભારે અસંતોષ છે કે મારા હીરા જેવા સાથીઓનો પૂરો ઉપયોગ અહીં નથી થતો, રત્નો રોળાઈ જતા હોય એવો ભાસ રહ્યા કરે છે. એમની પાસે તમારી કુપ્રથાઓ કાઢતા શીખો, અને તમારી ઓલાદ

સુધારો. તમારાં ઢોરની ઓલાદની તમને કશી પડી નથી. ગોપાલન તમે જાણતાં નથી, અને તમારી ભેંસો પણ કદાવર અને મણ મણ દૂધ આપનારી જોવામાં આવતી નથી. અને પાકની ઓલાદ—ખેતીની ઓલાદની તો તમને પડી જ નથી. ખેડૂત ગમાર ગણાય છે, સો સો વીઘાં જમીન ખેડતાં છતાં ખેડૂત દળદરી તે દળદરી. પાક કેવા કરવા, બી કેવાં વાવવાં, ખેતીનો હિસાબ કેમ રાખવો, એમાંની એકે વાતની ખબર ખેડૂત રાખતો નથી. પોતાનું અનાજ વેચીને વાણિયાને ત્યાંથી એ વેચાતું લે છે, પોતાનું રૂ વેચીને વિલાયતી કપડું અથવા મિલનું કપડું વેચાતું લે છે, અને વેચવામાં અને ખરીદવામાં બંને બાજુથી એ માર ખાય છે.

### તમે તો શક્તિ છો

આ બધું તમે ન સમજો ત્યાં સુધી મારા આ તાલુકામાં ફેરા અફળ છે. અને તમારી દશાનો વિચાર કરીને ઊંઘ નથી આવતી. મારે તો તમને તમારી જુવારનો રોટલો ખવરાવવો છે, અને તમારા કપાસની ખાદી પહેરાવવી છે. જે બહેનને ખેતરમાં કપાસના પૂંપરામાં કામ કરવાનું તેને ઝીણી સાડી કેમ પાલવે? એને તો મણ કપાસ માય એવું જાડું લૂગડું જ જોઈએ. આ બધાની શરૂઆત પણ તમે જ કરી શકો છો. તમે અબળા છો એમ શા સારુ માનો છો? તમે તો શક્તિ છો. પોતાની માતા વિના કયો પુરુષ પૃથ્વી ઉપર ઊતર્યો છે? તમે તમારી દીનતા ટાળો. તમારી દીન સ્થિતિ હું જાણું છું, તમે જાણો છો એટલી જ જાણું છું. ફારગતી મળતાં તમારી શી દશા થાય છે તે હું જાણું છું. તમારી બારડોલી બહાર આબરૂ વધી છે, દેશવિદેશમાં તમારી કીર્તિ ફેલાઈ છે. કારણ તમે તમારી મુશ્કેલીઓ છતાં, તમારી દીન દશા છતાં, બહાદુરી બતાવી. એ જ બહાદુરી તમારો આંતરિક સુધારો કરવામાં બતાવો એટલે તમારી દીન દશા આપોઆપ ટળશે. અને એ બધા સુધારાનો પાયો તમારું પકવેલું અન્ન તમે વાપરો અને ખેતરનું રૂ પીંજી, કાંતી, વણતાં થઈ જાઓ એ છે તમે ખેતરમાં કામ કરનારી બહેનોને કાંતવાનું અને પીંજવાનું આળસ શા સારુ? મારી છોકરીને પીંજતાં આવડે તો તમને શા સારુ ન આવડે? તમે પીંજવાનું શીખવા તૈયાર થાઓ તો મારી છોકરીને પીંજતાં શીખવવા મોકલવાને હું તૈયાર છું. ગમે તેમ થાઓ, આવતી મોસમમાં કેટલાંક ગામ તો એવા હું જોવા ઇચ્છું છું કે જેમાં પરદેશી સૂતરનો એકે તાંતણો ન હોય, એકે કેસ કોર્ટે ચઢતો ન હોય, એકે લડ ન હોય, સ્ત્રીઓને ત્રાસ ન હોય, એકે બાળલગ્ન કે એકે લગ્નવરો કે મરણવરો થતો ન હોય. આ સ્થિતિ લાવવામાં તમે બહેનો પૂરેપૂરો ફાળો આપો.

## ૪૫

# આદર્શ ગામ

[તા. ૧૮-૧૨-૧૯૨૮ના રોજ એના (તા.પલસાણા)માં 'સ્વરાજનું આદર્શ ગામ' એ વિષે આપેલું ભાષણ.]

સ્વરાજનું ગામ કેવું હોય? એ ગામની ભાગોળમાં પેસીએ ત્યાંથી ખબર પડી જાય કે આ કંઈક જુદું જ ગામ છે. અત્યારે તો ગામમાં પેસતાં ભાગોળથી નાકે ડૂચા દેવા પડે છે! પોતાના ઉકરડા ક્યાં કરવા, કેમ કરવા, એ ખેડૂત જાણતો નથી. મળમૂત્રની ક્રિયાઓ તેને આવડતી નથી. બળદ ફાવે ત્યાં પોદળો કરે તેમ એનું છે. તે પોતાનું સોનાનું ખાતર વેડફી મારે છે અને ગંદકીમાં રિબાય છે.

આદર્શ ગામમાં ખેડૂત ખાડા કરી ખાતર સંઘરે, ઢોરનું મૂતર પણ ખાડામાં સચવાય એમ કરે, ખાડા ઉપર પાટિયાં મૂકી તેના ઉપર પાયખાનું ગોઠવે, અને સોનાનું ખાતર ગુમાવી ન દે. એ કળા જાણનાર ખેડૂતના ગામમાં ગંદકી ન હોય, માખીનું નામ ન હોય. ઈશ્વરે આટલી છૂટી જમીન આપી છે, ખુલ્લી હવા અને સુંદર પ્રકાશ આપ્યો છે, ત્યાં ખેડૂત શા માટે નરકવાસ ભોગવે? તેણે તો સ્વર્ગ સમાન ગામ બનાવવું જોઈએ.

આદર્શ ગામમાં તો ખેડૂતના આંગણામાં પાણીનો છંટકાર કરેલો હોય, અને તેમની સ્ત્રીઓએ ત્યાં ગુલાબના છોડ વાવ્યા હોય. આજે તો આંગણામાં બાળકોને પાયખાને બેસાડે છે! તેના ઉપર માખી બેસે છે અને એ જ માખી તેના ઓરડામાં જાય છે.

એ ગામના ખેડૂતનાં બાળકો કેવાં સુંદર હોય? તેમનાં આંખ, નાક, મોં પર મેલ વળગેલો ન હોય, તેમનાં કપડાં ગંદાં ન હોય. તેમના ગાલની આરપાર એવું લોહી ચમકતું દેખાતું હોય કે જાણે ગુલાબનું ફૂલ. પણ ખેડૂતની સ્ત્રીએ જિંદગીમાં ગુલાબનું ફૂલ જોયું હોય ત્યારે એવાં બાળકો ઉછેરતાં તેને આવડે ને? તેણે તો બિચારીએ માત્ર છાણ ચૂંથી જાણ્યું છે. તેને બાળક ઉછેરતાં ક્યાં આવડે છે? તે તો બાળકને અફીણની ગોળી ગળાવીને, કાં તો ટપલું મારીને ને કાં તો ઘોડિયામાં ધબૂડાવીને ચૂંગું કરે છે ને વૈતરું કર્યા કરે છે. એ રીતે કાંઈ ખેડૂતના ઘરમાં દેવ ઉત્પન્ન થાય?

આ આદર્શ ગામમાં પોતાની સ્ત્રીઓનું ખેડૂતો માન રાખતા હોય, તેમના પ્રત્યે પ્રેમ રાખતા હોય, તે સંસારની ભાગીદાર ગણાતી હોય.

અત્યારે ખેડૂતને સ્ત્રી સાથે કેમ વર્તન રાખવું એ જ આવડતું નથી. ગાય ભેંસ લાવે ને કાઢે તે પ્રમાણે નજરમાં આવે ત્યારે સ્ત્રી લાવે છે ને નજરમાં આવે ત્યારે એને રજા આપે છે! એને ઘર બહાર જવા દેતા નથી, આવી સભાઓમાં આવી શીખવા દેતા નથી. ખેડૂતમાં મર્દાનગી નથી તેથી તેને પોતાની સ્ત્રીમાં વિશ્વાસ નથી. આ અંગ્રેજો આપણા ઉપર રાજ્ય કરે છે તેમનું જુઓ. કોઈ પોતાની સ્ત્રીને દેશમાં રઝળતી મૂકીને અહીં આવતા નથી. ઘોડે ચડીને કામે નીકળે તો પણ બીજા ઘોડા ઉપર બેસાડી સ્ત્રીને સાથે તેડી જાય છે. તે બહાદુર છે, તેને એવો અવિશ્વાસ નથી કે મારી સ્ત્રી પર કોઈ ખૂરી નજર કરશે. સ્ત્રી ઉપર એવો વિશ્વાસ અને પ્રેમ હોય ત્યાં તેના પ્રત્યે વર્તન પણ જુદું હોય, તેના પ્રત્યે ભાષા જુદી હોય, જુદા જ પ્રેમ અને રસનો વહેવાર હોય. તો જ વીર પ્રજા ઉત્પન્ન કરી શકાય અને ઉછેરી શકાય.

"ઢોલ ગમાર શૂદ્ર પશુ નારી,
યે સબ તાડન કે અધિકારી"

એ જ જો તમે હજુ માનતા હો તો આપણે ગુલામ છીએ, અને ગુલામ જ રહેવાના. એટલું સમજજો કે સ્ત્રી એ માતા થવાની છે, અને નમસ્કાર કરવાને યોગ્ય છે, લાકડીને ન યોગ્ય હોય. હું તમારી સ્ત્રીઓને ફટવી તમને દુઃખ દેવા નથી માગતો પણ હું તો તેમને દેવીઓ અને સતીઓ બનાવવા ઇચ્છું છું. તેવી થશે તો તેઓ તમારું ઘર શોભાવશે. પછી એમનામાં તમારા પોતા કરતાં વધારે લાયકાત જોઈ તમને શરમ જરૂર લાગશે. પછી તેમને તમે ગાળ નહીં દઈ શકો, તેમની સાથે માનથી, સભ્યતાથી વર્તવું પડશે.

રેંટિયો તો આ ગામમાં વાવેતરના જેટલો સ્વાભાવિક થઈ ગયો હોય. <u>જે ખેડૂત કપાસ ઉગાડતો છતાં કપડાં બહારથી લાવે છે એને હું ખેડૂત જ કહેતો નથી.</u>

સ્વરાજના ગામમાં કંઈ આવાં મકાનો હોય? માણસ અને ઢોરનું રહેવાનું ભેગું હોય? આટલા માંકડ, ચાંચડથી ભરેલાં તે ઘર હોય? તેમાં બિચારી સ્ત્રીની શી દશા? એક તરફથી છોકરાં રોકકળ કરે, બીજી તરફથી ઢોર બરાડા પાડે, તેમાં પાછી દૂબળાની ગલીચ ભાષા!

તમે દૂબળા કેવા રાખ્યા છે? જેમને પાયખાને જઈ પાણી લેવાનીયે ગમ નથી, જે દારૂડિયો છે, જેની જાત અતિશય મેલી છે! એવો મલિન તમે એને રાખ્યો છે અને તેના હાથનું પાણી પીઓ છો! મને તો કોઈ ગામે જાઉં છું ત્યારે ખેડૂતના ઘરનું પાણી પીતાં દર્દ થાય છે, પણ ક્યાં જાઉં? મેલાઘેલા પણ ભાઈ છો એટલે જેમ તેમ પી લઉં છું. દૂબળાને

એવા બનાવી તેની પાસે કામ કરાવવું એ કરતાં તો હાથે કરવું શું ખોટું? એવા મલિન માણસ પાસે પાણી ભરાવવા કરતાં હું તો જાતે ભરી લેવાનું પસંદ કરું. એની પાસે કામ લેવું જ હોય તો તેને સુધારો, દારૂ છોડાવો, માણસ બનાવો. તમે હાલા બીઓ છો. સુધરેલો મજૂર તો તમને ચાર કલાકમાં બાર કલાકનું કામ આપશે; અને આવો ગમાર રહેશે તો આખો દિવસ બબડતો કામ કરશે છતાં તેના કામમાં ભલીવાર નહીં હોય. એવો ગમાર માણસ કહ્યું ન માને, સમજાવ્યો ન સમજે, ફાવે તેમ નાસી જાય. કંઈક સમજુ હોય તો તેને બેસાડીને તમે વાત પણ કરી શકો. પણ તમે તો હાથે કરીને એને પીવાના પૈસા આપો છો અને માણસને ઢોર બનાવો છો!

આદર્શ ગામના કૂવા આવા નહીં હોય. તમારા કૂવાઓ પાસે તો ઊભું પણ રહેવાતું નથી. ત્યાં કાદવ સડે છે અને માખીઓ બમણે છે. સ્ત્રીઓ પાણી ભરવા જાય તો પગ કાદવમાં બગડે છે, અને મેલનું ઝેર થઈ શરીરમાં ઊતરે તે તો જુદું.

સ્વરાજની ગામમાં રાત્રે અંધારામાં ખેડૂતની સ્ત્રીઓને અફળાવાનું ન હોય. ગામમાં સંપ કરીને બત્તીઓ રાખી હોય, ગામના સુખી લોકો તેલ આપતા હોય અને ગામના જુવાનિયાઓ કે સ્ત્રીઓ ફાનસ સાફ કરીને નિયમિત સળગાવતી હોય. એમાં ખર્ચનો સવાલ આડે આવતો નથી, આળસ અને અજ્ઞાન જ નડે છે.

### સ્વરાજની શરત

પણ આ સ્વરાજ ક્યારે સ્થાપન કરી શકાય? ગામમાં જરા પણ કુસંપ ન હોય ત્યારે, ગામના બધા ભાગો પોતપોતાની ફરજો સમજીને બજાવતા હોય ત્યારે. આ શરીરમાં અનેક જુદા જુદા અવયવો છે પણ કેટલા એકસંપથી પોતપોતાનાં કામ કરે છે? જેણે આ સ્વરૂપ બનાવ્યું છે તેની રચનાની બલિહારી છે. પગમાં કાંટો વાગે કે તરત જ માથા સુધી તેનું દર્દ પહોંચે છે. અવયવો જુદા કર્યા છે પણ એમાંના એકે વિના શરીરનો કારભાર પાધરો ચાલે નહીં. ગામ એના જેવું હોવું જોઈએ. ગામમાં એક દુઃખી હોય, એક ભૂખ્યો હોય તો આખા ગામને તે દુઃખ લાગવું જોઈએ. પણ ખેડૂત આજે કુસંપમાં ડૂબેલો છે, મિથ્યા મોટાઈમાં તણાય છે. જ્યાં ગામમાં અનેકને ખાવાનું મળતું નથી ત્યાં મોટાઈ શી? જ્યાં સરકારદરબારમાં આપણી ઇજ્જત નથી ત્યાં આપણે વડાઈમાં તણાવાનું શું ને અંદર અંદર લડવાનું શું? ખેડૂત ઈશ્વરને ભૂલ્યો છે એ તેના કુસંપનું કારણ છે. વેપારી લોકોમાં એકની સ્થિતિ સારી હશે તો જાત-

ભાઈને ડાળીએ ચઢાવશે, પણ ખેડૂત ઊંચે ચડતા ભાઈનો પગ ખેંચશે. એવી ઈર્ષા અને કુસંપ કાઢી નાખો.

એક જ ગામ કુસંપ અને ઈર્ષાથી મુક્ત થઈ મારી પાસે આવે, અને સાચું ખેડૂતનું સ્વરાજ સ્થાપવાના અખતરામાં મને સાથ આપે તો આખા દેશનું સ્વરાજ આપણે સહેલાઈથી સ્થાપી શકીએ. બારડોલીના ખેડૂતોએ જગતમાં કીર્તિ મેળવી છે, પણ એ કીર્તિને તે આગળ ક્યાં વધારે છે? આપણે કીડીને વેગે ચાલીએ છીએ તે નહીં ચાલે, જગત વાયુ વેગે આગળ વધી રહ્યું છે અને હિંદુસ્તાનના ખેડૂત પાછળ પડી જાય છે.

સાચું સ્વરાજ ઉપરથી પડવાનું નથી, પણ ખેડૂતે જાતે લેવાનું છે. સ્વરાજની ઇમારત ગામડાંમાંથી ઊભી કરવાની છે. ખેડૂતો આટલું સમજી જાય તો સરકાર સામું આપણે શા સારુ જોવું પડે? ખેડૂત સમજે તો શું થઈ શકે તે આપણે બારડોલીમાં બતાવી આપ્યું હતું. સમજે તો સ્વરાજ લેવું એટલું જ સહેલું છે. સાપ કાંચળી ઉતારી અળગી મૂકે છે તેમ મરજીમાં આવે ત્યારે આ રાજ્યને ખેડૂત ઉતારી નાખી શકે. સ્વરાજ જો અંગ્રેજ પાસેથી આવવાનું હોય તો શા માટે મારા જેવાને અહીં ગામડામાં આવવું પડત?

૪૬

## ગેબી માર

[ગુજરાતના હિમસંકટ વખતે ખેડૂતો અને સરકારને ઉદ્દેશીને કરેલું નિવેદન.]

ગયા વર્ષની ભયંકર આફતમાંથી ગુજરાત માંડ માંડ ઊભું થયું હતું એટલામાં તો આ વર્ષે પાછું ફરીથી કુદરતના કોપનું ભોગ થઈ પડ્યું છે. ગયે વર્ષે ગુજરાતે કદી નહીં જોયેલો એવો જળપ્રલય જોયો, આ વર્ષે કદી નહીં જોયેલી એવી ઠંડી જોઈ. ખેડૂતો એને લકડિયું હિમ કહે છે. આખા ગુજરાતમાં ચોમેરથી ખેડૂતો બૂમ પાડે છે. સોના જેવો લાખો રૂપિયાનો કપાસ અને તમાકુનો પાક સદંતર બળીને ખાખ થઈ ગયો! શાકભાજી અને ફળઝાડ પણ બળી ગયાં. આવળ જેવાં કડણ ઝાડ પણ બળી ગયાં, ત્યાં ખેતીવાડીનું પૂછવું જ શું? કોઈ કોઈ જગ્યાએથી માણસો અને ઢોર ઠરીને શબવત્ થઈ ગયાની ખબર આવી છે.

ખેડૂતો આ વખતના ગેબી મારથી મૂઢ બની ગયા છે. રેલસંકટના કરતાં આ વખતનું દુ:ખ એમને કારમું લાગ્યું છે. કારણ કે પૂરેપૂરી મહેનત

અને ખર્ચ કર્યા પછી છેક તૈયાર થયેલો પાક એક જ રાતમાં નાશ થઈ ગયો અને મોંમાં આવેલો કોળિયો દૈવે ઝડપી લીધો! બિચારા ખેડૂતો કપાસ અને તમાકુનાં બળી ગયેલાં ખેતરોમાં જઈને પોકેપોક મૂકીને રૂએ છે.

ગયે વખતે રેલસંકટની આફતમાંથી તુરત જ ઊભા થઈ ફરીથી વાવેતર કરી, મહેનત મજૂરી કરી જેટલું પકવી શકાય તેટલું પકવ્યું અને બધો સરકારધારો પણ ભર્યો. કમભાગ્યે આ વખતે તો બીજો પાક પકવવાની ઋતુ પણ નથી, નહીં તો આ બહાદુર અને મહેનતુ ખેડૂતોને આટલું બધું લાગી આવત નહીં. હવે આવતી મોસમભેગા કેવી રીતે થવું એ એની મોટામાં મોટી મૂંઝવણ છે. આબરૂનો માર્યો એ કોઈની પાસે હાથ લાંબો કરી શકતો નથી. અને દેવું કરી પકવેલો પાક પણ ગયો.

આ વખતે જમીનમહેસૂલ લેવાનો વિચાર કરવો એ ખેડૂતના લોહીનું છેલ્લું ટીપું ચૂસવા સમાન થઈ પડવાનું છે. મારી ઉમેદ છે કે સરકાર આ વખતે ગુજરાતના ખેડૂતોની સાથે ઉદારતાથી કામ લેશે. જમીનમહેસૂલનો કાયદો અને તેના નિયમો મડદાનું લોહી ચૂસે તેવા છે. એ નિયમો પ્રમાણે તો ખેડૂતને કંઈ ન પાક્યું હોય તો ઘાસની પણ આનાવારી ગણી તેની પાસેથી મહેસૂલ લઈ શકાય. પરંતુ આ વખતની ભયંકર આફત જોતાં જો સરકાર ખેડૂતને પૂરેપૂરી રાહત નહીં આપે તો ખેડૂતને મરવા અને જીવવા વચ્ચે પસંદગી કરવાનો સવાલ ઊભો થઈ પડવાનો છે. હિમથી પાકને કેટલું નુકસાન થયું છે તેની સરકાર તપાસ ચલાવે છે, અને તે તપાસ પૂરી થયા પછી જમીનમહેસૂલ અને બીજી બાકી વસૂલ કરવી કે કેમ તેના હુકમ કાઢશે, એ મતલબનું જાહેરનામું સરકારે કાઢેલું છે. એટલે ખેડૂતો હાલ તુરત તો હપ્તો ભરવાની ધાસ્તીમાંથી છૂટ્યા છે.

ગુજરાતના ખેડુતોને મારી સલાહ છે કે ગમે તેવી આફતમાં પણ હિંમત હારવી નહીં. ઈશ્વરને આપણી વધુ કસોટી કરવી હશે એમ માની સાવધ થઈ કોઈ પણ પ્રકારે આવતી મોસમભેગા થઈ જવાનો પ્રયત્ન કરવો.

નવજીવન, ૧૦–૨–૧૯૨૯

૪૭

# પાંચમી કાઠિયાવાડ રાજકીય પરિષદ–૧

[ તા. ૩૦-૩૧ માર્ચ તથા તા. ૧લી એપ્રિલ ૧૯૨૯ના દિવસોમાં, મોરબી મુકામે ભરાયેલી પાંચમી કાઠિયાવાડ રાજકીય પરિષદના પ્રમુખ તરીકેનું ભાષણ ]

* * *

### પરિષદની મર્યાદા

વર્તમાન પરિસ્થિતિને વિચારીને ચાર વરસના અનુભવને અંતે ગયે વરસે પોરબંદરમાં આપણે દેશી રાજ્યો કે રાજાઓના સંબંધમાં પરિષદમાં વ્યક્તિગત ટીકા ન કરવી એવી પરિષદની મર્યાદા સ્વેચ્છાથી બાંધી છે. એ મર્યાદા ગમે તેટલી આકરી લાગતી હોય તોપણ હાલના સંજોગોમાં તેનું ઉલ્લંઘન ન કરવું એમાં જ પરિષદની શોભા રહેલી છે.

### દેશી રાજ્યોની સ્થિતિ

દેશી રાજ્યોની સ્થિતિ કઢંગી અને દુઃખદાયક છે. જગતમાં આવી વિચિત્ર સંસ્થાઓ બીજે ક્યાયે નથી. રાજ્યોની સંજ્ઞાથી ઓળખાતાં છતાં તે સંસ્થાઓની પરાધીનતાનો પાર નથી. એકલા કાઠિયાવાડમાં જ નાનાં મોટાં અનેક રાજ્યો છે. તે બધાંના ઉપર સામ્રાજ્ય તરફથી એક ચોકીદાર રાખવામાં આવ્યો છે. તેની નજર બહાર કંઈ જઈ શકતું નથી. તેની ઇચ્છાને અનુકૂળ થવામાં રાજ્યનું સુરક્ષિતપણું સમજાય છે અને ડહાપણ મનાય છે. એક કાળે સામ્રાજ્યની સત્તાની જમાવટને અર્થે દેશકાળને અનુસરીને દેશી રાજ્યોની સાથે ગમે તેવા કોલકરાર થયા હશે તેના ઉપર અત્યારે આધાર રાખવો એ ડૂબતો માણસ તણખલાં પકડે તેના જેવું છે. એ જૂનાપુરાણાં તહનામાંના બારીક અર્થ સમજવા કે સમજાવવા ખાતર લાખો રૂપિયા ખર્ચી ધારાશાસ્ત્રી રોકવા પડે એ જ આ રાજ્યોની દુઃખદાયક સ્થિતિ સૂચવે છે. સામ્રાજ્યની સત્તા સાથે મિત્રાચારીનો દાવો કરવો એ નાને મોઢે મોટી વાત કરવા સરખું છે. સિંહ અને શિયાળવાંની મિત્રાચારી કંઈ સાંભળી છે ખરી? આ દેશમાંથી અનેક દેશી રાજાઓ દરવર્ષે યુરોપની સફરે જાય છે, તેમાંથી ત્યાં કોઈ પણ રાજાનું કોઈ પણ દેશમાં સ્વાગત થયું હોય કે તેને માન મળ્યું હોય એવું બન્યું છે? આ રાજાઓમાંથી કેટલાકનાં રાજ્યનો વિસ્તાર અફઘાનિસ્તાન કરતાં ઓછો નથી, પરંતુ

જ્યારે અફઘાનનો અમીર ગયે વરસે યુરોપની સફરે નીકળ્યો ત્યારે તેનું દરેક દેશમાં સ્વાગત થયું અને તેની મિત્રાચારી કરવાની સૌને ઇચ્છા થઈ. એનું શું કારણ? ખરી વાત તો એ છે કે હાલની સ્થિતિમાં દેશી રાજ્યોની સલામતી નથી. રાજામહારાજાઓ ભયભીત દશા ભોગવે છે. કારણ કે આ રાજ્યોની દશા સ્વાભાવિક નથી. પ્રજાને સુખે સુખી અને દુઃખે દુઃખી એ રાજ્યસૂત્ર ક્યાંયે પળાતું નથી. આ કૃત્રિમ દશા ભોગવતાં રાજ્યોને પોતાની પ્રજા ઉપર સિતમ ગુજારવાની અમર્યાદિત સત્તા મળેલી છે ખરી. પરંતુ રૈયતને રંજાડી મનગમતા કરવેરા વસૂલ કરી રાજ્યની તિજોરી ભરવામાં કે દેહાન્તદંડની સજા કરવાની સત્તા ભોગવવામાં ખરી રાજ્યસત્તા રહેલી નથી. જગતની સર્વ સત્તાઓની સામે પ્રજાનું રક્ષણ કરવામાં જ ખરી રાજ્યસત્તા રહેલી છે, તે કોઈ પણ દેશી રાજ્ય પાસે અગર તો બધાં રાજ્ય એકત્ર થાય તો તેમની પાસે પણ નથી. લાંબા કાળની પરાધીનતાને લીધે રાજ્યધર્મનો લોપ થઈ ગયો છે. અંધાધૂંધી અને અરાજકતા વ્યાપક થઈ પડયાં છે. પ્રજા પ્રાણરહિત, નિસ્તેજ અને કંગાલ બની ગઈ છે. આ દુઃખદાયક સ્થિતિને માટે આપણા રાજામહારાજાઓ જ જવાબદાર છે એ માનવું ભૂલભરેલું છે. સામ્રાજ્યના મહાન વૃક્ષની જબરદસ્ત છાયામાં નાનાં મોટાં રાજ્યના કુમળા છોડ કરમાઈ ગયા છે, ચેતન વગરના અને લગભગ જડ જેવા બની ગયા છે. દેશી રાજ્યોમાં દેખાતી અરાજકતા એ તો ખરી રીતે સામ્રાજ્યમાં પ્રવર્તતી અરાજકતાનો પડઘો છે.

### રાજાઓ શું કરી શકે?

આ ત્રિશંકુ દશામાં પણ રાજાઓ ધારે તો ઘણું કરી શકે. પ્રજાને જવાબદાર રાજ્યતંત્ર આપી નિર્બળ રાજ્યોને સબળ બનાવે. સામ્રાજ્યની ઓથમાં ભરાવા કરતાં પ્રજાનો પ્રેમ સંપાદન કરવામાં રાજ્યની વિશેષ સલામતી રહેલી છે. આ ક્રાન્તિકાળમાં નિરંકુશ રાજ્યસત્તાના દિવસ ભરાઈ ચૂકયા છે. હિંદુસ્તાન આખો એક દેશ છે, તેમાં બ્રિટિશ હિંદુસ્તાન માટે એક અને દેશી રાજ્યોને માટે બીજી અનેક રાજ્યનીતિ એમ નોખા ભાગ પાડવા અશક્ય છે. આખા દેશની પ્રજા એક હોવા છતાં આજે તો નાના મોટા દરેક રાજ્યની રાજ્યનીતિ નોખી નોખી છે, એજન્સીની નોખી છે, અને બ્રિટિશ હિંદુસ્તાનની નોખી છે. આખા દેશની પ્રજાના રીતરિવાજ એક છે. વેપારરોજગારનો સંબંધ, સંસ્કૃતિ અને અન્ય વહેવાર જોતાં દેશની રાજ્યવ્યવસ્થા એકધારી જ હોઈ શકે, નોખી નોખી નભવાની જ નથી. બ્રિટિશ હિંદુસ્તાનની પ્રજા સ્વરાજ્યને માટે અધીરી બની ગયેલી છે. જે પ્રજાને સ્વતંત્રતા પ્રાપ્ત કરવાની તીવ્ર ઇચ્છા થઈ છે તેની પ્રગતિને

કોઈ રોકી શકનાર નથી. એ સ્વરાજ્ય કે સ્વતંત્રના કેવા પ્રકારની હોઈ શકે એ વિષે ગમે તેટલા મતભેદ હોય તોપણ એટલું તો નિર્વિવાદ છે કે બ્રિટિશ હિંદુસ્તાનમાં ચાલતી હાલની રાજ્યપદ્ધતિમાં મહત્ત્વના ફેરફાર થયા વિના રહેવાના નથી. તેની આડકતરી અસર દેશી રાજ્યોની પ્રજા ઉપર પણ થવી જ જોઈએ. આ સંજોગોમાં દેશી રાજ્યો માત્ર વફાદારીનાં ઢોલ વગાડીને બેસી રહેશે તો તે ગંભીર ભૂલ કરશે અને વાર્યા ન કર્યું પણ આખરે હાર્યાં કર્યું એવો વખત આવશે. જે સામ્રાજ્યમાં ખુદ શહેનશાહની સત્તા મર્યાદિત છે તે સામ્રાજ્યમાં એકહથ્થુ સત્તા ભોગવવાની આશા રાખવી તે વફાદારી જ નથી. ખરી વફાદારી તો શહેનશાહનું અનુકરણ કરવામાં રહેલી છે. જે રાજ્યોએ વખત વિચારી પોતાનાં રાજ્યમાં પ્રજાકીય સંસ્થાઓ સ્થાપવાની શરૂઆત કરી છે તેમણે કંઈ ખોયું નથી. પ્રજાનો અવિશ્વાસ રાખવાનું દેશી રાજ્યોને કંઈ જ કારણ નથી. આ દેશની પ્રજા સ્વભાવે જ વિશ્વાસુ અને ઉદાર છે. રાજકોટ ઠાકોર સાહેબે આ દિશામાં કંઈક શરૂઆત કરી તો તરત જ આપણી રાજકીય પરિષદે ભાવનગર મુકામે તેમને માનપત્ર આપી પોતાની આભારની લાગણી પ્રદર્શિત કરી. અવિશ્વાસ એ ભયનું કારણ છે. પ્રજાનો વિશ્વાસ એ રાજ્યની નિર્ભયતાની નિશાની છે. એટલું યાદ રાખવું જોઈએ કે રાજ્ય એ પ્રજાને ખાતર છે, રાજ્યને ખાતર પ્રજા નથી.

### પુનરરચનામાં દેશી રાજ્યોનું સ્થાન

આ દેશના રાજ્યતંત્રની પુનરરચનાનો દિવસ નજીક આવતો જાય છે. તેમાં અનુકૂળ થવામાં જ દેશી રાજ્યોની શોભા અને સુરક્ષિતપણું છે. પુરાણી પદ્ધતિમાં ફેરફાર કર્યે જ છૂટકો છે. આ પુનરરચનામાં દેશી રાજ્યોનું સ્થાન ક્યાં અને તેની પ્રચલિત રાજ્યપદ્ધતિમાં કેવા ફેરફાર થવા જોઈએ એ વિષે આ દેશના સર્વ પક્ષના અગ્રગણ્ય નેતાઓએ મળી જે યોજના ઘડી કાઢી છે તેને રાષ્ટ્રીય કૉંગ્રેસની મહોર મળેલી છે. આ યોજના ઘડનારાઓમાંના ઘણાખરા દેશી રાજ્યોના પક્ષપાતી છે. તેમાંના કેટલાક તો મોટા મોટા રાજામહારાજાઓ સાથે સ્નેહસંબંધ ધરાવનારા છે. દેશી રાજ્યોના કોઈ વિરોધી તો નથી જ. એ યોજનાથી અલગ રહેવા કરતાં અગર તેના તરફ અવિશ્વાસની નજરથી જોવા કરતાં તેના પર ગંભીરપણે વિચાર કરવો ઘટે છે. તેમાં યોગ્ય ફેરફાર કરાવવા હોય તો તેને માટે અવકાશ રાખેલો છે, અને તેવા ફેરફાર યોજના ઘડનારાઓ સાથે મસલત કરીને થઈ શકે તેમ છે. મારી અલ્પ મતિ પ્રમાણે તો આ સીધો માર્ગ છોડી બહારની મદદ કે દરમ્યાનગીરી માગવામાં દેશી રાજ્યો પોતે સબળ થવાને

બદલે વધારે નિર્બળ બનવાનાં છે. સ્વતંત્ર હિંદુસ્તાનથી દેશી રાજ્યોને ડરવાનું કારણ નથી. એથી જ દેશી રાજ્યો બળવાન બનવાનાં છે. દેશી રાજ્યો અને હિંદુસ્તાનની પ્રજાનું હિત પરસ્પરવિરોધી નથી. એકના બળમાં બીજાનુ બળ સમાયેલું છે.

### રાજાઓ માલિક નથી

રાજ્યની તિજોરીના રાજાઓ ટ્રસ્ટી છે, માલિક નથી. એ નાણાં મોટે ભાગે પ્રજાના કલ્યાણ અર્થે વપરાવાં જોઈએ. રાજ્યવૈભવને શોભતો ખર્ચ ભલે થાય, પણ તેની મર્યાદા હોવી જોઈએ. રાજાના અંગત ખર્ચની વાર્ષિક રકમ અને તેની વ્યાખ્યા મુકરર થવી જોઈએ, તેમ જ તેનો પ્રામાણિકપણે અમલ થવો જોઈએ. ઊપજ વધારવામાં જ રાજ્યની આબાદી નથી. કેટલાંક રાજ્યોની મૂડી એટલી બધી વધી ગયેલી છે કે મૂડીના વ્યાજમાંથી રાજ્યનો ખર્ચ સારી રીતે નભી શકે. એવી સ્થિતિ હોય ત્યાં રૈયત ઉપરનો બોજો હળવો થવો જોઈએ. કેટલાક પરદેશમાં ખાનગી મિલકત વસાવતા થઈ ગયા છે. રાજ્યની ખાનગી મિલકતોની મર્યાદા પણ મુકરર થવી જોઈએ.

### યુરોપની સફરનો શોખ

આજકાલ રાજાઓમાં યુરોપની મુસાફરીનો શોખ વધી પડ્યો છે. એકહથ્થુ રાજ્યસત્તાના શોખીનોને પોતાનું રાજ્ય છોડી એક દિવસ પણ બહાર જવાનો કશો જ હક નથી. એથી ગરીબ પ્રજાના પૈસાની ભારે બરબાદી થાય છે, અને રાજાઓને અંગત લાભ કશો જ થતો નથી. ઊલટા કેટલાક એવી એબો લઈને આવે છે કે જગતમાં હાંસીને પાત્ર થાય છે. કેટલાક રાજા તો એવા છે કે જેમને આ દેશમાં રહેવું મુદ્દલ ગોઠતું નથી, અને પ્રસંગવશાત્ આ દેશમાં આવવું પડે ત્યારે પણ એવા સંજોગો સાથે આવે છે કે જેથી કુટુંબક્લેશ થાય છે અને ખુદ રાજરાણીને શરમ છોડી દિલ્હીના તખ્ત સુધી રાજાનાં અપલક્ષણોની રાવ ખાવા દોડવું પડે છે. આવા રાજાઓને અમર્યાદિત ભોગવિલાસ ભોગવવા હોય તો રાજગાદી છોડવી જ જોઈએ. રાજાઓએ પોતાના કુળની ઇજ્જતની ખાતર પણ આ પરદેશ ભટકવાની પ્રથા એકદમ બંધ કરવી જોઈએ.

### જમીનમહેસૂલ

સરકારની ઘાતકી રાજ્યનીતિએ બ્રિટિશ હિંદુસ્તાનના ખેડૂતની પાયમાલી કરી છે. દેશી રાજ્યોએ તેનું અનુકરણ કરતાં તેમાં સુધારો કરી તેને વધારે નિર્દય બનાવેલ છે. પરિણામે કાઠિયાવાડના ખેડૂતોની વિશેષ દુર્દશા થયેલી છે. જમીનમહેસૂલની પદ્ધતિ નિશ્ચિત પણ નથી. કોઈ

જગ્યાએ વિઘોટી લેવાય તો કોઈ જગ્યાએ ભાગબટાઈ. અને તે પણ રાજ્યને ફાવે તો વિઘોટી અને ન ફાવે તો ભાગ માગે. ભાગબટાઈ વસૂલ કરવામાં ખેડૂતોને ભોગવવી પડતી હેરાનગતિનો પાર નથી. વિઘોટી ઉપર વળી ચોથાઈ, હકસાઈ અને એવા જાતજાતના બોજા હોય છે. ખેડૂતને પોતાના ખેતરમાં શું વાવેતર કરવું અને કેટલું કરવું તેના અને તેનો પાક ક્યાં પિલાવવો કે ક્યાં વેચવો તેના ફરજિયાત ધારા હોય છે. સરવાળે ખેડૂતની મજૂરી ફોગટ જાય છે. હજારો ખેડૂતો ખેડૂત મટી મજૂર થતા જાય છે અને તેમને મજૂરી પણ નહીં મળવાથી કાઠિયાવાડ છોડી દૂર દૂર ભાગવું પડે છે. એક કાળે મનમાન્યાં દહીંદૂધ અને રોટલા પેટ ભરીને ખાનારા ખેડૂતોને પાણીમાં પલાળીને ખાવાનો સૂકો રોટલો પેટપૂરતો મળતો નથી. બિચારો ખેડૂત થાક્યો ભૂખ્યો મરવાની આળસે જીવે છે. એના પેટમાં ઊંડળો વળે છે. ખેડૂતોની ઓલાદ ઊતરતી ચાલી છે, એના ચહેરા ઉપર નૂર નથી. પરદેશી રાજ્યનું દૃષ્ટિબિંદુ જુદું હોય, એનો વહીવટ ખર્ચાળ હોય, પોતાના દેશના માણસોને મોટા મોટા પગાર આપી પોષવાના હોય, ભારે ખર્ચ કરી મોટું લશ્કર રાખવાનું હોય, એટલે એ તો ગમે તે કરે. પરંતુ દેશી રાજ્યોને તેનું અનુકરણ કરવાનું કશું જ કારણ નથી. તેમને લશ્કર રાખવાનું નથી; રાખવું હોય તોપણ કોઈ રાખવા દે તેમ નથી. રાજ્યની ઊપજનો આધાર મોટે ભાગે ખેડૂતો ઉપર રહેલો છે. ખેડૂતો જ રાજ્યના પોષક છે. એવા ખેડૂતોની પાયમાલી કરનાર રાજ્ય એ જાણ્યેઅજાણ્યે રાજ્યની ઇમારતના પાયા ખોદે છે. ખેડૂતની કર ભરવાની શક્તિ ઉપર નજર રાખી જમીનમહેસૂલ લઈ શકાય ખરું, પરંતુ તેનો ઉપયોગ ખેડૂતના કલ્યાણ અર્થે જ થવો જોઈએ. આજે તો આ બેઉ નિયમનો ચોમેર ભંગ થઈ રહ્યો છે એ દુઃખની વાત છે.

### રેલવે, મોટા રસ્તાઓ અને જકાત

કાઠિયાવાડની રેલવેની સ્થિતિ વેશ્યા જેવી છે. એનો કોઈ ખરો ધણી નથી, અને ભોગવટો કરનારા અનેક છે. અજાણ્યો મુસાફર આ દેશમાં રેલવેની મુસાફરી કરવા નીકળે તો વગર પૂછ્યે કાઠિયાવાડ ક્યાંથી શરૂ થાય તે તેની રેલવેમાં પગ મૂકતાં ઓળખી શકે એટલી એની દુર્દશા છે. મુસાફરોને માટે કશી જ સગવડ નથી. જુદાં જુદાં ભાગીદાર રાજ્યો એના ભાગલા પાડી નોખો નોખો વહીવટ કરે છે. એથી પરિણામ એ આવ્યું છે કે મુસાફરોને તેમ જ વેપારીઓને અનેક પ્રકારની મુશ્કેલીઓ અને અગવડો વેઠવી પડે છે. કાઠિયાવાડના વેપારને આથી ભારે નુકસાન

થાય છે. જાહેર હિતને ખાતર આ રેલવે બનાવવાની છે એ સમજથી બિનભાગીદાર રાજ્યોએ પોતાની હદમાંથી આ રેલવે લઈ જવાની સગવડ આપેલી. તેમને તો આ રેલવેનો ઉપયોગ લોકકલ્યાણને અર્થે થાય છે કે કેમ તે પૂછવાનો કે જોવાનો હક સરખો પણ રહ્યો નથી. પ્રજાનો તો એ વહીવટમાં કંઈ અવાજ જ નથી. માત્ર તાત્કાલિક ઊપજ વધારવાની ટૂંકી દૃષ્ટિથી જ હાલનો વહીવટ થાય છે. તેમાં સુધારો કરવાની ખાસ જરૂર છે. ભાગીદાર રાજ્યોનો, બિનભાગીદાર રાજ્યોનો તેમ જ પ્રજાનો જેમાં અવાજ હોય અને ત્રણેનું હિત જેથી સચવાય એવી રીતે ત્રણેના પ્રતિનિધિઓનું એક મંડળ નિમાય અને તેનો સ્વતંત્ર પ્રમુખ નીમી સરખો વહીવટ થાય તો વેપારરોજગાર વધે, પ્રજાને સગવડ મળે અને આજે જે ઊપજ થાય છે તેમાં સારો વધારો થાય અને ભાગીદાર રાજ્યોને કાંઈ નુકસાન ન થાય.

મોટા રસ્તાઓ (ટ્રંક રોડ્ઝ) જ્યારથી દેશી રાજ્યોને સોંપવામાં આવ્યા ત્યારથી તેના હાલહવાલ શરૂ થયા છે. આજે તો એ નામના જ રસ્તા કહી શકાય. એથી તો એ રસ્તાઓ ન હોય અને અસલની ગાડાવાટો હોય તો પ્રજાને ઓછું દુઃખ પડે.

વળી દરેક રાજ્યે પોતપોતાની સરહદે ઇચ્છામાં આવે તેવી જકાતનાં ટૂંડાળાં વાળ્યાં છે, એથી પ્રજાને અનેક પ્રકારની હાડમારી ભોગવવી પડે છે અને વેપારનો નાશ થઈ રહ્યો છે. આ સ્થિતિ રાજાઓ ધારે તો સુધારી શકે.

### ખાદી

બ્રિટિશ રાજ્યનીતિનું મોટામાં મોટું પાપ આ દેશના એકના એક ગૃહઉદ્યોગનો બુદ્ધિપૂર્વક નાશ કરવામાં રહેલું છે. અંગ્રેજ રાજ્યસત્તાની જમાવટ પહેલાં આ દેશ પોતાને જોઈતું બધું કાપડ બનાવવા ઉપરાંત લાખો રૂપિયાનું કાપડ પરદેશને પૂરું પાડતો હતો. એ વખતે આ દેશમાં એક પણ કારખાનું કે મિલ નહોતી. આ બધું કાપડ હાથે કાંતેલા સૂતરનું અને હાથ-વણાટનું બનતું હતું. કરોડો માણસો આ ઉદ્યોગથી ઘેરબેઠાં વગર મૂડી રોકચે પોતાની રોજી મેળવી શકતાં હતાં. આ બધાંની રોજી તૂટી ગઈ છે તેમને માટે બીજો કોઈ એવો ધંધો નથી કે જેમાં એટલાં બધાં માણસો કામે લગાડી શકાય. દેશી રાજ્યોએ ધાર્યું હોત તો વખતે પોતાની પ્રજાને આ દુઃખમાંથી બચાવી શકત. કાઠિયાવાડ ખાદીનું સુંદર ક્ષેત્ર છે. જોઈએ તેટલો કપાસ પાકે છે. દર વરસે ખેતીની મોસમ પૂરી થયે હજારો માણસોને મજૂરી માટે કાઠિયાવાડ છોડવું પડે છે. આમ દરેક પ્રકારની અનુકૂળતા છે. પરદેશી કાપડનો વેપાર કાઠિયાવાડની હદમાંથી બંધ

કરી કાઠિયાવાડમાં લાખો રૂપિયા બચાવી શકાય તેમ છે. રાજ્યના પોતાના હિતની ખાતર પણ ખાદીને રાજમહેલમાં અને રાજ્યની સંસ્થાઓમા પ્રતિષ્ઠા મળવી જોઈએ. પ્રજાની આર્થિક ઉન્નતિનો એનાં જેવો ઉત્તમ માર્ગ બીજો નથી.

### દારૂનિષેધ

આ પવિત્ર દેશમાં વસતી હિંદુ અને મુસલમાન બેઉ મુખ્ય કોમના ધર્મમાં મદ્યપાનનો નિષેધ કરેલો છે. ત્યાં રાજ્યની ઊપજ વધારવા ખાતર પરરાજ્યના આબકારી ખાતાનું અનુકરણ કરી શરાબનો વેપાર અને પ્રચાર કરવો એ મહાપાપ છે. દેશી રાજ્યોને એ શોભતું નથી. કાઠિયાવાડમાં કોઈ કોઈ રાજ્યોએ દારૂબંધીની પહેલ કરી સુંદર દાખલો બેસાડ્યો છે. તેમનું અનુકરણ કરી આખા કાઠિયાવાડમાંથી આ ચેપી રોગનો જેમ બને તેમ જલદી નાશ કરવો ઘટે છે.

### અસ્પૃશ્યતા

અંત્યજોની હાડમારી કાઠિયાવાડમાં વિશેષ છે. રેલગાડીમાં મુસાફરી કરતાં તેમને ભારે ત્રાસ વેઠવો પડે છે. નબળાનું રક્ષણ કરવું એ રાજ્યનો ધર્મ છે. સબળા તો પોતાનું રક્ષણ કરી શકે છે. પણ જો નબળાનું રક્ષણ રાજ્ય ન કરે તો બીજું કોણ કરે? રાજ્યની જાહેર શાળાઓમાં ભણવાનો, જાહેર કૂવાતળાવનાં પાણીનો ઉપયોગ કરવાનો અને સાર્વજનિક મકાનોમાં વિસામો લેવાનો હક અંત્યજોને મળવો જોઈએ. રાજદરબારમાં તેમને અસ્પૃશ્ય ન ગણાય તેવો બંદોબસ્ત થવો જોઈએ. રાજાઓ ધારે તો આ દુઃખીઓનું દુખ સહેજે ભાંગી શકે તેમ છે.

### પ્રજાની સ્થિતિ

રાજ્યોના દોષ ઘણુંયે હશે. પણ તેમના દોષ સામુ જોયાં કર્યે પ્રજાનું કલ્યાણ થવાનું નથી. જે પ્રજા જુલમ સહન કરે છે તે રાજ્યને જુલમગાર બનાવવામાં મદદગાર થાય છે. જુલમની સામે થવું એ પ્રજાનો ધર્મ છે. જે પ્રજા પોતાનો ધર્મ ભૂલે છે તે પ્રજાને રાજ્યના દોષ જોવાનો અધિકાર ઓછો છે. જુલમી રાજાને પદભ્રષ્ટ કરવાનો પ્રજાને હક છે. સમર્થ રાજાઓની સામે પણ સબળ પ્રજાએ આ હકનો હમેશાં ઉપયોગ કર્યાનું ઇતિહાસ કહે છે. બળવાન પ્રજાની વિરુદ્ધ રાજ્યથી કંઈ થઈ શકતું નથી. પણ જ્યાં પ્રજા જાગ્રત અને નિર્ભય નથી ત્યાં અતિશય સંયમ અને ધીરજની આવશ્યકતા છે. અધીરા અને ઉતાવળા થવાથી પ્રજાને લાભ થવાને બદલે હાનિ થવાનો સંભવ છે.

# પાંચમી કાઠિયાવાડ રાજકીય પરિષદ – ૨

[ઉપસંહારનું ભાષણ]

કાઠિયાવાડની પ્રજાનો, કાઠિયાવાડના રાજાઓનો, મુત્સદ્દી વર્ગનો, ખેડૂતોનો, ઢેડભંગીઓનો જેણે પ્રેમ સંપાદન કર્યો હોય અને વિશ્વાસ મેળવ્યો હોય તે જ આ પરિષદના પ્રમુખપદને શોભાવી શકે. આમાંની એકે વાતનો હું દાવો કરી શકતો નથી, પણ ગાંધીજીનો હુકમ થયો કે મારે પ્રમુખ થવાનું સ્વીકારવું, અને હુકમ પાળવાની વાત આવે છે ત્યાં મારા જેવો સિપાઈ બીજો કોઈ ન હોય એવો મારો દાવો છે. જગતમાં જે પરિવર્તન થઈ રહ્યું છે તે કાઠિયાવાડના જુવાનોને અસર ન કરે એ ન મનાય. જુવાનોને આ જમાનામાં પોતાનું જીવન ખારું લાગે, અધીરાઈ આવે, દોડવાનું મન થઈ જાય, એ હું સમજી શકું છું. વૃદ્ધોને કાઠિયાવાડની પ્રજાના દોષોનું, અશક્તિનું પૂરું ભાન હોય છે, અનેક મર્યાદામાં રહીને કામ કરવાનું ભાન હોય છે. તેમાં મોટી મર્યાદા રાજાપ્રજાનો અવિશ્વાસ છે. ગાંધીજીની જ હાજરીમાં આ પરિષદ ભરી શકાય એવો રાજ્યનો આગ્રહ અને એ આગ્રહને કાર્યકર્તાઓએ વશ થવું એ આ અવિશ્વાસનો પુરાવો છે. આ સ્થિતિ દુઃખદાયક છે. એમાં ઝુકાવાની મને હોંસ ન જ થાય. સ્વતંત્રતા મને જેટલી વહાલી છે તેથી વધારે વહાલી ભાગ્યે જ બીજા કોઈને હશે એવું અભિમાન રાખનારો હું છું. એટલે અહીંના જેવી કઢંગી પરિસ્થિતિમાં મારી મરજીથી તો હું નહીં જ ઝુકાઉં. પણ જે હમેશાં સરળ સ્થિતિમાં ઝુકાવા માગે છે તેને દુનિયાનો અનુભવ નથી, તે રાજાપ્રજાની સ્થિતિ નથી સમજતો. તમારો પ્રમુખ બન્યા છતાં પણ હું નામનો જ પ્રમુખ છું એવું મને ભાન છે. એ ભાન ન હોય તો હું બેવકૂફ ગણાઉં. કારણ આગળ પાછળ, અને ચોતરફ મને મર્યાદા જ દેખાય છે. કઈ રીતે કામ કરતાં રાજાપ્રજાને દુઃખ ન થાય, વડીલ વર્ગને દુઃખ ન થાય, જુવાનોને દુઃખ ન થાય, અને ત્રણ દિવસનો ઉજાગરો કરાવી તાળીઓ પડાવી મોરબીને દુઃખનો વારસો ન મૂકી જાઉં એ લાગણી હમેશાં રહ્યાં કીધી છે.

## કાઠિયાવાડને શી દવા આપું?

તમે મારી પાસે મોટી આશા રાખી છે, કારણ થોડા વખત ઉપર બારડોલીમાં કાંઈક વિશ્વાસ અને આશા ઉપજાવે એવું કામ થયું છે. પણ મારા દિલની વાત કહું? કાઠિયાવાડમાં દીવા તળે અંધારું છે. હું જે કાંઈ શીખ્યો છું, મારામાં જો કાંઈ શક્તિ છે એમ તમે માનતા હો તો જે વ્યક્તિ આજે કાઠિયાવાડને અને હિંદુસ્તાનને દોરે છે તેની પાસેથી તે શીખ્યો છું, અને તેની પાસેથી તે શક્તિ મેળવી છે. બારડોલીમાં મારી પોતાની શક્તિથી કાંઈ થયું હોય એવી માન્યતા ઊંડે ઊંડે પણ મારા મનમાં નથી, અને જો ક્યાંયે તે છુપાયેલી હોય તો પ્રભુ તે કાઢી નાખે એવી હમેશાં મારી માગણી છે. હું તો એક નિમિત્તમાત્ર હતો. મારો અને ગાંધીજીનો એવો સંબંધ થઈ ગયો છે કે એમના વિચારમાં અને મારા વિચારમાં ભેદ નથી હોતો, વર્તનમાં તો આકાશપાતાળનો ભેદ પડ્યા છે. તેમના પગ પાસે બેસવા જેવા થવા માટે કેટલા ભવ લેવા પડશે તે પ્રભુ જાણે. પણ તેમની પાસેથી જે વસ્તુ મેળવેલી તે મેં બારડોલીના લોકોની આગળ રજૂ કરેલી. પણ તે વસ્તુ આજે કાઠિયાવાડના લોકોને આપી શકાય? જેને ત્રિદોષનો વ્યાધિ થયેલો હોય તેને મીઠાઈ આપી શકાય? કાઠિયાવાડને ત્રિદોષનો વ્યાધિ છે. ત્રિદોષવાળો માણુસ લૂગડાં ખેંચે, લવરી કરે, તેને પોતાનું ભાન હોતું નથી. એવા માણુસને મીઠાઈ આપવા જઈએ તો તેના પ્રાણ જાય. ડાહ્યો માણુસ એવા રોગવાળાને માટે બીજો જ ઉપાય શોધે. તમને સાચે જ કહું છું કે જાહેરસભામાં વ્યાસપીઠ ઉપરથી વ્યાખ્યાન કરવાનો મને કંટાળો છે. બહુ બોલવાથી લાભ નહીં, પણ હાનિ થાય છે. કાઠિયાવાડને આજે ખરી જરૂર ઓછું બોલવાની, અને શું બોલવું તે બોલતાં શીખવાની છે. કાઠિયાવાડને જરૂર ઝેરી હવાની નહીં પણ પ્રેમની હવા પેદા કરવાની છે. રાતદિવસ જેને પરનિંદા કરવાની ટેવ છે તેની સ્થિતિ દયાજનક થઈ જાય છે, તેને સાંભળનારની સ્થિતિ પણ દયાજનક થાય છે. તમે મને પૂછશો કે રાજામહારાજા નિંદાપાત્ર નથી? નિંદાપાત્ર નથી કોણ? અત્યાર સુધી એવું રાજ્ય જગતમાં એકે નથી થયું કે જે નિંદાપાત્ર નથી થયું. પણ નિંદા કર્યે શું વળે? કેટલાંક તો તમારાં દુઃખો એવાં છે કે જે તમારી જાહેરમાં કહેવાની શક્તિ પણ નથી. ખેડૂતોના ઉપર અનેક જુલમો હશે છતાં તે અહીં આવીને જાહેર કરી નથી શકતો. 'બાપુનું રાજ બહુ સારું' એમ તે જાહેરમાં કહેશે. તો એવી સ્થિતિમાં પરિષદ ભરવામાં કે દેશી રાજ્યમાં પેસીને કામ કરવામાં કેટલી બધી મુશ્કેલી પડે છે! આવી મુશ્કેલીમાં

આપણે આજે વધારો કરશું કે ઘટાડો કરશું? આજે એવાં રાજ્યો કાઠિયાવાડમાં પડેલાં નથી શું કે જ્યાં આપણને ઉતારો મેળવવો પણ મુશ્કેલ પડે? એવી સ્થિતિમાં ખૂબ બખાળા પાડવા હોય, રાજાને ખૂબ સંભળાવ્યું એમ કહેવડાવવું હોય તો તો તમને મારી સૂચના છે કે બ્રિટિશ હિંદુસ્તાનમાં આવો, મુંબઈ જાઓ, વીરમગામ તો પાસે જ છે, વીરમગામ જાઓ. ત્યાં પાંચપંદર દિવસ જોઈએ તેટલું બોલી લો. પણ નકામું બહુ બોલવાથી આખરે તમને પક્ષાઘાત થવાનો છે.

### બળવાનું સ્વરૂપ

આપણે પાંચ પરિષદો કરી. નવ વર્ષમાં પાંચ પરિષદો કરી, અને તેમ કરીને પરિષદની મર્યાદા કેટલી છે, તેમાંથી લાભ કેટલો છે, ત્યાં કયા પ્રકારે કામ લેવાનું છે એ આપણે સમજી લીધું હોવું જોઈએ. આજે આપણે બિનજોખમી ઠરાવો પસાર કરીએ છીએ. ઘણા ઠરાવોમાં રાજાને વિનંતી કરવામાં આવે છે, કારણ આપણે તેમાં કંઈ કરવાપણું નથી. પરંતુ રાજા પાસે પરિષદની પ્રતિષ્ઠા નથી, રાજા આપણને દાદ દેવા તૈયાર નથી. તેનું કારણ એ નથી કે રાજા દુષ્ટ છે, પણ એ કારણ છે કે ઠરાવોની પાછળ ગંભીરતા કે બળ તે નથી જોતા. રાજાઓ પાસે કામ કરાવવું હોય તો પરિષદનો રાજા પ્રત્યે પ્રેમ જોઈએ, અથવા પરિષદમાં રાજાને પદભ્રષ્ટ કરવાની શક્તિ જોઈએ. જો એમાંથી એકે વસ્તુ આપણી પાસે ન હોય તો આપણી દશા વર્ણસંકરની થાય. રાજાને ખાતરી હોવી જોઈએ કે આ માણસ જે માગણી લઈને આવ્યો છે તે માગણીનો સ્વીકાર નહીં કરશું, આ માણસને પાછો કાઢશું તો પ્રજાને આઘાત પહોંચશે, આ માણસને દુઃખ થશે અને પ્રજાની આંતરડી કકળશે; એને એમ પણ થવું જોઈએ કે આ માણસને કાઢીશ તો તે કાલે બારડોલી જેવું કંઈક લઈ બેસશે. આજે રાજાની પ્રીતિ સંપાદન કરવાનો પ્રયત્ન ખુશામદમાં ગણાય છે. કાઠિયાવાડમાં ખુશામદ અને સભ્યતામાં ભેદ પાડવો કઠણ છે. કાઠિયાવાડના ગુણો, સાહસિકતા, પ્રેમ વગેરેની તારીફ કરવા હું નથી આવ્યો. કાઠિયાવાડના ઉદાર ગુણોની હું તારીફ જ કર્યા કરું તો તમે મને દુશ્મન ગણજો. એ તારીફ કરવા માટે તમે મને બોલાવ્યો નથી. તમારી પાસે જે ગુણો છે તેમાં કાંઈક વધારો કરું તો જ તમારી સેવા થાય. એટલે તમારી એબો જે દેખાતી હોય તે મારે પ્રેમભાવે વર્ણવવી જોઈએ. તમારી જીભની મીઠાશ મારામાં હોત તો તમને મીઠી રીતે તમારી એબો કહી સંભળાવત. પણ હું તો ખેડૂત રહ્યો. એક ઘાએ બે ટુકડા કરવાની મારી જન્મની ટેવ છે, એટલે તમને કહું છું કે વિવેક અને ખુશામદમાં ભેદ પાડવાની ટેવ પાડો.

હું વૃદ્ધ નથી, જુવાન નથી, પણ વૃદ્ધાવસ્થા અને યુવાવસ્થાના સંગમના તટ ઉપર બેઠેલો છું. મને જુવાનોના ખેલ ખેલવાનું મન થાય છે, પણ વૃદ્ધોનો અનુભવ મને સંયમ પણ શીખવે છે. કાઠિયાવાડના જુવાનોની સાથે મેં બારડોલીમાં ખેલ ખેલ્યા છે. પણ જુવાનીના ઉત્સાહથી જેટલી હું પ્રેરણા મેળવું છું તેટલો વૃદ્ધોનો અનુભવ પણ હું સાથે જોડવા માગું છું. વૃદ્ધોની હાંસી કરનાર બાપનો વારસો ઉડાવી દે છે. આજે બળવાની બૂમ આખા દેશમાં સાંભળું છું. પણ રાડો પાડનારાએ બળવો નથી કરી જાણ્યો. એ બળવો કરનારા મૂંગા છે. એ પોતાનું જોશ પોતામાં ભરી રાખે છે, અને વખત આવ્યે તે બહાર કાઢે છે. આજે જુદાં જુદાં રાજ્યોની એકતા કરવા માટે દરેક રાજ્યમાં એક એક માણસ પણ પડ્યો છે ખરો? તમે વસ્તુસ્થિતિ સમજો. તમે શેનાં સ્વપ્ન સેવો છો? હવામાં કિલ્લા શા સારુ બાંધો છો? જમીન ઉપર ઊભેલા તમે જમીન ઉપર નજર ન નાખશો તો આભ ઉપર જોતાં જોતાં તમારી આંખ ફાટી જશે. જગતમાં કોઈ બળવાખોર હોય તો ગાંધીજી જેવો બીજો કોઈ જ નથી. પણ એનો બળવો અસત્યની સામે છે, પાખંડની સામે છે, મેલતી સામે છે, કોઈ વ્યક્તિની સામે નથી. એ જ બળવો સાચો બળવો છે. તમારે બળવાનું ક્ષેત્ર જોઈએ છે? તો તે ક્ષેત્ર તો પડ્યું જ છે. સૂર્યનો પ્રકાશ પડે છે ત્યારે ક્યાંયે અંધારું રહેતું નથી, પણ તે ઊગે છે એક જ જગ્યાએ. એટલે જેણે બળવાનું સ્થાન પસંદ કરેલું છે તેણે વિચારપૂર્વક જ પસંદ કરેલું હશે, કારણ તે બળવાની કળા જાણે છે. તેણે એવો વિચાર કરેલો છે કે હું એવે સ્થાને બળવો કરીશ કે જ્યાંથી તેત્રીસ કરોડમાં તે બળવો ફેલાશે. આજે બારડોલીનો પડઘો જ્યાં ન પડ્યો હોય એવું એકે ગામ નથી. નિર્જીવ નમાલા દેખાતા ખેડૂતો શું કરી બતાવે છે એ આખી સલતનત પણ જાણી ગઈ. પણ એને માટે કેટલી તૈયારીની, કેટલા સંયમની, કેટલા સંગઠનની જરૂર હતી એ તો એમાં ભાગ લેનાર જાણે. એ એક દહાડાનું કામ નહોતું. આજે પણ નાનકડી જગ્યાએ ઢગલાબંધ માણસો પડેલા છે. એ મૂંગી સેવા કરનારા છે. એમને આવી પરિષદમાં આવવાની ઇચ્છા સરખી થતી નથી. એવા માણસોનો સંગ્રહ કરી કાઠિયાવાડના એક ગામની અંદર પણ અખતરો કરી બતાવશો કે રાજ્યની સામે તમારો કશો ઝઘડો નથી, તમારે તો પ્રજામાં પ્રાણ પૂરવા છે. રાજાને બતાવો કે બળવાન પ્રજા ઉપર રાજ કરો, ગુલામ ઉપર રાજ કરવામાં શો માલ છે? પ્રાણવાન પ્રજા ઉપર રાજ કરો, મુડદાં ઉપર રાજ કરનારા તો પેલા નાટકોમાં ઊતરે છે તેવા રાજા છે. આજની સ્થિતિ કેટલી દયામણી છે! કાઠિયાવાડના ખેડૂતને મારા

જેવા ઉપર અરજી કરવી હોય તોપણ તે નનામી હોય છે, અને તેમાં તે બીજા કોઈને બતાવો તો ગાંધીજીની આણ છે એમ સંકોચપૂર્વક સૂચના કરે છે. આવા માણસો પાસેથી શું કામ લઈ શકાય? આવાં મુડદાંમાં પ્રાણ પૂરવાને કેટલો સમય જોઈએ?

### વાતાવરણ ચોખ્ખું કરો

પણ તમે કહેશો કે રાજાના સુધર્યા વિના કશું ન થાય. રાજાને સુધારવાના માર્ગ હું બતાવી ગયો. રાજાને ઈશ્વરનો ડર લાગે એટલી તમારામાં સાધુતા હોય, રાજા અને પ્રજા વચ્ચે એટલો વિશ્વાસ અને પ્રેમ હોય તો રાજા સહેજે સુધરે. જેનામાં પ્રેમ ભરેલો હોય અને જલદ ઉપાય લેવાની જેનામાં શક્તિ હોય તેવાની આગળ પોતાનું સિંહાસન છોડીને સામે બેસવાની ફરજ ન પડે એવો રાજા એકે નથી. રાજાઓ આ દેશમાં પ્રેમને ઓળખનારા છે, પણ એ પ્રેમ આપણામાં નથી. એ પ્રેમ કેળવવો કઠણ છે; એમાં અતિશય સંયમ અને સહનશક્તિની જરૂર છે. એ પ્રેમ સાથે સામે થવાની શક્તિ પ્રજામાં જોઈએ. આ પરિષદની પાછળ પ્રજા છે એટલું આપણે સિદ્ધ કરી આપવું જોઈએ. જો એ ન હોય તો આપણું બોલવું વ્યર્થ જાય, આપણી પ્રતિષ્ઠા જાય અને આપણી નિંદા થાય. એટલે આપણે જે બોલીએ એમાં બળ હોવું જોઈએ. ખાલી નિંદાથી હાર્યો હોય એવા રાજાનો એકે દાખલો જગતમાં નથી. એથી તો રાજા નફ્ફટ થાય છે. એટલે તમને કહું છું કે તમારા કાન પણ સભ્યતા શીખે, નિંદા સાંભળવામાં ન ટેવાય, એ ધ્યાન રાખજો. આજે તમારી જીભમાં જાહેર રીતે કહેવાની હિંમત નથી, પણ ખૂણે બેસીને બોલવાની ટેવ છે તે કાઢી નાખો. ખૂણે બેસીને બોલેલું વ્યર્થ જાય છે. આજે કાઠિયાવાડની હવા એટલી પરાધીનતા, એટલી ખટપટથી ભરેલી છે કે સ્વતંત્ર માણસ ગૂંગળાઈ જાય છે. એને શ્વાસ લેવો કઠણ પડે છે. અહીં શત્રુ કોણ અને મિત્ર કોણ એ ઓળખવું મુશ્કેલ પડે છે. અમુક માણસ બોલે છે તેની પાછળ તેનો સ્વાર્થ કેટલો રહ્યો છે અને સેવા કેટલી રહેલી છે તેની ખબર પડતી નથી. એ સ્થિતિમાં સફાઈ કરવાની બહુ જ જરૂર છે. ખાનગીમાં ખૂણે બેસીને ટીકા કરવાની બંધી કરવાની જરૂર છે. એ ટેવથી નબળાઈ વધારે આવવાની છે.

### જુવાનોને

કાઠિયાવાડના જુવાનો અકળાય છે અને જાણવા માગે છે કે અમને કંઈ માર્ગ બતાવો. અહીં અમને કંઈ કામ કરવાની ગમ નથી પડતી એમ તેઓ કહે છે. હું તેમને કહું છું કે તમે મારે ત્યાં આવો, ત્યાં આવીને

શક્તિ મેળવો. આજે મારી પાસે જે કાઠિયાવાડીઓ પડયા છે તેમનામાં કાઠિયાવાડની સેવાની ધગશ ઓછી પડી છે એમ તમે ધારો છો? તેઓ જાણે છે કે હિંદુસ્તાનની હવા સાફ થશે ત્યારે આપોઆપ અહીંની હવા સાફ થશે. આજનો ધર્મ બજાવશું તો કાલનું કામ કાલ પોતે જ કરશે.

અહીંના સામાજિક પ્રશ્નોમાં હું ઊતર્યો નથી. અહીં એટલો સડો છે કે કંપારી છૂટે. અહીંની કેટલી બધી કન્યાઓ અને બાઈઓ બ્રિટિશ હદમાં વેચાય છે! બ્રિટિશ ગુજરાતની કોર્ટોમાં જાઓ અને ત્યાંના કાઠિયાવાડી વકીલોને આવા કેસો વિષે પૂછો તો શરમ આવશે. આ સડો અટકાવવાને માટે સાચી સેવાવૃત્તિ જોઈએ. કાઠિયાવાડનો વેપારી વર્ગ ઉદાર છે. એક પણ કામ એવું નથી બન્યું કે જેમાં ઉદાર ફાળો આપવામાં કાઠિયાવાડના વેપારીએ અગ્રગણ્ય ભાગ ન લીધો હોય. પૈસાની ખોટ નથી પડવાની. અહીંની હવા સુધરે અને સેવકોને રહેવાનું મન થાય એવી સ્થિતિ કરવાની છે. પણ કાઠિયાવાડી યુવકના પગ કાઠિયાવાડની ધરતી ઉપર ન ગોઠે અને એક પછી બીજું, અને બીજા પછી ત્રીજું એમ નવું નવું જ શોધ્યા કરે તો સેવા ન થઈ શકે. આપણે જે રૈયતને ઉદ્દેશીને ઠરાવ કર્યા છે તેટલાનો અમલ કરશું તો અહીં ફરી ભેગા થવાનો અધિકાર આપણને મળશે, પ્રજાની પાસે નાણાંની માગણી કરવાનો અધિકાર મળશે. આપણે પોતે જ આપણે કરેલા ઠરાવો નથી પાળતા તો રાજા શેના પાળશે? રાજા ગમે તેમ કરે પણ આપણે તો આપણો ધર્મ પાળો એવી વૃત્તિ આપણામાં જોઈએ. એક જ દાખલો આપુ: કાઠિયાવાડના એક દરબારે પોતાનો ગરાસ છોડેલો ત્યારે તમને બહુ ઝેર ચડયું હતું. તમે 'ગોપાળ ફાળો' કરવાનો વિચાર કરેલો. મેં 'ના' કહેલી અને સૂચવેલું કે તમારામાં કાંઈ કરવાની શક્તિ ન હોય તો ત્યાગ કરનારની આબરૂને શા સારુ બગાડો છો? દરબાર ગોપાળદાસની પાછળ કેટલા છે તે તમે આજે બતાવી રહ્યા છો. સારું કામ યત્કિંચિત્ પણ કરશો તો હજારો ભાષણના કરતાં તે સારું ગણાશે. કાઠિયાવાડની પ્રજાને આજે તીખું તમતમું જોઈએ છે, પણ તેને ખરી જરૂર અંતર્દૃષ્ટિની છે. મારી ઈશ્વર પ્રત્યે પ્રાર્થના છે કે કાઠિયાવાડને એટલે આપણને બધાને તે અંતર્દૃષ્ટિની શક્તિ આપો.

## ઉપસંહાર

તમે, મહારાજા સાહેબે, તમામ પ્રજાએ મારા પ્રત્યે જે પ્રેમ બતાવ્યો તે માટે કયા શબ્દોમાં તમારો આભાર માનું? મારાથી મોરબીની તો કશી સેવા થઈ નથી, થશે કે નહીં તે જાણતો નથી. પણ પ્રજાએ અને ખુદ મહારાજાએ બધી સગવડ કરી આપી અને મારા પ્રત્યે અતિશય પ્રેમ

અને લાગણી બતાવ્યાં તેથી મને થયું કે અહીં કામ કરવાનું કેવડું મોટું ક્ષેત્ર છે. પ્રજાનું બળ કેળવવું એ રાજાનું કામ છે. એકબીજાના સહવાસમાં આવ્યાથી અને સેવા કરવાની શક્તિથી રાજા ઉપર અસર થશે. પણ આજે તો રાજાથી આપણે ભાગીએ છીએ. રાજાની પાસે બધી વસ્તુની આશા રાખીને પોતે કશું કરતા નથી, એથી આપણે નથી રાજાની કે નથી પ્રજાની સેવા કરવાના.

"આજે તમારી પાસેથી ખૂબ તાળી પડાવવી હોય તો તેમ કરાવતાં મને આવડે છે. એ કળા હું શીખેલો છું. કણબી ભિખો બળી જાય એવી ગાળો દેતાં પણ શીખેલો છું અને તમને દુઃખ થાય એટલું કડવું પણ બોલી જાણું છું, પણ એ બધાથી હું તમને લાભ કરી શકું ખરો કે? આજે કામ કરવાના ધર્મ સિવાય બીજો ધર્મ નથી. આપણે કરેલા ઠરાવોમાં આપણે માનીએ છીએ કે નહીં? એની પાછળ ખોટા મત પણ હોવાનો સંભવ છે. કારણ અહીંનું વાતાવરણ કૃત્રિમ છે. ગાંધીજી પાસે ખાદી પહેરીને આવો, રાજા પાસે જુદો પોશાક, પોલિટિકલ એજન્ટ પાસે જુદો પોશાક અને ઘરમાં વળી ચોથો. આવા પ્રપંચો કરનારાની આગળ બળવાનાં સ્વપ્નાં મૂકવાથી આપણે બળવો નથી કરવાના, બળી જવાના છીએ. આજે તમે ગાંધીજીના કાલના ભાષણ અને મણિલાલની પ્રેમભરી માગણીને વશ થઈને ઘણું કર્યું છે. હું હવે તમને પાછું સરવૈયું વાંચી સંભળાવવા માગતો નથી. એ કામ ગાંધીજીએ કાલે મારે માટે કરી દીધું. તમે મને તમારા જેવો જ સમજીને મારા વિચારો જાણો. હું મહાત્મા નથી. એમને તમે મહાત્મા કહો અને મોક્ષને પહોંચેલા માની એમની પાસે ઊભા જ રહો. પણ હું તો તમારા જેટલો જ પાપી છું. મને ઘણા ગાંધીજીનો આંધળો ભક્ત કહે છે. હું ઇચ્છું છું કે સાચે જ મારામાં અંધભક્ત થવાની શક્તિ હોય. પણ તે નથી. હું તો સામાન્ય બુદ્ધિનો દાવો કરનારો છું. મારામાં સમજ-શક્તિ પડેલી છે, મેં જગત પણ ઠીક ઠીક જોયું છે, એટલે સમજ્યા વિનાં એક હાથની પોતડી પહેરીને ફરનારાની પાછળ ગાંડો થઈને ફરું એવો હું નથી. મારી પાસે ઘણાને ઠગીને ધનવાન થાઉં એવો ધંધો હતો, પણ તે છોડ્યો. કારણ હું એ માણસ પાસે શીખ્યો કે ખેડૂતનું કલ્યાણ એ ધંધો કરીને ન થાય. એને માર્ગે જ થાય. એઓ હિંદુસ્તાનમાં આવેલા ત્યારથી જ હું એમની સાથે છું. અને આ ભવમાં તો એમની સાથેનો સંબંધ છૂટે એમ નથી. અને આમ છતાં મારા કામમાંથી એમને દૂર રાખું છું, કારણ આપણે આપણી શક્તિ ખોઈને બેઠેલા છીએ. હમેશાં એમના તરફ જોઈને બેસીએ તો એ શક્તિ આવવાની નથી. હમેશાં જ,

દરેક સ્થાને એમની આશા રાખીએ તો આપણું કામ કેમ ચાલે? મ્હૈસૂરમાં એઓ માંદા હતા ત્યારે અનેક જણે એમને તાર કરેલો કે, પ્રલયનિવારણ માટે આવો. એમણે મને તાર કર્યો હતો કે 'આવું?' મેં એમને લખેલું કે, દશ વર્ષ થયાં તમે ગુજરાતને જે મંત્ર આપ્યો છે તે પચ્યો છે કે નહીં તે જોવું હોય તો આવશો નહીં. બારડોલીમાં પણ મારા જેલમાં પુરાયા પછી જ એમને આવવાનું મેં કહેલું. આપણામાં તાલીમ અને વ્યવસ્થાની ખામી છે, સિપાઈગીરીની ખામી છે, આપણને હુકમ ઉઠાવવાની ટેવ નથી પડી. આ વ્યક્તિસ્વાતંત્ર્યના જમાનામાં આપણે સ્વચ્છંદને સ્વતંત્રતા માનીને બેઠા છીએ. હિંદુસ્તાનનું દુઃખ, કાઠિયાવાડનું દુઃખ આગેવાનના અભાવનું નથી, આગેવાનો અનેક થઈ પડવાનું છે, સિપાઈગીરીના અભાવનું છે. કાઠિયાવાડના નવયુવકોને ઈશ્વર એ શક્તિ આપે!

નવજીવન; ૭-૪-૧૯૨૯

## ૪૯

# દેશી રાજ્યોની આબકારી નીતિ

[એપ્રિલ ૧૯૨૯માં ભરાઈ રાનીપરજ પરિષદમાં પ્રમુખ તરીકેનું ભાષણ.]

અહીં વડોદરા અને વાંસદા બે રાજ્યોની હદ ભેગી થાય છે. વડોદરા રાજમહેલથી માંડીને તે ગરીબની ઝૂંપડી સુધી દારૂએ સત્યાનાશ વાળ્યું છે. જે રાજ્યનીત ગરીબ લોકોને વ્યસની બનાવી રાજ્યની ઊપજ તેમના વ્યસનીપણા દ્વારા વધારવાની હોય તે રાજ્યમાં, તે રાજકુટુંબમાં સુખ અને શાંતિ શી રીતે હોઈ શકે? વાંસદાના રાજા બહુ ભલા છે એમ સાંભળું છું. પણ દારૂની ઊપજ ઓછી થાય ત્યારે તેમની ઈશ્વરશ્રદ્ધા ઢીલી થઈ જાય છે, મહુડાં અમારો ઈશ્વર છે કે બીજો કોઈ ઈશ્વર છે એવી એમને શંકા થવા લાગે છે. જે રાજ્યોને ઈશ્વર ઉપર વિશ્વાસ નથી, રૈયત દારૂતાડી છોડી દેશે તો મહેસૂલનું શું થશે એમ જે રાજ્યને થાય છે, તે રાજ્યની મને દયા આવે છે. આ મેળો જ્યાં હજારો સ્ત્રીપુરુષ પવિત્ર થવા આવે છે ત્યાં દારૂનાં પીઠાં ખોલવાની રજા આપવામાં આવે અને ઉત્તેજન પણ આપવામાં આવે એ કોઈ હિંદુ રાજાને શોભે? પવિત્ર હોવું જોઈએ એવા આ યાત્રાના ધામમાં પાંચ દારૂની દુકાન કરવા દેવી એના જેવું મહાપાપ એકે નથી. દારૂમાથી મહેસૂલ ઉત્પન્ન કરવાવાળાં રાજ્યો ગરીબને આબાદ કેમ બનાવી શકાય છે તે કળા આવા પ્રદર્શનમાં આવીને જુએ અને પાંગળી, દળદ્રી પ્રજા ઉપર રાજ્ય કરવાને બદલે આબાદ પ્રજા ઉપર રાજ

કરવાનો વિચાર કરે તો કેવું સારું? આજે તો રાજ્યમાં જેટલી શાળાઓ છે તેના કરતાં પીઠા વધારે છે. બહેતર છે કે એ બધી શાળાઓ બંધ થાય, પણ એક પણ પીઠું તો ન જ રહેવું જોઈએ.

આ રાજ્યો આપણી દારૂનિષેધપ્રવૃત્તિથી ડરે છે. એ કેમ ડરે છે તે હું સમજતો નથી. એ રાજ્યોની સાથે લડાઈ કરવી એ હું મારે માટે શરમભરેલું માનું છું. વામદા જેવા અંગૂઠા જેવડા રાજ્યને તો એક દાફડો બહારવટું કરીને વશ કરે. તેની સાથે લડવામાં હું મારી શક્તિ શેનો ખર્ચું? મારું તો બ્રિટિશ સામ્રાજ્ય સાથે લડવાનું કામ છે, અને મેં મારું ક્ષેત્ર નક્કી કરી રાખેલું છે. પણ રાજ્યો યાદ રાખે કે તેમના અમલદારો પ્રજાને ત્રાસ આપશે તો હું તે એક ઘડી પણ સાંખી શકવાનો નથી. ખાદી અને દારૂનિષેધની પુણ્યપ્રવૃત્તિ ચાલી છે, તે રોકી રોકાઈ શકવાની નથી. સાતસો કુટુંબો પોતાની જ ખાદી વાપરવાની પ્રતિજ્ઞા લઈને બેઠાં છે. પેલે દિવસે ઠેઠ નાશિકથી ત્રણ દિવસ પગે ચાલીને એક માણસ વેડછી સુધી રેંટિયો લેવા આવ્યો હતો અને રોકડા પૈસા આપીને તે માથે મૂકી લઈ ગયો. એ રેંટિયાનો ચમત્કાર ક્યાં સુધી ફેલાયો છે તે બતાવે છે.

અહીંના કેટલાક દારૂનાં પીઠાવાળાઓના ગપગોળાઓથી મુંબઈના પારસીઓ અકળાઈ ઊઠયા છે. હું મુંબઈના પારસીઓને ખાતરી આપું છું કે અહીંના જંગલમાં વસતો એક પણ પારસી સીધી રીતે ચાલતો હશે તો તેના ઉપર બહિષ્કાર કે બીજો કોઈ પણ પ્રકારનો ત્રાસ થતો અટકાવવાની જોખમદારી હું લેવાને તૈયાર છું. મુંબઈના છાપામાં જે ફરિયાદો આવે છે તેમાં કશો વજૂદ નથી. મારે દુ:ખ સાથે જણાવવું જોઈએ કે જે લોકો ફરિયાદ કરે છે તેઓ પારસી નથી પણ પારસી કોમને નામોશી લગાડનારા છે. તેમનાં કૃત્યોની કેટલીક વસ્તુઓ મારી જાણમાં છે પણ તે હું જાહેર કરવા માગતો નથી. જ્યાં સુધી આ પ્રવૃત્તિમાં પારસી કોમના રત્ન જેવાં મીઠુબહેન અને બીજા પારસી ભાઈઓ જોડાયેલા છે ત્યાં સુધી આવા ખોટાં ભુમરાણોથી હું ડરવાનો નથી. એવા માણસો અમલદારોને ઉશ્કેરીને પજવણી કરવા માગતા હશે તો તેથીયે હું ડરવાનો નથી. હું તો સરકારની જેલ દસ વર્ષ થયાં શોધું છું, પણ તે મને મળતી નથી. એક પારસી ભાઈ મને કહેતા હતા કે આ 'નીચ વર્ણ'ને ડરાવેલા રાખેલા જ સારા. હા, ડર સૌને જોઈએ, પણ તે ડર ઈશ્વરનો જોઈએ; બીજા કોઈ માણસ કે સત્તાનો ડર ન જોઈએ. દારૂના પીઠાવાળા શું કે બીજા, સૌને પાપમાંથી બચવાનો ડર જોઈએ.

નવજીવન, ૨૮-૪-૧૯૨૯

## ૫૦

# સાતમી મહારાષ્ટ્ર પ્રાંતિક પરિષદ

[તા. ૪-૫ મે, ૧૯૨૯ને રોજ બાંદરા મુકામે મળેલી સાતમી મહારાષ્ટ્ર પ્રાંતિક પરિષદના પ્રમુખ તરીકેના લેખી અંગ્રેજી ભાષણમાંથી.]

મહારાષ્ટ્રે પોતાના કેટલાક સારામાં સારા સુપુત્રો ગુજરાતની સેવામાં અર્પણ કરીને ગુજરાતને પોતાનું ખૂબ ઋણી બનાવ્યું છે. અમારા જુવાનોને કેળવણી આપવાનું કામ તેમને હસ્તક છે અને કેળવણીકાર તરીકે તેમ જ ચારિત્ર્ય ઘડનાર તરીકે તેમની ગુજરાતમાં સારી પ્રતિષ્ઠા છે. આ ઋણ પરત કરવાની બાબતમાં ગુજરાતે હજી કશું કર્યું નથી; પણ તમે મારી પ્રમુખ તરીકે વરણી કરીને એ ઋણના ભારમાં ઉમેરો જ કર્યો લાગે છે. તમે આજ સુધી અમને કેળવણી આપતા આવ્યા છો, અને અમે તમારી પાસે ભણવાનું પસંદ કર્યું છે. આવી પરંપરા ચાલતી આવી છે.

*　　　*　　　*

કશા નવા કે તાકીદના કામને અંગે નિર્ણય લેવાનો ન હોય તો અમે ગુજરાતમાં જિલ્લા કે પ્રાંતિક પરિષદો ભરતા નથી. કોઈ સાચી પ્રાંતિક પરિષદમાં ભાગ લીધાનું મને યાદ હોય તો તે ૧૯૨૦માં અમદાવાદમાં ભરાયેલી ગુજરાત પ્રાંતિક પરિષદ હતી. તે વખતે અસહકારનો કાર્યક્રમ દેશ આગળ રજૂ થયો હતો. અને તેને અંગે યોગ્ય નિર્ણય કરવા માટે મહાસભાનું ખાસ અધિવેશન ભરાવાનું હતું. અને મહાસભાને તે નિર્ણય લેવામાં મદદ થાય તે માટે પોતાનો અભિપ્રાય વ્યક્ત કરવાની પ્રાંતોની ફરજ હતી. તે પછી પણ અમે એક બે પ્રાંતિક પરિષદો ભરી ખરી. પણ મને નથી લાગતું કે તેમાંની કોઈ પણ ઉપરની યાદગાર પરિષદ જેટલી મહત્ત્વની કે જરૂરની હોય.

*　　　*　　　*

મહાસભાનો કાર્યક્રમ ફરી જાહેર કરવો, એ કાર્યક્રમની એકેએક બાબતનો અમલ કરવાનું પ્રાન્તનાં દરેક સ્ત્રીપુરુષને કહેવું, છેલ્લા ચાર મહિનામાં પોતે તેમાંથી કેટલું કામ પાર પાડ્યું તેનો અહેવાલ રજૂ કરવાનું દરેક જિલ્લા સમિતિને જણાવવું, દૂરદૂરનાં ગામડાંમાં મહાસભાનો સંદેશો લઈ જવા માટે સ્વયંસેવકો નોંધવા, અને આવી રીતે એ કાર્યક્રમને સફળ બનાવવાને માટે બનતી ત્વરાથી લગાતાર પ્રયત્ન કરવો, એટલું જ કામ આ પરિષદે કરવાનું રહે છે.

ગઈ મહાસભામાં આપણે પસાર કરેલા ઠરાવોનો નવેસર વિચાર કરવો પડે એવી કોઈ પણ બીના તે પછી બની નથી; ઊલટું જે કંઈ બન્યું છે તેથી તો ૧૯૩૦માં કરવાના આખરી યુદ્ધને માટે તૈયાર થવાનો આપણે જે નિશ્ચય કર્યો છે તેને વધારે દૃઢ કરવાની જરૂર જણાય છે. ગ્રહણ આવવાનું હોય ત્યારે તેનો વેધ અગાઉથી જ શરૂ થાય છે એ ન્યાયે આ વરસે જે બનાવો બન્યા, અને જેનું અંતિમ પરિણામ વાઇસરૉયે દંનવો કાઢીને પબ્લિક સેફ્ટી બિલ પસાર કરાવવામાં આવ્યુ, તે કોઈ ભાવિ અશુભ આપત્તિના સૂચક છે. આપણા દેશના ઇતિહાસમાં આપણે એક કટોકટીની ઘડીએ આવી પહોંચ્યા છીએ. આના જેવો બીજો ગંભીર પ્રસંગ રૉલેટ બિલો પસાર થયાં તે વખતનો હતો. સાચું કહીએ તો સુધારા પહેલાંના દિવસોમાં વાઇસરૉયે ભરેલા પગલા કરતાં આજના વાઇસરૉયનું આ કૃત્ય વધારે અપમાનજનક અને ઇરાદાપૂર્વક કરેલું છે. સુધારા અપાયા હોય કે ન હોય, પૅરેમાઉન્ટસી ( સર્વસત્તાધીશપણું ) એ જ નોકરશાહીનું બિરુદ દેખાય છે. અને તમારી ધારાસભાનો પ્રમુખ કેવળ નામધારી હો કે સમર્થ હો, વાઇસરૉયની ખાતરી છે કે આપણે ઇચ્છીએ તેમ કરવાની સત્તા આપણી પાસે છે.

* * *

વાઇસરૉય સાહેબે અત્યાચાર અને મિનાચાર એ બે વિચારસરણીઓ વચ્ચેના ઉઘાડા ઝઘડા પ્રત્યે ખાસ ધ્યાન ખેંચ્યું છે. પણ ખરું જોતાં તેમણે કરેલો એ ઉલ્લેખ તો બૉંબ ફેંકનારાઓની ત્રાસનીતિ અને તેને પણ ટપી જાય એવી સરકારની ત્રાસનીતિ એ બેયને લાગુ પડે છે. બંને પક્ષે ચાલતી આ ત્રાસનીતિ સરખી જ મૂર્ખાઈભરેલી અને વ્યર્થ છે. અને બન્નેનો ઇલાજ સત્યાગ્રહ જ છે. એનાં જ બે સ્વરૂપો એટલે અહિંસક અસહકાર અને સવિનય કાનૂનભંગ. એ બે આપણા દેશના ઇતિહાસમાં એક ઘણા જ મહત્ત્વને સમયે શરૂ કરવામાં આવ્યાં હતાં.

વાઇસરૉય સાહેબના નિવેદનમાં વ્યક્ત કરવામાં આવેલી દમનની નીતિ, મેરઠની ધરપકડોમાં, તેમ જ વિચારીપણું અને અહિંસક વૃત્તિ માટે લોકોમાં વજન ધરાવનારા સાંબમૂર્તિ અને ખાડિલકર જેવા માણસો પર કેસ ચલાવીને જે સજાઓ કરવામાં આવી છે તેમાં, છડેચોક અખત્યાર કરવામાં આવી દેખાય છે. અમલદારોના હાથમાં વધુ સત્તા સોંપી હોય તો તેનો તેઓ કેવો દુરુપયોગ કરે છે, તેમ જ ફાવે તેને પોતાની વિશાળ જાળમાં ખેંચી લાવવા માટે જોઈતાં ખરાંખોટાં બહાનાં તેઓ કેટલી સહેલાઈથી કાઢી શકે છે તે બારડોલી સત્યાગ્રહની લડત વખતે આપણને બરાબર જોવા મળ્યું. સત્યાગ્રહને

બોલ્શેવિઝમનું રૂપ કલ્પવામાં આવ્યું અને મને ભારતીય લેનિનની મોટી ઉપાધિ આપવામાં આવી! લેનિન વિષેનું મારું બધું જ્ઞાન પંડિત જવાહરલાલ નેહરુએ લખેલા સોવિયેટ રશિયા નામના નાનકડા પુસ્તકમાંથી મને મળેલું છે. મારે કબૂલ કરવું જોઈએ કે સોવિયેટ સંસ્થાઓની વ્યવસ્થા તથા સોવિયેટ પદ્ધતિ બાબત હું તદ્દન અજાણ છું. પણ આજે ભણેલા મધ્યમ વર્ગને ખેડૂત અને મજૂર વર્ગના સંપર્કમાં લાવવા માટે કોઈ પણ કલ્યાણકારી ચળવળ કે પ્રવૃત્તિ ઉપાડવામાં આવે તો તેને ભયના ચિહ્ન તરીકે જ લેખવામાં આવે છે; અને આવી હિલચાલોને બદનામ કરવા માટે બોલ્શેવિઝમ અને કૉમ્યુનિઝમ એ બે વિશેષણો ગમે ત્યારે તૈયાર જ હોય છે.

અત્યારની પરિસ્થિતિ ૧૯૧૯ની પરિસ્થિતિ જેવી જ કટોકટીની છે, કદાચ વધારે ગંભીર પણ હોય. દેશનું વાતાવરણ જોવા જઈએ તો તે ચોક્કસ વધારે અનુકૂળ છે. દેશમાં છૂટાંછવાયાં હિંસાનાં કૃત્યો અવારનવાર થયાં હોય તોપણ અહિંસાનો સંદેશો ધીરે ધીરે જનતા સુધી પહોંચી રહ્યો છે એ વિષે મને શંકા નથી. અહિંસા પરની તેમની શ્રદ્ધાની કસોટી લાલા લજપતરાય તથા પંડિત જવાહરલાલ પર થયેલા પાશવી હુમલા વખતે તેમ જ મહાત્મા ગાંધીની કારણ વિના અને ચીડ આવે એવી રીતે ધરપકડ કરવામાં આવી તે વખતે થઈ છે. આ બધા પ્રસંગોએ જનતાએ અનુકરણ કરવા જેવો સંયમ બતાવ્યો છે. આ સુધરતા જતા અનુકૂળ અહિંસક વાતાવરણને ખ્યાલમાં રાખી આપણે સંગ્રામની જે તારીખ વિચારપૂર્વક નક્કી કરી છે તે દિવસ સુધીમાં લડત આપવા માટે તૈયાર થવા માટે આપણી બધી શક્તિ વાપરીએ. જેટલી ગંભીરતાથી અને વિચારપૂર્વક આપણે એ તિથિ નક્કી કરી છે એટલી ગંભીરતાથી અને વિચારપૂર્વક આપણે આપણો કાર્યક્રમ સ્પષ્ટપણે નિશ્ચિત કર્યો છે. 1929 NOTE

* * *

ધારાસભાપ્રવેશ બાબત મારા વિચારો તમે જાણો છો. હું ૧૯૨૨માં હતો તેવો જ કટ્ટર નાફેરવાદી છું. વડી ધારાસભામાં પ્રજાએ ચૂંટી કાઢેલા પ્રમુખે પોતાની ફરજ કેવી સુંદર રીતે બજાવી તે માટે હું બીજા બધા દેશવાસીઓની જેમ જ મગરૂબ છું. તોપણ એટલું કહ્યા વિના મારાથી રહેવાતું નથી કે, પ્રમુખે આપેલો ચુકાદો અને તે પછી બનેલા બનાવો પરથી એ જ વસ્તુ ચોક્કસ સિદ્ધ થાય છે કે ધારાસભાઓ એ કેવળ એક માયાજાળ જ છે. મને ચોક્કસ લાગે છે કે પ્રાંતિક ધારાસભાઓમાં વડી ધારાસભાના પ્રમુખ જેવા જ બાહોશ પ્રમુખ હોય તોપણ તેમાં કશો સુધારો નહીં થાય. કદાચ એ જ કારણે એમનું એ સ્વરૂપ વધારે

SARDAR WAS NOT FOR ENTRY INTO ASSEMBLIES

માયાવી બને. બીજી એક વાત મને બહુ મહત્ત્વની લાગે છે. મારી દિવસે દિવસે વધારે ને વધારે ખાતરી થતી જાય છે કે જ્યાં સુધી દેશ આગળ આ ધારાસભાઓનો કાર્યક્રમ હોય ત્યાં સુધી રચનાત્મક કાર્યક્રમ પર તેનું ચિત્ત કેન્દ્રિત કરવું એ અશક્ય નહીં તોય બહુ જ મુશ્કેલ છે. મહાસભાએ સૂચવેલો રચનાત્મક કાર્યક્રમ યોગ્ય રીતે પાર પાડવા માટે અસહકારનું વાતાવરણ જ સૌથી વધારે અનુકૂળ ભૂમિકા છે. દેશને સવિનય કાનૂનભંગ માટે તૈયાર કરવાના કાર્યક્રમ પાછળ જે આખું વરસ ખર્ચ કરવાનું હતું તે જ વરસ દરમ્યાન દેશ ધારાસભાની ચૂંટણીઓના વંટોળમાં સપડાઈ ગયો એથી વધારે કમનસીબ બીના ભાગ્યે જ હોઈ શકે. મારી આ અંગત લાગણી તમારી આગળ વ્યક્ત કર્યા વિના રહેવાતું નથી. ગાંધીજીમાં જે સ્વાતંત્ર્યની ધગશ છે અને જેને લીધે તેઓ ખોરાક અને આરામ લેવાનું જ નહીં, પણ પોતાની સર્વશ્રેષ્ઠ કૃતિ સાબરમતી સત્યાગ્રહ આશ્રમમાં અવારનવાર દેખા દેતી ખાનગી મુશ્કેલીઓને પણ ભૂલી જાય છે, તે ધગશનો એક અંશ માત્ર આપણામાં જો જ્વલંત હોત, એ નિષ્કલંક પુરુષ સ્વરાજ્યના કાર્યક્રમમાં પોતાની જાતને કેવી રીતે ઘસી રહ્યો છે, તેનું દિનરાત, સૂતાં અને જાગતાં આપણે જો સ્મરણ કરતા હોત, તો આપણે આ માયાવી વમળમાં સપડાવાની સાફ ના પાડત અને આપણી કસોટી અને વેદનાના આ વરસમાં ધારાસભાઓની ચૂંટણીઓ સાથે કશી લેવાદેવા ન રાખત. ધારાસભાપ્રવેશને અંગે મારા આવા દૃઢ વિચારો હોવાથી મારે કબૂલ કરવું જોઈએ કે આગામી ધારાસભાની ચૂંટણીઓને અંગે તમને કશી સલાહ આપવાની પાત્રતા મારામાં નથી.

છેલ્લા થોડાક મહિનામાં બનેલા બનાવોમાં આપણને જેને વિષે સંતોષ અને મગરૂબી થઈ શકે એવો બનાવ, આખા રાષ્ટ્રે પેલા તરકટી કમિશનનો કેવો સફળ રીતે બહિષ્કાર કર્યો, તે છે. મને એમ લાગે છે કે એ બહિષ્કારની સ્વાભાવિક પરિણતિ નેહરુ રિપોર્ટના સ્વીકારમાં જ થવી જોઈએ. ચાલુ વરસ પૂરું થાય તે પહેલાં નેહરુ રિપોર્ટના સંપૂર્ણ સ્વીકારની બાબતમાં જે કાંઈ થોડાઘણા મતભેદો પ્રવર્તે છે, તે યા તો દૂર થશે, અથવા તે રિપોર્ટની બાબતમાં બધી કોમો અને પક્ષો સમાધાન પર આવી શકે એવો કોઈ નવો મુસદ્દો શોધી કઢાશે એવી મને શ્રદ્ધા અને આશા છે.

*　　　　*　　　　*

રચનાત્મક કાર્યક્રમનું મહત્ત્વ તાજેતરમાં કરેલા એક ભાષણમાં ગાંધીજીએ એટલી સારી રીતે પ્રતિપાદન કર્યું છે કે તેથી વધારે સારી રીતે

તે ભાગ્યે જ કરી શકાય 'સરકાર શાથી નમે?' એ સવાલનો જવાબ આપતા તેમણે કહ્યુ છે કે,

"તમે જોયુ છે કે, આપણા કાબેનમા કામેન પ્રમુખે કરેલું સારામા સારુ અને પરિણામકારક કાર્ય સર્વસમર્થ એવા વાઇસરોયના મુખમાથી નીકળેના એક શબ્દને લીધે એક ક્ષણમા ધૂળભેગુ થયુ આપણી આગળ કેટલુ મોટુ કાર્ય પડેલુ છે એની કલ્પના તમને આવે એટના માટે આ બનાવ તરફ હુ તમારુ ધ્યાન ખેચુ છુ હિંદુસ્તાનની સ્વતંત્રતા અને મુક્તિ આજે આવે કે વર્ષો પછી, તે આ નામધારી ધારાસભાઓ મારફતે કદી આવવાની નથી પણ મહાસભાએ બનાવ્યા મુજબ ગામડામા થતા કામની મારફતે આવશે ધારાસભાના પ્રમુખ એ એક પૂરા જાગ્રત અને કાર્યક્ષમ રાષ્ટ્રના પ્રતિનિધિ છે એમ જો વાઇસરોયને ખબર હોત તો શ્રી વિઠ્ઠલભાઈએ જે ચુકાદો આપ્યો તેને તેઓ અનુકૂળ થાત વાઇસરોય ઉપર અને જે સરકારના તે વડા છે તે સરકાર પર અસર ઉપજાવવા માટે બૉમ્બ ફેકનારની આવેશમય શક્તિની નહી, પણ કરોડો માણસોએ એકતાથી, શાતપણે, અને સતત કરેલા કાર્યમાથી ઉત્પન્ન થયેલી શક્તિની જરૂર છે જેના હિસાબ ચોખ્ખા છે એવી સપીની મહાસભા મને કરી બતાવો, જેના ચોપડા પર લાખો ગ્રામનામીઓ નોધાયા છે, દરેક ગામડે ગામડે જેના ખાદીભડારો ચાલે છે, દેશની દરેક વ્યક્તિની આબરૂ સાચવવા જે સતત જાગ્રત છે, જેણે અસ્પૃશ્યતાની કાળી ટીલી ધોઈ નાખી છે, જેણે હિંદુ, મુસલમાન, પારસી, ખ્રિસ્તી, યહૂદી અને શીખ કોમો વચ્ચે એકતા સ્થાપી છે એવી મહાસભા તમે સિદ્ધ કરી બતાવો, પછી તમે જોજો કે દેશના પ્રતિનિધિઓએ ચૂટેલા પ્રમુખની સત્તાને કોઈ પણ વાઇસરોય અવગણી કે ઉડાવી દઈ શકશે નહી"

મહાસભાના રચનાત્મક કાર્યક્રમની વિવિધ કલમોને અગે આગલે વરસે આજે વિવેચન કરવાની જરૂર છે ખરી? જે મહારાષ્ટ્રને હિંદુસ્તાનના બધા પ્રાંતો કરતા સ્વરાજનો મત્ર પ્રથમ મેળવવાનુ સદ્ભાગ્ય થયેલું તેને પરદેશી કાપડના બહિષ્કાર કરવાની કેટલી બધી જરૂર છે તેની યાદ દેવાની જરૂર છે ખરી? હુ ભૂલતો નહી હોઉ તો બીજા કોઈ પણ પ્રાંતને રાજ કારણનો કક્કો શીખવાનો મળ્યો તેની ઘણા પહેલા મહારાષ્ટ્રે લોકમાન્ય પાસેથી શીખી લીધું હતું કે પરદેશી કાપડના બહિષ્કાર વિના કોઈ પણ રાષ્ટ્ર સ્વાશ્રયી ને સ્વતંત્ર થઈ શકે નહી. બેશક તે જમાનામા એ બહિષ્કાર અમની બનાવવાનો માર્ગ એટલે દેશના મિલઉદ્યોગને આશ્રય અને ઉત્તેજન આપવુ એ હતો પણ એ યાદ રાખવુ જોઈએ કે એ દિવસોમા

પણ મહારાષ્ટ્રમાં કોઈ પણ માણસ બ્રિટિશ માલ" કે બ્રિટિશ કાપડના બહિષ્કારની વાત કરતો ન હતો. મિલોમાં તૈયાર થયેલા કે હાથઉદ્યોગથી બનેલા પણ આપણા દેશમાં પેદા થયેલા કાપડ દ્વારા જ બધા પરદેશી કાપડનો બહિષ્કાર કરવો એવો જ મહારાષ્ટ્રની સ્વદેશી હિલચાલનો અર્થ હતો. જેઓ દેશી મિલો દ્વારા પરદેશી કાપડનો બહિષ્કાર કરવાની હિમાયત કરતા હોય તેમણે બગભગના દિવસો યાદ કરવા ઘટે. દેશને જોઈતું બધું કાપડ પૂરું પાડવું એ મિલો માટે આર્થિક દૃષ્ટિએ તેમ જ સાધનસામગ્રીની દૃષ્ટિએ ગજાબહારનું છે. વળી હિંદુસ્તાનના કરોડો ભૂખ્યા અને બેકારોને કામ ને રોજી આપવાનો જે મહાપ્રશ્ન આપણી સામે છે તે પ્રશ્નનો અંશતઃ ઉકેલ પણ મિલો આણી શકવાની નથી. એ જો તેઓ ધ્યાનમાં લે તો મિલો દ્વારા પરદેશી કાપડનો બહિષ્કાર કરવાની વાત તેઓ છોડી દેશે. મિલોને આપણી જાહેરાતની કે આપણા ખાસ આશ્રયની કશી જરૂર નથી. પોતાના માલની જાહેરાત તેઓ આપણા કરતાં વધારે સારી રીતે કરી શકે છે. કેવળ ખાદી વાપરવાના આગ્રહથી તેમને લાભ જ થવાનો છે. મિલઉદ્યોગ એ પોતાની પાસેની એક રાષ્ટ્રીય થાપણ છે એમ જો આપણે મિલમાલિકોને સમજાવી શકીએ તો આપણી આ મહાન પ્રચંડ રાષ્ટ્રીય ચળવળને સફળ બનાવવા માટે તેમની સાથે સહકાર કરવો શક્ય છે. એ સહકાર સાધવાનો ગાંધીજીએ ગયે વરસે બનતો પ્રયત્ન કર્યો. પણ તે વખતે કદાચ અનુકૂળ સમય આવ્યો ન હતો. હું આશા રાખું છું કે મિલમાલિકોને પોતાની ભૂલનું વખતસર ભાન થશે અને કંઈ નહીં તો પોતા પર ઝઝૂમનારી આપત્તિમાંથી પોતાની જાતને બચાવવા ખાતર પણ તેઓ રાષ્ટ્રના આગેવાનો સાથે સહકાર કરશે. જો તેમને આવી રીતે સમજાવી શકાય તો મારી ખાતરી છે કે તેઓ એક ફટકે પોતાની તેમ જ પોતાના દેશની સેવા બજાવશે અને ઉદ્યોગને નડતી મુશ્કેલીઓનો અંત આણશે. કારણ કે મજૂરોને પણ એવું ભાન થશે કે આપણે કોઈ સારી પ્રવૃત્તિમાં રોકાયા છીએ અને તેમાં આપણે આપણા શેઠ સાથે સહકાર કરવો જોઈએ. આમ થશે ત્યારે ટ્રેડ ડિસ્પુટ્સ બિલો (માલિક-મજૂરના ઝઘડાને લગતા કાયદા) જેવાં ગમે તેટલાં બિલો થાય તો તે ફોક થશે અને મિલોમાં થનારાં તોફાનો ફરી દેખા દેશે નહીં. એનું સાદું કારણ એ જ છે કે પછી મિલમાલિકો આપણી સાથે સહકાર કરશે અને માલની ઉત્પત્તિમાં, તેની કિંમત નક્કી કરવામાં, તેમ જ મજૂરોની રોજી નક્કી કરવાની બાબતમાં રાષ્ટ્રના આગેવાનોની સલાહ સ્વીકારશે. પણ આ બાબતમાં પોતાની ફરજ સમજવામાં મિલમાલિકો ઢીલ કરે તોયે ખાદી પેદા કરીને તે વાપરવાની

દેશની ફરજ તો રહે જ છે. ઊલટું, મિલમાલિકોના જક્કીપણાને કારણે કેવળ ખાદી વાપરવાનો આગ્રહ રાખવો એ આપણી ફરજ થઈ પડે છે.

× × ×

અસ્પૃશ્યતાની બાબતમાં મારે તમને એટલું કહેવું છે કે, એ પ્રશ્ન પંડિત માલવીયજીએ તથા શેઠ જમનાલાલ બજાજે જેટલી ચીવટથી હાથ ધર્યો છે તેટલી જ ચીવટથી તમારે હાથ ધરવો જોઈએ. તમારામાંના સૌથી પ્રતિષ્ઠિત લોકોએ હરિજનવાસોની મુલાકાત લેવા ખાસ જવું જોઈએ; સભાસરઘસોમાં જોડાવા તેમને બોલાવવા જોઈએ; અને કૂવા, મંદિરો તથા શાળાઓ વગેરેની બાબતમાં તેમને જે મુશ્કેલીઓ વેઠવી પડતી હોય તે પોતે જાણી લઈને તે બને તેટલી જલદી દૂર કરવાનો પ્રયત્ન કરવો જોઈએ.

બીજા વ્યાપક અને મોટા કોમી સવાલ અંગે એટલે કે હિંદુ-મુસ્લિમ સવાલ અંગે હું એટલા જ આત્મવિશ્વાસથી તમારી આગળ વાત કરી શકત તો કેવું સારું એમ મને લાગે છે. પણ તાજેતરમાં જ થયેલા કોમી રમખાણો અને કેટલાંક સ્થળોએ થયેલાં કરપીણ અને નિર્દય ખૂનોની સ્મૃતિ હજી જીવતી હોવાથી મને ડર છે કે હિંદુમુસ્લિમ એકતામાં મને જે શ્રદ્ધા છે તેનો ચેપ હું તમને નહીં લગાડી શકું. આ ખુનામરકીની જવાબદારી, જેઓ જનતા પર પોતાનું વજન હોવા છતાં પોતાની કલમ કે જીભ પર કાબૂ મૂકતા નથી, તેમને શિરે છે. હજી વધારે ખરાબ દિવસ આપણા નસીબમાં હશે, અને અત્યાર સુધી જેટલા લોકો મરાયા તેના કરતાં પણ વધારે ભોગ લેવાશે, પણ મારી ખાતરી છે કે મોડાવહેલા પણ વેર અને બદલાના હિમાયતીઓ પોતાની આત્મઘાતી નીતિની વિફલતા કે મૂર્ખામી જોયા વિના રહેશે નહીં.

એમ બને નહીં ત્યાં સુધી બન્ને કોમના સમજુ લોકોએ જાણવું જોઈએ કે કોમી ઝઘડાઓ કે રમખાણો આપણી નિષ્ક્રિયતા અને મહાસભાના કાર્યક્રમ પ્રત્યેની ઉદાસીનતાને લીધે શક્ય બને છે. રચનાત્મક કાર્યક્રમનું તાજું અને વિશુદ્ધ લોહી દેશની નસોમાં વહેવા માંડશે એટલે તરત જ મોટા ભાગનું અનિષ્ટ દૂર થશે.

### જમીનમહેસૂલનો સવાલ

તમારા પ્રાન્તના અનેક સવાલોમાંથી હુંયે કંઈક જાણું છું. અને એને અંગે હું તમને થોડુંક કહેવા માગું છું. જુદા જુદા તાલુકાઓના જે જમાબંદીના અહેવાલો સરકાર તરફથી વખતોવખત બહાર પડી રહ્યા છે તેમની બાબતમાં મહારાષ્ટ્રના ખેડૂતોમાં ભારે અસંતોષ પ્રવર્તે છે. એ અહેવાલો તે જમાબંદી અમલદારોના અહેવાલો નથી, પણ બની શકે

તેટલો મહેસૂલમાં વધારો કરવાની ભલામણ ન કરીએ તો આપણે સરકારનું ખાધેલું લૂણ ફોકટ ગયું એમ માનનારા મહેસૂલવધારા-અમલદારોના અહેવાલો છે. છેક પંચોતેર વરસ ઉપર ખેડૂતનો કશો વિચાર કર્યા વિના જ મહેસૂલ નક્કી કરવામાં આવ્યું હતું, એ વાત સ્વીકારાયેલી છે. ખેડૂતને એમ કહેવામાં આવેલું કે તને મહેસૂલ ભરવાનું પોસાય એમ ન હોય તો તું જમીન છોડી દઈ શકે છે. ખેડૂતની વાતની પૂરેપૂરી અવગણના કરવાની આ પ્રથા ત્યારથી ચાલતી આવે છે. બારડોલીની તપાસમાં શી શી વસ્તુઓ બહાર આવેલી છે તે હું કહી શકું નહીં કારણ કે, તપાસસમિતિનો અહેવાલ હજી બહાર પડવાનો છે, પણ એક રહસ્ય હવે છતું થયું છે કે આસિસ્ટંટ સેટલમેન્ટ ઑફિસર અને સેટલમેન્ટ કમિશનરના અહેવાલોમાં કોઈ જાતનું તપાસનું તત્ત્વ દેખાયું નથી. અને બારડોલીમાં જે થયું તે બીજાં સ્થળોએ પણ થયું હશે, એ બાબતમાં શંકા રાખવાનું કશું કારણ નથી.

(જમીનમહેસૂલ નહીં ભરવાની લડત કેવી રીતે લડાય તે સંબંધી જણાવ્યું કે:) હું નમ્રતાપૂર્વક સૂચવીશ કે આ જાતની હિલચાલોમાં આપણે આર્થિક નુકસાનનો વિચાર ન કરવો જોઈએ. આપણા રાંક ગુલામ જેવા ખેડૂતોને આપણે માણસ બનાવવા માગતા હોઈએ તો તેમને સ્વેચ્છાએ આત્મત્યાગ અને કષ્ટસહન કરવાની ટેવ પાડવી જોઈએ. તેમની સાથે જીવતોજાગતો સંપર્ક સાધ્યા વિના તમે તેમ કરી શકશો નહીં. આ બાબતમાં પણ બારડોલીનો ધડો અને દાખલો હું નમ્રતાપૂર્વક તમારી આગળ મૂકવા માગું છું. બારડોલીના ખેડૂતોના મક્કમપણાનું અને તેમનો સત્યાગ્રહ અમોઘ બન્યો તેનું એક કારણ એ હતું કે અમે સ્વયંસેવકોનું એક મોટું દળ ખેડૂતોની સેવા માટે ઊભું કરી શક્યા હતા. એ સ્વયંસેવકો ગમે તેવી અગવડો વેઠીને રાતદિવસ હલકામાં હલકાં ગણાતાં કામો કરવા તૈયાર હતા. સ્વયંસેવક દળના આવા જીવંત સંપર્ક અને સંબંધ વિના ખેડૂતોને સાથે રાખવાને અને બધા જેનાથી ચકિત અને મુગ્ધ થાય એવી તેમણે જે સહનશક્તિ બતાવી તે માટે તૈયાર કરવાને અમે શક્તિમાન ન થયા હોત.

## જુવાનોને બે બોલ

મારું ભાષણ પૂરું થવા આવ્યું છે. સ્વરાજ માટે અધીરો બન્યો નથી એવો એક પણ પક્ષ આજે દેશમાં નથી — પછી એ સ્વરાજ વસાહતી સ્વરાજ હો કે પૂર્ણ સ્વરાજ હો — પણ એ બધામાં વધારેમાં વધારે અધીરાઈ આપણા યુવાનોમાં છે. આ અધીરાઈ સાચી છે એને વિષે

અને શંકા નથી. પણ પોતાના ઇષ્ટ ધ્યેય માટે તેઓ કેટલું સહન કરવા ને ત્યાગ કરવા તૈયાર છે તેના પરથી એ અધીરાઈનું ખરું માપ નીકળશે. આના અનુસંધાનમાં શ્રી નરીમાનની આગેવાની નીચે મુંબઈ ઇલાકાના જુવાનો બારડોલીના ઝંડા નીચે જે રીતે ઉત્સાહપૂર્વક ભેગા થયા તે બદલ મારે આનંદ અને મગરૂબી સાથે ધન્યવાદ આપવા ઘટે છે. પણ આજે આખા દેશના યુવાનો ખળભળી ઊડ્યા છે એવી હાલતમાં હું સાવચેતીના એક બે શબ્દ કહું તો અનુચિત નહીં થાય. તેઓ બરાબર સમજી લે કે, એતાલ ભાષણો કે એતાલ કાર્યો એ સહનશક્તિ કે સ્વાર્થ-ત્યાગની શક્તિનાં દ્યોતક નથી. કુરબાનીના ક્ષણિક આવેશમાં પોતાની જાનને રાજીખુશીથી હોમી દેવી એમાં બહાદુરી ભલે હોય; પણ કોઈ પણ જાતની પક્ષાપક્ષીમાં પડ્યા વિના કેવળ અજ્ઞાત રહી અખંડ શ્રમ અને શિસ્તવાળું સેવામય જીવન ગાળવું એમાં વધારે બહાદુરી છે. ક્ષણિક આવેશમાં આવીને કરેલાં બલિદાનો આપણને નથી જોઈતાં, પણ સતત કષ્ટ વેઠીને, ત્યાગ કરીને કરેલાં કામોની આપણને જરૂર છે.

મહાત્મા ગાંધીએ ૧૯૧૯માં ક્રાન્તિનો જે મહાન પ્રયોગ આરંભ્યો તેની વિશાળતાનો યુવાનો બરાબર ખ્યાલ કરે. એ પ્રયોગને લીધે એક બળવાન વાઇસરૉયની મતિ કુંઠિત થઈ અને એ જ પ્રયોગની બાબતમાં એ વાઇસરૉય કરતાં દોઢા ગવર્નરને કબૂલ કરવું પડ્યું કે એ પ્રયોગ 'લગભગ સફળ થવાની અણી પર પહોંચ્યો હતો.' એ દિવસોમાં ગાંધીજીએ કહ્યું હતું કે 'આપણે બધા એક જ્વાળામુખીની ટોચ પર બેઠા છીએ અને મારો બધો પ્રયત્ન તેનો કદી ન સળગે એવો તક્કર ખડક બનાવવાનો છે.' આ ઉદાત્ત પ્રયોગ છે. ધગધગતી સ્વદેશભક્તિથી પ્રેરાયેલા યુવાનોના ઊંચામાં ઊંચા આદર્શવાદને શોભે એવો આ પ્રયોગ છે. મહારાષ્ટ્રના યુવાનો તેમની શાન્ત હિંમત માટે, તેમના દૃઢ નિશ્ચય માટે અને વીરતાયુક્ત સહનશક્તિ માટે જાણીતા છે. ગાંધીજીની અહિંમક ક્રાન્તિ દ્વારા ખુલ્લા થયેલા માર્ગે પોતાની શક્તિઓનો ઉપયોગ તેઓ કરતા થશે અને હિંદના બીજા પ્રાન્તોના જુવાનોને તેઓ દોરવણી આપશે એવી હું આશા રાખું છું.

## ૫૧

# ગુજરાત મહારાષ્ટ્રને એક કરો

[સાતમી મહારાષ્ટ્ર રાજકીય પરિષદમાં ઉપસંહાર વખતે ગુજરાતીમાં આપેલું ભાષણ.]

આજે મહારાષ્ટ્ર પરિષદમાં હું મારું હૃદય ઠાલવવા ઇચ્છું છું. મારી ખાતરી થઇ છે કે મારા વિચારનો મહારાષ્ટ્રમાં અનર્થ ન થાય, પણ હું જે કહું છું તે મહારાષ્ટ્રના હિતમાં જ કહું છું એમ તમે વિશ્વાસ રાખશો. મારે જણાવવું જોઈએ કે હું અહીં આવ્યો ત્યારે ડરતો ડરતો આવ્યો હતો. મારી ભડક એ હતી કે મહારાષ્ટ્રમાં હું જાઉં છું તો ખરો, પણ હું 'પોલિટિશ્યન' ન મળે, કારણ જે ગંદવાડ 'પોલિટિક્સ'ની સાથે ભળેલો માનવામાં આવે છે તે ગંદવાડને છૂટો ન પાડવામાં આવે તો હું એ 'પોલિટિક્સ'માં ન રહી શકું. હું ખેડૂતોમાં વસનારો એક ખેડૂત છું, ખેડૂતો પાસે હું સ્વચ્છ કામ કરાવવા ઇચ્છું છું, એની સાથે દગો કરવા ઇચ્છતો નથી, એની પાસે દગો કરાવવા પણ ઇચ્છતો નથી. મહારાષ્ટ્ર તો 'પોલિટિશ્યન' લોકોનું કેન્દ્રસ્થાન, મહારાષ્ટ્રનું વ્યાસપીઠ, એ તો વિદ્વાનોનો અખાડો, એટલે હું અહીં આવતાં ભડકતો હતો. મેં મહાત્માજીને કહેલું, મને આમાં ક્યાં નાખ્યો? તેમણે કહ્યું: 'હું બંધાઈ ચૂક્યો છું.' એટલે તેમની આજ્ઞાથી હું અહીં આવ્યો. પણ મારે જણાવવું જોઈએ કે મારો આ બેત્રણ દિવસનો અનુભવ મીઠો થયો છે. મહારાષ્ટ્રને ધારતો હતો તે કરતાં જુદું જોઉં છું, અને આજે હું ઘરમાં ઊભો હોઉં એમ લાગે છે.

આપણે આજે બે દિવસમાં જે ઠરાવો કર્યા તેમાંના ઘણામાં કશું કરવાપણું નથી, કારણ તેમાંના કેટલાક સરકારના કૃત્યને નિંદનારા અને વખોડનારા હતા. આવાં કૃત્યોની નિંદા કરવાનું કાર્ય કેટલેક અંશે આવશ્યક થઈ પડે છે, પણ મને એમાં રસ નથી આવતો. હું તો સરકારની વિનંતી કે સરકારની નિંદા એમાંથી એકેમાં માનતો નથી. એક તંત્ર કે સંસ્થાની વારંવાર નિંદા કરવામાં આવે ત્યારે તે નફ્ફટ થઈ જાય છે, અને પછી તે સુધરવાને બદલે નિંદા કરનારની નિંદા કરવા માંડે છે. હું તો પ્રજાનું બળ કેળવવામાં માનનારો છું. કારણ જ્યારે આપણામાં બળ હશે ત્યારે પરિષદના ઠરાવો તો સરકાર તરફથી જાણવા માગશે. આજે આપણા ઠરાવો વાંચવાની સરકારને નવરાશ ન હોય. કારણ આપણા રાજતંત્ર

ચલાવનારાઓ બીજી રીતે ગમે તેવા હોય પણ તે બુદ્ધિશાળી અને વિચક્ષણ છે, અને પ્રજાની શક્તિ કેટલી છે તેની પારખ તેમને છે. મને તો પ્રજાનું બળ કેળવનારા ઠરાવો ગમે છે. કલકત્તામાં અનેક ચર્ચા પછી એક ઠરાવ સ્વીકારવામાં આવ્યો. હવે તે ઠરાવનો અમલ કેવી રીતે કરવો એ વિચારવાપણું છે. આજે શી તૈયારી કરવાની તેનો વિચાર કરવાનો હોય, કાલે શું થશે તેનો વિચાર ન કરો. 'ઇંડિપેન્ડન્સ' અને 'ડોમિનિયન સ્ટેટસ'ના ઝગડા છોડો. આજે એ બેમાંથી એકે મળે એમ નથી. પણ એમાંથી એકે કેમ મળતું નથી એનાં કારણ શોધો ને? આપણે મેડા ઉપર ચડવું છે, પણ આજે ચડવાનો પ્રયત્ન કરવાને બદલે અર્ધે સુધી ચડવું છે કે ઠેઠ ચડવું છે તેની તકરાર શા સારુ કરો છો? અર્ધે તો ચડો, પછી જેને આગળ જવું હોય તેને આગળ જવા દેજો. આપણા અધીરા જુવાનોની અધીરાઈ મને ગમે છે, પણ એ અધીરાઈ તેઓ કામમાં દેખાડતા હોય તો કેવું સારું! કવિવર ટાગોરે પૂંછડી હલાવનારા અને હાથ ચાટનારા કૂતરાની વાત કરી છે તે આ સંબંધમાં કરી હશે કે કેમ તે કોણ જાણે! પણ મિ. રાજા ગામડામાં આવશે તો ત્યાં એક નવી કહેવત સાંભળશે કે બહુ ભસે તે કૂતરો કરડે નહીં. જેને 'રેવોલ્યૂશન' કરવું છે તે માણસો પ્લેટફૉર્મ ઉપર આવીને બરાડા પાડતા હશે?

જગત ક્રાંતિમાં પડ્યું છે. દુનિયામાં સંહારશક્તિની હરીફાઈ ચાલી રહી છે. એ કેટલી હદ સુધી પહોંચશે તેની કલ્પના નથી. પણ એક એવો સંભવ આવી રહ્યો છે કે જ્યારે જગત સ્વીકારશે કે એક લંગોટી પહેરેલો મૂઠી હાડકાંનો માણસ કહેતો હતો તે જ સાચી વાત કરતો હતો. હું મહારાષ્ટ્રને પૂછું છું કે આઠ વર્ષ ઉપર આપણે અસ્પૃશ્યતાની વાત કરતા હતા ત્યારે આપણા મનની શી સ્થિતિ હતી? આજે અસ્પૃશ્યતાના ઠરાવ ઉપર જે ભાષણો થયાં, જુદા જુદા પક્ષના, જુદી જુદી વૃત્તિના માણસોએ આવીને એ ઠરાવને ટેકો આપ્યો અને એ ઠરાવની ઉપર જે વિવેચન કર્યું તે બતાવે છે કે મહારાષ્ટ્રમાં ભારે પરિવર્તન થઈ રહ્યું છે. એવું જ પરિવર્તન બીજી બાબતમાં પણ મહારાષ્ટ્રનું અવશ્ય થવાનું છે. હું તમને પૂછું છું કે શું આજે તલવારનો જમાનો છે? ભલે આપણે શિવાજી અને તેમનાં પરાક્રમની વાતો કરીએ, પણ આજે શિવાજીની રીતે રાજ લેવાનો વખત છે?

આજે આપણે એવે સ્થાને ભેગા થયા છીએ જ્યાં મહારાષ્ટ્ર અને ગુજરાતનો સંગમ થાય છે. મહારાષ્ટ્રનો સંયમ, મહારાષ્ટ્રનો ત્યાગ, મહારાષ્ટ્રની સહનશક્તિ, મહારાષ્ટ્રની વિદ્વત્તા બીજા કયા પ્રાંતમાં છે? પણ આજે મહારાષ્ટ્ર

શિથિલ થઈને પડ્યો છે, જ્યારે મહારાષ્ટ્ર આગળ વધશે ત્યારે હિંદુસ્તાન પણ આગળ વધવા માંડશે. આજે મહારાષ્ટ્રમાં શ્રદ્ધા નથી. આ સાત વર્ષમાં જે પરિવર્તન થયું છે તેની એને ખબર હોય કે ન હોય, પણ શ્રી નટરાજન કહે છે તેમ મહારાષ્ટ્રને જ ખબર પડશે કે સ્વરાજ્ય ધાર્યા કરતાં વહેલું આવી રહ્યું છે. જ્યારે તલવારનો જમાનો હતો ત્યારે શિવાજી થયા. કોઈ પણ નિઃશસ્ત્ર પ્રજાએ સશસ્ત્ર થઈને સ્વરાજ્ય મેળવ્યું હોય એવો એક પણ દાખલો તો બતાવો. મહારાષ્ટ્રનો ત્યાગ, મહારાષ્ટ્રના સંયમ અને સંસ્કૃતિની સાથે ગુજરાતની વ્યવહારબુદ્ધિ જોડાવાની જરૂર છે. જ્યારે શિવાજીની જરૂર હતી ત્યારે ભગવાને શિવાજીને મોકલ્યા, લોકમાન્યની જરૂર હતી ત્યારે લોકમાન્ય મળી રહ્યા. આજે આ વાણિયા રાજ્યની સાથે લડી લેવાને વાણિયા નાયકની જરૂર છે. તે ભગવાને ગુજરાતમાં ગાંધીજી મોકલીને આપણને આપ્યા છે. અહીં કહેવામાં આવ્યું કે એક પક્ષી ઝાડ ઉપર છે અને એક પક્ષી શિખર ઉપર છે, જેને જ્યાં ઊડવું હોય ત્યાં ઊડે, જેને જે માર્ગ લેવો હોય તે લે. આ વાત ખોટી છે. આપણે બધા ખાડામાં પડેલા છીએ. અને એમાંથી નીકળવાનો એક જ માર્ગ લેવાનો છે. એકબીજાના પગ ખેંચવા જઈશું તો પડવાના છીએ. ગાંધીજીની શિખામણને તો તમે સાધુની શિખામણ કહી, નાખી દો છો. પણ હું સાધુ નથી. હું તો વહેવાર સમજનારો છું. હું કાંઈ મફત ઘરબાર છોડી, ઉલાળિયો કરીને બેઠો એવો નથી. હું તો આપણી ઍસેમ્બલીના પ્રમુખને પણ કહું છું કે શા સારુ ત્યાં નકામા પાણી વલોવો છો? અહીં આવો અને ગામડામાં બેસીને કામ કરો, આપણે સરકારના સાંધા ઢીલેઢીલા કરી નાખીએ. ત્યાં પાર્લમેંટરી પ્રોસીજર વાંચીને ઍસેમ્બલીની આગળ દસ ટાઇપ પાનાનું રુલિંગ વાંચો, પેલો હડેડહટ કરીને આની ઊભો રહે અને કહે, તમારું રુલિંગ તમારી પાસે રહ્યું, મારે તો કાયદો કરવો છે, અને તમારો અધિકાર છીનવી લેવો છે. જ્યારે પેલો અધિકાર છીનવી લેશે ત્યારે વિઠ્ઠલભાઈ તેને હંફાવવાની વળી બીજી બારી શોધશે. પણ એમાં દહાડો ન ઊઘડે. મેં તો બારડોલીમાં ફરી તપાસ માગી. સરકારે એ નાનકડી વાતને મોટી કરી મૂકી. અને 'આ જ્યૉર્જનું રાજ ચાલે છે કે વ્યક્તિઓનું રાજ ચાલે છે' એવી બૂમ પાડી મૂકી. પણ એ લોકો તો નાડ પારખનારા છે. ઝટ માની ગયા. મહારાષ્ટ્રમાં આ વસ્તુને માટે ક્ષેત્ર છે, પણ જો તમારામાં એ મત હોય તો એવી વાત ન કરશો. આવા અખનરા એક જ હવામાં ચાલી શકે છે. તેમાં તમે કહેશો કે સૌને જે માર્ગે જવું હોય તે માર્ગે જવાનો અધિકાર છે એ વાત ન ચાલે. બૉમ્બ મારવાનો સૌ કોઈને ભલે અધિકાર હોય, પણ મહારાષ્ટ્રનાં ગામડાંમાં સત્યાગ્રહ ચાલતો હોય અને પોલીસ

બેશ પકડી લઈ જાય અને કોઈ ખેડૂત પોલીસને મારવા ઊભો થાય તો તે સત્યાગ્રહનું તો આવી જ બને આપણને લાગતું હોય કે કેટલાક જુવાન ભણેના અવળા માર્ગે જાય છે તો તેમને રોકીએ બૉમ્બ નાખનારાઓનો ઇતિહાસ વાંચો વીસ વર્ષ થયા બંગાળામા એ પ્રકરણ ચાલે છે ત્યા કેટલા માણસોએ માફી માગી, કેટલાએ કબૂલાત આપી, કેટલાને મા બાપ મળવાની ના પાડતા હતા, કેટલાને કુટુંબનો ત્યાગ કરવો પડેલો આવી હવામા આખા દેશને ન મૂકી શકાય જેરામદાસે એક રસ્તો બૉમ્બનો અને બીજો અહિંસાનો કહ્યો પણ એમ નથી એક રસ્તો લશ્કરનો અને બીજો અહિંસાનો છે લશ્કરની હિંસાને સફળતા મળવાને માટે પણ યોજના જોઈએ, વ્યવસ્થા જોઈએ આપણી પાસે તો હિંસાની યોજના કરવાના સાધન કે શક્તિ ક્યા છે? જો એ શક્તિ અને સાધન હોત તો તમે એવા ભોળા નથી કે ગાધીજીનુ માનીને બેસી રહેત ગાધીજીએ હિંદુમુસલમાનની એકતાની વાતો કરીને ફસાવ્યા એમ ઘણા કહે છે હુ કહુ છુ કે જેઓ મુસલમાનોના હાથે માર ખાય છે તે પોતાની કાયરતા ઢાકવાનુ ઓઠુ શોધવાની ખાતર ગાધીજીનું નામ લે છે ગાધીજીએ કોઈને ભાગવાની કે બાયલાપણાની સલાહ નથી આપી, તેમણે તો છાતી કાઢીને મરી જવાની અથવા દુશ્મનનો મુકાબલો કરી તેને મારવાની વાત કરી છે તમારામા તાકાત હોય તો લડીને પુરવાર કરી આપો હા, પીઠ પાછળ કોઈને મારવા એ બહાદુરીનુ કામ નથી

જમીનમહેસૂલનો સવાલ મહારાષ્ટ્રનો જ નથી પણ આખા ઇલાકાનો છે અને થવો જોઈએ એમ શ્રી ગોખલે કહી ગયા એ હુ જાણુ છુ બારડોલીનો અખતરો કરીને હુ સૂઈ ગયો નથી જ્યા સુધી એ તોનુ દુ ખ મારા દિલમા વસેલુ છે ત્યા સુધી હુ તેને છોડવાનો નથી પણ મહારાષ્ટ્રની પાસે હુ એક જ પ્રકારની હવાની માગણી કરુ છુ એ એક પ્રકારની હવા થાય તો મહારાષ્ટ્રની સાથે ગુજરાતને એક કરવામા અડચણ ન આવે, અને મહારાષ્ટ્ર અને ગુજરાત એક થયા તે દિવસે ગમે તેવી શક્તિવાળા રાજ્યને પણ એક અડવાડિયુ રાજ્ય કરવુ મુશ્કેલ પડવાનું છે મે બોરસદમા અખતરો કર્યો, બારડોલીમા કર્યો, બીજા પણ કરીશ પણ ઘાસ જેમ વરસાદ પડે તો જ ઊગી નીકળે છે તેમ આમવર્ગને એકસરખુ વાતાવરણ હોય તો જ કેળવી શકાય છે આજે મહારાષ્ટ્રમા એકરાગ નથી, અનેક પક્ષો છે, ખાદીવાળા એક વાત કરે છે, નાફેર મતવાળા બીજી કરે છે, કાઉન્સિલવાળા ત્રીજી કરે છે કર્ણાટકમા મહારાષ્ટ્રની સસ્કૃતિ લૂટાય છે તેનો ઝઘડો ચાલી રહ્યો છે એમ મે સાભળ્યુ છે. મારી સલાહ

છે કે તમે વિદ્વાનોને કહી દો કે તમે કોઈ શહેરમાં જઈ લાયબ્રેરીમાં બેસીને કામ કરો. ખાદીવાળાઓને કહું છું કે ઝઘડામાં ન પડો, ચિત્ત શાંત ન રહેતું હોય તો મારી પાસે આવો. તમારે તો અહીં મોટો મંડપ બાંધવો પડ્યો, અને બાંધનારાઓનો આભાર માનવો પડે છે. અમારે ત્યાં ચાર કલાકમાં મંડપ બંધાયો, ત્યાં પંખાની જરૂર નહોતી પડતી, અમને તો ઝાડો તળે ઠંડો પવન મળ્યા જ કરતો હતો. અહીં તમારે અનેકના ઉપકાર માનનારું ભાષણ કરવું પડે, અને કોઈનું નામ રહી જાય તો માફી માગો. અરે, ઉપકારની તે યાદી હોય? અમુક અમુક, વગેરે એટલું બસ થાય. અમારે ત્યાં પરિષદો ત્રણ કલાકમાં પૂરી થાય છે અને અઠવાડિયામાં ત્રણ ત્રણ પરિષદ થાય છે. તેમાં હજારો સ્ત્રીપુરુષો આવે છે અને જેટલા પુરુષો તેટલી સ્ત્રીઓ હાજરી ભરે છે. મહારાષ્ટ્ર નથી પૂનામાં, નથી વાંદરામાં, એ તો ગામડાંમાં છે. મહારાષ્ટ્રના સદ્‌ભાગ્યે મહારાષ્ટ્રમાં બહુ શહેરો જ નથી. અમારે ત્યાં અનેક શહેરો છે, મારા શહેરમાં અનેક મિલો છે. હું મિલોની અને મિલના કાપડની વાત કરું તે કદાચ ચાલે, પણ તમે શા લેખે મિલના કાપડની વાત કરો છો તે હું સમજતો નથી. તમારે તો ગરીબ ગામડિયાઓની જ વાત કરવાની હોય. તમારે તો મહારાષ્ટ્રના ગામડિયાને મહિને બે રૂપિયા મળે છે તેના ચાર શી રીતે કરવા એનો જ માર્ગ શોધવાનો હોય. એ માર્ગ ગાંધીજીએ બતાવ્યો. તે સિવાય બીજો નથી. મહારાષ્ટ્રની સ્થિતિ અને ગુજરાતની સ્થિતિ જુદી નથી. બારડોલીમાં પૈસા મળ્યા અને મહારાષ્ટ્રમાં ન મળે એમ તમે ધારો છો? અરે, બારડોલીમાં મળ્યા તેના કરતાં દોઢા મેળવી આપવા એ મારું કામ છે. હિંદુસ્તાનમાં જ્યાં જ્યાં શુદ્ધ યજ્ઞ થયો છે ત્યાં ત્યાં દાન આપનારાઓનો અભાવ ક્યાંય દેખાયો છે?

બસ એક જ વાતની આવશ્યકતા છે: તમારે વાતાવરણ ઉત્પન્ન કરવું જોઈએ. બારડોલીમાં મેં પીંજાવાળા, વાણિયા, ઢેડ, ભંગી, હિંદુ, મુસલમાન બધાને સાથે રાખ્યા. એવી હવા કરો તો ખેડૂતોને વિશ્વાસ પડે. મુંબઈ સરકારમાં આજે થોડા અમલદારોનું ચંડાળચક્ર ચાલે છે. એંડર્સન જેવા અમલદારોએ સરકારને ગધેડે બેસાડી, ધારાસભામાં પાણીપતની વાતો કરી. મેં કહ્યું: ભાઈ, પાણીપતમાં કોઈનું નથી રહ્યું, તમારુંયે જશે. તેમાં મારે શું? કેટલાય ઠરાવો કર્યા તેને પી ગયા. એ લોકોની દાનત જ ચોર છે. બારડોલીમાં બોલ્શેવિઝમની વાતો કરી ત્યારે મેં કહ્યું: હું જામીન આપું છું કે અહીં તોફાન નથી થવાનું, મારો સાક્ષી પેલો મુંબઈવાળો પોલીસ સુપરિન્ટેન્ડન્ટ હીલી છે. એ લોકોને વશ

કરવાનો એક જ રસ્તો છે — એમનું શસ્ત્રબળ નકામું કરી મૂકવું. હું બારડોલીમાં પોલીસને કહેતો હતો કે લખોટિભમરડે રમો, તમારે સારુ અહીં કશું કામ નથી. મહારાષ્ટ્રમાં પોલીસને લખોટે રમવાનું જ રહે એવું વાતાવરણ કરી દેજો. એટલે બારડોલીમાં થયું એ જ મહારાષ્ટ્રમાં થઈ શકશે. મહારાષ્ટ્ર અને ગુજરાતની હદ તો સાથે જ લાગી છે.

મેં તો આ રસ્તો બતાવ્યો. તમારી પાસે બીજો હોય તો બીજો બતાવો. નહીં તો વાદવિવાદ છોડો અને અમારી સાથે ભળો. ગંગાધરરાવ અને હું બંને તમારે ત્યાં આવીને પડીએ. તમે મારા ઉપર જે અનહદ પ્રેમ બતાવ્યો છે તે માટે તમારો આભાર માનું છું. આટલા બે દિવસના અનુભવ પછી જ હું ગુજરાત અને મહારાષ્ટ્રને સાથે થવાની વાત કરી રહ્યો છું. ઈશ્વર તમને સન્મતિ આપો.

નવજીવન, ૧૨-૫-૧૯૨૯

## ૫૨

## તામિલનાડનો પ્રવાસ

[સન ૧૯૨૯ના સપ્ટેમ્બરમાં તામિલનાડમાં આપેલાં ભાષણોનો સાર.]

૧

### વેદારણ્ય પરિષદમાં

મારા જેવા ખેડૂતનું તમારા જેવા વક્તાઓ અને રાજનીતિકુશળ પુરુષોમાં સ્થાન નથી. મને ખેડૂતોમાં કામ કરવાની હથોટી છે, અને એમાં મારી શક્તિ અને એ શક્તિની મર્યાદા રહી છે. વળી અળખામણા થઈ પડેલા અસહકારની જ હજી હું ઉપાસના કરનારો છું, બલકે એ ૧૯૨૧ના જૂના કાર્યક્રમ વિષે મારો વિશ્વાસ ઘટવાને બદલે વધેલો છે એમ તમે જાણો છો, છતાં શા સારુ મને બોલાવ્યો હશે? ગાંધીજી જેવાને મહાસભાના નાવનું સુકાન લેતાં સંકોચ થાય છે એવી ભયંકર સ્થિતિમાં આપણે આવી પડ્યા છીએ. આપણને એમનું નામ જોઈએ છે, કામ કરવું નથી: એટલે એમને આપણને દોરવાનો ઉમંગ શી રીતે થાય? દેશને આજે મહાસભાનો કાર્યક્રમ પૂરો કરવાની જરૂર છે. આજે ચર્ચાઓ અને વાદો ચાલે છે તેમાં મને જરાય રસ નથી.

ધારાસભાના કાર્યક્રમનું જે ભૂત આપણે ઊભું કર્યું છે તે એક દિવસ આપણને ગળી જશે. એ કાર્યક્રમને લીધે જે કરવાનું છે તે આપણને

સૂઝતું નથી અને આપણે હવામાં બાચકા ભરીએ છીએ. તમારા પવિત્ર મંદિરોના પ્રાંતમાં, શંકર, રામાનુજ જેવા ઋષિઓ અને નંદ જેવા, સાધુના પ્રદેશમાં, અસ્પૃશ્યતાની દુર્ગંધ કેમ હોય? જમનાલાલ બજાજ જેવો સાચો વૈષ્ણવ આજે હિંદુત્વની સેવા કરી રહ્યો છે. તેના કાર્યમાંથી કંઈક શીખો, અને તમારાં મંદિરોને અંત્યજો માટે ખુલ્લાં મૂકી સાચાં દેવમંદિરો બનાવો. તમારા બ્રાહ્મણ બ્રાહ્મણેતરના ઝઘડાની દુર્ગંધ પણ કંપારી છુટાડે એવી છે. એ દુર્ગંધને સાફ ન કરો ત્યાં સુધી કશું કામ ન થાય ખાદી અને દારૂનિષેધ વિષે તમારે ત્યાં આવીને વાત કરવી — બંને વિષયમાં નિષ્ણાત એવા રાજગોપાલાચારીના પ્રદેશમાં આવી એ બાબત વાત કરવી — એ કાશીમાં ગંગાજળ લઈ જવા બરોબર છે. તમને એ પુરુષ ખાદીધારી ન કરી શકે તો દુનિયામાં બીજું કોઈ ન કરી શકે. દારૂનિષેધમાં તમે ઠીક કામ કરી રહ્યા છો, અને તમારા પ્રયત્નની તમે સરકાર પર ઠીક અસર પાડી છે. એ પ્રયત્નને પરિણામે સરકારે દારૂનિષેધના પ્રચાર માટે ચાર લાખ રૂપિયા મંજૂર કર્યા છે. પણ એ ચાર લાખ શા હેતુથી મંજૂર કર્યાં છે તે કોણ જાણે? આવતી ચૂંટણી માટે પાણી પહેલાં પાળ તો એ ન હોય? નહીં તો ચાર લાખની મદદ આપવાને બદલે સરકાર શા સારુ એટલી દુકાન નથી બંધ કરતી? આપણા જેવા દેશમાં દારૂનિષેધના પ્રચારની શી જરૂર હોય? યુરોપઅમેરિકામાં ભલે જરૂર હોય, કારણ ત્યાં દારૂ પીવામાં આબરૂ રહેલી છે. પણ અહીં દરેક ધર્મમાં જે વસ્તુનો નિષેધ છે તેના પ્રચારની શી જરૂર હોય? જો સરકારની શુદ્ધ દાનત હોય તો સરકાર દરેક ગ્રામ પંચાયતને અને સ્થાનિક મંડળને આ બાબતમાં કાયદા કરવાની છૂટ આપે, ખોટા કેસો કરવાના બંધ કરે, અને પોતાના અમલદાર વર્ગને ખબર આપે કે દારૂનિષેધ એ સરકારનું અનિવાર્ય ધ્યેય છે અને છાનાછૂપા પણ તેની વિરુદ્ધ તેઓ પ્રચાર ન કરે. આજે તો અમલદારો જાણે છે કે તેઓ દારૂ પીવાનો પ્રચાર કરે તો સરકાર તેમની પીઠ થાબડશે.

જમીનમહેસૂલનો પ્રશ્ન અમારા પ્રાંતની જેમ તમારે ત્યાં પણ મહાવિકટ છે. તમે તો અનેક વાર એને માટે ધારાસભામાં ઠરાવો પણ કરાવી ચૂક્યા છો, છતાં એ ઠરાવોની સરકારને કશી પડી નથી. જો સત્યાગ્રહનું કારણ તમને ન હોય તો કોને હોય? અમારે ત્યાં જમીનમહેસૂલની પદ્ધતિ જેવી રેઢિયાળ છે તેવી જ તમારે ત્યાં પણ છે. અમારે ત્યાં જેમ આખાં કોળાં શાકમાં જાય છે અને વાસીદે સાંબેલાં જાય છે તેમ તમારે ત્યાં પણ છે. શા સારુ તમારા ધારાસભાના સભ્યોને તમે ન કહો કે તેઓ આ સ્થિતિ

નાબૂદ કરાવે અથવા સંપૂર્ણ રીતે સુધરાવે, નહીં તો ધારાસભામાંથી નીકળીને તમારી પાસે સત્યાગ્રહ કરાવે?

આપણે આજે ઊંધે રસ્તે વળેલા છીએ. ૧૯૨૧ના કાર્યક્રમ વિના ઉદ્ધાર નથી. ધ્યેય બદલીને તમે શું કરશો, જો તમારી કામ કરવાની દાનત ન હોય તો! આજે જ જો બધા યુવાનો કૉલેજો છોડવાને તૈયાર હોય તો બધાને માટે પુષ્કળ કામ છે. આ જમીનમહેસૂલ અને દારૂનીતિના બે પ્રશ્નની સામે ટક્કર ઝીલવાને માટે એ યુવાનોની સેના સહેજે તૈયાર થઈ શકે, અને સરકારના સાંધેસાંધા ઢીલા કરી શકાય! પણ શું કરીએ? આજે તો 'ઇંડિપેન્ડન્સ' ના ઠરાવમાં જ તમને કૃતકૃત્યતા લાગે છે! સાચા ત્યાગ અને આત્મશુદ્ધિ વિના સ્વરાજ ન આવે એ ખચીત માનજો.

## ૨

## જૂનો કાર્યક્રમ જોઈએ

જે કાર્યક્રમ એક જ વરસ સુધી દેશ આગળ રાખવામાં આવ્યો, અને જેના વેગે આપણે આકાશમાં ઊડી અવનવાં સ્વપ્નો જોયાં, જેના પરિણામે સ્વરાજ લગભગ મોં આગળ આવીને ઊભું રહ્યું હતું, જે કાર્યક્રમે એવું વાતાવરણ ઊભું કર્યું હતું કે માણસ ખોટું કરતાં, પાપ કરતાં સહેજે ડરતો હતો, તે કાર્યક્રમ એક જ વર્ષમાં બંધ પડ્યો. ત્યાર પછી નવો કાર્યક્રમ દેશની આગળ આવ્યો. એ છ વર્ષ થયાં ચાલ્યા કરે છે, પણ એને પરિણામે આપણે આગળ વધ્યા નથી આપણા દેશમાં ઝઘડા વધ્યા છે, પક્ષો વધ્યા છે, વાતાવરણ દૂષિત થયું છે, ધારાસભાને ભાંગવાની નેમથી તેમાં ગયેલાના આજે ધારાસભાએ ચુરેચુરા કર્યા છે. અને આજે તો તમારા પ્રાંતમાં ધારાસભામાં જઈને પ્રધાનની જગ્યા લેવાની વાતો ચાલે છે, અમુક પક્ષને હાંકી કાઢવાની વાતો ચાલે છે, અને સાથેસાથે 'ઇંડિપેન્ડન્સ' મેળવવાની વાતો ચાલે છે. સરકાર ભોળી નથી કે તમારી એ વાતોથી છેતરાય. તમારે ત્યાં જમીનમહેસૂલનીતિ ફેરવવાને માટે તમે વહેલામાં વહેલી ચળવળ કરેલી, પાર્લમેંટે જમીનમહેસૂલને ધારાસભાના નિર્બંધ નીચે લાવવાની ભલામણ કર્યે દશ વર્ષ થઈ ગયાં, પણ આજે તમારી સરકાર ખુશખુશાલ જમાબંધી વધાર્યે જાય છે. એનું કારણ શું? એનું કારણ એ કે તમે આજે સારી પેઠે અંદર અંદર લડી રહ્યા છો. સરકાર કહે છે કે ભલેને લડતા, લડતા બંધ પડશે તો આપણી સાથે લડવાની એને ફુરસદ મળશે ને! હું તમને કહું છું કે તમારા ઝઘડા એક વર્ષને સારુ પણ ભૂલી જાઓ. અને જમીનમહેસૂલની નીતિ ફેરવવાને માટે સંગઠન

કરો. આજે તમારા નેતાઓ સ્વતંત્રતાની બૂમો પાડે છે, પણ શું કામ કરીને સ્વતંત્રતા મેળવવી એની કોઈને પડી નથી. ગાંધીજીને પ્રમુખપદે સ્થાપવા છે, પણ ગાંધીજીનો ચરખો કોઈને જોઈતો નથી. હું તમને કહું કે આ વીસમી સદીમાં જે શહેરમાં પોણોસો મિલોનાં ભૂંગળાં ધુમાડા કાઢી રહ્યાં છે તે જ શહેરની પાસેની નદીને સામે કિનારે બેસીને જે માણસ પોતાના રેંટિયા ઉપર તાર કાઢે છે એને વિષે તમે શું ધારો છો? તમે એમને પાગલ ધારતા હો તો એમનું નામ પ્રમુખ તરીકે સૂચવનારા તમે એમના કરતાં વધારે પાગલ નહીં? પણ એ પાગલ નથી, એમનું વ્યવહાર-જ્ઞાન મારાતમારા કરતાં વધારે છે; અને આપણે આજે નહીં તો કાલે એમણે બતાવેલા માર્ગ ઉપર જ આવવાના છીએ.

### ૩

### કયા બ્રાહ્મણો સાથે લડવું

તમને બ્રાહ્મણોનો શા સારુ દ્વેષ થાય છે? એ બ્રાહ્મણોએ તમારું બગાડ્યું છે તેના કરતાં પેલા બીજા બ્રાહ્મણોએ તમારું બંનેનું બગાડ્યું છે તેની તમને ખબર છે? ૫૦૦૦ માઈલ દૂરથી આવીને જે માણસો રાજ કરે છે તે બ્રાહ્મણ થઈ બેઠા છે, તે છે તો 'પંચમ' જાતિમાં આવે એવા પણ તમે બ્રાહ્મણો અને અબ્રાહ્મણો બંને તેમને 'બ્રાહ્મણો' તરીકે પૂજો છો, તેમની સવારસાંજ ખુશામદ કરો છો. તમારે એ બ્રાહ્મણોની સાથે લડવું છે, એ બ્રાહ્મણોને તમારી ઉપર શિરજોરી કરતા અટકાવવા છે કે આ બ્રાહ્મણોને અટકાવવા છે? આ બ્રાહ્મણોએ તમારું બહુ બગાડ્યું છે એમ માની લઈએ, પણ પેલા બ્રાહ્મણો જેટલું તો નથી જ બગાડ્યું. તમારાં માબાપો તો એ જ બ્રાહ્મણોની પાસે ક્રિયા કરાવીને પરણ્યાં હતાં, તો તમને આજે એમની મારફતે લગ્ન કરતાં શું ખાટુંમોળું થઈ જાય છે? તમારા કરતાં બ્રાહ્મણ ઊંચા છે? શા માટે તમે તમને એમના કરતાં ઊંચા નથી માનતા? જે માણસ ખેતીમાંથી અનાજ પકવે છે તે આખી દુનિયામાં ઊંચામાં ઊંચો છે. એ જાતિમાંથી હું આવેલો છું, તમે પણ એ જ જાતિના છો. તમે શા સારુ તમને નીચા માનો? અને જ્યાં રામાનુજ જેવાએ અબ્રાહ્મણ ગુરુ કર્યો, જ્યાં ગાંધીજી જેવા અબ્રાહ્મણ આગળ ભલભલા માંધાતા જેવા બ્રાહ્મણોની ગરદન ઝૂકે છે, ત્યાં તમે એ બ્રાહ્મણોના ઊંચાપણાથી શા સારુ ડરો છો? ગમે તેમ હોય, એક વર્ષને માટે તમારા કજિયાને પેટીમાં બંધ કરો, જોઈએ તો પટ્ટો કરીને સ્ટાંપ લગાવીને તેને તિજોરીમાં રાખો; સરકારની સાથે લડી લીધા પછી આપણે માંહોમાંહે લડશું. આજે આ લડતો તો કેવળ આપઘાત કરવા જેવો છે.

૪

વિધિ વિના પરણનારાઓને એમણે કહ્યું: તમારે ચાર આનામાં લગ્ન કરવાં હોય તો સુખે કરો, પણ ચાર મિનિટમાં લગ્ન કરવાની વાત કરો ત્યારે હું ધ્રૂજું છું. ભલે તમારે બ્રાહ્મણ ન જોઈએ, પણ એ ગંભીર વિધિના સાક્ષી કોઈ તો જોઈશે. તમારાં માબાપ એ જ વિધિથી પરણ્યાં હતાં તેમાં તમારું શું બગડયું? પણ એ વાત છોડી દઈએ, પણ તમને ભાન છે ખરું કે વિધિમાત્રનો નાશ કરવાથી કોઈ બદમાસ માણસ ગમે તેવા પ્રતિષ્ઠિતની છોકરી ઉપાડી જઈને પાંચ સાક્ષી ઊભા કરીને કહી શકશે કે આ 'મારી સ્ત્રી છે' તો તમે શું કરશો?

૫

(એક નાનકડા મંડળ આગળ બોલતાં અસ્પૃશ્યો વિષેના ઉદ્‌ગારો)

અસ્પૃશ્યની વ્યાખ્યા તમે જાણો છો? પ્રાણીના શરીરમાંથી જ્યારે પ્રાણ નીકળી જાય છે ત્યારે તે અસ્પૃશ્ય થાય છે. મનુષ્ય શું કે પશુ શું, જ્યારે પ્રાણ વિનાનું થઈને, શબ થઈને પડે છે ત્યારે તેને કોઈ અડતું નથી અને તેને દફનાવવાની અથવા અગ્નિસંસ્કારની ક્રિયા થાય છે. પણ જ્યાં સુધી મનુષ્ય કે પ્રાણીમાત્રમાં પ્રાણ છે ત્યાં સુધી તે અસ્પૃશ્ય નથી. એ પ્રાણ એ પ્રભુનો અંશ છે, અને કોઈ પણ પ્રાણીને અસ્પૃશ્ય કહેવું એ પ્રભુના અંશનો, પ્રભુનો તિરસ્કાર કરવા બરોબર છે. એ જ વસ્તુ તમને એક પવિત્ર બ્રાહ્મણ વિચારથી અને આચારથી શીખવી રહ્યા છે. તેમનો તમે દ્રોહ કરો છો? તમારાં ક્યાંથી ભાગ્ય કે આ માણસ અહીં આવીને બેસે અને તમારી સેવા કરે? મેં તો એમને કહ્યું કે લોકોને તમારી સેવા ન જોઈએ તો એ લોકોને છોડી દો. તમે કહો છો કે એણે ધર્મને ભ્રષ્ટ કર્યો એટલે તમારે ત્યાં વરસાદ થતો નથી. એ વાત ખોટી છે. હું મારા પ્રાંતમાં એ જ વાત કરી રહ્યો છું, બીજા પણ ઘણા અસ્પૃશ્યતા-નિવારણનું કામ કરી રહ્યા છે, અને તે બધા પ્રદેશમાં વરસાદ વરસે છે. વરસાદ નથી વરસતો તો તેનું કારણ આપણા જ દોષો હશે. ભગવાન કોઈને બીજાના દોષોને માટે સજા કરતો નથી. દરેક માણસ પોતાના જ દોષે દુઃખી થાય છે. એટલે તમે તમારા સંકટનું કારણ રાજાજીને માનતા હો તો તમારી મોટી ભૂલ થાય છે. તમે હજી ચેતો, પ્રભુને પ્રાર્થના કરો કે તમને તે સ્વચ્છ બનાવે અને ખોટું પગલું લેતા અટકાવે.

નવજીવન, ૮, ૧૫, ૨૨–૯–૧૯૨૯

## ૫૩
# કર્ણાટકનો પ્રવાસ

[સન ૧૯૨૯ના સપ્ટેમ્બરમાં તામિલનાડનો પ્રવાસ પૂરો કરી કર્ણાટકમાં આવ્યા ત્યારે ત્યાંના જુદાં જુદાં મંડળો તેમ જ ખેડૂતો આગળ કરેલાં વ્યાખ્યાનોમાંથી.]

૧

(બેંગલોરના ગુજરાતીઓને)

ગુજરાતને શોભાવો, જ્યાંથી પૈસા કમાઓ છો તે પ્રદેશના હિતમાં સંપૂર્ણ રસ લો, તેની સેવા કરો, અને ખાદી વિષે એટલો પ્રેમ કેળવો કે દૂરથી ખાદીની ધોળી ટોપી અને ખાદીનો આખો પોશાક પહેરેલા ભાઈઓને આવતા જોઈને એમ જ થઈ જાય કે આ તો ગુજરાતી હશે.

૨

(બેંગલોરમાં સાયન્સ ઇન્સ્ટિટ્યૂટના વિદ્યાર્થીઓને)

તમે ભારે કેળવણી લો છો તેથી તમારા ગરીબ ભાઈઓને ન ભૂલશો. તેમના પરસેવાના પૈસાથી તમને કેળવણી મળે છે. તમે ગમે તેવી કેળવણી લો, પણ એવા ન બની જજો કે ગરીબ ખેડૂતોમાં તમે જાઓ તો ખેડૂતોના બળદ જેમ મોટર જોઈને ભડકે છે તેમ ખેડૂતો તમને જોઈને ભડકીને ભાગી જાય. વિજ્ઞાનનો આટલો અભ્યાસ કરો છો તો જોજો કે તમારા વિજ્ઞાનના અભ્યાસના પરિણામે ખેડૂતો એક ડૂંડાને બદલે બે ઉત્પન્ન કરતા થાય.

૩

(ખેડૂતોને)

આપણી સરકારની બુદ્ધિની બલિહારી છે. એને સિંધના રણનો બાગ કરવો છે, તે ઉપર કરોડો રેતીમાં દાટવા છે. બાર કરોડની વાત હતી પણ બાવન થશે, પણ એમ કરવા જતાં ગુજરાતનો બાગ વેરાન થશે, અને આખરે મૂળ કારજ પણ સરવાનું નથી એની સરકારને શી ખબર? આવી બેવકૂફી બીજે ક્યાંયે સાંખી ન લેવાય. સરકારે દેવાળું કાઢ્યું છે, અને પરિણામે એની જમીનમહેસૂલનીતિ ખોટી છે એમ ખબર છે છતાં તેને સુધારવાની સરકારની હિંમત ચાલતી નથી. આજે સરકારને શુદ્ધ અને કુશળ વહીવટની નથી પડી, પણ એ વહીવટ માટે નાણાં ભેગાં કરવાની જ પડી છે. સરકારને ગમે તેની પડી હોય, આપણે તો પ્રામાણિક મહેસૂલનીતિની જ પડી છે, અને એ દાખલ કરાવ્યે જ આપણે જંપશું. સરકારને જોઈએ તો મોટા પગારદારોને ઓછા કરે, પગારો

ઓછા કરે—સ્વરાજમાં તો પ્રધાનો માસિક ૪૦૦૦ દેખવાના નથી જ—ગમે તેમ કરે પણ ખેડૂતને ચૂસવાની નીતિ બદલવી પડશે. તમે ખેડૂતો એક જ વસ્તુ કેળવીને એ નીતિ બદલાવી શકશો—નિર્ભયતા અથવા ઈશ્વરશ્રદ્ધા. તમારા કુસંપો તો તજવા પડશે જ, એ વિના આરો નથી જ; પણ તમે લડયા ઝગડયા કરશો તોપણ હું એ વાતને છોડવાનો નથી. હું ગુજરાતના ખેડૂતો મારફતે લડી લઈશ. પણ કેવળ ગુજરાતના ખેડૂતો જ પિલાય એમ તમે ન ઇચ્છતા હો તો તમે કુસંપ ટાળો, એકત્ર થાઓ. એકત્ર થવાથી કદાચ સહેલાઈથી બાજી હાથ થશે.

તમારા પ્રતિનિધિઓ ધારાસભામાં જઈને એકબીજા સાથે લડવાનો ધંધો કરે છે અને બહાર તમને લડાવે છે એ સારું કે? હવે તમે એમના લડાવ્યા લડશો? (ખેડૂતો કહે: 'હવે આગે એમનું કહેલું ન સાંભળીએ, એમણે અમારું કહેલું સાંભળવું પડશે.')

(એટલે વલ્લભભાઈ કહે:) "તો તેમને કહેજો કે ખેડૂત સંઘમાં જોડાઓ, ન જોડાવાના હો તો એનું કારણ આપો. જો ન જોડાય તો માનજો કે એ સરકારથી ડરનારા છે, સરકારના પક્ષના છે. એમને પૂછજો કે તમે સરકારનું હિત ચાહો છો કે અમારું?' (એક ઠેકાણે પૂછયું:) 'તમારા પ્રતિનિધિ ચિકોટી ખંગાડી શા સારુ લડે છે?' ખેડૂતો કહે: 'પોતાના સ્વાર્થને માટે જ તો.' 'તો એવાને તમે શા સારુ પસંદ કરો છો?' ખેડૂતો કહે: 'એવી સલાહ આપનારા તમારા સિવાય બીજા કોઈ હજી મળ્યા નથી.'

'આ સરકાર વિના ચાલે, પણ રોટલા વિના ચાલે એમ નથી.' 'સરકાર ઈશ્વર જેવી નિષ્પક્ષ છે, એને બ્રાહ્મણ બ્રાહ્મણેતરનો ભેદ નથી, એ બધાને સરખા ગણે છે.' 'સરકાર છે જ કયાં? બારડોલીના લોકો સરકારનું નામ જ વીસરી ગયા, એટલે સરકારનાં માણસો બારડોલીમાં કેદી થઈને બેઠાં.' 'સરકારને તમને શિક્ષણ આપવાની એટલી નથી પડી જેટલી તમને દારૂ પીવાની સગવડ કરી આપવાની પડી છે.' 'વકીલ અને કોર્ટની પાસે જવું તેના કરતાં જમરાજાને ત્યાં જવું બહેતર છે. દુનિયામાં ભગવાનને નામે જેટલાં જૂઠાણાં અદાલતોમાં બોલાય છે તેટલાં બીજે કયાંય ન બોલાતાં હશે.' 'એ અદાલતો અને શરાબખાનાં શેતાનનાં ઘરો છે. પરદેશી કાપડ પણ એવી જ વસ્તુ છે. એ ત્રણેનો ત્યાગ કરી, સરકારને વીસરી જઈ, નિર્ભય થઈને બેસો એટલે તમારો વાળ વાંકો થવાનો નથી.'

નવજીવન, ૨૯-૯-૧૯૨૯

૫૪

# બિહારયાત્રા

[સન ૧૯૨૯ના ડિસેંબરમાં બિહારના પ્રવાસમાં ત્યાંના ખેડૂતો સમક્ષ કાઢેલા ઉદ્‌ગારો.]

૧

## 'ક્રાન્તિનો જય' પોકારતા જુવાનોને

તમે જુવાનો જે 'ક્રાન્તિનો જય' અને 'સામ્રાજ્યવાદનો ક્ષય' એવા પોકાર કરો છો તેમને હું પૂછું છું કે તમે એનો અર્થ સમજો છો ખરો, કે 'પોપટજી અચરે અચરે રામ'ની જેમ જ એ પોકારો છો? ક્રાન્તિ (રેવોલ્યૂશન) ક્યાં છે એ મને બતાવશો? અંગ્રેજો 'લૉંગ લિવ ધ કિંગ' બોલે છે તેનો અર્થ છે, રશિયાના લોકો 'ક્રાન્તિનો જય' બોલે છે તેનો અર્થ છે; કારણ અંગ્રેજોની પાસે નામનો રાજા છે, અને રશિયામાં સાચી ક્રાન્તિ થઈ છે. પણ આપણે ત્યાં શું છે? આપણને રાજાયે નથી અને ક્રાન્તિયે નથી. એક વાર ક્રાન્તિ કરો, પછી 'જે' બોલાવો. જે વસ્તુ નથી તેની જય શી બોલાવવી? હા, એક ક્રાન્તિનો જય બોલાવાય. તમારે ત્યાં ચંપારણમાં 'રેવોલ્યૂશન' થયું હતું. એ રેવોલ્યૂશનથી તમે દેશવિદેશમાં જાણીતા થયા એનો અર્થ ખેડૂત સમજે છે. એટલે તમારે નવા રાષ્ટ્રધ્વનિની જરૂર હોય તો બોલોને 'ચંપારણના સત્યાગ્રહનો જય.' એ ધ્વનિ ખેડૂતોને જેવા હલાવશે તેવા બીજો કોઈ ધ્વનિ નહીં હલાવી શકે. અને તમે 'ક્રાન્તિ ક્રાન્તિ' શું કરો છો? તમે તમારા જીવનમાં તો ક્રાન્તિ કરી નથી, જૂના વહેમો અને રીતરિવાજોને તમે વળગી રહેલા છો, પડદો તોડવાની તમારી હિંમત નથી, ચાલુ શાળાઓ અને મહાશાળાઓમાં જઈને તમારે ક્રાન્તિ કરવી છે, તે શી રીતે થવાની હતી? 'મહાત્મા ગાંધીજીકી જે'ના ધ્વનિમાં જે ક્રાન્તિની જય પોકારાય છે તેવી બીજા કયા ધ્વનિમાં સંભળાય છે? કારણ મહાત્માજી એટલે ક્રાન્તિનો અવતાર. અને તમારે બીજો ક્રાન્તિનો અવતાર જોવો હોય તો જુઓને બિહારમાં જ આજે ઘૂમી રહેલી મીરાબહેન. એની જાડી ગોદડા જેવી ખાદીની સાડી અને એનો ગામડિયો પહેરવેશ જોઈને એ બિહારની ભરવાડણ લાગે. એની પીંજણ અને તકલી લઈને એણે જેટલાં ગામોમાં પ્રવેશ કર્યો છે તેટલાં ગામોમાં તમે નથી કર્યો. બિહારનાં ગામોની ગંદકી

અને ગરીબીને એ જેટલી જાણે છે તેટલી તમે નથી જાણતા. દેહાતી ભાષા એણે શીખી લીધી છે. તમારાં ઘેરાંમાં એ ફરે છે. એને નથી લાગતી ગંદકીની સૂગ, નથી ગરજ મોટરની, નથી ગરજ સારા ખોરાકની કે સુધારાનાં સાધનોની અને છતાં એ કોની છોકરી છે એ તમે જાણો છો? એનો બાપ મોટો નૌકાસેનાપતિ હતો. એને કશી વસ્તુની વાણ નહોતી. એને ઘેર સંપૂર્ણ સાહેબી હતી. તે બધાના ઉપર પૂળો મૂકીને એ અહીં તીરથ કરવા આવી છે, અને ગાંધીજીની દીકરી મીરા તરીકે જાણીતી થઈ છે. કરોને એણે પોતાના જીવનમાં જેવી ક્રાન્તિ કરી છે એવી તમે. અને ન કરી શકતા હો તો નાહકના બકબક ન કરો.

- ૨

## ખેડૂતો સાથે

ચંપારણનો પ્રતિહાસ હિંદુસ્તાનના ઇતિહાસમાં પહેલું અને અમૂલ્ય પ્રકરણ રોકશે. તે ઇતિહાસના રચનારા તમે ડરપોક શાના? તમારે ત્યાં સત્યાગ્રહ થઈ ગયો છે એમ તમારાં મોં નથી બતાવતાં. તમારે ત્યાં સત્યાગ્રહ થઈ ગયો છે તેનાં પરિણામ મોજૂદ છે. ગળીવાળા ગોરાઓનું પગલું હવે રહ્યું નથી અને અયોગ્ય કરોનું નામનિશાન રહ્યું નથી એ વાત સાચી, પણ જ્યારે તમને ડરાવનારા એ માણસો અને કરો રહ્યા નથી ત્યારે તમો ડરો છો શેના? બળદ મોટરથી ભડકે છે. તેમ તમે સરકારના અને જમીનદારના માણસથી ભડકો છો. એ ભયનો કશો અર્થ છે? એ સરકારના માણસ કોણ અને જમીનદાર કોણ? એને બે માથાં કે ચાર કાન છે શું? તમારે ડરવાનું હોય કે એને ડરવાનું હોય? તમે તો જગતના અન્નદાતા છો. તમારા જેટલા પવિત્ર જગતમાં કોણ છે? તમે નિર્દોષ છો એમ હું નથી કહેતો, પણ જગતમાં ઓછામાં ઓછો પાપી મનુષ્ય જે પોતાના પરસેવાની રોટી ખાતો હોય તો તે તમે છો. અને તમે તો તમારા પરસેવાની રોટી પણ પૂરી ખાધા વિના પારકાનાં પેટ ભરો છો. તમે ન હો તો જગત એક ઘડીભર નભી ન શકે અને જગત ન નભે તો જમીનદાર તો નભે જ શાનો?

. ૩

(ચંપારણમાં ખેડૂતોને ઉદ્દેશીને કહ્યું:)

ગાંધીજી તમને આશીર્વાદ આપે છે, હું તમને ગાળો આપવા આવ્યો છું. તમે, ચંપારણવાસીઓનાં મોં ઉપર નૂર કેમ નથી? રસકસથી ભરેલી, કાચું સોનું પાકે એવી ધરતી છતાં તમને કેમ પૂરું ખાવાનું નથી મળતું? મહેનતમજૂરી કરનારા તમે કેમ પશુ જેવા અપંગ થઈને બેઠા છો? તમને

શરમ નથી કે તમે તમારી સ્ત્રીઓને પડદામા રાખીને પોતે જ અર્ધાંગ વાયુથી પીડાઓ છો? એ સ્ત્રીઓ કોણ છે? તમારી મા, બહેન, પત્ની એમને પડદામા રાખીને તમે માનો છો કે તમે એમના શિયળની રક્ષા કરી શકશો? એમનો એવડો અવિશ્વાસ શો? કે તમારી ગુનામી એઓ બહાર આવીને જુએ એથી તમે ભડકો છો? તમે એમને ગુનામ પશુડી જેવી રાખી છે એટલે એમની ઓનાદ તમે પણ ગુનામ પશુ જેના રહ્યા છો બારડોલીમા મે લોકોને કહેલુ કે તમારા બૈરાને મને મળવાની અને વાતો કરવાની છૂટ ન આપો તો મારે સત્યાગ્રહ નથી કરાવવો બૈરા સમજી ગયા, સભામા આવવા લાગ્યા, અને થોડા વખત પછી તો સભામા પુરુષો જેટલી જ સ્ત્રીઓ આવતી હતી તમારા બૈરાને જઈને હુ કહુ છુ તે સભળાવજો અને કહેજો કે ગુજરાતથી એક ખેડૂત આવ્યો તે વાત કરતો હતો કે તમે બહાર ન નીકળો તો આપણે માટે કદી સુખ નથી મારુ જો ચાલતુ હોય તો બધી બહેનોને કહુ કે આવા બીકણ અને બાયલાઓની સ્ત્રીઓ બનવા કરતા એમને છેડા ફાડી આપોની

૪

(જમીનદારો તરફથી ખેડૂતો ઉપર મહેસૂલ વગેરેના ત્રાસ અગે બોલતા કહ્યુ)

તમારી અને સરકારની વચ્ચે આ દલાલ કયાથી આવીને ઊભા છે? અમારે ત્યા તો એવા દલાલ નથી જોવામા આવતા એમના બાપદાદાઓ જમીન ખેડવા ગયા હતા કે રળવા ગયા હતા? કોણે એમના હક યાવચ્ચન્દ્રદિવાકરૌ સાબિત કરી આપ્યા? એ સરકારને યાવચ્ચન્દ્રદિવાકરૌ અમુક રકમ આપ્યા કરે અને તમારી પાસેથી લેવાતું મહેસૂલ વધાર્યે જ જાય એ કોના ઘરનો કાયદો છે? શા સારુ તમે એ કાયદાને માનો છો? શા સારુ તમે તમારા પેટનો ખાડો પુરાય નહીં ત્યા સુધી એને કશુ પણ આપવાને તૈયાર થાઓ છો? તમને ખાવા પૂરતું જોઈએ તેટલુ અનાજ જ પકવીને બેસી રહોની, એટલે એ લોકોને ખબર પડશે જ્યા જ્યા અન્યાય લાગે ત્યા ત્યા સામે થાઓ, તમારા નેતાઓ સાથે વાતો કરો સગઠન કરો, એક થાઓ અને દરેક અન્યાયી કર આપવાની ના પાડો બારડોલીના ખેડૂતોની પાસે બીજી તાકાત નહોતી 'ના' પાડીને બેસી રહેવાની તેમનામા તાકાત હતી તેમને મરણનો ડર નહોતો, જમીન જવાનો ડર નહોતો, જેલ જવાનો ડર નહોતો શા સારુ તમે મરણથી ડરો? જમીનદાર અમર થઈને આવ્યો છે? રાજા પણ અમર નથી તો જમીનદાર શેનો અમર? એક વાર મરવુ છે તે મરવુ છે. પણ તેની ફૂચી નથી

સરકારના હાથમાં કે નથી જમીનદારના હાથમાં, પણ કેવળ ઈશ્વરના હાથમાં છે. અને જેલનો ડર શા સારુ? તમે અહીં બહાર રહો છો તેના કરતાં તો ત્યાં સુખમાં રહેવાનું છે. તમને અહીં જીવતા રાખવાને કોઈ દવા ન આપે, દૂધ ન આપે; ત્યાં માંદા પડો તો તમને દૂધ મળશે, દવા મળશે, સારા હશો તો કામ કરી ત્રણ ટંક ખાવાનું પામશો. શા સારુ તમે જમીનદારના ગુલામ બનો? શા સારુ તમે એને તાબે થાઓ? તમારો ગુલામ એ બને, તમારે તાબે એ થાય. તમે સુખે ખાતાં શીખો, તમારું અન્ન પકવો. અગાઉ ચાંદી જેવો કપાસ પકવતા, આજે પણ સંન્યાસીને શોભે એવા રંગનો કોકટી કપાસ પકવો છો, તેવો કપાસ પકવી કપડાં બનાવો. એ અન્ન અને કપડાં પેદા કરી, તમારાં પેટ ભરી, તમારી શરમ ઢાંકીને પછી જમીનદારને આપવાની વાત કરજો. તમારી જમીન ઉપર તમને જમીનદાર ઝાડ ન ઉછેરવા દે, તમારે જમીન બીજાને નામે કરી આપતાં જમીનની કિંમતના પચીસ પચીસ ટકા જેટલી સલામી આપવી પડે, એ કોના ઘરનો ન્યાય? તમારા વિષે કાયદો ધારાસભામાં થઈ રહ્યો છે એમ સાંભળું છું. એ કાયદાના ઉપર જરાય આધાર ન રાખશો. તમે જે કરશો તે જ કાયદો થવાનો છે. માત્ર તાકાત કેળવો, સંગઠન કરો, એકઠા થાઓ; તમારામાંથી એક પણ જણ દ્રોહી ન નીકળે, તમારામાં કોઈ પણ ફૂટ પડાવનારો ન નીકળે; તમે તમારી માગણીઓ ડાહ્યા નેતાઓ પાસે નક્કી કરાવી તેટલી આપવાની જમીનદારોને ફરજ પાડો, નહીં તો તેમને કહી દો કે તમને કોડી ન મળે કે દાણો અનાજ ન મળે.

૫

## ઢીંગલાઢીંગલીનાં લગ્ન

બિહારમાં ફરતાં એક ઠેકાણે એક બ્રાહ્મણે ભરસભામાં વલ્લભભાઈને પૂછ્યું, "તમે 'સ્વરાજ' 'સ્વરાજ'ની વાતો કરો છો, પણ આપણાં બાળકબાળકીઓને ઇચ્છાપૂર્વક પરણાવવા પૂરતું સ્વરાજ આપણી પાસે હતું તે પણ ગુમાવી બેઠા છીએ." વલ્લભભાઈ ખૂબ ચિડાયા અને કહ્યું: "જે બ્રાહ્મણ ઢીંગલાઢીંગલીના વિવાહ કરવાને માટે સ્મૃતિ ટાંકે છે તે બ્રાહ્મણ નથી, પણ રાક્ષસ છે; અને જે માબાપો એ બ્રાહ્મણનું માનીને છોકરાને લગ્નની કાળીમાતાને વધેરે છે તેઓ પોતે પશુ છે. મારા હાથમાં કાયદો હોય તો હું તો એવાઓને ગોળીથી ઠાર કરવાની સજા કરાવું."

નવજીવન, ૨૯-૧૨-૧૯૨૯

# ૫૫

## સ્નાતકોને

[તા ૧૨-૧-૧૯૩૦ના રોજ ગુજરાત વિદ્યાપીઠના સ્નાતકોના સ્નેહસમેલન પ્રસગે આપેલુ ભાષણ ]

તમે મારા જેવા નિરક્ષરને પ્રમુખ તરીકે શા માટે પસદ કર્યો? તમે સ્નાતકોનુ સ્નેહસમેલન ભરો કે બીજુ કોઈ સમેલન ભરો, એમા મારુ સ્થાન તો ભાગ્યે જ હોય હુ તો અહીયા ઘડીની અદર મકરા જેવો થઈ જાઉ છુ એટલે હુ તો દરેકને આ ત્રણ દિવસથી પૂછ્યા કરુ છુ કે કહો તો ખરા કે હુ શુ કહુ?

મને તો લાગે છે કે વિદ્યાપીઠ માટે આ સ્થાન પસદ કરવામા ભૂલ થયેલી છે બારડોલીમા પણ જુગતરામને મે કહ્યુ કે છોકરાઓને લઈને વેડછી ભાગી જાઓ, નહીં તો છોકરાઓને બહારથી આવનારાઓનો ચેપ લાગશે રાષ્ટ્રીય કેળવણીનો ઉદ્દેશ ખેડૂત છોકરાઓ બાપની વિદ્યા ભૂલી ન જાય અને પાછા ગામડામા જઈને રહે એ છે મારે તો ગાડુ હાંકનાર, ખરપડી પકડનાર, કોશ ખેચનાર; હળ લઈ ખેતી કરનાર જોઈએ છે. અત્યારે તો સૌને હાથ હલાવીને કે જીભ હલાવીને કામ કરવુ છે. આ વિદ્યાપીઠનો ઉદ્દેશ એના વિદ્યાર્થીઓ ખેડૂતોના જીવનમા પરિવર્તન કરે એ છે. હળ પકડી ચારપાચ વીઘા જમીન ખેડી નાખે ત્યારે હુ કહું કે આ ખરો સ્નાતક

### સિપાહી કેમ થવાય ?

તમે મને ઘણી વખત સહાય કરી છે અને વળી જરૂર પડ્યે તમને બોલાવીશ તમને બધાને મારો આકરો અનુભવ થયેલો છે હું કોઈને મો ફાડવા દેતો નથી મારી પાસે તમને સુધારા મૂકવા કે દરખાસ્તો મૂકવાનો વખત નહીં રહે હુ હુકમ કાઢુ છુ એમા હિંસા છે કે અહિંસા, એની ચર્ચા લડત પૂરી થયે તમે ગાંધીજીની જોડે કરી લેજો ગાંધીજીની જેમ યુદ્ધ વખતે વાડ લડાવવા કે ચર્ચા કરવા હું નહીં બેસુ — જો કે બધી જ વખતે કાઈ મારા ભાગે સરદારી આવવાની નથી બાકી મારે જ્યારે સિપાહી થવાનું હશે ત્યારે હુ તમને બતાવી દઈશ કે સિપાહી કેમ થવાય? ખરુ જોતા સરદારીમા નહીં પણ સિપાહીગીરીમા જ સુખ રહેલુ છે

આજે હિંદના જાહેરજીવનમાં કામ કરનારા ખેડૂતોના સંગઠનની વાતો કરે છે જેઓ ખેડૂતોને ઓળખતા નથી તેઓ ખેડૂતોનું શું સંગઠન કરશે? ખેડૂતોને એમનામાં વિશ્વાસ કેમ પડે? પાંચ મણનો બોજો ઉપાડી ખેડૂત કે મજૂર બનો ત્યારે જણાય ત્યાં જ બૌદ્ધિક અને ઔદ્યોગિક કેળવણીનો ઉપયોગ જણાય. ખેડૂતોનું સંગઠન કરવું હોય તો ખેડૂત બનો. હજુ તો ગાંધીજીએ તમારી પાસે રાંઢીરાડનો ધંધો મૂક્યો છે ત્યાં તો તમે બબડાટ ને કકળાટ કરી મૂકો છો કારણ તમે શહેરની પાસે છો.

## બુદ્ધિનો વ્યભિચાર

જાતે ધન પેદા ન કરતાં બીજાનું ધન લેવાની બુદ્ધિ ચલાવે એને હું બુદ્ધિનો વ્યભિચાર કહું છું. ગુજરાતની ખેતીમાં ખાતર કયું નાખવું, શો ફેરફાર કરવો એ વિષે તમે બહુ બહુ તો નિબંધ લખી શકો પણ એનો ઉકેલ ન કરી શકો. આ રીતની તમારી બુદ્ધિ અને તમારા શિક્ષણનો શો ઉપયોગ?

તુલસી કહે છે તેમ 'પરધન પથ્થર માનીએ, પરસ્ત્રી માત સમાન' એટલું જ તમે શીખો તો વિદ્યાપીઠના તમે સારામાં સારા સ્નાતક થઈ શકો. તમે એક પણ ચોપડી ન વાંચો તો ચાલે. ચારિત્ર્ય ખીલ્યું હશે તો બુદ્ધિ તો ખૂબ ખીલવાની છે. ચોપડીઓ વાંચનારા હંમેશ સારા ચારિત્ર્યવાન હોય છે એમ પણ નથી. વિદ્યાવિલાસીઓ ચારિત્ર્યમાં પડેલા હોય છે, તેઓ ભોગવિલાસી પણ હોય છે એવો મારો અનુભવ છે. ચારિત્ર્યશુદ્ધિ અઘરું કામ છે પણ ઉદ્યમી જીવન ગાળનારને ચારિત્ર્યભંગના પ્રસંગ ઓછા આવે છે.

પુસ્તકીય કેળવણીની પરવા ન કરો. એવા માણસો ખૂબ મળે છે અને ઘણાખરા ગુજરાતં કનમમાં નવરા રહે છે તે ભાડે પણ મળશે. તમે ભાષણો, ચર્ચાઓ કેવી રીતે કરો, લેખ કેવી રીતે લખો એ નહીં, પણ દરિદ્ર માણસોનું સંકટ કેવી રીતે ટાળી શકો, સ્વરાજ્યના સિપાહી કેવી રીતે બની શકો એ જાણવું હોય તો કહું. ખેડૂતોને ઓળખવા અને જાતે ખેડૂત બનવા મારે વીસ વર્ષનો પાછનો અનુભવ અને મધરું ભણેલું ભૂલવું પડ્યું.

## ખેડૂતોની મહોબત

ખેડૂતોની મહોબત કરવી એ સહેલ કામ નથી. વ્યાખ્યાનથી તેઓ લોભાશે નહીં. ઉંવારસદ ગામમાં જઈ બેચાર યુવાનોએ લોકોને ભેગા કરી પૂછ્યું 'તમારામાંથી કેટલા મરવા તૈયાર છો?' અને કોઈ તૈયાર ન થયું એટલે વક્તા કહે 'મને શરમ આવે છે કે હું નામર્દ માણસોના ટોળામાં ક્યાંથી આવ્યો?' પણ એમ ભાષણ કરવાથી ખેડૂતનું હિત ન વિચારી શકાય. એ શીખવું હોય તો જેને ભાષણ કરવું અઘરું લાગે છે એવો આ

થઈ ગયા છે. કયે સ્થળે અને કેવી રીતે એ અધીરાઈ પ્રગટી ઊઠશે એ ન કહેવાય. ત્યાં કેટલા કામ કરનાર છે અને આપણામાં કેટલા બગભગત છે એ પણ હું જાણું છું. તમારી આબરૂ ઉપર કોઈ હાથ ન નાખે એ સંભાળજો. સંપ કેળવજો, ચારિત્ર ખીલવજો. તમારી પાસે વખત થોડો છે, મામલો ગંભીર છે. ગાફેલ ન રહેશો.

## ૫૬

## ધર્મયુદ્ધનાં મંડાણ

[ ૧૯૩૦માં સત્યાગ્રહની લડત શરૂ કરવાની તૈયારી ચાલી રહી હતી તે વખતે તા. ૧૧મી ફેબ્રુઆરી ૧૯૩૦ ને ગુરુવારના રોજ ભરૂચ ખાતે આપેલું ભાષણ. ]

હું આ જિલ્લામાં અનાયાસે આવી પડેલો છું. જાહેર ભાષણો કરવાં મને અનુકૂળ નથી. હું તો સમજી ગયો છું કે માણસોનાં દિલ સુંદર વ્યાખ્યાનોથી હલાવી શકાતાં નથી, અને હલાવી શકાય તોપણ ક્ષણ માટે જ. જો કાંઈક ભારે કામ આપણે કરવું હોય તો કરીને જ આપણે બતાવી શકીએ. હિંદુસ્તાનમાં અત્યારે શું ચાલી રહ્યું છે તેનાથી તમે સૌ વાકેફ હશો એમ માની લઉં છું. ન જાણતા હો તો મારે વાત કરવી નકામી છે. લાહોરની મહાસભાના પૂર્ણ સ્વરાજના ઠરાવથી વિલાયતનાં છાપાંમાં ખળભળાટ થઈ ગયો છે. પહેલાં એ છાપાં હિંદુસ્તાનની ખબરો છાપવા તૈયાર નહોતાં, પૈસા ખરચતાં પણ ન છાપે. તેણે આજે કોલમનાં કોલમ ખોલ્યાં છે. કેટલાંક છાપાં મહાસભાના પ્રમુખ ઉપર તેમ જ મહાત્મા ગાંધીજી ઉપર સંદેશા મેળવવા પૈસા મોકલે છે. વિલાયતના કરોડપતિઓ, મુત્સદ્દીઓ એક જ ધ્વનિ કાઢી રહ્યા છે કે હિંદુસ્તાનમાં જે ચળવળ ચાલે છે તેને કોઈ પણ ભોગે દાબી દેવી જોઈએ અને મહાત્માજીને કેદમાં પૂરવા જોઈએ. એ સિવાય બીજી વાત નથી.

હિંદુસ્તાનની આઝાદી વિરુદ્ધ આટલો બધો વિરોધ થતો હોય, આટલી બધી ભયંકર ચળવળ ચાલતી હોય અને હિંદુસ્તાનનો વતની તે ન જાણતો હોય તો મારે તેને કશું કહેવાનું નથી.

### ધર્મયુદ્ધ શરૂ થાય છે

એક જ વાત. જગતે નહીં જોયેલું એવું એક ધર્મયુદ્ધ હવે શરૂ થાય છે, અને તે એવા પ્રકારનું કે જેમાં એક તરફ બધી સાત્ત્વિક શક્તિનો

બાધા જેવો લાગતો બેઠો છે (મોહનલાલ પંડ્યા) એની પાસે જાઓ. અથવા લાખો લોકોનાં જીવનમાં પરિવર્તન કરનાર, પોલીસ કમિશનરો જેનાથી ત્રાસે એવા વિકરાળ ધારાળાઓની લૂંટ પગ પાસે હલવાવનાર પેલા ચાર ચોપડી ભણેલા રવિશંકર પાસે જાઓ. એ મહામંડળને રેલગાડીમાં બેઠો. એ કદીયે કહેતો નથી કે મને બૌદ્ધિક અને ઔદ્યોગિક કેળવણીનું જરા મિશ્રણ કરી લેવા દો! મને તો વાંચતાં કંટાળો આવે છે. હું કદી વાંચતો નથી. તમને ઊતરેલું ધાન ખાવાની શી ટેવ છે? પારકું શું કામ વાંચ્યા કરો છો? તમારું પોતાનું કંઈક લખો! તમે બાર મહિને મળી ડ્રસ્વાઈ દીર્ઘદૃષ્ટિની ચર્ચા કરતા એ સાક્ષરોના ટોળામાં નહીં જાઓ તો સુખી થશો. સ્વરાજ્ય મળશે તોયે તમારું જીવન તો સ્વરાજ્યની ઇમારત ચણવામાં જવાનું છે. મેં તો કદી આયર્લૅન્ડ કે કૅનેડાનાં બંધારણ વાંચ્યાં નથી. ખેડૂતો આગળ એની શી જરૂર? અખો વાંચો, ગીતા વાંચો, બહુ બહુ તો તુલસી રામાયણ વાંચો.

બધા આગેવાન વાત મોટી મોટી કરે છે પણ એમ પૂછવામાં આવે કે, 'તારી શી યોજના છે તે બતાવ,' ત્યારે ગભરાય છે. પંજાબમાં મને રાષ્ટ્રીય ભાષા સંમેલનનો પ્રમુખ બનાવવામાં આવ્યો! તમે બધા ભણશો ત્યારે પ્રમુખ થશો, હું વગર ભણેલો પ્રમુખ થઈ આવ્યો! મેં એક પણ હિંદી પુસ્તક વાંચ્યું નથી છતાં બધા ખેડૂતોને સમજાવી શકું છું. આજે પણ ચાલીસગામ, થાણા વગેરેના કાગળ મારા ઉપર આવે છે. કાશી ખૂબ ભણી એક સંસ્કૃતનો ભારે વિદ્વાન રંગરેજની દુકાને બેઠો હતો તે હું જાણું છું. પણ સંસ્કૃતને તે શું ઓઢે કે પાથરે? સંસ્કૃતમાં કાંઈ બિલ બનાવાય? એટલે હવે તે મુંબઈમાં પડ્યો છે. આ વિદ્યાપીઠ સારામાં સારા ખેડૂતો અને મજૂરો પેદા કરવા માટે છે. દેશસેવા ન કરવા ઇચ્છનાર માટે અહીં સ્થાન નથી. બિહાર વિદ્યાપીઠમાં એક વિદ્યાર્થીએ મને પૂછેલું કે, હિંસા અહિંસામાં શો ભેદ? મેં કહ્યું કે યંગ ઇન્ડિયાનાં પાનાં વાંચજે. મારા શબ્દે શબ્દે હિંસા ઝરે છે તો એને ક્યાં અહિંસા શીખવું?

બીજા કોઈ પ્રાંતમાં નથી એવું સિપાહીઓનું જૂથ ગુજરાતમાં છે એ હું તમને કહું. ડાખલું વાગે કે બધા ભૂવા ધૂણી ઊઠે. તમારે લડાઈની ચર્ચા કરવી હોય તો મારી પાસે આવજો. મુંબઈની કૉલેજના બહુ છોકરા મારી પાસે આવે છે. તમે પણ બહુ મગરૂરી ન રાખશો. આ સરકારી કૉલેજ પણ દીવાસળી ચેતાવીએ ત્યારે ભડકો થઈ ઊઠે એવી થઈ રહી છે. પંજાબના વિદ્યાર્થીઓની જેમ જેઓ માત્ર અધીરાઈથી લૉન્ગ લિવ રેવૉલ્યૂશન બોલે છે એમનો પણ ઉપયોગ થશે. દેશમાં બધા અધીરા

થઈ ગયા છે. કયે સ્થળે અને કેવી રીતે એ અધીરાઈ પ્રગટી ઊઠશે એ ન કહેવાય. ત્યાં કેટલા કામ કરનાર છે અને આપણામાં કેટલા બગભગત છે એ પણ હું જાણું છું. તમારી આબરૂ ઉપર કોઈ હાથ ન નાખે એ સંભાળજો. સંપ કેળવજો, ચારિત્ર ખીલવજો. તમારી પાસે વખત થોડો છે, મામલો ગંભીર છે. ગાફેલ ન રહેશો.

## ૫૬

## ધર્મયુદ્ધનાં મંડાણ

[૧૯૩૦મા સત્યાગ્રહની લડત શરૂ કરવાની તૈયારી ચાલી રહી હતી તે વખતે તા. ૧૧મી ફેબ્રુઆરી ૧૯૩૦ ને ગુરુવારના રોજ ભરૂચ ખાતે આપેલું ભાષણ.]

હું આ જિલ્લામાં અનાયાસે આવી પડેલો છું. જાહેર ભાષણો કરવાં મને અનુકૂળ નથી. હું તો સમજી ગયો છું કે માણસોનાં દિલ સુંદર વ્યાખ્યાનોથી હલાવી શકાતાં નથી, અને હલાવી શકાય તોપણ ક્ષણ માટે જ. જો કાંઈક ભારે કામ આપણે કરવું હોય તો કરીને જ આપણે બતાવી શકીએ. હિંદુસ્તાનમાં અત્યારે શું ચાલી રહ્યું છે તેનાથી તમે સૌ વાકેફ હશો એમ માની લઉં છું. ન જાણતા હો તો મારે વાત કરવી નકામી છે. લાહોરની મહાસભાના પૂર્ણ સ્વરાજના ઠરાવથી વિલાયતનાં છાપાંમાં ખળભળાટ થઈ ગયો છે. પહેલાં એ છાપાં હિંદુસ્તાનની ખબરો છાપવા તૈયાર નહોતાં, પૈસા ખરચતાં પણ ન છાપે. તેણે આજે કોલમનાં કોલમ ખોલ્યાં છે. કેટલાંક છાપાં મહાસભાના પ્રમુખ ઉપર તેમ જ મહાત્મા ગાંધીજી ઉપર સદેશા મેળવવા પૈસા મોકલે છે. વિલાયતના કરોડપતિઓ, મુત્સદ્દીઓ એક જ ધ્વનિ કાઢી રહ્યા છે કે હિંદુસ્તાનમા જે ચળવળ ચાલે છે તેને કોઈ પણ ભોગે દાબી દેવી જોઈએ અને મહાત્માજીને કેદમાં પૂરવા જોઈએ. એ સિવાય બીજી વાત નથી.

હિંદુસ્તાનની આઝાદી વિરુદ્ધ આટલો બધો વિરોધ થતો હોય, આટલી બધી ભયંકર ચળવળ ચાલતી હોય અને હિંદુસ્તાનનો વતની તે ન જાણતો હોય તો મારે તેને કશું કહેવાનું નથી.

### ધર્મયુદ્ધ શરૂ થાય છે

એક જ વાત. જગતે નહીં જોયેલું એવું એક ધર્મયુદ્ધ હવે શરૂ થાય છે, અને તે એવા પ્રકારનું કે જેમાં એક તરફ બધી સાત્ત્વિક શક્તિનો

સંગ્રહ, ધાર્મિક શક્તિનો સંગ્રહ, ધાર્મિક શસ્ત્રનો જ ઉપયોગ થવાનો છે; બીજી તરફ આસુરી શક્તિનો સંગ્રહ. જગતમાં રાવણના જમાનાથી આજ સુધી કદી નહોતી થઈ એવી રાક્ષસી સામગ્રીવાળી રાજસત્તા આસુરી શક્તિનો ઉપયોગ કરવાની ધમકી આપી રહી છે. આ બે સત્તાઓ વચ્ચે સંગ્રામ થવાનો છે. એ યુદ્ધમાં આપણે પોતે શો ફાળો આપીશું અને કોનો પક્ષ લઈશું તેનો નિર્ણય તમારે કરવાનો છે. જગતમાં કદી નહીં બનેલું એવું આ યુદ્ધ છે, અને તમારે સદ્ભાગ્યે તમારા આંગણે મંડાવાનું છે. તમને ખબર હશે અને ન હોય તો ખબર આપું છું કે આ દેશનો કે પરદેશનો ઇતિહાસ વાંચશો તો તેમાં ગુજરાતનું નામનિશાન નથી. તમારા છોકરાઓને પારકા ઇતિહાસ ભણવાના હોય છે. બહુમાં બહુ તો તેમાં આટલું જ લખાયું હોય છે કે ગુજરાતીઓ એટલે વેપાર ખેડી ખાનારા દલાલો. એણે કદી સમશેર ઝાલી નથી, એણે રણસંગ્રામ જોયા નથી, એણે તોપના ધડાકા સાંભળ્યા નથી, તડકો છાંયડો જોયો નથી. એવા ગુજરાતમાં આવું ધર્મયુદ્ધ મંડાય છે એ તમારું સદ્ભાગ્ય છે. એમાં શું હિસ્સો આપશો તેનો વિચાર તમારે પોતાને કરવાનો છે.

## વેપારીઓની સ્થિતિ

જે ગુજરાતમાં યુદ્ધ થયું નથી, જેણે પડકાર સાંભળ્યા નથી, જેની નસોમાં લોહી ઊછળતું નથી, જેના ચહેરા ઉપર તેજ નથી, આંખોમાં કેફ નથી એ શું કરવા આવું યુદ્ધ લઈ બેસા હશે, એમ કોઈ પૂછે પણ ખરો. તમે જવાબ આપશો? પણ તે તો જીભથી નહીં આપી શકાય. જવાબ આપવો હોય તો બારડોલીના ખેડૂતોની જેમ આપો. તેઓ તમારામાંના જ હતા. આખા ગુજરાતમાં નરમમાં નરમ એ પોચા ખેડૂતોએ વગર હથિયારે એક વાર તો આ સલ્તનતની મૂછી નીચી કરાવી છે. આ ગુજરાતીઓ બીજી વાર ભયંકર યુદ્ધ ઉપાડે છે તે હિંદની પ્રજાજનને ખાતર. ગુજરાતને પોતાનો ઇતિહાસ વાંચવા મળે એ માટે. અને વડીલોએ પોતાનો હિસ્સો એ લડતમાં આપેલો એ જાણી ભવિષ્યની પ્રજાને ઊંચી ડોક કરવાનું થાય એ માટે આ લડતમાં ભળવામાં તમને મગરૂરી થવી જોઈએ. એટલી મગરૂરી થાય તે માટે તમે શું કરશો? તમારા આંગણે લડાઈ જાગશે. જાગવાને હવે વાર છે કે? દેશનું હિત ચાહે છે તે તો કલાકો ગણી રહ્યા છે. આજે, કાલે, બે દિવસે, ચાર દિવસે, મહિનાઓ પછી નહીં, ઘડીઓ ગણાય છે. તમે જાણો છો કે વેપારીઓના વેપાર ભાંગીને ભૂકો થઈ ગયા છે. ચાંદી ચોર ચોરી જાય તો તેની ફરિયાદ પણ થાય, પેટીમાં પટારામાં પડી હોય તો સોકા ભયા સાઠ,' પણ આની કિંમત

ઓછી કેમ થઈ એ કોણ પૂંછે છે? પણ આજે તો ચાંદી નથી, વેપાર નથી. જેનાં મોટાંમોટાં કારખાનાં હતાં, મોટીમોટી મિલો હતી તેનાં ગાત્ર ઢીલાં થઈ ગયાં છે. મુંબઈની મિલોના માલિકોના ચહેરા જુઓ તો ખબર પડે, આજે ભાંગે કે કાલે ભાંગે. ભરૂચમાં તો શી મૂડી હતી? એવું ધન હોય એમ કોઈ માનતું નથી. કારખાનાં નથી, વેપાર નથી, બંદર સામું કોઈ જોતું નથી.

## ખેડૂતોની સ્થિતિ

અને ભરૂચના ખેડૂતો શું કરે છે? ભરૂચના ખેડૂતોને તમે કોઈ વખત મળો છો? ગામડામાં કોઈ વાર ફરો છો? તેમને પૂછો છો ખરા? પૂછો તો ખબર પડશે કે તેમની કેવી દશા છે?

ગુજરાતના ખેડૂતોની નાડ જેટલી હું જાણું છું એથી વધારે સારી રીતે કોઈ જાણતું નથી. ખેડૂતના હાથમાં જે હથિયાર છે એનો ઉપયોગ તેને આવડે તો તો દુનિયાની આ જબરજસ્ત સરકાર સામે આખર સુધી ઝૂઝવા તૈયાર થાય. એને રહ્યું છે શું? એને ખાવા ધાન નથી, રોટલો નથી. એ સ્થિતિ હોવા છતાં પણ એને બારણે બેસી સરકારનો દૂત જમના દૂત કરતાં પણ વધારે ત્રાસ આપે છે. ખેડૂત ભાંગી ગયો છે. વરસ ખરાબ આવતાં ગયાં છે. છતાં આ સરકાર યુક્તિઓ કરે, હૂંડિયામણ કરે, બીજા અનેક પ્રપંચ કરે. સરકાર જે પ્રમાણે રાજ ચલાવે છે તે જોતાં સરકાર દેવાળું કાઢે તેવી સ્થિતિમાં છે. એના પોતાના શબ્દોમાં કહીએ તો તેની પાસે રાજ ચલાવવા પૈસો રહ્યો નથી

## દાક્તર-વકીલો નામોશી લેશે ?

ત્યારે થોડાઘણા દાક્તરો-વકીલોથી ચાલશે? ક્યાં સુધી ચાલશે? કાર્યવાહક સમિતિનો ઠરાવ થયો છે કે લડાઈ શરૂ થવાની છે, અને થોડા વખતમાં લડાઈના મુખ્ય નાયકને સરકાર કેદ કરશે. સમિતિ માને છે કે હિંદુસ્તાનના આગેવાનોને પકડી લેશે. તે વખતે કાંમટી ઉમેદ રાખે છે કે વકીલો નામોશી નહીં લે. આગેવાનો જેલમાં જશે તે વખતે લાંબી બાંયો અને ઝભ્ભા પહેરી આંટા મારના નહીં ફરે. કોર્ટો હવે થોડા દહાડાની છે, બહુ તો બે વરસ. સ્વરાજના દફતરે જમા ઉધાર બન્ને પાસાં છે. વકીલાત ન છોડનારાનાં કાયમને માટે ઉધાર પાસે નામ લખાવાનાં છે. હવે તમે કાયમની વકીલાત કરજો અને હિંદુસ્તાનની ગુલામીના કાં તો સાક્ષી રહેજો, અથવા તો વકીલાત છોડી રણયજ્ઞમાં ખપી જજો.

## જુવાનિયા ડિગ્રીની આશા રાખશે?

'જુવાનિયા રાડો પાડતા હતા: 'બળવો જોઈએ છે,' 'ઇંડિપેન્ડન્સ જોઈએ છે.' તે રાડો સાચી કરી બતાવવાનો વખત હવે આવ્યો છે. હિંદુસ્તાનની મુક્તિ માટે આગેવાનો ઉપર બેડીઓ પડતી હશે તે વખતે સાઇકલ ઉપર બેસી, ચોપડીઓ લઈ, કોલેજોની ઇમારત તરફ તેઓ આંટા મારશે ? લૉંગ લિવ રેવૉલ્યૂશનની બૂમો પાડતા હતા તે ડિગ્રીની આશા નહીં રાખતા હોય. યાદ રાખજો આ લડાઈ છેવટની છે.

## દેવાંનો હિસાબ

આપણે નામે કરેલાં દેવાં ઊંધાં હોય તો તે આપવાનો આપણે ઇનકાર કરીએ છીએ. એવા મહાસભાના ઠરાવથી વાઇસરોય ખળભળી ઊઠ્યા છે. પણ આપણે તો એમાં હિસાબ ઉપરાંત વધુ શું માગીએ છીએ ? વિલાયતમાં ખળભળાટ થઈ રહ્યો છે કે આ તો દેવું આપવા ના પાડે છે. જેમની પાસે બંદૂકડી નથી, તેમની જીભ આટલી લાંબી હશે એવી આશા એમણે રાખી નહીં હોય. પણ આ ઠરાવ કાંઈ નવો છે ? ગયાની મહાસભામાં એ ઠરાવ કરેલો છે.

## રાજ કરવું એટલે?

બે જ રસ્તા છે: હિંદુસ્તાનમાં રાજ કરવું, નહીં તો છોડીને ચાલ્યા જવું. હું કહું છું કે રાજ કરવું. પણ આ રાજ છે? વેપારીઓના વેપાર ગયા, ખેડૂતો નિસ્તેજ થયા, બધી રૈયત તારાજ થઈ ગઈ, કોમકોમના વિખવાદ થયા, આના કરતાં તો અંધાધૂંધી સારી. આવું રાજ કરવું હોય તો હું કહું છું કે પધારો. પણ એ તો કહે છે, રાજ કરવું એટલે તલવાર ખખડાવવી. એ વસ્તુ છેવટની છે. હિંદુસ્તાનની પ્રજા એને સારુ એક વાર એને પેટ ભરીને મોકો આપે. ભલે એનાં હથિયાર છે તેટલાં અજમાવી જુએ. પણ એનો પ્રયોગ કરવા જતાં ખબર પડી જવાની છે કે તે કામમાં આવે એવાં છે કે નહીં. ગુજરાતનો તપસ્વી શીખવે છે એ હાડમાં ઊતર્યું હશે તો એનાં હથિયાર થોથાં થઈ જવાનાં છે.

## લડત માટે તૈયાર થાઓ

તમે નજરે જુઓ છો કે આપણે બધા નિ:શસ્ત્ર છીએ. આપણે રાક્ષસી સામગ્રીનો મુકાબલો કરવાનું કહેતા નથી. આપણે એટલી જ તાકાત બતાવીએ કે આ સરકારને બસ સાથ નથી આપવો તો એનાં હથિયારનો ઉપયોગ કરવાનો વખત જ નથી આવવાનો. સરકાર પણ હવે સમજી તો ગઈ છે કે હથિયારનો ઉપયોગ કર્યે હવે વળવાનું નથી ને

રાજ્યનો પલટો કર્યા વિના ચાલવાનું નથી. જો તમે સરકારને સાથ ન આપો તો તેનાં હથિયાર જેમનાં તેમ ધર્યાં રહે એવી સ્થિતિ છે. આ સરકારને પાપે આપણે આટલે દરજ્જે પાયમાલ થયા છીએ, છતાં તેને શા માટે સાથ આપીએ? માટે હવે તૈયારી કરજો. તમે તૈયારી નહીં કરો તો તમારે ખાતર લડનારાઓને વધારે ભોગવવું પડશે. તમે નક્કી કરો કે સરકારને સાથ નથી જ આપવો તો લડનારાનું કામ સરળ થશે એમ મહાસભાની ઉમેદ છે.

આઠ દસ પંદર દિવસે કાયદાનો સવિનય ભંગ થવાનો છે, એવા પ્રકારે અને એવી વ્યક્તિઓ મારફતે કે જે અહિંસાત્મક હોય, જેનામાં ક્રોધ ન હોય, ઈર્ષા ન હોય, જેની સાત્ત્વિકતા–શુદ્ધતાની શંકા ન હોય; એવો એક ધાર્મિક યત્ન થયે એની શુદ્ધતાની ખાતરી થાય. શરૂ કરનાર અને એના સાથીઓ પકડાશે. એને પકડે તો તમે શું કરશો એ વિચારવાનું છે. ઈંગ્લંડનો એક મુત્સદ્દી હમણાં જ બોલી ઊઠ્યો કે ગાંધીને ૧૯૨૨માં પકડ્યો ત્યારે હિંદુસ્તાનમાં કૂતરુંયે ભસ્યું નહોતું. એક રીતે આ વાત સાચી છે ને જૂઠીયે છે. બારડોલીની લડત શરૂ કરવાની હતી તે તેમણે બંધ રાખી. તલવાર મ્યાન કરી. જો બે ક્ષત્રિયો લડતા હોય તો એક તલવાર મ્યાન કરે તો બીજો ઘા ન કરે. ઘા કરનાર ક્ષત્રિય નહોતા, માયાવી રાક્ષસી લડવૈયા હતા. તેમ છતાં ગાંધીએ તમામ કામ કરનારાને મનાઈહુકમ આપ્યો કે મારી પાછળ આવવાનું નથી, તમે ચળવળ ન ઉપાડશો. પરિણામે ખૂબ શાંતિ રહી. આનો અર્થ એમ કરવામાં આવ્યો કે એક કૂતરુંયે ન ભસ્યું. પણ જ્યારે તલવાર મ્યાન નહોતી કરી ત્યારે તો તેમના પણ હાંજા ગગડી ગયા હતા એ એણે કબૂલ કર્યું હતું. વાઇસરૉયને ગમ નહોતી પડતી કે શું કરવું? મુંબઈનો ગવર્નર બોલી ગયેલો કે સ્વરાજ્ય હાથવેંતમાં હતું.

મહાત્માજીએ પંદર વર્ષ સુધી તમને કાંઈ શિખવાડ્યું છે? ત્યાં રહી, સાબરમતીને કાંઠે બેઠાંબેઠાં આટલું આપી દીધા પછી એને આજે નવું શું કહેવાનું હોય? હવે કહેવાનું કશું નથી. હવે તમારો હિસાબ નીકળશે. એ તો દુનિયાનો શ્રેષ્ઠ પુરુષ ગણાય છે. એના જોટાની બીજી વ્યક્તિ જીવતી જડતી નથી. જગત તમને હિસાબ પૂછશે કે તમે શું કર્યું? એણે તો કામ કરી દીધું છે અને કરશે. એના પછી એના સાથીઓ પકડાશે, ત્યારે તમારી ગુજરાતીઓની કસોટી થવાની છે. શું કરશો તે આટલાં વર્ષ તેની કેળવણી લીધા પછી હજુયે તમારે જાણવાનું હોય કે?

બહેનોને અને તમને કહું છું કે ઈશ્વરમાં શ્રદ્ધા છે? ખુદામાં તમે માનો છો? જન્મ્યા તે મરે છે તે જાણો છો? મરણમાંથી કોઈ છૂટવાના

નથી. નામર્દના મોત કરતાં બહાદુર અને આબરૂદારના મરણે મરતાં શીખો. તોપોના ધડાકા થાય, હવાઈ વિમાનોમાંથી બૉંબના ભડાકા થાય, અને ધાણી ફૂટે એમ માણસો મરતાં હોય ત્યારે ઇતિહાસને પાને નામ તો ચડે. આવો દિવસ આપણે ત્યાં ક્યારે આવે? ત્યારે આવે જ્યારે કોઈ પણ ગુજરાતી સરકારને સાથ ન આપે.

## હિંદુ-મુસલમાનનું શું?

સરકાર પૂછે છે કે તમે હિંદુમુસલમાનનું શું કરશો? મુસલમાન કોઈ તમે એવો દીઠો જે એમ કહે છે કે મીઠા ઉપરનો કર સારો છે, એને કાયમ રાખો. હિંદુમુસલમાન બધા જ ગામેગામ કહે છે કે તમે કહો છો તે ખરું છે. આ જમીનોનાં મહેસૂલ જુલમી છે. મહેસૂલ અર્ધું થવું જોઈએ. કોઈ મુસલમાન લોકોને દારૂ પીવાનું નથી કહેતા. મોટા મોટા હોદ્દાવાળા લોકો લડાવવા મથે છે. બાકી ગામડાંમાં રહેતા મુસલમાનને તો કશું લડવાનું સૂઝતું નથી. જેમને સરકારના હોદ્દાઓ જોઈએ છે તેમને જ લડાવવાનું સૂઝે છે.

આપણામાંથી પણ કેટલાકને લાગે છે અને સરકાર પણ એમ કહે છે કે અમે જતા રહીએ તો પછી અફઘાન આવશે, પઠાણ આવશે, એક કુંવારી કન્યા પણ રહેવાની નથી. દોઢસો વર્ષ રાજ કર્યા પછી એણે આ સ્થિતિ આણી. તેનો ઇલાજ આપણે ન કરી શકીએ તો આપણે તેત્રીસ કરોડે આપઘાત કરવો જોઈએ.

પણ એવી વાતો સાંભળીને સહી લેવી તે જ ભયંકર અપમાન છે. એ સાંભળ્યા પછી તો ઊંઘ ન આવવી જોઈએ. તલવારથી, બંદૂકથી સરકારને પહોંચવાની વાત કરવી એ મૂર્ખાઈ છે. મુકાબલો કરવા માટે સારો રસ્તો એ છે કે જે કાયદાનો ભંગ મહાસભા ઠરાવે તે કાયદો તોડવો. સાડપાંસઠ કરોડનું તો એને લશ્કરી ખર્ચ જોઈએ છે. પણ લશ્કરની જરૂર શી છે? જેને લાકડી રાખવાનો પણ હક નથી તેના ઉપર આટલો બધો ખરચ શો? આનો ઉપયોગ ન થાય એવું આપણે કરવું જોઈએ. સરકાર કહે છે કે અમે ન હોઈએ તો તમે હિંદમાં લડી મરશો. ભલે લડી મરીએ. પણ જેટલા રહેશે એટલા તો નિરાંતે રહેશે? કોમ વચ્ચેના ઝગડાથી કોઈની હસ્તી ગઈ નથી. થોડા હિંદુ કે થોડા મુસલમાન કે બન્ને રહેશે. પણ પરદેશના બે લાખ માણસો આવી આ સ્થિતિ કરી મૂકે તે તો મટાડવું જ જોઈએ.

### ગુજરાતની આશા

તમારી સૌની પરીક્ષા નજદીક આવવાની છે. મહિનો પંદર દિવસમાં એ વખત આવશે. તમારે વિચારી લેવું કે શું કરવું? બધાને મરદાની બતાવવાનો વખત આવ્યો છે. તમારો ધર્મ સમજી લેજો. હિંદ પાસે લોકો આશા રાખશે તે કરતાં ગુજરાત પાસે વધારે આશા રાખશે. આજથી ગુજરાતને ભાન હોય કે મરવાનું તો એક વાર છે જ, એ ઈશ્વરની વાત છે, સરકારની નહીં, અને એ મિથ્યા નથી, તો હસતે મોઢે કેમ ન મરવું? એ અવસર માટે સદ્‌ભાગ્ય માનજો, અને તૈયાર થઈ રહેજો.

સાબરમતીના સંતનું કંઈ સમજ્યા હોય તો આ બધી વાત સહેલી છે. વિમાન અને વૈકુંઠનું તેડું આવ્યું હોય એમ સમજો. મરણનો ભય હોય તેમનું જીવ્યું નકામું છે. તેમને માટે આ પ્રસંગ નથી. બધા ગુજરાતીઓને હું અહીંથી સંભળાવવા માગું છું કે જેને મરણનો ભય લાગતો હોય તેમણે જાત્રાએ જવું, માલમિલકતની વ્યવસ્થા કરી ચાલ્યા જવું. જેની પાસે પૈસા હોય તે પરદેશ જાય. સાચા ગુજરાતી હો તો શરમ આવે એવું કામ ન કરજો. નીચી મૂંડીએ ન ફરજો. બારણાં બંધ કરી ભરાઈ ને બેસશો. થોડા જ દિવસ છે. વાંચતા હો કે ન વાંચતા હો રોજ ધમકીઓ આવ્યે જાય છે. હવે સીધુંસટ થવાનું છે અને સીધું કરવાની તાકાતનો હિસાબ ગુજરાતમાંથી કાઢવાનો છે.

કેટલાક સજ્જન અમેરિકનો વિલાયતની સરકારને કહે છે કે આસુરી શક્તિનો ઉપયોગ ન કરશો, એમ કરશો તો ખોટું કરશો. લડાઈઓથી આખું જગત કંટાળી ગયું છે, ગૂંગળાઈ ગયું છે, દુઃખી જગતને હિંદુસ્તાન નવો માર્ગ બતાવે છે. એ અખતરો જોવા જેવો છે. કોઈ વખત નથી થયો એવો ખેલ આપણે કરી બતાવવો છે.

અમારામાંના કેટલાક કહે છે કે આપણે લાયક ક્યાં છીએ? પણ પાણીમાં પડ્યા વિના તરતાં શીખવાના છો? એ ડૂબકાં ખાશો ત્યારે આવડશે. સરકાર બિવડાવે છે કે લશ્કરનું શું કરશો? એ જોઈ લઈશું, 'તમારા' જેવા યુરોપમાંથી સસ્તા અમલદારો બહુ મળશે.

### અમે ટ્રસ્ટી છીએ!

સરકાર કહે છે કે અમે ટ્રસ્ટી છીએ. ટ્રસ્ટી કોના? કોણ ચાંલ્લો કરવા ગયું હતું કે તમે અહીં આવો. આવી વાતો હવે નહીં ચાલે. હિંદુસ્તાનને ડરાવીને કહેવું કે તમે અમારી સાથે રહો તે હવે કોઈ માનવાનું

નથી. તારો બધો બોજો અમારે માથે ને તું બંદૂકનો ઘોડો લઈ ફર્યાં કરે! એને એવો સાથ કરવો છે. નાખોને બધું કૂવામાં.

સરકાર રોજ કહે છે કે અમે તમને શાંતિ આપી. એ શાંતિ શું કરવાની? પેટમાં ઊંડળો વળે છે, ખાવા ધાન નથી, નસોમાં લોહી નથી, ડોળા તગતગે છે. હવે તો એ અને આપણે છેવટનો ઉપાય અજમાવી લઈએ.

## મૂઠી હાડકાંનો માણસ

સાબરમતીમાં બેઠો બેઠો મૂઠી હાડકાંનો માણસ રેંટિયો ફેરવી સરકારને હલાવે છે એ એક કૌતુક છે. એણે તમારા પર મદાર બાંધેલી છે. તમે શું કરવાના છો? આજ સુધીનો ઉપદેશ ઝીલ્યો છે તેની કિંમત થવાની છે. તમને હર્ષ થવો જોઈએ. ભરચી ચેવડો ને ચામાં પડવા તો ડૂબી મરવું પડશે. તમારી વચ્ચે હરીફાઈ થવાની છે. બારડોલીવાળા કહે છે કે જો જો, આબરૂ પર હાથ ન નાખશો. ખેડાવાળા મળ્યા હતા તે કહેતા કે આ વખતે પણ અમે નહીં? એ બધાને હું પૂછું છું કે મરવા કેટલા તૈયાર છો? આપોઆપ રસ્તો જડશે. સૂર્ય ઊગે ને પ્રકાશ થાય તેમ આપોઆપ સમજ પડવાની છે. પકડાપકડી થવા દો. પછી દુનિયા જાણશે કે કૂતરું ભસે છે કે શું થાય છે?

ખુદાના બંદા હો તો પ્રાર્થના કરજો કે ઇજ્જત રાખે, આપણામાં દૃઢતા રાખે અને મરવાની શક્તિ આપે. એનુંયે ભલું થજો કે એને એવી મતિ સૂઝી કે આ મોકો મળ્યો. પંદર વર્ષથી આપણે કેળવાયા છીએ તેની આ કસોટી છે.

ગુજરાતીઓ ઇતિહાસમાં સ્વતંત્રતાનું પહેલું પાનું લખે છે. ઈશ્વર તમને તાકાત આપો, ઈશ્વર તમારું કલ્યાણ કરો.

## ૫૭

# લડત ધપાવ્યે રાખો

[સન ૧૯૩૦ની લડતની શરૂઆતમાં સાબરમતી જેલમાં પોણાચાર મહિના કેદ ભોગવીને સરદારશ્રી બહાર આવ્યા ત્યારે તેમણે અમદાવાદની જનતા સમક્ષ કરેલું ભાષણ.]

પ્રથમ તો તમે સર્વેએ મારું જે પ્રેમપૂર્વક સન્માન કર્યું છે તે માટે હું ખરા દિલથી તમારો બધાંનો આભાર માનું છું.

અત્યારે જ એકદમ તમે મારી પાસેથી આપણા કાર્યને અંગે સલાહ કે સૂચનાની આશા તો નહીં રાખતા હો, કારણ કે હું તો આપણી લડતનાં મંડાણ પહેલાં જ જેલખાનામાં જઈ બેઠો હતો. મને ત્યાં બેઠાંબેઠાં દેશની લડતે કેવો રંગ પકડ્યો છે તે વિષે પૂરેપૂરી માહિતી મળતી નહોતી. પણ અત્યારે જ્યારે બધા જ દેશનેતાઓ જેલમાં પુરાયા છે ને આપણા સેનાપતિ મહાત્માજી પણ પકડાયેલા છે ત્યારે પણ તમારો બધાનો આટલો બધો ઉત્સાહ ને ઉમંગ છે એ જોઈને હું ખરેખર મગરૂર થાઉં છું ને તમને બધાને ખરા હૃદયથી મુબારકબાદી આપું છું. તમે જે અપૂર્વ શાંતિ જાળવી છે, તમે જે અડગ હિંમત દર્શાવી છે તે માટે તથા તમારી કુશળતા, તમારા ત્યાગ માટે પણ મારે તમને મુબારકબાદી આપવી જોઈએ.

આથી વિશેષ તો તમે મારી પાસેથી અત્યારે આશા ન રાખો. હું પ્રથમ તો જાણવા માગું છું કે આપણા ગુજરાતમાં કાર્ય કેવું ચાલી રહ્યું છે; કાર્યકર્તાઓ બધા નવા જ છે તેમની સાથે પણ મારે પરિચય કરવો છે; એ કઈ પદ્ધતિએ કાર્ય કરે છે, એમને શી શી મુશ્કેલીઓ નડે છે એ બધું હું જાણી લઉં. ટૂંકમાં, ગુજરાતની હાલની આપણી લડતની શી સ્થિતિ છે એથી હું સારી રીતે વાકેફ થાઉં ત્યાર પછી જ સલાહસૂચના આપી શકું ને માર્ગ દર્શાવી શકું.

### જેલનાં સુખ

પણ તમે મારી પાસે જેલયાત્રાની વાતો સાંભળવાની આશા જરૂર રાખી હશે. તેની તો તમને શી વાત કહું? ત્યાં કંઈ માથાં ફૂટતાં નહોતાં, ત્યાં કોઈ જાતનું દુઃખ જણાતું નહોતું. જો કોઈ એમ કહે કે જેલમાં દુઃખ છે તો તમે તે માનતા જ નહીં. ત્યાં તો પરમ ચેન છે, ને તે વળી માત્ર રોજના ચાર પૈસામાં જ. એ ચાર પૈસાના ખર્ચમાં જેલમાં જેટલું સુખ મળે છે તેટલું બહાર નથી. કારણ કે આજે જ્યારે આપણી હિંદની મહાસભાના પ્રમુખ જેલમાં પુરાયા છે, જ્યારે જગતના શ્રેષ્ઠ પુરુષ મહાત્મા ગાંધી

યરવડાના કારાવાસમાં છે ત્યારે જેલની બહાર રહીને આરામથી ધાન ખાવું એ ધૂળ ખાવા બરાબર છે. સો મણ રૂની તળાઈઓમાં સૂવું એ પણ ચિતા ઉપર સૂવા બરાબર છે. આથી સાચું કહું છું કે જેલમાં જેટલું સુખ લાગે છે તેટલું બહાર નથી લાગતું. મને તો એક જિલ્લા મૅજિસ્ટ્રેટની નોટિસનો અનાદર કરવાના આરોપ માટે ત્રણ માસ ને ત્રણ અઠવાડિયાં માટે વગરખર્ચની વીશી મળી હતી. અને મેં આજના દિવસના માત્ર બે રોટલા વગર જવા દીધું નથી. આજે સાજના બે રોટલાનો મારો હક હતો ને કાલ સવારની એક પાઈની જુવારની કાંજી પણ મને મળવી જોઈતી હતી એ મારો અધિકાર — મને છાડ્યો ત્યારે મેં જેલરને કહ્યું હતુ તેમ — છીનવી લીધો. બાકી તો ત્યાં ચેન જ હતું.

આપણા બધા જેલમાં બેઠેલા મિત્રો પણ ચેનમાં છે. એ મિત્રો પાસેથી વિદાય લેતાં મને જે દર્દ થયું છે તે તમે નહીં સમજી શકો. માને બાળકો પાસેથી વિખૂટા પડતાં જેવું દુઃખ થાય તેવું દુઃખ મને થયું છે અને મને વિદાય દેતાં એમને પણ ખૂબ દર્દ થયું છે.

### સરકારનો ઉકળાટ

ત્યારે તમે જેલના દુઃખની બીક તો રાખતા જ નહીં. સરકાર અત્યારે રોષે ભરાઈ છે, એને ઉકળાટ છે. જેમ આ ઘડીએ આપણને શરીરે ઉકળાટ થાય છે એ એકબે દિવસમાં વરસાદ તૂટી પડવાની નિશાની છે ને તેથી પાણીપાણી થઈ જવાનું છે, તેમ જ આ સરકારનો ઉકળાટ પણ એ જ બનાવે છે કે તે હવે થોડામાં જ પલળીને પાણીપાણી થઈ જવાની છે.

મેં જેલ જતા અગાઉ આપણી લડત વિષે બધી આગાહી કરી હતી. પણ લાઠી વિષે તો મને કલ્પનાય આવી નહોતી. મેં ધાર્યું હતું કે ગોળીઓ છોડશે, પણ સરકારે લાઠીઓ ચલાવી એ નવી જ વસ્તુ છે. હોય, આ સરકાર તો 'સુધરેલી' છે ને! એટલે એ એની 'સભ્યતા' અનેક નવેનવે પ્રકારે બતાવે.

### ખરું જેલખાનું કયું?

આજની સ્થિતિ જોતાં મને અતિશય આશા બંધાય છે. તમારો ઉત્સાહ જોઈ હું હર્ષઘેલો થઈ જાઉં છું. તમે હવે ખાતરી દો કે આ ઉત્સાહ એ ક્ષણિક નથી, એ એક પળ માટે આવેલું પૂર નથી, પણ એક સમર્થ તપસ્વીની દશબાર વર્ષની પ્રખર તપશ્ચર્યાનું ફળ છે. આજે મને ઘણા સલાહ આપતા હતા કે મારે ભાષણ ન કરવું, મારે ફસાઈ ન પડવું. વળી કેટલાક કહેતા હતા કે મારે આજની સભામાં ન આવવું. કારણ કે તેમને ભય હતો. પણ મારા હાથની રેખામાં જેલની વાત જ નથી.

જેલ જવાનું મેં જાણ્યું જ નથી. આ સરકારની જેલ એ તે કંઈ જેલખાનું છે? ખરું જેલખાનું તો માયાનું બંધન છે. આ આપણા આત્માને જે મોહ, માયા ને કામક્રોધનાં બંધન છે એ જ ખરું જેલખાનું છે. જે માણસે એ બંધન સ્વેચ્છાથી તોડ્યાં છે એ માણસને આ જગત પરનું બળવાનમાં બળવાન એવું કોઈ પણ સામ્રાજ્ય બંધનમાં રાખી શકવાનું નથી. આથી જ હું કહું છું કે જેલ તો મને કંઈ હિસાબમાં જ નથી, ને આ જિંદગીમાં તો તે મારે મન કંઈ જ નહીં હોય.

### બહેનોનો ભાગ

આજે જ મેં એ કહેવાતા જેલખાનામાંથી બહાર નીકળતાં ખેડાના ઓગણીસ વીરો ને એક બહેનને એમાં પેસતાં જોયાં. એ બહેન તો ગામડામાં રહેનારી એક બ્રાહ્મણી છે. એનો ભાઈ મારી સાથે પંદર વર્ષથી કામ કરે છે. એ ત્રણ વખત જેલમાં ગયો હતો ને હું એને ત્રણ વખત બહાર કાઢી લાવ્યો છું. અત્યારે પણ એ જેલમાં છે. મેં જેલમાં રહેલા બીજા બધા ભાઈઓને કહ્યું છે કે મારે માટે એક કોટડી કાયમ રાખજો જ. કાં તો હું એ બધાને એ જેલમાંથી બહાર કાઢી લાવીશ કે હું એમની સાથે જ પાછો અંદર જઈ બેસીશ. એ જેલ ગયેલી બહેન નિરક્ષર છે, પણ એનો ભાઈ ગુજરાતનો એક તપસ્વી છે. એણે હજારોના જીવનમાં ફેરફાર કરી નાખ્યો છે, અને અત્યારે એ નાશિક જેલમાં છે. એનું નામ રવિશંકર. એની બહેન ચંચળબહેનને જ્યારે મેં જેલમાં પેસતી જોઈ ત્યારે મને જેવો હર્ષ થયો તેવો બીજા કશાથી નહોતો થયો. જ્યારે ગુજરાતનાં ગામડાંની બહેનો જેલમાં જતી થઈ જશે ત્યારે આપણી જીત નજીક જ માનજો. ગુજરાતમાં આજ જે ઇતિહાસ ઘડાઈ રહ્યો છે તેમાં બહેનોનો ભાગ જોઈને હું હર્ષઘેલો થઈ જાઉં છું.

### ધોરી રસ્તો

હું ઇચ્છું છું કે અત્યારે જે ઉત્સાહનો — દેશસેવાનો પવન વાઈ રહ્યો છે તે એટલો જ બલકે તેથી પણ વિશેષ વાયાં જ કરે. યરવડાની જેલમાં પુરાયલા આપણા મહાન સેનાપતિને એ જેલના દરવાજા ઉઘાડી બહાર લાવી આપણી ઇજ્જત પર નંખાયેલા હાથને દૂર ન કરીએ તો આપણું જીવ્યું વ્યર્થ જ જાણજો.

મરણ તો એક વખત જ આવે છે, બે વખત નહીં; ને તે કરોડાધિપતિ કે ગરીબ કોઈને છોડતું નથી. તો પછી તેનો ભય શો? આપણે મરણનો ભય છોડી નિર્ભય થઈએ. મેં એવી કોઈ જ સરકાર જોઈ નથી કે જે તેત્રીસ કરોડની એક મહાન પ્રજાને તેની ઇચ્છા વિરુદ્ધ તોપ કે

મશીનગનની બીક બતાવી દબાવી શકે. માટે આપણો નિશ્ચય જો સાચો જ હોય તો જીત પણ આપણા હાથની જ વાત છે એ ચોક્કસ માનજો.

હું ગુજરાતની પરિસ્થિતિથી વાકેફ થઈ થોડા જ વખતમાં કંઈ માર્ગ સૂચવીશ. પણ નવો માર્ગ વળી શો હોય? મહાસભાએ ને મહાત્માજીએ રસ્તો બતાવી જ દીધો છે. એ રસ્તે જવામાં સત્ય અને અહિંસા એ બેની જ જરૂર છે. એ રસ્તો ધોરી રસ્તો છે. એ ઉપર બાળકથી માંડીને વૃદ્ધ અને સ્ત્રીઓ ને પુરુષો સર્વ જઈ શકે છે. આ લડત જ એવી છે કે તે બાળકો પણ ચલાવી શકે. અને આ પ્રસંગે જે પોતાનું મોં સંતાડશે, જે આ લડતમાં પોતાનું યોગ્ય સ્થાન નહીં લઈ લે તેનું નામ ઇતિહાસમાં કાળે અક્ષરે લખાવાનું. માટે તમે સૌ પોતપોતાનો ધર્મ સમજી લો, હિંમત અને દૃઢતાથી લડત આગળ ધપાવ્યે જાઓ, ને આખરે જીત પામો. પ્રભુ આપણને શક્તિ આપો. ઈશ્વર આપણું કલ્યાણ કરો.

નવજીવન, ૨૯-૬-૧૯૩૦

## ૫૮

## સમાધાનીની વાતો

[ ૧૯૩૦ની લડત ચાલુ હતી તે વખતે વિનીત આગેવાનો તરફથી સમાધાનીના પ્રયાસ ચાલતા હતા તેને ઉદ્દેશીને લખેલી નોંધ. ]

આજે જેઓ સમાધાન કરવાની વાતો કરી રહ્યા છે અથવા જેઓ ભાંજગડિયા થઈ ગાંધીજી પાસે જવાની પેરવી કરી રહ્યા છે તેઓ જાણ્યે-અજાણ્યે દેશની ભારેમાં ભારે કુસેવા કરી રહ્યા છે. એવી ભાંજગડ કરનારાઓ પ્રજાના સ્વમાનનો ભંગ કરી રહ્યા છે. સરકારનો હૃદયપલટો થશે અને સમાધાનીનો સાચો સમય આવ્યો છે એમ તેને લાગશે ત્યારે યરવડાની જેલની ચાવી એની પોતાની પાસે જ હોવાથી દરવાજો ખોલી ગાંધીજી સાથે સીધી વાત કરતાં તેને જરાયે સંકોચ થવાનો નથી. ખાલી ભાંજગડની વાતોથી લોકો ભુલાવામાં પડવાનો અને લડતમાં શિથિલતા આવવાનો ભય રહે છે. સમાધાનીનો સમય હજી ઘણો દૂર છે, અને જો આપણે ગાફેલ રહી શિથિલ થઈશું તો વધારે દૂર જશે. માટે એવી મિથ્યા વાતો પર જરાયે લક્ષ ન આપતાં મહાસભાનું કામ સૌએ વિશેષ જોરથી ચલાવ્યે રાખવું. લડાઈનો વહેલો અંત લાવવાનો એ એક જ ઉપાય છે એ કોઈએ ભૂલવું નહીં.

નવજીવન, ૨૦-૭-૧૯૩૦

# ૫૯

## તાતાં તીર

[ સન ૧૯૩૦ની સત્યાગ્રહની લડત વખતે અમદાવાદ મુંબઈ વગેરે સ્થળોએ આપેલાં ભાષણોમાંથી.]

(અમદાવાદ જિલ્લાના રાજીનામા આપનારા પટેલોની અમદાવાદ પ્રાંતિક સમિતિમાં સરદારને માનપત્ર આપવા મળેલી સભામાં આપેલું ભાષણ.)

આટલા બધા પટેલ ભાઈઓ ને મતાદાર ભાઈઓને મળવાનો પ્રસંગ આવશે તેમ હું ધારતો નહોતો. કેમ કે જેલમાં મને જે છાપું મળતું હતું તેમાં રાજીનામાં આપી પાછાં ખેંચી લીધાના સરકાર- તરફથી થતા પ્રચારનું જ વાંચવાનું મળતું. રાજીનામાંઓ જુલમ અને કોંગ્રેસની જબરદસ્તીથી મેળવાયાં છે એવા પ્રકારનો ફેલાવો સરકાર તરફથી થયો છે. આટલા બધા પટેલોનાં રાજીનામાં માટે મને અત્યંત હર્ષ થાય છે. હું ખેડૂતોમાં પંદર વર્ષથી કામ કરી રહ્યો છું. પંદર વર્ષ પહેલાં મેં જાણેલું કે ખેડૂતો દિલના ભોળા છે. તેમના કલ્યાણ માટે એ ભોળપણ ભાંગવું જોઈએ. મેં જોયું કે ભોળપણ ભાંગવા માટે વખત જોઈશે. ખેડૂતના દુઃખમાં મેં અને મારા મિત્રોએ ભાગ લીધો એટલે ખેડૂતો જાગ્રત થયા. મને દુઃખ થતું હતું કે ખેડૂતોનું સરકારમાં માન નથી. ખેડૂતો પ્રપંચી અને પટેલો લબાડી તથા ખટપટિયા છે એવી તેમની આગ્રહ સરકારમાં છે. ખેડાના સત્યાગ્રહ વખતે મને આ ખબર પડી તે ભૂંસવાનો મેં સંકલ્પ કર્યો. તમને તો શું પણ પશુને પણ પેટ ભરવા સાધનો પ્રભુએ કર્યાં છે અને તમે આ શાખે પેટ ભરો તો માણસ અને જાનવર વચ્ચે ફેર કેટલો? ખેડૂતને મેં કહેલું કે તમે દરેક ઠેકાણે ડોક નીચી ન કરો. તમારું માથું સરજનહારને નમે, બીજા કોઈને ન નમે. મરદનું માથું પરમેશ્વરને નમે. રાક્ષસી સત્તાનો પ્રતિનિધિ ગમે તેટલો મોટો હોય કે નાનો હોય, તોપબંદૂકનો પ્રતિનિધિ હોય, તેનામાં જાન લેવાની સત્તા હોય, જાગીર આપવાની ઉદારતા હોય, એને નમે તે મર્દ નહીં પણ નામર્દ છે. અત્યાર સુધી આપણે તો નામર્દ રહ્યા પણ આપણી ઓલાદ તો નામર્દ ના રહે.

ગુજરાતમાં ખેડૂતોનું દુઃખ અજ્ઞાનતા છે; તેમાં પટેલો પણ આવી જાય છે. અસલ પટેલો લોકોના રક્ષક હતા, હવે પટેલોની મારફત ભક્ષણ થાય છે એ મેં બોરસદ અને બારડોલીની લડત વખતે તમને સમજાવ્યું.

આપણે આ સરકારની નોકરી કરીએ તો આપણાં બાળકોની ને આપણા કુટુંબની હત્યા કર્યા બરાબર છે.

### પ્રજાનું કલ્યાણ

આપણે તો એટલું જ કહીએ છીએ કે મીઠાનો કાયદો કાઢી નાખો, જમીનમેંહેસૂલનો વેરો અડધો કરો, સરકારની દારૂ પાવાની વ્યવસ્થા બંધ કરો, પરદેશી કાપડ જેણે આપણા ખેડૂતોની પાયમાલી કરી છે તેની જગાએ તેમના ખેતરના કપાસમાંથી સૂતર બનાવી પાયમાલીથી બચાવો. ખેડૂતોને મરણપથારીએથી ઊભા કરવાની માગણીઓ માટે આપણા આગેવાનો જેલમાં છે. એટલે આ સરકારનો સંગ તમારે કરવો નહીં. પંદર વર્ષનું કામ દીપી નીકળે છે. હજી તમારામાં નીડરતા અને સ્વમાન જોઈએ અને બીક ભાંગવી જોઈએ. કોઈ પણ મુખી મતાદાર આપેલું રાજીનામું પાછું શા માટે ખેંચે? રાજીનામામાં તો તમારું અને તમારી ભવિષ્યની પ્રજાનું કલ્યાણ છે.

હિંદનો મોટો મુખી જેલમાં હોય, રાષ્ટ્રપતિ જવાહરલાલ જેલમાં હોય અને પોતાનું પદ પોતાના પિતાને સોંપ્યું હોય, લાખો રૂપિયાની પેદાશવાળા પિતા જેણે તડકોછાંયડો જોયો નથી એવા જેલમાં હોય, ત્યાં તમને મુખીપદું શોભે?

કેટલાક મને કહે છે કે પીલવાઈ થશે. પીલવાઈ ક્યારે થાય? જ્યારે ખેડૂતો ગાંડા થાય ત્યારે. પાંચપચાસ હજારને ગોળીથી વીંધી નાખશે ત્યારે ખેડૂતનું કલ્યાણ થશે. જેમ બી વાવીએ ત્યારે બી કોવાઈ ફાડ થઈ ઊગી નીકળે છે તેમ સરકારની એક કોહમાંથી હિંદને માટે કાંઈ કાંઈ ઊગી નીકળશે. મેં જેલમાં સાંભળ્યું કે બારડોલીમાં સરકારે લશ્કર ફેરવ્યું તેમાં આપણે શું? લશ્કર સાથે તોફાન કરવું હોય તો પીલવાઈ થાય ને?

### વિષ્ટા ખાવાની લોલુપતા!

પ્રાણ લેવાનો અધિકાર તો ઈશ્વરને છે. સરકારની તોપબંદૂક આપણને કાંઈ કરી શકવાની નથી. આપણે રાસના ગામલોકોની જેમ ખાલી કરીએ તો સરકાર શું કરશે? તમે ગમે ત્યાં પેટ ભરી શકશો? પણ આબરૂ ગઈ તો ફરીથી નહીં આવે. ગુજરાતના ખેડૂતોને વ્યવસ્થિત રીતે કામ કરવાનું છે. પછી ભલે તે જેલ, તોપ કે બંદૂકને માટે તૈયાર ના હોય. અત્યારે સરકારને સાથ આપવો તે પાપ છે. તમે તેમ કરશો તો પોતાના નામ પાછળ તમારાં નામ જોડતા તમારાં છોકરાં શરમાશે. આ સરકારની નોકરી ના મળી તોયે શું અને મળી તોયે શું? પટેલ અને મુખી મતાદારને હવે પટેલ સાહેબ લખવું, તેમને ખુરશી આપવી એ અત્યારે કેમ સૂઝ્યું! તમારી તો એને બહુ

ગરજ છે. તમારા વિના રાજ્ય ના ચાલે. પટલાઈ કરવાનો વખત આવશે ત્યારે જરૂર કરજો. પણ લાંચરુશવત, ખુશામત, ઉતારાના બંદોબસ્ત, ખાટલા મોકલવા, બળતણ આપવું તે પટલાઈ નહીં પણ ગુલામી છે. પટલાઈ કરવાનો વખત આવશે ત્યારે હું બતાવીશ. ખેડૂતની પેદાશ પર રાજ્ય ચાલે છે. તમે મરદ હો, ખેડૂતબચ્ચા હો, ખેડૂતની કૂખે જન્મ લીધો હોય, તમારી રગમાં ખેડૂતનું લોહી વહેતું હોય તો તમે રાજીનામું પાછું ન ખેંચો. વિષ્ટા ખાવાનું મન તમને શા માટે થાય?

### અત્યાચાર પછી ફતેહ

મારી તો ભવિષ્યવાણી છે કે અતિશયતા પછી જ ફતેહ છે, આરામ છે, જેમ પ્રસવવેદના પછી રાહત મળે છે તેમ. અહીં આખા દેશની મુક્તિનો સવાલ છે. સરકાર જુલમ કરી લેશે ત્યારે જ કાંઈ થશે. હું તો આજ છું ને કાલ નથી. પરંતુ ખેડૂતો નામર્દ ના રહે એ ઇચ્છું છું. તેઓ તૈયાર ના થાય તો હિંદનો નાશ થવો જોઈએ. તેત્રીસ કરોડ ગુલામો દુનિયાને ભારરૂપ છે. દુનિયાને તેમની જરૂર નથી. બે વરસ ચીંથરાં પહેરો એમાં આબરૂ જવાની નથી. સારાં કપડાં પહેરવાનો આ સમય નથી. દારૂ પાછળ એક પૈસો ના ખરચો. કોરટે શું કામ આવો છો? ગામડાંનો બંદોબસ્ત હોય તો કોણ પકડે?

### ખેડૂતો મર્દ બને

નામર્દાઈની જિંદગીનું કારણ શું? બાયલાની માફક બીતાં બીતાં મરવું તે નામર્દનું કામ છે એ સમજે તો રાજ્ય આપણાથી ચલાવાય. તેત્રીસ કરોડ પર બળજબરીથી રાજ કરવું તે તો આપણે નામર્દ હોઈએ તો અથવા ફોસલાવીને થઈ શકે. પાંચપચાસ હજારને જેલમાં મોકલી તે માનતી હોય કે બધું પૂર બેસી જશે તો એ સરકારની ગણતરી ખોટી છે. તમારામાં ભંગાણ પડવું જોઈએ નહીં. કોઈ ઓફિસરની સમજાવટથી અને ડરાવીને એ રાજીનામું પાછું ખેંચી લેવા કહે તો તમે એ પાછું ખેંચી ન લો. પ્રભુ તમને બળ આપો.

### માધવબાગમાં

(જેલમાંથી છૂટયા પછી મુંબઈની મુલાકાત લીધી હતી, તે વખતે માધવબાગમાં તેમણે મુંબઈનાં ભાઈબહેનો સમક્ષ આપેલું ભાષણ.)

### માર્શલ લૉ થાય તો નામર્દો નિર્વંશ થાય

સોલાપુરના જેવો માર્શલ લૉ આખા હિંદના માણસો પર જાહેર થાય તો તો નામર્દોનો વંશ જતો રહે. હિંદમાં આપણે ડરતા થઈ ગયા

કે માર્શલ લૉ આવશે તો શું કરશું? તે દિવસથી કમબખ્તી બેઠી સમજજો. હું જેલ ગયો ત્યારે સંદેશો આપતો ગયો હતો કે, જેમની પાસે પૈસા વધારે હોય અને જેમને ડર લાગે તેઓ બધું સમેટી લઈ પરદેશ જતા રહે. ગુજરાતમાં ધર્મયુદ્ધ આદરવામાં આવ્યું છે. માટે કોઈ નામર્દ રહેશો નહીં. એ ધર્મયજ્ઞને અભડાવશો નહીં. નહીંતર મોત આવ્યું સમજજો.

### વેપાર ભલે સળગી જાય!

કહે છે કે મુંબઈમાં વેપારરોજગાર નાશ પામે છે. હું કહું છું કે વેપાર ડૂબી જાય, સળગી જાય તોપણ હું તો જરાયે નારાજ નહીં થાઉં. દસ લાખ નામર્દને બદલે ત્યાં પાંચ લાખ મર્દો રહેશે તો હું રાજી થઈશ. શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ વ્યક્તિ જેના નામની નાનામોટા, વૃદ્ધ સૌ જય પોકારે છે તેને જેલમાં બેસાડ્યો છે તેવે વખતે આપણે વેપાર કૂટવાના છીએ? જેની પૂજા કરવી જોઈએ એને જેલમાં પૂરેલ છે. આપણે તેત્રીસ કરોડ છતાં બે લાખને જેલમાં રાખે, તે વખતે વેપારનો વિચાર કેમ કરાય?

### કોલેજોમાં પૂળો મૂકો: નિશાળોના ભૂકા કરો

કૉલેજોમાં પૂળો મૂકો, સ્કૂલોનો ભાંગીને ભૂકો કરો. હિંમત ન હોય તો ઘરમાં બેસી રહેજો. પણ વેપારની વાત ન કરશો. દોઢસો વર્ષ થયાં આપણે સાચો વેપાર ક્યારે કર્યો છે? એક જ વાણિયો ખરો વેપાર જાણે છે, અને તે ઇજ્જતનો વેપાર છે. તે જેલમાં છે એટલું જ નહીં પણ એના ત્રણ છોકરા જેલમાં છે. છોકરાનો સોળ વરસનો નાનો છોકરોયે જેલમાં છે, અને એની પત્ની શું કરે છે? જિંદગીને જોખમે ગામડે ગામડે દારૂનાં પીઠાં, કાપડની દુકાનો ઉપર પિકેટિંગ કરે છે તેવે સમયે તમને હું વેપાર કરવા નહીં દઉં.

### ફૂટેલાં માથાંની માળા

આજે માથાં ફૂટી રહ્યાં છે. માથાં કેમ ફૂટે છે? કરમ ફૂટ્યાં છે તેથી. ગુજરાતના એકેએકનું માથું સાજું નહીં રહે ત્યાં સુધી લડત ચાલશે. ગાંધીજી ફૂટેલાં માથાંની માળા સરકારને ભેટ આપવાની ઇચ્છા રાખતા હતા. સરકાર આજે અકળાઈ ગઈ છે; ચિડાયલી છે. એનું કારણ શું? એક હથિયાર એનું બુઠ્ઠું થયું છે. બંદૂક વાપરતાં તે શરમાય છે, જગતથી ડરે છે. એક જ નિઃશસ્ત્ર માણસે સરકારને સમજાવ્યું છે, ઈશ્વરની ઓળખ આપી છે. તેણે સમજાવ્યું છે કે ગમે તે કરશે તોપણ પ્રાણ લેવાનું તારા હાથમાં નથી. સલ્તનતો તોડનારો તો ઉપર બેઠો છે. હું મારા પેટનો દેવતા મુંબઈની પ્રજા પાસે ઠાલવી રહ્યો છું. આજની સભા તો જુદા

કામ માટે છે. હું એક સભા કરવાનો છું તે વખતે તમારો ધર્મ સમજાવીશ. આજે તો એટલું જ કહીશ કે આ સમયે વેપાર નામર્દાઈનું કામ છે.

નામર્દ હોય તે દરિયામાં ડૂબી મરે

કાલે કૉલેજોના વિદ્યાર્થીઓને મળવાનું છે. જો એ તક મળશે તો કહીશ કે જો તેઓ કૉલેજોમાં જઈ આ વખતે ડિગ્રીઓ લેવાની વાત કરતા હોય તો તેઓ હિંદના ઊગતા દુશ્મનો છે. મારો છોકરો હોય અને જો તે આ વખત કૉલેજની વાત કરે તો હું તો તેને ગોળીથી ઠાર કરું.

શું વાંચશો?

કોઈ કહે છે કે કૉલેજોમાંથી બહાર લાવી શું કરવા માગો છો? હું કહું છું કે કૉલેજમાં જઈ શું ઇતિહાસ વાંચવાના છો? પેરીનબહેનનો ઇતિહાસ વાંચો ને!

હિંદના સેનાપતિની મને જગા આપી છે. હું ખેડૂત છું. ચોખ્ખી વાત કરીશ. દૂધ અને દહીંમાં પગ નહીં રાખું. સફાઈની જૂઠી જૂઠી અને ખોટી વાતો મને આવડતી નથી. મારી પાસે પ્રપંચ નહીં ચાલે. કૉલેજના વિદ્યાર્થીઓ રાડો તો ખૂબ પાડતા હતા. જેની પૂજા કરતા હતા તે જુવાનોના નૂર પંડિત જવાહર જેલમાં છે. એણે આશા રાખી હશે કે કૉલેજોમાં ભણતા બધા વિદ્યાર્થીઓ બહાર આવશે. કાલે એકેએક મને મળવા આવે તો હું તેઓ ઊભા ને ઊભા સળગી જાય એવી વાતો કરીશ. મુંબઈના વેપારીઓને કહેવાનો પ્રસંગ નથી. જે ભોગ તેઓએ આપ્યા છે તે માટે હું મગરૂર છું; તેમને ધન્યવાદ આપું છું. પણ એટલું બસ નથી. પાછા જવાની વાત ન કરતા. કાળી ટીલી ન વહોરતા, ઇજ્જતના સટ્ટામાંથી પાછા પડતા નહીં.

ભલે ગુજરાત આખું સળગી જાય!

તમને ખબર છે? ખબર ન હોય તો હું કહું છું કે સરકારની ઉમેદ એચાર મહિના આમ ને આમ લંબાવી લડત બંધ પાડવાની છે. પણ હું સરકારને કહું છું કે હિંદમાં ગમે તે થાય, ગુજરાત આખુંયે સળગી જાય પણ મૂંડી નમાવવાની કદી નહીં બને. આ સમયે ચૂક્યા તો કાયમની ગુલામી ચોંટશે. દુનિયાના ઇતિહાસમાં કાળા અક્ષરે નામ લખાશે. આજે તો જગત અજાયબીથી જોઈ રહ્યું છે કે એક પ્રજા શસ્ત્ર નથી છતાં શું કરી રહી છે? હવે છુપાવ્યું ઝાઝો વખત છૂપે એમ નથી. જો આપણું બલિદાન પૂરેપૂરું અને આપ્યું હશે તો દુનિયાથી લાંબો સમય ઢાંક્યું નહીં

રહે. કયો રાક્ષસ સત્યને ઢાંકી રાખી શક્યો છે ? સત્ય હશે તે આખરે પ્રગટ થશે જ.

### આત્મા ગોળીથી નહીં વીંધાય

'માર્શલ લૉ'થી ડરીએ તો લડત છોડી દેવી જોઈએ. સોલાપુરમાં લોકોને કારણ મળ્યું હશે એ ખરું પણ એક વાત તો તમે કબૂલ કરજો જ કે સોલાપુરના લોકોએ ગાંડપણ કર્યું. બે પોલીસ સિપાઈઓને સળગાવ્યા. એક કાંકરી પડે તો તો સામી બંદૂક તૈયાર છે. કારણ હવે બીજાં હથિયાર કામના નથી. પણ તમોએ જે શાંતિ જાળવી છે તેથી હજીયે વિશેષ જાળવજો. સાથે સાથે જીભ પર પણ કાબૂ રાખજો. ભાષણમાં મર્યાદા ન છોડજો, ગાળો દેવી એ તો કાયરનું–કામ છે.

સરકાર આપણા માથા તોડશે પણ દિલ નહીં તોડી શકે એ યાદ રાખજો ગોળીથી આપણા દિલ વીંધી શકાશે પણ કોઈ ગોળી એવી નથી બની કે જે આત્માને વીંધી શકે.

### અંગ્રેજોને મન હિંદ મૂર્ખાઓનું ધામ !

આ લડાઈ તમે બરાબર સમજો તમે જે શાંતિ જાળવી, તે માટે આખું હિંદ આફરીન છે, તમારી શાંતિ માટે મગરૂર છે, પણ આ તો કસોટીની શરૂઆત છે એમ સમજજો. વાતો ચાલે છે કે આમ સમાધાની થશે, અને સરકાર આમ કરશે ને તેમ કરશે મને આવી વાતો સાંભળી દુઃખ થાય છે. મને થાય છે કે હું જેનમાંથી છૂટીને અહીં ક્યાં આવ્યો ?

યાદ રાખજો કે હિંદને કાંઈ આપવું જોઈએ એમ એક પણ અંગ્રેજ પ્રમાણિકપણે માનતો નથી અરે, હજી તો બહુ વાર લાગશે. એને છોડવાનું છે અને તે એવા પ્રકારનું છે કે જે એની કલ્પનામાંયે નહોતું એમની તો માન્યતા છે કે હિંદ મૂર્ખાઓનું ધામ છે. મીઠી મીઠી વાતોથી છેતરાઈ જશે. પરંતુ એક માણસ એવો છે કે કોઈ એને છેતરી શકે નહીં. કારણ એનામાં પ્રપંચ નથી. એ સીધો છે. રાઉંડ કે સ્કવેર ગમે તેવું ટેબલ મૂકો પણ એ એનાથી છેતરાશે નહીં અને બીજું કોઈ તેમાં જવાનું નથી. મને વિશ્વાસ છે કે તમે પણ એ સમજી ગયા હશો. કેટલાયે માણસો જેઓ સાચી સેવા કરી રહ્યા હતા તે જેલમાં જાય અને આપણે રાઉંડ ટેબલ પરિષદની વાતો કરવી એ ફોકટ છે

### મુંબઈના ધનાઢ્યોને

(મુંબઈની મૂળજી જેઠા મારકેટમાં આપેલું ભાષણ)

હું ખેડૂતનો દીકરો છું. ખેડૂતની જીભમાં મીઠાશ હોય નહીં મારી જીભ કુહાડા જેવી છે અને મારી વાત કડવી લાગે તોપણ આપણા ભેગા

હિતની છે. હું સાફ વાત પસંદ કરનારો છું. તમે વેપારી છો. ચળવળમાં પ્રેમ રાખો છો, ઉત્સાહ રાખો છો અને દેશનું ભલું ઇચ્છો છો. આપણે ગૂંચવાયેલા છીએ અને એ ગૂંચવાડામાં ઘણાં કુટાઈ જશે. તમને ગૂંચવણ થાય તેથી મને દુઃખ થાય. તમને લાંબા વખતથી મહાત્માજીએ નોટિસ આપી હતી કે વિલાયતી કાપડનો વેપાર છોડો અને જો મહાત્માજીની સલાહ માન્ય રાખી હોત તો બહુ સારું થાત.

મુબઈના વેપારમાં દેશનું સત્યાનાશ થાય છે એવી મને ચિંતા થાય છે. મારા બોલવાનો અનર્થ ન કરશો. તમારો વેપાર સાચો નથી તેની નોટિસ ૧૯૨૧ની સાલમાં આપેલી છે. વિલાયતમાં અંગ્રેજો કહે છે કે ૧૯૨૨માં ગાંધીને પકડયા ત્યારે એક કૂતરું પણ ભસ્યું નહોતું. આવું અપમાન આપણાથી કેમ સાંખ્યું જાય? મહાત્માજી જેલમાં રહે તે કેમ સહન થાય? આપણું જીવ્યું નકામું છે. માર્શલ લૉથી મહાત્માજીને જેલમાં નહીં રાખી શકાય. મહાત્માજી જેલમાં છે ત્યાંથી તેમને છોડવવા શું કરવું? સરકાર બંદૂક બતાવે છે તે સામે હિંદુસ્તાનમાં બહુ સાધન છે.

### નવસ્ત્રાં ફરવામાં શરમાવાનું નથી

ગુજરાતના ખેડૂતો તથા સ્ત્રીઓને કહું છું કે તમે વિલાયતી કાપડ ન પહેરો. નવસ્ત્રાં ફરશો તો હું શરમાઇશ નહીં. હિંદુસ્તાન આખું નવસ્ત્રું ફરે તોપણ શું? આપણને વિલાયતી માલ પહેરાવી નામર્દ બનાવે છે. તમે સહુ સમજો છો કે આ ખોટું છે.

પંડિતજી સાથે તમે વાતો કરી છે, તે બાબતમાં વિચાર કરજો. તમે સાથે સાથે યાદ કરજો કે તમારું અનુકરણ આખા હિંદમાં થશે. આજકાલ આખી ચળવળનું કેન્દ્રસ્થાન મુબઈ છે. આજકાલ જે ચળવળ છે તેમાં વેપારીઓએ ભારે હિસ્સો આપવાનો છે. બાળકથી માંડી સ્ત્રી, વૃદ્ધ સુધી સૌએ હિસ્સો આપવાનો છે. હવે પાછા ફરવું કે સામા કિનારે જવું તે તમારે વિચારવાનું છે. દુઃખ એ સુખનું મૂળ છે. એક વખત આંચકો લાગવાનો છે. મારકેટનું પ્રાયશ્ચિત્ત કરવાનું છે. તમે આજ સુધીનો હિસાબ કાઢી જુઓ, આજ સુધીમાં પરદેશ કેટલા રૂપિયા મોકલ્યા, દેશને કેટલું નુકસાન કર્યું, બેપાંચ વેપારીની કમિટી નીમી આંકડા પ્રગટ કરો કે આજ સુધીમાં આટલા કરોડ પરદેશમાં પધરાવ્યા છે. આથી તમને સમજ પડશે કે અમે પણ કેટલાં પાપ કર્યાં છે.

### દેવાળું કાઢવું પડે તોયે શું?

તમારી પાસે લાખોનો માલ છે. તેથી ધારો કે દેવાળું કાઢવાનો વખત આવે તોપણ શું? તેત્રીસ કરોડ પ્રજા દેવાળું કાઢે તે કરતાં તમારી

પાસે તો બુદ્ધિ છે તો ગમે ત્યારે વેપાર ખેડાશે.' તમારો પુત્ર આખા જગતનો વેપાર કરી શકશે, અને ત્યારે તમારો વેપાર સ્વતંત્ર હિંદમાં અગણિત પ્રમાણમાં વધશે. તમે કડવો ઘૂંટડો પી જાઓ અને કાયમનો જીર્ણજ્વર કાઢી નાખો. અમે કડવી વાત પ્રેમભાવથી કહીએ છીએ. તમને નુકસાન વેઠવા કહું છું તે કહેવાની મારી શી ગુંજાશ? મને દેશ માટે પ્રેમ છે તેટલો તમને છે. આખી દુનિયાની દૃષ્ટિ આ દેશ ઉપર હતી. જ્યારે દુનિયાના લોકો નાગા ફરતા ત્યારે હિંદુસ્તાનની જાહોજલાલીથી આખી દુનિયા ચકિત થતી. પણ આજે દલાલી સિવાય બીજી કાંઈ બાકી નથી. ખેડૂતોને કહું છું કે ખાવા માટે તમે જેમ ખોરાક પેદા કરો છો તેમ જો તમારે કપડું પહેરવું હોય તો તે પણ પેદા કરો.

## વિલાયતી ચીંથરું યે ન વેચાય

દેશની બેઇજ્જત થાય તે કરતાં ઇજ્જતનો વેપાર કરવા અને હિંદુસ્તાનને માર્ગદર્શક બનવા ગમે તેટલું નુકસાન વેઠો. ભાઈઓ અને બહેનો જેલમાં જાય છે તે વખતે ગંદો વેપાર નહીં થાય. જે કામ કરો તે ચોખ્ખું કામ કરો, પાછલે બારણેથી કામ નહીં કરો. આપણી નબળાઈ ઢાંકવા વધુ પાપ કરવું તે કરતાં તમને મારી સલાહ છે કે જે નિશ્ચય કરો તેને વળગી રહેજો, પાછા હઠતા નહીં. કોંગ્રેસની માગણી છે કે એક પણ કાપડનું ચીંથરું વેચી શકાય નહીં. તમે જે ઠરાવ કરો તેનો પ્રમાણિકપણે અમલ કરજો. તમારી પછવાડે જાસૂસી ન થાય તેમ કરજો. તમારું વચન સાચું હોવું જોઈએ અને તેટલું પ્રમાણિકપણે પાળજો. આ પાપમાંથી છૂટવા તમને પ્રભુ સામર્થ્ય આપે.

## પારસી ભાઈબહેનોને

( મુંબઈની પારસી રાજકીય સભાના આશરા નીચે મુંબઈમાં મળેલી પારસીઓની સભામાં આપેલું ભાષણ.)

## સ્વરાજ બતાવનારા પારસીઓ છે

પારસીઓ મુંબઈનું મગજ છે અને જેવી મગજશક્તિ પારસી કોમ ધરાવે છે તેવી મગજશક્તિ બીજી કોઈ ધરાવતી નથી એવું મારું માનવું છે. હું આજે અહીં આટલા બધા પારસીઓને જોઈ ઘણો જ ખુશી થયો છું. સ્વતંત્રતાનો માર્ગ તો તમે જ દેખાડ્યો છે. દાદાભાઈ નવરોજજીએ તો આખા હિંદને દોરવ્યું છે, અને પેરીનબહેને જે કામ કરી દેખાડ્યું છે તેવું કામ તો આખા હિંદુસ્તાનમાં કોઈ આગેવાને કર્યું નથી. અને આની એક બાઈ કેદમાં રહે એ સહન થઈ શકે નહીં.

### અમેરિકનોને પણ ટક્કર મારે!

ઘણા વેપારીઓ સાથે મારે મુલાકાત થઈ છે અને તેઓ કહે છે કે અમારા વેપારને મોટું નુકસાન આવે છે. પણ આપણે વેપાર નફાનો નથી કરવો પણ ઇજ્જતનો કરવાનો છે. પરતંત્ર રહીને ગુલામગીરીની બેડીના બંધમાં રહીને આપણે વેપાર કરવો નથી. એને તો પોતાના વેપારની પડી છે, આપણા વેપારની નથી પડી. મુંબઈ મોટું બંદર છે ખરું પણ વરસો થયાં તો તેને એક બાકો બનાવવામાં આવ્યો છે, જ્યાંથી હિંદનું ધન વિલાયત ઘસડાઈ જાય છે. પણ હિંદુસ્તાનના પારસીઓ એવા છે કે તેઓ જો ચાહે તો આ ધન જતું અટકાવી શકે અને ન્યૂયોર્કના ધનાઢ્યોને પણ ટક્કર મારી શકે.

જ્યાં સુધી તમે એની સલ્તનતમાં ખુશામત કર્યા કરશો ત્યાં સુધી તો તમને ટાઇટલો અને બધાં સુખ મળશે. એમ જણાવવામાં આવે છે કે આપણે રાજ્ય ચલાવવાને લાયક નથી. વળી જરાક જરાકમાં બોલ્શેવિઝમના બાઉની બીક દેખાડ્યાં કરે છે, પણ હું એટલું જ કહીશ કે હિંદ જો સ્વતંત્ર બનવાને તૈયાર હોય અને સ્વતંત્ર બને તો એવા બોલ્શેવિઝમને હું મારા ખિસ્સામાં રાખીને ફરું.

સ્વતંત્રતાનો પહેલો લેખ તે મહર્ષિ દાદાભાઈ નવરોજજીએ લખ્યો અને તેમની પૌત્રીઓએ જે બધું કરી દેખાડ્યું છે તેવું કોઈથી થઈ શકે તેમ નથી. તેટલા જ માટે મને નક્કી ઉમેદ છે કે પારસીઓ જેઓ આ લડતમાં જોડાયા છે તેઓ તેને કદી પાછી હઠવા દેશે નહીં.

### ઋષિની કોમ

જે કોમમાં દાદાભાઈ નવરોજજી જેવા મહર્ષિ પેદા થાય અને જે કોમની તેના નરની પૌત્રીઓ આવું સરસ કામ કરી રહી હોય તે કોમ શું નહીં કરી શકે? માટે મારી છેવટની અરજ એ છે કે તમારે દાદાભાઈ નવરોજજીનો મહામંત્ર સફળ કરવો.

### આબરૂ પ્રમાણે ચાકરી કરે ને!

જેલ કમિટીનો સાહેબ મને મળવા આવ્યો. તેણે કહ્યું કે, તમારી તબિયત તો સારી છે ને? ખોરાકની ચર્ચા કરી. પછી મેં કહ્યું કે તેમાં ન ઊતરવું તે જ સારું છે, તમારી આબરૂ પ્રમાણે ખોરાક મળે છે. મારા સાથીઓ તો કહેતા હતા કે, અમે તો મહેમાન થઈને જઈએ છીએ, પણ આબરૂ પ્રમાણે ચાકરી કરે ને! રોટલાને બદલે મીઠું પણ આપવાની ના પાડી. કેટલીક તપાસને અંતે મીઠું આપવામાં આવ્યું. સરકાર કેવા પ્રકારની ૧

તિજોરીમાં પેસશો તોપણ તમને તે પકડશે. તો પછી તેનાથી ભાગવું શા માટે? તમે શાહપુરના દરવાજે જોતા હશો કે 'રામ બોલો ભાઈ રામ' કરતાં રોજ કેટલાં મડદાંઓ જાય છે? અને પોળોમાં રોજ કેટલા નવા જન્મે છે? આ દેહની માયા ખોટી છે. તેનો મોહ શાનો રાખવાનો હોય? જે મર્દ નામ ધારણ કરે છે એવા એકને પણ ઘરમાં ન રહેવા દેશો. તમારા ઘરમાં જુવાનો જે તમારા ધણી હોય, ભાઈ હોય, કે છોકરા હોય તો તે ઘરમાં ન રહેવા જોઈએ. તેમને કહેજો કે, જાવ યુદ્ધમાં. જ્યાં સુધી લડાઈ ચાલે છે ત્યાં સુધી ઘરમાં ન રહેશો, કોઈ ભય ન રાખશો. ભય રાખશો તો નરકમાં વાસ થશે. જે નામર્દ છે તે ગુજરાતમાં રહેવા ન જોઈએ. જેને ભય લાગતો હોય તેનાથી તમે છૂટાછેડા લેજો. જે ગોળીઓથી, માથું ફોડાવવાથી કે જેલથી ડરતો હોય તેવા નામર્દ સાથે લગ્ન નહીં કરવાં જોઈએ. જે બાપુની લડાઈમાં મરશે તેને તો સ્વર્ગ મળશે. જો આપણે મરીશું નહીં ને સરકાર મરશે તો આપણે અહીં સ્વર્ગ થશે. આપણે તો હિંદમાં સ્વર્ગ બનાવવું છે, અગર તો મરીને સ્વર્ગે જવું છે.

## સમાધાનીનો સમય આવ્યો નથી

કોઈ ઠેકાણેથી સમાધાનીની વાતો થાય છે! અરે, એના પર આશાઓ બાંધશો તો કપાઈ જવાના છીએ. યાદ રાખજો કે હજી સમય આવ્યો નથી. ઉતાવળે આંબા પાકે એમ નથી. જો આંબા ઉપરથી કાચી કેરી તોડીને ખાઈશું, તો દાંત ખાટા થઈ તૂટી પડવાના અને કેરી તોડવામાં પણ મહેનત પડવાની. ફળને પરિપક્વ થવા દેશો તો તે આપોઆપ ખરી પડશે અને તેના અમૃતરૂપી રસનો લાભ મળશે; તેવી જ રીતે સમાધાનીનો સમય આવશે ત્યારે ખરો લાભ મળશે.

## હિંસા સામે અહિંસા

હિંસા સામે અહિંસાનું શસ્ત્ર અજમાવીને ગાંધીજીએ દુનિયાની આંખ ખોલી નાખી છે. આજે દુનિયામાં સંહારશક્તિનું જોર છે. આ પ્રબળ શક્તિ સામે એક મુઠ્ઠી હાડકાંનો માણસ ઊભો રહી સરકારને ધ્રુજાવે છે. તેની પાસે જૈન ધર્મનું અહિંસા પરમો ધર્મઃનું શસ્ત્ર છે અને તે શસ્ત્રનું તે અદ્ભુત રીતે પાલન કરી રહ્યો છે. આવી શક્તિ ધરાવનારો બીજો કોઈ જો તમે મને બતાવો તો હું તે વ્યક્તિને તીર્થંકર તરીકે ગણી નમસ્કાર કરવા તૈયાર છું. આ વ્યક્તિની ત્રુટિઓ કાઢવી તે શું યોગ્ય છે? દુનિયામાં હિંદને ઓળખાવનાર જો કોઈ હોય તો તે આ માણસ

છે. આ આખી સલ્તનતને ધ્રૂજાવનાર આ વ્યક્તિની પાસે પણ તમારા ધાર્મિક ગ્રંથોમાં લખેલી તે જ અહિંસા છે.

## નવસારીના પારસીઓને

(તા. ૨૪-૭-૧૯૩૦ના રોજ નવસારીમા પારસી ભાઈબહેનોની સભામાં આપેલું ભાષણ.)

મારું પ્રેમપૂર્વક સ્વાગત કરવા માટે તમારો આભાર માનું છું. નવસારી તો મારે મન તીર્થસ્થાન છે, કારણ કે હિંદને જે રોગ થયો તેનો પારખનાર અહીં પેદા થયો હતો. પારસી કોમમાં તો મોટા મોટા ધનાઢ્યો પેદા થયા. મોટાં મોટાં કારખાનાં ચલાવનારા તાતા ને પિટીટો પેદા થયા, મોટી મોટી સખાવતો કરનારા થયા. પણ પારસી કોમની ઇજ્જત કોણે વધારી? એ ઇજ્જત વધારનાર તો દાદાભાઈ નવરોજજી. એનું નામ સાંભળીને ગમે તેવા વિદ્વાનનું માથું પણ એની આગળ ઝૂકી જવાનું.

એને અમે દાદા કહીએ છીએ, કારણ કે એણે અમને જગાડયા અને કહ્યું કે હિંદને ભૂખમરાનો રોગ લાગ્યો છે. તે એણે આંકડા કાઢીને બતાવ્યું. અહીં માથાદીઠ વરસના ફક્ત ત્રીસ રૂપિયા આવક છે એવો આ કંગાળ દેશ છે. ને કરોડોને તો રોટલો પણ ખાવા નથી મળતો એવું આ રાજ્ય છે એ એમણે સંભળાવ્યું. આજ સુધી કોઈએ એ વાતનો ઇન્કાર નથી કર્યો પણ બધા આ વાતની સાક્ષી પૂરે છે. અંગ્રેજ અભ્યાસીઓએ અને ગોખલે જેવાઓએ પણ એમને ટેકો આપ્યો છે.

એમણે એ રોગની સાથે જ એનું નિવારણ પણ બતાવ્યું. સ્વરાજ્ય નહીં હોય ત્યાં સુધી આ રોગ ન ટળે એમ કહી 'સ્વરાજ' શબ્દ બોલતાં તેમણે શિખવાડયું.

# ૬૦

# માંડવીના ખાદીભંડારનું ઉદ્ઘાટન

[સન ૧૯૩૦ના નવેંબરમાં ચરખા સંઘ તરફથી મુંબઈમાં માંડવી લત્તામાં ખોલેલી નવી ખાદીની દુકાન ખુલ્લી મૂકતાં કાઢેલા ઉદ્ગારો.]

ત્રણ મહિના ઉપર લોકમાન્ય તિલક મહારાજની સંવત્સરીને દિવસે મુંબઈમાં બોરીબંદર સ્ટેશન સામે જે દેખાવ આપણે જોયો હતો તે આજે મારી સામે ખડો થાય છે. તે પછી ત્રણ મહિના યરોડા જેલમાં ગાળીને હું આજે પહેલી જ વાર તમારી પાસે આવ્યો છું. આ ત્રણ મહિના દરમ્યાન મુંબઈમાં ઘણા બનાવ અને ઘણા ફેરફાર થઈ ગયા અને મુંબઈ કરતાંયે તેની બહાર હિંદુસ્તાનમાં શા ફેરફારો થઈ ગયા છે તેયે તમે ને હું જાણીએ છીએ. એ બધાનો વિચાર મારો કાર્યક્રમ ઘડતાં પહેલાં મારે ને તમારે કરવાનો રહ્યો છે. હું કારાવાસમાંથી બહાર નીકળું તે પહેલાંથી જ પંડિત જવાહરલાલે મારે માટે હુકમ કરી રાખ્યો હતો કે તેમની પાછળ હિંદુસ્તાનનું તંત્ર મારે સંભાળવું. એમનો હુકમ હું માથે ચડાવું છું. તેનો અમલ કરવાનો પ્રયત્ન કરું છું. જોકે હું જાણું છું કે તે પોતે જ જેલમાંથી છૂટયા પછી માંડ એક અઠવાડિયું જ બહાર રહી શકયા હતા. તેમના ગયા પછી હું બહાર આવું એટલી મુદત માટે પંડિત મોતીલાલજીએ શ્રી સેનગુપ્તાને નીમ્યા તો એ મારા આવતાં સુધી પણ રહેવા ન પામ્યા, એટલે આવી સ્થિતિમાં મારે પોતાને કેટલો વખત બહાર રહેવાનું હશે એની કલ્પના તમે સહેજે કરી શકશો.

### ખેડૂતોનો ભેટો

મારે કેટલો વખત બહાર રહેવું એ કેટલેક અંશે મારા પોતાના હાથમાં છે એ હું જાણું છું. હું હમણાં તો દેશની સ્થિતિથી કંઈક વાકેફ થઈ જવા ઇચ્છું, ગુજરાતના મારા ખેડૂતોના દર્શનનો લાભ મળે તો લેવો એવી પણ ઉમેદ રાખું. પણ મારે કાને વાજાં આવી ચૂકયાં છે કે ગુજરાતના ખેડૂતોનો અને મારો ભેટો ન થાય એવા પ્રયત્નો ચાલી રહ્યા છે, અને ચાલે એ મને સ્વાભાવિક લાગે છે

### મુંબઈને

મુંબઈમાં આજે મારે નવું કહેવાનું શું હોય? અહીં તો અનેક મોટા મોટા આગેવાનો આવી ગયા છે ને આવશે. તેઓ તમને કહેવાનું તે કહી ગયા છે. મુંબઈને આજે નવું સાંભળવાનું હોય નહીં. મને મળવાની,

જોવાની, મારો અવાજ સાંભળવાની ઇચ્છા તમને થાય એ ઠીક છે, બાકી મારા દિલની વાણી તો તમને ક્યાં અજાણી છે? એ વાણીના ઉપર જગતમાં કોઈ તાળું મારી શકે એમ નથી. તે તો હું જેલમાં બેઠો હોઈશ તોપણ તમને પહોંચશે અને તેમારા હૃદયમાં ઊતરશે.

### પંડિતજીની મુલાકાત

જેથી મને છૂટીને આવ્યાને થોડા દિવસ થયા છે તેમાં મેં ખાસ દોડધામ કરવાની જરૂર જોઈ નથી. વળી મારે પંડિતજીને વહેલું મળી લેવું પણ હતું. તેમની માંદગી વિષે સાંભળી મને ઘણી ચિંતા થતી હતી. મેં જેલમાંથી તાર કર્યો હતો, પણ એ તાર પંડિતજીને નથી પહોંચાડવામાં આવ્યો કે નથી મને તે બાબત કશી ખબર આપી! એટલે બહાર આવ્યો તેવો તેમને જોઉં ને તેમના દુઃખમાં લઈ શકાય તો કાંઈક ભાગ લઉં એમ ધારી હું દિલ્હી જઈ આવ્યો. પણ આજે સૌ દુઃખી હોય ત્યાં કોણ કોના દુઃખમાં ભાગ લે? માંદાની ખબર લેવા ગયો ત્યાં મને કહેતાં શરમ આવે છે કે, મને પોતાનેયે તાવ આવી ગયો! મારા જેવા ખેડૂતોને વળી પથારીએ પડવાનું હોય? મારી સાથે મહાદેવ હતા તેમને પણ તાવ ચઢ્યો.

### દેશ માટે બહાર અને દેશ માટે અંદર

મને ઘણા કહેવા આવે છે કે અહેરબાની કરીને હમણાં ઉતાવળ કરશો નહીં, બોલશો નહીં, તમે છૂટા હશો તો અત્યારે અમને સલાહ પૂછવા ઠેકાણું મળશે. એ સૌને મારો જવાબ એ છે કે મારે કોઈની સલાહની જરૂર નથી. ક્યારે પકડાવું ને ક્યારે ન પકડાવું એ હું જાણું છું તેવું કોઈ નથી જાણતું. મને જે ઘડીએ લાગશે કે અત્યારે મારા જેલ જવાથી દેશની સેવા થાય એમ છે ત્યારે હું તરત જેલમાં જઈશ, અને બહાર રહેવામાં ફાયદો છે એમ લાગશે ત્યાં સુધી બહાર રહીશ. હું મારું ભવિષ્ય મારા પોતાના હાથમાં રાખનારો છું. દુશ્મનના હાથમાં હું રમું તેવો નથી. પણ તમારે તો પકડાયેલો જ માનવો, કારણ કે ડાહ્યા માણસે ભૂંડામાં ભૂંડા સંજોગો કલ્પીને ચાલવું એ જ યોગ્ય છે. આજે દેશમાં નાનો સરખો સ્વયંસેવક પણ છૂટો રહી શકતો નથી. સરકાર મારી છોકરીને છૂટી રહેલી સહન ન કરી શકી તો મને તો શું સહન કરી શકે? મારી છોકરીથી એ ડરે તો મારાથી તો ડરે જ ને?

### આબરૂ બાંધવાની તક

પણ હું નિશ્ચિંત છું, કારણ કે ખેડૂત મારા મનની વાત જાણી ગયેલો છે. તે જાણે છે કે માલમિલકત જશે તો ફરીથી પેદા કરાશે, ઘરબાર જશે તો ફરી ઊભાં થશે, પણ આબરૂ જશે તો તે ફરીથી આવવાની નથી.

ગુજરાતને માટે આબરૂ બાંધવાની આજે તક આવેલી છે. ગુજરાતનો માણસ પહેલાં ચતુર જણાતો, વેપાર કરી જાણનારો જણાતો, પણ ઇતિહાસમાં અક્ષર પડાવવાનો દિવસ આવ્યો હોય તો તે આજે જ પહેલો આવ્યો છે. તેથી ગુજરાતના ખેડૂતોને તેમ જ વેપારીઓને, ગુજરાતના જુવાનોને વિદ્યાર્થીઓને, ગુજરાતના ભાઈઓને તેમ જ બહેનોને હું કહું છું, કે નામ ઉજ્જવળ કરવાનો ધન્ય દિવસ આજે આવ્યો છે તેને ન ચૂકશો.

## સરકારનું મિથ્યાભિમાન

બાકી મેં પહેલાંથી કહી દીધેલું જ છે કે કોઈ ડરશો નહીં. પ્રાણ લેવાનું આ જગતમાં પરમેશ્વર સિવાય કોઈના હાથમાં નથી. જવાનો વખત આવ્યો ત્યારે મોટા રાજામહારાજાઓ પણ પલકમાં ચાલ્યા ગયા ને એમને કોઈ રોકી શક્યું નહીં. મોટી સલ્તનત પણ એમ જ એના પાપના ભારથી ચાલી જશે ત્યારે કોઈ તેને રોકનાર નથી. કોઈ સત્તા એવી ખુમારી રાખતી હોય કે એ લાઠીથી ને ગોળાથી ને બોમ્બથી એનો અમલ ચલાવી શકશે તો એ મિથ્યાભિમાન છે.

જેલમાં મને એક ટાઈમ્સ નામનું છાપું મળતું તેમાં રોજ આ ચળવળ ભાંગી પડે છે, ફલાણાએ પૈસા ભર્યા છે એવા એવા ખબરો જ આવ્યા કરતા. પણ હું તેમાંથી સાચી વાત સમજી લેતો. ચળવળ તૂટતી નહોતી, પણ લોકોને નાહિંમત કરવા ખરાબ હવા પેદા કરવાનો પ્રયત્ન થતો હતો.

## અહિંસાને ખાતર હિજરત

મેં ખેડૂતને બીજી એક વાત પણ શીખવી રાખી છે કે આ લડત સભ્યતાની છે. તેને જરા પણ અસભ્યતા કરીને દૂષિત કોઈ ન કરશો અને સભ્યતા છોડવી પડે એવો પ્રસંગ ઊભો થાય ત્યારે દેશ છોડજો પણ સભ્યતા ન છોડશો. જો મર્યાદા છોડીએ તો આપણે બદનામ થઈએ. જેના પવિત્ર નામથી આ મહાન ધાર્મિક યુદ્ધ આદરેલું છે તેની પવિત્રતા સાચવજો અને સાચવી ન શકો એમ લાગે તો તમારી જગા છોડી જજો. એથી પરિણામ રૂડું જ થશે.

બારડોલીના, જલાલપુરના, બોરસદના એમ ઘણા તાલુકાઓના ખેડૂતો હિજરત કરી ગયા છે. મને એથી જરાયે દુઃખ નથી થતું. બારડોલીની આખી વસ્તી એંશી–નેવું હજારની ગઈ હશે, બોરસદનાં ગામોમાંથી પચાસ હજાર ગયા હશે. આવડા વિશાળ દેશમાંથી એટલા હિજરતે ગયા એમાં શું થઈ ગયું? આ દુનિયામાંથી રોજ લાખો માણસો 'આપણી નજર

સામે હિજરત કરી જાય છે જ ને? એ બધા હિજરત કરીને ક્યાં જાય છે એ યે કોઈ જાણતું નથી. આ ખેડૂતો તો ગાડામાં થોડો દાણો ને સરસામાન પણ લઈને જઈ શકે છે; જ્યારે પેલા લાંબી હિજરતવાળા કશી માલમિલકત લીધા વિના જ ઊપડી જાય છે, ખાલી મૂઠીએ જાય છે. ગમે તેટલા સંતાતા ફરો પણ એક દિવસ તમારે-ને મારે આ હિજરત ઉપર ગયે જ છૂટકો છે. મોટી સલ્તનત ચલાવનારાઓને પણ એ હિજરત કર્યે છૂટકો છે. અને લાઠી, બંદૂક ને તોપના ચલાવનારાઓને હિજરત કર્યા વિના આરો નથી. આપણા ખેડૂતોની હિજરતથી તો તેમની ઇજ્જત જગતમાં બંધાઈ રહી છે. અંગ્રેજો આપણું સારું ભાગ્યે જ જોઈ શકે છે, પણ તેમની અંદરનો જ એક માણસ બારડોલીમાં ફરીને લખી ગયો કે જગતમાં ન બનેલું એવું તેણે અહીં નજરે જોયું, નાનપણમાં પરીઓની વાતોઓ સાંભળેલી તે પ્રત્યક્ષ જોઈ. એક અંગ્રેજનો આપણા ખેડૂતોને વિષે એ અભિપ્રાય વાંચી મને હર્ષ અને અભિમાન થયાં. હું ખેડૂતો તરફથી નિશ્ચિંત છું. એમને મળવા ન દે તોપણ મને પરવા નથી. મારીપીટીને થોડા રૂપિયા વસૂલ કરી જાય તેનીયે મને પરવા નથી. મને વિશ્વાસ પડ્યો છે કે ખેડૂત તો પોતાનું કર્તવ્ય કરશે જ.

### બહિષ્કારનો પાયો—ખાદી

મને વિશ્વાસ છે કે તમે વેપારીઓ પણ પોતાનું કર્તવ્ય કરશો. તમે ભોગ આપ્યો છે, ત્યાગ કર્યો છે. પણ તમારી પાસે મુખ્ય ઉમેદ એ રખાય છે કે તમે તમારી વેપારી બુદ્ધિ અને કુશળતા દેશને ચરણે ધરો. આજે આપણે બહિષ્કાર તો કરી બેઠા છીએ, પણ જો તેનો પાયો નહીં સાચવશું તો ઉપરની ઇમારત પડી જવાની છે. વિલાયતી કાપડના બહિષ્કારનો પાયો રેંટિયો ને ખાદી છે એ ન ભૂલશો. તેની પાકી વ્યવસ્થા નહીં કરીએ ત્યાં સુધી કામ કાચું છે. મુંબઈમાં અને અમદાવાદમાં મિલો છે, એ બધી સારી રીતે ચાલે એમાં ગુજરાતને અભિમાન હોય, મને પોતાને ગુજરાતી તરીકે તેમને માટે અભિમાન છે. પણ મિલ શક્તિમાન છે અને પોતાનો માર્ગ પોતે કાઢી લેવાની તેનામાં તાકાત છે. ખાદીની હિલચાલ પણ તેમને ફાયદો કરનારી જ છે.

### વેપારી કુનેહ ખાદીને ચરણે ધરો

મહાત્માજી તેમની ઐતિહાસિક કૂચ પર નીકળ્યા તે વખતથી આપણે સાંભળતા કે ખાદી ખૂટી ગઈ છે. પણ ખાદી એવી વસ્તુ છે કે જેમ જેમ તેની માગણી વધશે તેમ તેમ ઉત્પત્તિ આપોઆપ ન ધારેલી

રીતે થવાની જ છે. મારા જેવાએ પણ યરવડાની જેલમાં નવરા બેઠાં નવ રતલ સૂતરનો ઢગલો કર્યો છે. સાબરમતીમાંયે મેં આઠ રતલનો ઢગલો કર્યો હતો. એમ સૂતરના તો ઢગલા થવા લાગ્યા અને હવે પ્રશ્ન થઈ પડ્યો છે કે તેને કેમ પહોંચી વળવું? આજે અમારે ખભે ખાદીના તાકા લઈને ફેરીએ નીકળવું કે આ લડાઈ ચલાવવી? જો મુંબઈની ચળવળ સાચી હોય તો જેટલી ખાદી તૈયાર થાય તે બધી રોજની રોજ ખપી જવી જોઈએ. લાઠી ખાતાં મુંબઈ જે જોસ બતાવે છે તેટલો જ જો ખાદી ઉપર પ્રેમ બતાવે તો ખાદી જોતજોતામાં ઊડી જાય. માંડવીનો આ ખાદીભંડાર ખુલ્લો મૂકવાનું મેં કબૂલ તો કર્યું છે, પણ અહીં તમારી વચ્ચે ખાદીની દુકાનને ખુલ્લી મૂકવાપણું શું હોય? એ તો પાટિયું માર્યું કે ચાલવા લાગી જાય. તમે વેપારીઓ તમારી વેપારી બુદ્ધિનો લાભ નહીં આપો તો ગાંડપણમાં બધું ખેંચાઈ જશે. જાપાનીઓ થોડો વખત ઢગલાબંધ ધોળી ટોપીઓ વેચી ગયા, અને મિલવાળાઓ પણ બનાવટી ખાદી ઢગલાબંધ ચલાવી ગયા, તેમ થશે. માટે ગુજરાતના વેપારીઓ પાસે હું એ માગું છું કે સાચી ખાદી ખપાવવાનાં ફાંફાં ન મારવાં પડે એવી તમે કુશળતાથી રચના કરો. તમે એમ જ સમજી લો કે હિંદુસ્તાનની સ્વતંત્રતા એ ખાદીમાં જ છે, હિંદુસ્તાનની સભ્યતા ખાદીમાં જ છે, હિંદુસ્તાનમાં જેને આપણે પરમ ધર્મ માનીએ છીએ તે અહિંસા-ખાદીમાં જ છે, હિંદુસ્તાનના ખેડૂતો જેમને માટે તમે આટલી લાગણી બતાવો છો તેમનું કલ્યાણ પણ ખાદીમાં જ છે.

પછી ભલે તમારી સભાઓ બંધ કરે, ભલે નવ ઑર્ડિનન્સમાં હજી દશમો ઉમેરે. એ કશાની દરકાર ન કરતાં તમે મહાસભાનો ખાદીનો યુનિફૉર્મ (પોશાક) પહેરો. એટલે તમે પોતે જ હાલતાંચાલતાં કૉંગ્રેસ હાઉસ અગર સ્વરાજભવન બની જશો.

આ ભંડાર આજે હું ખુલ્લો મૂકું છું તેને તમે હવે સંભાળજો. મેં ખુલ્લો મૂક્યો તે ખાતર નહીં, પણ મહાસભાની આબરૂ ખાતર, કારણ મેં મહાસભાના સેવક તરીકે આજની ક્રિયા કરી છે. જો મહાસભાની બેઇજ્જત થઈ તો તમારી જ બેઇજ્જત થઈ એમ સમજજો.

### ખેડૂત ભગવાનને ખોળે છે

કેટલાક મને કહેવા આવે છે, ગુજરાતના ખેડૂતને શા માટે પાયમાલ કરો છો? ગુજરાતનો ખેડૂત એટલો પાંગળો હોય તો મને ખરેખર દુઃખ થાય. પણ તે પાંગળો નથી. ગુજરાતનો ખેડૂત આમાં વટાઈ જશે તો તેણે

દેશની મુક્તિના યજ્ઞમા સારામા સારો ફાળો આપ્યો એમ હુ માનીશ. એચાર તાલુકાઓ આજે લડે છે તેમને નકશામાથી કાઢી નાખવાના હોય તો ભલે કાઢી નાખે હુ તેમને માટે મગરૂર થઈશ આપણે તો આ ચાલુ નકશો ભૂસી નાખીને તેમા નવા રગ પૂરવા છે તે નવા નકશામા ખરા ઇજ્જતના સ્થાનો આ તાલુકાઓના ચીતરાશે ખેડૂતોની જમીન જશે એવી બીક દેખાડવામા આવે છે ખેડૂતની જમીન જશે તો શુ સરકારને કોઈએ તાંબાને પતરે આ દેશનુ રાજ્ય લખી આપ્યુ છે? ગુજરાતના ખેડૂત જેવા ખેડૂત એને આખા હિંદુસ્તાનમા મળવાના નથી

આ બધુ તમે જો સમજો તો મારે ખાદીભંડાર શુ ખોલવાપણ હોય? તમે જ મૂળજી જેઠા મારકેટને ખાદીની મારકેટ બનાવી દો ને! માન્ચેસ્ટરનુ કાપડ લાવી તેના દલાલ બનો છો તે કરતા તમારા દેશના દલાલ બની જાઓ આમ ક્યા સુધી દહીંમા ને દૂધમા ચલાવશો. હવે સમાધાનની આશા છોડી દેજો. સમાધાન શાનું હોય? ગુલામીનુ તે વળી સમાધાન કેવુ? બે મહિને નહીં ને ચાર મહિને પણ નહીં—એવુ સમાધાન કદી થવાનુ નથી. કાપડ સિલકમા છે તેનું શુ કરવુ એમ તમે પૂછો છો મારુ માનો તો હુ તો તમારુ જેટલુ હોય તેટલુ પરદેશી કાપડ ભેગુ કરી નવી દિલ્હીમા ઢગલો કરુ ને દીવાસળી ચાપી દઉ એવુ કાપડ આપી દો તેની યાદી કરી રાખો સ્વરાજમા લોન કાઢીને પણ તમારા નાણા પૂરા કરીશ આજે કોંગ્રેસની એ સ્થિતિ ભલે ન હોય પણ એક દિવસ એ જ આ દેશનુ રાજ લેશે એ આંધળો પણ દેખે તેવુ છે તમે નિર્ભય રહો અને વેળાસર સાચો વેપાર કરતા થઈ જાઓ

## પાછું ડગલું નહીં

હવે આપણે ફરી મળીએ કે ન મળીએ, એટલુ ચોક્કસ સમજી રાખજો કે જે કામ ઉપાડ્યુ છે તેમા પાછુ ડગલુ કોઈ ન ભરજો. થાકી જાઓ ત્યારે ઘડીક ઊભા રહી જજો, પણ પાછું ડગલુ તો ન જ ભરજો. ઈશ્વર તમને બુદ્ધિ અને શક્તિ આપે અને આ દેશનુ કલ્યાણ કરે

## ૬૧

# કરાંચી કૉંગ્રેસના પ્રમુખપદેથી — ૧

[ માર્ચ ૧૯૩૧માં કૉંગ્રેસનું ૪૫મું અધિવેશન કરાંચીમાં ભરાયું તે પ્રસંગે પ્રમુખ તરીકે આપેલું ભાષણ.]

મારું ટૂંકું ભાષણ શરૂ કરું તે પહેલાં પંડિત મોતીલાલજીના સ્વર્ગવાસથી શ્રીમતી સરૂપરાણી નેહરુ, પંડિત જવાહરલાલ અને તેમના કુટુંબને ગયેલી ભારે ખોટ માટે માનપૂર્વક સમભાવ દર્શાવવા ઇચ્છું છું. તેમના શોકમાં આખો દેશ ભાગીદાર છે એ વાતથી તેમનો શોક કંઈક હળવો થશે એવો મને વિશ્વાસ છે. પંડિત મોતીલાલજીની સહાય આ ટાંકણે કેટલી જરૂરની હતી એ તો અમને સૌને અને ખાસ. કરીને ગાંધીજીને ગયા મહિનામાં સમાધાનીની અતિશય નાજુક મંત્રણા ચાલતી હતી તે દરમ્યાન જણાયું.

મૌલાના મહમદઅલીના મૃત્યુનો ઘા તાજો જ હતો ત્યાં પંડિત મોતીલાલજીના અવસાનનો બીજો ઘા દેશને ખમવો પડ્યો. મરહૂમ મૌલાનાની સાથે આપણે મતભેદ હતા એ દુઃખની વાત છે. પણ હૈયે તેવું હોઠે બોલનાર એ બહાદુર દેશભક્તની દેશસેવા કદી ભુલાય એમ નથી. બેગમ સાહેબા, મૌ. શૌકતઅલી અને તેમના આખા કુટુંબની સાથે હુ માનપૂર્વક દિલસોજી દર્શાવું છું.

આ ઉપરાંત ગયા બાર મહિનામાં અનેક વીરો અને વીરાંગનાઓએ પ્રશસ્ત રીતે ચલાવેલા સત્યાગ્રહ યુદ્ધમાં જેમણે પોતાના પ્રાણ આપ્યા તેવા ઇતિહાસને અજાણ્યા, કીર્તિનાં કદી સ્વપ્નાં ન જોનારા એવા અનામી વીરોનાં અમર નામોની પણ મારે નોંધ લેવી જોઈએ. પ્રભુ એમના આત્માને શાન્તિ આપો. તેમનાં બલિદાન આપણને આત્મશુદ્ધિને પંથે ચડાવો અને આપણને વધારે ભોગ આપવા અને વધારે તપશ્ચર્યા કરવા પ્રેરો.

નવજવાન ભગતસિંહ, સુખદેવ અને રાજગુરુને થોડા જ દિવસ ઉપર ફાંસી મળી છે. તેથી દેશને પારાવાર ઉકળાટ થયો છે. એ યુવકોની કાર્યપદ્ધતિની સાથે મારે નિસબત નથી. બીજા કોઈ પણ હેતુને માટે ખૂન કરવું તેના કરતાં દેશને માટે કરવું એ ઓછું નિંદ્ય છે એમ હું માનતો નથી. છતાં ભગતસિંહ અને તેના સાથીઓની દેશભક્તિ, હિંમત અને બલિદાન આગળ મારું શિર ઝૂકે છે. આ યુવાનોને થયેલી ફાંસીની સજા બદલીને દેશનિકાલની કરવામાં આવે એવી લગભગ આખા દેશની માગણી

છતાં સરકારે એમને ફાંસી દઈ દીધી છે, એ હાલનું રાજતંત્ર કેટલું હૃદયશૂન્ય છે એ પ્રગટ કરે છે.

પણ આપણા ઉકળાટ અને આવેશમાં આપણે આપણા ધ્યેયથી ચલિત ન થવું જોઈએ. આ આત્મહીન કાષ્ટવત્ ચાલતા રાજતંત્રની સામે આપણે જે ભયંકર તહોમતનામું ઘડેલું છે તેમાં હથિયાર ઉપર અવલંબેલી એની સત્તાનું આ તાજું, ઉદ્ધત પ્રદર્શન, વધારો કરે છે. જો લોકમન ઉપર થયેલો આ અત્યાચાર અહિંસાના ખાંડાની ધાર જેવા આપણા પંથથી આપણને ન ચળાવે તો આપણી સ્વરાજ માટેની લાયકાત સિદ્ધ કરવાની શક્તિ એથી ઘણી વધી જશે. એ બહાદુર દેશભક્તોના આત્માને પ્રભુ શાંતિ આપો અને પોતાના દુઃખ અને શોકમાં આખો દેશ સહભાગી છે એ જ્ઞાનથી તેમના કુટુંબનું કંઈક સમાધાન થાઓ.

મારા જેવા સીધાસાદા ખેડૂતને તમે દેશના પ્રથમ સેવકના પદને માટે ચૂંટ્યો તે મારી સ્વલ્પ સેવાની કદરના કરતાં ગુજરાતે ગયા વર્ષમાં જે અદ્ભુત બલિદાન આપ્યાં તેની કદર કરવાને અર્થે છે એ હું સારી રીતે સમજું છું. ગુજરાત પ્રાંત એ માનને માટે તમોએ પસંદ કર્યો. એ તમારી ઉદારતા છે. નહીં તો સાચી વાત તો એ છે કે આ જમાનાની અપૂર્વ જાગૃતિના ગયા વર્ષમાં કોઈ પ્રાંતે બલિદાન આપવામાં કશી કચાશ રાખી નથી. દયાળુ પ્રભુનો પાડ છે કે એ જાગૃતિ એ સાચી આત્મશુદ્ધિની જાગૃતિ હતી.

### અહિંસાનો ઉજ્જ્વળ યુગ

આનો અર્થ એ નથી કે આપણે ભૂલો નથી કરી. પણ એ વસ્તુ તો નિર્વિવાદ છે કે અહિંસાનો સામુદાયિક પ્રયોગ એ હવે સ્વપ્નદર્શીનું સ્વપ્ન કે માનવીનો મિથ્યા મનોરથ નથી રહ્યો પણ સાચી સિદ્ધ વસ્તુ છે, એમ હિંદુસ્તાને જગતની આગળ પ્રગટ કરી દીધું છે. આજ સુધી માનવજાત હિંસાની દેવી બનાવીને બેઠી હતી. એથી અકળાતી હતી પણ અહિંસાની સફળતા વિષે એને શ્રદ્ધા નહોતી. અહિંસાના આપણા સફળ પ્રયોગે એનામાં ભાવિ માટે અનેરી આશાઓનો ઉદય કર્યો છે. અહિંસક લડતમાં ભાગ લેવાની ખેડૂતોની શક્તિ વિષે અનેકને શંકા હતી અને તેઓ મોટાં રમખાણોની દહેશત રાખતા હતા. પણ આ વર્ગે જે બહાદુરી અને અપૂર્વ સહનશક્તિથી આ લડતમાં ભાગ લઈ એ શંકા અને દહેશતને ખોટી પાડી, એ જ આ લડતમાં સિદ્ધ થયેલી અહિંસાનો મોટામાં મોટો પુરાવો છે. સ્ત્રીઓ અને બાળકોને લડતમાં પોતાનો હિસ્સો આપવાની હાકલ કરીને ગાંધીજીએ પોતાની અપૂર્વ વહેવારદક્ષતાનો પરિચય આપ્યો એ પણ મારે

અહીં દર્શાવવું જોઈએ. આ વર્ગોની શક્તિ સ્વાભાવિક રીતે જ ભભૂકી ઊઠી અને એમણે એવો તો ફાળો આપ્યો કે એની કિંમત પૂરી આંકવાને માટે હજુ વધારે સમય જવાની જરૂર છે. મને લાગે છે કે આખી લડતમાં જળવાયેલી અહિંસા અને પરિણામે મળેલી સફળતાનો ઘણો યશ આ વીરો અને વીરાંગનાઓને ઘટે છે, એમ કહેવાને કશી અડચણ નથી. ખેડૂતો, મજૂરો, સ્ત્રીઓ અને બાળકોએ આપેલા હિસ્સાથી આપણી છાતી ગર્વ અને કૃતજ્ઞતાથી ઊભરાય છે. અહિંસાની દૃષ્ટિએ આપણું યુદ્ધ એ વિશ્વયુદ્ધ છે અને બહારની અનેક પ્રજાઓએ, ખાસ કરીને અમેરિકાએ, પોતાની સહાનુભૂતિ દાખવીને આપણને ઉત્તેજન આપ્યાં કીધું છે એ કંઈ ઓછા સંતોષની વાત નથી.

## સંધિનું રહસ્ય

પણ સરકારની સાથે થયેલી સંધિને કારણે આપણા પ્રજાજીવનના આ વીરયુગ વિષે વધારે વિસ્તાર કરવાની જરૂર રહેતી નથી. તમારા કાર્યવાહક મંડળે તમારી મંજૂરીની અપેક્ષાએ આ સંધિ કરી છે. હવે તમે એને રીતસર મંજૂરી આપશો એવી વિનંતી છે. કાર્યવાહક મંડળના સભ્યો તમારા વિશ્વાસપાત્ર પ્રતિનિધિઓ હતા એટલે તેમણે કરેલી સંધિનો અસ્વીકાર તમે ન કરી શકો, પણ તમે એ મંડળ વિષે તમારી અશ્રદ્ધા જાહેર કરી શકો છો અને વધારે વિશ્વાસપાત્ર મંડળ નીમી શકો છો. આપણે આ સમાધાની ન સ્વીકારી હોત તો આપણો દોષ ગણાત અને ગયા વર્ષની તપશ્ચર્યા બધી ધોવાઈ જાત. આપણે તો સત્યાગ્રહી તરીકે હમેશાં દાવો કરવો જોઈએ અને કર્યો છે કે, હમેશાં આપણે શાંતિ માટે તૈયાર છીએ એટલું જ નહીં પણ ઉત્સુક છીએ. એટલે જ્યારે શાંતિ માટે દ્વાર ખુલ્લું દેખાયું ત્યારે આપણે તેનો લાભ લીધો. ગોળમેજી પરિષદમાં જનારા આપણા દેશબંધુઓએ સંપૂર્ણ જવાબદારીવાળા તંત્રની માગણી કરી. બ્રિટિશ પક્ષોએ એ માગણી સ્વીકારી અને તે પછી વડા પ્રધાને, વાઇસરૉયે અને આપણા કેટલાક પ્રસિદ્ધ નેતાઓએ મહાસભાના સહકારની માગણી કરી. તે ઉપરથી મહાસભાના કાર્યવાહકમંડળને લાગ્યું કે જો માનભરી સંધિ થઈ શકે તો અને કશીયે શરતો અને કાપકૂપ વિના પૂર્ણ સ્વરાજ માટે માગણી કરવાનો મહાસભાનો હક સ્વીકારાતો હોય તો મહાસભાએ ગોળમેજી પરિષદમાં જવાનું આમંત્રણ સ્વીકારવું અને બધા પક્ષ સ્વીકારી શકે એવું તંત્ર ઘડવાના પ્રયત્નમાં સહકાર દેવો. જો આ પ્રયત્નમાં આપણે નિષ્ફળ જઈએ અને તપશ્ચર્યાના માર્ગ સિવાય બીજો રસ્તો ન રહે તો તે લેવાને આપણને અટકાવનાર પૃથ્વી ઉપર એકે શક્તિ નથી.

## ખોળાધરીઓ

પૂર્ણ સ્વરાજ માગવાનો, આપણા દેશના લશ્કર બાબતમાં, પરદેશી રાજ્યો સાથે વહેવારમા અને નાણા અને જકાતનીતિ જેવા વિષયોમા સંપૂર્ણ સત્તા માગવાનો સંધિની બધારણને લગતી કલમની રૂએ આપણને હક છે. કેટલીક ખોળાધરી અને કેટલીક શરતો અથવા પંડિત મોતીલાલજી કહેતા તેમ આપણા પોતાના જ હિતની ખાતર કેટલુંક એકબીજાની સગવડ સાચવવાપણુ તો રહેશે જ. જ્યારે કરારનામાની રૂએ સત્તા એકની પાસેથી બીજાની પાસે જાય છે ત્યારે જે પક્ષને નુકસાન થયુ હોય અથવા મદદની જરૂર હોય તેના હિતમાં હમેશા કેટલીક ખોળાધરી આપવાની જરૂર રહે.

હિંદુસ્તાનને લગભગ બસો વર્ષ થયા જે રીતે ચૂસવામા આવ્યુ છે તે જોતા ઘણી બાબતોમા બહારની મદદની એને જરૂર રહેશે એ મદદ આપણે જરૂર બ્રિટનની પાસેથી લઈએ – જો એની આપવાની દાનત હોય તો. દાખલા તરીકે આપણે લશ્કરી જ્ઞાનવાળા માણસો જોઈએ તો ઇંગ્લંડ પાસેથી એવી મદદ લેવામા કશી અડચણ ન હોવી જોઈએ. આવા બીજા ઘણા દાખલા આપી શકાય. તેમાનો આ તો એક ધ્યાન ખેંચે એવો છે. લશ્કરની બાબતમા ખોળાધરી આપવી એટલે કેટલાક બ્રિટિશ અમલદારો અથવા કેટલુંક બ્રિટિશ લશ્કર પણ દેશના હિતને માટે ચાલુ રાખવુ પણ લશ્કરના સિપાઈઓ દેશી કે ગોરા ગમે તે હોય, લશ્કરનો અંકુશ તો આપણા જ હાથમા હોવો જોઈએ. એટલે કે ભૂનો કરવાની આપણને સંપૂર્ણ સત્તા હોવી જોઈએ. બ્રિટિશ સલાહ આપણે આભાર સાથે સ્વીકારીએ પણ બ્રિટિશ સરદારી આપણે કદી ન સ્વીકારીએ. સાચી વાત તો એ છે કે બ્રિટિશ લશ્કર એ આપણા દેશનો કબજો કરીને પડ્યુ છે. દેશની રક્ષા માટે છે એમ કહેવુ એ ખોટી વાત છે. જો કોઈ પક્ષની રક્ષા માટે હોય તો તે બ્રિટિશ હિતની રક્ષા માટે છે. દેશમા કંઈક બળવા થાય તો તેની સામે બ્રિટિશ સ્ત્રી-પુરુષોની રક્ષાને અર્થે એ રાખવામાં આવ્યુ છે. પરદેશી લશ્કર ચડી આવ્યુ ને તેની સામે હિંદની રક્ષા કરવાને માટે લશ્કરની જરૂર પડી એવો એકે દાખલો મને યાદ આવતો નથી. સરહદ ઉપર લડાઈઓ થઈ છે ખરી, અફઘાનિસ્તાનની સાથે લડાઈઓ થઈ છે ખરી, પણ બ્રિટિશ ઇતિહાસકારોએ જ આપણને શીખવ્યુ છે કે એ લડાઈઓ ભક્ષણની હતી, રક્ષણની નહોતી. એટલે પરદેશી રાજ્યનો આપણા દેશ ઉપર ડોળો હમેશા રહ્યો છે એવા હાઉથી આપણે ડરવાની કશી જરૂર નથી. લશ્કરની આપણને ભલે જરૂર હોય, પણ આજે જે રાક્ષસી યુદ્ધસામગ્રી આપણુ લોહી રાત-

## ફેડરેશન અથવા સમૂહતંત્ર

'ફેડરેશન' એ મોહક વિચાર છે પણ એમાં નવી ગૂંચવણો પેદા થાય છે. એમાં દાખલ થનારા રાજાઓ, ઇંગ્લંડ જોડેનો સંબંધ તોડવાની વાત નથી સાંભળવાના પણ જો તેઓ શુદ્ધભાવે દાખલ થશે તો મોટો ફાયદો થશે. તેમના દાખલ થવાથી પ્રજાતંત્રની પ્રગતિમાં વિઘ્ન ન આવવું જોઈએ. એટલે સ્વાતંત્ર્યની ભાવના સાથે બંધબેસતો ન હોય એવો કોઈ જ પૂર્વગ્રહ લઈને એઓ ન બેસી જાય એવી હું આશા રાખું છું. ચાલુ જમાનાની સાથે સાથે કૃચ કરવાનું વચન આપવાનો એમને બહુ આગ્રહ ન કરવો પડે તો સારું. જેમ હિંદુસ્તાનની બીજી પ્રજાના મૂળ હકોનો પટો કરવામાં આવશે તેમ રાજારજવાડાઓને પોતાની પ્રજાને પણ એવા હકોનો પટો કરી આપવો પડશે. ફેડરેશનમાં દાખલ થયેલા દરેક ભાગના રહીશોને અમુક મૂળ હકો હોવા જ જોઈએ અને જો હક હોય તો એ હક સચવાઈ રહે એટલા ખાતર કોઈક સામાન્ય અદાલત પણ હોવી જોઈએ. વળી ફેડરેશનની ધારાસભામાં દેશી રાજ્યોની પ્રજાને પૂરતું પ્રતિનિધિત્વ હોવું જોઈએ એમ આશા રાખવી એ વધારે પડતું ન ગણાય.

હું અહીં મારે મહાઆપત્તિમાં પડેલા બ્રહ્મદેશને માટે અતિશય ખેદ જાહેર કરવો જોઈએ. ત્યાંની પરિસ્થિતિ આજે કેવી છે એની ખબર પડવી મુશ્કેલ છે, કારણ છાપાંને મોઢે તાળું છે. બ્રહ્મદેશ ભારતથી મુક્ત થાય કે સ્વતંત્ર ભારતનું અંગ હોય એ નક્કી કરવું એ બ્રહ્મદેશવાસીઓના હાથમાં છે. પણ બધા પક્ષને બરોબર સાંભળવામાં આવે અને તેને યોગ્ય ન્યાય મળે એ જોવાની આપણી તેમ જ જગતની ફરજ છે. બ્રહ્મદેશને ભારત સાથે એકત્ર રાખવાની માગણી કરનાર એક પક્ષ પડેલો છે એ જાહેર વાત છે. અલગ રહેવા ઇચ્છનારાઓને પોતાનો પક્ષ રજૂ કરવાની છૂટ હોવી જોઈએ, તેટલી જ છૂટ આ ભેગા રહેવા ઇચ્છનારાઓને હોવી જોઈએ. એટલે ભેગા રહેવા ઇચ્છનારાઓનાં મોં બંધ કરવામાં આવ્યાં છે, એવી મહાસભાને મળેલી ખબર સાચી હોય તો એ અન્યાયનો વિરોધ થવો જોઈએ. આખા બ્રહ્મદેશની પ્રજાનો લોકમત તપાસવામાં આવે — ફેડરેશનમાં લેવામાં આવે — એ માગણી મને અતિશય યોગ્ય લાગે છે.

## ઐક્ય વિના પરિષદમાં જવું નકામું

પણ બીજા બધા પ્રશ્નો કરતાં મુખ્ય અગત્યનો પ્રશ્ન કોમી એકતાનો છે. આ બાબતમાં મહાસભાની વલણ લાહોરની મહાસભાએ સુસ્પષ્ટ કરી હતી. આ રહ્યો લાહોરનો ઠરાવ:

"નેહરુ રિપોર્ટ હવે ખોળંબે પડ્યો છે એટલે કોમી પ્રશ્નો વિષે મહાસભાની નીતિ જાહેર કરવાની જરૂર રહી નથી. કારણ મહાસભા માને છે કે ભારત સ્વતંત્ર થયે કોમી પ્રશ્નોનો નિર્ણય કેવળ રાષ્ટ્રીય દૃષ્ટિએ થવો જોઈએ. પણ ખાસ કરીને શીખોએ અને સામાન્ય રીતે મુસલમાનોએ અને બીજી કોમોએ નેહરુ રિપોર્ટમાં જણાવેલા નિર્ણયથી અસંતોષ જાહેર કર્યો છે. માટે આ સભા શીખો, મુસલમાનો અને બીજી નાની કોમોને ખાતરી આપે છે કે આ પ્રશ્નનો દરેક પક્ષને સંતોષ ન થાય એવો નિર્ણય મહાસભાના કોઈ પણ ભાવી બંધારણમાં સ્વીકારવામાં નહીં આવે."

આ ઠરાવ પ્રમાણે તે પક્ષોને સંતોષ ન થાય એવા નિર્ણયવાળું બંધારણ મહાસભા ન જ સ્વીકારે. હિંદુ તરીકે હું તો મારા પૂર્વગામી પ્રમુખનો સિદ્ધાંત સ્વીકારી લઈને નાની કોમોના હાથમાં સ્વદેશી કલમ, સ્વદેશી કાગળ અને સ્વદેશી શાહી મૂકી દઉં અને તેમને કહું કે તમારી માગણી લખો. હુ તમામ ઉપર મત્તું મારીશ. એ રીત અતિશય ત્વરિત છે, ટૂંકી છે, પણ એને માટે હિંદુઓમાં બહાદુરી જોઈશે. આપણે નજીવા કારણે તૂટી પડે એવું મોઢાનું ઐક્ય નથી જોઈતું; પણ દિલનું ઐક્ય જોઈએ છે. એ ઐક્ય ત્યારે જ પેદા થાય જ્યારે મોટી કોમ હિંમત ધરીને નાની કોમ બનવાને તૈયાર થાય. આ સત્ય સમજવાને માટે અતિશય ઊંચી કોટિના ડહાપણની જરૂર છે. એ રસ્તે ઐક્ય થાય કે બીજે રસ્તે, એટલું તો દિનપ્રતિદિન સ્પષ્ટ થતું જાય છે કે ઐક્ય વિના કોઈ પણ કૉન્ફરન્સમાં જવું મિથ્યા છે. કૉન્ફરન્સ બ્રિટિશ અને આપણી વચ્ચે સમજૂતી કરી આપી શકે; પણ આપણી અંદર અંદરનું ઐક્ય તો ન જ કરી આપે. એ ઐક્યનું ઘડતર આપણે જ ઘડવું જોઈએ, આ અતિ મહત્ત્વની વાતની સિદ્ધિને માટે મહાસભાએ એકેય પ્રયત્ન છોડવો ન જોઈએ.

આપણને સૌને સ્પષ્ટ સમજાવું જોઈએ કે પૂર્ણ સ્વરાજને માટે લાયક થવા સારુ મહાસભાએ પૂરતી શક્તિ મેળવવી રહી છે. છેલ્લા બાર મહિનામાં એણે એ શક્તિ એટલે અંશે મેળવી છે કે કોઈ પણ માણસનું એ ધ્યાન ખેંચે. પણ એ પૂરતી નથી અને ઉતાવળ અથવા અભિમાનથી એ બરબાદ થઈ જવાનો સંભવ રહે છે. મૂડી ખરચીને કારભાર કરનારો માણસ ઉડાઉ કહેવાય છે, એટલે આપણે તો આપણી શક્તિની મૂડીમાં વધારો કરવો જોઈએ. આ શક્તિ વધારવાનો એક રસ્તો સમાધાનીની બધી શરતોનું અક્ષરશઃ પાલન છે. બીજો રસ્તો આપણે મેળવેલું સાચવીને સંઘરવાનો છે. એટલે આપણા રચનાત્મક કાર્ય વિષે હું થોડા શબ્દો હવે કહીશ.

**વિદેશીવસ્ત્રબહિષ્કાર**

પરદેશી કાપડના બહિષ્કારની બાબતમાં આપણે ઠીક ઠીક મજલ કાપી ગણાય. પરદેશી કાપડનો બહિષ્કાર એ આપણો હક છે તેમ જ ફરજ છે. સસ્તું પરદેશી કાપડ હિંદના ગામડે ગામડે વેચાય ત્યાં સુધી રેંટિયો ગુંજે નહીં ને ભારતવર્ષના ગામડામાં વસતી અને ભૂખમરો વેઠતી લાખો કરોડો કંગાલ પ્રજા ટટાર થઈ શકે નહીં. તેથી પરદેશી કાપડનો આ દેશમાંથી પગ સદંતર કાઢ્યે જ છૂટકો છે. મફત મળી શકે તોયે તે મોંઘું છે એ વાત આપણને બરાબર સમજાવી જોઈએ. દેશમાં જે લાખો લોક ભૂખે મરે છે, તે દેશમાં નીપજતું નથી એટના સારુ ભૂખે મરે છે એવું નથી પણ એટલા માટુ ભૂખે મરે છે કે નવરાશના વખતમાં કરવાને સારુ તેમની પાસે પેટાધંધો નથી. આમ ઘરને આંગણે ફરજિયાત નવરાશ વેઠીને અને પેટાધધાને અભાવે પ્રજા ભૂખે મરી રહી છે. આવી બેકારી પ્રજાના સ્વભાવમા એવી તો ઘર કરી બેઠી છે કે તે કાઢવા અથાગ પરિશ્રમ લઈ ભારે પ્રચારકામ કરવું પડશે. ઉત્તમમાં ઉત્તમ પ્રચારકામ જાતે યજ્ઞાર્થે કાંતીને અને ખાદી પહેરીને જ થઈ શકે. અખિલ ભારત ચરખા સંઘે સુંદર કામ કર્યું છે. પણ હવે મહાસભાએ દેશવ્યાપી કાંતણ અને ખાદી વાપરવાનું વાતાવરણ પેદા કરવાની જરૂર છે. મારા મત પ્રમાણે તો બહિષ્કારને સારુ સરસમાં સરસ અને સૌથી અસરકારક પ્રચારકામની રીત આ જ છે.

પરદેશી કાપડ સામેની દલીલ દેશી મિલોના કાપડને પણ લાગુ પડે છે એમ કહેવામાં આવે છે. અમુક અંશે આ ખરું છે, પણ આપણી દેશી મિલો હજુ પ્રજાની હાજત પૂરતું કાપડ પેદા જ કયાં કરી શકે છે? હિંદની હાજતનો અમુક હિસ્સો પૂરો કરતાં જ હજુ દેશી મિલોને વર્ષો વીતવાનાં છે. બાકી એટલું ખરું કે દેશી મિલો જો ખાદીની હરીફાઈમાં ઊતરે ને પોતાનો માલ ધપાવવા ખાતર ગમે તેવી નીતિ અખત્યાર કરે તો તેઓ અડચણકર્તા થઈ પડે-ખરી. સદ્‌ભાગ્યે ઘણી મિલો દેશાભિમાની છે, મહાસભા જોડે મળીને કામ કરે છે અને ગરીબોના હિતમાં ખાદી કેવા આશીર્વાદરૂપ છે તે સમજવા લાગી છે. છતાં આપણી મિલો દેશાભિમાનને વીંટી મૂકીને ખાદીને મદદ આપવાને બદલે ધક્કો પહોંચાડે તો તેમણે પણ ઓછાવત્તા પ્રમાણમાં પરદેશી કાપડના જેવો જ પ્રજાકીય વિરોધ વહોરવો પડશે.

પરદેશી કાપડના વેપારીઓને મહાસભાનું આ વલણ ધ્યાનમાં રાખવા હું વિનંતી કરું છું. પરદેશી કાપડનો બહિષ્કાર એ તો કાયમી

વસ્તુ છે અને એકલી રાજદ્વારી દૃષ્ટિએ નહીં પણ ગરીબોના હિતમાં આર્થિક અને સામાજિક ક્ષેત્રોમાં એક કાયમી ઉપયોગના કીમતી શસ્ત્ર તરીકે કલ્પાયેલી વસ્તુ છે માટે દેશનો ને ભવિષ્યનો વિચાર કરીને પરદેશી કાપડનો વેપાર તેઓ સદંતર છોડી દે એમાં જ સૌને લાભ છે. આમાં તેમને બનતી મદદ કરવાનો પ્રયાસ ચાલુ છે, પણ વેપારીઓ તરફથી જ સૌથી મોટા ભોગની આપણે આશા રાખીએ.

વિલાયતી, જાપાનીઝ તથા બીજા દેશના કાપડના વેપારીઓ મહાસભાની પરદેશી કાપડને લગતી આ વલણ વિષે કશી ગેરસમજ ન કરી લે એમ ઇચ્છું છું. જો દેશને ટેકો આપવો હોય તો તેમણે આ દેશમાં પરદેશી કાપડના વેપારને છોડવો જ પડશે. વેપાર અને તેમના સાહસને માટે બીજા ધંધા ક્યાં ઓછા છે?

### ચોકી કરવાનો હક

કાપડની વાત ઉપરથી ચોકીની વાત ઉપર આવું છું. પિકેટિંગ મહાસભાએ છોડ્યું નથી, છોડી શકે પણ નહીં. આ રહ્યા સંધિ શરતોમાંનો ચોકીને લગતો ભાગ :

“ચોકીમાં શિરજોરી કરવાપણું ન હોય, એમાં જોરાવરી, ધમકી, અટકાયત, વિરોધી દેખાવો, જાહેર પ્રજાના વહેવારમાં દખલ અગર સામાન્ય કાયદામાં આવે એવો ગુનો નહીં થાય, અને જ્યારે તેવું કશું બનવા પામે ત્યાં તેટલા પૂરતું ચોકીનું કામ મોકૂફ રાખવામાં આવશે.”

સામાન્ય કાયદામાં ચોકીનો હક છે જ, અને ઘટતી મર્યાદાઓની વચ્ચે તે નિર્દોષ છે એટલું જ નહીં પણ પ્રજાને કેળવવાનું તે મોટું સાધન છે. એનું કામ લોકોને સમજાવવાનું છે, અટકાયત કરવાનું અગર વ્યક્તિ-સ્વાતંત્ર્ય ઉપર બળજોરીભર્યો અંકુશ મૂકવાનું નથી. પ્રજામતનો અંકુશ તો હશે જ. એવો અંકુશ મનસ્વીપણાથી જુદા એવા વ્યક્તિસ્વાતંત્ર્યના વિકાસને મદદ કરનારો છે. અહિંસાત્મક ચોકીની પાછળ લોકમત કેળવવાની અને એવું નૈતિક વાતાવરણ પેદા કરવાની કલ્પના રહેલી છે કે તેની સામે ગમે તે વ્યક્તિને નમવું પડે. આ કામ તો સ્ત્રીઓ જ ઉત્તમ રીતે કરી શકે. મને આશા છે કે જે અદ્‌ભુત કાર્ય લડતના મહિનાઓ દરમ્યાન તેમણે કર્યું છે તે તેઓ ચાલુ રાખશે અને આખી પ્રજાને સદાકાળ માટે પોતાની ઋણી કરી મૂકવા ઉપરાંત કરોડો દરિદ્રનારાયણોના ત્યારે આશીર્વાદ લેશે.

## સ્વદેશીને સજ્જડ કરો

આ જ બાબતમાં બ્રિટિશ માલના બહિષ્કાર વિષે પણ બે શબ્દ કહી લઉં. બ્રિટિશ માલના બહિષ્કારની કલ્પના તો લગભગ મહાસભાના જેટલી જ પુરાણી છે. ગાંધીજીના હિંદી રાજ્યપ્રકરણમાં આવ્યા બાદ બ્રિટિશ માલ એકલાના બહિષ્કારની જગાએ તમામ વિદેશી કાપડના બહિષ્કારની વાત દાખલ થઈ. ગાંધીજીએ એવા બહિષ્કારની પાછળ દેશનો આર્થિક અને સામાજિક ઉદ્ધાર કેવો છુપાયેલો છે, અને માત્ર બ્રિટિશ માલનો બહિષ્કાર કેવળ રાજદ્વારી દૃષ્ટિએ એક સજાના પગલા તરીકે કેવી રીતે છે એ આપણને સમજાવ્યું. આવો તમામ વિદેશી કાપડનો બહિષ્કાર છેલ્લી લડત દરમ્યાન આપણે અજમાવ્યો અને તેનું સંગીન પરિણામ પણ આપણે નજરે જોયું. હવે તત્કાળ પૂરતી લડાઈ મોકૂફ રહી છે અને આપણે વાટાઘાટથી તથા ભેગા બેસી ચર્ચા કરીને આપણો આદર્શ મેળવવાનો પ્રયત્ન કરી જોવાના છીએ. એ દરમ્યાન સજા માટે ઉપાડેલું રાજદ્વારી હથિયાર હાલ તુરત આપણે હેઠું મૂકવું રહ્યું આપણે મિત્રભાવે વાટાઘાટ કરવા ભેગા બેસીએ તે જ વેળાએ બીજી તરફથી બ્રિટિશ હિતને સચોટ ફટકો મારવાનો કાર્યક્રમ ન જ ચલાવીએ. તેથી જોકે હાલ તુરતને માટે આપણે બ્રિટિશ માલના બહિષ્કારને ખસુસ ખેંચી લઈએ તથાપિ સ્વદેશી કે જે દરેક પ્રજાનો જન્મસિદ્ધ હક છે તેને તો આપણે આપણી તાકાત પહોંચે તેટલી હદ સુધી કડક અને ઉગ્ર બનાવીએ. જે કંઈ આપણે આપણા દેશમાં પેદા કરી શકીએ તે અપનાવીએ, ઉત્તેજીએ અને તેને બદલે પરદેશી ન જ લઈએ. પછી તે બ્રિટિશ હોય કે બીજા કોઈ પણ મુલકની બનાવટનું હોય. આમાં જ પ્રજાકીય ઉન્નતિની કૂંચી રહેલી છે. આ રીતે અલબત્ત આપણે આપણી દેશી વીમા કંપનીઓ, બેંકો, વહાણુ કંપનીઓ તેમ જ બીજી દેશી પેઢીઓને ઉત્તેજન આપવું જોઈએ અને તેમ કરવાની તરફેણમાં સંગીન પ્રચારકાર્ય થવું જોઈએ. આવી દેશી પેઢીઓ અગર કંપનીઓની વ્યવસ્થા હજુ ખામીભરી છે અગર તો એ મોંઘી પડે છે વગેરે સબબસર તેમનું કોઈ ઘસાતું ન બોલે અગર તે તરફ દુર્લક્ષ ન કરે. તેમનો બહોળો ઉપયોગ કરીને મદદરૂપ ટીકાસૂચના કરીને જ આપણે તેમને સસ્તી અને ખામી વગરની કરી શકીશું.

## સમાન દરજ્જાનો અર્થ

સમાન દરજ્જા વિષે અને સમાન વર્તાવ વિષે આજકાલ બધે ખૂબ બોલાય છે. પણ રાક્ષસ અને વેંતિયા વચ્ચે, હાથી અને કીડી વચ્ચે સમાન દરજ્જો હોઈ શકે ખરો? કુબેર જેવા ધનાઢ્ય ગણાતા લૉર્ડ ઇચકેપ,

સ્વર્ગસ્થ શેઠ નરોત્તમ મોરારજી જેવા જોડે સમાન દરજ્જાનો હક માગે એમા સમાનતાની વિડબના નહી તો બીજું શુ હોય? નરોત્તમ શેઠના વારસો લોર્ડ ઇચકેપની આસપાસ ક્યાક ઊભી શકે એવે દરજ્જે પહોચે ત્યારે જો સમાન દરજ્જાના હકની વાત કાઢે તો શોભે બે તદ્દન અસમાન દાખનાઓની વચ્ચે સમાનતા સ્થાપન કરવાનો તો માર્ગ એક જ હોઈ શકે અને તે એ કે નીચેનાને ઉપર આણીને ઉપનાઓ જોડે એમાડના આમ દલિત વર્ગો અને ઉચ્ચ વર્ણો વચ્ચે સમાનતા સ્થાપવાની હોય તો કહેવાના ઉચ્ચવર્ણી લોકોએ દલિતોને સારુ ઘસાવુ, ભોગો આપવા અને તેમને નમતુ આપી પોતાને દરજ્જે આણી બેસાડવામા જ પોતાની શ્રેય માનવી બ્રિટિશોની જોડેના આપણા નાતામા તો આપણે આજ જમાનાઓ થયા દલિતોના કરતા પણ નપાવટ દરજ્જે વેઠતા આવ્યા છીએ ભાગીદારીના રાજતંત્રની ગોઠવણ હેઠળ પણ બ્રિટિશ તેમ જ બીજા પરદેશી ઉદ્યોગોને ભોગે હિંદી ઉદ્યોગો તેમ જ સાહસને રક્ષણ આપવાની શરત એ આપણી પ્રજાકીય હસ્તીને સારુ અનિવાર્ય છે હુ તમને કહી દઉ કે બ્રિટિશ પ્રજાસંઘની ભીતર પણ આવો રક્ષણનિયમ અજાણી વસ્તુ નથી વસાહતોમા પણ જરૂરી પ્રમાણમા તે બધે ચાલુ છે

## દારૂબધી

હિંદના ભૂખે મરતા ગરીબોને સારુ જેમ પરદેશી કાપડનો બહિષ્કાર આર્થિક દૃષ્ટિએ અનિવાર્ય છે તે જ પ્રમાણે દારૂ તથા માદક ચીજોનો બહિષ્કાર પ્રજાના નૈતિક હિતની દૃષ્ટિએ તેટલો જ અગત્યનો છે દેશ આખામા દારૂ બંધ કરવાની કલ્પના તેની રાજ્યપ્રકરણી અસર ધ્યાનમા આવી ત્યાર અગાઉની છે. મહાસભાએ તો તેને આત્મશુદ્ધિના પગલા તરીકે ઓળખી છે અને સરકાર કદાચ દારૂની આવકને દારૂબંધીના કામ પાછળ ખરચવા તૈયાર થાય તોપણ દારૂના પીઠા ઉપરની ચોકી તો જેમની તેમ ચાલુ રહે છે અલબત્ત આ ચોકીને પણ બળજોરી વગેરે કરનાને લગતી, પાછળ કાપડની બાબતમા જણાવેલી કડક મર્યાદાઓ લાગે છે જ. હુ તો આ મધિકાળમા પણ સરકારને નોતરુ છુ કે ચોકીનુ કામ માત્ર ચલાવવા દેવાની નીતિ ન રાખતા ધારાસભાના નિર્ણયની આગાહી સમજીને અત્યારથી જ દારૂબંધીના કાર્યમા પ્રજા જોડે ભળી જાય અને એકરગ થાય. પણ સરકાર તેમ કરો અગર ન કરો, આપણે તો જ્યા સુધી દેશમા એક ગજ પણ પરદેશી કાપડ પ્રવેશ પામે છે અગર એક પણ દારૂનું પીઠું આડે રસ્તે ચડેલા આપણા દેશબધુઓની ખાનાખરાબી કરી રહ્યુ છે ત્યા સુધી કોઈ રીતે ન જ જંપીએ

## નિમકવેરો

નિમક વિષે પણ બે શબ્દ કહી લઉં. મીઠાના અગર ઉપરની ધાડો બંધ થવી જોઈએ. કેવળ કાનૂનભંગને ખાતર મીઠાના કાયદાને તોડવાનું બંધ થવું જોઈએ. પણ મીઠું પાકે એવા દેશોની પડોશમાં વસતી ગરીબ પ્રજા મીઠું બનાવે અને પોતાની આજુબાજુના પ્રદેશમાં વેચે. નિમકવેરો રદ નથી થયો એ સાચું. વળી ગોળમેજી પરિષદમાં મહાસભાની ભાગ લેવાની વકી ધ્યાનમાં લેતાં નિમકવેરો થોડા માસમાં રદ થાય ત્યાં સુધી કબૂલ કરીએ અને આજે જ તેને ધારાપોથીમાંથી ઉઠાવવાને આગ્રહ ન રાખીએ. ખરું જોતાં જે ગરીબોના હિતમાં આ લડત ઉપાડવામાં આવી હતી તેમને સારુ તો આ વેરો અત્યારે જ રદ થયો છે. અલબત્ત, ગરીબ વસ્તી ઉપરાંત કોઈ વેપારી હાલની છૂટનો ગેરલાભ નહીં લે એવી આશા છે.

## મહાસભા કરોડો શ્રમજીવીઓની પ્રતિનિધિ

આટલે લગી મને સાંભળ્યા પછી હવે તો તમે જોઈ ચૂકયા હશો કે બુદ્ધિમાનોને રસ પડે એવા કેટલાક વિષયોમાં મને કેટલો ઓછો રસ છે. નોકરીઓ, હોદ્દા અગર ધારાસભાના દરજ્જાઓમાં મને રસ પડતો નથી. ખેડૂતો એ બધામાં કશું સમજે નહીં. ખેડૂતોને ધારાસભાની જગાઓ અને નોકરીઓની કંઈ પડી નથી. મારે હિસાબે તો ગાંધીજીની અગિયાર માગણીઓમાં સ્વરાજનો બધો સાર આવી જાય છે. જે યોજનામાં એ મુદ્દા ન જળવાતા હોય તે સ્વરાજ નથી. રાજામહારાજા, જમીનદારો અને બીજા બધા માલદારોના હકો, તેમને લીધે ગરીબ શ્રમજીવીઓને ધક્કો પહોંચતો ન હોય તેટલી મર્યાદા સુધી, મને માન્ય છે. મારી નજર તો પ્રજામાં જેઓ કચડાયેલા છે તેમને ઊભા કરવા તરફ અને દેશમાંના મોટામાં મોટાની જોડાજોડ તેઓ ટટાર બેસી શકે એવા કરવા તરફ ચોંટેલી છે. ઈશ્વરની દયાથી એ કચડાયેલાઓને પણ સત્ય અને અહિંસાનો સંદેશો પહોંચ્યો છે અને તેણે તેમને સ્વમાનની અને સ્વશક્તિની સહેજ ઝાંખી કરાવી છે. હજુ ઘણો પંથ બાકી છે. પણ આપણે તેમને સારુ છીએ, તેઓ આપણી ગુલામી કરવાને સારુ નથી એટલો સંકલ્પ આપણે આજે કરીએ. આપણે આપણાં ટૂંકાં મન અને ઈર્ષ્યા દ્વેષ છાંડીએ, આપણા ધર્મના ઝઘડા ભૂલીએ અને એટલું જ ગોખીએ કે, મહાસભા કરોડો શ્રમજીવીઓની પ્રતિનિધિ છે અને તેમને ખાતર જ હસ્તી ધરાવે છે. આટલું કરી શકીશું તો આપણે મહાસભાને સ્વાર્થને સારુ નહીં પણ માનવહિતને સારુ કામ કરનારી એક અજોડ શક્તિ બનાવી શકીશું.

## અસ્પૃશ્યતાનો દાઘ

અસ્પૃશ્યતાનિવારણના મુદ્દા ઉપર હુ બે શબ્દ કહી દઉ આપણા રચનાત્મક કાર્યક્રમનુ આ અગ એટલુ અગત્યનુ છે કે તેની સાથે ઉપર ચોટિયા કામ લીધે મુદ્દલ પાલવે તેવુ નથી હિંદુઓ અસ્પૃશ્યતા કાઢીને બેસી ગયા હોત તો આપણી છેલ્ના બાર માસની લડત હજારગણી વધુ ઝળકી ઊઠી હોત ઝળકની વાત છોડી દઈએ તોપણ એટલુ ચોક્કસ છે કે રાષ્ટ્રીય આત્મશુદ્ધિના આ મોટા કાર્યને સિદ્ધ કર્યા વિના અને હિંદુ ધર્મ ઉપરના આ ડાઘને ધોયા વિના સ્વરાજ આવશે તોયે તે એટલુ જ પોકળ હશે જેટલુ પરદેશી કાપડનો બહિષ્કાર પાર ઉતાર્યા વગર હશે.

## દરિયાપાર વસતા હિંદીઓ

અતમા દરિયાપાર વસતા હિંદી ભાઈઓને મારે ભૂલવા ન જોઈએ દક્ષિણ આફ્રિકા, પૂર્વ આફ્રિકા અને બીજા દેશાવરોમા વસતા હિંદીઓની સ્થિતિ અત્યારે દયામણી છે દીનબધુ ઍન્ડ્રૂઝ સુભાગ્યે દક્ષિણ આફ્રિકામા આપણા લોકોને મદદ કરી રહ્યા છે પડિત હૃદયનાથ કુઝરુએ પૂર્વ આફ્રિકાના હિંદીઓના પ્રશ્નનો ખાસ અભ્યાસ કર્યો છે મહાસભા અત્યારે તો પોતાની દિલસોજી પૂરતુ જ સાત્વન આપી શકે તેમ છે તેઓ જાણે છે કે અહીંયા જેમ જેમ આપણે આપણા ધ્યેયની સમીપ પહોચતા જઈશુ તેમ તેમ દેશાવર ખાતે વસતા હિંદીઓની સ્થિતિ આપોઆપ સુધરતી જવાની છે આ સ્થાનેથી તમારી સૌની વતી હુ તે તે દેશોની સરકારોને અરજ ગુજારુ છુ કે જે હિંદ હવે પોતાનો વારસો પ્રાપ્ત કરવાની તૈયારીમા છે, જેને દુનિયાની કોઈ પ્રજા જોડે વેર નથી એ હિંદની પ્રજાના સતાનો જોડે તેઓ સદ્વ્યવહાર કરે અમે જ્યારે સ્વાધીન હોઈશુ ત્યારે અમારા હાથે પોતાના દેશવાસીઓ પ્રત્યે જેવા વર્તનની તેઓ અપેક્ષા રાખતા હો તેવો વ્યવહાર અત્યારે તેઓ અમારા દેશવાસીઓ પ્રત્યે રાખે તો તેમા અજુગતુ શુ છે? આમા સામાન્ય વિવેકના વહેવાર કરતા અધિક કશાની માગણી નથી

છેવટે આજના ગભીર પ્રસગને શોભે એવી રીતે જ બધી બાબતમા વર્તવા હુ તમને નોતરુ છુ. નાનામોટા મતભેદો આપણી વચ્ચે હશે અને હમેશા હોય જ. પણ મને સપૂર્ણ વિશ્વાસ છે કે આ સભામા બેઠેલ એકેએક જણ આપણા ધ્યેયની પૂર્તિને પોતાનુ નીવડે અને મહાસભાના મરતબાને છાજે એવી રીતે બધુ કામકાજ ચલાવવામા ખરા જિગરથી સહકાર કરશે

## ૬૨

# કરાંચી કૉંગ્રેસના પ્રમુખપદેથી — ૨

[ઉપસંહારના ભાષણમાંથી]

ગાંધીજીને ત્રેસઠ વર્ષ થવા આવ્યાં. અમને ઘરડાઓને ઉતાવળ હોય કે તમને જુવાનોને? અમારે મરતાં પહેલાં હિંદુસ્તાનને આઝાદ જોવું છે. તમારા કરતાં અમને વધારે ઉતાવળ છે. તમે મજૂરો અને ખેડૂતોની વાત કરો છો. હું દાવો કરું છું કે ખેડૂતોની સેવા કરતાં હું બુઢ્ઢો થયો, છતાં તમારામાંના હરકોઈ જોડે હરીફાઈમાં ઊતરવા તૈયાર છું. ખેડૂતો પાસે જે કુરબાની મેં કરાવી છે તેટલી ભાગ્યે જ તમારામાંથી કોઈએ કરાવી હશે. છ માસ પછી ફરી વખત આવશે તો બતાવીશ. નાહકના તમે શું કામ કકડો છો? છ માસમાં તમે બુઢ્ઢા નથી થઈ જવાના. સરકારે રોષનાં કારણ ઘણાં આપ્યાં છે, આપી રહી છે, પણ આપણે રોષ કર્યે પાલવે એમ નથી. હથિયાર મ્યાન કર્યું છે તેને કટાવા ન દેજો, તેને ઘસી ઘસીને ચળકતું રાખજો. બહિષ્કાર, ખાદી અને આત્મશુદ્ધિના કાર્યક્રમ તમારી સામે પડ્યા છે. તેમાંથી જ પ્રજાની તાકાત પારાવાર વધે છે એ તમે જોયું છે. તેને એકાગ્રપણે ચલાવો. કાપડના વેપારીઓને પણ છેવટની નોટિસ આપું છું કે જેને અંગે હજારો માણસો જેલમાં ગયા, હજારોએ માથાં ફોડાવ્યાં કે હાથપગ ભંગાવ્યા તે વેપાર હિંદમાં હવે નહીં થઈ શકે. મહાસભા હવે કમજોર થઈ એમ માનશો તો ભૂલ ખાશો ને રોશો. મહાસભાની તાકાત હજાર ગણી વધી છે એમ સમજો. ગાંધીજીએ તો બીજો ઠરાવ સમજાવતાં કહ્યું કે સ્વરાજના સૌથી મોટા અમલદારને કે વાઇસરૉયને પાંચસો રૂપિયાથી વધારે પગાર નહીં મળે. હું તો કહું છું કે જ્યાં કરોડોને ખાવા ધાન નથી ત્યાં જાહેર પ્રજાના સેવકને પગાર જ ન જોઈએ. એવા વગરપગારી સેવકોએ દેશભરના તાલુકા તહેસીલોમાં સેવા અર્થે જિંદગીઓ દઈ દીધી ને આશ્રમો બનાવી સેંકડો સેવકો બેસી ગયા ત્યારે જ છેલ્લાં દશ વર્ષમાં મહાસભાએ આટલી તાકાત બનાવી છે. એવી તાકાત આપણી પાછળ નહીં હોય તો મેળવેલું પણ ગુમાવી બેસીશું, અને જો એવી તાકાત હશે તો ગોળમેજમાં ધાર્યું મેળવશું. આપણને નાપસંદ હશે તો પાછા આવીશું ને લડીશું. એ શક્તિ પ્રજામાં વધે એવું કરો. પંડિત જવાહરલાલ કામનો કાર્યક્રમ મૂકે છે ત્યાં ઘણા ભડકી ઊઠે છે. જો તેમના દિલમાં ગરીબો

પ્રત્યે પ્રેમ છે અને કોઈ પ્રત્યે દ્વેષ નથી તો તેમનો ડર શા સારુ? જમીનદારોની જમીનો જશે એવું કહીને એમને શું કામ ડરાવો છો? ખંડરીનો શિકાર હોય? જમીનદારો તો બિચારા પામર છે. સરકારનો સિપાઈ પણ તેમને ડરાવે. આપણે એવું કામ કરીએ કે એમના દિલમાં પણ ઈશ્વરનો વાસ છે તે જાગ્રત થાય અને પ્રજાનાં સુખદુઃખ જોડે તે એકરસ થાય. પોતાનાં ફરજંદ જેવી પ્રજા ભૂખે મરતી હોય ત્યારે જે મહેલોમાં ગાનતાન કરે, નાચો કરાવે, નાણાંના ધુમાડા કરે એવા જમીનદારો ન ચાલે. સર ગંગારામ જેવા ભલે હોય.

નવજીવન, ૫-૪-૧૯૩૧

## ૬૩

## સાચો વેપાર કરો

[૧૯૩૧ના જુલાઈ માસમાં મસ્કતી મારકેટના મહાજને સરદાર વલ્લભભાઈને રાષ્ટ્રીય ધ્વજ ચડાવવાને માટે નોતર્યા હતા તે વખતે તેમની સમક્ષ કરેલું ભાષણ.]

તમે જે સંકલ્પ કર્યો તેને માટે તમને મુબારકબાદી ઘટે છે. તમારી પાસે મેં સેવાનાં ઘણાં કામ લીધાં છે અને તમારું મહાજન સુંદર અને વ્યવસ્થિત છે એથી જ એ કામ થઈ શક્યાં છે. તમારી પાસે આટલાં કામ લીધાં છે એટલે તમારા બોલાવ્યા મારે આવવું જ પડે. તમે તો તમારા ઝઘડા પણ મહાજનથી પતાવો છો એ સૌથી સરસ વાત છે. એવાં મંડળ હિંદુસ્તાનમાં બહુ ઓછાં હશે.

હિંદુસ્તાનનું મહાજન એટલે હિંદુસ્તાનની મહાસભા,—ઢેડ, ભંગી સમેત સૌ હિંદુ, મુસલમાન, પારસી, ખ્રિસ્તી, ખેડૂત, મજૂર, જમીનદાર, મિલમાલિક, વેપારી, સૌનું મહાજન એ મહાસભા. મહાસભામાં પડેલા ચળવળિયા કહેવાય છે, કારણ એમને માથે લડાઈનું કામ પડયું છે. પણ રચનાત્મક કામમાં વધારે હરેકનું કામ છે, એમાં વિવેક અને અનુભવની જરૂર છે. એ તમે પૂરો પાડો.

રેલ આવી ત્યારે મેં તમને કહેલું કે આજે વેપારનો વખત નથી, ગુજરાત તારાજ થવા બેઠું છે ત્યારે વેપાર કેવો? મારી હાકલ સાંભળીને તમે દોઢસો નવજવાનો કાઢ્યા, અને ગુજરાતને બચાવ્યુ તો આજે વેપાર કરી શકીએ છીએ. નહીં તો ગુજરાત રસાતળ જાત અને વેપાર કરવા બીજે જવું પડત.

તમે મને રાષ્ટ્રીય વાવટો ફરકાવવા બોલાવ્યો છે એ સરસ વાત છે. મોટે ભાગે મુલકોની સ્વતંત્રતા વેપારીઓ રાખે છે અને વેપારી જ ગુમાવે છે. આ વાવટો ફરકાવીને તમે સ્વતંત્રતા મેળવવામાં વધારે મદદ કરો. તમારી પાસે છસો મતાં છે. તમે કેટલાં ઘરોમાં કાપડ બાર મહિને પહોંચાડો છો એ વિચારો. એટલા માટે મહાસભાએ પરદેશી કાપડના વેપારનો ત્યાગ કરવાનો ઠરાવ કર્યો છે. આ જમાનામાં રાજ્ય તલવારતોપથી નથી ચાલતું પણ વેપારથી ચાલે છે. આપણને આપણે ત્યાં આપણો જ વેપાર કરવાની સૂઝ ન પડે? જો પરદેશીઓ બીજા દેશમાં પોતાનો વેપાર કરવા આટલો બધો ભોગ આપે છે તો આપણને આપણા વેપાર માટે ત્યાગ કરવાનું ન સૂઝે? આ વાવટો તમે ચડાવ્યો ત્યારથી તમે જગતને તમારાં છિદ્ર જોવાનો હક આપો છો. એ વાવટા ઉપર કલંક ન લાગે એ જોવાનું તમારું કામ છે. એ ધ્વજની છાયા નીચે જે કામ થાય, જે વેપાર ખીલે, તે હિંદુસ્તાનની આબરૂ વધારે અને સ્વતંત્રતા લાવે એવો જ હોવો જોઈએ.

પૈસા તો સ્વતંત્રતાની લડતમાં ક્યાંક ને ક્યાંકથી મળી રહે છે, પણ આજે ખરી જરૂર વફાદારીની છે. મહાસભાને વફાદાર રહો એટલે તમે તમારા મહાજનને, જાતને, કુટુંબને પણ વફાદાર રહેશો. પરદેશી કાપડના વેપારનો વિચાર કરશો તો વાવટાની, મારી, દેશની લાજ જશે. આ મહાજનમાં રહીને પરદેશી કાપડનો ધાગો ન જ લવાય. જે ન માને તેને મહાજનની બહાર જઈને વેપાર કરવા કહેવું.

દેશની સેવા કરવામાં જે મીઠાશ છે તેવી કશામાં નથી. તમે કહો છો કે મેં ખૂબ ત્યાગ કર્યો. મેં કશો ત્યાગ નથી કર્યો. જે નકામી ચીજો હતી, બોજારૂપ હતી તેનો ત્યાગ કર્યો, અને સાચી વસ્તુ ગ્રહણ કરી. જ્યારથી સાચો વેપારી વાણિયો મને મળ્યો ત્યારથી તેનો મંત્ર ગ્રહણ કર્યો, તેને ગુરુ બનાવ્યો અને ત્યારથી હું સાચો વેપાર શીખ્યો. તમે પણ સાચો વેપાર શીખો. અમદાવાદ તો ગુજરાતનું હૃદય કહેવાય. અહીંથી આખા ગુજરાતમાં શુદ્ધ લોહી વહેવું જોઈએ, અહીંથી સ્વદેશીની ખુશબો નીકળવી જોઈએ.

તમે મૂંગાં પ્રાણી માટે સદા લાખ્ખ રૂપિયા કાઢવા, પણ બોલતાં મનુષ્યોનું શું? જો એટલે સુધી આપણે ધર્મમાં પહોંચ્યા કે મૂંગા પ્રાણીનો પણ વિચાર કરીએ છીએ તો બોલતા માણસોને કંઈ ભૂખે મરવા દેવાશે?

સમજ હોવા છતાં સ્વાર્થ છૂટતો નથી. પરદેશીનો વેપાર નુકસાન કરનાર છે એ તમે એકેએક વેપારી કબૂલ કરશો. અમે તો બધા ખાદી-વાળા રહ્યા. પણ જ્યાં આટલાં બધાં ભૂંગળાં પડ્યાં છે, અને ઢગલાબંધ

કાપડ નીકળે છે ત્યાં પરદેશથી કાપડ મંગાવવાનો તમારાથી વિચાર સરખો કેમ થાય? છોને એ મિલોમાંથી પૈસા કમાઈ મિલવાળા થોડા વધારે જાડા થતા. પણ એક વાર આપણે પથ્થર તળેથી હાથ કાઢી લઈએ એટલે થયું. પછી તો મિલવાળા આપણા જ છે ના? એમને બધાને સીધા નેતર જેવા કરી મૂકીશું.

આજે તમે દેશના દલાલ બનો એવી મહાસભા તમારી પાસે આશા રાખે છે. પ્રભુ તમને એ શક્તિ આપો.

નવજીવન, ૫-૭-૧૯૩૧

## ૬૪
# ત્રણ વરસ પછી

[૧૯૩૨માં દેશને માથે સરકારે લાદેલી અને દેશે સહર્ષ ઉપાડી લીધેલી સવિનયભંગની લડત પછી જેલમાંથી બહાર આવીને સરદારે ૧૯૩૫ના જાન્યુઆરીમાં ગુજરાતનો પ્રવાસ કર્યો તેનું શ્રી પ્યારેલાલજીએ ત્રણ લેખમાં વર્ણન આપ્યું છે, તે નીચે આપવામાં આવ્યું છે.]

૧

ત્રણ કરતાંયે વધારે વરસની ફરજિયાત ગેરહાજરી પછી સરદાર વલ્લભભાઈ પટેલના ગુજરાતના ગામડાંઓના પ્રવાસમાં તેમની સાથે ફરવાનો મને લહાવો મળ્યો હતો. પરિણામોની અથવા ઐતિહાસિક દૃષ્ટિએ જોતાં એ ભારે મહત્ત્વનો બનાવ હતો. વલસાડની ખેડૂતોની સભામાં સરદારે સમજાવ્યું હતું તેમ તેમના પ્રવાસનો મુખ્ય હેતુ તેમનાં વીતકો અને યાતનાઓની વાત રૂબરૂ સાંભળવાનો, અત્યારની પરિસ્થિતિનો અંદાજ કાઢવાનો, તથા ગાંધીજીએ પ્રજાને આપેલા સત્ય અને અહિંસાના સંદેશ પરની તેમની શ્રદ્ધા તથા કૉંગ્રેસ પ્રત્યેની તેમની વફાદારી તાજેતરની તેમની અગ્નિપરીક્ષા પછી ટકી રહ્યાં છે કે પછી એ ગુમાવી બેસીને તેઓ પસ્તાવામાં પડ્યા છે એ જાણવાનો હતો. આગળ ચાલતાં તેમણે કહ્યું, 'વધુમાં તમને રૂબરૂ મળીને તમારાં દુઃખોમાં મારી સહાનુભૂતિ દર્શાવવા તેમ જ દિલાસો આપવાને અને એ દૂર કરવા માટે મારાથી શું થઈ શકે એ જોવાને હું આવ્યો છું.' સરદાર માટે અંગત રીતે એ મુલાકાતનું ઊંડું મહત્ત્વ હતું. જન્મે અને ઉછેરથી ખેડૂત હોઈને તેમના કારાવાસ

દરમ્યાન ખેડૂતોની યાતનાઓના તેમને મળેલા હેવાલોથી તેમને ખૂબ લાગી આવ્યું હતું. બારડોલીમાં તેમણે સભાજનોને ઉદ્દેશીને જણાવ્યું કે, 'જરાયે અતિશયોક્તિ વિના હું કહી શકું છું કે, મારા કારાવાસ દરમ્યાન એવો એક પણ દિવસ નથી ગયો જ્યારે મેં તમને ન સંભાર્યા હોય અને તમારી યાતનાઓ અને હાડમારીઓનો વિચાર ન કર્યો હોય. મને કહેવામાં આવ્યું હતુ કે તમારાં વીતકોને પરિણામે મારા પર તમારી ખફાજી થઈ છે અને મારી સાથે સંબંધ રાખવા માટે તમે પસ્તાવો કરો છો. એ બધા હેવાલો મેં કદી ખરા માન્યા નથી. મને તો એ તમારી દુષ્ટતાભરી નાલેશી કરવા ઉઠાવેલા ગપગોળા જ લાગ્યા છે. હજારોની સંખ્યામાં તમને અહીં એકઠા મળેલા જોઈને મારી એ શ્રદ્ધા વધુ દૃઢ થઈ છે કે, દેખીતી રીતે આપણને એકબીજાથી ભલે અળગા પાડવામાં આવે પણ જગતની કોઈ પણ સત્તા આપણા હૃદયોને અળગાં કરી શકનાર નથી કે આપણા સ્નેહની ગાંઠ તોડી શકે એમ નથી.'

અને એક પછી એક જિલ્લામાં ફરતાં પ્રજાના તેમના પરના પ્રેમનાં જે દૃશ્યો જોવા મળ્યાં તે પરથી લાગે છે કે તેમની એ શ્રદ્ધા અકારણ નહોતી. સરદાર જ્યાં જ્યાં ગયા ત્યાં ત્યાં સ્ત્રીપુરુષનાં ટોળેટોળાં તેમનું સ્વાગત કરવાને ઊલટયા અને તેમની સભાઓમાં પહેલાંની જેમ જ મોટી મેદની એકઠી થઈ. બારડોલીમાં પોતાના સરદારના આગમનની જાહેરાત કરવા માટે નાનાં નાનાં છોકરાંઓએ હર્ષઘેલા થઈને મહોલ્લાઓમાં દોડાદોડ કરી મૂકી. ખેડૂત સ્ત્રીઓ થાળીમાં અક્ષત અને કંકુ લઈને સરદારને વધાવવા કરવાને તેમ જ કરકસરથી બચાવેલું થોડું રૂપાનાણું પોતાની શ્રદ્ધા અને ભક્તિભાવના ચિહ્ન તરીકે ભેટ આપવાને તેમનાં ઘરોમાંથી નીકળી પડી. દૂરથી તેમ જ પાસેથી આવીને તેમની સભામાં ટોળાબંધ એકત્ર થયેલા ખેડૂતોએ તેમનો સંદેશો મંત્રમુગ્ધ થઈને સાંભળ્યો અને પોતાના હૃદયમાં શ્રદ્ધા અને આશાનો નવો જ પ્રકાશ લઈને તેઓ પાછા ફર્યા. સુરત, ભરૂચ, નડિયાદ, વડોદરા તથા રાજપીપળા રાજ્યમાં ખુલ્લા મેદાનમાં પ્રચંડ સભાઓ થઈ. વીરમગામ જેવા એક બાજુએ આવેલા સ્થળે પણ દશ હજાર કરતાં વધારે માણસોની મેદની એકઠી થઈ. લાઉડસ્પીકરની સુંદર ગોઠવણને લીધે લોકોએ સરદારનો સંદેશો ભારે ઉત્સુકતાથી સાંભળ્યો. આ અનુભવ પ્રેરણાદાયી અને કદી ભૂલી ન શકાય એવો હતો.

અને એ લોકોને સરદારે શો જીવનદાયી સંદેશો આપ્યો? એમાંના ઘણાઓએ માતૃભૂમિને ખાતર પોતાનું સર્વસ્વ ગુમાવ્યું હતું. દાખલા તરીકે, સવિનય-

ભંગની લડતમાં ભાગ લેવાને કારણે બારડોલી તાલુકાના બાબલા ગામમાં બત્રીસ ખાતેદારોની એકંદરે બસો સાડ એકર જમીન જપ્ત થઈ છે. ખેડા જિલ્લાના રાસ અને સુણાવ ગામના લગભગ બધા જ લોકો એ જ કારણસર ઘરબાર વિનાના, જમીન વિનાના અને ધંધારોજગાર વિનાના થઈ ગયા છે; અને આમ છતાં એ લોકો એટલા જ અડગ અને નિશ્ચયી છે. તેઓ જરા સરખી પણ પસ્તાવાની લાગણી અનુભવતા નથી. સુણાવ ગામમાં ત્યાંના સભા ગોઠવનારાઓએ સરદાર આગળ એક જુવાનિયાને રજૂ કર્યો હતો. તેના કારાવાસ દરમ્યાન માંદગીને કારણે તેની પત્ની તથા બાળકનું અવસાન થયુ હતું અને એ પછી તેનું ઘર જપ્ત કરવામાં આવ્યું હતું. પોતાની અંગત ખોટ ભૂલીને તેણે પ્રજાસેવા કરીને એ દ્વારા આશ્વાસન મેળવ્યુ છે. સ્યાદલામાં એક સારી સ્થિતિનો જુવાન કુલ સાડાચાર વરસની જેલની સજામાંથી બે વરસની સજા ભોગવીને હમણાં જ બહાર આવ્યો છે. એમનાં પત્ની પણ તેમની પાછળ જેલમાં ગયાં હતાં. તેમના પિતા હજી હિજરતી છે. તેમના ઘરને તેમ જ અનેક એકર જમીનને ટાંચ લગાડવામાં આવી છે. પણ આ બધું તેમણે એ રૂપમાં મળેલા એક ધર્મલાભ તરીકે હસતે મોંએ વધાવી લીધુ છે અને ગ્રામસફાઈ તથા ગ્રામસુધારના કામમાં પૂરા દિલથી ઝંપલાવ્યું છે. પણ સ્યાદલાના એ મોરારભાઈ વિષે વધુ બીજી જગ્યાએ.

આ લોકોને સરદારે તેમણે ગુમાવેલાં ઘરબાર અને જમીનો તત્કાળ પાછી લાવી આપવાનું વચન ન આપ્યું. ઊલટું, અત્યાર પૂરતું તો એ બધુ ભૂલી જવાને અને એક દિવસે હિંદ સ્વતંત્ર અને સ્વાધીન થશે એવા ભાવિમાં શ્રદ્ધા રાખવાને જણાવ્યુ. એ વખતે તેમણે જે કંઈ ગુમાવ્યું હશે તે બારણાં ઠોકતું પાછું આવશે એમ કહ્યું. દરમ્યાન આપભોગ એ જ આપભોગનો બદલો છે એમ માનવાને તેમણે સૂચવ્યું. બદલો અને વળતરની ગણતરીથી આપવામાં આવેલો આપભોગ એ આપભોગ નથી પણ હલકો પ્રકારનો વેપારી સોદો છે. તેમણે તેમને સ્વાશ્રય અને ઉદ્યોગની વાત કરી અને કોઈની પણ આગળ યાચક બનીને હાથ લંબાવવાનું ધિક્કારનાર ખેડૂત તરીકેના તેમના સ્વમાનને અપીલ કરી. તેમણે કહ્યુ કે એ તમારી સૌથી મહામૂલી વસ્તુ છે. તેમની ખામીઓ, તેમની સુસ્તી, તેમની ગંદી અને આરોગ્યને હાનિકારક ટેવો, તેમના અંદર અંદરના ઝઘડાઓ, નાની નાની ફરિયાદો તથા કોરટે જવાની વૃત્તિ, ગ્રામ ઉદ્યોગો પ્રત્યેનું તેમનું દુર્લક્ષ અને વિદેશી ચીજો પ્રત્યેનું તેમનું આકર્ષણ વગેરેને માટે તેમણે તેમને આકરાં વેણ સંભળાવ્યાં અને તેમના જીવનને કોરી ખાનારી તેમની સામાજિક

બદીઓ તેમની આગળ છતી કરી. બાળલગ્ન, મરણ પાછળનાં જમણો, રડવાકૂટવાનો રિવાજ વગેરે બદીઓમાંથી છૂટવાનું સમજાવ્યું.

જેની કદર થવાનો સંભવ બહુ ઓછો હોય છે એવું પોતાના મિત્રોની ત્રુટિઓ તરફ આંગળી ચીંધવાનું કામ અતિ કપરું હોય છે. પણ બધે જ ઠેકાણે ખેડૂતોએ પ્રેમભર્યા ઠપકાના આ શબ્દો ભારે રસથી અને આભારની લાગણીથી સાંભળ્યા. કેમ કે એ શબ્દોની પાછળ રહેલી સચ્ચાઈની સૌના પર ઊંડી અસર થઈ હતી. દાખલા તરીકે, આના જેવી અપીલની સચ્ચાઈનો રણકો હરકોઈના દિલમાં વાગે જ: 'તમારી આગળ મેં સ્પષ્ટ શબ્દોમાં વાત કરી છે. મેં તમને ઘણાં કડવાં વેણ કહ્યાં છે અને જેવું હોય તેવું સ્પષ્ટ શબ્દોમાં કહેતાં હું અચકાયો નથી. તમારી સાથે જે સંબંધનો હું હમેશાં દાવો કરતો આવ્યો છું તેને કારણે એમ કરવાની હું મારી પવિત્ર ફરજ સમજું છું. ઘણું કરીને અગાઉ કોઈએ આટલા સ્પષ્ટ શબ્દોમાં આ બધી વાતો તમને કહી નહીં હોય. પણ હું મારો આ અધિકાર વાપરતાં અચકાતો નથી કેમ કે, મારી હવે ઉંમર થવા આવી છે અને તેથી મારા જીવન દરમ્યાન જ હું મારું સ્વપ્નું સાચું પડેલું જોવાને એટલે કે ગુજરાતના ખેડૂતો જે અનેક પ્રકારની સામાજિક, આર્થિક અને રાજકીય બદીઓ નીચે પિલાય છે તેમાંથી તેમને મુક્ત થયેલા જોવાને સ્વાભાવિક રીતે જ હું અધીરો થયો છું અને તેથી તમને આગળ ધકેલવા માગું છું.'

એક વસ્તુ જણાવીને હું આ પૂરું કરીશ. આ પ્રવાસ દરમ્યાન સરદારનાં ભાષણો સાંભળનાર સૌ કોઈ તેમાં રહેલી નૈતિક ધગશ અને ઊંડી ધાર્મિકતા જોઈ શક્યાં. બારડોલીની પહેલી લડત વખતે મને તેમનાં ઘણાં ભાષણો સાંભળવાનો લાભ મળ્યો હતો. પણ તેમનાં અત્યારનાં ભાષણોમાં ઊંડી અંતર્મુખતા, મૂળ વસ્તુની મજબૂત પકડ, ઈશ્વરની દયા ઉપર અડગ શ્રદ્ધા અને દુશ્મન પ્રત્યે પણ ક્ષમાવૃત્તિ અને અહિંસા નીતરતાં હતાં તે તો મારે માટે પણ નવી વસ્તુ હતી. એ ભાષણોમાં અગ્નિપરીક્ષામાંથી પસાર થયેલા આત્માની છાપ દેખાતી હતી તથા ગાંધીજીએ પોતાનાં જાહેર ભાષણોમાં એકથી વધુ વાર જેનો ઉલ્લેખ કર્યો છે તે, તેમણે યરવડા મંદિરમાં કરેલા ગીતાના અભ્યાસની સાર્થકતા દેખાઈ આવતી હતી.

૨

પ્રવાસમાં ગુજરાતના ચારે જિલ્લા આવરી લેવામાં આવ્યા. સુરત જિલ્લામાં આવેલા વલસાડથી આરંભ કરી બારડોલી અને ચોર્યાસી તાલુકાઓમાં તથા ભરૂચ અને ખેડા જિલ્લામાં થઈને અમદાવાદ તથા વીરમગામને આવરી લેવામાં આવ્યાં. ત્યાંથી પાછા વળતાં વડોદરા, ડભોઈ તાલુકામાં આવેલું કારવણ અને રાજપીપળા રાજ્યમાં આવેલું આસવાડ વગેરે સ્થળોની મુલાકાત લીધી. ૨૪મી તારીખે વલસાડથી કાર્યક્રમની શરૂઆત થઈ. ત્યાંના સ્થાનિક કાર્યકર્તાઓની અવિધિસરની સભા પછી હરિજનોના વાસની મુલાકાત લીધી, અને પછી જાહેર સભામાં હાજરી આપી. વચ્ચે હરિજનો માટેનો એક સાર્વજનિક કૂવો ખુલ્લો મૂકવાની વિધિ કરી.

હરિજનવાસની મુલાકાતનો અનુભવ દુઃખદ હતો. હરિજનો રહે છે તે ઘરો ગંદાં અને અંધારાં હતાં. તેનાં છાપરાં એટલાં નીચાં હતાં કે હવાઅજવાળું તેમાં આવી શકતું નહોતું. એ વર્ણવી ન શકાય એવા ગંદવાડ અને દારિદ્રયનું દૃશ્ય રજૂ કરતાં હતાં. ગાંધીજી તેમની તાજેતરની હરિજનયાત્રા દરમિયાન એ જોઈને ત્રાસી ઊઠ્યા હતા. ત્યાંની મ્યુનિસિપાલિટી પોતાની જડતા ખંખેરી નાખે એવો પ્રયાસ તેમણે કર્યો હતો પણ દેખીતી રીતે જ એમાં તેમને સફળતા મળી લાગતી નહોતી. એ ઘોલકાંઓને કુકરોને રહેવા માટેના વાડાની ઉપમા આપીને, આવી સ્થિતિને માટે જવાબદાર વલસાડ મ્યુનિસિપાલિટીના આત્મસંતુષ્ટ સભ્યોને સરદારે કેટલીક રોકડી વાતો સંભળાવી. સરદારે કહ્યું કે, મ્યુનિસિપાલિટી કે જિલ્લા લોકલ બોર્ડના સભ્યપદને ગરીબ તેમ જ દલિત વર્ગના લોકોની સેવા કરવાના નહીં પણ અંગત લાભ મેળવવાના સાધન તરીકે લેખનારાઓએ તેમના પર મૂકવામાં આવેલા વિશ્વાસનો ભંગ કર્યો છે એમ તમારે સમજવું. વધુમાં તેમણે જણાવ્યું, 'પણ મને ભય છે કે ગાંધીજીની અપીલ' જ્યાં એળે ગઈ છે ત્યાં મારી તતૂડી પણ કાને ધરવામાં નહીં આવે. પોતાના આશરા નીચેના હરિજનોને કુકરોને રાખવાના વાડા કરતાંયે બૂરાં ઘોલકાંઓમાં રાખવા એ મ્યુનિસિપાલિટીને માટે ભારે શરમની વાત છે. વલસાડ મ્યુનિસિપાલિટીના સભ્યો હવે પણ પોતાની ફરજ વિષે જાગ્રત બનશે એવી આશા હું રાખીશ.'

જાહેર સભામાં કેવળ વલસાડના લોકો જ નહીં પણ આસપાસનાં ગામડાંઓમાંથી ખેડૂતોનાં ટોળેટોળાં આવ્યાં હતાં. સરદારનું ભાષણ સચોટ,

સીધું અને નિખાલસ હતું. કશી વાતનો તેમાં ઢાંકપિછોડો ન હતો. લડતને પરિણામે આપણને કાંઈ મળ્યું નથી એ વાતનો સ્વીકાર કરતાં છતાં હારને ન ઓળખનારા અડગ ધૈર્યનાં તેમાં દર્શન થતાં હતાં. આરંભમાં તેમણે અત્યારની પરિસ્થિતિનું નિરૂપણ કર્યું :

'છેલ્લાં ચાર વરસથી આપણી સઘળી શક્તિ ખરચીને આપણે આ લડત લડી રહ્યા છીએ. એને પરિણામે જનતામાં પહેલાં કદી ન ભાળેલી એવી જાગૃતિ આવી છે. આપણને આપણી શક્તિનું ભાન થયું છે. આ જાગૃતિ, આત્માની શક્તિનું આપણને થયેલું ભાન તથા કષ્ટસહનના હથિયારની અસરકારકતા એ સરવૈયાની જમા બાજુ છે, એ આપણી મૂડી છે અને એના વડે આપણે આપણી બાકી રહેલી મજલ કાપવા માગીએ છીએ. અશ્રદ્ધાળુ અને પોતાના નાકના ટેરવાથી આગળ ન જોઈ શકનારા ટૂંકી દૃષ્ટિનાં માણસો ભલે પરિસ્થિતિ નિરાશાજનક લેખે. પણ જે લોકો લાંબે સુધી જોઈ શકે છે અને પરિસ્થિતિને વ્યાપક દૃષ્ટિથી નિહાળી શકે છે તેઓ, ઉપર ઉપરથી દેખાતી નિષ્ફળતા અને પીછેહઠ છતાં આ કષ્ટ-સહનનાં વરસો દરમ્યાન રાષ્ટ્રે કરેલી પ્રગતિ જોઈને તાજુબ થયા વિના નહીં રહે. હું પોતે નાસીપાસી કે નિરાશા માટે કશું જ કારણ જોતો નથી. સશસ્ત્ર યુદ્ધમાં પણ લડાઈનો થાક એ અજાણી વસ્તુ નથી. જ્યાં એક પક્ષ કેવળ કષ્ટસહનને જ પોતાની ઢાલ તરીકે વાપરવાને પ્રતિજ્ઞાબદ્ધ હોય અને સામો પક્ષ કેવળ હિંસા પર જ મુસ્તાક હોય ત્યાં તો એ વસ્તુ વધુ સમજાઈ શકે એવી છે. સ્વતંત્રતાની હાકલ સાંભળીને પોતાનાં સંતાનોએ આપેલાં બલિદાનો તેમ જ તેમણે સહેલાં પારાવાર કષ્ટો માટે દેશને મગરૂર થવાને પૂરેપૂરું કારણ છે. આપણી કસોટીએ આપણને ઠીક ઠીક પ્રમાણમાં બળ આપ્યું છે. એણે આપણી નબળાઈઓ પણ બતાવી છે. આપણને માલૂમ પડયું કે આપણે જે મહાન ધ્યેય આપણી સામે રાખ્યું હતું તે સિદ્ધ કરવા માટે આપણી પાસે પૂરતી તાકાત નહોતી. પણ આપણે આપણા આદર્શોમાંથી શ્રદ્ધા ખોઈ ન બેસીએ ત્યાં સુધી આપણે અને આપણું ધ્યેય સલામત છે. એનો અર્થ એટલો જ કે આપણે આપણી સામગ્રી નવેસરથી સંગઠિત કરવાની છે, આપણામાં આવેલી નબળાઈઓ ખંખેરી નાખવાની છે, આપણાં થાકેલાં અંગોને આરામ આપવાનો છે અને બાકીની મજલ હપતે હપતે પૂરી કરવાની છે. બદલાતી પરિસ્થિતિ પ્રમાણે આપણી વ્યૂહરચના બદલાય; પરંતુ એક પણ સાચો કૉંગ્રેસી રહ્યો હશે ત્યાં સુધી પૂર્ણ સ્વરાજના આપણા ધ્યેયમાંથી પાછાં પગલાં માંડી શકાય નહીં કે તે છોડી દઈ શકાય નહીં. સત્તાવાળાઓ પણ જાણે છે કે આજે

એવા હજારો માણસ છે જેમણે સર્વસ્વનો ત્યાગ કરીને સ્વરાજપ્રાપ્તિને પોતાના જીવનનું ધ્યેય બનાવ્યું છે. ઇતિહાસ આપણને શીખવે છે કે, રાષ્ટ્રના અંતરમાં એક વખત સ્વતંત્રતાનો અગ્નિ પ્રગટ્યા પછી કેવળ દમનથી તે કદી બૂઝવી શકાતો નથી. એથી જુદી રીતે વિચારવું એ ઇતિહાસને ભૂલવા અને પોતાની જાતને છેતરવા સમાન છે.'

પછીથી કોંગ્રેસે અખત્યાર કરેલી નવી નીતિનો ઉલ્લેખ કરતાં તેમણે જણાવ્યું, 'કોંગ્રેસે જોયું કે આપણા લોકોએ સાચા સ્વરૂપનો સત્યાગ્રહ કરવાની તાકાત હજી કેળવી નથી. દમનની સામે મક્કમપણે ઊભા રહેવાને બદલે તેઓ ઢીલા પડી જાય છે અને ત્રાસવા લાગે છે. એથી કરીને, સવિનયભંગના 'જોખમ'ના ઓઠા નીચે ઑર્ડિનન્સોનું રાજ્ય ચાલુ રાખીને દેશ પરની પોતાની પકડ વધુ મજબૂત કરવાની સરકારની રમત ઊંધી વાળવાની જરૂર ઊભી થઈ છે. આ નીતિ અનુસાર સવિનયભંગ મોકૂફ રાખ્યો છે અને સ્વાર્થસાધુઓને હાંકી કાઢવા માટે ચૂંટણીઓ લડવાનો નિર્ણય કર્યો છે. એ લોકો ધારાસભામાંના તેમના હોદ્દાનો દુરુપયોગ કરીને જગતને એવું મનાવતા હતા કે સરકારની દમનનીતિમાં દેશનો સાથ છે અને કોંગ્રેસને તેણે છોડી દીધી છે. તાજેતરમાં થયેલી ચૂંટણીમાં કોંગ્રેસને મળેલા ભારે વિજયે દેશ કોંગ્રેસ સાથે છે કે સરકાર સાથે છે એ સવાલનો છેવટનો નિર્ણય આપ્યો છે.' બીજે એક પ્રસંગે તેમણે જણાવ્યું, 'સરકાર હવે એમ કહે છે કે, કોંગ્રેસને મળેલી સફળતા એ તેની બંધારણીય પદ્ધતિનો વિજય છે. ચૂંટણીમાં જો કોંગ્રેસ હારી ગઈ હોત તો એ વસ્તુને તે કોંગ્રેસની છેવટની હાર તરીકે જાહેર કરતાં ખચકાત નહીં. મારે તો એટલું જ કહેવાનું છે કે 'હું તારી આંખમાં આંગળી ઘાલું અને તું મારા મોંમાં ઘાલ' એવી સરકારની નીતિ એટલી બધી ખુલ્લી પડી ગઈ છે કે તેનાથી કોઈ છેતરાય એમ નથી.'

ગોળમેજી પરિષદની જૉઇન્ટ પાર્લમેન્ટરી કમિટીના હેવાલને તેમણે બે જ વાક્યોમાં ધ્યાન ન આપવા લાયક તરીકે ગણી કાઢ્યો. તેમણે જણાવ્યું કે, 'એ ખોટા રૂપિયાને સરકાર બની શકે તો ધોકાબાજીથી અને જરૂર પડે તો બળજબરીથી દેશ પર ઠોકી બેસાડવાને મથી રહી છે. કોંગ્રેસે એની સાથે કશી નિસ્બત ન રાખવાનું નક્કી કર્યું છે. કારણ કે, તે સત્તા છોડવાનો દેખાવ કરીને રૂપિયામાંથી પંદર આના જેટલી સત્તા વિદેશી તંત્રને માટે આંચકી લે છે અને બાકી રહેલા એક આના માટે જુદી જુદી કોમોને માંહોમાંહે લડાવી મારે છે. સ્વરાજ હાંસલ કરવાનો પોતાનો જન્મસિદ્ધ હક સંપૂર્ણપણે સિદ્ધ કરવાને માટે કોંગ્રેસે ડહાપણપૂર્વક

કોમી પ્રતિનિધિત્વના સવાલને બાજુએ રાખીને અઘટિત ઝઘડામાં સંડોવાવાનો ઇન્કાર કર્યો છે. દેશના સંરક્ષણ અને નાણાંવ્યવહાર પર કાબૂ અને પોતાના વેપારરોજગાર તથા ઉદ્યોગો વિકસાવવાની સ્વતંત્રતા ન મળતાં હોય તો એવા સ્વરાજનો કશો અર્થ નથી. જ્યારે સૂચવવામાં આવેલા બંધારણનો તો એ બધી વસ્તુઓ બાદ રાખવાનો હેતુ દેખીતો છે. એથી કરીને સૂચવવામાં આવેલા 'સુધારાઓ કરતાં ચાલુ બંધારણ નીચે જ રહેવું બહેતર છે એવી કોંગ્રેસે દેશને વિના સંકોચે સલાહ આપી છે.'

હવે શું? સવિનયભંગ અત્યારે પ્રસ્તુત નથી એટલે હવે એકમાત્ર કોંગ્રેસનો રચનાત્મક કાર્યક્રમ બાકી રહે છે. તેમણે જણાવ્યું કે 'ગઢ સર કરવાના બે રસ્તા છે: એક તપશ્ચર્યાનો રસ્તો છે. એમાં સવિનયભંગ અને યાતનાઓ સહેવાની પારાવાર શક્તિનો સમાવેશ થાય છે. એનો એક મોટો ફાયદો એ છે કે પૂર્ણ સત્યાગ્રહી એકલદોકલ હોય તોયે લડત જીતવાને માટે તે પૂરતો છે. બીજો રસ્તો શ્રદ્ધા અથવા ભક્તિનો છે. જુદા જુદા બધા વિભાગો વચ્ચે સંપૂર્ણ અને સ્વેચ્છાપૂર્વકના સહકાર પર એનું મંડાણ છે. એમાં બધાને ઓછામાં ઓછો આપભોગ આપવાનો હોય છે. ચૂંટણીમાં કોંગ્રેસના ઉમેદવારોને તમારા મત આપી કોંગ્રેસ પ્રત્યેની ભક્તિ તમે બતાવી આપી છે. પણ એ મતો ગુપ્ત રીતે આપવામાં આવ્યા હતા. કોંગ્રેસ પ્રત્યે કેટલા પ્રમાણમાં સહાનુભૂતિ છે એ વસ્તુ તેણે બતાવી આપી. હવે તમારે ખાદી કે જે કોંગ્રેસનો ગણવેશ છે તે પહેરીને કોંગ્રેસ પ્રત્યેની તમારી વફાદારી છડેચોક બતાવી આપવી જોઈએ, જેથી અમે જાણીએ અને જગત પણ જાણે કે કોણ ક્યાં છે. કોંગ્રેસે દેશ સમક્ષ જે કાર્યક્રમ મૂક્યો છે તે એવો છે કે એમાં કોઈની સાથે પણ ઝઘડામાં ઊતરવાપણું આવતું નથી. જો કોઈ પણ અવળે રસ્તે વળેલો અમલદાર વધારેપડતા ઉત્સાહમાં આવી જઈને તમને કનડે તો તરત જ એ વસ્તુ તમારે કોંગ્રેસના સત્તાવાળાઓ આગળ રજૂ કરવી. કોંગ્રેસ કનડગત કરનારને સાનમાં લાવવાનું જોઈ લેશે કોંગ્રેસ સંસ્થા પર હવે પ્રતિબંધ નથી. જોકે પ્રાણવાન બનેલી પ્રજા રખેને કોક દિવસ ફરીથી સીધાં પગલાંનો આશરો લે એટલા માટે જીવનદાયી શુદ્ધ રચનાત્મક કાર્ય કરી રહેલા કોંગ્રેસીઓને પણ કનડવાની સરકારની નીતિ છે'કે કેમ તે હજુ જોવાનું છે. કોઈના પર પણ ગેરકાયદે કે ખોટી રીતે કામ ચલાવવામાં આવે તો પોતાના બચાવ માટે કાયદેસરનાં બધાં સાધનોનો ઉપયોગ આપણે કરવો છે.'

તેમણે કાર્યકર્તાઓને ભાષણો કરવાના પ્રલોભનમાંથી બચવાનું અને સત્તાવાળાઓ સાથે અથડામણમાં આવવાની પરિસ્થિતિ દીર્ઘદૃષ્ટિથી અને

ડહાપણપૂર્વક ટાળવાનું જણાવ્યું. પ્રજાએ એકઅવાજે કરેલા વિરોધને ન ગણકારીને દેશ પર પ્રત્યાઘાતી બંધારણ ઠોકી બેસાડવાનો પોતાનો નિશ્ચય જેણે ખુલ્લેખુલ્લી રીતે જાહેર કરેલ છે એવી સરકાર સામે બેદિલી ફેલાવવાની કશી જરૂર રહી નથી. એથી કરીને તેમણે કાર્યકર્તાઓને મનમાં આવે ત્યારે ભાષણો કરવાની મનાઈ કરી. 'એ કામ ધારાસભામાંના કૉંગ્રેસના પ્રતિનિધિઓ પર અથવા મારા જેવા પર છોડો. હું બધી કરામતો જાણું છું. જરૂર પડે ત્યારે સામો માણસ સળગી ઊઠે એવા આકરા શબ્દો સંભળાવતાં મને આવડે છે. પણ એમ કરવામાં આપણો હેતુ સરતો ન હોય ત્યારે ચાહે તેટલા ખરાખોટા બાતમીદારો અને રિપોર્ટરો બેઠા હોય તે છતાં તેમની જાળમાંથી બહાર રહેતાં પણ મને આવડે છે. અને અત્યારે મારું તેમ જ કૉંગ્રેસના હરેક કાર્યકર્તાનું સ્થાન જેલ બહાર લોકોની વચ્ચે છે, નહીં કે જેલના સળિયા પાછળ, એ હું જાણું છું.'

મુખ્યત્વે કરીને સરદારે જેને માટે આ પ્રવાસ આદર્યો હતો તે ગુજરાતના ખેડૂતો માટેના રાહત ફંડ અંગે બોલતાં ગુજરાતના ખેડૂતોએ આપેલાં બલિદાનોનો લાગણીભર્યા શબ્દોમાં ઉલ્લેખ કર્યો. 'માતૃભૂમિની હાકલનો જેમણે ઉમદા રીતે જવાબ વાળ્યો છે અને હાલ જેઓ પોતાનાં કુટુંબો સાથે પારાવાર વિટંબણાઓ વેઠી રહ્યા છે એવા એ વીરપુરુષોને મદદ કરવાની – ખાસ કરીને જેમણે લડતમાં ભાગ નથી લીધો તેમની – પવિત્ર ફરજ છે. એમ કરતાં ચૂકીશું તો આપણી નાલાયકી બહાર પડશે. કેમ કે જે પ્રજા પોતાના વીરપુરુષોની કદર કરી નથી જાણતી તે જેને વીરતાભર્યું કહી શકાય એવું કશું નહીં કરી શકે.' તેમણે કહ્યું કે, 'મોટાં શહેરોમાં વેપારીઓ પાસેથી મોટી મોટી રકમો હું સહેલાઈથી મેળવી શકું એમ છું. પણ ગુજરાતના ખેડૂતો માટે મારે મૂઠીભર ધનિકો પાસેથી દાન નહીં પણ દેશના સંખ્યાબંધ ગરીબોની સહાનુભૂતિ જોઈએ છે.' ગુજરાતના મુશ્કેલીમાં આવી પડેલા ખેડૂતોને રાહત આપવા માટે તેમણે ખાતેદાર દીઠ ઓછામાં ઓછા દશ રૂપિયાનો કર સૂચવ્યો. તેમણે જણાવ્યું કે, 'તેમને મદદ કરવામાં તમે પોતાની જાતને જ મદદ કરો છો. કારણ કે એથી કરીને તમારામાં સંપ અને એકતાની ભાવના પેદા થશે અને તમને પરસ્પર સહાય તથા સહકારના પાયા પર સંગઠન કરવાનો પાઠ શીખવા મળશે.' અંતમાં તેમણે એવી આશા પ્રગટ કરી કે, 'ગુજરાતના ખેડૂતોની બાબતમાં તેઓ મને સંપૂર્ણપણે નિશ્ચિંત કરી મૂકશે જેથી કરીને હું કર્ણાટકના ખેડૂતોને માટે કંઈક કરવાને છૂટો થઈ શકું. મારી સેવા મેળવવાનો તેમનો પણ ગુજરાતના ખેડૂતોના જેટલો જ હક છે.'

—

૩

બપોરે વલસાડથી રેલવે ગાડીમાં નીકળી સાંજે મંડળી બારડોલી પહોંચી. અમે 'સ્વરાજ આશ્રમ'ના મકાનની જગ્યાએ પહોંચ્યા ત્યારે મારી સાથેના એક સ્થાનિક મિત્રે કહ્યું, 'આ જગ્યાએથી પસાર થતાં અમે જમણી બાજુ નજર કરતા નથી. એ દૃશ્ય માણસની અહિંસાવૃત્તિની ભારે કસોટી કરે છે અને અમારામાં એ પૂરતા પ્રમાણમાં છે કે કેમ એની અમને ખાતરી નથી.' 'સ્વરાજ આશ્રમ' તરફ નજર કરતાંવેંત હું તેમના કહેવાનો ભાવાર્થ સમજી ગયો. એના આગળના ભાગમાં એક છેડાથી બીજા છેડા સુધી 'સ્પેશિયલ પોલીસ હેડ ક્વૉર્ટર' એવું મોટા જાડા અક્ષરોથી લખેલું હતું. ખુદ મકાન પણ બિસમાર હાલતમાં આવી પડ્યું હતું અને નફફટ બિનકાળજીનો પુરાવો આપતું હતું. સુંદર વાડી વણસાડી મૂકવામાં આવી હતી. બારીઓ ઉપરનાં વાછંટિયાં ભાંગીતૂટી હાલતમાં તેમના ટેકા પર લટકતાં હતાં.

તે દિવસે સાંજની જાહેરસભામાં આનો ઉલ્લેખ કરીને સરદારે કહ્યું, 'એ દૃશ્ય જોઈને આપણને હૃદયમાં દુઃખ થાય છે. કૉંગ્રેસે ચોક્કસપણે પોતાનો સવિનયભંગનો કાર્યક્રમ પાછો ખેંચ્યા પછી પણ છ છ માસ જેટલા સમય સુધી આશ્રમનાં મકાનો કબજે રાખી મૂકવાને માટે કોઈ પણ પ્રકારનું વાજબી કારણ નથી. બારડોલીના આશ્રમો વહેલામાં વહેલી તકે આપણને સુપરત કરવાનો સંભવ છે કે કેમ એ મેં સત્તાવાળાઓને પુછાવ્યું છે. તેમના છેવટના જવાબની હું રાહ જોઉં છું. પણ દરમ્યાન એ જેમના કબજા હેઠળ છે તેઓ કંઈ નહીં તો એને કંઈક ઠીક હાલતમાં રાખશે ખરા કે નહીં? જે ઘરમાં રહીએ તેને જ બગાડીએ એ સારી વાત નથી.

'અગાઉની લડત વખતે આ મકાનો જે અમલદારના કબજામાં હતાં તે ખાનદાન હતો. તેણે પોતાના હાથ નીચેના નોકરોને સૂચના આપી હતી કે વાડીમાંનું એક ફૂલ કે એક પાંદડું સરખું પણ ચૂંટવું નહીં. બેપરવાઈમાં નથી કશી વીરતા કે નથી કશી ગૃહસ્થાઈ. મારે એટલું જ કહેવાનું છે કે જે રીતે આ મકાનોને રાખવામાં અને વાપરવામાં આવે છે તેમાં એને માટે જેઓ જવાબદાર છે તેમની શોભા નથી અને એથી સરકારની પણ પ્રતિષ્ઠા કે શોભા વધવાની નથી.'

સરદારની આ વાણી સાંભળવાને ભેગી થયેલી મેદની વલસાડની સભાની મેદની કરતાં પણ મોટી હતી. ત્રણ વરસ ઉપર એ જ જગ્યાએ તેમની સાથે થયેલી પોતાની મુલાકાત અને એ ગાળા દરમ્યાન જે કંઈ બનવા પામ્યું તેનો લાગણીભર્યા શબ્દોમાં ઉલ્લેખ કરીને તેમણે કહ્યું, 'એ વખતે મેં તમને આપેલો બોધ જો તમે ભૂલી ગયા ન હો તો તમે સમજશો

કે તમને કોઈનાં પણ આશ્વાસન કે સહાનુભૂતિની જરૂર નથી. હું તમને હમેશાં કહેતો હતો કે મારી સાથે પાનાં પાડવાં એ કંઈ ખાવાના ખેલ નથી. તમે જો મારી આગેવાની સ્વીકારો તો તમારે મહાકપરે રસ્તે ચાલવું પડશે. અને એ રસ્તે તમને મોકલતાં હું અચકાયો નથી કેમ કે કષ્ટ સહન કરીને જ આપણે શાન્તિ અને કાયમી આનંદ મેળવી શકીએ તથા બલિદાન અને આત્મશુદ્ધિ દ્વારા જ તાકાત મેળવી શકીએ એવી મારી શ્રદ્ધા છે.

'પણ બહાદુર માણસોનું સ્વેચ્છાપૂર્વકનું કષ્ટસહન જ ફળદાયી થઈ શકે, કાયર અને લાચાર માણસોનું પરાણે વેઠેલું કષ્ટ નહીં. વળી એ સમજપૂર્વકનું હોવું જોઈએ. એમ તો હિંદમાં કરોડો લોકો કષ્ટ સહન કરે છે અને અજ્ઞાનમાં મરણ પામે છે, પણ તેમનાં એ કષ્ટસહનથી નથી તેમનો બોજો હળવો થતો કે નથી કોઈ બીજાનો. માણસની સામે મોજમજા અને ત્યાગ એ બે વચ્ચે પસંદગી કરવાનો મોકો આવે ત્યારે વિચારપૂર્વક તે એક છોડીને બીજું સ્વીકારે તો તેણે બલિદાન આપ્યું અથવા તપ કર્યું કહેવાય છે. સમાજની બદીઓ દૂર કરવા માટે એના કરતાં વધારે પ્રબળ બીજું કોઈ હથિયાર નથી.

'ત્રણ વરસ પર પૂરતો વિચાર કર્યા પછી તમે પસંદગી કરી હતી. એને પરિણામે તમારામાંના કેટલાકે પોતાનું સર્વસ્વ ખોયું છે. હું તમને કહીશ કે તમારાં બલિદાનોની વાત ઇતિહાસમાં અમર રહેશે.

'સાચું બલિદાન હમેશાં પારમાર્થિક હોય છે. એમાં કશો નફાતોટાનો હિસાબ નથી હોતો, એમાં કશા બદલાની અપેક્ષા નથી હોતી અને એમાં કશી નાસીપાસી કે પસ્તાવાને સ્થાન નથી હોતું. હવે તમારી જમીન તથા ઘરબારનો ભોગ આપ્યા પછી અંતરમાં તમે તેની ઝંખના કર્યાં કરશો તો તમારો આપભોગ નકામો બની જશે અને એની બધી શક્તિ નાશ પામશે, અને માણસ ઉપવાસ કરતો હોવા છતાં તેનું મન સારું સારું ખાવાનો જ વિચાર કર્યાં કરતું હોય તેની બાબતમાં બને છે તેમ દુનિયા તમારી દયા ખાશે અને તમને ધિક્કારશે. એવો માણસ ઘૃણાપાત્ર, દંભી લેખાય છે અને તેની કશી ગણતરી રહેતી નથી. પણ તમે આપેલા ઐહિક વસ્તુઓના આપભોગની સાથે સાથે તમારા અંતરમાં ત્યાગની ભાવના પેદા થઈ હશે તો દુન્યવી વસ્તુઓની તમારી ખોટ તમને નાસીપાસ કરવાને કે તમારા આત્માને કુંઠિત કરવાને બદલે તમારી આત્મશુદ્ધિનું સાધન બની જશે અને બીજાઓની સેવા માટે તમને વધુ યોગ્ય અને વધુ સારા બનાવશે.'

સૌના પ્રત્યે ક્ષમાવૃત્તિ અને સદ્‌ભાવ રાખવાનું કહીને તેમણે પોતાનું ભાષણ પૂરું કર્યું. તેમણે કહ્યું, 'દુઃખ વેઠવાને કારણે ઘણી વાર આપણામાં કડવાશ આવી જાય છે, આપણી દૃષ્ટિ સંકુચિત થઈ જાય છે અને આપણે સ્વાર્થી તથા બીજાઓની ઊણપોને વિષે અસહિષ્ણુ બની જઈએ છીએ. નાની નાની તકરારો અને ફરિયાદોની જૂની સ્મૃતિ તમારા મનમાંથી ભૂંસી નાખવાને અને લડત દરમ્યાન નબળાઈના કે બીજા કોઈ કારણસર જેમણે પાછી પાની કરી છે અથવા જેઓ સામે પક્ષે ગયા છે તેમને વિષે કડવાશ ન રાખવાની મારી તમને સૌને હૃદયપૂર્વકની વિનંતી છે. આપણી આફતને પ્રસંગે જૂનાં વેરઝેર સેવવાનું આપણને નહીં પાલવે. એથી કરીને કલહના મૂળને ઊંડું દાટી દો અને ગઈ ગુજરી ભૂલી જાઓ.

'અને ટૂંકી નજર રાખી સ્વાર્થથી આંધળા બનીને જેઓ દમનનીતિના હથિયારરૂપ બન્યા છે તેમને અછૂતની કરીને તમારાથી અળગા ન રાખશો. તેમના પ્રત્યે પણ મમતા રાખજો. આખરે તો તેઓ આપણા ભાઈઓ જ છે. તેઓ શું કરી રહ્યા હતા તેની તેમને ખબર નહોતી.'

બીજે દિવસે કડોદ, રાયમ, ખોજ, અને સ્યાદલા વગેરે ગામની મુલાકાત લીધી. એ બધી જગ્યાએએ તે તે ગામના લોકોએ નાના નાના સ્વાગત સમારંભો ગોઠવ્યા હતા અને મંડપોને હારતોરણોથી સુંદર રીતે શણગાર્યા હતા. સ્યાદલા મધ્યાહ્ને પહોંચ્યા. જેમનો મેં મારા પહેલા લેખમાં ઉલ્લેખ કર્યો છે તે શ્રીયુત મોરારભાઈ અમારા ત્યાંના યજમાન હતા. અમે તેમને ઘેર ગયા પછી થોડી જ વારમાં તેમના વાડામાં ખોદવામાં આવેલા અળગા ખાડા તથા તેની ફરતે ઊભાં કરવામાં આવેલાં ડામર ચોપડેલાં પાલાં તરફ અમારું લક્ષ ખેંચવામાં આવ્યું. શ્રી મોરારભાઈએ અમને જણાવ્યું કે એ તેમની ગ્રામસફાઈની યોજના માટેની સાધનસામગ્રી હતી. 'આપણાં ગામોના ગંદવાડ અને દળદર દૂર કરીને તેમને સ્વચ્છ બનાવવાનો તથા તેમને પહેલાંના જેવાં સુઘડ અને રળિયામણાં બનાવવાનો મારો મનોરથ છે. આજે તો ગંદવાડને લીધે તે કદરૂપાં અને માણસના વસવાટ માટે નકામાં બની ગયાં છે.' ગ્રામસફાઈ આંદોલનમાં ગ્રામવાસીઓમાં સ્વચ્છતાની સાચી ટેવો દાખલ કરવાનો સમાવેશ થાય છે. એને માટે મહોલ્લાઓમાં તેમ જ બીજાં સાર્વજનિક સ્થળોએ ચોકી રાખનારા સ્વયંસેવકો મૂકવાની તેમની યોજના છે. તેઓ ગ્રામવાસીઓને મહોલ્લાઓ અને બીજાં સાર્વજનિક સ્થળો ગંદાં કરતાં અટકવાનું સમજાવે, મનુષ્યના મળમાંથી કીમતી ખાતર કેવી રીતે બનાવવું

તે શીખવે. એ જ હેતુને માટે ગામડાંઓમાં પ્રચારકો મોકલવાની પણ તેમની યોજના છે.

મેં તેમને પૂછ્યું, 'તમને એ વિચાર ક્યાંથી આવ્યો?' તેમણે જવાબ આપ્યો, 'એ જેલજીવનનું ફળ છે. વિસાપુર જેલમાં મળનું આ પદ્ધતિથી ખાતર બનાવીને બગીચામાં તેનો ઉપયોગ કરવામાં આવે છે. ત્યાં કામ કરતાં એ ખાતર આપવાથી આવતાં પપૈયાંનું કદ જોઈને હું તાજુબ થઈ ગયો. મેં વિચાર કર્યો કે આપણાં ગામડાંઓમાં મળ કેવળ ગંદવાડ જ પેદા કરે અને રોગ ફેલાવે છે તેના કરતાં સોનેરી પાક પેદા કરવામાં તેનો ઉપયોગ કેમ ન કરવો? અને ત્યાં ને ત્યાં જ મારા સફાઈ કામની યોજના ઘડાઈ.' તેમણે કંઈક ગર્વથી જણાવ્યું, 'મારા ગામમાં લોકોને પહેલાંની જેમ સવારસાંજ મહોલ્લાઓ ગંદા કરતા તમને જોવા નહીં મળે. આ કૂવો જુઓ, એમાંથી બહાર પડતું પાણી એની આસપાસ ખાબોચિયામાં એકઠું થઈને પીવાના પાણીને ઝેરી નથી બનાવતું ઉપરથી ઢાંકી દેવામાં આવેલા નાળા વાટે એ પાણી અમે મુખ્ય ગટરમાં લઈ જઈએ છીએ. બેશક, આ તો નાના પાયા પરની શરૂઆત છે પણ એ ભવિષ્યમાં આવનારી મોટી વસ્તુઓની આગાહીરૂપ છે.

આ પછીથી સરદાર પોતાનાં ભાષણોમાં વારંવાર ગ્રામસફાઈના પ્રશ્નનો વધુ ને વધુ ભારપૂર્વક ઉલ્લેખ કરવા લાગ્યા. તે દિવસે સાંજે વાલોડની સભામાં તેમણે જણાવ્યું, 'આપણે સ્વતંત્રતા જોઈએ છે. પણ સ્વતંત્રતા શું કરવાને માટે? ભૂંડની પેઠે કીચડવાળા ખાબોચિયામાં આળોટવા માટે? હું તમને કહું છું કે આપણા ગ્રામવાસીઓને આપણે વધારે સારી સ્વચ્છતાની ટેવો ન શીખવીએ, અને તેઓ ઢોરને માટેની કોઢ જેવાં લાગતાં ગંદાં અને કઢંગાં ઘરોમાં તેમનાં ઢોરો સાથે રહેવાનું ચાલુ રાખે તો સ્વરાજ આવવાથી પણ તેમનું કશું દળદર નહીં ફીટે.'

રાત્રે સરદાર બારડોલી પાછા ફર્યા અને બીજે દિવસે વહેલી સવારે તેમણે પોતાનો પ્રવાસ શરૂ કર્યો. નાનકડા બાબલા ગામના લોકો હજી તો માંડ પથારીમાંથી ઊઠ્યા હતા એટલામાં સરદાર ત્યાં પહોંચી ગયા. એ ગામના લોકોની લગભગ બધી જ જમીન જપ્ત થઈ ગઈ હતી. એ લોકોને ક્યાંક બીજી યોગ્ય જગ્યાએ વસાવવાની યોજનાની ચર્ચા કરવાને માટે થોડો વખત અહીં રોકાયા પછી તે સાલેજ ગામે પહોંચ્યા. ત્યાં આગળ બાકીનાં ગણદેવી તાલુકાનાં ગામોની પેઠે ગોળ બનાવવાનો ઉદ્યોગ ભારે મુશ્કેલીઓની સામે જેમતેમ કરીને ટકી રહ્યો છે. અહીંના ગોળની

હિંદના સારામાં સારા ગોળ તરીકે ગણતરી થાય છે. ત્યાં અમે જેમને ત્યાં ઊતર્યા હતા તેમણે જણાવ્યું કે, 'તાલુકામાં ચારથી પાંચ હજાર એકર જમીનમાં શેરડીનો પાક થાય છે. અને માલને માટે બજાર હોય તો એ પાક એથી બમણી જમીનમાં સહેલાઈથી કરી શકાય એમ છે. પણ પરદેશી તેમ જ હિંદમાં બનેલી ખાંડની ઉત્તરોત્તર વધતી જતી હરીફાઈને કારણે આજે એ ઉદ્યોગમાં રોકાયેલા હજારો માણસો સામે બેકારી અને ગરીબાઈનો ભય ખડો થયો છે. આ કરુણ પરિસ્થિતિ ટાળવાને શું કશું ન થઈ શકે?'

સાલેજથી મંડળી નવમારી પહોંચી. કાલિયાવાડીમાં મળેલી સભામાં ભાષણ કરીને સરદારે સુરત જવા માટે ગાડી પકડી. ત્યાં પોતાની મંડળી સાથે તે શ્રી કનૈયાલાલ દેસાઈને ત્યાં ઊતર્યા. શહેર જે ભીષણ દમનના કોરડામાંથી પસાર થયું હતું તેની છાયા હજી તેના પર દેખાતી હતી. પણ સરદારનો તેમણે જે સત્કાર કર્યો તે પરથી લાગતું હતું કે પોતાની જૂની પ્રણાલી સાચવી રાખવાને માટે તે અતિશય ઉત્સુક હતું. સાંજે તિલક મેદાનમાં મળેલી જાહેરસભામાં સરદારે જૉઈન્ટ પાર્લમેન્ટરી કમિટીના હેવાલને ફગાવી દેવાની કૉંગ્રેસની નીતિ માટે તેની ટીકા કરનારાઓને કડક જવાબ આપ્યો. ખેડૂત રાહત ફાળાની અપીલનો પણ એ સભાએ ઘણો જ સારો જવાબ આપ્યો.

૬૫

# આઠમી રાનીપરજ પરિષદ

[તા. ૧૯-૨-૧૯૩૫ના રોજ મગરકૂઈ ગામ (વ્યારા) માં મળેલી આઠમી રાનીપરજ પરિષદ્‌ના પ્રમુખસ્થાનેથી આપેલું ભાષણ.]

### બાર વર્ષમાં થયેલી ક્રાંતિ

તમારી પરિષદનું પ્રમુખસ્થાન ફરી એક વાર મને સોંપીને તમે મને સાચે જ આભારી કર્યો છે. હું અનેક અગત્યની પ્રવૃત્તિઓમાં હોવા છતાં, જ્યારે તમારું આમંત્રણ આવ્યું ત્યારે હું તેનો અસ્વીકાર ન કરી શક્યો. તમારી સાથેનો મારો સંબંધ એટલો નિકટનો બંધાઈ ગયો છે કે તમારા ઉપર કંઈ પણ વિકટ સમય આવી પડે ત્યારે સ્વાભાવિક રીતે તમે મારી તરફ જુઓ જ. તેથી જ મને દિલ્હી જવાનું આમંત્રણ આવી રહેલું હતું તે છોડીને પણ હું તમારી પાસે આવ્યો છું.

આજે આપણે ભેગા મળ્યા છીએ તે પ્રસંગે તમને હું બાર વર્ષ ઉપર મળેલી તમારી શેખપુરની પરિષદનું સ્મરણ કરાવું છું. તે વખતે તમે ચાળીસ હજારની મોટી સંખ્યામાં ભેગા થયા હતા અને જંગલોના ઊંડા ઊંડા ભાગમાંથી અને છેક નાશિક જિલ્લાની હદમાંથી પણ રાનીપરજ લોકો ઊલટ્યા હતા. તે દિવસની આપણી દશાની અને આજની દશાની સરખામણી કરશો તો આટલાં વર્ષોમાં આપણામાં કેવું પરિવર્તન અને કેવી ક્રાંતિ થઈ છે તે દેખાઈ આવશે. તે પ્રગતિ માટે આપણે ઈશ્વરનો આભાર માનવો જોઈએ. પરંતુ એટલી પ્રગતિ છતાં હજુ આપણે ઘણી લાંબી મજલ કાપવાની છે. આજે તમારી સમક્ષ જુદા જુદા અઢાર ઠરાવો તમારી કોમની ઉન્નતિને અર્થે મુકાશે અને ચર્ચાશે. તમે પૂરો વિચાર કરી ઠરાવો પસાર કરશો.

### રાનીપરજ અને વડોદરા રાજ્ય

આરંભમાં એક ઠરાવથી આપણે શ્રીમંત મહારાજા સાહેબનો આભાર માનીએ છીએ કે આખરે તેમણે આપણને ગણોતનિયમનનો નિબંધ ઘડાવી આપ્યો. આ કાયદાથી આપણી અંદર તેમ જ શાહુકાર વર્ગની અંદર ઘણો જ ઊહાપોહ થયો છે. તે ગમે તેમ હો, પણ એક વખત તો આપણા રાજાના દિલમાં આપણી વાત ઊતરી છે અને આપણી સ્થિતિનો

વિચાર કરી તેમણે આપણને આ હક બક્ષ્યો છે તે માટે તેમનો આભાર માનવો એ આપણો ધર્મ છે.

છતાં જેમ આ માગણી સંબંધમાં રાજ્યને હું અભિનંદન આપી શકું છું તેમ આપણી બીજી એક માગણી સંબંધમાં હું તેમને અભિનંદન આપી શકતો નથી. તે એ કે વડોદરા રાજ્ય ઉપર આપણા પોતાના જ દેશબંધુ અને આપણા પોતાના જ ધર્મબંધુ ગજર કરે છે, તેમ છતાં તેઓ મદિરાનો વેપાર કાઢી આપણને હજુ સુધી મદિરાપાનમાંથી બચાવવા તૈયાર નથી. રાજ્યને આવક કરવાની જરૂર હોય તો તેમ કરવાના બીજા અનેક રસ્તા છે પણ ગરીબ, અજ્ઞાન ને જંગલમાં વસતી કોમને દારૂ પાઈ પોતાનું મહેસૂલ વધારવું એમાં મહાપાપ છે. જે પ્રજા અજ્ઞાન ને રંક છે, જે ગરીબડી પ્રજા રાજાના આશ્રય ઉપર અને ઉજળિયાત પ્રજાની દયા ઉપર જ નભી રહેલી છે, તેમાં દારૂનો વેપાર કરવો અને તેવી પ્રજાને દારૂવાળાઓના જુલમો અને જાતજાતની આગીઘૂટીઓનો ભોગ થઈ પડવા દેવી, તે ખરેખર એ પ્રજા ઉપર અત્યાચાર છે. શ્રીમંત મહારાજા તેમની આટલી ઉંમરે, જ્યારે હવે સામો કાંઠો નજીક દેખાવા લાગ્યો છે તેવે વખતે આટલી આપણી મદિરાપાનનિષેધ વિષેની માગણી સ્વીકારે તો રાજા પ્રજા ઉભયનું શ્રેય થાય.

### અન્યાય નહીં કરીએ, નહીં સહીએ

વડોદરા સરકાર તરફથી જે ગણોતનો કાયદો થયો છે તેમાં અનુભવે કેટલીક મુશ્કેલીઓ માલૂમ પડી છે. ભાઈ કોટનાભાઈએ એનો ઝીણો અભ્યાસ કર્યો છે એમ તેમના ભાષણ ઉપરથી જોઉં છું. એવા આપણી કોમમાં છે એ મગરૂર થવા જેવું છે. આ સંબંધમાં આપણે એક સમિતિ નીમવાનો ઠરાવ કરવાના છીએ. આ સમિતિ બધી ચોકસી કરશે અને આપણને વિચારપૂર્વક ખરડો ઘડી આપશે. શાહુકારોને કે મોટા ખેડૂતોને અન્યાય થાય નહીં, અને સાથે સાથે આપણો પોતાનો હક ન જાય એ રીતે આપણે પ્રયત્ન કરીશું. તેમાં આપણે કેટલી હદે ફાવીશું તે હું જાણતો નથી પણ આટલો વિશ્વાસ આપણે સૌને આપીએ છીએ કે ભલે અમે ગમે તેટલી દુર્દશામાં આવી પડેલા હોઈએ, ભલે અમારા ઉપર ગમે તેટલા જુલમો ગુજરતા હોય, ભલે અમે જમીનો ગુમાવી બેઠા હોઈએ, ભલે અમારા ઉપર વ્યાજના દગના વળી ગયા હોય, તે છતાં અમે કોઈને અન્યાય કરવા ઇચ્છતા નથી પણ તે સાથે એ પણ જાહેર કરીએ છીએ કે અમે અમારો હક ગુમાવવા પણ ઇચ્છતા નથી. તેથી જે કોઈ શાહુકારોને આપણી પ્રત્યે અવિશ્વાસ આવ્યો હોય તેમને પણ એક ઠરાવથી આપણે

ખાતરી આપવાના છીએ કે તેમના મનનાં શંકા ને અવિશ્વાસ મિથ્યા છે. પણ જો કોઈનો ઇરાદો અમારા ઉપર જ કાયમ માટે જીવવાનો હોય તો અમે કહીએ છીએ કે અમે એ સ્થિતિમાંથી નીકળી જવા માગીએ છીએ. જે પોતા પર બીજાને જીવવા દે છે તે માણસ નહીં પણ જાનવર છે. તેવી સ્થિતિમાંથી આપણે મુક્ત થવું છે. પણ આપણી મુક્તિના માર્ગમાં આપણે કોઈનું સારું લેણું ડુબાવવા માગતા નથી. સાથે આપણે કોઈનો અન્યાય સહન કરવો નથી એ પણ આપણો નિશ્ચય છે. શેખુપુરની પરિષદના વખતથી આજ સુધીમાં આપણામાં ઘણી જાગૃતિ આવી છે, આપણી વચ્ચે સેવા કરનાર આપણા જ સંખ્યાબંધ જુવાનિયા તૈયાર થયા છે. આવી કોમ હવે કોઈનો સામાજિક અન્યાય સહન ન જ કરે એ સ્વાભાવિક છે.

મેં સાંભળ્યું છે કે બુહારીના શાહુકારો વગેરેને રાનીપરજ ખેડૂતો વિષે કેટલીક ફરિયાદ છે. બીજી તરફથી આજે જ એક વર્તમાનપત્રમાં વાંચ્યું કે ગણોતના કામ માટે નિમાયેલ અધિકારી ભાઈ રમણલાલ દેસાઈની ગાડી આડે નડતર નાખવામાં આવ્યાં હતાં, ને તેમાં રાનીપરજના ખેડૂતોનો સંબંધ હશે એમ કોઈ માને છે. આ વાંચીને મને દુઃખ થયું. મને આશા છે કે આ વાત સાચી નહીં હોય. સાચી હોય તો આપણે શરમાવા જેવું ગણાય. તમારે એ વસ્તુની તપાસ કરવી જોઈએ ને જો ખરેખર જ એવું કૃત્ય તમારા કોઈ માણસે કરેલું માલૂમ પડે તો તેને સૂબા પાસે રજૂ કરી માફી મંગાવવી જોઈએ. ભાઈ રમણલાલે આપણી ભારે સેવા કરી છે એ હું જાણું છું, અને હજુ પણ કરશે એવી મારી ઉમેદ છે. આપણામાંના ભલે અત્યારે માને કે હવે તે કાયદાના અમલમાં કડકાઈ વાપરવા લાગ્યા છે, પણ હું જાણું છું ત્યાં સુધી તેઓ રાનીપરજના હિતમાં રસ ધરાવનારા અને નિષ્પક્ષ અમલદાર છે. મને ખાતરી છે કે આ બનાવમાં રાનીપરજનો હાથ ન જ હોય એમ મારી જેમ ભાઈ રમણલાલ પણ માનતા હશે. પણ આટલું તો છે જ કે બુહારી વગેરેના શાહુકારો સાથે આપણને જો કંઈ ખેંચ પડી ગઈ હોય તો તે સુધારી લેવા આપણે બનતો પ્રયત્ન કરવો રહ્યો છે.

### આપણાં બે છિદ્ર

હવે આમ આપણે રાજ્ય પાસે ભિક્ષા માગી; શાહુકારોને પણ વિનવણી કરી. પરંતુ આપણે સમજવું જોઈએ કે આપણું પોતાનું કલ્યાણ નથી રાજાના હાથમાં કે નથી શાહુકારના હાથમાં. આપણું કલ્યાણ આપણા પોતાના જ હાથમાં છે. તમે જો જિંદગીની જરૂરિયાતો ઓછામાં ઓછી કરી નાખો, અને તેટલી તમારી જમીનમાંથી જ પેદા કરી લો તો તમે

જગતમાં સૌથી સુખી થઈ શકો છો. ગાંધીજીએ તમને સંદેશો મોકલ્યો છે તેમાં તેઓ કહે છે કે શહેરો ઉપર ગામડાંનો આધાર નથી પણ ગામડાં ઉપર જ શહેરોનો આધાર છે. તે જ પ્રમાણે શાહુકારો ઉપર તમારો આધાર નથી, પણ તમારા ઉપર શાહુકારોનો આધાર છે. ખરી રીતે તો રાજનો પણ તમારા ઉપર જ આધાર છે. પણ રાજ્યની વાત અત્યારે આપણે ન કરવી ઘટે.

પરંતુ આપણે તો સર્વસ્વ ગુમાવ્યું છે તેની સાથે બુદ્ધિ પણ ગુમાવી બેઠા છીએ. અન્ન અને વસ્ત્ર સિવાય આપણને બીજી કઈ જરૂરિયાતો હોય? અને તે બે તો આપણે પોતાને જ ઘેર ઉપજાવી શકીએ છીએ. આ ઉપરાંત ત્રીજી હવા અને ચોથું પાણી આપણને જોઈએ ખરાં, તે તો મફત મળે છે. આપણે અનાજ પેદા કરીએ અને છતાં જો ભૂખે મરીએ તો આપણે પોતે જ મૂર્ખમાં ગણાઈએ. જેઓ કશું પેદા કરતા નથી તેઓ મિષ્ટાન્ન ખાય, અને આપણે પેદા કરનારા તે જ ભૂખે મરીએ તો આપણા જેવા મૂર્ખ કોણ?

આપણે આજે બે રીતે પેદા કરેલો રોટલો ગુમાવીએ છીએ. એક તો દારૂનું વ્યસન કરીને. જેઓ શરાબમાં ફસાયા છે તેઓનું ધન કમાવું ને ન કમાવું સરખું જ છે. કારણ કે જેટલું પેદા કરશે તેટલું સાંજ પડયે દારૂ કે તાડીની દુકાનમાં આપી આવશે. એ કરતાં તો તે પેદા જ ન કરે એ શું ખોટું? આપણે રળેલો રોટલો ગુમાવીએ છીએ તેનું બીજું છિદ્ર કપડાં છે. તમે ખેડૂતો છો, તમને કપાસ પેદા કરતાં આવડે છે. તો તમને તેમાંથી કપડું બનાવતાં પણ આવડવું જોઈએ. આજે તમે પ્રદર્શન જોયું તેમાં શું છે? તમારા જ છોકરાઓ ત્યાં વણતા હતા, તમારી જ છોકરીઓ ત્યાં કાંતતી અને પીંજતી હતી. એ તમે શીખી લો તો તમારે કોઈ દિવસ શાહુકારનું ઘર જોવું ન પડે, અને જે જમીનો તમે દેવાં પેટે ગુમાવી છે તે તમારું ઘર પૂછતી તમારી પાસે પાછી આવે. શાહુકાર તો અપંગ છે. પોતાને હાથે હળ ઝાલીને ખેડી શકતો હોય એવો મેં તો એકે શાહુકાર જોયો નથી. પણ તેણે તમારા હાથ અને પગ ગીરો રાખ્યા છે. આ વાત સમજો તો તમે કાંતતાં શીખી જાઓ અને તમારા જુવાન છોકરાઓને વણાટ શીખવી દો. વેડછી આશ્રમમાં તમારા ઘણા છોકરાઓ વણતાં શીખી ગયા છે. તમારી વચ્ચે તમારા જ ભાઈઓ તેમ જ બીજા સેવકો આજે પડેલા છે; અને જરૂર હશે ત્યારે તમારી પડખે ઊભા રહેવા બીજાયે ઘણા સેવકો તૈયાર છે. પણ છતી આંખે પાટા બાંધી આંધળો બને એના જેવો મૂર્ખ કોણ?

ગાયકવાડ સરકારને આપણે વિનંતી તો કરી કે અમે ઉતરાઈએ નહીં, ગૂંચવાઈએ નહીં એવો સરળ કાયદો અમને કરી આપો. પણ મૂર્ખ વસતા હોય ત્યાં ગમે તેવા સરળ કાયદાનો લાભ લઈ જનાર લુચ્ચાઓ હોય જ છે. જેમ લોભિયા વસે ત્યાં ધુતારાની ખોટ હોતી નથી, તેમ જ્યાં મૂર્ખો વસે ત્યાં લુચ્ચાની ખોટ રહેતી નથી. તમે ભોળા હો એ મને ગમે છે, પણ એ આ અર્થમાં કે તમે કોઈને ઠગો નહીં. પણ તમે કોઈથી ઠગાઓ શા માટે? આપણે અનાજ વગેરે ખેતરમાં જે કંઈ પેદા કરીએ તે વેચવાની પણ આપણામાં અક્કલ હોવી જોઈએ. ખરીદવું હોય તે ખરીદવાની પણ અક્કલ હોવી જોઈએ. પરંતુ આ અક્કલ દારૂ પીનારને ન જ આવે. કોઈ વાર ફરિયાદ સંભળાય છે કે દારૂ બંધ કરવામાં આવે તો લોકો ઘેર ગાળીને પીશે. એ તો બેવડું પાપ થાય. એક તો સરકારી ગુનો, અને બીજું ઈશ્વરે આપેલું પવિત્ર ખોળિયું અભડાવવાનું પાપ. જો શરીર દારૂ ભરવા માટે બનાવ્યું હોત તો ઈશ્વર પીપ જ ન બનાવત? એટલે મારી સલાહ માનો તો દારૂની વાસ આવે ત્યાંથી નાસો.

તમે અનાજ પકવો છતાં વર્ષમાં જોઈએ તેટલું સંઘરી ન જાણો અને શાહુકારને ત્યાં ખાવટી લેવા દોડો એ તો મૂર્ખાઈ ગણાય. આવો ખાવટીનો રિવાજ બંધ કરો. મજૂરી કરો અને તેના પૈસામાંથી અનાજ મેળવો.

## દેવું કરો જ શા માટે?

તમે ઘણા સહકારી મંડળીની વાત કરો છો. હું ઇચ્છું છું કે આ મંડળીઓ ખરેખર એવી સારી હોય. તેમાંથી તમને સાચો લાભ મળે છે એવો તમારો અનુભવ હોય તો ભલે તેમાં ભળો. પણ તેનો અર્થ એવો નહીં કે દેવાની અનુકૂળતા મળી માટે બિનજરૂરી ને ગજા ઉપરવટનું દેવું કરી પાડવું. મારો અનુભવ તો એવો છે કે શાહુકારો કરતાં મંડળીઓ વધારે આકરી નીવડી છે. શાહુકારને તો દબાવીને શરમાવીયે શકાય. પણ સરકાર એ કરડામાં કરડો શાહુકાર છે. એટલે લાભ હોય તો સહકારી મંડળીમાં ભળજો, પણ સંભાળીને કામ કરજો. કરજ કાઢવાની બહુ સગવડ મળે તેને અનેક કુટેવો પડે છે. મારી સલાહ તો એ છે કે તમારે દેવું જ ન કરવું. અનાજ અને વસ્ત્ર ઘરમાં કરી લે તેને દેવું કરવા શા માટે જવું પડે? આવા હિમ જેવા વર્ષમાં જરૂર પડે એ સમજી શકાય એવું છે. પણ ત્યારે પણ એટલું જ દેવું કરવું કે જે બીજી મોસમે ભરપાઈ કરી શકાય.

## ૬૬

# બોરસદ પ્લેગનિવારણ

[ સને ૧૯૩૫માં બોરસદમાં કૉંગ્રેસ તરફથી પ્લેગનિવારણનું કામ ઉપાડવામાં આવ્યું હતું ત્યારે સરકારે એક નિવેદન બહાર પાડ્યું હતું તેનો જવાબ.]

બોરસદ તાલુકામાં પ્લેગ ફાટી નીકળેલો અને તેમાં 'સરકારે તથા સ્થાનિક અમલદારોએ જે ભાગ લીધેલો તે બાબતમાં કેટલીક ગેરસમજ' દૂર કરવા મુંબઈ સરકારના પ્રકાશન વિભાગ તરફથી તા. ૨૭મી એપ્રિલે એક નિવેદન બહાર પાડવામાં આવ્યું છે. ગેરસમજૂતી કેવી રીતે થઈ તે કહેવાની દરકાર કર્યા સિવાય તે માની લે છે કે ગેરસમજૂતી થઈ છે. અને તે દૂર કરવા 'અમુક હકીકતો' રજૂ કરવાનો દાવો કરે છે તેમાં આડકતરી ટીકા કરીને પ્લેગને નાબૂદ કરવાના અમારા નમ્ર પ્રયાસોને હલકા પાડે છે. અત્યાર સુધી અમે સરકાર કે સ્થાનિક અમલદારોની પ્રવૃત્તિ કે નિષ્ક્રિયતાનો કશો ઉલ્લેખ કર્યો નથી. પણ અર્ધસત્યો ને નિરર્થક ટીકાઓથી ભરેલું આ જાહેર નિવેદન જોઈ અમને હકીકતો રજૂ કરવાની ફરજ પડે છે.

પ્લેગ ૧૯૩૨માં ફાટી નીકળ્યો, અને ત્યારથી નિવેદનમાં જણાવ્યું છે તેમ દર વરસે વધારે ઉગ્ર થતો ગયો છે અને તેનો વિસ્તાર પણ વધતો ગયો છે. પણ ચાર વરસમાં, આ પહેલી જ વાર સરકારને નિવેદન બહાર પાડવાનું ઉચિત લાગ્યું છે.

આ વરસે અમે આ મહત્ત્વનું જાહેરકાર્ય હાથમાં લઈ શક્યા અને એને માટે જરૂરી એવી સંપૂર્ણ કાળજીપૂર્વક એ પાર પાડ્યું એટલે સરકારને આ ગેરસમજ ઊભી થયેલી જણાય છે. આ બધા કામમાં લોકોના સ્વેચ્છાપૂર્વક સહકારની અપેક્ષા રહેતી હોવાથી અમારે રોજેરોજ લોકોને સંબોધીને પત્રિકાઓ બહાર પાડવી પડી અને દરેક જગ્યાએ સભાઓ કરવી પડી. આથી લોકોની તંદુરસ્તી અને સ્વચ્છતાની દૃષ્ટિ કેળવાઈ અને અમે જ્યાં જ્યાં ગયા ત્યાં ત્યાં તેમણે અમને મદદ કરી.

### પોકળ બચાવ

દેખીતી રીતે જ આ વસ્તુની સરકાર કદર કરી શકી નથી. એને બીક છે કે એના પર બેદરકારીનો આરોપ આવશે અને તેથી તે પોતાનો બચાવ કરવા બહાર પડી છે, જે કૃત્રિમ અને બિનજરૂરી છે. આની રીતે જે પોતાનો બચાવ કરે છે તે પોતાને જ ગુનેગાર ઠરાવે છે. જાહેર હિતની

ખાતર અમને આ બચાવનું પોકળપણું ઉઘાડું પાડવાની અને દુઃખદ પરિસ્થિતિ તરફ લાગતાવળગતાના સૌનું ધ્યાન ખેંચવાની ફરજ પડે છે. અહીં અમે જે કહીએ છીએ તેને સરકારી લખાણોનો આધાર છે અને તે પરથી ચોટડૂક સાબિત થાય છે કે સરકારે આ ગંભીર પ્રશ્નની આટલાં વરસો સુધી ઉપેક્ષા જ કર્યાં કરી છે અને જે કરવાની સરકારની ફરજ હતી તે લોકોએ જાતે કરવા માંડયું ત્યારે તેને જરા હાલવાની ફરજ પડી છે.

## બોલતા આંકડા

આ બોલતા આંકડા જુઓ. તાલુકામાં પ્લેગે લીધેલા ભોગના વધતા જતા આંકડા નિવેદનમાં આપવામાં આવ્યા છે એથી સરકાર પોતાના ઉપરનો આરોપ પોતાનાં જ નિવેદનમાં ઉઘાડો પાડે છે, તેની તેને ખબર છે? પ્લેગથી થયેલાં મરણની સંખ્યા ૧૯૩૨માં ૫૯ હતી. તે આંકડો વધીને ચાલુ વરસમાં ૫૮૯ સુધી પહોંચ્યો છે. પ્લેગવાળાં ગામોની સંખ્યા નિવેદનમાં આપવામાં આવી નથી. લોકોની જાણ ખાતર અમે તે આપીએ છીએ. ૧૯૩૨માં પ્લેગ એક જ ગામમાં થયો હતો. ૧૯૩૩માં ૧૦ ગામમાં થયો, ૧૯૩૪માં ૧૪ ગામ થયાં અને ચાલુ સાલમાં ૨૭ જેટલાં ગામ પ્લેગગ્રસ્ત છે. પ્લેગ અટકાવવા માટે પૂરેપૂરાં પગલાં લેવામાં આવ્યાં હોત તો આમ બનત ખરું?

## ગંભીર પ્રશ્ન સાથે રમત

સરકારે કેવી બેદરકારીથી કામ કર્યું છે તે બતાવવા માટે એક જ ગામનો દાખલો પૂરતો છે. ૧૯૩૨માં પોરડા ગામમાં પહેલવહેલો પ્લેગ ફાટી નીકળ્યો ત્યારે એક મહિના પછી એ ખબર છાપામાં પહોંચી ત્યાં સુધી તે તરફ ધ્યાન આપવામાં ન આવ્યું. પછી મામલતદાર ત્યાં ગયા અને અહીં પ્લેગ નથી ચાલતો, એ મતલબનાં નિવેદનો લીધાં, પણ તેની સાથે નોંધ કરી કે ઊંદરો પડ્યા છે ને માખો થઈ છે. મૂળ મુદ્દાને ટાળનારા આવા જવાબથી કલેક્ટરને સંતોષ ન થયો; અને તેણે વધારે ચોક્કસ ખબર મોકલવા દબાણ કર્યું ત્યારે મામલતદારે તાર કર્યો કે અહીં પ્લેગ હોવાનો સંભવ છે. લગભગ એક મહિનામાં તેણે ફરીથી તાર કર્યો કે પ્લેગના "૭ કેસ થયા છે અને તેમાંના એકનું મરણ" થયું છે; જ્યારે તબીબી અમલદારે રિપોર્ટ કર્યો કે મામલતદારના રિપોર્ટ પહેલાં બે મરણ થયાં હતાં. આ એપ્રિલ મહિનામાં બન્યું. ઓગસ્ટ મહિનામાં તબીબી અમલદારે પ્લેગ અને કોલેરા ચાલતો હોવાનો રિપોર્ટ કર્યો અને પોતાની

પાસે પહોંચી શકાય તે કરતાં વધારે કામ હોવાથી આ કામ માટે ખાસ મેડિકલ ઑફિસર નીમવા દબાણ કર્યું. જાહેર આરોગ્ય ખાતાના એસિસ્ટંટ ડાયરેક્ટરે ઓગસ્ટના અંતમાં પહેલવહેલી આ ગામની મુલાકાત લીધી, અને શોધી કાઢ્યું કે ગામમાં કોલેરા નહોતો પણ બધાં મરણ પ્લેગથી થયાં હતા તથા અત્યાર સુધીમાં કુલ અગિયાર મરણ થયાં હતાં. તેણે એ પણ નોંધ કરી કે અત્યાર સુધીમાં કોઈને પ્લેગની રસી મૂકવામાં આવી નહોતી તથા જંતુનાશક દવા છાંટીને પ્લેગવાળાં મકાનોની સફાઈ પણ કરવામાં આવી નહોતી. સપ્ટેમ્બરમાં ખાસ અમલદાર નીમવામાં આવ્યો. તેણે ચેપ દૂર કરવાની દવા, ઉંદર પકડવાનાં પીંજરાં તથા પ્લેગની રસી વગેરે સાધનોની વાર વાર માગણી કરી પણ તે સાંભળવામાં ન આવી એટલે તે કંઈ કરી શક્યો નહીં. તેણે એવો રિપોર્ટ કર્યો છે કે, ઇમલ્શન બનાવવા માટે કેરોસીન નહીં મળવાથી પ્લેગવાળાં ઘરો વગેરે ચેપરહિત કરવાનું બની શક્યું નહીં, કેટલાક દિવસ પછી પીંજરાં આવ્યાં પણ તે કામ આપે તેવાં નહોતા, આવશ્યક સાધનો ન હોવાને કારણે રસી ન મૂકી શકાઈ. જે રસી મોકલવામાં આવી હતી તે ઘણી જૂની હોવાથી ઉપયોગમાં લેવાય તેવી નહોતી, નવી રસી આવી ત્યારે પિચકારી, સોય વગેરે રસી મૂકવાનાં સાધનો પૂરતાં નહોતાં તેથી પંદરસો માણસની વસ્તીમાંથી ફક્ત બસો એકાણું માણસને રસી મૂકી શકાઈ. આ એ ખાસ અમલદારના રોજબરોજના અહેવાલનું મુખ્ય છે. એ પરથી રોજ રોજ વધતા જતા પ્લેગનું અને તેણે વાળેલા વાણનું કારણ જણાઈ આવે છે.

### મોડા પગલા

એ ખાસ અમલદાર થોડા વખત પછી ત્યાં કામ કરતો બંધ થયો. અને બોરસદમાં કામ કરતા સામાન્ય અમલદાર જેમને મેનિનજાઇટીસના ઉપચારથી માંડીને રાસમાં મૂકેલી સ્પેશિયલ પોલીસની સારવાર સુધીનાં અનેક કામ બજાવવાનાં હતાં તેમને આ પ્લેગનું કામ વધારાના કામ તરીકે સોંપવામાં આવ્યું. એક કરતાં વધારે સ્પેશિયલ મેડિકલ ઑફિસરો રાખવાનું કદી યોગ્ય માનવામાં નથી આવ્યું અને તેની નિમણૂક પણ મોસમના છેક છેવટના ભાગમાં કરવામાં આવે છે. આમ ૧૯૩૪માં એક સ્પેશિયલ ઑફિસર ૭મી માર્ચે નીમવામાં આવ્યો, જોકે પ્લેગ ૧૯૩૩ના ડિસેમ્બરમાં ફાટી નીકળ્યો હતો. ૧૯૩૫માં ખાસ અમલદાર ત્રીજી એપ્રિલે નીમવામાં આવ્યો, જોકે પ્લેગ શરૂ થયાનો રિપોર્ટ ૧૯૩૪ના ઑક્ટોબરની ૨૧મી તારીખે થયો હતો.

## રસી

એક એક ઘર સ્વચ્છ કરી દવા છાંટીને ચેપરહિત કરવા જેવા રોગ અટકાવવા માટેનાં આવશ્યક પગલા લેવાનું સરકારને કદી સૂઝયું નહોતું; પણ જેમાં તેમને શ્રદ્ધા છે તે રસી મૂકવાનુયે પાડોશના વડોદરા રાજ્યનાં ગામડાંમાં થયુ તેટલું સંપૂર્ણપણે અહી થયુ નહોતુ. ગ્રામવિસ્તારમાં ત્રણ હજાર અને શહેરી વિસ્તારમા લગભગ પાચ હજાર રસી મૂકી હોવાનો સરકારનો દાવો છે. બ્રિટિશ ગામોમાં અને નજીકમા આવેલા વડોદરા રાજ્યના ગામોમાં મૂકવામા આવેલી રસીનો તુલનાત્મક કોઠો નીચે આપવામાં આવ્યો છે તેનો અભ્યાસ કરવા જેવો છે

### રસી મૂકયાના તુલનાત્મક આંકડા

| બ્રિટિશ વસ્તી | | રસી મૂકી | વડોદરા વસ્તી | | રસી મૂકી |
|---|---|---|---|---|---|
| બોરસદ | ૧૩૧૯૧ | ૪૮૦૦ | પેટલાદ | ૧૯૨૩૬ | ૧૬૦૨૬ |
| આંકલાવ | ૫૦૦૦ | ૧૯૭ | ભાદરણ | ૫૩૨૮ | ૨૭૭૩ |
| વાછિયલ | ૫૦૦ | ૧૧ | ભાદરણિયા | ૭૩૦ | ૫૦૬ |
| વેરા | ૧૩૬૨ | ૭૮ | બોરિયા | ૧૪૨૫ | ૮૮૫ |
| રંગીપુરા | ૬૯૧ | ૧૨૪ | વટાવ | ૮૭૧ | ૫૦૦ |

આમ બ્રિટિશ રાજ્યમાં ગામડાંમાં ચાર ટકા ને શહેરોમા વસ્તીના પચાસ ટકા લોકોને રસી મૂકવામાં આવી હતી ત્યારે વડોદરા રાજ્યમાં ગામડાંમાં ને શહેરોમાં વસ્તીના સાઠ ટકા લોકોને રસી મૂકવામાં આવી હતી.

### પ્લેગ અટકાવવાનાં પગલાં પણ ઓછાં લીધાં

હવે ૧૯૩૨માં પ્લેગ અટકાવવાનાં બીજાં પગલાં લેવામાં આવ્યાં તે જોઈએ. ૧૯૩૫માં પ્લેગ અટકાવવા જે ઉપાયો લેવાયા તેમાં ૧૯૩૨ કરતાં કશો સુધારો નહોતો થયો, કદાચ બગાડો થયો હશે. એ યાદ રાખવું જોઈએ કે ૧૯૩૨માં પ્લેગ શરૂ થવાના રિપોર્ટ પછી તરત ગામ દીઠ એક ખાસ અમલદાર નીમવામાં આવ્યો હતો, જ્યારે ચાલુ સાલે સત્તાવીસ ગામોમા પ્લેગ શરૂ થયા પછી પાંચ મહિના સુધી કોઈ અમલદાર નીમવામાં નહોતો આવ્યો. આ બધા સમય દરમિયાન જાહેર આરોગ્ય ખાતાના આસિસ્ટંટ મેડિકલ ડાયરેક્ટરે સંકટગ્રસ્ત વિસ્તારમાં એક રાત પણ ગાળી નથી. સરકારી નિવેદન. જણાવે છે કે ભરૂચના આરોગ્ય ખાતાના અને શીતળા ટાંકનાર ઇન્સ્પેક્ટરને પ્લેગ અટકાવવાના ઉપાયો લેવા માટે ઈસરાવા ગામે જવાની સૂચના આપવામાં આવી હતી અને આરોગ્ય ખાતાએ મકાનો તથા ગામો ચેપરહિત કરવાની તથા ખાલી

કરવાની ઉત્તમ પદ્ધતિ વિષે સૂચનાઓ બહાર પાડી હતી. અમે બેધડક કહીએ છીએ કે એ ઇન્સ્પેક્ટર પ્રસિરાયામાં થોડા દિવસ રહ્યો અને તેમણે લોકલ બોર્ડના પ્લેગ ડ્યુટી ઇન્સ્પેક્ટર (આ હોદ્દો બહુ મોટો જણાય છે પણ એ વીસ રૂપિયાનો પગારદાર હતો) ને પોતાની નિષ્ણાત તરીકેની સલાહ આપવા ઉપરાંત કશું કર્યું નહીં. લોકલ બોર્ડના આ ઇન્સ્પેક્ટરે અમને કહ્યું કે તેણે આખા વરસમાં એકે ઉંદર માર્યો નહોતો અને તેના રિપોર્ટમાં ઉંદરોનો નાશ કર્યાના આંકડા આપવામાં આવ્યા હતા તે તો પ્લેગવાળા વિસ્તારમાંથી મરેલા ઉંદરો દૂર કર્યા તે વિષેના હતા. વીરસદના મેડિકલ ઑફિસર જેમને 'રસી મૂકવાનું કામ સુપરત કરવામાં આવ્યું છે' એમ નિવેદનમાં જણાવ્યું છે તે અમે આગળ એક પેરામાં જેમના વિષે ઉલ્લેખ કર્યો છે તે વ્યક્તિ છે અને તેમને માથે વધારેપડતું કામ છે. જાહેર આરોગ્ય ખાતા તરફથી દરેક વરસે એક જ જાતની સૂચનાઓ બહાર પડે છે અને તે મોકલવામાં પોસ્ટનું વધારાનું ખર્ચ થતું હશે એ ઉપરાંત તેનું કશું પરિણામ આવતું નથી.

જે રીતે કામ થયું છે તેના એકબે દાખલા લઈએ. અઢીસો જેટલી વસ્તીવાળા વાછિયેલ નામના નાના ગામમાં જાન્યુઆરીના પહેલા અઠવાડિયામાં પ્લેગ ફાટી નીકળ્યો. એક મહિના સુધી તેનો ચેપ ફેલાવા દેવામાં આવ્યો અને કશો રિપોર્ટ થાય તે પહેલાં ત્યાં પ્લેગથી દસ માણસ મરી ગયાં. એ દરમિયાન ગામના લોકોએ ચેપ લઈને આજુબાજુનાં ગામોમાં નાસભાગ શરૂ કરી. વીરસદના મેડિકલ ઑફિસરે છઠ્ઠી ફેબ્રુઆરીએ આ ગામની મુલાકાત લીધી. તેમણે બે ઘર ચેપરહિત કર્યાં અને અગિયાર માણસને રસી મૂકી. ત્યાર પછી ત્યાં કોઈ ગયું નથી અને બીજાં છવ્વીસ મરણ થયાં છે.

બોરસદની બાબતમાં એમ બન્યું કે પ્લેગગ્રસ્ત પેટલાદમાંથી સત્તાવીસ ગોલા ત્યાં આવ્યા. મામલતદાર જે પોતાના હોદ્દાની રૂએ મ્યુનિસિપાલિટીના સભાસદ છે તેને ૧૯૩૪ના ઑક્ટોબરની ૭મીએ આ બાબતની ખબર આપવામાં આવી. પણ તેમને ખસેડવાનો, અલગ રાખવાનો કે રસી મૂકવાનો પ્રયત્ન કરવામાં ન આવ્યો અને તેમણે રોગ ફેલાવ્યો. પરિણામે બત્રીસ માણસો મરણ પામ્યાં.

### વખત વીત્યા પછીનું પગલું

નિવેદન જણાવે છે કે, લોકો પોતાને ઘેર પાછા ફરે તે પહેલાં આખા શહેરને ધુમાડો કરીને તથા દવા છાંટીને ચેપરહિત કરવા સરકારે બે

હજાર રૂપિયાની ગ્રાન્ટ આપી છે. પણ અમારી સ્વયંસેવકોની ટુકડીએ ડૉ. ભાસ્કર પટેલની સૂચના મુજબ શહેર સાફ કર્યું છે અને ધુમાડો કરીને તથા દવા છાંટીને ચેપરહિત કર્યું છે. ઘણાખરા લોકો પોતાનાં ઘરોમાં પાછા આવી ગયા છે. હવે સરકારની ઇચ્છા હોય તો એ રકમ વેડફી મારે. જે ઘણાખરા લોકો પાછા આવી ગયા છે તેમને વળી પાછા આમથી-તેમ ફેરવવામાં આવશે એમ માનીએ તો જે ગતિએ કામ ચાલે છે તે જોતાં જાહેર આરોગ્ય ખાતાને કામ પૂરું કરતાં ચાર મહિના લાગશે. આ કામ મજૂરો પાસે કરાવવામાં આવે છે અને એમણે પંદર દિવસમાં પાંચસોથી વધારે ઘર સાફ કર્યાં નથી.

### ભ્રામક આંકડા

નિવેદનમાં આપેલા કેટલાક આંકડાનું આગળ આપણે પૃથક્કરણ કર્યું. આંકડા કેવા ભ્રામક હોઈ શકે એ બતાવવા માટે એક બીજી બાબત લઈશું. નિવેદનમાં જણાવવામાં આવ્યું છે કે, "માર્ચની આખરે બોર્ડે પ્લેગ અટકાવવાના ઉપાયો લઈને તેમાં ૨૫૦૦ રૂપિયા ખર્ચ્યા હતા." ચોક્કસ રકમ ૨૪૮૬ની છે. આ રકમ પણ આ પ્લેગગ્રસ્ત વિસ્તારમાં ખર્ચેલી નથી પણ આખા ખેડા જિલ્લામાં ખર્ચેલી છે અને કોલેરા રાહતમાં ખર્ચેલા ૭૮૭ રૂપિયા પણ તેમાં આવી જાય છે. આ બેદરકારી-ભરી અચોકસાઈ બતાવે છે કે સામાન્ય રીતે કામ કેટલું બેદરકારીથી અને અણઘડ રીતે ચાલે છે.

### શાસ્ત્રીય પદ્ધતિ

પોતાની પદ્ધતિ શાસ્ત્રીય છે એ બાબત પર નિવેદનમાં દેખીતો ભાર મૂકવામાં આવ્યો છે અને એમાં એવો ઇશારો કરવામાં આવ્યો છે કે અમારી પદ્ધતિ અશાસ્ત્રીય છે અને ચેતવણી આપવામાં આવી છે કે અમે આરોગ્ય ખાતાના અમલદારો સાથે સહકાર કરીએ તો જ અમારી મદદ કંઈક લાભદાયક થઈ શકે. આ સહકાર કરવાની બાબતમાં અમારે જરા વિસ્તારપૂર્વક કહેવું જોઈશે. શાસ્ત્રીય પદ્ધતિની બાબતમાં એક બે હકીકતો નોંધીએ. વરસની શરૂઆતમાં મ્યુનિસિપાલિટીના ટૂંકા પગારના નોકરોને માથે ઇમલશન બનાવવાનું કામ આવી પડયું હતું. તેમણે તે એવી અણઘડ રીતે કર્યું કે એક તેર વરસની છોકરી લગભગ જીવતી બળી ગઈ અને ઇસ્પિતાલમાં લઈ ગયા પછી તરત મરણ પામી; એક બાળક અને બેમાંના એક ઇન્સ્પેક્ટર સખત દાઝી ગયા અને બીજા ઇન્સ્પેક્ટરના ગળામાં ગરમ કેરોસીનની ધૂણી એટલી ચાલી ગઈ કે તેને એકોથ

અવસ્થામા હસ્પિતાલમા ખસેડવો પડ્યો પરિણામે મ્યુનિસિપાલિટીએ આ કામ બધ કર્યું નિવેદન બહાર પડ્યુ તેના થોડા દિવસ પહેલા આરોગ્ય ખાતાના આસિસ્ટટ ડાયરેક્ટરે આ કામ માટે ખાસ નીમેલા મેડિકલ ઓફિસર અને સેનિટરી ઇન્સ્પેક્ટરની દેખરેખ નીચે તે ફરીથી શરૂ કરવામા આવ્યુ આ અમલદારોએ પણ એ જ રીતે ટિનના વાસણ બાબત ગફલત કરી ને ભડકો થતા માડ બચી ગયો

ધૂણી કરવાની બાબતમા જાહેર આરોગ્ય ખાતાના આસિસ્ટટ ડાયરેક્ટર જેઓ ધૂણી કરવાની પોતાની ખાસ પદ્ધતિ (પૉટ-મેથડ) માટે બહુ ઉત્સાહ બતાવતા હતા તેમણે પોતે છેવટે કબૂલ કર્યું કે એ પદ્ધતિમા વાપરવાના વાસણની કિમત દસ રૂપિયા પડતી હોવાથી ગામડા માટે એ વધારેપડતી ખરચાળ પદ્ધતિ છે અને એ એટલી અગવડભરેલી છે કે તેનો અસરકારક ઉપયોગ થઈ શકે નહીં, અને તેથી છેવટે તેમણે અમારી સાદી પદ્ધતિ સ્વીકારવાની સલાહ આપી

**સહકાર તરછોડ્યો**

હવે સહકાર કરવા બાબતની ચેતવણી પર આવીએ આ આખો પૅરો નિર્ભયતાપૂર્વક લખાયો છે. અમારા જે સ્વયસેવકોએ પોતાની જિંદગીને જોખમે ગામેગામ અને ઘેરેઘેર જઈને મહોલ્લા જ નહીં પણ ઘરોના અધારામા અધારા ખૂણા સાફ કર્યા અને ધૂણી કરીને તથા દવા છાટીને ચેપરહિત કર્યાં તેમને માટે સરકારે કદરના બે શબ્દો કહેવા જોઈતા હતા પણ અમે સરકાર કદર કરે તેટલા સારુ કે લોકો વખાણ કરે તેટલા સારુ આ કામ માથે લીધુ નહોતુ કેવળ કર્તવ્યબુદ્ધિથી અને આટલી નમ્રતાપૂર્વક આપવામા આવેલી મદદ સ્વીકાર્ય થશે એવી આશાથી એ કામ હાથ ધરવામા આવ્યુ હતુ. હવે અમે થોડી હકીકતો આપીને બતાવી આપીશુ કે સહકારની અમારી દરખાસ્ત સરકારે દરેક પગલે કેવી નકારી હતી

માર્ચના પહેલા અઠવાડિયામા જ્યારે અમે જોયુ કે તાલુકામા પ્લેગે કેર વર્તાવવા માડ્યો છે ત્યારે અમે મુબઈના કુશળ અને અનુભવી ડૉ ભાસ્કર પટેલ એમ ડી ને આ પ્રદેશમા પ્રવર્તતી સ્થિતિ વિષે જાતે તપાસ કરીને રિપોર્ટ કરવા મોકલ્યા તેઓ ૧૩મી માર્ચે બોરસદ આવ્યા, પ્લેગવાળા લગભગ બધા જ ગામોની મુલાકાત લીધી અને જોયુ કે લોકો લાચાર અને ભયભીત દશામા છે એમનો હેવાલ મળ્યા પછી અમારા કાર્યકર્તાઓ સાથે મસલત કરીને અમે પ્લેગના ઉપદ્રવ સામે ઉગ્ર જેહાદ ચલાવવા બોરસદમા રાહત છાવણી ખોલવાનુ તથા બોરસદ છાવણીના

મકાનમાં પ્લેગ હૉસ્પિટાલ ખોલવાનું નક્કી કર્યું. ડૉ. ભાસ્કર પટેલે હાફકિન ઇન્સ્ટિટ્યૂટની મુલાકાત લીધી, કર્નલ સોખે આઈ. એમ. એસ. ની સલાહ લીધી અને રોગ અટકાવવાના કેટલાક ઇલાજોની ચર્ચા કરી અને ૨૭મી માર્ચે બોરસદ આવીને પડાવ નાખ્યો. તે દિવસથી અમે પચાસ ભાઈઓ તથા બહેનોની સ્વયંસેવક ટુકડી સાથે કામ શરૂ કર્યું.

### કલેક્ટરની ઊડતી મુલાકાત

અમે અહીં આવ્યા ત્યારે ખબર પડી કે આ વખતે ૨૧મી ઑક્ટોબર ૧૯૩૪ને રોજ પ્લેગ શરૂ થયો ત્યારથી આજ સુધી કોઈ જવાબદાર અધિકારીએ આ દુર્ભાગી પ્રદેશની મુલાકાત લીધી નથી. કલેક્ટર અને જાહેર આરોગ્ય ખાતાના આસિસ્ટંટ ડાયરેક્ટરે પહેલવહેલી ૩૧મી માર્ચે બોરસદની ઊડતી મુલાકાત લીધી અને પ્લેગગ્રસ્ત વિસ્તારના કોઈ પણ ભાગમાં ગયા સિવાય તે જ દિવસે પાછા ચાલ્યા ગયા. આસિસ્ટન્ટ ડાયરેક્ટર બીજી એપ્રિલે ફરી બોરસદ આવ્યા ત્યારે તેઓ આંકલાવ ગામે, જ્યાં પ્લેગે ઉગ્ર સ્વરૂપ ધારણ કર્યું હતું ત્યાં જશે એમ જાહેર કરવામાં આવ્યું હતું. તેમનો કાર્યક્રમ આંકલાવના લોકોને જણાવવામાં આવ્યો હતો અને અમે તે દિવસે એમની સાથે સલાહ મસલત કરીને ત્યાં કામ શરૂ કરવાની બધી તૈયારી કરી હતી. પણ અમને કહેવામાં આવ્યું કે એમને પોતાનો કાર્યક્રમ રદ કરવો પડ્યો કારણ કે આંકલાવ જવાનો રસ્તો બહુ ધૂળવાળો હતો એટલે ત્યાં જતાં તેમની મોટર બગડે. પણ તે દિવસે તેઓ અમારી હૉસ્પિટાલમાં આવ્યા, અમારી છાવણી જોઈ અને અમારી સાથે તથા ડૉ. ભાસ્કર પટેલ સાથે પ્લેગ સામે લડવાની પદ્ધતિ વિષે ઘણી ચર્ચા કરી. અમે જે કરતા હતા તથા કરવાનો ઇરાદો રાખતા હતા તે બધું તેમને સમજાવ્યું અને તેઓ કંઈ કામ શરૂ કરે તો અમારા સંપૂર્ણ સહકારની ખાતરી આપી. તેમણે કહ્યું કે મારી પાસે ૪૦૦૦ રૂપિયા ખર્ચવાના હોય તો હું આ તાલુકામાંથી પ્લેગને થોડા જ વખતમાં નિર્મૂળ કરી નાખું.

### સરકારી અસહકાર

પમી એપ્રિલે પ્લેગના ઉપદ્રવને કાબૂમાં લેવાના ઉપાયો ચર્ચા કરીને નક્કી કરવા મામલતદારે પોતાની ઑફિસમાં સભા ભરી. તેમાં જિલ્લા લોકલ બોર્ડ ને તાલુકા બોર્ડના પ્રમુખોને, બોરસદ મ્યુનિસિપાલિટીના પ્રમુખ અને મંત્રીને, અને વીરસદ તથા બોરસદના બે મેડિકલ ઑફિસરોને આમંત્રણ આપવામાં આવ્યું હતું. જિલ્લા લોકલ બોર્ડના પ્રમુખની વિનંતીથી જાહેર આરોગ્ય ખાતાના આસિસ્ટન્ટ ડાયરેક્ટરને ખાસ આમંત્રણ આપવામાં

આવ્યું હતું પણ તેઓ સભામાં ન ગયા. જિલ્લા લોકલ બોર્ડના પ્રમુખે તાલુકા બોર્ડના પ્રમુખને મોટર ભાડે કરીને મોકલવા મંજૂરી આપી ત્યારે તે મોટર લઈને આસિસ્ટન્ટ ડાયરેક્ટર, તાલુકા લોકલ બોર્ડના પ્રમુખ અને મામલતદાર સાથે પડેલવહેલા કંથારિયા ને આંકલાવ ગયા. આ બન્ને ગામમાં તે દિવસે અમારા સ્વયંસેવકો ડૉ. ભાસ્કર પટેલની દેખરેખ નીચે મકાનો સાફ કરીને ચેપરહિત કરવાની ઉગ્ર ઝુંબેશ ચલાવતા હતા. ડૉ. ભાસ્કર પટેલ આ ગામોના પ્લેગવાળા દરદીઓને તપાસીને ઉપચાર પણ કરતા હતા. અમે અમારા સંપૂર્ણ અને રાજીખુશીના સહકારની ખાતરી આપી હોવા છતાં આસિસ્ટન્ટ ડાયરેક્ટર અને તેમના સાથીઓએ અમને મળવાનું ટાળ્યું એ જોઈને અમને નવાઈ લાગી. ૧૨મી એપ્રિલે તેઓ પંડોળી ગયા ત્યારે ત્યાં પ્લેગના બે નવા કેસ થયા હતા, ને દરદીઓનાં સગાંવહાલાં તેમની તપાસ ને ઉપચાર કરાવવાની ચિંતામાં હતાં. ડૉ. ભાસ્કર પટેલ આસિસ્ટન્ટ ડાયરેક્ટરને મળ્યા અને આ બે કેસ જોવાની તેમને વિનંતી કરી, પણ તેમણે તેમ કરવાની દરકાર ન કરી.

અમે જે હકીકત તરફ અમલદારોનું ધ્યાન ખેંચવાનો પ્રયત્ન કર્યો તે તરફ ધ્યાન આપવાના ઇરાદાપૂર્વકના ઇનકારનો અને અત્યંત બેદરકારીનો એક દાખલો અહીં નોંધ્યા સિવાય અમે રહી શકતા નથી. બોચાસણમાં ૨૯મી માર્ચ પહેલાં પ્લેગના કેસ થયા હતા. અમારા દાક્તરે બે કેસોની સારવાર કરી હતી અને આ ગંભીર પરિસ્થિતિ તરફ ગામના પટેલનું ધ્યાન ખેંચ્યું હતું તથા રોગને ફેલાતો અટકાવવાનાં પગલાં લેવાનું શરૂ કર્યું હતું. છઠ્ઠી એપ્રિલની અમારી રોજિંદી પત્રિકામાં આ વિષે ઉલ્લેખ કરવામાં આવ્યો હતો. પણ આ બધાની અવગણના કરીને અને આપણા કાર્યકર્તાઓ તેની આંખ આગળ કામ કરી રહ્યા હતા છતાં મામલતદારે પટેલ અને બીજા કેટલાક પાસેથી ૧૨મી એપ્રિલે એવું નિવેદન લીધું કે ગામમાં પ્લેગ છે જ નહીં અને કશું કરવાની જરૂર નથી. પણ લોકોની ફરિયાદો આવવાથી બીજે દિવસે જ્યારે મેડિકલ ઑફિસરે તેને રિપોર્ટ કર્યો કે ગામમાં પ્લેગના ઘણા કેસ થયા છે ત્યારે તેને જિલ્લા લોકલ બોર્ડના પ્રમુખને તાર કરવાની ફરજ પડી.

સરકારને અમારો સહકાર લેવાની જરાયે ઇચ્છા નહોતી એ બતાવવા માટે આ વિગતો પૂરતી છે. દરેક પગલે અમે જોયું છે કે આરોગ્ય ખાતાના અમલદારો અમારી સાથે સહકાર કરવા તૈયાર નહોતા એટલું જ નહીં પણ તેમના વલણને કારણે અત્યાર સુધી રાજીખુશીથી સહકાર આપતી

મ્યુનિસિપાલિટીએ પણ પોતાનો સહકાર પાછો ખેંચી લીધો. આના અનેક દાખલા આપી શકાય તેમ છે પણ તે જગ્યાને અભાવે નથી આપતા.

### અતિ મોડી સૂચના

આરોગ્ય ખાતાના આસિસ્ટન્ટ ડાયરેક્ટરે તૈયાર કરેલી ૧૯૩૫ના એપ્રિલની ૮મી તારીખની નોંધની નકલ અમારી પાસે આવી છે. તેમાં બોરસદ તાલુકામાં પ્લેગની શરૂઆતથી આજ સુધીનો ઇતિહાસ આપવામાં આવ્યો છે. તેની સાથે પ્લેગનાં કારણો તથા સ્થાનિક સંસ્થાઓએ અને જાહેર આરોગ્ય ખાતાએ પ્લેગ અટકાવવાનાં ને સાવચેતીનાં શાં શાં પગલાં લીધાં તે જણાવવામાં આવ્યું છે અને ભવિષ્યમાં પ્લેગના ઉપદ્રવને નાબૂદ કરવા લેવાના ઇલાજોની ભલામણો પણ કરવામાં આવી છે. તેમણે રોગ અટકાવવા જે પગલાં લીધાનો દાવો કર્યો છે તે આપણે વિગતવાર તપાસ્યાં. પણ આખી વસ્તીની જિંદગીને લગતી આવી ગંભીર બાબતમાં અતિશય બેદરકારી માટે આરોગ્ય ખાતાને ગુનેગાર ઠેરવવા નોંધમાં કરેલી આ ભલામણો જ પૂરતી છે. નોંધમાં આસિસ્ટન્ટ મેડિકલ ડાયરેક્ટર સૂચવે છે કે આવતા ઑગસ્ટ, સપ્ટેમ્બર ને ઑક્ટોબર માસમાં બે મેડિકલ ઑફિસરો સરકાર પાસે માગવા જોઈએ કારણ કે તે માને છે કે આ વિભાગમાં નવી રેલવે લાઈન થવાથી મલેરિયા વધ્યો છે, તેથી લોકોની જીવનશક્તિ ઓછી થઈ છે અને પ્લેગની સામે થવાની શક્તિ ઘટી છે. આથી તેઓ ઇચ્છે છે કે તાલુકાના વાયવ્ય ખૂણામાં આવેલાં ગામોના લોકોએ આવતા નવેમ્બર પહેલાં ખૂબ ક્વિનાઈન લેવા માંડવું જોઈએ. વળી તેઓ કહે છે કે રોગ અટકાવવા માટે નવેમ્બર મહિનામાં ઉંદરોનો સામટો નાશ કરવાનું હાથ ધરવું જોઈએ. આગળ ચાલતાં તેઓ જણાવે છે કે આને માટે નીચે જણાવ્યા પ્રમાણે માણસો ને સાધનોની જરૂર છે :

૧. ત્રણ તબીબી અમલદાર. ૧લી નવેમ્બરથી ૩૦મી એપ્રિલ સુધી પ્લેગને લગતું કામ કરવા માટે. (માસિક ૯૦ રૂપિયાના પગારથી)

૨. જેલમાં બનેલાં સારી જાતનાં ૫૦૦ ઉંદરિયાં. (રૂ. ૨–૪–૦ના દરથી)

૩. ઇન્સ્પેક્ટર દીઠ એક દવા છાંટવાનો પંપ. (એક પંપના રૂ. ૩૦–૦–૦)

૪. ગામ દીઠ બશેર બેરિયમ કારબોનેટ. કુલ લગભગ ૨૦૦ શેર. (શેરના રૂ. ૧–૪–૦)

૫. ચાર ઇન્સ્પેક્ટરો (માસિક ૪૦ રૂપિયાના પગારથી) દરેકને ૨૫ કરતાં વધારે ગામ ન આપવાં.

૬. ઇન્સ્પેકટર દીઠ ૨ પોટ (એકના રૂ. ૪–૦–૦) અને પ્લેગની અસરવાળા ગામ દીઠ ૨૦૦ શેર ગંધક. (શેરના રૂ. ૩–૦–૦)

૭. રૂા. ૨૦૦૦ પ્લેગની રસી માટે.

કુલ લગભગ ૭૦૦૦ રૂપિયા થશે.

વળી તે ભલામણ કરે છે કે એક મહત્ત્વનું પગલું એ લેવું જોઈએ કે મામલતદાર અથવા બીજા કોઈ લાયક અધિકારીને એવી સત્તા આપવી જોઈએ કે પ્લેગના હુમલાની કે ઉંદરો પડે તેની એ અધિકારીને ખબર આપવાની લોકોને ફરજ પડે તથા એને પ્લેગવાળાં ઘર ચેપરહિત કરાવવાની, પ્લેગના ભયવાળા કોઈ ગામ કે શહેરનું આરોગ્ય સચવાય તેવાં પગલાં લેવાની અને ચેપવાળાં સ્થળોએથી આવતા લોકોનાં કપડાં, અનાજ વગેરે ચેપરહિત કરવાની સત્તા આપવી જોઈએ. વિશેષમાં તે જણાવે છે કે બોરસદ જેવા ગામમાં ગામની બહાર હવા પેસી ન શકે તેવો પતરાંનો માંડવો હોવો જોઈએ જેમાં યોગ્ય પદ્ધતિથી કપડાં, અનાજ વગેરે ચેપરહિત કરી શકાય.

અમે પૂછીએ છીએ કે આ તાલુકામાં પ્લેગ અટકાવવા માટે આસિસ્ટંટ ડાયરેક્ટરને આવશ્યક લાગતી આ વિગતવાર પદ્ધતિની આરોગ્ય ખાતાના નિષ્ણાત અને અનુભવી અમલદારોએ આજ સુધી કેમ ભલામણ નહોતી કરી? જિલ્લા લોકલ બોર્ડના દફતરની નોંધ પરથી જણાય છે કે પ્લેગના દરેક હુમલાને અંતે જાહેર આરોગ્ય ખાતાને એવી બીક રહેતી હતી કે બીજી ઋતુમાં પ્લેગ વધારે ઉગ્રતાથી ફાટી નીકળશે. છતાં આ ઉપાયો કેમ નહોતા લેવાયા કે સૂચવાયા? ૧લી નવેમ્બર પહેલાં અનેક ખાસ તાલીમ પામેલા તબીબી અમલદારો અને ઇન્સપેક્ટરો રોકવાની જરૂર હોય તો આરોગ્ય ખાતાને કેમ ન સૂઝયું કે આ બધી જવાબદારી એકના એક મેડિકલ ઓફિસર, જેની પાસે તાલીમ પામેલાં માણસ નહોતાં, અને જેને પોતાની હંમેશની ફરજ ઉપરાંત નજીકના તાલુકામાં વધારાની ભારે ફરજ પૂરતાં સાધનો સિવાય બજાવવાની હતી, તેના પર નાખવી એ ગુનાહીત કૃત્ય હતું?

## સરકારની અમને ભડક નથી

અમે અમારું કહેવાનું પૂરું કર્યું. આ નિવેદન બહાર પાડતાં અમને આનંદ થયો નથી. પણ અમને લાગે છે કે સરકારે એ માગી લીધું છે. પ્લેગના સવાલ સાથે પહેલાં તેમણે રમત કરી અને જ્યારે જોયું કે લોકો તેમના કરતાં આગળ નીકળી ગયા છે ત્યારે ઝટ દઈને નિવેદન બહાર

પાડ્યું. તે નિવેદનમાં જે સાચી હકીકત છે તે સરકારને દોષિત ઠરાવે છે અને તેમાં જ્યાં સ્પષ્ટીકરણ કરવાનો દાવો કરવામાં આવ્યો છે ત્યાં તે ભ્રામક બન્યું છે.

અમારું કામ હજી ચાલે છે, અને અમે થોડા જ વખતમા અમારા કામનો અહેવાલ બહાર પાડવાની આશા રાખીએ છીએ. પ્લેગગ્રસ્ત વિસ્તારનું દરેક ઘર અને ગામ વાળીઝૂડીને ચેપરહિત ન કરીએ ત્યાં સુધી અમે જંપીને બેસવાના નથી. અમે નમ્રતાપૂર્વક જણાવીએ છીએ કે અમારામાંથી એક જણ ઇલાકાના બીજા નંબરના શહેરના આરોગ્ય વિષયક કામના વડા તરીકે વરસો સુધી હતા, ખાસ કરીને જ્યારે ત્યાં પ્લેગ ઉગ્ર રૂપે ચાલતો હતો ત્યારે. બીજા ઘણાં વરસ સુધી ખેડા જિલ્લા લોકલ બોર્ડના પ્રમુખ રહ્યા છે અને હમણાં જ તે જગ્યાએ ફરીથી ચૂંટાયા છે. આમ જાહેર આરોગ્ય વિષયક કામના અનુભવી હોવાનો અમે દાવો કરી શકીએ. અમને મુંબઈના કુશળ અને અનુભવી દાક્તર, જે લાંબા વખત સુધી કોંગ્રેસ ફ્રી હૉસ્પિટાલના ચાર્જમાં હતા, તેમની ઐચ્છિક સેવાનો લાભ મળ્યો હતો. છતાં અમે સરકારી નિષ્ણાતોની મદદ અને સહકારનો પૂરેપૂરો લાભ લેવા તૈયાર હતા. પણ તે અમને આપવામાં ન આવ્યો. ભવિષ્યમાં આવા પ્રસંગોએ એ લાભ મળશે એવી આશા રાખીએ. પ્લેગના આવા ભયાનક અને ઘર કરી ગયેલા ઉપદ્રવને નાબૂદ કરવાનું કામ સહેલું નથી. એ કામ જેટલું આપણું છે તેટલું જ સરકારનુ છે. સરકારના સહકારની અમને ભડક નથી, સરકારે પણ ભડક ન રાખવી જોઈએ.

(અંગ્રેજી પરથી)

# ૬૭

# ત્રીજી સ્થાનિક સ્વરાજ પરિષદ

[ તા. ૨૭ અને ૩૦ નવેમ્બર, ૧૯૩૫ના રોજ ભરૂચ મુકામે મળેલી, ગુજરાત વિભાગની સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓની ત્રીજી પરિષદના પ્રમુખસ્થાનેથી આપેલું ભાષણ. ]

ગુજરાત પ્રાન્તની સ્થાનિક સ્વરાજની સંસ્થાઓની આ પરિષદનું પ્રમુખસ્થાન ફરીથી પાછું મને આપી આપે મને જે માન આપ્યું છે તેને માટે આપનો આભાર માનું છું. સાત વર્ષ ઉપર સુરત શહેરમાં આપણી પહેલી પરિષદ ભરવામાં આવી હતી ત્યારે એ પરિષદના પ્રમુખસ્થાનેથી આવી પરિષદોની ઉપયોગિતા વિષે મેં મારી અશ્રદ્ધા પ્રદર્શિત કરી હતી. ત્યાર પછી સને ૧૯૩૧ના જુલાઈ માસમાં અમદાવાદ શહેરમાં મળેલી બીજી પરિષદ પ્રસંગે સ્વાગત મંડળના પ્રમુખ શ્રી ગણેશ વાસુદેવ માવલંકર અને પરિષદના પ્રમુખ શ્રી દાદુભાઈ દેસાઈએ પણ મારી શંકાનું સમર્થન કર્યું હતું. આજે આપણી આ ત્રીજી પરિષદ મળે છે. મારે દિલગીરી સાથે કહેવું પડે છે કે આ પ્રવૃત્તિ વિષે મારી અશ્રદ્ધા કમી થવાને બદલે વધારે પ્રબળ બની છે. આજ સુધીમાં ઇલાકાની આઠ પરિષદો ભરાઈ. એ ઉપરાંત જુદા જુદા વિભાગની પણ કેટલીયે પરિષદો ભરાઈ પરંતુ તેમાંથી કંઈ ખાસ પરિણામ આપણે મેળવી શક્યા હોઈએ એમ લાગતું નથી. આજ સુધીની પરિષદોમાં થયેલા ઠરાવો જોતાં એમાંના એકે અગત્યના ઠરાવનો અમલ સરકાર પાસે હજી સુધી કરાવી શક્યા નથી. સ્થાનિક સ્વરાજ ખાતાના પ્રધાન ઇલાકાની પરિષદના કાયમના પ્રમુખ હોવા છતાં એમને જ આધીન વિષયને લગતા એક પણ ઠરાવનો અમલ કરાવવા જેટલી અસર સરકાર ઉપર ન પાડી શકાય તો આવી પરિષદો ભરવાથી શો લાભ થાય એ આપણે વિચારવા જેવું છે. આ સંજોગોમાં કેવળ આ પરિષદના સંચાલકોના આગ્રહને વશ થઈને મેં પ્રમુખપદનો સ્વીકાર કર્યો છે.

મોન્ટેગ્યુ-ચેમ્સફર્ડ સુધારાના અમલ પછી આપણા ઇલાકામાં સ્થાનિક સ્વરાજની સંસ્થાઓની પ્રગતિ અટકી પડી છે અને એ સંસ્થાઓનો વિકાસ થવાને બદલે દિવસે દિવસે એનો શ્વાસ રૂંધાતો જાય છે. આ ખાતું પ્રધાનને સુપરત કરવામાં આવ્યું ત્યારથી જ એને ગ્રહણ લાગુ થયું છે અને ત્યારથી એનું તેજ દિવસે દિવસે ક્ષીણ થતું ચાલ્યું છે. સરકાર એ

સંસ્થાઓની જવાબદારીમાંથી મુક્ત થવાથી સ્થાનિક અમલદારો એના કામમાં સહાયભૂત થવાનું છોડી દઈ અનેક સ્થળે વિઘ્નરૂપ થતા માલૂમ પડ્યા. અનેક વર્ષોથી આ સંસ્થાઓને મળતી આર્થિક મદદ બંધ કરવામાં આવી, એની ઊપજનાં વાજબી સાધનો ઉપર આક્રમણ કરવામાં આવ્યું અને જે કર નાખવાની રજા એને મળવી જોઈએ તે રજા આપવાની સરકારે ના પાડી અને પછી તેવા કર પોતે જ નાખી પોતાની ઊપજમાં વધારો કર્યો છે.

કેટલાંક કામ સરકાર તરફથી થતા હતા અને તેનું ખર્ચ સરકારે ભોગવવું જોઈએ અને ભોગવતી હતી તે બધાં આ સંસ્થાઓ ઉપર ઢોળી પાડવામાં આવ્યાં છે. જમાનાને અનુસરીને પ્રજા સુખસાધનોની માગણી કરવા લાગી પણ તેને પહોંચી વળવા સગવડ કરવાને એક પણ આવકનું સાધન એની પાસે રહ્યું નહીં. આવી દેવાળિયા સંસ્થાઓનો વહીવટ કરવાનું કામ પ્રજાજનોને સોંપી સ્વરાજની તાલીમના અખાડામાં ખેલવાનું ભાગ્ય તેના પ્રતિનિધિઓને પ્રાપ્ત થયું છે. આ વિકટ કામને બીજી રીતે બને તેટલું સરળ કરવાને બદલે તેને વધારે વિકટ બનાવવા માટે કોમી પ્રતિનિધિત્વનું ઝેર એમાં દાખલ કરવામાં આવ્યું અને એટલાથી સંતોષ નહીં માનતાં તે ઉપરાંત એમાં મનસ્વી નૉમિનેશનનું હળાહળ વિષ દાખલ કરી ખુશામત અને ખટપટના દરવાજા ખોલી મૂક્યા. આ નૉમિનેશનની સત્તાનો એટલે સુધી દુરુપયોગ કરવામાં આવ્યો કે મ્યુનિસિપલ કારભારને અંગે ગંભીર ગેરવહીવટના આરોપ માટે જેને દોષવાન ગણી આખી મ્યુનિસિપાલિટી બરતરફ કરવામાં આવેલી તેવા સભાસદને જ્યારે ચૂંટણીમાં મતદારોએ નાપસંદ કર્યો ત્યારે અનિષ્ટ હેતુ પાર પાડવાને ખાતર એ જ મ્યુનિસિપાલિટીમાં પાછા તેમને નૉમિનેટ કરી પ્રજાતંત્રને ભ્રષ્ટ બનાવી મૂકતાં સરકારને મુદ્દલ સંકોચ ન થયો. આવી રીતે આ સંસ્થાઓને ખુશામત, ખટપટ અને પક્ષાપક્ષનાં ક્ષેત્ર બનાવી તેની આર્થિક મુશ્કેલીઓ વધારી મૂકી ખુદ દેવતાઓ પણ નિષ્ફળ નીવડે એવું કામ સફળ કરવાની જવાબદારી પ્રજાકીય સભાસદોને માથે નાખી દીધી છે. એમાંથી આપણી સ્વરાજ્યની લાયકાતનું માપ કાઢવાનું કામ અઢળક પગાર અને અમર્યાદિત સત્તા ભોગવતા બિનદિલસોજ હાકેમોના હાથમાં આવી પડ્યું. ભોગજોગે જો આ હાકેમો અને આ કમભાગ્ય લોકનિયુક્ત સભાસદોને થોડાક સમયને માટે અરસપરસ એકબીજાની જગ્યાનો અદલોબદલો કરવાનો પ્રસંગ આવે તો આ પરીક્ષકોની ખરેખરી પરીક્ષા થાય. મારી ખાતરી છે કે આ હાકેમો એક દિવસ પણ એ સ્થળે રહેવાનું કબૂલ કરે નહીં.

સ્થાનિક સ્વરાજની સંસ્થાઓને લગતા કાયદાઓની કલમોની ચાળવણી કરી તેમાં અવારનવાર સુધારાવધારા કરવાથી કશો દહાડો વળવાનો નથી. જ્યારે જ્યારે ઇલાકાની પરિષદો ભરાય છે, ત્યારે ત્યારે આવા કાયદાના સુધારાવધારાઓને અણુઘટતું મહત્ત્વ આપવામાં આવે છે અને આખરે એ જ સુધરેલા કાયદાઓ નિષ્ફળ નીવડે છે ત્યારે એનો દોષ પ્રજા ઉપર ઢોળી દેવામાં આવે છે.

કાયદામાં સુધારાવધારા કરવાથી ભૂતકાળમાં ઝાઝો લાભ થયો નથી અને ભવિષ્યમાં થવાનો કશો સંભવ નથી. આ વસ્તુ પુરવાર કરવાને માત્ર બે જ અગત્યનાં ઉદાહરણ ટાંકવાં બસ થશે. મ્યુનિસિપલ અને લોકલ બોર્ડના કાયદાઓમાં યોગ્ય ફેરફાર કરી સને ૧૯૨૩માં પ્રાથમિક કેળવણીનો કાયદો કર્યો. આ કાયદો કરવાના બે હેતુ હતા. એક તો કેળવણીનો બહોળો પ્રચાર અને બીજો તેના વહીવટમાં સુધારો. આજે બાર વર્ષને અંતે સરવાયું કાઢતાં માલૂમ પડે છે કે બેમાંથી એકે હેતુ સફળ થયો નથી. આજે પણ આપણા ઇલાકામાં સરેરાશ દશથી બાર ચોરસ માઇલના વિસ્તારમાં માત્ર એક જ પ્રાથમિક શાળા છે. શહેરો અને ગામડાં મળી કુલ સંખ્યા ૨૬,૫૮૯ છે તેમાંથી ૧૬,૨૦૦ ગામડાંમાં તો આજે એકે પ્રાથમિક શાળા પણ નથી. આ શાળા વિનાનાં ગામડાંમાંથી બે હજાર ગામ તો પાંચસો ઉપરની વસ્તીવાળાં છે.

આ કાયદાથી કેળવણીના વહીવટમાં તો કશો સુધારો થયો નથી એમ સરકારના કેળવણી ખાતાના અમલદારોના રિપોર્ટો ઉપરથી જ માલૂમ પડે છે. આ રિપોર્ટમાં ઠેકઠેકાણે વાંચવામાં આવે છે કે "સ્કૂલ બોર્ડોના વહીવટમાં કોમી ભેદભાવ, પક્ષાપક્ષી અને અંગત સ્વાર્થ કેટલેક ઠેકાણે જોવામાં આવે છે. શિક્ષકોની નિમણૂક અને ફેરબદલીઓ કરતી વખતે તેમ જ તેમને ટ્રેનિંગ કૉલેજમાં મોકલતી વખતે જાહેર હિત જોવામાં આવતું નથી. આવી વખતે કોમી લાગણીઓ, નાતજાતના ભેદભાવ, કુટુંબોની પક્ષાપક્ષી અને અંગત સ્વાર્થ તરફ વધારે ધ્યાન અપાય છે." કેળવણીના કાયદા ઘડનારે જો આ સિવાય બીજા પરિણામની આશા રાખી હોય તો તે સાવ મૂર્ખ હોવા જોઈએ. જેવું બીજ વાવેલું હતું તેવું ફળ પ્રાપ્ત થયું છે એમાં આશ્ચર્ય પામવાનું શું કારણ હોઈ શકે?

બીજું ઉદાહરણ ગ્રામપંચાયતના કાયદાનું લઈએ. સને ૧૯૨૦માં પ્રથમ આ કાયદો થયો. તેનું તેર વર્ષ સુધીમાં પરિણામ શૂન્ય આવ્યું અને એવો કોઈ કાયદો સરકારની ધારાપોથીમાં છે કે નહીં એની પણ ગામડાંના

લોકોને ખબર ન પડી ત્યારે આખરે ૧૯૩૩મા આ કાયદો સુધારી નવો બનાવ્યો. થોડા જ વખતમા જણાશે કે આ નવો કાયદો ગામેગામ ખુશામત, ખટપટ, કુસપ, ક્લેશ અને કજિયાકંકાસ ઉત્પન્ન કરનાર જબરજસ્ત સાધન થઈ પડનાર છે, કારણ કે એનુ આખું ઘડતર જ એ પ્રકારનુ છે એ કાયદાનો ઉત્સાહથી અમલ કરવા માટે ઠેલ્વી ઇનાકાની પરિષદ વખતે તમારી પીઠ થાબડવામા આવી છે

મુલાકાની છેલ્લી પરિષદમા ગયા માર્ચ માસમા પ્રધાન સાહેબે પોતે જ પ્રમુખપદેથી પોતાના ભાષણમા જણાવ્યુ હતુ કે, "કાયદાની ખામીઓ, સત્તાની ઊણપ અને નાણાભીડ, આ ત્રણ મુશ્કેલીઓ આ સસ્થાઓ પ્રત્યેની ફરજો અદા કરવામા ભારે અતરાયરૂપ હોવાની દલીલ કરવામા આવતી હતી પણ સરકારે હવે આમાથી માત્ર ઠેલ્વી એક સિવાયની બીજી અગવડો ઘણે મોટે અશે દૂર કરી આપી છે." આ વિચિત્ર ભાષણ સાભળનારા ઓમાથી કેટલાને એથી સતોષ થયો હશે એ હુ નથી જાણતો. મારો નમ્ર અભિપ્રાય એવો છે કે સરકારે બીજી બધી અગવડો ચાલુ રહેવા દઈને પણ જો છેલ્લી અગવડ એટલે નાણાભીડ એકલી જ દૂર કરી હોત તો આજે અનેક મ્યુનિસિપાલિટીઓ અને લોકલ બોર્ડો નિષ્પ્રાણ અને સાધનહીન થઈ પડેલી છે તેને બદલે તે બધી જીવતીજાગતી લોકસેવા કરનારી અને પ્રમાણિક લોકસેવકોને આકર્ષણ કરનારી થઈ પડી હોત સરકાર પોતાને હસ્તકના ખાતા ચલાવવાને અઢળક નાણાની સગવડ કરી રાખે છે અને તેનો વહીવટ કરવાને કેળવાયેલા, કમાયેલા, અને આડીઅવળી લાલચમા પડવાની સુદ્ધા જરૂર ન પડે એવી રીતે ઉદાર હાથે સતોષેલા પગારદાર અમલદારો રાખે છે અને તેમને નિરકુશ સત્તા મળેલી હોય છે સ્થાનિક સ્વરાજ્યની સસ્થાઓ પાસે એમાનુ કશુ સાધન નથી અને તેના અનેક ધણી રોજ ને રોજ તેના કામમા ડખલ કરી તેનો જવાબ માગનાર હોય છે

મ્યુનિસિપલ કારભાર સતોષકારક ચાલતો ન હોય અથવા કાયદાની મર્યાદા વટાવી કઈક કામ થતુ હોય તો તેના વહીવટ ઉપર અકુશ મૂકવાની બહોળી સત્તા સરકારને આપવામા આવેલી છે. છતા એટલાથી સરકારને સતોષ થતો નથી એટલે કાયદામા જેનો સીધો સમાવેશ નથી થતો એવા બહોળા વિસ્તારની સત્તાની જાળ વટહુકમથી પાથરી આ સંસ્થાઓને નાચાર બનાવવાના ખુલ્લા પ્રયત્નો થાય છે. પ્રાથમિક કેળવણી ખાતામા સરકારની જે આર્થિક મદદ આજ સુધી મળતી હતી અને જે મેળવવાનો એ સસ્થાઓને હક હતો તેમા હવે નવા નવા અંકુશો અને શરતો દાખલ

કરી એ સંસ્થાઓને કાયદાથી મળેલી સ્વતંત્રતા આડકતરી રીતે છીનવી લેવામાં આવે છે. આ વિષે એક જ ઉદાહરણું ટાંકવું બસ થશે.

મુંબઈ શહેરને બાતલ કરતાં અમદાવાદ શહેરની મ્યુનિસિપાલિટી એ ઇલાકામાં સૌથી મોટી ગણાય. તેના વહીવટમાં સરકારને કંઈ દોષ જડી આવતો નથી. તેના વાર્ષિક રિપોર્ટોની સમાલોચનાઓમાં તેના વહીવટની વારંવાર તારીફ કરવામાં આવી છે. કાયદાની મર્યાદાનું ઉલ્લંઘન કર્યાનો દોષ એને દઈ શકાતો નથી. પરંતુ એ મર્યાદાની હદમાં રહી જે થોડી-ઘણી સ્વતંત્રતા એ ભોગવી શકે છે તેનું તેજ સાંકડા વિચારના તેજોદ્વેષી અમલદારોથી સહન થઈ શકતું નથી. સને ૧૯૩૦ની સાલમાં સત્યાગ્રહ-સંગ્રામમાં આ મ્યુનિસિપાલિટીના પ્રમુખ, ઉપપ્રમુખ અને માજીપ્રમુખને જેલખાનામાં મોકલવામાં આવ્યા, તે પ્રસંગે તે તે દિવસે મ્યુનિસિપલ શાળામાં રજા પાળવામાં આવી હતી. આ તેના કહેવાના ગુના માટે તેને સજા કરવાનો કાયદામાંથી કંઈ માર્ગ ન મળ્યો એટલે આખરે તેને નમાવવા માટે તેની કેળવણીની ગ્રાન્ટ બંધ કરી. કેળવણી ખાતાના ડિરેક્ટરે આ મદદ બંધ કરવા સંબંધે પોતાના રિપોર્ટમાં જણાવ્યું હતું કે સામાન્ય રીતે તો એક મૂળાના ચોરને મુક્કીનો માર હોય પણ આ તો તેને બદલે ફાંસીની સજા કરવા જેવું થશે, પરંતુ આ મ્યુનિસિપાલિટી જે બધાને દોરવણી આપે છે તેને ઠેકાણે લાવવાને ખાતર તેમ જ બીજી બધી મ્યુનિસિપાલિટીઓ તેને પગલે ન ચાલે તે માટે તેમને થથરાવી મૂકવા ખાતર પણ આ સાધનસંપન્ન મ્યુનિસિપાલિટીને આવી સજા કરવી જોઈશે. ત્યાર પછી ગાંધી-ઇર્વિન સંધિકાળમાં સ્થાનિક અમલદારોનું વલણ ક્ષણિક કાળને માટે બદલાયું અને જિલ્લાના હાકેમે પોતે મ્યુનિસિપલ શાળાઓની મુલાકાત લઈ તે તપાસી સરકારમાં આ અટકાવેલી ગ્રાન્ટ આપી દેવા ભલામણ કરી અને તેવા ભાવનો મ્યુનિસિપાલિટીના પ્રમુખને કાગળ લખી ખબર પણ આપી દીધી. ત્યાર પછી મ્યુનિસિપાલિટીની હજી સુધી એક પણ કસૂર થઈ નથી છતાં માત્ર તેનું માનભંગ કરવાને ખાતર તેની પાસે અઘટિત લખાણ લખાવી લેવાની માગણી કરી આજ સુધી એ ગ્રાન્ટ રોકી રાખી છે. પાંચ પાંચ વર્ષથી આમ દર વર્ષે બેથી અઢી લાખ રૂપિયા જેટલી મોટી રકમની તેના હકની મદદ અટકાવી રાખી છે. આટલી મોટી મ્યુનિસિપાલિટીને આમ પજવણી કરી તેના કામમાં વિઘ્ન નાખતાં જરાય સંકોચ ન થાય તો નાની નાની સાધનહીન મ્યુનિસિપાલિટીઓ અને લોકલબોર્ડોની તો શી દશા કરવામાં આવતી હશે તે સહેજે સમજી શકાય તેમ છે. ગરજાઉ અને પરાધીન પ્રધાનોના રાજતંત્રમાં સ્થાનિક સ્વરાજની

સંસ્થાઓની મર્યાદિત સ્વતંત્રતાના પણ આમ ભૂંડા હાલહવાલ થઈ રહ્યા છે.

સરકારની જમીનમહેસૂલની નીતિ અન્યાય અને અનીતિથી ભરેલી છે અને તે આ સંસ્થાઓના હિતની કે હકની પરવા કર્યા સિવાય કેવળ સ્વાર્થસાધુ દૃષ્ટિથી ચલાવવામાં આવે છે. પોતાના પદરના લાખો રૂપિયા ખર્ચી રસ્તા, રોશની, બાગબગીચા, નગરરચના, પાણી, ગટરો વગેરે વસવાટનાં સાધનો પૂરા પાડી કેટલાય નાનામોટા શહેરોની મ્યુનિસિપાલિટીઓ પોતાના કર ભરનારાઓને શહેરની સંકડામણમાંથી બહાર નીકળવાની જોગવાઈ કરી આપે છે, જેના પરિણામે એ બધી નવા વસવાટની અને તેની આસપાસની જમીનની કિંમત રૂપાટાબધ વધી જાય છે. સરકારે લોકોને સાંકડી ગલીઓ અને પોળોમાંથી બહાર નીકળવાને ઉત્તેજન આપવા ખાતર એવી નવા વસવાટની જમીન ઉપર બિનખેતીના ઉપયોગને માટે વિશેષ ધારો ન લેવો જોઈએ, તેને બદલે પારકે ખર્ચે વધતી કિંમતનો એકરે પચાસથી એક હજાર રૂપિયા સુધીનો વિશેષ ધારો લઈ સરકાર પદ્ધતિસર લૂંટ ચલાવી રહેલ છે. જો આ વિશેષ ધારો લેવાને કોઈ હકદાર હોય તો તે તો એ સંસ્થાઓ છે કે જેના પૈસાથી આ જમીનની આટલી બધી કિંમતો વધી પડેલી છે. પણ આજે તો નગારામાં તૂતીનો અવાજ કોણ સાંભળી શકે તેમ છે?

સરકારે હવે લાજમર્યાદા છોડી દીધી છે. આટલાં વર્ષોના વહીવટ પછી હવે મ્યુનિસિપલ હદની અંદર આવેલી મ્યુનિસિપાલિટીની જમીનની માલિકી મ્યુનિસિપાલિટીની હોવા છતાં કોઈ પણ મ્યુનિસિપાલિટીને પોતાના રસ્તામાં કે ગલીમાં કોઈને ખાળકૂવો કરવાની રજા આપવી હોય તો તેમાં પણ સરકારની રજા જોઈએ એમ કહેવામાં આવે છે. એવો દાવો કરવામાં આવે છે કે જમીનની અંદરની એટલે સબસોઇલની માલિકી સરકારની હોવાથી આવી જમીનોનાં ભાડાં વગેરેમાં સરકારને ભાગ મળવો જોઈએ અને તેના કરારમાં સરકારને ભાગીદાર કરવી જોઈએ. આ સંજોગોમાં હવે દરેક મ્યુનિસિપાલિટીને માટે પોતાની હદમાં પોતાની જ જમીનમાં કંઈ પણ કામ સરળતાથી કરવું અશક્ય થઈ પડ્યું છે.

સાંકડાં અને ગીચ વસ્તીવાળાં શહેરોમાં શ્વાસ લેવાને જગા ન હોય ત્યાં જેટલી બને તેટલી જગ્યા ખુલ્લી રાખવી જોઈએ, તેને બદલે સરકાર તરફથી બબ્બે પાંચપાંચ વારના ટુકડા જેટલી જગ્યાઓ પણ ખાલી ન રાખતાં કેવળ સરકારની ઊપજ વધારવાની દૃષ્ટિએ મ્યુનિસિપાલિટીના હિતની કે જનસુખાકારીની મુદ્દલ પરવા કર્યા સિવાય લોકોને ભાડે કે વેચાણ

આપી દેવામાં આવે છે અને તેમાં મ્યુનિસિપાલિટીનો ગમે તેટલો વિરોધ હોય તોપણ તેની મુદ્દલ પરવા કરવામાં આવતી નથી. એક બાજુ લોકોને પોતાની ગાડીઓ કે મોટરો રાખવાને રસ્તામાં મુદ્દલ જગા ન હોય, બીજી બાજુ પોલીસ જાહેર રસ્તામાં ગાડીઓ રાખી અટકાવ કર્યા માટે ફરિયાદો કરતી હોય, ત્યાં થોડી થોડી ખુલ્લી જગ્યાઓ જે આવા ઉપયોગમાં આવે તેવી હોય અને જેનાથી લોકોને રાહત મળે તેમ હોય તેવી જગ્યાઓને લોકોની સગવડઅગવડની મુદ્દલ પરવા કર્યા સિવાય ખાનગી ઉપયોગ માટે ભાડે આપી દેવામાં આવે છે. ખાનગી માલકીની જમીન જાહેર ઉપયોગને માટે જોઈતી હોય તો તે મેળવવામાં લેન્ડ એક્વીઝિશન ઍક્ટની મદદ સીધી રીતે મળવી જોઈએ તેમાં પણ અનેક પ્રકારની ડખલ કરી વર્ષોનાં વર્ષો સુધી કાગળો તુમારે ચઢાવી મૂકવામાં આવે છે અને જરૂરી કામો કરવામાં ઢીલ થાય છે, અને કોઈ કોઈ વાર તો કેવળ મનસ્વીપણે એવી મદદ આપવાનો ઇન્કાર કરવામાં આવે છે.

નગરરચના, ગટરો, પાણી વગેરે જાહેર હિતનાં કામોમાં આર્થિક મદદ આપવામાં આવતી હતી તે સરકારે હવે બંધ કરી દીધી છે. હવે તો એ કામને માટે જે યોજના ઘડવામાં આવે તે યોજના સરકારના અમલદારો તપાસી જુએ ને તેનું તપાસણીનું ખર્ચ સરકાર મુકરર કરે તે ધોરણે આપવું જોઈએ એવો ઠરાવ થયો છે, અને જો તે પ્રમાણે ન આપે તો એ કામને અંગે જોઈતી લોન લેવાની સરકાર મંજૂરી આપે નહીં. આશ્ચર્યની વાત તો એ છે કે મ્યુનિસિપાલિટી સરકારના પોતાના અમલદાર જેવા જ ઇમ્પીરિયલ સર્વિસના અમલદારને સરકાર પાસેથી તેની નોકરી ઉછીની લઈને પોતાની નોકરીમાં રાખે, સરકાર જેટલો ઠરાવે તેટલો મોટો પગાર આપે અને તે ઉપરાંત તેના પગારનો ચોથો ભાગ તેના પેન્શન ખાતે સરકારમાં જમા કરાવે છતાં એવા અમલદારની તૈયાર કરેલી યોજના પણ સરકારમાં તપાસવા મોકલવી જ જોઈએ એવી ફરજ પાડવામાં આવે અને તે યોજનાના અંદાજ ઉપર મુકરર કરેલ ટકા તપાસણીના ખર્ચને નામે આપવા જ પડે. આવી રીતે લાખો રૂપિયાની મોટી યોજનાઓમાંથી હજારો રૂપિયા ખોતરી ખાવાની સરકારની રીતનો કોઈ રીતે બચાવ થઈ શકે તેવો નથી.

મ્યુનિસિપાલિટી સરકારની રજા સિવાય લોન લઈ શકતી નથી. રજા આપતા પહેલાં સરકાર મ્યુનિસિપાલિટીની આવકજાવક તપાસી તેની એ દેવું અદા કરવાની શક્તિની, તેનાં સાધનોની અને તેની શાહુકારીની ખાતરી કરીને જ રજા આપે છે. અને તેની આર્થિક સ્થિતિ મોળી પડે તો તેને તંગ

કરી તે ઠીક કરાવવાની સત્તા સરકાર પાસે હમેશાં પડેલી છે. છતાં મ્યુનિસિપાલિટી પોતાનાં ફાલતું નાણાં આવી પોતાની જ લેનમાં ન રોકી શકે એવા સરકારના ઑડિટરના અભિપ્રાયને માન આપી સરકારે અમદાવાદ મ્યુનિસિપાલિટીના નોકરોના પ્રૉવિડન્ટ ફાળાની પાંચ લાખ રૂપિયા ઉપરાંતની રકમ એ મ્યુનિસિપાલિટીના ડિબેન્ચરોમાં રોકેલી હતી તેમાંથી ફેરવી સરકારી લેનમાં રોકવાની ફરજ પાડી છે. એના પરિણામે લગભગ પચાસ હજાર રૂપિયાની ખોટ અને તે ઉપરાંત મોટી વ્યાજખાધ પડી તે મ્યુનિસિપલ નોકરોએ ભોગવવી કે મ્યુનિસિપાલિટીએ એ વિષે હવે ઝઘડો ચાલી રહ્યો છે. આમ વિના કારણ મ્યુનિસિપાલિટીને ખાડામાં ઉતારી દેવામાં આવી છે.

પ્રાથમિક શાળાના શિક્ષકોના પગારનો દર અમદાવાદ મ્યુનિસિપાલિટીએ સને ૧૯૨૩માં નક્કી કરી સરકારમાં મોકલી આપ્યો હતો, અને તેને સરકારે બહાલી આપી હતી. આટલાં વર્ષ સુધી શિક્ષકોને એ ધોરણે પગાર આપ્યા પછી હવે સરકાર પોતાની નાણાંભીડને લીધે પોતાને આપવો પડતો હિસ્સો ઓછો કરવા સારુ એ દર ફેરવી આખા ઇલાકાના દર ઓછા કરવા માગે છે અને તે પ્રમાણે અમદાવાદ મ્યુનિસિપાલિટીને પણ કરવાની ફરજ પાડવા માગે છે. આથી શહેરમાં ભારે અસંતોષ થવાનો સંભવ છે અને કેળવણીના કામને ધક્કો લાગવાનો ભય રહે છે, છતાં સરકાર પોતાનો આગ્રહ છોડતી નથી. હજારો રૂપિયાના પગારદારના પગારમાં સોંઘવારીને કારણે મૂકવામાં આવેલો જૂજ કાપ સરકારે પાછો સાંધી આપ્યો પણ આ ગરીબ ટૂંકા પગારના શિક્ષકોનો પગાર ઓછો કરવાનો આગ્રહ સરકાર છોડી શકતી નથી. વળી જે મ્યુનિસિપાલિટીની કેળવણીની ગ્રાન્ટ પાંચ પાંચ વર્ષથી બંધ કરી દીધી છે તે મ્યુનિસિપાલિટીના શિક્ષકોના પગારના દર સાથે સરકારને શું લેવાદેવા હોઈ શકે અને જેમાં તેના જ કૃત્યથી તેને કાંઈ આપવું લેવું રહેતું નથી તે કામમાં તેને આવો આગ્રહ રાખવાનું કારણ શું હોય એ કોઈ રીતે સમજી શકાય તેમ નથી.

સરકારનું આ સંસ્થાઓ પ્રત્યેનું આવું વિરોધી વલણ જોઈને તેનાં બીજાં ખાતાં પણ હવે આ સંસ્થાઓની પજવણી કરવાની હરીફાઈમાં ઊતરી પડયાં લાગે છે. સરકારી ઑડિટ ખાતું હવે પોતાની મર્યાદા છોડી બેઠું છે અને આ સંસ્થાઓની નકામી નકામી ભૂલો કાઢી તેને હેરાન કરી મૂકે છે. કોઈ મ્યુનિસિપાલિટી પોતાની માલકીનું બજાર સ્વદેશી માલ વેચવાની જ શરત કરનારને પરદેશી માલ વેચનાર વેપારીઓ કરતાં કંઈક ઓછે ભાડે આપે તો તેમાં ઑડિટ કાઢી આ ખોટ મેમ્બરો પાસેથી વસૂલ

કરવાનો તે આગ્રહ કરે છે. આ ઑડિટરની ચાલાકીનો એક જ દાખલો આપવો બસ થઈ પડશે. મ્યુનિસિપલ શાળાનો એક શિક્ષક પોતાનો વર્ગ લેતો હતો તે વખતે અચાનક હૃદય બંધ થઈ જવાથી એકદમ પોતાની ખુરશીમાં જ મરણ પામ્યો. તેના ઉપરી અમલદારને એ વિષે રિપોર્ટ મળવાથી શાળામાં જઈ ડૉક્ટરને બોલાવી તપાસ કરાવી, તેનો પ્રાણ નીકળી ગયો છે એવી ખાતરી થઈ એટલે પોલીસની રજા લઈ એ કમભાગ્ય શિક્ષકના શબને તેને ઘેર મોટરલૉરીમાં પહોંચાડી દીધું. આ કામમાં લૉરીના ભાડાના રૂ. ૨-૧૪-૦નું ખર્ચ થયું તેનું ઑડિટ કાઢી આ રૂપિયા શિક્ષકના કુટુંબ પાસેથી વસૂલ કરવા અને તે ન થાય તો તે રકમ પેલા અમલદાર પાસેથી વસૂલ કરવાની ભલામણ મૂકી ગયા છે. આવા આવા દાખલાઓ ભેળા કરી ઑડિટ નોટ બનાવવામાં આવે છે અને તેના ઉપરથી સરકારના જાહેર પ્રકાશનખાતાના વડા મ્યુનિસિપાલિટીઓના વહીવટની જાહેર છાપાંઓમાં વગોવણી કરી મૂકે છે. આના આ જ ઑડિટર જો સરકાર અને મ્યુનિસિપાલિટી વચ્ચેના પ્રશ્નો સંબંધમાં નિષ્પક્ષપણે ઑડિટ કરવાની હિંમત કરે તો આ સંસ્થાઓને લાખો રૂપિયાના નુકસાનમાંથી બચાવી શકે. પરંતુ એવે પ્રસંગે તે કાં તો આંખ આડા કાન કરે છે કે કાં તો સરકારનો પક્ષ કરે છે. આ વિષે એક બે દાખલા આપવા અસ્થાને નહીં ગણાય. પચીસ પચીસ વર્ષ સુધી સરકારી છાવણી (કૅન્ટોનમેન્ટ)ને માટે મ્યુનિસિપાલિટી અને છાવણી વચ્ચે કરાર થયેલો છે એ બહાને લગભગ મફતદાખલ અને મ્યુનિસિપાલિટીની હદની બહાર કાયદા વિરુદ્ધ પાણી પૂરું પાડવામાં આવ્યું અને અમદાવાદ શહેરને લાખો રૂપિયાનું નુકસાન કર્યું ત્યારે કોઈ ઑડિટરને ઑડિટ કાઢવાનું સૂઝ્યું નહીં. થોડાં વર્ષ ઉપર અમદાવાદ મ્યુનિસિપાલિટીને મળેલી ગ્રાન્ટ ખર્ચતાં સરકારને વાંકે એ કામોને અંગે જોઈતી જમીન મેળવતાં વાર થઈ તેટલા વખતમાં એ રકમનું વ્યાજ ઊપજેલું તે આ ઑડિટરની ઑડિટ નોટથી સરકારે મ્યુનિસિપાલિટી પાસેથી તેની મરજી વિરુદ્ધ થઈને જબરાઈથી વસૂલ કરી લીધું. આ પછી મ્યુનિસિપાલિટીએ એ બધી રકમ પાછી મેળવવા દાવો કર્યો. આમાં સરકાર હારી ગઈ અને આ ઑડિટરોની સલાહથી ખોટા ખર્ચના ખાડામાં ઊતરી ગઈ અને મ્યુનિસિપાલિટીને લગભગ પચાસ હજાર રૂપિયા પાછા મળ્યા. સરકારે એ ઑડિટરના પોતાના ન્યાય પ્રમાણે તો એની ભૂલથી થયેલ બધું ખર્ચ એની પાસેથી જ વસૂલ કરવું જોઈએ ને?

ગુજરાતમાં ત્રણચાર શહેર બાદ કરતાં બાકીની બધી મ્યુનિસિપાલિટીઓ તેનું રોજના સામાન્ય વહીવટનું ખર્ચ પરાણે ચલાવી શકે છે.

લોકલ બોર્ડોની સ્થિતિ તો એથી પણ વધારે ખરાબ છે. આવી નાદાર સંસ્થાઓ ઉપર તેના સામાન્ય વહીવટ ઉપરાંત મરકી, કૉલેરા, શીતળા વગેરે જે રોગો વારંવાર ફાટી નીકળે છે તેની જવાબદારી પણ ઓઢાડવામાં આવી છે. સરકારનું તંદુરસ્તીખાતું માત્ર દૂર બેસી સલાહ આપવાનું કામ કરે છે, અને મોટે ભાગે આ સલાહ વર્ષો થયાં એક કાગળ ઉપર છપાવી મૂકી હોય છે તે દરેક પ્રસંગે મોકલી આપવામાં આવે છે. જો કોઈ કારણથી ઉપદ્રવ બંધ થઈ જાય તો તેનો યશ પોતે ખાટી લે છે અને જો બંધ ન થાય તો તેની જવાબદારી આ સંસ્થાઓ ઉપર કે લોકો ઉપર ઢોળી દેવામાં આવે છે. બોરસદના પ્લેગનું પ્રકરણ હજુ તાજું જ છે. ચાર ચાર વર્ષ થયાં દર વર્ષે પ્લેગનું જોર અને તેનો વિસ્તાર વધતો ગયો, છતાં ત્યાં કશું જ કામ કરવામાં ન આવ્યું, અને બોરસદ શહેર કે તાલુકા બોર્ડને કશી જ મદદ ન કરી અને આખરે જ્યારે લોકસેવકોએ જઈ મરકી સામે ટક્કર ઝીલવા માંડી ત્યારે છેવટે દોડાદોડ કરી પ્લેગ બંધ થવા આવ્યો ત્યારે થોડીક ગ્રાન્ટ પોતાના જ હેલ્થ ખાતાને આપી. પછી પોતાના પ્રકાશન ખાતા મારફતે પોતાની ભાટાઈ શરૂ કરી પ્રજાસેવકોને ઉતારી પાડવાનું શરૂ કર્યું. આ પ્રકરણ જવાબદાર કમિટી મારફતે છપાઈ તેનો વિગતવાર અહેવાલ હમણાં જ પ્રસિદ્ધ થયેલો છે એટલે એ સંબંધે વિશેષ કહેવાની હું જરૂર જોતો નથી. આવી બધી બાબતોમાં આપણા જીલ્લાની પરિષદો સરકાર ઉપર કશી જ અસર ન પાડી શકે તો આ ઇન્સ્ટિટયૂટ અને તેની પ્રવૃત્તિની પ્રતિષ્ઠા માત્ર ચારપાંચ હજારની ગ્રાન્ટને ખાતર સરકારને આપી તેની બધી એબોનું ઢાંકણુ બનવા કરતાં જીલ્લાની મોટી મોટી સંસ્થાઓએ એટલી રકમ ફાળે પડતી પોતે જ ભરી દઈ ઇન્સ્ટિટયૂટને સ્વતંત્ર બનાવવું જોઈએ. મુંબઈનું કૉર્પોરેશન આજ સુધી અલગ રહેલું છે એનું કારણ સહેજે સમજી શકાય તેમ છે.

સરકારની નીતિનું આ પ્રમાણે પૃથક્કરણ કરવામાં મને આનંદ નથી થતો. હું અત્યારે અંતરદૃષ્ટિ કરવામાં અને આપણો પોતાનો ધર્મ જ વિચારવામાં માનનારો છું. પરંતુ તમે મને આ પરિષદનું પ્રમુખસ્થાન આપ્યું અને જો હું આ બધા વિષયો ઉપર મૌન સેવું તો એ સંસ્થાઓને અને તેમાં નિઃસ્વાર્થ સેવા કરનાર અનેક લોકસેવકોને અન્યાય કર્યો ગણાય. તેથી આ બધી વસ્તુઓનો ઉલ્લેખ નછૂટકે મારે કરવો પડ્યો છે.

મને કહેવામાં આવ્યું છે કે ડિસ્ટ્રિક્ટ મ્યુનિસિપલ ઍક્ટ સુધારવાનું એક બિલ ધારાસભાની આવતી બેઠકમાં સરકાર તરફથી રજૂ થવાનું છે અને એનો ખરડો પ્રસિદ્ધ થઈ ચૂક્યો છે. હું પોતે માનું છું કે અત્યારના

સંજોગોમાં સરકારને કાંઈ કહેવું એ નિરર્થક છે. ખરી રીતે તો હવે જ્યારે પ્રાંતિક રાજતંત્ર બદલાવાનું છે ત્યારે આવા કાયદાઓના સુધારા તેના ઉપર જ છોડવા જોઈએ. છતાં સરકાર ઉતાવળ કરીને આ એની મહેરબાની ઉપર જીવની ધારાસભા પાસે પોતાને મનગમના કાયદા કરાવી લેવા ઇચ્છે છે ત્યારે તેમાં સુધારાવધારા સૂચવવા એ મને તો પાણી વલોવવા જેવું લાગે છે. સરકાર તો પોતે ધાર્યું હશે એ જ કરશે.

લોકોને પણ સરકારના વલણની ખબર પડેલી છે એટલે કેટલાક તો હાલનું પ્રાંતિક તંત્ર બદલાય તે પહેલાં પોતાના સ્વાર્થ સાધી લેવાને માટે આકાશપાતાળ એક કરી રહ્યા છે. તમને સૌને ખબર છે કે આખા ગુજરાતમાં વીજળી પૂરી પાડવાનો પચાસ વર્ષનો ઇજારો મેળવવા એક કંપનીએ હમણાં જ અરજી કરી છે. ગુજરાતની ઘણીખરી સંસ્થાઓએ એની સામે પોતાની વાંધાઅરજીઓ મોકલાવેલી છે. છતાં આજે દરેક રીતે પ્રજામતને ઠોકરે મારી સરકાર પોતાનું ધાર્યું જ કરે છે એમ ખાતરી થઈ હોય ત્યાં પરદેશી કંપનીઓ આ આથમતી સરકાર પાસેથી પોતાનો સ્વાર્થ સાધી લેવાની તક શું કામ ચૂકે? સરકાર ભલે આજે ન સાંભળે છતાંય એવી કંપનીઓને આપણે અત્યારથી નોટિસ આપી સાવધાન કરી રાખવી જોઈએ કે આવી રીતે મેળવેલા ઇજારાઓ આખરે મોંઘા પડનાર છે, અને તેને માટે પાછળથી વિમાસણમાં પડવું પડે તો તે વખતે આપણને દોષ દેતા ન આવે.

અનેક મુશ્કેલીઓ વચ્ચે કામ કરવાનું હોવાથી નાસીપાસ થવાને બદલે આપણી પોતાની નબળાઈઓ દૂર કરી આત્મવિશ્વાસ કેળવી સ્વાશ્રયી થવાના મજબૂત પ્રયત્નો કરવા એ જ આપણે માટે ઉત્તમ માર્ગ છે. સરકારની સહાયતાની આશા રાખવી ફોગટ છે. તેનું પોતાનું તંત્ર ચલાવવા તેની પાસે નાણાં નથી. એ તંત્ર વળી હવે નવા સુધારાને નામે વધારે મોંઘું થવાનું છે. તેને અંગે થતું વધારાનું ભારે ખર્ચ પ્રજાને જ ઉપાડવાનું છે. તેના ઉડાઉ કારભાર ઉપર અંકુશ મૂકવાની કોઈની શક્તિ નથી. એટલે જે નબળાંપાતળાં સાધનો છે તેનો આપણે બને તેટલો સદુપયોગ કરી પ્રજાને વધારેમાં વધારે ફાયદો આપવાનો પ્રયત્ન કરવો જોઈએ.

આપણી પોતાની જ જવાબદારીઓ અને ફરજો વિષે મેં મારા પ્રથમ પરિષદના ભાષણમાં જે કહેલું તેમાં ઉમેરો કરવાની કે તેનું પિષ્ટપેષણ કરવાની કશી જરૂર હું જોતો નથી. આપણો માર્ગ કઠણ છે. એક બાજુ સરકારની સહાનુભૂતિ નથી, નિર્બળ પ્રધાનોના રાજ્યમાં આ સંસ્થાઓનો કોઈ ધણીધોરી નથી, નાનામોટા અમલદારો એના તંત્રમાં

આડખીલીરૂપ થઈ પડે છે; જ્યારે બીજી બાજુ પ્રજા સદીઓથી અજ્ઞાન અને આળસમાં પડેલી છે. ગામડાંની પ્રજા શૌચાદિ જેવી ક્રિયામાં પણ લગભગ પશુદશા ભોગવે છે ત્યાં આરોગ્યના નિયમનું પાલન કરાવવું કેટલું બધું કઠણ છે? આપણી આ પરિસ્થિતિમાં મહાત્મા ગાંધીજી અને તેમના સાથીઓ બીજું કામ છોડી વર્ધાની પાસે આવેલા એક ગામમાં આજે કેટલાય માસથી ત્યાંના અજ્ઞાન અને જડ જેવા વતનીઓને તેમનાં મળમૂત્ર ઉઠાવી શૌચાદિ નિયમોનું પાલન અને આ મળમૂત્રનો સદુપયોગ કરવાનું કઠણ કામ શીખવી રહ્યા છે. નાનીમોટી ગામડાંની સાધનહીન સંસ્થાઓ માટે આ એક અમૂલ્ય દૃષ્ટાંત છે.

મ્યુનિસિપાલિટી અને લોકલ બોર્ડના સભાસદની જગ્યાએ માન-મરતબાની કે સ્વાર્થ સાધવાની ઉમેદથી જવું એ પાપ છે. સેવાધર્મનું એ સ્થાન છે. ગરીબ ને અજ્ઞાન કર ભરનારાઓના નાણાંના વહીવટના ટ્રસ્ટી બની બેસવું એ ભારે જવાબદારીનું કાર્ય છે. એ જવાબદારી અદા કરવાની બુદ્ધિ અને શક્તિ પ્રભુ તમને આપો.

## ૬૮

## ગ્રામસેવક સંમેલન

[તા. ૨૦-૨-૧૯૩૬ના રોજ બારડોલીમાં ભરાયેલા ગુજરાતના ગ્રામસેવકોના સંમેલનના પ્રમુખપદેથી આપેલું ભાષણ.]

ગાંધીજી ગુજરાતના પ્રવાસે નીકળે ત્યારે ગુજરાતના કાર્યકરોનું સંમેલન રાખવું, એવો એક વખત વિચાર હતો. પણ આખા દેશને શોકમાં ડુબાવી દે એવા તેમની બીમારીના ખબર ફરી વળ્યા તે કારણે એ વિચાર માંડી વાળવો પડ્યો. એટલે છેવટે બારડોલીમાં ગાંધીજીને બે દિવસ આરામ મળે અને હું બધાને મળું તો ઠીક એમ થયું. ગ્રામ-સેવકો ઉપરાંત ગામડાંના લોકોને પણ મારી મળવાની ઇચ્છા હતી. આજે આ સેવકોનું સંમેલન ખરી રીતે સર્વસંમેલન બની ગયું છે. અહીં જે ભાઈબહેનો આવ્યાં છે તે સેવકોને ઓળખે, એમની મુશ્કેલીઓ જાણે, એમનું કામ સમજે, એ દૃષ્ટિએ એમની હાજરી આ સંમેલનમાં આવકાર-પાત્ર ગણી શકાય.

### મૂંગી સેવા

ગ્રામસેવકોએ એક વાત સમજી લેવી જોઈએ. સેવક મૂંગો હોય. બોલતાં આવડે તોયે જબાન બંધ રાખે. ભાષણને ચાળે ચઢેલા સેવક

ગામડાંમાટે અયોગ્ય ગણાય. જેનું કામ જ બોલે છે તે ખરો સેવક થઈ શકે છે. એ મૂંગો હોય તોપણ છેવટે એનું કામ એને બહાર લાવે છે પ્રસંગ સિવાય બોલવાનો પ્રયત્ન સેવક નહીં કરે. પ્રસંગે બોલવું શોભે છે, પણ પ્રસંગ વિનાનું બોલવું મહા મહિનાના માવઠા જેવું નકામુ છે. એથી ગ્રામસેવકનો મુખ્ય ધર્મ મૂંગી સેવા છે.

## સ્વરાજ્યનું દ્વિવિધ કાર્ય

લડાઈ જેવા ઉત્તેજનના વખતમાં ઘણા સિપાઈઓ મળે. ચોમાસામાં સંખ્યાબંધ અળશિયાં નીકળે, કાનરા પડે, તેમ લડાઈ વખતે બધા એંચાઈ આવે. એ મહાસાગરના મંથનમાં સારા ને ખોટા બધા હોય. ઊભરો શમતાં બીજાઓ શોધ્યા જડતા નથી, પણ સાચો ગ્રામસેવક મૂંગું કામ કરતો જ રહે છે. લડાઈ અનિવાર્ય થાય ત્યારે તેનો બોજો તે ઉપાડી લે છે. ત્યાં સુધી શ્રદ્ધાપૂર્વક મૂંગી સેવા કરતો રહે છે. એને ગ્રામસેવાના બદલામાં કોઈ હાર પહેરાવનાર, એનું સરઘસ કાઢનાર, તાળી પાડનાર કે માંચડે બેસાડનાર નહીં મળે. ઊલટું એને તો રોટલા કાઢવા પણ મુશ્કેલ પડે અને હરિજનસેવા કરે તો વળી પાણીનાયે વાખા પડે. આવી બધી પ્રતિકૂળતાઓમાં જે માણસ અડગ રહે તે જ ગ્રામસેવક બની શકે છે, એ જ સાચો સિપાઈ છે. સ્વરાજનું આવું બે પ્રકારનું કામ છે. પણ ઘણા એ વસ્તુ સમજતા નથી અને લડાઈ શાંત હોય ત્યારે પણ અધીરા થઈ જાય છે. બાવરા ભૂતની જેમ તેમને ગમે તેની સાથે લડવાનું જોઈએ છે. સરકાર સાથે લડવાનું બંધ થયું, તો તેઓ અરસપરસ લડવા લાગે છે. એવા માણસ ગ્રામસેવક નહીં થઈ શકે.

## આપણો આદર્શ ગ્રામસેવક

ગ્રામસેવકે બે વાત જાણી લેવાની જરૂર છે. પહેલી એ કે વગર કારણે બોલવું નહીં. બીજી વાત એ કે પોતાના કામની જાહેરાત થાય એની ઇચ્છા રાખવી નહીં. જાહેરાત ઘણી વખત મુસ્કેલી ઊભી કરે છે, જ્યારે ખૂણામાં પડેલાનું કામ શોભી નીકળે છે. આજે તમને સ્વામી આનંદ અને રવિશંકર એ બે ગ્રામસેવકોના અનુભવો સાંભળવા મળશે. એ બન્ને આજે તો જાહેર વ્યક્તિઓ છે; પરંતુ તેઓ બન્ને પોતાની લાંબી વર્ષોની સેવાઓથી જ જાહેર થયા છે. રવિશંકરને તમે બારડોલીમાં જોયા ત્યાર પહેલાં ઘણાં વર્ષોથી એ કામ કરતા. જે પ્રજા ચોરી અને લૂંટ કરનારી હતી તેને સુધારવાનું કામ તેઓ કરતા. પણ છાપાંમાં એમનું નામ કદી જોવામાં આવ્યું નહોતું. એમને લેખ લખતાં તો આવડે જ શાનો? એ ભાષણ કરવા ઊભા થશે ત્યારે તમને ખબર પડશે કે

એ કંઈ સાહિત્ય પરિષદમાં જાય એવો માણસ નથી, ગામડામાં શોભે એવો ગ્રામસેવક છે.

આ સંમેલનમાં તમે અરસપરસ અનુભવોની આપલે કરશો જ. તમારું કામ અતિશય વિકટ છે. તમારું કામ અખૂટ ધીરજ અને શ્રદ્ધા માગે છે. એ કામ એવું નથી કે જેનો હિસાબ ઝટઝટ કાઢી શકાય. તે એકદમ આંખે માલૂમ પડે એવું નથી. તાત્કાલિક ફળ જોઈએ તેનાથી ગ્રામસેવાનું કામ ન થઈ શકે. ફળ મળે કે ન મળે પરંતુ ધર્મબુદ્ધિથી જે એ કામમાં પડે છે તેનું કામ સમય આવ્યે ખીલવાનું છે.

### ગ્રામસેવકનું કાર્યક્ષેત્ર

આપણા કામમાં ગ્રામસફાઈનું કામ મુખ્ય છે. લોકોની સદીઓની આદત જોતાં એ માટે મહાભારત પરિશ્રમ કરવા પડશે. સ્વચ્છતાના પાઠ આપણી પ્રજાને નથી શાળામાં શીખવાતા કે નથી ઘરમાં મળતા. સ્વરાજ્યની ઇચ્છા રાખનારે પોતાનાં શરીર, ઘરઆંગણાં, કપડાં વગેરે સ્વચ્છ રાખવાની ટેવ કેળવી જગત પાસે સ્વરાજને લાયક પ્રજા તરીકે ઊભા રહેવું જોઈએ. તેણે ગ્રામસફાઈની પોતાની ફરજ બજાવતાં પણ શીખવું જોઈએ. ગામલોકો એમ માને કે આ ઠીક વગર પગારનો ભંગી મળી ગયો છે, તોપણ આપણે કામ કર્યે રાખવાનું છે. ગ્રામસેવકે ગામના લોકોને કે ગામના નવજુવાનોને અને બહેનોને એમાં રસ લેતાં કરવાં જોઈએ. ગામડાંમાં પાયખાનાંનો પ્રશ્ન કઠણ હોવા છતાં સુરત જિલ્લામાં ઘેર ઘેર વાંડા છે ત્યાં એ સરળ ગણાય. ખેડામાં તસુ જગ્યા માટે લોકો હાઈકોર્ટ સુધી જાય છે. એટલી સંકડામણમાં અને વળી જ્યાંનાં ગામડાં અહીં જેવાં નાનાં નહીં પણ ચારઆઠ હજારની વસ્તીવાળાં હોય છે ત્યાં આ કામ અઘરું છે. છતાં તેનો રસ્તો કાઢવામાં જ આપણી સ્વરાજની લાયકાત રહેલી છે.

સ્વચ્છતા ઉપરાંત એક મોટી વાત આપણી આર્થિક દુર્દશાની છે. એ વિકટ પ્રશ્ન છે. રાજકીય ગુલામી તો આપણે માથે છે જ; પણ આ સવાલ પણ મહા વિકટ છે. કોઈ પણ રીતે આપણી આર્થિક સ્થિતિ સુધરે એવો રસ્તો શોધવાનો છે. આ હેતુથી જ ગ્રામઉદ્યોગની વાત નીકળી છે. બધા ઉદ્યોગો તારાજ થયા છે. મજૂરી આપનારા ઘણા ધંધા આપણે ખોઈ બેઠા છીએ. જેની ઉપર સૌ નિર્ભર છે એવો ધંધો ખેતીનો છે. એ ધંધાની સ્થિતિ ભૂંડી થઈ ગઈ છે. એની આસપાસના ધંધા પણ ભાંગી ગયા છે. ભાવ એટલા ગગડી ગયા છે કે ખેડૂત હેરાન હેરાન થઈ

ગયો છે. ખેડૂત પરસેવો ઉતારી પેદા કરે તેમાંથી એના પેટપૂરતું પણ નીકળતું નથી. અઢાર વર્ણના જુદા જુદા ધંધાનાં બંધારણ તૂટી ગયાં છે. દરેક વસ્તુ પરદેશથી આવતી થઈ ગઈ છે અથવા સંચામાં બનવા માંડી છે તે એટલે સુધી કે આપણે નિરાધાર થઈ બેઠા છીએ. આવા સંજોગોમાં ગાંધીજીએ ગ્રામઉદ્યોગની કલ્પના કરી છે. એક વખત વસ્તુ સહેલાઈથી મળતી થાય એટલે કામ કરવાનું આળસ ભરાય છે. આ જ રીતે કાંતવા, પીંજવા, વણવાનું કામ ઘેર ઘેર થતું તે ચાલ્યું ગયું. આવી સ્થિતિમાં આપણું કામ વિકટ છે. લોકોનાં હૃદયમાં પ્રવેશ કરીને આખા વાતાવરણને પલટો ન આપીએ ત્યાં સુધી કંઈ વળવાનું નથી. આ પરિવર્તન કરવાનું કામ ગ્રામસેવકનું છે. શક્ય હોય એટલી ચીજો ગામમાં બનાવવી જોઈએ. અને એવી જ ચીજનો વપરાશ વધારવો જોઈએ.

આખરે લોકો ઉપર છાપ તો આપણા ચારિત્રની જ પડવાની છે. સેવક કેટલો ત્યાગી, સંયમી, સેવાભાવી ને ધીરજવાળો છે એ છાપ આ ગામલોકો ઉપર પડે છે. અનેક તડકીછાંયડી આવી જાય છતાં ગ્રામસેવક આ ગુણો વડે તે લોકોના હૃદયમાં સ્થાન મેળવી શકશે.

હરિજનબંધુ, ૮–૩–૧૯૩૬

## ૬૯

## કિસાન સભામાં

[સન ૧૯૩૬માં સંયુક્ત પ્રાંતના કિસાન સંમેલનમાં પ્રમુખ તરીકે આપેલું ભાષણ.]

સંયુક્ત પ્રાંતના કિસાન ભાઈઓની આ વિરાટ સભાનું પ્રમુખસ્થાન મને આપીને તમે મારું જે સન્માન કર્યું છે એ બદલ તમારો સૌનો સાચા અંતઃકરણથી આભાર માનું છું. લોકસેવા સંઘના વાર્ષિક ઉત્સવ પ્રસંગે, મેરઠમાં જ્યારે હું સ્વાગતાધ્યક્ષ શ્રી ટંડનજીને મળ્યો ત્યારે તેમણે મને આ પ્રાંતીય કિસાન સંમેલનનું પ્રમુખસ્થાન સ્વીકારવા આગ્રહ કર્યો. ખરેખર તો મને બહુ સંકોચ થયો. કેમ કે આ પ્રાન્તના કિસાનોની મેં કોઈ એવી સેવા નથી કરી કે જેથી આવું જવાબદારીભર્યું પદ સ્વીકારવાનો અધિકાર મને પ્રાપ્ત થાય. વળી, મારા મનમાં ઊંડે ઊંડે એવો પણ ભય હતો કે, જે સ્થાનિક કાર્યકર્તાઓ પોતાની પૂરી શક્તિથી અને તમામ સાધનો વડે અથાગ પરિશ્રમ ઉઠાવી રાતદિવસ તમારી સેવા કરી રહ્યા છે, તેમની સાથે મારે

કાર્યપદ્ધતિમાં મતભેદ પડે, તો ઊલટો હું તેમને મદદરૂપ થવાને બદલે વિઘ્નકર્તા થઈ પડું. આમ છતાં, કિસાનોના પ્રાણસમા પંડિત જવાહરલાલજીની ગેરહાજરીમાં શ્રી ટંડનજી અને આ સંમેલનના પ્રધાનમંત્રી શ્રી મોહનલાલ ગૌતમ — જે જવાહરલાલજીના જમણા હાથ જેવા છે — એ બન્નેએ મને આગ્રહ કર્યો ત્યારે હું લાચાર બની ગયો અને તેમની તથા તમારી સૌની ઉદારતા પર ભરોસો રાખી, મારી અયોગ્યતાનો ખ્યાલ છોડી દઈને, આ ભારે જવાબદારીનો બોજ ઉઠાવવા તૈયાર થયો. પંડિત જવાહરલાલજીની ગેરહાજરીમાં જો હું તમારી જરા સરખી પણ સેવા કરી શકું તો મારી જાતને મહા ભાગ્યશાળી સમજીશ.

સંમેલનનું કામકાજ શરૂ કરતા પહેલાં, જેમણે અનેક મુસીબતોનો સામનો કરીને દેશની અને ખાસ કરીને આ પ્રાંતના કિસાનોની ભારે સેવા કરી છે, એવા આપણા એક મહાન નેતા શ્રી ટી. કે. શેરવાનીના દુઃખદ અવસાન માટે ઊંડી દિલગીરી પ્રગટ કરવાનો આપણો ધર્મ છે. ગયાં ચાર પાંચ વર્ષોમાં જે મુસીબતો અને યાતનાઓ આપણે બરદાસ્ત કરવી પડી, એ સૌમાં તેઓ આપણા સાથીદાર હતા. એમના અણધાર્યા મૃત્યુથી દેશને અને ખાસ કરીને આ પ્રાંતને ભારે ખોટ પડી છે. હિંદુમુસ્લિમ ઐક્યના એક સાચા અને જબ્બર હિમાયતી આપણે ગુમાવ્યા છે. પ્રભુ એમના આત્માને શાંતિ આપો.

પંડિત જવાહરલાલજીની ગેરહાજરીથી આ પરિષદ સુકાની વિનાના વહાણ જેવી લાગે છે. કિસાનોનાં દુઃખ, તેમની હાલત અને મુસીબતોનો તેમને પૂરો ખ્યાલ છે. એમણે અને એમનાં બીમાર પત્નીએ આપણા કિસાનોની જેટલી સેવા કરી છે એટલી આજ સુધી કોઈએ કરી નથી. આપણા કલ્યાણને ખાતર એમણે પોતાના બાદશાહી વૈભવોનો ત્યાગ કર્યો અને બન્નેએ બાગબગીચા, ઘરબાર, કુટુંબકબીલો તથા પોતાની જાતને પણ બરબાદ કરી નાખી છે. રાતદિવસ જે આપણા દુઃખે દુઃખી થઈ રહ્યા છે, આપણી ગરીબી જોઈ જેનું હૃદય સળગી રહ્યું છે, અને જેણે આપણે ખાતર અમીરી છોડી ફકીરી સ્વીકારી છે, એવા સહાયક વિના આપણે એક ડગલું પણ આગળ કેમ ભરી શકીએ? ગેરહાજર હોવા છતાં પણ એમની આશિષ આપણા ઉપર વરસી રહી છે. એમણે શિખવાડેલી વાતો આપણે ન ભૂલીએ એટલી શક્તિ પ્રભુ પાસે યાચીએ અને પ્રાર્થના કરીએ કે એ બન્ને આપણા ગોથાં ખાતા વહાણના સુકાની બની તેને આગળ હંકારે.

## કિસાનોની કંગાલિયત

આપણા દેશમાં સેંકડે એંશી જણ કિસાન છે. આ દેશના કિસાનોની જેવી કંગાલ અને દુઃખદ સ્થિતિ છે એવી દુનિયાના બીજા કોઈ દેશના કિસાનોની નથી. કરોડો કિસાનોને એક ટંક પેટ ભરીને લૂખોસૂકો રોટલોય નથી મળતો. અર્ધાં ભૂખ્યા રહેવું એ તો કિસાનને માટે હમેશનું થઈ પડયું છે. એનાં હાડ-ચામની વચ્ચે નથી લોહી કે નથી માંસ. ખોપરીની બન્ને બાજુના બે ખાડામાં માત્ર તેની બે નિસ્તેજ આંખો જોવા મળે છે. એના ચહેરા પર નૂર તો નામનુંયે નથી. એનામાં નથી રહ્યો ઉત્સાહ કે નથી રહ્યો ઉમંગ. અક્ષરજ્ઞાનથી પણ તેમને વંચિત રાખવામાં આવ્યા છે. ભૂખમરો અને અજ્ઞાનના બોજ તળે કચડાઈ રહેલા આ ભલાભોળા ખેડૂતોમાં અનેક જાતના વહેમ અને સામાજિક સડાએ ઘર કર્યું છે. ચોખ્ખાઈના સામાન્ય નિયમો પાળવા જેટલી તાલીમ પણ તેમને નથી મળી. પ્લેગ, કૉલેરા, મરડો તથા મલેરિયા એ તો એમના કાયમના સાથી બની ગયા છે. અનેક રોગોથી પીડાતા, લાખો ગામડાંઓમાં વસનારા આ કિસાનોને માટે એના ઉપચારનાં કશાં સાધનસગવડ નથી. શિયાળાની કડકડતી ટાઢમાં કંપતા આ કિસાનોને પહેરવાઓઢવા પૂરતાં વસ્ત્ર પણ નથી. એમને રહેવાનાં ખંડિયેર અને ઝૂંપડાં મનુષ્યવસવાટને યોગ્ય નથી. એમનાં ગામોની ચારે બાજુ ગંદકી અને બદબો ફેલાવતા ઢોરોના છાણના ઢગ ખડકાયેલા દેખાય છે. એમનું આયુષ્ય ઘટતું જાય છે. ભરજવાનીમાં એના ચહેરા પર ઘડપણ ડોકિયાં કરે છે. એ કરોડોના દેવામાં ડૂબેલો છે. એમાંથી છૂટવાનો કોઈ રસ્તો એને સૂઝતો નથી. મહિનાઓ સુધી અથાગ મહેનત કરી, ટાઢ, તડકો અને વરસાદ વેઠી પેદા કરેલું અનાજ ખળામાં આવતા પહેલાં જ દાંત કચકચાવતા અનેક શિકારીઓનો ભોગ બની જાય છે. ફસલ પૂરી પાકી હોય કે નહીં, અતિવૃષ્ટિ કે અનાવૃષ્ટિની આફત સહન કરવી પડી હોય, હિમ પડવાથી પાક બળી ગયો હોય, તીડનાં ટોળાંએ અનાજ ખલાસ કરી નાખ્યું હોય અથવા અનાજના ભાવોની ઊથલપાથલથી ભાવ એટલા બધા ગગડી ગયા હોય કે કિસાનોને રૂપિયાની આઠ આની જ પડતી હોય, તોપણ મહેસૂલ તો ભરવું જ પડે છે. પાછલી બાકી કે તગાવીનો બોજ તો ઊભો જ હોય છે. આ ઉપરાંત શાહુકારો તેમનું લેણું અને વ્યાજ વસૂલ કરવા ફસલ ઉપર જ મીટ માંડીને બેઠા હોય છે. આમ કિસાન અને તેનાં બાળબચ્ચાં ભૂખે તરફડી રહ્યાં હોય અને તેનું પેદા કરેલું અનાજ ઘરભેગું થતા પહેલાં જ વેડફાઈ જાય! કિસાનોની આ દરિદ્ર દશા પુરવાર કરવા આંકડાઓની કે પ્રમાણની

કરવી જરૂર નથી ઉવાડી આંખે રેલવેમાં મુસાફરી કરનાર કોઈ પણ આદમીને, બન્ને બાજુ, હજારો માઈલો સુધી અનેક ખેતરો અને ખડિયેરોમા કંગાલ કિસાનો નજરે ચડે છે. આથી મોટો પુરાવો શો જોઈએ? જે વસ્તુ જ્યાં ત્યાં આંખો સામે ખુલ્લી દેખાય છે એને માટે સાબિતીની જરૂર જ શી છે?

## કિસાનોની દુર્દશાના કારણો

કિસાનોની આવી દુર્દશાને માટે મોટે ભાગે સરકારની રાજનીતિ જ કારણભૂત છે ઉપર ઉપરથી જોનાર ઘણાઓને એમ લાગે છે કે આપણા બધા દુખોનુ મૂળ કારણ જમીનદારો કે જમીનદારી પ્રથા જ છે પણ પૂરતો વિચાર કરવાથી સમજાશે કે આ કથનમા અર્ધસત્ય છે હુ પોતેય કિસાન છુ. કિસાન કુટુબમા જન્મ્યો છુ એમા જ ઊછર્યો છુ કિસાન કુટુબોની ગરીબાઈનો મે ઠીક ઠીક અનુભવ લીધો છે મારા પોતાના જ પરિશ્રમથી અધારા કૂવામાથી બહાર આવી હુ જગતનો પ્રકાશ જોઈ શક્યો છુ. કિસાનોના દુખોની ઝીણી ઝીણી વાતો હું સારી રીતે જાણુ છુ જમીનદારો તરફ મને જરા પણ પક્ષપાત નથી. જો કિસાનોના ખભા પરથી આજ જમીનદારી પ્રથાનો બોજો ઊતરી જાય અને એથી એનુ કલ્યાણ થાય તો મારાથી અધિક હર્ષ બીજા કોઈને નહીં થાય છતા પણ મારા વિચારો બીજાઓ કરતા કઈક જુદા છે મારો તો દૃઢ અભિપ્રાય છે કે આપણા દુખો માટે મોટે ભાગે સરકારની રાજનીતિ જ કારણભૂત છે.

કેટલાક સમય પહેલા મે આપણા પ્રાતના લાટસાહેબ સર હેરી હેગનું એક ભાષણ છાપામા વાચ્યુ હતુ એમા તેમણે જમીનદારોને સલાહ આપી છે કે, જમીનદાર કિસાનોનો સ્વાભાવિક પ્રતિનિધિ છે અને તેણે પોતાનુ ગુમાવેલુ સ્થાન ફરીથી મેળવી લેવુ જોઈએ પહેલી વાત તો એ છે કે આ સલાહ બહુ મોડી અપાઈ છે અને બીજી વાત એ છે કે તે સાચા દિલથી અપાઈ છે એની કોઈ સાબિતી નથી દોઢસો વર્ષથીયે વધારે લાબા ગાળાથી આ રાજ્યનો એકધારો અખડ અમલ ચાલે છે મોટા મોટા કઈક જમીનદારો નિરકુશ સત્તા અને અઢળક વૈભવ ભોગવી ગયા છે. આ સત્તા અને વૈભવે કેટલાય કિસાનોની કમર તોડી નાખી તેના ચૂરેચૂરા કરી નાખ્યા છે આ વસ્તુ તરફ ન તો રાજસત્તાનું ધ્યાન ગયુ છે ન તો એણે આ નસીબદાર જમીનદારો સિવાય અન્ય કોઈ જમીનદારનો ખ્યાલ કર્યો છે આ બિનાનુ ખરું કારણ તો એ છે કે જમીનદાર કેવળ રાજસત્તાના વૈભવનુ અનુકરણ કરવામા જ પોતાની ખાનદાની સમજે છે અને સત્તાધીશોની રૂખ જોઈ રૈયત ઉપર રુઆબ બેસાડવામા જ પોતાની

સલામતી સમજે છે. આ રાજસત્તાના જેવી ખર્ચાળ અને તકામો ખર્ચ કરનારી સત્તા ધરતીના પટ પર બીજે કોઈ ઠેકાણે નથી. આપણી આ રાજસત્તાને પ્રજામતની કશી પડી નથી. એને પ્રજામતને ઠોકરે ચડાવવાની આદત જ પડી ગઈ છે. આ રાજસત્તા પ્રજાની ભૂખનો જરાય વિચાર કર્યા વિના કરોડો રૂપિયા લશ્કર પાછળ ખર્ચી પોતાના માણસોનું પોષણ કરી રહી છે. કોઈ પણ ધનાઢ્ય દેશમાં ન હોય એથી ઊંચા પગારો આ ગરીબ દેશમાં સનંદી નોકરોને આપીને, પોતાના માણસો દેશભરમાં તેણે પાથરી દીધા છે. સાથે સાથે આ સૌને મોટા મોટા મોગલ બાદશાહો જેવી સત્તા આપવામાં આવી છે.

દેશભરમાં ઠેરઠેર અનેક મનુષ્યો સતત ભૂખમરાથી અધમૂઆ પડેલા છે. આ ભૂખ્યા કિસાનો વચ્ચે તેમના જ કરોડો રૂપિયાનો ધુમાડો કરીને દબદબો તથા ઠાઠમાઠ કરવાને માટે જ દિલ્હીની રાજધાની બાંધવામાં આવી છે અને તે પણ એવી જગ્યાએ કે જે માત્ર વરસમાં છ મહિના જ કામ લાગે. એક બાજુ આલેશાન, વૈભવપૂર્ણ દબદબાભર્યા રાજમહેલ ઊભા હોય અને બીજી બાજુ કંગાલિયતભરી કિસાનોની ઝૂંપડીઓ આવી હોય એવી, જમીન અને આસમાન જેટલું જેમાં અંતર હોય એવી બેજવાબદાર અને નિષ્ઠુર રાજસત્તાનું, આ યુગમાં તો ક્યાંય અસ્તિત્વ પણ ન હોઈ શકે. આ રાજપ્રાસાદોમાં, પ્રાન્તોના લાટસાહેબોની મહેલાતોમાં અને મોટા મોટા હોદ્દેદારોના બંગલાઓમાં દરબાર ભરાય છે, પાર્ટીઓ અપાય છે, ભોજનો, નાચરંગ અને શરાબબાજી ઊડે છે. આવા અવસર પર આપણા જમીનદારોને ભાનભર્યું આમંત્રણ મળે છે. આ આમંત્રણના બદલામાં, એનાથી પણ વધુ ખર્ચ કરીને એવા જ જલસા ઉડાવવામાં સભ્યતા મનાય છે. આ જલસાઓમાં કોઈને ખ્યાલ સુધ્ધાં નથી આવતો કે આ આબાદી અને વૈભવની પાછળ અનેક ગરીબ કિસાનોનો ભોગ અપાઈ રહ્યો છે. આવી તાલીમ પામેલા આ જમીનદારો — જે વર્તમાન રાજસત્તાના માત્ર ઝાંખા પ્રતિબિંબ જેવા છે, તેમની પાસેથી શી આશા રાખી શકાય? પાશ્ચાત્ય સંસ્કૃતિની તમામ બૂરાઈઓની નકલ કરનારા જમીનદારો ઉપરથી જમીનદારી પ્રથાની પરીક્ષા ન થઈ શકે. એમાંના કેટલાકની સ્થિતિ દયાજનક છે. કેટલાક તો કિસાનોમાં આવેલી જાગૃતિથી અને કેટલાક તો કાર્યકર્તાઓના વિચારો સાંભળીને ભડકી ઊઠે છે. કેટલાક વળી એવું સમજાવવાનો પ્રયત્ન કરી રહ્યા છે કે આ રાજ્યની સત્તા ટકે એમાં જ એમની સલામતી રહેલી છે. એક રીતે આ વાત સાચી છે. આવા જમીનદારોનો નિભાવ આવી નિરંકુશ અને પ્રજામતને ઠોકરે ચડાવનારી

રાજસત્તામાં જ થઈ શકે. જ્યારે રાજસત્તા લોકમતને જ પોતાની નીતિ સમજતી થશે, એટલે કે જ્યારે પ્રજાનું રાજ થશે ત્યારે એ જ જમીનદારો કિસાનોનો પ્રેમ સંપાદન કરવાની ઇચ્છાવાળા, તેમના સુખદુઃખના સાથી બલ્કે તેમના તરફ સેવાભાવી બનશે. આજના જમીનદારો અને તાલુકદારો આપણા દેશની સંસ્કૃતિની વિશિષ્ટતા રૂપ નથી. આ પુણ્યભૂમિમાં ધનવાનો, જમીનદારો કે સત્તાધીશોની પૂજા કોઈ દિવસ નથી થઈ. ત્યાગી અને તપસ્વીઓના ચરણોમાં ધનવાનો, જાગીરદારો અને સત્તાધીશો શિર ઝુકાવતા આવ્યા છે. ત્યાગી અને તપસ્વીઓનાં નામ અમર થઈ ગયાં છે અને ગામેગામ, ઘેરેઘેર એમનાં ગુણગાન થઈ રહ્યાં છે. આજ, આ કળિકાળમાં પણ, પાશ્ચાત્ય સંસ્કૃતિની અગ્રણી સત્તાના તેજપ્રવાહમાં તણાયા વિના અથવા એના ભભકાથી અંજાયા વિના, હિંમત અને દૃઢતાથી પોતાની જાગીર અને વતનને જોખમમાં નાખીને, સત્તાની ઇતરાજી વહોરી લઈને અને અનેક જાતનાં સંકટોનો સામનો કરીને, કોઈ કોઈ તાલુકદાર કે જમીનદારે આપણી સેવા કરી આર્યસંસ્કૃતિનો આદર્શ ખડો કર્યો છે. રાજસત્તાનો આદર્શ બદલાતાં જ, આપણા આ જમીનદારો પોતાનો જીવનઆદર્શ બદલીને કરોડો ભૂખે મરતા ઝૂંપડાંવાસીઓની વચ્ચે રહીને, ભોગવૈભવને પાપ સમજશે અને આપણી સેવા કરવા મંડી પડશે. આજે પણ, જમીનદારોને પોતાના સ્વાભાવિક પ્રતિનિધિ થવાની સલાહ આપનારી સરકાર, પોતાની ચાલ બદલી નાખે અને કરોડોના અંદાજપત્ર (બજેટ)માં કિસાનોનો ભૂખમરો, તેની કેળવણી તથા આરોગ્ય માટેનાં જરૂરી સાધનોનો સમાવેશ કરવા લાગી જાય અને પ્રજામતને જ પોતાની નીતિ સમજતી થાય તો એ જ જમીનદાર સમજી જશે કે કિસાનોનાં સુખદુઃખનો ખ્યાલ રાખવો તથા તેમની સેવા કરવી એ પોતાની પ્રથમ ફરજ છે. પણ હું આ બાબત મારો મત સાબિત કરવા અહીં નથી આવ્યો. આ અગત્યના સવાલ અંગે, આ પ્રાંતના સાચા આગેવાન પંડિત જવાહરલાલજીની સલાહ જ સાચી માર્ગદર્શક નીવડશે. હું તો કેવળ તેમની ગેરહાજરીમાં, તેમના પ્રતિનિધિ માફક, મારી અલ્પ શક્તિ પ્રમાણે, તેમના પાછા આવતાં સુધી, તમને તમારું કર્તવ્ય સમજાવી શકું તો મારી ફરજ પૂરી થઈ સમજીશ. છેવટે તો એમના અનુભવોનો નિચોડ જ તમારે માટે સર્વમાન્ય હોવો જોઈએ. કેમ કે એમણે તમારે માટે જે સ્વાર્થત્યાગ કર્યો છે, જે દુઃખ વેઠ્યાં છે, અને જે ભગીરથ પ્રયત્ન કર્યો છે, એટલો કોઈએ નથી કર્યો. તેમની સત્યનિષ્ઠા અને ગરીબો માટે એમના દિલમાં જલતી આગ વિષે દુશ્મનને પણ શક નથી.

## રાજતંત્રમાં કિસાનોનું સ્થાન

અત્યારના રાજતંત્રમાં કિસાનોનો અવાજ જ નથી. સાચું જોવા જઈએ તો આપણા દેશમાં કોઈ પણ વર્ગનો અવાજ નથી. પરદેશીઓ મરજી પ્રમાણે કારભાર કરે છે. નિરંકુશ રાજનીતિના ફળરૂપે આજ આપણી આ દશા થઈ છે. જ્યાં સુધી રાજતંત્રમાં કિસાનોનો પૂરો અવાજ નહીં હોય એટલે કે કિસાનોની જનસંખ્યા અને દેશ કે રાજ્યને માટે આ સંખ્યાની ઉપયોગિતાની દૃષ્ટિથી કિસાનોને રાજતંત્રમાં યોગ્ય સ્થાન નહીં આપવામાં આવે, ત્યાં સુધી કિસાનોને પૂરો ન્યાય મળવાનો સંભવ ઓછો છે. આપણા દેશમાં કિસાનોની વસ્તી સેંકડે એંશીથી પણ વધુ છે. એકલો કિસાન જ રાતદિન મહેનત ઉઠાવે છે; ટાઢ, તડકો અને વરસાદની ઝડીઓ સહન કરે છે; ઢોરની સાથે ઢોર બનીને ભૂખ્યે પેટે મજૂરી કરે છે; પસીનો પાડીને ધન પેદા કરે છે અને જમીનદાર, શાહુકાર અને રાજ્યનું પોષણ કરે છે. જગતનું પોષણ કરનાર કિસાન તો જગતનો અન્નદાતા ગણાવો જોઈએ. એનું સ્થાન પ્રથમ પંક્તિનું ગણાવું જોઈએ. તેને બદલે બીજાનું પોષણ કરનાર આ કિસાનને પોતાનું પેટ ભરવા તરસવું પડે છે. આ રાજ્યમાં એને સૌ કોઈ બિચારો, ગરીબ, કંગાલ અને મૂરખ કહીને ઠેબે ચડાવે છે. આ રાજ્યમાં તેની ગણતરી માણસ તરીકે નથી થતી. એનાં દુઃખોની ફરિયાદ પણ કોઈ સાંભળતું નથી. એની વાત કોઈ સાચી માનતું નથી. આપણા કિસાનોને જ્યારે સ્વમાનનું ભાન થશે અને રાજતંત્રમાં તેને યોગ્ય સ્થાન મળશે ત્યારે જ આ દુઃખનો અંત આવશે.

## નવું રાજબંધારણ

રાજસુધારણાના નામે રાજતંત્રનું નવું બંધારણ તૈયાર થઈ રહ્યું છે. દેશભરમાંથી આ નવા બંધારણનો એકી અવાજે વિરોધ થયો છે. આ નવા બંધારણથી તો કિસાનોની દશા આજના કરતાંય ભૂંડી થશે. હાલનો ખર્ચ અને બિનજરૂરી ખર્ચના વહીવટમાં સુધારણાને નામે કરોડોનો વધારો થનાર છે. અત્યારનો અસહ્ય બોજ ઓછો થાય એમ ઇચ્છતા કિસાનોને ઊલટો બોજ વધવાનો ભય પેદા થયો છે. આ બંધારણમાં દોષનો ટોપલો દેશીઓને માથે ચડાવી શકાય એવી કરામત કરીને, સાચી સત્તાની તમામ ચાવીઓ સરકારે પોતાના હાથમાં રાખી છે. એમાં રાજામહારાજાઓ અને જમીનદારો તથા તાલુકદારોને કુહાડીના હાથા બનાવીને, એમની મારફત મનપસંદ રાજનીતિ અમલમાં મૂકવાની યોજના કરવામાં આવી છે. એમાં કોમ કોમ વચ્ચે કાયમી વિખવાદનાં બી વાવીને પોતાની મુરાદ પાર પાડવાની ચાલબાજી છે. આ બંધારણમાં રાજની

ચાલતી આવેલી ચૂસણનીતિને અનુકૂળ અને કાયમી સ્વરૂપ આપવાની આબાદ સામગ્રી એકઠી કરવામાં આવી છે. દેશનું પ્રતિનિધિત્વ ધરાવતી આપણી રાષ્ટ્રીય મહાસભા કે જેણે આપણામાં જાગૃતિ અને ચૈતન્ય પેદા કર્યાં છે, જે અનેક પ્રસંગોએ દુઃખમાં આપણે પડખે ઊભી રહી છે અને ભવિષ્યમાં ઊભી રહેશે, તેણે પોતાનો સ્પષ્ટ અભિપ્રાય પ્રકટ કરી દીધો છે કે આ બંધારણ દેશનું અહિત કરનારૂં હોવાથી અને પાછળ લઈ જનારું હોવાથી ફગાવી દેવાને લાયક છે. એટલે હવે આ બાબતમાં આપણે નવો અભિપ્રાય આપવાનું બાકી રહેતું નથી આજે તો લગભગ આખોય દેશ મહાસભાના મત સાથે મળતો છે. પરંતુ આપણી અત્યારની હાલતમાં, આપણા પર આ બંધારણ ઠેલી બેસાડવાનો ભારે પ્રયત્ન થઈ રહ્યો છે. અને આ પ્રયત્ન સફળ થવાનાં પૂરાં ચિહ્નો આજે તો દેખાય છે. અત્યાર સુધી આપણે જે દુઃખોનો પોકાર કરતા આવ્યા છીએ, તે ઓછાં થવાની જરા પણ આશા નથી દેખાતી. આપણે વર્ષોથી બૂમ મારીએ છીએ કે મહેસૂલનો દર ઘટાડીને આપણા ગજા જેટલો રાખવો જોઈએ. બાકી રહેલા પાછલા મહેસૂલ કે તગાવીનો બોજો રદ કરી નાખવો જોઈએ. લાંબા કાળથી ચાલ્યા આવતા દેવાના બોજામાંથી હવે કિસાનોને કોઈ પણ રીતે છોડવા જોઈએ. ખેતરોને પાવાના પાણીના દર ઓછા કરી તેમના ગજા જેટલું જ મહેસૂલ રાખવું જોઈએ. તેમના અધિકારો ઝૂંટવી લેવાનું બંધ થવું જોઈએ. નાના કિસાનોને એમનો નિર્વાહ ચલાવવો મુશ્કેલ થઈ પડે તો એમનું મહેસૂલ માફ કરવું જોઈએ. જે જમીનદારો કિસાનો પાસેથી નજરાણાં અને ભેટ સ્વીકારે છે, તેમની પાસે વેઠ કરાવે છે તથા છૂપી રીતે લાગા લે છે, તેમને કાયદેસર સજા થવી જોઈએ. પણ આ સઘળી મુશ્કેલીઓમાંથી એકાદ માટે પણ સરકાર તરફથી સીધી રીતે છુટકારો મળવાની રજ પણ આશા નથી.

ગાંધી-ઇર્વિન કરારના અરસામાં અને તે પછીનાં એકબે વર્ષોમાં આપણા પર જે આફતો ઊતરી તેનું વર્ણન કરવાની અહીં કશી જરૂર નથી. અનાજ અને ખેતીપેદાશની હરેક ચીજના ભાવ એટલા ઘટી ગયા કે કિસાનોને મહેસૂલ કેમ ભરવું એ એક પ્રશ્ન થઈ પડ્યો. પ્રાન્તીય કૉંગ્રેસ કમિટીએ સરકાર સમક્ષ પોતાની ફરિયાદ રજૂ કરી, અને વાજબી રાહત મેળવવા બનતા બધા પ્રયત્નો કર્યા. પંડિત જવાહરલાલજીએ પણ સરકારને સાચી વસ્તુસ્થિતિ સમજાવવાનો પ્રયત્ન કર્યો. મહાત્માજી પણ આ પ્રાન્તના તે સમયના ગવર્નરને મળ્યા અને પોતાની માગણી સમજાવવા કોશિશ કરી અને કિસાનો કેટલું મહેસૂલ ભરી શકે તે અંગે સલાહ આપી. જ્યારે

મહાત્માજીનું વિલાયત જવાનું નક્કી થયું ત્યારે તેમણે પોતા તરફથી વાઇસરૉય સાહેબને આ પ્રાંતના કૉંગ્રેસ કાર્યકરોની મુશ્કેલીઓ સમજાવી. અહીંથી રવાના થતી વેળાએ મહાત્માજીને ઉમેદ હતી કે તેમને ઘટતો ન્યાય મળશે. પણ એમની રવાનગી સાથે જ વિલાયતની સરકારનું તંત્ર બદલાયું અને ભારત સરકારની નીતિ પણ બદલાઈ. સનંદી નોકરોમાંના કેટલાકને તો આ કરાર પહેલેથી જ પસંદ નહોતો. એમને સૌને જોઈતું હતું તે જ મળી ગયું. વિલાયતમાં મજૂરપક્ષ હારી જતાં જ દેશભરમાં ચારેકોર ઉઘાડે છોગ કરારનો ભંગ થવાનું શરૂ થઈ ગયું. છેવટે ગાંધીજી વિલાયતથી પાછા ફરે ત્યાર સુધીમાં કરારના ટુકડેટુકડા કરીને, ખેડૂતોને ઠેકાણે પાડી દેવાની અને કૉંગ્રેસને દબાવી દેવાની વેતરણ કરી મૂકી હતી. તે વખતે કૉંગ્રેસની લગામ મારા હાથમાં હતી. તમારી વતી તમારા પ્રાંતની કૉંગ્રેસ કમિટીએ જ્યારે બીજો રસ્તો ન રહ્યો ત્યારે, કિસાનોની માગણી ન સંતોષાવાથી તેમને મહેસૂલ ન ભરવાની સલાહ આપવા મારી પાસે મંજૂરી માગી. આ અંગે કોઈ કોઈ ઠેકાણે પંડિત જવાહરલાલજી તથા આ પ્રાંતના મુખ્ય કાર્યકરોને માથે દોષ ઓઢાડાયો હતો. આ પ્રસંગે એ પગલાનો જાહેર બચાવ કરવાનો મારો ધર્મ સમજું છું. મારો દઢ અભિપ્રાય છે કે, એ વખતે પંડિત જવાહરલાલજી, આપણા સ્વાગતપ્રમુખ શ્રી ટંડનજી તથા આ પ્રાંતના બીજા કૉંગ્રેસ કાર્યકર્તાઓએ તમને એવી સલાહ ન આપી હોત તો તેઓ પોતાની ફરજ ચૂક્યા ગણાત. મને જરા પણ શંકા હોત તો હું આ પગલાને કદી મંજૂરી ન આપત. આ પ્રસંગે અહીંની કૉંગ્રેસ કમિટી તમારે પડખે ઊભી, તમારાં દુઃખોની ભાગીદાર બની અને પૂરી તાકાતથી તમારી તથા પ્રાંતની અમૂલ્ય સેવા બજાવી. આ પછી તમારી અને કૉંગ્રેસની બરબાદી કરવા સરકારે જે કંઈ કર્યું તેની વિગતમાં ઊતરવાની જરૂર જોતો નથી. તેમાંથી સરકારને અને આપણને સારો અનુભવ મળ્યો. હિંદુસ્તાનના ઇતિહાસમાં આ પ્રકરણ અમર રહેશે. આપણે આ મુસીબતો બરદાસ્ત ન કરી હોત તો આપણું અસ્તિત્વ હંમેશને માટે જોખમમાં મુકાઈ જાત. આ પછી જે કંઈ છૂટછાટ મળી તેનો જશ, જે લોકોએ પોતાની માલમિલકત ગુમાવીને અનેક મુસીબતો સહન કરી છે તેમને જ આપવો જોઈએ. એમનો ઉપકાર આપણે કદીય ન ભૂલવો જોઈએ. આ ટાણે, એ સૌને આપણે મુબારકબાદી આપીએ.

### નિરાશ થવાનું કારણ નથી

નિરાશ થવાનું કશું કારણ નથી. આપણી પાછળ દેશ આખાયે સ્વતંત્રતાના સંગ્રામમાં ઝુકાવ્યું લાખો મનુષ્યોએ અનેક જાતનાં બલિદાન

આપ્યાં. નિઃસત્ત્વ તથા નિઃશસ્ત્ર પ્રજામાં એકાએક આત્મવિશ્વાસ આવી ગયો. જગતની સર્વોપરી સત્તાનો મુકાબલો કરવાની હિંમત પ્રજાએ બતાવી. આ આપણી મોટી જીત છે. સત્યાગ્રહની લડતમાં કદી હારવાપણું છે જ નહીં. આપણા સ્વાર્થત્યાગના પ્રમાણમાં આપણને ફળ મળ્યું છે. રાષ્ટ્રમાં જે ચેતન અને આત્મશ્રદ્ધા પ્રગટયાં એ આ અવસરનું મોટામાં મોટું ફળ છે. આ મૂડીના જોરે આપણે આગળ વેપાર કરી શકીએ છીએ. એ કબૂલ કરવું જોઈએ કે આપણે જે જોઈએ છે તે મેળવવા માટે જેવો અને જેટલો ભોગ આપવો જોઈએ એટલો આપવામાં પ્રજા અશક્ત નીવડી છે. પ્રજામાં થાક જણાયો. નેતાઓએ પ્રજાની શક્તિનો અંદાજ કાઢીને સત્યાગ્રહની લડાઈ થોભાવી દીધી. લડાઈની રીત બદલી. એસેમ્બ્લીમાં આપણા પ્રતિનિધિ મોકલવાનું નક્કી થયું. આ મોકા પર આપણે કૉંગ્રેસ પ્રત્યે વફાદારી અને પ્રેમ બતાવીને જગતને બતાવી આપ્યું કે અમે ભલે થાકયા હોઈએ પણ અમારા દિલની ભાવનાઓ તો એવી ને એવી જ પ્રબળ અને જાગ્રત છે. આવી મોટી લડાઈમાં ભરતીઓટ તો આવ્યાં જ કરવાનાં. દેશકાળની મર્યાદા પ્રમાણે લડાઈની રીતરસમો ભલે બદલાતી રહે, પણ એક વાર સ્વતંત્રતાની લડાઈ શરૂ થઈ પછી તે કોઈ પણ દેશમાં સ્વતંત્રતા મેળવ્યા વિના રોકાતી નથી. આપણા દેશમાં પણ નહીં રોકાય. હિંસક યુદ્ધોમાં પણ આવી અથવા આથી વધારે મુસ્કેલ હારજીત ઘણી વાર થઈ છે. આપણી સામે ચાલુ જમાનાના યુરોપીય યુદ્ધનો તાજો દાખલો મોજૂદ છે. આપણી નજર સામે જ, એક વાર લડાઈ શરૂ થતાં જર્મન સેના એક પછી એક અણધારી જીત મેળવતી, આખું ફ્રાન્સ ચીરીને, પૅરિસના દરવાજા સુધી આવી પહોંચી. થોડા વખતમાં તો જર્મન શહેનશાહ કૈસર આખા યુરોપનો પહેલો રાજા થશે એવી ભવિષ્યવાણી થવા લાગી. પણ કાળચક્રને ફરતાં વાર ન લાગી. અને એ જ જર્મન સેના હાર ખાઈને પીછેહઠ કરતી પોતાના દેશમાં ભરાઈ ગઈ. આખરે જર્મની હારી ગયું અને શરમભરી શરતો સ્વીકારીને સુલેહ કરવી પડી. આમ છતાં જર્મન પ્રજા નિરાશ ન થઈ અને હિંમત ન છોડી. થોડા જ વખતમાં પાછી એકત્ર થઈ અને મજબૂત સંગઠન કરી એવી બળવાન બની રહી છે કે તમામ યુરોપીય પ્રજાઓને ચેતતા રહેવું પડે છે, અને દુનિયા ચિંતામાં પડી ગઈ છે કે કાલે ઊઠીને શું થશે! તો જેણે કશી સુલેહશરતો કરી નથી અને જેણે હિંસા પર આધાર નથી રાખ્યો એને નિરાશ થવાનું શું કારણ છે?

## લડાઈના બે પ્રકાર

સત્યાગ્રહની લડાઈ હમેશાં બે પ્રકારની હોય છે: એક જુલમોની સામે અને બીજી પોતાની નબળાઈઓની સામે. આપણે સરકારના જુલમોની સામે અથવા સરકારના ઓથે થતા જમીનદારોના જુલમો સામે લડાઈ મોકૂફ રાખી છે. આપણે થાક્યા છીએ એટલે આપણને વિશ્રામ લેવાનો અધિકાર અને ધર્મ પ્રાપ્ત થયો છે. થાકેલો માણસ દોડવા માંડે તો મુકામ પર પહોંચવાને બદલે જીવ ગુમાવી બેસે છે. એવે ટાણે વિશ્રામ લેવાનો અને આગળ ચાલવાની તાકાત મેળવવાનો ધર્મ બની જાય છે. એટલા માટે જુલમો સહન કરતાં કરતાં આરામ લેવો અને શક્તિ મેળવવાનો બેવડો પ્રયત્ન કરવો. જુલમો સામેની લડાઈ મોકૂફ રહી એનો અર્થ એ નથી કે આપણી કમજોરીઓ સામેની લડાઈ પણ બંધ થઈ ગઈ. આ વિશ્રાન્તિ-કાળમાં આપણી ખામીઓની સામે મનત ઝુંબેશ ચલાવીને શુદ્ધ સત્યાગ્રહને માટે શક્તિ પ્રાપ્ત કરવાનો આપણે પ્રયત્ન કરવો જોઈએ. સત્યાગ્રહ એ કાયરોનું હથિયાર નથી. કમજોર કિસાનોને નથી સરકાર દાદ દેતી કે નથી એને આવડતું સત્યાગ્રહ કરતાં. તાકાતવાન કિસાનો ઉપર તેની મરજી વિરુદ્ધ કોઈ રાજ્ય નથી કરી શકતું. એવું પણ બને કે તાકાતવાન થતાં એને સત્યાગ્રહ કરવાની જરૂર જ ન પડે.

થનારને દુનિયામાં કોઈ રસ્તે ચડાવી શકતું નથી. એટલા માટે કિસાનોએ જો જાતનું કલ્યાણ કરવું હોય તો પોતાની અનેક નબળાઈઓ સામે જબરજસ્ત લડાઈ કરવી પડશે. સરકાર કે જમીનદારોની સામે લડવા કરતાં આ કઠણ કામ છે. પણ આ કામમા જેટલો એ સફળ થશે એટલા પ્રમાણમાં એની તાકાત વધશે અને એના પર ગુજરતા જુલમો અટકશે.

## સંગઠન

સંગઠન વિનાનુ સંખ્યાબળ એ બળ નથી. સૂતરના બારીક તાર જુદા જુદા હોય છે ત્યારે હવાના સપાટાથી પણ તૂટી જાય એવા કમજોર હોય છે. પણ જ્યારે મોટી સંખ્યામાં ભેગા થઈને મહોબ્બત કરે છે, તાણાવાણામાં વણાઈને કપડાનું રૂપ લે છે ત્યારે એની મજબૂતી, સુંદરતા અને ઉપયોગિતા અદ્‌ભુત બની જાય છે. કિસાનો જ્યારે સૂતરના તારોની જેમ પરસ્પર મહોબ્બતથી એક સંગઠન ઊભું કરશે ત્યારે એમને પોતાની શક્તિનું ભાન થશે અને એનું માપ જડશે એકલો અટૂલો કિસાન બધાની ઠોકરો ખાતો આવ્યો છે ને ખાશે. માટે કિસાન જો જાતનું ભલું તાકતો હોય તો એણે પોતાનું મજબૂત સંગઠન ઊભું કરવું જોઈએ અને એકબીજા તરફ પ્રેમ અને વિશ્વાસ કેળવવો જોઈએ. એણે એ સમજી જવું જોઈએ કે તમામ કિસાનો એક જ પિતાનાં સંતાનો છે. હું 'કિસાન'ની આ વ્યાખ્યામાં આ પ્રાંતના અનેક માના જમીનદારો તથા આપણી સાથે રાતદિવસ ખેતરોમાં મહેનત કરનારા મજૂરોનો પણ સમાવેશ કરું છું. આપણી આ સભા આ પ્રાંતના હરેક કિસાનનું સંગઠન કરવાના ઇરાદાથી બોલાવવામાં આવી છે. આ સંગઠનને 'કેન્દ્રીય કિસાન સંઘ' એવું નામ આપવાની કલ્પના છે. સાચુ સંઘબળ ઊભું કરી પોતાની જાતનું ભલું ચાહતા હો તો પ્રાંતભરના પુખ્ત ઉમરના તમામ કિસાન ભાઈબહેનોએ આ સંઘના સભ્ય થઈ જવું જોઈએ. આટલાથી જ કામ નહીં પતે, પણ આ સંગઠનને જીવતુંજાગતું રાખવા અને શક્તિશાળી બનાવવા સારી પેઠે પ્રયત્ન કરવો જોઈએ.

## કિસાનોનું સ્વમાન

કિસાનમાં સ્વમાનની ભાવના જાગ્રત થયા વિના એનું કલ્યાણ કદી થવાનું નથી. બીજા પોતાનાથી વધારે નસીબદાર અને મોટા છે તથા પોતે કમનસીબ અને દુર્બળ છે એ માન્યતાએ કિસાનોમાં ઘર કર્યું છે. જે કિસાન ઓછામાં ઓછું પાપ કરનાર છે, પસીનો પાડીને પોતાનું પેટ ભરનારો છે, જેને બીજા પર આધાર રાખવાની જરા પણ જરૂર નથી,

ઊલટો બધાનો જેના પર આધાર છે, તે પોતાને નિરાધાર અને હલકો માનતો થવાથી, એની શક્તિ દહાડે દહાડે ઓછી થતી જાય છે. જેટલું કષ્ટ કિસાન સહન કરે છે એટલું કોઈ નથી કરતું. છતાં પણ એનું સહન કરેલું બધું ધૂળ થાય છે. ઉપરથી એના નસીબને દોષ દેવામાં આવે છે અને એ દયા, તિરસ્કાર અથવા મશ્કરીને પાત્ર ગણાય છે. જેટલું દુઃખ એ વગરસમજ્યે વેઠે છે એથી અડધું પણ પોતાના હકોના રક્ષણ માટે અથવા ન્યાય મેળવવા પોતાની ઇચ્છાથી અને બુદ્ધિપૂર્વક વેઠે તો એણે વેઠેલાં દુઃખ તપશ્ચર્યાના રૂપમાં ફળદાયી નીવડે અને એનામાં રહેલી માણસાઈને જગાડી સ્વમાનનું ભાન કરાવે. કિસાનોએ દાદ માગવા માટે અરજી કે આજીજી કરવાની આદત છોડી દેવી જોઈએ. એણે એટલું તો જાણી લેવું જોઈએ કે પોતાના હક અને દાદ કેમ મેળવાય. એણે પોતાના રક્ષણને માટે શક્તિ મેળવી જ લેવી જોઈએ. કિસાનોએ દાદ માગવામાં જરા પણ વધારીને વાત ન કરવી જોઈએ. દયા માગનારો કિસાન કિસાન નથી, ભિખારી છે. અને ભિખારીને તો બીજાની દયા ઉપર જ જીવવું પડે છે. એવા કિસાનોએ સ્વરાજનું સ્વપ્નું છોડી દેવું જોઈએ. હું કિસાનોને ભિખારી થતા જોવા નથી માગતો. મહેરબાનીની રાહે જે કંઈ મળે તે લઈને જીવવાની ઇચ્છા કરતાં પોતાના હક ખાતર મરતાં શીખવાનું હું વધારે પસંદ કરું છું. કિસાનોએ રાજદરબાર, શાહુકાર કે જમીનદાર વર્ગમાં પોતાની પામરતાની અને લબાડીની છાપને ભૂંસી નાખવી જોઈએ. આમ કરવામાં એને ચાલુ દુઃખોમાં થોડો વખત વધારો થાય, તો તે સહન કરી લેવાની હિંમત બતાવવી જોઈએ. આમ સમજપૂર્વક દુઃખ સહન કર્યા વિના કાયમી સુખ મળતું જ નથી.

### કોરટ કચેરીઓનો ત્યાગ

કિસાનોએ માંહોમાંહે ટંટાફિસાદ કરીને કોરટબાજી કરવાનો ચસ્કો છોડવો જોઈએ. લડાઈ ઝઘડાનો નિકાલ ઘરમેળે પંચાયત મારફત કરાવી લેવો જોઈએ. ગામના આગેવાન કિસાનોએ એવો વિશ્વાસ સંપાદન કરવો જોઈએ કે જેથી ગામલોક એમની ન્યાયબુદ્ધિ પર ભરોસો રાખી શકે. હજારો કિસાનો કોરટે ચડીને રોજ ધન અને વખતની ખુવારી કરે છે. પરિણામે ન્યાય મેળવવાને બદલે પોતાનું સર્વસ્વ ગુમાવે છે અને હંમેશ માટે કંકાસનાં બીજ વાવે છે. કિસાનોએ માંહોમાંહે મોટું મન રાખતાં શીખવું જોઈએ. નજીવી વાતોમાં અંદર અંદર ઝઘડવું કે ઈર્ષ્યાઅદેખાઈ કરવાને બદલે એકબીજા તરફ માયામહોબત રાખતાં અને મદદ કરતાં

શીખવું જોઈએ. સંગઠનશક્તિ પેદા કરનાર કિસાને એકબીજા સામે દાવો માંડી કરી પણ કોરટે ન ચડવું જોઈએ.

### સહાયક ઉદ્યોગો

ઘણા કિસાનો સાથે નજીકના સંબંધમાં આવ્યા પછી અનુભવ ઉપરથી કહી શકું છું કે કોઈ પણ કિસાનનો એકલી ખેતી ઉપર નિર્વાહ ન ચાલી શકે. ખેતી મહેનતમજૂરી છતાં પણ થોડીઘણી તૂટ રહી જાય છે. એવો પણ એક જમાનો હતો કે ખેતીવાડીમાંથી ફાજલ પડતા વખતમાં, મહેનતમજૂરી કરી પોતાની ખેચ પૂરી કરવા, દરેક ગામમાં કિસાનને કંઈ ને કંઈ ગૃહઉદ્યોગ મળી રહેતો. એનો મુખ્ય ગૃહઉદ્યોગ કાપડનો હતો. કરોડો કિસાનોની ઝૂંપડીઓમાં ચરખો ગુંજતો હતો અને સૂતર કંતાતું હતું. લાખો વણકર ગામડે ગામડે કપડાં વણતા હતા. લાખો કિસાનો પોતાના ઘરમાં જ કપાસ લોઢતા હતા. આ ઉદ્યોગથી કરોડો કિસાનોનાં ઘરમાં, ફુરસદના વખતે, રોજ બેચાર પૈસા પેદા થતા હતા. લાખો વણકરોની રોજી ચાલતી હતી. આટલા રેંટિયા, ચરખા તથા સાળો વગેરે બનાવવામાં ગામના કારીગરો તથા મજૂરોને પણ રોજી મળતી હતી. વિદેશી સરકારે અનેક આડીઅવળી રીતે પોતાના દેશના વેપારને ઉત્તેજન આપીને આ દેશના કરોડો કિસાનો, કારીગરો તથા મજૂરોની એક સાથે રોજી છીનવી લઈને તેમને હંમેશને માટે નિરુદ્યમી બનાવી દીધા. પશ્ચિમની સંસ્કૃતિના આ યુગમાં, યંત્રશક્તિના ઉપાસકોએ, આપણી રોજની જરૂરિયાતની ચીજોનું અવલોકન કરીને, જે જે ચીજ ગામડાંઓમાં બનતી હતી તે તમામ યંત્રશક્તિ વડે પેદા કરી ગ્રામઉદ્યોગોનું સત્યાનાશ વાળી દીધું. આથી આજ આપણા કિસાનોને ખેતીની મોસમ પૂરી થતાં, વરસમાં છ મહિના આકાશ સામે જોતાં, કામધંધા વગર બેસી રહેવું પડે છે. આ ફરજિયાત નવરાશે આપણી રોજી તોડી પાડી અને એથીયે વિશેષ તો આપણને હંમેશને માટે કામધંધા વિનાના આળસુ બનાવી દીધા. આ રાજ્યનું આ મોટામાં મોટું પાપ છે. કિસાનોની પાછળ ગામડાના લાખો કારીગરો તથા મજૂરોનો રોજગાર પણ પડી ભાંગ્યો અને આપણાં ગામડાં નિસ્તેજ તથા પ્રાણહીન ખંડિયેર બની ગયાં. આ નાશ પામેલા ઉદ્યોગોને ફરી સજીવન કરવાના અને નાશ પામવાની અણી પર હોય તેમને બચાવી લેવાના ભગીરથ કામમાં મહાત્માજીને સાથ આપીને બુદ્ધિશાળી કિસાનોએ પોતાના કલ્યાણનો રસ્તો લેવો જોઈએ. જ્યાં બની શકે ત્યાં હરેક કિસાનનો ધર્મ છે કે પોતાને જરૂરી કાપડ માટે જોઈતું સૂતર ઘેર જ કાંતવાની વ્યવસ્થા કરી લે. કિસાન જો ધ્યાન આપે તો એના કપડા માટે

જોઈતો કપાસ ઘરના વાડામાં, આંગણામાં, અથવા ખેતરની વાડોમાં કપાસના છોડ ઉછેરીને પેદા કરી શકે. જો કિસાન કાંતેલા સૂતરનું કપડું ઘરમાં જ વણી લે તો પોતાની આમદાનીની ખોટ પૂરી કરી શકે. સાથે સાથે કિસાને પોતાને જોઈતી હરેક વસ્તુ માટે શહેરમાં દોડવાને બદલે ગામમા તૈયાર થતી ચીજોનો ઉપયોગ કરતાં શીખવું જોઈએ. આ રીતે આપણાં ભાગનાં જતાં ગામડાંને કંઈ ને કંઈ મદદ મળી રહેશે. શહેરોનું આંધળું અનુકરણ કરીને ચા, સિગરેટ જેવી બિનજરૂરી, શરીરને નુકસાન કરનારી તથા ગામને ભિખારી બનાવનારી વસ્તુઓ શહેરોમાંથી ગામડાંમાં આવતી રોકવી જોઈએ. સાચા સંગઠનસંઘે આવી હરેક બાબતમાં કિસાનોને સાચે રસ્તે દોરી તેમનું રક્ષણ કરવું જોઈએ.

## બિનજરૂરી ખર્ચ

કિસાનોએ મરણ પાછળ જમણ કરવાનો નકામો ખર્ચ ન કરવો જોઈએ. કુટુંબમાં કોઈનું મરણ થાય તો શોક પાળવો જોઈએ. તેને બદલે ઊલટા આપણે તો મિથ્યાભિમાન અને અજ્ઞાનને લીધે, દેવું કરીને કુટુંબીઓ તથા સ્નેહીઓને જમાડીને ખુશાલી વ્યક્ત કરીએ છીએ. આથી તો આપણે જંગલીમાં ખપીશું. પ્રેતભોજન ખાનાર અને ખવડાવનાર બન્નેનું બૂરું થાય છે. બન્ને મૂરખમાં ખપે છે. ખરચ કરનાર દેવાના ડુંગર નીચે દટાઈને પોતાને તથા કુટુંબીઓને પાયમાલ કરે છે. આપણાં આવાં પગલાંથી આપણે મૂર્ખ ગણાઈએ છીએ. આપણી પાસે પૈસા હોય અને મરણ પામનારનું કલ્યાણ ઇચ્છતા હોઈએ અથવા કાયમ એની નામના રહી જાય એવું ઇચ્છતા હોઈએ, તો એટલું ધન અનાથોના ભણતરમાં કે ગામની સફાઈ જેવા સાર્વજનિક કામમાં વાપરવું ઠીક છે. બાકી, એક ટંકના ભોજન પાછળ આટલો ખર્ચ કરવાની બેવકૂફી કદી ન કરવી જોઈએ.

ઊતરતી બનતી જાય છે. સરકારને બાળલગ્ન પ્રતિબંધક કાયદો કરવો પડ્યો છે, એ આપણે માટે એક શરમની વાત છે. સ્વરાજ માટેની આપણી લાયકાત સામે આ એક મોટું કારણ ધરવામાં આવે છે. આપણી આ ખામીથી દુનિયાભરમાં આપણે વગોવાઈએ છીએ. દુશ્મનો આપણી આ ખામીને આગળ કરીને આખી દુનિયામાં આપણને ફજેત કરે છે. પ્રકૃતિના નિયમો તો પશુઓ પણ પાળે છે. પશુઓની મર્યાદાને પણ આપણે વટાવી જઈએ તો કિસાન કહેવડાવવાનો આપણને શો અધિકાર છે? પોતાની નબળાઈઓ હટાવી, માથા ઉપરનું આ કલંક ધોઈ કાઢી, પોતાનાં બાળકોને આ મોટી આફતમાંથી બચાવી લેવાનો સમજુ કિસાનોનો ધર્મ છે.

## ચોખ્ખાઈ

કિસાનોએ ગામની ગલીકૂંચીઓ, રસ્તા, મહોલ્લા, કૂવા, તળાવ તથા ગોચરને ચોખ્ખાં રાખવાં જોઈએ. રસ્તા સાફ રાખવા જોઈએ. ગામની ચારે બાજુ છાણના ઢગ તથા ગામની અંદર ઠેર ઠેર કચરોકસ્તર અને ગંદકીનું તો પૂછવું જ શું? આપણા ઘરનાં આંગણાં પણ આપણે સાફ નથી રાખતા. આ ગંદકીને લીધે માખી, મચ્છર, માંકડ, ડાંસ વગેરે જીવજંતુ રાતદહાડો હેરાન કરે છે અને જાત જાતના રોગ ફેલાવે છે. આ બધી બાબતોમાં સરકાર કરતાં આપણી જવાબદારી વધારે છે. ગામની આસપાસ ગમે ત્યાં હાજતે બેસવું એ સ્વચ્છતા અને સભ્યતાના નિયમ વિરુદ્ધ તો છે જ, ઉપરાંત કેવળ અજ્ઞાનને લીધે આવા કીમતી ખાતરનો નાશ થવાથી કિસાનોને બેહદ નુકસાન થાય છે. મનુષ્યના મળ કરતાં ઉત્તમ ખાતર બીજું એકે નથી, એ વાત વિજ્ઞાનની રીતે સાબિત થઈ ચૂકેલી છે. જો કિસાન પોતાના વાડામાં કે ખેતરોમાં ખાડા ખોદી તેમાં મળત્યાગ કરી તેને માટીથી ઢાંકી દે, તો થોડા જ દહાડામાં સૂરજના તાપથી તથા માટી સાથે ભળી જવાથી કીમતી અને સુગંધીદાર ખાતર થઈ જાય છે. વર્ધાની આસપાસ આવેલાં ગામડાંના લોકો, જે ગામની નજીક સાર્વજનિક રસ્તાઓ પર હાજતે બેસતા હતા તેમનું મેલું જાતે ઉઠાવીને, મહાત્મા ગાંધીજી અને તેમના સાથીદારો એ અજ્ઞાન કિસાનોને સ્વચ્છતા તથા સુંદર ખાતર મફત બનાવવાનો પદાર્થપાઠ આજ કેટલાય દિવસથી શીખવી રહ્યા છે. કિસાનોએ આળસ છોડીને ઘર તથા ગામ કેમ ચોખ્ખાં રખાય તે શીખી લેવું જોઈએ. જો આપણો સંગઠન સંઘ જીવતોજાગતો હોય તો આવું જાનવર જેવું જીવન જીવવા જ ન દે.

### આભડછેટ

કિસાનોમાં ધર્મને નામે અનેક જાતના વહેમ અને પાખંડ ઘૂસી ગયાં છે. આપણા જ ગામમાં વસનારાં આપણાં ભાઈબહેન, જેમનો ખેતીવાડીના કામધંધામાં આપણે વારંવાર ખપ પડે છે અને કેટલાંક કામોમાં જેમના વિના આપણું ગાડું આગળ જ નથી ચાલતું, એવા અનેક હરિજનોનો ધર્મના નામે તિરસ્કાર કરીને તેમની લાગણી દૂભવીએ છીએ એ એક પાપ છે. જેને આપણે અછૂત માનીએ છીએ તે જો આપણો સમાજ છોડી બીજો ધર્મ સ્વીકારી લે તો તે જ ઘડીથી તેને અડકી શકાય છે! આમ બનતું આપણે નજરોનજર જોઈએ છીએ. હિંદુ ધર્મમાંથી આ કલંક ધોઈ કાઢવા મહાત્માજીએ અનેક દુઃખ સહન કર્યાં. ઉપવાસ કરીને દેહ પાડવા સુધીની તૈયારી કરી. દેશના એક છેડાથી બીજા છેડા સુધી આખું વરસ પ્રવાસ ખેડીને, બધાને સમજાવવા અથાગ મહેનત ઉઠાવી. અખિલ ભારત હરિજન સેવક સંઘની સ્થાપના કરીને એકેએક પ્રાંતમાં, જિલ્લામાં, તાલુકામાં અને ગામમાં તેની શાખાઓ ઉઘાડી. કોઈનેય અછૂત ન ગણવાનો હરેક કિસાનનો ધર્મ છે. રાજસત્તાની લગામ પોતાના હાથમાં લેવાની ઇચ્છાવાળા કિસાને કોઈનેય પોતાથી હલકો કે અછૂત ન ગણવો. ઊંચનીચના ભેદભાવ માનનારને રાજસત્તા મેળવવાનો અધિકાર જ નથી. જે બીજા ઉપર ચઢાઈ કરે છે એના ખભા ઉપર ચઢી બેસનાર આ જગતમાં કોઈ ને કોઈ મળી આવે છે. માટે, આપણા આ સંગઠનમાં આભડછેટને જરા પણ અવકાશ ન હોવો જોઈએ.

### કોમી ભાઈચારો

કિસાનોમાં હિંદુ-મુસલમાન કે ન્યાતજાતના ભેદભાવ હોય જ નહીં. ધરતી ખેડીને મહેનતથી ધન પેદા કરનારા અનેક નાના જમીનદાર, કિસાન કે ખેતીકામમાં મદદ કરનાર મજૂર, ચાહે ગમે તે ધર્મ કે જાતિનો હોય, તોપણ એ બધા કિસાન જ છે. બધા એક જ હોડીમાં બેઠા છે. બધા સાથે જ તરશે કે ડૂબશે. કુદરતમાં કદી નાતજાત કે ધર્મનો ભેદભાવ જોવામાં આવ્યો નથી ને આવશે પણ નહીં. કુદરતી આફતો — આસમાની-સુલતાની — કે તેની કૃપા બધા પર એકસરખી જ ઊતરે છે. બધા કિસાનોની આર્થિક દુર્દશા સરખી જ છે. આપણે સૌ પોતપોતાના ધર્મ કે સંપ્રદાયને વળગી રહી, ભેદભાવો છોડી, કોમી ઝઘડા મિટાવી દઈને, એકસાથે આર્થિક, સામાજિક અને રાજકીય ઉન્નતિના કામમાં લાગી જઈશું ત્યારે જ આપણો ઉદ્ધાર થશે.

### ઉપસંહાર

મારા ભાષણમાં મેં સરકાર કે જમીનદારો સામે આપણી જે ફરિયાદો છે અથવા કિસાન સંઘ સ્થાપીને એ મારફત આપણે જે મેળવવું છે, એ વાત ઉપર બહુ ભાર નથી મૂક્યો. આપણી પોતાની નબળાઈઓનું પૃથક્કરણ કરીને એ દૂર કરવાનો વધારે આગ્રહ કર્યો છે. બનવા જોગ છે કે આથી આપણામાંથી કોઈને અથવા કાર્યવાહકોમાંથી કોઈને નિરાશા થઈ હોય. આમ છતાં, માતા જેમ બાળકને કડવી દવા પ્રેમપૂર્વક પાય છે, તેમ કડવી છતાં હિતકર વાતો મારે તમને કહેવી એ મારી ફરજ છે. હુ જેમ કિસાનોનાં તમામ દુઃખોથી વાકેફ છું તેમ એમની નબળાઈઓ પણ જાણું છું. આ ખામીઓ અને નબળાઈઓ છુપાવીને બીજાઓ પર ગુસ્સો કરવાથી આપણને કશો લાભ નથી થવાનો. જમીનદારોની દુષ્ટતાની કડવી વાતો સાંભળવી તમને ગમશે. પણ કંગાલ અને દુર્બળ કિસાનોને જમીનદાર કે સરકારની સામે કજિયો કરતાં શીખવવામાં મને રસ નથી પડતો. ગલીએ ગલીએ ભસ્યા કરતા કૂતરાને કોણ સાંભળે છે? એનાથી કોઈ ડરતું પણ નથી. પરંતુ જંગલમાં વસનાર સિંહની ગર્જના સાંભળતાં કંઈકના છક્કા છૂટી જાય છે. દુર્બળ કિસાનોની વાત કોણ સાંભળે? રાજસત્તાની લગામ હાથમાં લેવા ઇચ્છનાર કિસાન રોનલ ન જોઈએ. માટે જ કિસાનોની નબળાઈઓ પર વધારે ભાર મૂકીને કહું છું કે આ નબળાઈઓ દૂર કરવી એ આપણી પહેલી ફરજ છે. આ વસ્તુ સમજાવવામાં, કિસાનોમાં સ્વમાનની ભાવના જાગ્રત કરવામાં મને રસ પડે છે, મજા આવે છે. કિસાનોને રોતલ બનતાં કે જુલમીઓ સામે બિનજરૂરી ગુસ્સો કરતાં શિખવાડવામાં મને શરમ આવે છે. કોઈ કિસાન દુઃખોથી ઉશ્કેરાઈ, ક્રોધના ગાંડપણમાં કોઈ જુલમી જમીનદાર કે એના માણસ પર હુમલો કરે છે, મારે છે કે એનું ખૂન કરી નાખે છે ત્યારે મને પાર વિનાનું દુઃખ થાય છે. સાધારણ રીતે આવે પ્રસંગે આપણા દિલમાં ઊંડે ઊંડે ખુશાલીનો ઉમળકો જોવામાં આવે છે. આ આપણી ઓછી સમજનું પરિણામ છે. આવાં કામોથી લાભને બદલે હાનિ થાય છે. નિર્બળ અને સમજ વિનાના લોકનાં આવાં અવળાં કામોથી આપણી તાકાત ઘટે છે, આપણી આબરૂને બટ્ટો લાગે છે, અને આપણી ઉપર સત્તાનો ખોફ ઊતરે છે. સંગઠિત અને સમજપૂર્વક દુઃખ બરદાસ્ત કરવાને તૈયાર એવા બહાદુર કિસાનોને તેમની પર લાદેલા મહેસૂલના અસહ્ય બોજાને હળવો કરાવતાં કે દેવું અથવા પાછલી મહેસૂલ-બાકીનો બોજો દૂર કરાવવામાં કે આવા જ બીજા વાજબી હકો અને દાદ મેળવવામાં કંઈ અડચણ નડતી જ નથી. આ રાજ્યમાં બીડી, તંબાકુ, પરદેશી

કાપડની દુકાન કે ચાની હોટેલ ખોલીને દેશને લાભને બદલે હાનિ પહોંચાડનાર આળસુ વેપારીઓને, વાર્ષિક હજારની આવક હોય ત્યાં સુધી એક પાઈ પણ કર નથી ભરવો પડતો. પણ રાતદિવસ મહેનત કરીને ધન પેદા કરનાર, અને જેની પેદાશ પર રાજ્યનો અને સહુના નિર્વાહનો આધાર છે, એવા કિસાનોના ખેતરમાં ફસલ પાકી હોય કે ન પાકી હોય, એનાં બાળબચ્ચાંને ખાવા રોટી મળે કે ન મળે, તોપણ મહેસૂલ તો ભરવું જ પડે છે. જો એ ન ભરે તો ખેતરો પરથી એનો અધિકાર ઝૂંટવી લેવામાં આવે છે, એનો માલ જપ્ત કરી વેચી નાખવામાં આવે છે, એને જેલભેગો કરવામાં આવે છે. આવા દેખીતા ઘોર અન્યાય સામે રોનલ બનવાનો કે ગાંડો ગુસ્સો કરવાનો શો અર્થ છે? આજે તો ઠરાવેલા મહેસૂલ ઉપરાંત છૂપું મહેસૂલ લેવામાં આવે છે. કેટલાક સરકારી નોકરો લાંચરુશવત લે છે. કેટલેક ઠેકાણે નજરાણાં લેવાય છે. કયાંક ઢોરની જેમ તેની પાસે વેઠ કરાવે છે. આ બધા સામે લડવાનું જ છે. જ્યાં આટલી હદે મનુષ્ય અધિકાર છીનવી લેવાયો છે, ત્યાં જો આપણે જમીનદારી પ્રથાને નાબૂદ કરવાની વાત પર ભાર દઈએ, તો એ નાને મોઢે મોટી વાત કરવા જેવું છે. જે કામ કાલે કરવાનું છે એની વાતોમાં જ આજનું કામ રખડી જશે. અને આજના કામ વિના કાલનું કામ થવાનું નથી. વળી આપણે ફરજમાંથી ચૂકીશું. આજનું કામ કરો. કાલનું કામ એની મેળે થઈ જશે. એટલા માટે એક કિસાન તરીકે, તમારા સગા ભાઈ તરીકે, તમારા સાચા સેવક તરીકે હું તમને સલાહ આપું છું કે, તમે તમારું સાચું અને મજબૂત સંગઠન ખડું કરો. ઉપરાંત મેં જે નબળાઈઓ ચીંધી તે દૂર કરો. વિશ્વાસ રાખીને આળસ છોડી દો, વહેમો ભગાવી દો; ડર છોડો, કુસંપનો ત્યાગ કરો; કાયરતા ખંખેરી નાખો, હિંમત રાખો, બહાદુર બનો, આત્મવિશ્વાસ રાખતાં શીખો. આટલું કરશો તો તમે જે પ્રચ્છશો તે એની મેળે આવી મળશે. જગતમાં જેને માટે જે લાયક છે તે તેને મળે જ છે. આપણી ઉમેદ મોટી છે. આપણે ગુલામીની બેડીઓ તોડી, સ્વતંત્રતા મેળવી, રાજસત્તાની લગામ આપણા હાથમાં લેવા માગીએ છીએ. આવી મોટી ઉમેદ રાખવાનો આપણને અધિકાર છે. આવો મોટો અધિકાર પ્રાપ્ત કરવા માટે આપણે ભગીરથ પ્રયત્ન કરવો જોઈએ. પ્રયત્ન કરનારને પ્રભુ મદદ કરે છે. પ્રભુ તમારું ભલું કરો.

૭૦

# રાજસ્થાની કાર્યકરોને

[તા. ૨૫-૬-૧૯૩૯ના રોજ મુંબઈમાં મળેલી સિરોહી પ્રજામંડળની વાર્ષિક સભાના પ્રમુખ તરીકે આપેલું ભાષણ.]

મેં આજનું પ્રમુખસ્થાન સ્વીકારવાની ના પાડી હતી કેમ કે મારા વિચારો ઘણાને રુચતા નથી. અને ન રુચતી વાત વારંવાર કહેવી મને ગમતી નથી, છતાં આગ્રહને વશ થઈને આવ્યો છું.

હુ તમને ગમે તેવી વાત નથી કહેવાનો પણ મને જે સૂઝે તે કહીશ. તમે એમ નહીં માનતા કે તમારા ઉપરના જુલમો એ નવું સંશોધન છે. આજે અનેક દેશી રાજ્યો હિંદુસ્તાનમાં છે જેની વાતો અરેબિયન નાઈટ્સને પણ ભુલાવી દે તેવી છે. પણ કોઈ ડાહ્યો માણસ પોતાની પૂંઠ જાણી જોઈને ખુલ્લી નથી કરતો. તેથી ગમે તેવો રાજા હોય છતાં પણ તેની નિંદા કરવાથી આપણું કામ નથી સરતું પણ આપણી નામર્દીની જાહેરાત માત્ર થાય છે.

### દેશી રાજાઓની સ્થિતિ

રાજસ્થાની પ્રજાનાં દુઃખોની અમને પડી નથી કે મહાસભા બેદરકાર છે એવું રખે કોઈ માનતા. મહાત્મા ગાંધી જેવો રાજસ્થાની પ્રજાનું દુઃખ જાણનારો મેં બીજો જોયો નથી. પણ આજે રાજાઓ કોણ છે? નાટકશાળામાં તરગાળાના છોકરાઓ તલવારો ચડાવીને ફરે છે તેમનામાં જે સ્વતંત્રતા છે તેટલી સ્વતંત્રતા પણ આજે દેશી રાજાઓમાં નથી.

દેશી રાજાઓના પોપડા ઉખેડવાથી આપણને લાભ નથી પણ આપણી લાજ જાય છે. હું જાહેર કામ કરતાં શીખ્યો હોઉં તો મહાત્મા ગાંધીજી પાસેથી શીખ્યો છું. તલવાર ચલાવી જાણે છતાં જે તલવાર મ્યાન રાખે તેની જ અહિંસા સાચી કહેવાય. કાયરોની અહિંસાની કિંમત કેટલી? રાજાઓના દોષ જોતાં પહેલાં આપણે આપણી નામર્દીને ન ભૂલવી જોઈએ. આપ મૂઆ વિના સ્વર્ગે ન જવાય! તમારા સિવાય તમારો ઉદ્ધાર બીજો કોઈ કરવાનો નથી. અહીં કેટલાક મિત્રો જે મારગ લઈ રહ્યા છે તે ભિખારી મારગ છે. હું કહું છું કે આ ફજેતો કરવો છોડી દો. જેને લાજ નથી તેની લાજ શી જવાની છે? જે પોતાની લાજનું રક્ષણ નથી કરતો તેની લાજ બીજું કોણ બચાવી શકવાનું હતું?

વ્યક્તિશાસનને બદલે પ્રજાતંત્ર હોય તો જુલમ સહેજે નીકળી જાય એમ તમારામાંથી કેટલાક કહે છે. રાજ્યમાં તો જમાદાર, ફોજદાર વગેરેનું આખું તંત્ર છે. તે ઉપરાંત આપણી નામર્દી છે. જ્યાં સુધી પ્રજા ખરું બળ નહીં જમાવે ત્યાં સુધી આ ગ્રહણ લાગેલા રાજાઓ માત્ર અંધકાર ફેલાવે છે.

### રાજસ્થાની પ્રજાની વિટંબણા

રાજસ્થાની પ્રજાનાં દુઃખ વિષે મતભેદ નથી, પણ તે કેવી રીતે દૂર કરવાં તે વિષે મતભેદ છે. દુઃખો તો જૂનાં હતાં જ, પણ બ્રિટિશ હિંદુસ્તાનની લડાઈને લીધે બધે જાગૃતિ આવવા લાગી છે, તેથી આ દુઃખો હવે જણાવા લાગ્યાં છે. પ્રજાને કચડી નાખવા બ્રિટિશ સરકાર દમનના જે ઉપાયો લઈ રહી છે તેનું ભૂંડું અનુકરણ રાજાઓ આજે કરી રહ્યા છે. બ્રિટિશ હિંદમાં રાજ્ય અને પ્રજા વચ્ચે આજે હાડોહાડની જામી છે. પ્રજાએ સ્વતંત્ર થવાનો નિર્ણય કર્યો છે. અને ઇતિહાસ કહે છે કે આનો અંજામ પ્રજાની સ્વતંત્રતામાં આવ્યા વિના રહે જ નહીં.

તમારાં દુઃખો જો હું ગાવા બેસું અને રાજાઓને ગાળો દઉં તો તમને મીઠું લાગે કેમ,કે તમારામાં બીજી તાકાત નથી. જો છાપામાં પ્રગટ થયેલી વાત સાચી હોય તો તમારે મળગી ઊઠવું જોઈએ. એ પ્રકાશન તમને ગાળરૂપ છે.

જો આજે એક પણ દેશી રાજ્યમાં જાગ્રત પ્રજામત હોય તો એ ભાગ આખા હિંદુસ્તાનને પદાર્થપાઠ આપશે. કૉંગ્રેસ તમે માગો તેવો ઠરાવ કદાચ કરી આપે તોપણ તમારી સ્થિતિમાં તેથી તલભાર પણ ફેર પડવાનો નથી. ઠરાવ હોય કે ન હોય પણ પ્રજામાં જેટલી શક્તિ હોય તેટલું જ કામ થવાનું છે. પ્રજાની તપશ્ચર્યાથી જો રાજ્યની શુદ્ધિ થઈ હશે તો આખા હિંદનું ત્યાં આકર્ષણ થશે. બૂમોથી કે ગાળોથી નહીં થાય. જો પ્રજામત જાગ્રત હોય તો આ વસ્તુ ઘણી સહેલી છે. કૉંગ્રેસના ઠરાવથી તમારું બહેતર નહીં થાય. શિરોહી રાજ્યનું કલ્યાણ અહીંના બે ઠરાવોથી કે કડક કડક ભાષણથી થવાનું નથી.

તાકાત વગર બોલવાથી ફાયદો નથી. દારૂગોળા વગર જામગરીથી ભડાકો નથી થવાનો. રાજાઓ સામે બખાળા કે ગાળો દેવાથી કાંઈ નથી થવાનું. આપણી આબરૂ વધવાની નથી. જગત તો કહેશે કે એક નાનું ઠાકરડું આ લાખ બે લાખ નામર્દોને સતાવી રહ્યું છે. તેને તો ફજેત થવાપણું કાંઈ છે જ નહીં. જેણે મૂકી લાજ તેને નાનું સરખું રાજ. દુઃખ તમારે વેઠવું પડશે, અહીં ભાષણ કરે છે તેને વેઠવું નહીં પડે.

જો અહીં બેઠા મુંબઈમાં લખ્યે કે બોલ્યે કાંઈ વળશે એમ માનતા હો તો તે ભૂલ છે. આપણી મહેનત વ્યર્થ જાય છે. આવી હોહાથી કાંઈ વળી જશે એવી ભૂલમાં રખે રહેતા. જેટલું કરો તેના જોર ઉપર બોલજો. લાજ લૂંટવી હોય તો ચાર લીટીમાં લૂંટાશે, ચાર કૉલમ ભર્યે કંઈ લૂંટાવાની નથી. આજે બ્રિટિશ હિંદ અને દેશી રાજ્યોની પ્રજાની લાજ એક જ છે.

મોટા વરઘોડા, સરઘસો કે ભાષણો અને છાપાંથી કોઈ પ્રજા કે રાજ્ય માત થયાં નથી. સંગીન અને સાચા કાર્યથી જ આ પરદેશી રાજ્યતંત્રને માત કરી શકાશે.

## ૭૧

## મુક્તિ માટે મત આપો

[તા. ૧૪-૧૦-૧૯૩૬ના રોજ મદ્રાસમાં શ્રી સી. એન. મુથુરંગ મુદલિયારના પ્રમુખપદે ભરાયેલી સભામાં આપેલું ભાષણ.]

હું એક ખાસ ઉદ્દેશથી અહીં આવ્યો છું, અને એ ઉદ્દેશ પાર પાર પાડવા માટે મારો બધો જ સમય આપવા માગું છું. તમે જાણો છો કે ૧૯૨૧માં, એ ખિલાફતના પ્રખ્યાત અને આવેશમય દિવસોમાં, કૉંગ્રેસે ધારાસભાઓનો બહિષ્કાર કરવાનો નિર્ણય કર્યો. વિદ્યાર્થીઓને શાળાકૉલેજો છોડવાની, ઇલકાબધારીઓને પોતાના ઇલકાબો પાછા આપવાની, વકીલોને વકીલાત છોડવાની અને ધારાસભાના સભ્યોને ધારાસભાઓ છોડવાની હાકલ કરી. કોઈએ એમ ન માનવું કે એ નિર્ણય કરવામાં આપણે ભૂલ કરી હતી. એ નિર્ણય તદ્દન યોગ્ય હતો અને તેનાં અદ્ભુત પરિણામો આવ્યાં છે. માણસોની યાદશક્તિ ટૂંકી હોય છે અને આપણે આજ સુધી શું શું કર્યું એ તેઓ ભૂલી જાય એવો સંભવ છે, તેથી જેમાં આપણે સારોસરખો ભાગ ભજવ્યો છે એ બધા બનાવોની

તમને યાદ દેવડાવું. ચૌરીચૌરામાં બનેલા કેટલાક બનાવોને કારણે મહાત્મા ગાંધીએ સત્યાગ્રહની લડત પડતી મૂકી તેમ છતાં તેમને ગિરફતાર કરવામાં આવ્યા. જે બનાવોને પરિણામે તેમને પકડવામાં આવ્યા હતા તે તમે જાણો છો. મુંબઈનો તે વખતનો ગવર્નર લખી ગયો છે કે, એ ચળવળ સફળ થવાની હાથવેંતમાં હતી! મહાત્મા ગાંધીને જેલમાં પૂર્યા પછી બનાવોએ જુદું જ વલણ લીધું.

## દાંડીકૂચ

(ત્યાર પછી સરદારે સ્વરાજ પાર્ટીની સ્થાપના અને ધારાસભામાં તેણે કરેલા કાર્ય વિષે તથા ઐતિહાસિક લાહોર કૉંગ્રેસ વિષે વાત કરતા દાંડીકૂચ, ગાંધી-ઇર્વિન કરાર તથા બ્રિટિશ વડા પ્રધાનના કોમી ચુકાદામાં ફેરફાર કરાવવા ગાંધીજીએ કરેલા ઐતિહાસિક ઉપવાસનું સ્મરણ કરાવી કહ્યું કે :)

આ બધા બનાવો આપણે કેમ ભૂલી શકીએ ને કહી શકીએ કે ધારાસભાઓના બહિષ્કારથી કંઈ લાભ નથી થયો? આપણે ધારાસભાઓનો બહિષ્કાર કર્યો એટલે બીજા લોકો એમાં ઘૂસ્યા અને તેમણે આપણે શરૂ કરેલી સુંદર, ગૌરવયુક્ત લડતને કચડી નાખવા માટે સરકારે જે જે કર્યું તેમાં મદદ કરી. અને એવા એવાં હુકમો બહાર પાડવામાં મદદ કરી કે જેથી તેમના પ્રત્યે આખા દેશમાં ગુસ્સાની લાગણી પેદા થઈ. આ લોકો આપણને કહે છે કે આપણે ધારાસભાઓનો બહિષ્કાર કર્યો એ ભૂલ કરી. આપણે કશી ભૂલો કરી નથી, અને ભૂલો કરવાનાયે નથી. દસથી પંદર વરસના ટૂંકા ગાળામાં આપણે ઘણું મેળવ્યું છે. સરકારને પણ ખબર પડી ગઈ છે કે લોકોને લડવાનું યોગ્ય હથિયાર મળી ગયું છે. આથી સરકારે આપણને આડે માર્ગે વાળવા માટે નવું સાધન શોધી કાઢ્યું. તેમણે નવી વ્યવસ્થા ઊભી કરી. હિંદને સુધારા આપવાનો આ કાયદો આપણી સ્વાભાવિક અને રાષ્ટ્રીય આકાંક્ષાઓને કચડી નાખવા માટે બનાવવામાં આવ્યો છે. છેલ્લાં પંદર વરસથી આપણે સરકારને કઢંગી સ્થિતિમાં મૂકીએ છીએ, એને માત કરીએ છીએ, તે જોઈને એને રાષ્ટ્રના ભાગલા પાડવાનું જરૂરી લાગ્યું. તેને ખાતરી થઈ છે કે રાષ્ટ્રમાં એવો સંપ છે કે તેને અસહકાર સિવાય બીજા કોઈ હથિયારની જરૂર નથી. એ સંપ તોડવાના એ પેંતરા રચે છે.

## મુક્તિ માટે મત આપો

સરકારે પહેલાં તો આપણામાં ભાગલા પાડ્યા. બીજી વસ્તુ એણે એ કરી કે ત્રણ કરોડને મતાધિકાર આપ્યો. આ અધિકાર આપણને

એટલા માટે આપ્યો છે કે જેથી આપણે જગતને ને સરકારને બતાવી આપી શકીએ કે આપણે આપણો મત મુક્તિ માટે આપીએ છીએ કે ગુલામી માટે? આ મતાધિકાર આપણને પહેલવહેલો આપવામા આવ્યો છે જો સરકાર કંઈક કાવાદાવા કરીને એમ બતાવી શકે કે લોકો કોંગ્રેસની પડખે નથી તો એનો હેતુ પાર પડે. આ ત્રણ કરોડ મતદારોનો સપર્ક નહીં સાધો તો લોકસપર્કના ગમે તેટલા ઠરાવો કરશો તે કામમા નહીં આવે સરકારની આ બહુ ચાલાકીભરેલી યુક્તિ છે એમ બને કે ધારાસભાઓમા જઈને આપણે જોઈએ કે આપણને કશી સત્તા નથી અને આપણા માર્ગમા દરેક જાતના અંતરાયો ઊભા કરવામા આવે છે. પણ આપણે આ મતાધિકારનો સદુપયોગ નહીં કરીએ તો સરકાર દુનિયા આગળ જાહેર કરશે કે લોકો અમારી સાથે છે, સિવાય કે ત્રણ કરોડ મતદારો મત ન આપે, અસહકાર કરે. અને એમ કરે તો એના જેવુ રૂડું શુ? પણ આપણે સપૂર્ણ અસહકાર માટે તૈયાર નથી. લોકો મત આપવા જવાના છે તો પછી આપણે જોવુ જોઈએ કે તેઓ સ્વાતંત્ર્ય માટે મત આપે, ગુલામી માટે ન આપે. કોંગ્રેસની વિરુદ્ધ પડેલો દરેક મત સ્વાતંત્ર્યની લડત વિરુદ્ધ આપેલો ગણાશે.

આપણે સપૂર્ણ સ્વાતંત્ર્ય જોઈએ છે. પણ મધ્યમમાર્ગીઓ અને બીજાઓ કહે છે કે આપણે ગ્રેટબ્રિટન સાથેનો સબધ તોડવો નથી. તેઓ કહે છે કે આપણા બે વચ્ચેનો સંબંધ ઈશ્વરનિર્મિત છે. તેઓ કહે છે, 'અમારે સાંસ્થાનિક સ્વરાજ જોઈએ છે.' એમને કેવુ સાંસ્થાનિક સ્વરાજ જોઈએ તેનો મને ખ્યાલ નથી. પણ નવુ બધારણ ઘડનારાઓએ એમાથી એ શબ્દો ઇરાદાપૂર્વક કાઢી નાખ્યા છે. બંધારણ ઘડનારા આપણી સાથે, જેમને સ્વાતંત્ર્ય જોઈએ છે તેમની સાથે સમત થાય છે પણ જેમને સાંસ્થાનિક સ્વરાજ જોઈએ છે તેમની સાથે સમત થતા નથી. તેઓ જાણે છે કે સાંસ્થાનિક સ્વરાજ તો એક મશ્કરી છે. છતા આપણા લોકો એમા માને છે. અગ્રેજો પોતાનુ કામ બરાબર સમજે છે, પણ આપણામાના કેટલાક લોકોનુ માનસ હું સમજી શકતો નથી.

નવા બંધારણમા તેનો અમલ કરનારાઓના હાથમા આપણને નુકસાન થાય એવી ગરબડ કરવાની વધારે સત્તા સોંપવામા આવી છે. અને આપણે જેલમા બેઠેલા હોઈએ તે દરમિયાન ધારાસભામા બેઠેલા સભ્યો એ સત્તાનો ઉપયોગ કરવા દે તો પરિણામ એ આવે કે આપણી ગુલામી કાયમની થાય અને સ્વાતંત્ર્યના માર્ગમા હમેશને માટે આડખીલી ઊભી થાય. તેથી આપણે પહેલા એ લોકોને દૂર કરવા જોઈએ. એ લોકોએ દમનનો કાયદો

પસાર કર્યો અને દેશના શોષણમાં મદદ કરવા માટે જે જે થઈ શકે તે બધું કર્યું. એટલે પહેલી વસ્તુ આપણે એ કરવી જોઈશે કે આ લોકોને સત્તાને-સ્થાનેથી ઉતારી પાડવા. જસ્ટિસ પાર્ટીવાળા ગમે તેટલા પૈસાદાર હોય, ગમે તે હોય, રાજા હોય કે જમીનદાર હોય, હવે તમારા મત સિવાય તેઓ ધારાસભાઓમાં દાખલ નહીં થઈ શકે. એ લોકોના હુકમથી આપણાં માથાં ભાગવામાં આવ્યાં હતાં. આપણા યુવાનો ને યુવતીઓને આ લોકોના હુકમથી જેલમાં પૂરવામાં આવ્યાં હતાં. અને હવે તેઓ આપણા મતની માગણી કરે છે. આ તો આપણી ઠેકડી કહેવાય, આપણી બુદ્ધિનું અપમાન છે. શા માટે તેમણે આપણા મતની આશા રાખવી જોઈએ?

ગુજરાતમાં એક ભાઈ હતા તે ધારાસભામાં ગુજરાત વિભાગના પ્રતિનિધિ હોવાનો દાવો કરતા હતા. કૉંગ્રેસીઓ તો ત્યારે જેલમાં હતા. આ ભાઈ લગભગ એમ માનતા હતા કે ગુજરાતમાં પોતે એકલા જ મહત્ત્વના ને મોટા માણસ છે. એ માન્ચેસ્ટર ને લૅંકેશાયર ગયા. અને ત્યાં લોકોને કહ્યું કે ગાંધીજીને લોકો ભૂલી ગયા છે, અને વલ્લભભાઈ નામનો કોઈ માણસ ગુજરાતમાં નથી. આવા લોકોએ વાઇસરૉય પાસે જઈને કહ્યું કે, અમુક વખતે જો ધારાસભાની ચૂંટણીઓ કરવામાં આવે તો કૉંગ્રેસી ઉમેદવારો પોતાની અનામત ગુમાવશે. આવી વાતો માનનારા મૂર્ખાઓ પણ હતા. કૉંગ્રેસવાળાઓને વ્યવસ્થિત રીતે કામ કરવાનો સમય ભાગ્યે જ રહ્યો હતો. સરકારે ઇરાદાપૂર્વક સૌથી પહેલી ચૂંટણીઓ મદ્રાસ ઇલાકામાં રાખી. કારણ કે તેણે બહુ જવાબદાર લોકો પાસેથી, તેના વિશ્વાસુ લોકો પાસેથી સાંભળ્યું હતું કે પહેલાં મદ્રાસમાં ચૂંટણીઓ રાખવામાં આવશે તો મદ્રાસ આખા દેશને દોરવણી આપશે. મદ્રાસે દોરવણી જરૂર આપી. પણ તેઓ આશા રાખતા હતા તેવી નહીં. આ ચૂંટણીઓ થયે લાંબો વખત વીતી ગયો છે છતાં તેમાં મદ્રાસે આપેલી દોરવણી માટે હું તેને મુબારકબાદી આપું છું. હવે મદ્રાસ પોતાના શબ્દો ગળી જશે? ગઈ ચૂંટણીઓમાં જે પક્ષને તમે હરાવ્યો હતો તે જ પક્ષ આજે કૉંગ્રેસની સામે તમારા મત માગે છે. મતદારો છેતરાશે? હવે જો એમને મત આપવાના હોય તો ગઈ ચૂંટણીમાં એમને કેમ ફેંકી દીધા? ગઈ ચૂંટણીમાં ભૂલ કરી એમ કહેશો? એમ ન હોય તો તમારી ફરજ પ્રત્યે જાગ્રત થાઓ. ગઈ ચૂંટણી કરતાં આ વખતની ચૂંટણીમાં ખૂબ મહેનત કરવી પડશે કારણ કે ગઈ વખત કરતાં મતદારોની ઘણી મોટી સંખ્યાને આ વખતે મળવાનું છે એટલે સારી વ્યવસ્થા કરવાની જરૂર છે. કોઈ એમ ન માને કે કૉંગ્રેસના ઉમેદવારો પોતે પોતાનું કરી લેશે.

### હોદ્દાસ્વીકાર

લખનૌ કોંગ્રેસમાં ધારાસભાઓનો કબજો લેવાનો ઠરાવ લગભગ સર્વાનુમતે કરવામાં આવ્યો હતો. આ ઠરાવ પસાર થયો ત્યારે ચર્ચાસ્પદ સવાલ ફક્ત એક જ હતો કે પ્રધાનપદાં લેવાં કે નહીં? આ સવાલે ઉત્તરના પ્રાંતો કરતાં દક્ષિણના પ્રાંતોને વધારે ચિંતા કરાવી છે. કારણ કે છેલ્લાં પંદર વરસથી અહીં એક પક્ષ સત્તા ઉપર છે. તેણે તમને એટલા ચીડવ્યા છે કે તમે તેનો બદલો લેવા માગો છો અને એ જ રીતે એમને હેરાન કરવા માગો છો. પણ આપણી પાસે વધારે ઉદાત્ત હેતુ છે આપણે વધારે ઉદાત્ત હેતુ માટે ધારાસભાઓમાં જવાનું ઠરાવ્યું છે. એટલે એમનો વિચાર ન કરશો. એમને ભૂલી જાઓ. આખરે તેઓ આપણા દેશબાંધવો છે. તેમના પ્રત્યે ઉદાર થવાનું આપણને પાલવે એમ છે. તેમના ભૂતકાળના વર્તનની તેમને આજે શરમ આવે છે. અને નહીં આવતી હોય તોયે જ્યારે તેમને સત્તાને સ્થાનેથી દૂર કરવામાં આવશે અને ધારાસભાઓમાં જવાની તેમને તક નહીં મળે ત્યારે તમે તેમને જાહેરમાં ફરતા નહીં જુઓ. જૂની ધારાસભામાં તેઓ શું કરતા હતા તે તમે જાણો છો. આજે તેઓ ક્યાં છે? તમે તમારા મતાધિકારનો યોગ્ય ઉપયોગ કરો અને તમારી ફરજ યોગ્ય રીતે બજાવો તો તમારે એ લોકોનો વિચાર કરવાની કશી જરૂર નથી.

હોદ્દા સ્વીકારવા કે ન સ્વીકારવા એ બાબતમાં કોંગ્રેસે લગભગ સર્વાનુમતે એવો નિર્ણય કર્યો છે કે અત્યારે એની ચર્ચામાં પડવું નહીં. અત્યારે તો ચૂંટણીમાં શક્ય હોય તેટલી વધુમાં વધુ બહુમતી મેળવવા ઉપર ધ્યાન કેન્દ્રિત કરવું જોઈએ. હું તો હમેશાં તરત લેવાના બીજા પગલાનો વિચાર કરવાનું પસંદ કરું છું. વહેવારુ માણસ પોતાની આજની ફરજનો વિચાર કરશે, કાલનો વિચાર નહીં કરે. કારણ કે જો એ આજની કાળજી રાખશે તો કાલનો વિચાર એની મેળે થઈ રહેશે. એટલે તમારે તમારી બધી શક્તિ અને લાગવગનો ઉપયોગ આ તાત્કાલિક પરિણામ માટે એટલે કે ચૂંટણીમાં કોંગ્રેસને વિજય મળે એ વિષે કરવાનો છે. એટલું કરશો તો પછી પ્રધાનમંડળ રચવાં કે નહીં તેનો વિચાર કરવા માટે પૂરતો વખત રહેશે.

### કોંગ્રેસનું જાહેરનામું

કોંગ્રેસનું જાહેરનામું બહાર પડી ગયું છે. અને કોંગ્રેસ તરફથી ચૂંટાઈને ધારાસભામાં જનારા સૌને એની નકલો આપવામાં આવશે. એ જાહેરનામામાં જણાવેલા ઉદ્દેશ માટે આપણે ધારાસભામાં જઈએ છીએ. એ ઉદ્દેશને આગળ ધપાવવા માટે હોદ્દા સ્વીકારવાનું જરૂરી બને તો હોદ્દા

સ્વીકારીશુ. હોદ્દા કોઈ અસ્પૃશ્ય વસ્તુ નથી. આપણે એનાથી શા માટે ડરવુ જોઈએ? એ કંઈ એવી બિહામણી વસ્તુ છે?

કેટલાક કહે છે કે મતદારો આગળ અત્યારે કોંગ્રેસનો ઇરાદો સ્પષ્ટ કરવામાં નહીં આવે તો કેટલાક લોકો એવા હોવાનો સંભવ છે કે જેઓ કોંગ્રેસ હોદ્દા સ્વીકારશે એવી માન્યતાથી ધારાસભાઓમા જશે અને પછી કોંગ્રેસ હોદ્દા નહી સ્વીકારે તો નાસીપાસ થશે, હુ અત્યારે જ કહી દઉ છુ કે એવા લોકોને સંતોષ આપવા ખાતર જ કોંગ્રેસ કદી હોદ્દા સ્વીકારશે નહી. સરકાર સાથે સહકાર કરવાના ઇરાદાથી કોંગ્રેસ હોદ્દા સ્વીકારશે એવી માન્યતાથી જેઓ કોંગ્રેસમા આવતા હોય તેમને હું હજી પણ ન આવવાની, પાછા જવાની ચેતવણી આપુ છુ જેઓ સાચા દિલથી કોંગ્રેસમા આવીને આપણી સાથે સહકાર કરવા માગતા હોય તેમને ન આવવા દઈને હુ કોંગ્રેસનું વર્તુળ સાકડુ કરી નાખવા માગતો નથી. હુ એમ પણ નથી માનતો કે કોંગ્રેસનું પ્લેટફૉર્મ જેમણે જેલ જવાનો પરવાનો મેળવ્યો હોય તેમના પૂરતુ જ મર્યાદિત હોય બીજા પ્રામાણિક લોકો તેમના મનપરિવર્તન અને પશ્ચાત્તાપ પછી આવવા માગતા હોય તો ભલે આવે. આપણે તો આખી પ્રજાને આપણા વિચારની બનાવવા માગીએ છીએ, અને આપણે આશા રાખીએ કે જસ્ટિસ પાર્ટીવાળા આપણને કોઈક દિવસ જસ્ટિસ (ન્યાય) કરશે. કારણ કે અત્યારે જ તેઓ વિચાર કરતા થયા છે કે થોડા વખતમા 'સરકાર' એટલે 'કોંગ્રેસ સરકાર' થઈ જવાનો સભવ છે તો શુ કરવુ? કોંગ્રેસની બહુમતી હોય તો બીજુ કોઈ પ્રધાનમડળ કામ કરી શકે નહી. ફરી જોવું હોય તો કરી જુએ. કોંગ્રેસના કાર્યકર્તાઓની ત્યારે પરીક્ષા થશે. બેશક, એ માર્ગે ઘણી લાલચો પડેલી છે આપણે એક સમર્થ સરકાર સાથે લડીએ છીએ. તમે કૂચ કરતું કોઈ એવુ લશ્કર જોયુ છે કે જેમા જે કઈ ફરજ ચૂકે અથવા પાછા ફરવાનો પ્રયત્ન કરે તેને ત્યા જ ગોળી મારવામા ન આવતી હોય? મદ્રાસની ધારાસભામા બસોત્રણસોમાથી કોઈ એ પરિસ્થિતિમાથી પોતાના સ્વાર્થને ખાતર લાભ લેવા માગતા હશે તો તેઓ તરત ઉઘાડા પડી જશે પણ હું આશા રાખુ છુ કે એવા કોઈ ખાઉધરો નથી

### ધારાસભાના સભ્યોની સભા

(આગળ ચાલતા સરદારે બધી ધારાસભાઓના સભાસદોની સભા બોલાવવાની દરખાસ્તનો ઉલ્લેખ કરીને કહ્યુ કે )

એ સભા કોંગ્રેસના જાહેરનામાનો અમલ કરવાની પદ્ધતિ અને સાધનો નક્કી કરશે. ચૂટણીઓ આવવાને હવે માત્ર બે જ મહિના બાકી

છે. આટલા ટૂંકા વખતમાં તમારે જાહેર મત એવો કેળવવો જોઈશે કે ઘણી બેઠકો માટે તો બનતા સુધી હરીફાઈ કરવા કોઈ ઊભું જ ન થાય. કૉંગ્રેસને હરાવવાની આશામાં કોઈ પૈસા ખરચવા તૈયાર હોય તો ભલે ખરચે. એમની પાસે ધન હોય તો ભલે તેની વહેંચણી થાય. પણ હું કહું છું કે કેવળ પૈસા વેરવાથી કોઈ ઉમેદવાર ચૂંટાઈ શકશે નહીં. મતપેટી સિક્કાથી કે નોટોથી ભરવાની નથી હોતી પણ મતપત્રકોથી ભરવાની હોય છે.

## આપણી સમક્ષ પડેલું કાર્ય

આ કામ સહેલું નથી. એમાં પૈસાની અને ઘણી ધીરજની જરૂર પડશે. કૉંગ્રેસ ગરીબોની સંસ્થા છે અને તેના ઘણાખરા કાર્યકર્તાઓએ છેલ્લાં પંદરવીસ વરસમાં સર્વસ્વનો ભોગ આપ્યો છે. કેટલાક લોકો ધારાસભાઓમાં જવા અતિ આતુર છે પણ બીજા એવા છે જેઓ રાજી નથી, પણ તેમને જવાની ફરજ પાડવામાં આવી છે. એવા લોકો માટે જરૂરી ફાળો તમારે આપવો જોઈએ. મતદારોને ચૂંટણીમથકે લઈ જવાની યોગ્ય વ્યવસ્થા નહીં કરો અને પ્રચારકાર્ય કુશળતાપૂર્વક નહીં ગોઠવો તો ચૂંટણીમાં તમે સફળ થાઓ એમ લોકો ઇચ્છતા હશે તોપણ તમે સફળ થઈ શકશો નહીં. મતદારો પોતાની મેળે ચૂંટણીમથકે જઈને મત આપી આવે એવી આશા રાખવી એ વધારે-પડતું છે. કારણ કે હજી તેમને એટલી તાલીમ મળી નથી. આ દેશમાં હજી આપણે સંગઠનો ઊભાં કરવાનાં છે. કૉંગ્રેસે મહાત્મા ગાંધીના આગમન પછી સંગઠન કર્યું છે. એણે આ સમર્થ બ્રિટિશ સરકારને ભારે લડત આપી છે. સરકારની વ્યવસ્થા નાનામાં નાના ગામડા સુધી ગોઠવાયેલી છે. એવું એકે ગામ નથી કે જ્યાં સરકારનો નોકર ન હોય. કૉંગ્રેસને લોકોની સહાનુભૂતિ છે, પણ એ સહાનુભૂતિ બધી જગ્યાએ સક્રિય નથી. આવતા બે મહિનામાં તમારે સારી રીતે વ્યવસ્થિત થઈ જવું જોઈએ અને જરૂરી ફાળો ઉઘરાવી લેવો જોઈએ. જસ્ટિસ પાર્ટીએ થોડા વખત પહેલાં પોતાના પક્ષના કાર્યને માટે એક કરોડ રૂપિયા ઉઘરાવવાનો ઇરાદો જાહેર કર્યો હતો. દેખીતી રીતે એ ફાળો એક અઠવાડિયા કરતાંયે ઓછા સમયમાં છલકાઈ ગયો હશે! કારણ કે ત્યાર પછી એ ફાળા વિષે કંઈ સાંભળવામાં આવ્યું નથી. એ મોટી રકમના વ્યાજમાંથી તેઓ ચૂંટણીઓ લડી શકશે. પણ આપણે કરોડો રૂપિયાની જરૂર નથી. આપણી જરૂરિયાત ઘણી ઓછી છે. એક બે લાખ રૂપિયાથી આપણું કામ ચાલશે. અને મને ઉમેદ છે કે એટલી રકમ સહેલાઈથી ભરાઈ જશે.

### કોંગ્રેસ કાર્યકર્તાઓને ચેતવણી

(કોંગ્રેસ કાર્યકર્તાઓને સંબોધતા તેમણે કહ્યું:)

આપણાં વિરોધીઓનો મને ડર નથી. આ સમર્થ સરકારથી પણ હું ડરતો નથી. પણ હું આપણી પોતાની નબળાઈઓનો વિચાર કરું છું. જો આપણે પ્રસંગને અનુસરીને નહીં વર્તીએ અને આપણી અંગત મહત્ત્વાકાંક્ષાઓને દેશના સર્વસામાન્ય હિત આગળ ગૌણ નહીં ગણીએ તો આપણે આ જીતની બાજી હારી બેસીશું અને એથી આપણી સંસ્થાની હમેશને માટે બેઆબરૂ ને નામોશી થશે. એટલે હું આશા રાખું છું કે તામિલનાડ અને આંધ્રના કાર્યકર્તાઓ વખત ઓળખીને વર્તશે. ભૂતકાળમાં તમે જેને માટે વાજબી રીતે મગરૂબ થઈ શકો એવાં કાર્યો કર્યાં છે, જેણે તમારી પ્રશંસા કરાવી છે એવા ભોગો આપ્યા છે અને વ્યવસ્થિત લડતો ને ચૂંટણીઓ કેમ લડાય એ તમે બનાવી આપ્યું છે. ગઈ ચૂંટણીઓમાં તમે દેશને રસ્તો બતાવ્યો છે. આજે ફરીથી તમારે રસ્તો બતાવવાનો છે અને એવી જ રીતે બતાવી આપવાનું છે કે તમે એક મજબૂત અને અખંડ જૂથ તરીકે ઊભા છો.

પાર્લમેન્ટરી બોર્ડના પ્રમુખ તરીકેના મારા અનુભવ દરમિયાન એકબે વસ્તુઓ મારા જોવામાં આવી છે. મેં જોયું છે કે જ્યારે કેટલાક કોંગ્રેસીઓને ઉમેદવારો તરીકે પસંદ કરવામાં નથી આવતા ત્યારે તેમને પોતાની અવગણના થઈ એમ લાગે છે. કેટલાકને તો એમ લાગવા માંડ્યું છે કે ઉમેદવાર તરીકે પસંદગી મેળવવાનો તેમનો વંશપરંપરાગત અધિકાર છે. કેટલાક માને છે કે જો આ પ્રસંગે તેમને ઉમેદવાર તરીકે પસંદ કરવામાં ન આવે તો તેમને કોંગ્રેસ સામે બળવો કરવાનો અધિકાર છે. મારે તમને કહેવું જોઈએ કે કોંગ્રેસની તાકાતનો આધાર કેવળ લોકોની મરજી ઉપર નહીં, પણ કોંગ્રેસના બધા સભ્યો અને ખાસ કરીને કાર્યકર્તાઓ કોંગ્રેસના આદેશો અને ઠરાવોનો રાજીખુશીથી સ્વીકાર કરે અને તેનું પાલન કરે તેના પર રહેલો છે. આપણી હરોળમાં શિસ્ત ન હોય તો આપણને ધારાસભાઓમાં જવાનો હક નથી. આપણામાં આત્મભોગની ભાવના ન હોય, આપણી અંગત મહત્ત્વાકાંક્ષાઓને દેશના વ્યાપક હિત આગળ ગૌણ ગણવા તૈયાર ન હોઈએ તો આપણે ધારાસભાઓમાં જવાનું કંઈ કામ નથી. જો આપણે ઊંચા પ્રકારની હિંમત, ઊંચા પ્રકારની શક્તિ અને ઊંચા પ્રકારની બલિદાનની ભાવના નહીં બતાવીએ તો દેશને અને આપણને મત આપનાર લોકોને આપણે ન્યાય નહીં કરીએ.

લાખો સ્ત્રીપુરુષોના બલિદાનથી ઊભી થયેલી મહાન સંસ્થાને નામે આપણે ધારાસભાઓમાં જઈએ છીએ; લોકોના વિશ્વાસુ પ્રતિનિધિઓ તરીકે જઈએ છીએ. આપણે કારભાર હાથમાં લઈશું તો આપણા કારભારની પહેલાંના કારભાર સાથે સરખામણી થશે. અને એવી સરખામણી થાય એ યોગ્ય જ છે. આપણે આપણી ફરજ બજાવવી હોય તો આપણી હરોળમાં એકતા હોવી જોઈશે.

### મતભેદ ડુબાવી દો

( કાર્યકર્તાઓને માહોમાહેના મતભેદો અને ક્ષુલ્લક ઈર્ષાઓ ભૂલી જવાની અપીલ કરતા તેમણે કહ્યું )

હવે અત્યારથી તમે જે માણસને તમારો નેતા નીમો તેનો વિશ્વાસ કરતાં શીખો. ધારાસભાઓમાં લડત ગોઠવવી હોય તો એનો એક જ રસ્તો છે. પસંદ કરેલા ઉમેદવારોનાં નામ જાહેર થયા પછી, જેમને પસંદ કરવામાં ન આવ્યા હોય તેમણે પણ પોતાને પસંદ કર્યા હોય એટલા જ ઉત્સાહ અને શક્તિથી કામ કરવું જોઈએ.

આપણે આ ઘડીએ શું કરવાનું છે એ સમજાવવા માટે હું અહીં આવ્યો છું. બીજી બાબતો રોકાઈ શકે, પણ આ પળ આપણે ચૂકી જઈશું, આપણી ફરજ નહીં બજાવીએ તો પાંચ વરસ પછી ફરીથી ચૂંટણીઓ થશે ત્યાં સુધી આપણી લડતમાં આપણે ભયંકર મુશ્કેલીઓનો સામનો કરવો પડશે. ધારાસભામાં બીજા લોકો જશે તોપણ સ્વાતંત્ર્યની લડત કદી બંધ તો નહીં જ થાય. પણ તમારે યાદ રાખવું જોઈએ કે એ સ્થિતિમાં આપણે માટે એ એક મુશ્કેલ કાર્ય થઈ પડશે. આપણા માર્ગમાં ઇરાદાપૂર્વક નાખેલા અંતરાયો દૂર કરવા માટે કૉંગ્રેસના ઉમેદવારો ચૂંટણીમાં જીતે એ જોવાનું આપણું કામ છે.

## ૭૨

# ધારાસભાની ચૂંટણી

[તા. ૬-૧૧-૧૯૩૬ના રોજ સુરતની જનતાને ધારાસભાની આવતી ચૂંટણી-ઓમાં મહાસભાને પડખે ઊભા રહેવાનો આદેશ આપતાં આપેલું ભાષણ.]

ગઈ વખતે આવ્યો ત્યારે લખનૌ મહાસભાએ ધારાસભાઓનો કબજો લેવાનો ઠરાવ કર્યો હતો તેની મેં તમને ખબર આપી હતી. એવો ઠરાવ કરવાનાં કારણોનો ઇતિહાસ પણ મેં તમને સંક્ષેપમાં સંભળાવ્યો હતો.

(આ સભામાં એ જ ઇતિહાસનું થોડા શબ્દોમાં સ્મરણ કરાવી, આજની દેશની પરિસ્થિતિમાં પ્રજાની ફરજનું ભાન કરાવતાં નીચે પ્રમાણે બોલ્યા)

### સુરત જિલ્લાના ઉમેદવારો

આ નવી ધારાસભાઓ આવી છે તે પહેલાં કરતાંયે વધારે જોખમકારક છે. આપણે અંદર અંદર લડી દેશને આપણે જ હાથે ડુબાડીએ અને પેલો કોરે રહ્યો રહ્યો જોયાં કરે એવી એની રચના છે. તેથી જ આપણે લખનૌ મહાસભામાં ઠરાવ કર્યો છે કે આ નવાં તંત્રોને આપણી સ્વતંત્રતાની લડતમાં વિઘ્નરૂપ થતાં અટકાવવા માટે તેની અંદર મહાસભાના વફાદાર સિપાઈઓની ચોકી મૂકવી. તમારા જિલ્લામાંથી નીચલી ધારાસભામાં પાંચ સભ્યો મોકલવાના છે.

(પછી કૉંગ્રેસે પસંદ કરેલા પાંચ ઉમેદવારોનો પરિચય આપી આગળ ચલાવ્યું :)

કેટલાકને ડર છે કે ઉમેદવારો એક વાર ધારાસભામાં પ્રવેશ મળી જાય છે એટલે હોદ્દાઓ લઈને બેસી જાય છે અને વફાદાર રહેતા નથી. આપણા ઉમેદવારોમાં એવો એક પણ નથી. બધા મહાસભાના સંપૂર્ણ વફાદાર સિપાઈઓ છે. લાંબાં ભાષણો કરતાં આવડે તેમનો જ ધારાસભામાં બેસવાનો હક છે એમ નથી. એવા બહુ બોલે તેમાંના ઘણાયનો ભરોસો ઓછો રહે છે. જ્યાં પાકી વફાદારી એ જ મુખ્ય વસ્તુ છે ત્યાં બહુ બોલકાઓની જ આપણને જરૂર નથી.

### ઉપલી સભાની કરામત

હવે આ નવી ધારાસભાઓમાં કેવી કરામત ગોઠવી છે તે જુઓ. એકને બદલે બે સભાઓ કરવામાં આવી છે. એકસો પચોતેરની સભા નીચે બેસે, અને બીજી ત્રીસની સભા ઊંચે બેસે, એટલે કે એક બોયરામાં બેસે અને

બીજી ઊંચે માળિયામાં બેસે એમ સમજવાનું નથી. એમ તો બન્ને જુદાં જુદાં મકાનોમાં બેસશે. પણ ગોઠવણ એવી છે કે નીચેવાળાઓમાં જો મહાસભાવાળાઓ ભરાઈ જાય અને કંઈક સારું કામ કરી પાડે તો પેલા ઉપરવાળા તે બગાડી શકે. એ ઉપરવાળાનું મતદાર મંડળ એ જ ઉદ્દેશથી બહુ જ સંકુચિત રાખ્યું છે. રૂપિયા ત્રણસોપચાસ જમીનમહેસૂલ ભરે તેને જ તેમાં મતાધિકાર આપ્યો છે. પહેલાં રૂપિયા એકસો પંચોતેરની મર્યાદા હતી, પણ જ્યારે જોયુ કે મહાસભાએ તો બધાને તગડી મૂક્યા ત્યારે અંદર ભરાયેલાઓએ સલાહ આપી હશે કે મર્યાદાની રકમ વધારો. છતાં આવી પરિસ્થિતિમાં પણ આપણે બહુમતી કરવાનો સંકલ્પ કર્યો છે. એ ઉપરની સભાની ત્રીસ બેઠકોમાં પાંચ મુસલમાનો માટે અને એક અંગ્રેજ માટે અનામત રાખી છે. તે ઉપરાંત ચાર સરકાર નિયુક્ત હશે. નીચેની સભામાં તો હવે સરકારના ખાંધિયાઓ કાઢી નાખ્યા છે પણ અહીં હજુ થોડા રાખ્યા છે. આમ વીસ બેઠકો બાકી રહી જાય છે. તેમાંની જો સોળ આપણે સર કરી શકીએ તો આપણી બહુમતી થાય. તેમાં ગુજરાતને ભાગે ચાર બેઠકો છે તે તમામ આપણે લઈ લેવી છે.

## કોંગ્રેસનો ચોકીપહેરો

ધારાસભામાં સ્વરાજ નથી લેવાનું એ અમે બરાબર જાણીએ છીએ. તેથી તો કાનજીભાઈ ત્યાં જતા નથી, ડૉ. ચંદુલાલ પણ ત્યાં જતા નથી. ત્યાંથી સ્વરાજની આશા હોય તો હું પોતે ત્યાં ન જાઉં? ત્યાં તો બીજાઓ જઈને બેસાડે નહીં ને દેશનું અહિત કરે નહીં એનો ચોકીપહેરો કરવા ખાતર જ જવાનું છે. ત્યાં ગયા એટલે સ્વરાજની લડત છોડવાની નથી. અધૂરી રહેલી દાંડીકૂચ પૂરી કરવાની તો બાકી છે જ. એ કંઈ ધારાસભામાં જઈને થોડું જ થવાનું હતું? ત્યાં તો ઉપર રહી સરકાર સાથે ભળી લોક ઉપર જુલમ કરાવનાર એવા ઉછેદિયું ખાનારાઓને કાઢવા ખાતર જ સિપાઈઓ મૂકવાના છે.

## મતાધિકારનું મોંઘું મૂલ્ય

તમે જાણો છો કે આખા દેશમાં ત્રણ કરોડને મતાધિકાર મળ્યો છે. તે સર્વને આપણે પહોંચવું છે. એ મતાધિકાર કંઈ ધારાસભાઓમાં બેસી ખુશામત કરનારાઓને લીધે નથી મળ્યો. લાખોએ જેલનાં કષ્ટો સહન કર્યાં, લાઠીથી માથાં ફોડાવ્યાં, ફાંસી અને ગોળીની બરદાસ્ત કરી એના ફળરૂપે તે મળ્યો છે. એવી મોંઘી કિંમતે મેળવેલા મતાધિકારનો કેમ

ઉપયોગ કરવો તે આખા દેશમાં ફરીને સમજાવવાનું છે. આ વિશાળ કામ માટે મહાસભાએ નીમેલ પાર્લમેન્ટરી કમિટીનો મને પ્રમુખ કેમ બનાવ્યો છે તેનું કારણ જાણો છો? મહાસભાની કારોબારીએ માન્યું કે ગુજરાતમાં બધું સરળ કામ હોવાથી મારે મારા પોતાના પ્રાંતમાં ફરવા માટે રોકાઈ રહેવું નહીં પડે અને તેથી જ્યાં જરૂર પડશે ત્યાં જવા હું સહેજે છૂટો હોઈશ. તેથી તો રાષ્ટ્રપતિ મદ્રાસ ગયા ત્યારે મને પોતાના સંયુક્ત પ્રાંતમાં જવાની આજ્ઞા કરી. હજુ તો મારે સરહદ પ્રાંતથી ઠેઠ કન્યાકુમારી સુધી ફરી વળવાનું છે. તેમાં જો મને તમે કહેશો કે વલસાડ આવો, અહીં અનાવિલોમાંથી કેટલાક માનતા નથી, અથવા માંડવીમાં બોલાવો કે પારડીમાં મારી આશા કરો તો મારું કામ કેમ કરી શકું? જેમણે ઇતિહાસમાં દાંડીકૂચનાં અદ્ભુત પાનાં ઉમેર્યાં તે મારા જ પ્રાંતને પણ શું મારે સમજાવવા માટે ફરવું બાકી રહ્યું છે?

## ગુજરાતમાં તો ચૂંટણી જ નહીં

હું તો માનું છું કે આપણે ગુજરાતમાં તો કોઈ ઠેકાણે ચૂંટણી જ કરવી પડવાની નથી. હજુ હવામાં ઠંડી છે ત્યાં સુધી કોઈ કોઈને ઊભા થવાની લાલચ દેખાશે, બરાબર ગરમી થશે ત્યારે બધાય સમજી જઈ સૌ સૌને સ્થાને શમી જશે. સૌ સમજી જશે કે પૈસાના પૈસા જાય અને દેશદ્રોહી તરીકેની કાળી ટીલી કપાળે લાગે એવો આ બેવડા નુકસાનનો ધંધો કોણ કરે? સુરતમાં હજુ કોઈ કોઈને શંકા રહી જાય છે ને કહે છે કે અમુક ભાઈનાં તો મૂળિયાં ઊંડાં છે. ઊંડાં હશે તો ગભરાશો નહીં, આપણે ટૂંકટર મૂકશું, પણ મૂળિયાંનું નિકંદન કર્યા વિના રહેવાના નથી. શંકા કરનારાએ ચેતવણી આપે છે, 'જોજો, ખોડી બિલાડી અપશુકનમાંથી નહીં જાય.' પણ એવા અપશુકન કરનારને હવે કોની પાસે જવાનું છે? ત્યાં જશે તો હવે થોડા જ મોટા પરદેશી સત્તાધીશો બેઠા હશે? હવે ત્યાં જેવુંતેવું પણ મહાસભાનું રાજ્ય હોવાનું છે. ત્યાં હવે ખિતાબો મળવાની આશા ઊડી ગઈ સમજજો અને ખોડી બિલાડી આવશે તો તો ચોટી જ ઘુરખો પહેરીને આવવાની છે! આજની ધારાસભામાં ચુંમાળીસ સરકારી ખાંધિયાઓનું ટોળું જોવામાં આવે છે, પણ હવે તો ખાદીની ટોપીવાળા મહાસભાના સિપાઈઓ પાસે ખડા થવાનું છે. એને ઉપાડવા માટે એક પણ ખાંધિયો ત્યાં દીઠો જડવાનો નથી. એ મહાસભાવાળાઓ એને તરત ઓળખી કાઢશે. ખરી ગરમી તો હવે પછી આવવાની છે.

દેશના લોકમતની સામે થવું, ભારતવર્ષની આબરૂ ઉપર હાથ નાખવો, એ શું સમજો છો? મહાસભા એ કોણ છે? લાખોએ જેલ

ભરી, માલમિલકતની કુરબાની કરી તે શું ગમે તેવા સ્વાર્થસાધુ માણસોને પેસી જવા દેવા માટે હતું? જો કોઈ મહાસભાની ઇજ્જત ઉપર હાથ નાખવા તૈયાર થશે તેને લોકો બરાબર ઓળખી કાઢશે.

### સરકારી નોકરના મત પણ કોંગ્રેસના

કેટલાક મને કહે છે, આ જિલ્લામાં હજુ એવા કોઈ કોઈ પડેલા છે કે પૈસા દે તો મત વેચવા તૈયાર થાય. લાંચરુશવતથી મત આપવો એ મહાપાપ છે. આપનારે પણ સમજવું રહ્યું કે એવા લોકો પૈસા પણ લેશે છતાં મત તો મહાસભાને જ આપશે. લોકલબોર્ડની શાળાના શિક્ષકો પણ ભલે મોઢેથી હા હા કહે પણ મત તો મહાસભાના ઉમેદવારને નામે નોંધી આવવાના છે. જિલ્લા બોર્ડ, સ્કૂલ બોર્ડ કે મ્યુનિસિપાલિટીની સંસ્થાઓ ઉપર પણ, ઉપરની ધારાસભાઓનો કાબૂ મહાસભાનો થયો એટલે શિક્ષકો કે બીજા નોકરોની ગુલામી છૂટી જવાની છે. સરકારી નોકરો પણ મહાસભાને જ મત આપશે, કારણ કે તે જાણે છે કે તેને ટૂંકા પગારમાં ગુજારો કરી ગુલામી કરવાની છે અને રૂપિયા પાંચ હજારના પગાર ખાનાર અફસરો બંગલાઓમાં મોજ ઉડાવે છે. આ જેલો ભોગવી ને લાઠીઓ સહન કરી અને ગોળીઓ ખાધી તે બધી કોને માટે? એ બધું ખેડૂતો, મજૂરો, ગરીબો અને દેશના આવા નાના નાના નોકરોના જ હિત માટે હતું. સમજનારા તો સમજી ગયા છે કે આ ચૂંટણી પછી અત્યારનું રાજ્ય નહીં રહ્યું હોય પણ મહાસભાનું રાજ્ય આવ્યું હશે.

અને હું કહું છું કે ચૂંટણીમાં કોઈ અધિકારીને દબાણ કરવાની સત્તા નથી. કોઈ પણ અધિકારી કે માસ્તર કે ગમે તે તેમાં દખલ કરે કે દબાણ પહોંચાડતો જોવામાં આવે તો તેનું નામ લખી લેજો. એને કોઈ મારવાનું છે કે ગાળ પણ દેવાનું છે એમ નથી. પણ તે નીકળશે ત્યારે આ 'સૂતકિયો ચાલ્યો' કહી લોકો આડું જોશે. કોઈએ હવે નિરાશાનો સૂર કાઢવાનો નથી.

### ચૂંટણી કાજે જવાહર ન હોય

કોઈ પંડિત જવાહરલાલને ગુજરાતમાં બોલાવવાની સૂચના કરે છે. તેમને શાને માટે બોલાવીએ? ચૂંટણી માટે? તો તો તમારી અને મારી લાજ ન જાય? આટલું સહન કર્યું, આટલી કુરબાની આપી એ બધું લજવાય નહીં? આ ચૂંટણીજંગમાં વિજયી બનીને ગુજરાતે મહાસભા પ્રત્યેની પોતાની વફાદારી સિદ્ધ કરી બતાવી હશે, તે દિવસે આપણે રાષ્ટ્રપતિને ફૂલથી વધાવીશું અને આપણા હૃદયની પથારી પાથરી તેમનું

સ્વાગત કરીશું. પરંતુ જો મતની ભીખ માગવા માટે તેમને બોલાવવાના હોય તો આપણી લાજ જાય.

### હજારોનો ધુમાડો ન કરાવો

ઘણાને એવી ટેવ હોય છે કે બન્નેને હા કહી આવી રાજી રાખવા. તેઓ કહે છે, મત તો અમે મહાસભાને જ આપવાના, પણ કોઈને મોઢે શા માટે બૂરું મનાવવું? આ નીતિ ખોટી છે. કોઈને સારું મનાવવા હજારો મતદારોને નાહકની તકલીફમાં ઉતારવા એ શું યોગ્ય છે? ચોખ્ખું ન કહેવાથી તમે જેમ મતદારોને તકલીફમાં ઉતારશો તેમ પેલાઓને પણ ખાડામાં ઉતારશો. કારણ કે તમારી આશામાં એ હજારોનો ધુમાડો કરશે. માટે મહાસભાને ખાતર નહીં તો એ લોકની દયાને ખાતર પણ તમારે ચોખ્ખું કહી દેવું જોઈએ. હવે પાડાફેર વાતો કરવાની ટેવ છોડી દઈ ચોખ્ખું સંભળાવતાં શીખો.

### પરાણે સેવા કરવી છે!

પરંતુ મને કોઈ બતાવે તો, ખરા કે આટલાં બધાં વર્ષ ખુરશીઓમાં બેસવાનું મળ્યું છતાં હજુ તે છોડાતી કેમ નથી? સેવા કરવાનો આટલો બધો ઉત્સાહ કેમ ચડી ગયો છે? લોકો સેવા લેવાની ના પાડે છે તોપણ સેવા કરવાની આટલી બધી હઠ કેમ કરે છે? એવી કેવી સેવાની ધગશ થઈ છે કે પચાસ પચાસ હજારનું પાણી કરીને પણ સેવા કરવી છે? આવો મોટો દેશસેવક તો કોઈ ન જોયો! એને તો મહાત્મા ગાંધી કરતાં પણ મોટા તપસ્વી કહેવા પડશે. કારણ કે ગાંધીજી પણ લોકોએ એમની શરતે સેવા લેવાની અશક્તિ કે અનિચ્છા જણાવી તો નાના સરખા ગામડામાં જઈને બેસી ગયા છે. ધારાસભામાં જઈને સ્વાર્થ સાધી લેવાના દિવસો હવે રહ્યા નથી એ સમજી લેવા જેવું છે. મહાસભા આ કામમાં પડે છે તે તો દેશની બગડેલી હવાને સુધારવા ખાતર છે, ભયભીતપણાનું વાતાવરણ તેને મટાડવું છે, ખુશામતની હવા હઠાવવી છે અને દેશમાં સર્વત્ર આઝાદીનું વાયુમંડળ જમાવવું છે, સ્વાતંત્ર્યની લડાઈમાં આ મોટો પથરો આવી પડ્યો છે તેને ખસેડવો છે.

### હાથ ઊંચા!

હવે તમને ચેતવવા માગું છું કે કોઈ બોખરો અવાજ ન કાઢશો. જેઓ તેમ કરે છે તેઓ વાતાવરણ બગાડે છે. હું જ્યાં જાઉં છું ત્યાં હવે તો લોકોને સીધેસીધું પૂછી લઉં છું. આજે તમે જેમને મત આપશો તે પાંચ વર્ષ માટે ધારાસભાઓમાં જવાના છે. પાંચ વર્ષ સુધી તેઓ

દેશના હિતનું રક્ષણ કરશે અથવા તો ભક્ષણ કરશે. તેથી પૂરેપૂરો વિચાર કરીને કામ કરજો. હવે તમને પૂછું છું કે, જો હું કહું છું તે સાચું છે એમ તમને વિશ્વાસ હોય તો આ ચૂંટણીમાં મહાસભાના પક્ષમાં કેટલા મત આપશે અને વાતાવરણ શુદ્ધ રાખવામાં મદદ કરશે તેઓ હાથ ઊંચા કરો. (સભામાં બધા હાથ ઊંચા થયા.)

હવે કોઈના મનમાં એમ હોય કે ઘણાં વર્ષનો સંબંધ રહ્યો એટલે શરમ ન છંડાય, કોઈને એમ હોય કે તેજસ્વી આઝાદી કરતાં ટાઢી ગુલામી જ ઠીક છે તો તેવાઓ હાથ ઊંચા કરો. (એક પણ હાથ ઊંચો થતો નથી તે જોઈ)

કોઈ જ નહીં? આ તો એકે સરકારી નોકર પણ હાથ ઊંચો કરતો નથી!

ત્યારે હવે કોઈ બન્નેને મીઠું મનાવનારા, દહીંમાં ને દૂધમાં પગ રાખનારા, બન્ને ઘોડે ચડવાની આશાવાળા હોય તો તે પણ હાથ બતાવી દો. (કોઈ નહીં.)

## ૭૩

## સાતમું સ્નાતક સંમેલન

[તા. ૭–૩–૧૯૩૭ના રોજ ગુજરાત વિદ્યાપીઠના સાતમા સ્નાતક સંમેલનમાં પ્રમુખપદેથી આપેલું ભાષણ.]

તમારામાંના જેઓ જાહેર જીવનમાં પડ્યા છે તે તો કોઈ કોઈ જુદા જુદા પ્રસંગોએ મારા પરિચયમાં આવેલા છે અને પરોક્ષ રીતે એકબીજાનો સંબંધ ચાલુ જ રહે છે. ખરી રીતે તો સ્નાતકો ઉપર જ મારો વેપાર ચાલતો હોય છે. મારી સાથે ડિગ્રી વિનાના દુનિયાના સ્નાતકો પણ છે કે જેમને આધારે ગુજરાતનું નાવ હંકારી રહ્યો છું. આથી તમે બધા શું કરવાના છો તેની ઝાંખી કલ્પના તો મને રહ્યાં જ કરે છે. તમને જે વિષય ડંખી રહ્યો છે તેનો પણ મને ભાસ થયો, પણ તે તો નજીવો છે અને એક રીતે ગંભીર પણ છે. હું જ્યારે અહીંની મ્યુનિસિપાલિટીનો પ્રમુખ હતો ત્યારે પ્રશ્ન મારા પાસે આવી પડ્યો હતો. ખરી રીતે આ સ્થાનિક સંસ્થાઓમાં સ્વરાજની ગંધ નથી. તે તો સલ્તનતની સત્તા મજબૂત કરવાની શાખા છે અને તેની ઉપર સરકારનો પૂરેપૂરો કાબૂ છે. જે સભ્યોની બોર્ડ ચૂંટાય છે તેની પાસે મર્યાદિત સત્તાઓ છે અને તેઓ મ્યુનિસિપલ નોકરોનાં ધારાધોરણો સ્વતંત્ર રીતે ઘડી શકતા નથી. તેમાં

સરકારની મંજૂરી તો જોઈએ જ. તેમાં એક કલમ આવી છે કે અમુક જગ્યા તો મુંબઈ યુનિવર્સિટીના ગ્રેજ્યુએટ સિવાય બીજા કોઈને ન આપી શકાય. મને તે વખતે મોકો મળ્યો. હું તો માનતો જ હતો કે વિદ્યાપીઠના સ્નાતકો બીજા કરતા ચઢિયાતા છે એટલું જ નહીં પણ તેમનું સ્થાન ઓછામાં ઓછું યુનિવર્સિટીના ગ્રેજ્યુએટ જેટલું તો હોવું જ જોઈએ. આથી એ કલમની પરવા કર્યા વિના એક સ્નાતકને નોકરીમાં રાખ્યો અને તેને પરિણામે ઝઘડો ઊભો થયો. આથી અમે આ નિયમ સુધારવાની સરકારને ભલામણ કરી અને વિનીત તથા મૅટ્રિક્યુલેટને સરખા ગણવાની મંજૂરી માગી. સરકારને લાગ્યું કે આ વખતે છેડવામાં મઝા નથી કારણ કે તે અમારી પાછળ કેટલું પીઠબળ હતું તે જાણતી હતી. એવી રીતે અમે બહુ લડ્યા અને છેવટે એ ઠરાવ સરકારે મંજૂર રાખ્યો.

## સાચો સ્નાતક શું કરે?

પણ તમારે તો જ્યાં માનભંગ થતો હોય ત્યાંથી હવે જવાનું છે. સાચો સ્નાતક આજે તો રવિશંકર છે જેની પાસે ગામડાઓમાં કેળવણી શી રીતે આપવી તે માટે ભલભલા કેળવણીકારો પૂછવા આવે છે. જે લોકો પાસે પૈસા નથી અથવા પહેરવાને કપડાં કે ખાવાને ખોરાક નથી અને જ્યાં હજારો લોકો ચોરીઓ કરે છે તેમના બાળકોને બચાવી લેવાનું સહેલું નથી. દુનિયાનો એ સાચો સ્નાતક શું કરે છે તે જોવા પંદર દિવસ તમે તેની પાસે જાઓ. તેની એક જ ડિગ્રી છે અને તે ચારિત્ર્ય. એ ચારિત્ર્ય તો વિદ્યાપીઠની જડમાં જ પડેલું છે. તેનું માપું બાપ્યુ હોય તો ડરવાનું કાંઈ કારણ નથી. જેઓ એમ માનતા હોય કે પેઢીઓ કે એવી જગ્યાઓએ તેમની કદર નથી થતી તો એમણે જાણવું જોઈએ કે તેમની પોતાની જ કિંમત કાંઈક કારણથી ઓછી છે. એકાદ કમનસીબ પ્રસંગ બન્યો હોય તેને કારણે બીજી ડિગ્રી લેવા જનાર પોતાની કિંમત ઓછી કરે છે અને વિદ્યાપીઠની કિંમત પણ ઘટાડે છે.

આવ્યા તેઓ બહાદુર હતા, તેજસ્વી હતા. જ્યારે વિદ્યાપીઠનાં પૂર હતાં ગયાં ત્યારે આબોહવા પણ બદલાઈ અને તેમાં એવા પણ આવ્યા કે જેઓને બીજે સ્થાન ન હતું. એકાદ ગાંગડુ હોય તો શું થાય? સો મણ લાકડાંમાં દાળ ઉકાળો તોપણ ગાંગડુ કાંઈ ચડવાનું નથી.

## પલટાતી સ્થિતિ

આ બધી વાત હું વિદ્યાપીઠના સ્નાતકની દૃષ્ટિએ કરું છું. આજે કોઈ સંસ્થાઓમાં સ્વતંત્રતા નથી તો તેનું કારણ કાં તો શક્તિ ઓછી છે અથવા તો તે સંસ્થા સરકારના દબાણ નીચે છે. જેટલી હતી તેટલી સ્વતંત્રતા ચાલુ રાખે તો રાજ્યનું તેજ પણ ક્ષીણ થાય અને તે માટે તો ઘર્ષણો ચાલ્યા જ કરે છે. જ્યારે સરકારના પોતાના પગ મજબૂત કરવા પ્રયાસ થતા હોય ત્યારે સંસ્થાઓ કેટલું સાચવી શકે એ તો કામ કરનારાઓને ખબર પડે.

હવે હું તમને જુદી દૃષ્ટિએ જોવાનું કહું છું. હવે તો આપણે ધારાસભાઓના કબજા કરેલા છે અને તેને પરિણામે ઘણું પરિવર્તન થવાનું છે. હોદ્દા સ્વીકારવા કે નહીં તે તો જુદી વાત છે. છતાં બહુમતીનો પ્રભાવ તો પડવાનો જ છે. યુનિવર્સિટીનો કાબૂ સરકાર પાસે રહેવાનો નથી. પ્રધાન પણ હિંદુસ્તાની હશે અને તેથી ઘણી સ્વતંત્રતા થશે. સામાન્ય રીતે કેટલાક તો જેલમાં ગયેલાઓને નોકરીમાં રાખતાં પણ ડરે છે એવો મારો અનુભવ છે. કારણ કે તેઓ જાણે છે કે એવાઓની ગણતરી સરકારમાં પણ છે. પણ આ ગણતરી તો હવે વધવાની છે. 'કયો મિનિસ્ટર અને કયો ચાન્સેલર જેલમાં નથી ગયો તેની પણ સરકારને હવે ગણતરી રાખવી પડશે.

## વિદ્યાપીઠની કેળવણી બતાવવાનો પ્રસંગ

દર વર્ષે હિંદમાં ભારે પરિવર્તન થઈ રહ્યું છે. એટલે આવતે વર્ષે શું હશે તે કહેવું મુશ્કેલ છે; છતાં આજે તમારે માથે એક કામ તો છે જ. તમે મહાસભાના અધિવેશનને નોતરું આપેલું છે અને તે પૂરેપૂરું શોભાવવાનું છે. વિદ્યાપીઠની કેળવણીની શક્તિ બતાવવાનો તે મોટામાં મોટો પ્રસંગ છે. આજે તો ન ભરતી હોય છતાં જુદા જુદા જિલ્લાઓ તરફથી મહાસભાની બેઠક માટે આમંત્રણ આવેલાં છે. પરંતુ ગુજરાત એ એક જ ગામ સમજીને બધાએ કામ કરવાની જરૂર છે. સ્વરાજની રચના કરવાનું આ એક વિશાળ ક્ષેત્ર છે અને તેમાં તમારે તમારું સ્થાન નક્કી કરવાનું છે. જેઓ આજે તમારામાં નિર્બળ જણાયા હોય તેમને નિભાવી

કૉંગ્રેસનો હુકમ થતાં એ સ્વમાનવાળા ભાઈઓ રાજીખુશીથી ખુરશી ખાલી કરીને ચાલ્યા જશે, અચકાશે નહીં.

### પ્રધાનોના હાથ મજબૂત કરો

હવે એક બે વસ્તુઓ મારે તમને કહેવાની છે તે કહીશ. ત્રણ કરોડને મળેલા મતાધિકારનો લાભ લેવાનું કૉંગ્રેસે બીડું ઝડપ્યું અને તેનું પરિણામ સાત વિશાળ પ્રાંતોમાં કૉંગ્રેસને સત્તા મળવામાં આવ્યું. આ મર્યાદિત સત્તામાં જો ભળતા માણસો ઘૂસી જાય તો મુલકને નુકસાન પહોંચે. કૉંગ્રેસ સંકુચિત સત્તાને વિશાળ બનાવવાનો ઇરાદો રાખે છે અને એ કામ બુદ્ધિશાળી પુરુષોનું છે.

ગુનો પકડવા માટે પોલીસની મદદ લેવી એના કરતાં ગુના થતા અટકાવવા એમાં આપણી શોભા છે. આમ કરશો તો જ પ્રધાનોનો દીવો જોરથી બળવાનો છે, નહીંતર ટબ્બો ગુલ થવાનો છે. તેથી જ વેપારી વર્ગને મારે કહેવું પડે છે કે એક વખત માર્ગ સરળ કરો અને પ્રધાનોના હાથ મજબૂત કરો. હું તો કહું છું કે વેપારીઓએ તે માટે કૉંગ્રેસ કમિટીનો કબજો લેવો જોઈએ. કૉંગ્રેસના સભ્યો બનો અને બી. પી. સી. સી. માં તમારા સાચા માણસને મોકલો. યોગ્ય માણસો મોકલો, પ્રજાની સેવા કરે એવા મોકલો; સાચા, સ્વાર્થી ન હોય એવા, મુલકની જેમને પડી હોય એવાને મોકલો.

ગુજરાતમાં જેવી વ્યવસ્થા છે તેવી વ્યવસ્થા જો આખા ઇલાકામાં હોય તો હું કહું છું કે આ બંધારણના ટુકડેટુકડા કરીને તેને ફેંકી દઉં. પણ એ કાંઈ વાતો કરવાથી નહીં થાય. એ તો કઠણ કામ છે. ગુજરાતમાં વ્યવસ્થિત કાર્ય છે. જમીન, જાગીર, ભણતર તજી અનેકોએ પોતાનાં જીવન દેશ માટે સમર્પી દીધાં છે.

તમે ડાહ્યા છો, શાણા છો, તમારે સમજી લેવું, કે જે દિવસે કૉંગ્રેસમાં મુખ્ય માણસો નાલાયક હશે તે દિવસે હિંદનો દી ઊઠી ગયો છે. પણ આ પ્રધાનોમાં પ્રપંચ નથી, ખટપટ નથી, સ્વાર્થ કે ઈર્ષા નથી. બાકી હાથી પાછળ કૂતરાં ગમે તેટલાં ભસે તેની કશી અસર થવાની નથી.

### કરોડો રહે છે તેમ જ પ્રધાનો રહે

તમારું કર્તવ્ય છે કે તમારે પ્રધાનોનો માર્ગ સરળ કરવો અને પછી તેમની પાસે પૂરેપૂરો હિસાબ લેવો. પૂનામાં ધારાસભાઓ ચાલે છે. રાતદિવસ પ્રધાનો એમાં મચ્યા છે. હું તો ત્યાં ગયો નથી. મારાથી તો એ

કાઉન્સિલ હોલના રંગ જોવાય એમ નથી. એ તો પરદેશીના ઢંગ છે. મારું ચાલે તો માંડવાની માફક દુકાનોમાં જેવી રીતે ચાદર નાખી બેઠકો હોય છે તેમ કરું. ક્યાં સેક્રેટરિયેટ, ક્યાં પ્રધાનોના બંગલા, ગવર્નર વળી ક્યાં રહે? આ બધું શું? પૂનામાં તો સાચી કચેરી શનિવાર કે ગાયકવાડ વાડામાં જ હોય, અને ત્યાં જ પેર સાહેબ રહે

આપણે તો મલબારહિલના બંગલા વેચી નાખવાના છે, એના પૈસા કરવાના છે, અને ગુમાસ્તા જેવી ચાલ સેક્રેટરિયેટની સામે બાંધવી છે. એમાં જ શોભા છે. મુલકમાં કરોડો જે રીતે રહે છે તેવી જ રીતે પ્રધાનોએ પણ રહેવું જોઈએ. પ્રધાનોએ પાંચસો રૂપિયાનો પગાર સ્વીકાર્યો છે. ગાંધીજી તો હજી પંચોતેર માટે કહે છે અને મોટરને બદલે સાઇકલની વાત કરે છે. એ બધું સાચું છે પણ આજનું વાતાવરણ જુદું છે. આજે વાતાવરણ ધીમે ધીમે બદલાય તો છે. સાત પ્રાંતની સાથે બીજા પ્રાંતો પણ દારૂની બધી પાછળ મંડવાના છે એ સારો માર્ગ છે. દારૂને માર્ગે જતો પૈસો બચશે. આ કાર્ય ત્રણ વર્ષમાં પાર પાડવાના છે અને ખેડૂતોને મદદ કરવાની છે. એ બધા માટે પૈસા તો જોઈશે જ.

એ આપણે બે માર્ગે કરી શકીએ: (૧) લડવાની શક્તિથી, (૨) વહીવટ એવો રાખીને કે જેથી હિંદી વજીરને પણ કબૂલ કરવું પડે કે આ લોક મારું કામ કરી રહ્યા છે. પછી તો એ લોકોને ચાલ્યા જ જવું પડશે.

તમે આ પ્રધાનમંડળને સમજીને સંમતિ આપી છે. ખેડૂતો કે મજૂરો જો એમ કહે કે આ માણસો બરાબર નથી તો હું તેમને ઉઠાડીને બીજા બેસાડું. પણ જે હોય તેમને તો ટેકો આપવાની સહુની ફરજ છે. તમારા મનમાં એમ હોય કે આ ઇલાકામાં ખટપટ થઈ છે, પ્રપંચ થયા છે, તો બધી વાતો કાઢી નાખજો.

# ૭૫
## હળપતિઓને ઉપદેશ

[તા. ૧૫-૧૨-૧૯૩૭ના રોજ બારડોલી તાલુકાના વરાડ ગામે હળપતિઓના સંમેલનમાં ભાષણ.]

તમે અઠ્ઠાવીશ ગામના લોકો આજે દૂર દૂરથી આવીને ભેગા થયા છો, એ બધાને મળી મને અતિશય આનંદ થયો છે. તમારામાં એક પ્રકારની જાગૃતિ આવી છે એ ખુશી થવા જેવું છે. હવે તેનો સદુપયોગ કરવો એ તમારો ધર્મ છે. જો એમ ન કરીએ તો એમાંથી કાંઈ પરિણામ મેળવી શકાએ નહીં.

### ગુલામી પ્રથા

તમને ખબર છે કે, તાપી કાંઠે હરિપુરાને પાદરે થોડા જ વખતમાં રાષ્ટ્રીય મહાસભા ભરાવાની છે. આખા દેશની ગુલામી તોડવા છેલ્લાં પચાસ વર્ષથી જે ભગીરથ પ્રયત્ન કરી રહી છે એવી એ મહાસભા છે. આવે વખતે અને જ્યાં મહાસભા ભરાવાની છે ત્યાં, ગુજરાતના મધ્ય ભાગમાં જ, જે મહાસભા ગુલામી તોડવાની પ્રવૃત્તિ કરે છે તે મહાસભાને આંગણે જ ગુલામી પડેલી છે. છાપાંમાં તેની વાતો આજકાલ આવે છે. આ જમાનામાં જગતમાં કાંઈ ઢાંકયું રહેતું નથી. આપણે ત્યાં એ ગુલામી ગમે તે કારણે આવી હશે, પણ આજે તેનો બચાવ થઈ શકે એમ નથી. ગુજરાતની આ ગુલામી માટે ટીકા થાય છે. ટીકા થાય એ યોગ્ય છે. આપણે પોતે વિચારી લેવું જોઈએ કે આ ગુલામી પ્રથા ચાલતી આવી છે તેનો હવે ઉપાય શો? એક માણસ બીજા માણસને ગુલામ રાખે, એ ગુનો છે. રાખનાર તો ગુનેગાર છે જ, પણ રહેનાર પણ ગુનેગાર છે. જે માણસો ગુલામીને પસંદ કરતા થઈ ગયા છે તેને ગુલામીમાંથી છોડાવવા કઠણ છે.

### ઢોરથી પણ ભૂંડી દશા

દૂબળાની પ્રથા આપણને લજવનારી છે, કારણ કે આપણે માણસાઈનો હક ખોઈ બેસી જાનવરની દશા ભોગવતા થયા છીએ. ગઈ વખતે હું અહીં આવેલો ત્યારે મેં કહેલું કે ખેડૂતોને ત્યાં દૂબળા થયા તેના કરતાં તેમને ઘેર ઢોર થયા હોત તો તેઓ પોતાના ઘરમાં એક ગાળો તમારે રહેવા માટે કાઢી આપત. દરેક ખેડૂત પોતાનાં ઢોરને ઘરના એક ગાળામાં ખાસ

રાખે છે. રાતને વખતે ઢોર ભૂખ્યું થાય તો ઢોરનો માલિક અથવા તેના ઘરની બાઈ ઊઠી તેને ઘાસચારો નીરે છે, પાણી પાય છે અને માવજત ખાતર શરીરે હાથ ફેરવે છે. ખેડૂતો ઢોરને પણ ઘરમાંનો ગાળો કાઢી આપે તો માણસ જેવા માણસોને ગુલામીમાં રાખે એ ભયંકર પાપ છે. પણ આપણે માણસ હોવા છતાં આપણા માણસ તરીકેના હક ગયા છે, અરે ઢોર તરીકેનાયે હક ગયા છે. આપણું રહેવાનું સ્થાન કેવું છે? જે ઘાસનાં ઝૂંપડાંમાં તમે રહો છો તેમાં તો ઢોર પણ રહે નહીં. ઝૂંપડાં ઘાસનાં હોય તેનું દુઃખ નથી પણ તે રેઢિયાળ દશામાં છે. વળી ઢોરને જે પ્રેમથી ઘાસચારો આપવામાં આવે છે તે પ્રેમથી તમને રોટલો કોણ આપે છે? રોટલો આપે છે તો ખરા પણ તે તમારા મોઢા ઉપર ફેંકવામાં આવે છે, કેમ કે તે પ્રેમથી નહીં પણ તિરસ્કારથી અપાય છે. તેથી જ તમારી આ દશાને હું જાનવર કરતાંય બૂરી દશા કહું છું.

### પરણવા ખાતર ગુલામી

તમને પોતાને એટલી પણ ખબર નથી કે જે માણસ લગ્ન કરે છે તેનામાં ઘર માંડવા અને ચલાવવાની શક્તિ હોવી જોઈએ. જે સંસાર માંડે છે તેને માથે જવાબદારી આવે છે. પોતાની સ્ત્રી અને કુટુંબનું રક્ષણ કરવાની, ભરણપોષણ કરવાની જેનામાં શક્તિ હોય તેને જ આ જગતમાં લગ્ન કરવાનો હક છે. જેનામાં શક્તિ નથી તેણે કુંવારા રહેવું જોઈએ. પણ કુંવારા રહે તેણેયે સ્વતંત્ર તો રહેવું જ જોઈએ. પણ આ બધું તમને નહીં સમજાય. જે પક્ષી પાંજરામાં રહેવાને ટેવાયેલું છે તેને જો તેનો પાળનાર છૂટું કરે તો તે ગભરાય છે અને પાછું પાંજરામાં જ આવે છે. તેમ ખેડૂતો જો આજે હળપતિઓને છૂટા કરે તોયે તેઓ પાછા આવે, કારણ કે ગુલામી પ્રત્યે એમને અણગમો પેદા થયો નથી.

તેથી તમને હળપતિઓને ઘણું શિક્ષણ આપવાની જરૂર છે. તેમ જ ખેડૂતોને પણ શિક્ષણ આપવાની જરૂર છે. આપણે પોતે જ સમજીને આ ગુલામી પ્રથા નાબૂદ નહીં કરીએ તો કાયદો તો કરશે જ. મહાસભાના રાજ્યમાં કોઈ કોઈને ગુલામ રાખી શકશે નહીં. મજૂરો તો રાખી શકાશે પણ તે રોજી આપીને કે પગાર આપીને; પણ ગુલામીમાં કોઈને બાંધી નહીં શકાય. ખેડૂતો તમને છૂટા કરે તોયે તમારે શા માટે ગભરાઈ જવું જોઈએ? ઘરમાં ચૂલો માંડીને રાંધી ખાઓ. તમને ઈશ્વરે હાથપગ આપ્યા છે, અને તમે મહેનત કરી શકો છો. જેટલી મહેનત તમે કરો છો તેટલી મહેનતનું ફળ ભોગવી જાણો તો તમારા જેવું સુખી જગતમાં બીજું કોઈ ન હોય;

કારણ કે તમારી જરૂરિયાત ઓછામાં ઓછી છે. તમારે નાટક નથી જોઈતાં, સિનેમા નથી જોઈતાં કે એવા બીજા કોઈ મોજશોખ નથી જોઈતા. પેટ ભરીને રોટલો મળે, ખુલ્લામાં રહેવાનું મળે અને સાદાં કપડાં પહેરવાના મળે એટલે તમારી બધી જરૂરિયાતો સંપૂર્ણ થઈ. આટલું મેળવવું તમારા જેવા મહેનતુ લોકો માટે કઠણ નથી. તો પછી તમારે શા માટે સ્વતંત્રતા વેચી ગુલામ થવું પડે છે? પણ તમે બૈરી કરવા ખાતર તમારી જિંદગી વેચો છો, પોતે ગુલામ બનો છો. જે બૈરીને પરણો છો તેને ગુલામ બનાવો છો, અને છોકરાં પેદા કરો છો તેમને પણ ગુલામ બનાવો છો. એમ તમારે ન કરવું જોઈએ. જગતમાં બધા કરે છે તેમ તમે કરો; પૈસા કમાઓ ને પરણો અને સ્વતંત્ર ઘરસંસાર માંડો. એ તમારે શીખવાનું છે. એ સંસ્કાર તમને શીખવવા ખાતર આ લોકશાળાઓ કાઢવામાં આવી છે, અને આશ્રમના માણસો તમારી વચ્ચે રહ્યા છે તે પણ એ શીખવવા ખાતર જ રહ્યા છે.

## પુરુષનો ધણી પુરુષ!

એક વખત એવો હતો કે આવી વાત સાંભળી ખેડૂતો ભડકતા. હવે તેઓ પોતાની ફરજ સમજતા થયા છે. સૌ કોઈ સમજી શકે છે કે જેઓ દેશનું સ્વરાજ્ય લેવા નીકળ્યા છે તેઓ કોઈને ગુલામ ન જ રહેવા દે. જ્યાં ઈશ્વરે સૌને સરખાં સરજ્યાં છે ત્યાં દૂબળા અને ધણિયામા કેમ હોઈ શકે? દુનિયામાં કોઈને ત્રણ આંખ નથી કે ચાર હાથ નથી. સૌને બે આંખ અને બે હાથ આપ્યા છે. ઈશ્વરે નખશિખ સુંદર શરીર તો આપ્યું પણ તેની આપેલી બુદ્ધિનો ઉપયોગ ન કરીએ તો દોષ ઈશ્વરનો નથી પણ આપણો પોતાનો છે. માણસો બુદ્ધિનો ઉપયોગ કરતા નથી, છતી આંખે જોતા નથી તેથી જ દુઃખી થાય છે.

દૂબળાની આ પ્રથા સુરત જિલ્લા બહાર ગુજરાતમાં કોઈ જગ્યાએ નથી. આખા હિંદુસ્તાનમાં પણ દૂબળા અને ધણિયામાનો વહેવાર નથી. માણસોનો વળી ધણી કેવો? તેને તો એક જ ધણી હોય અને તે પરમેશ્વર, જે જગતનો પેદા કરનાર છે. આ સ્થિતિમાંથી નીકળવું હોય તો પ્રથમ જ્ઞાન જોઈએ.

## શુદ્ધિનો ઉપદેશ

આપણે જેમ પોતાના હક ઓળખીએ તેમ પોતાની જવાબદારી પણ ઓળખવી જોઈએ. જેને સ્વતંત્રતા ભોગવવી છે તેનું વર્તન કેવું હોય? તેના મોઢામાંથી ગાળ, ભૂંડી ભાષા નીકળવી ન જોઈએ, પણ સભ્ય

વચનો જ નીકળવાં જોઈએ. તે કોઈનું અપમાન ન કરે, કોઈને તુંકારો ન કરે, કોઈને ગાળ ન દે. પહેલું ભણતર જ એ છે કે સભ્યતાથી બોલતાં શીખવું. નઠારાં નામો પાડવામાં આવે છે તે પણ તમારે બદલવાં. કૂતરો, બિલાડો એવાં નામો તે માણસનાં શોભે? શાળામાં આવો કે તરત શિક્ષકો પાસે સારાં નામો પડાવી લેવાં. મોંમાંથી અપશબ્દ ન બોલો, કોઈને ગાળ ન દો, સૌને માનથી બોલાવો.

તે જ પ્રમાણે શરીર પણ ચોખ્ખું રાખો. કામ કરીને આવો કે તરત નાહી લો. જેમ શરીર સારું રાખવું તેમ મોં પણ બગાડવું નહીં. જે સુંદર મુખમાંથી મધુર વચનો અને રામનું નામ બોલવાનાં છે તેમાં દારૂતાડી નાખવાં તે પાપ છે. તમારું વધારેમાં વધારે નુકસાન કર્યું હોય તો તેણે કર્યું છે. તમને લાગે છે કે તેનાથી થાક ઊતરે છે પણ તે ખોટું છે. તે તો શક્તિ અને ધન હરે છે.

### સરકાર પોતે પીઠાં બંધ કરશે

એક કાળ એવો હતો કે જ્યારે દારૂતાડી છોડાવવા આપણે પીઠાં ઉપર પિકેટિંગ કરવું પડતું. ત્યારે સરકાર અને પીઠાંવાળા મળી જુલમ ગુજારતા. દારૂ બંધ કરાવવા ખાતર અનેક સ્વયંસેવકોએ જેલ ભોગવી છે અને માથાં ફોડાવ્યાં છે. પણ આજે વખત બદલાયો છે. હવે તો સરકારે જ એવી નીતિ સ્વીકારી છે કે ત્રણ વર્ષમાં કોઈ જ પીનાર રહે નહીં. કંઈક પીઠાં આ વર્ષે, કંઈક આવતે વર્ષે બંધ થશે અને ત્રણ વર્ષમાં તો પીઠાંનું નામ નહીં રહે. તો આપણે તો સરકાર કાયદો કરે તે પહેલાં પોતાની રાજીખુશીથી જ દારૂતાડી છોડી દઈએ. પીઠાંવાળાના હાલ હવે કેવા થઈ ગયા છે તે તમે જોતા જ હશો. તેની આંખમાંથી હવે કેફ ઊડી ગયો છે, કારણ રાજ્યની નીતિ બદલાઈ છે. હવે તો મહાસભાનું રાજ્ય છે. તેથી હવે રાજ્ય જુલમનું નહીં, પણ નીતિનું ચાલવાનું. ઘણી સખત લડાઈ પછી રાજ્યે હવે સ્વીકાર કર્યો છે કે મહાસભા કહેતી હતી તે જ નીતિ સાચી છે. સરકારે હવે મહાસભાના હાથમાં સત્તા મૂકી દીધી છે, અને કહી દીધું છે કે તમારી નીતિ પ્રમાણે અમલ કરી શકો તો ભલે કરો. આ મહાન પ્રયોગની હિંમતભરી શરૂઆત તો થઈ પણ ચૂકી છે. અમદાવાદમાં દોઢ લાખ મજૂરો રહે છે તે બધા કારખાનાંઓમાં કામ કરી ઠીક ઠીક કમાય છે; પણ જેટલું કમાય છે તેટલું બધું પીઠામાં આપી આવે છે. પ્રાંતમાં સૌથી વધારે દારૂ ત્યાં પિવાય છે. એવા શહેરમાં દારૂની દુકાનો બંધ કરવાનો સરકારે ઠરાવ કર્યો છે. આપણે કાંઈ શહેરના મજૂર નથી; પણ ગામડાંઓમાં રહેનાર ખેડૂતો છીએ. આપણે માટે આ પાપમાંથી

છૂટવું તેમના જેટલું કઠણ ન હોવું જોઈએ. આપણે તેમાંથી છૂટવા ઘણી વાર પ્રયત્ન કરવા છતાં પાછા પડતા રહ્યા છીએ; કારણ કે આજ સુધી કોઈ ને કોઈ તોફાન કરાવતા અને આપણું કામ સીધું ચાલવા ન દેતા. આજે હવે કોઈ તોફાન કરાવી શકે એમ નથી. તમે કોઈ પણ જાતની શંકા વિના ગામેગામ બંદોબસ્ત કરો અને કોઈ દારૂતાડી પીનારો રહે નહીં તેમ કરો.

### ખેડૂતો સાથે વાત ક્યારે થાય ?

મારી સલાહ પ્રમાણે કરો તો ખેડૂતો સાથે વાત કરીએ. તે કાંઈ તમારા દુશ્મન નથી. બંને વચ્ચે અંટસ નથી. તે પણ સુખી થાય અને તમે પણ સુખી થાઓ એવો માર્ગ કાઢવો એ ડાહ્યા માણસનું કામ છે. તમે સ્વતંત્રતાને સમજતા થાઓ. છોકરાંઓની જિંદગી વેચો નહીં પણ તેમને ખેડૂતોનાં છોકરાંઓની જેમ ભણાવો, જેથી તેઓ પોતાની ઇજ્જત સમજે, અને તમારાં છોકરાંઓની અને તેમનાં છોકરાંઓની વચ્ચે કોઈ ભેદ ઓળખે નહીં. આ લોકશાળાઓ કાઢવાનો હેતુ એ જ છે.

### દુઃખનો છેડો નજીક છે

જો દેશમાંથી ગુલામી કાઢવી હોય તો જે સૌથી વધારે ગુલામ છે તેમને પહેલાં સુખી કરવા પડશે. શરીરમાં ચાંદું હોય તે પહેલાં કાપી કાઢવામાં આવે તો જ શરીરને સુખ થાય. તમે ગામેગામ આ મારો સંદેશો લઈ જજો; હવે દુઃખનો છેડો નજીક આવ્યો છે. પણ પ્રથમ પગથિયા તરીકે દારૂતાડી જવાં જોઈએ. કોઈ ઠેકાણે કજિયા થવા ન જોઈએ. જો તમે સમજો નહીં, ગુસ્સો કરો, લાકડી ચલાવો અને તોફાને ચડો તો તમે પછડાવાના; કારણ ગુનો કરે તે રાંક બની જાય છે. ગુનો કરનાર ઉપર બીજા ચડી બેસે છે. તમારામાંના કેટલાક જો મર્યાદા છોડે, તોફાને ચડે તો તે પછડાશે. માટે ગુસ્સામાં આવી કાંઈ તોફાન કરશો નહીં. આ શાળામાંથી તમને અનેક પ્રકારના લાભ પહોંચવાના છે. પણ તે તો દારૂતાડી છોડશો તો જ પહોંચશે; કારણ કે તે વિના તમારું અજ્ઞાન કેમ ટળશે ? આપણે તો એવું કરવું છે કે તાલુકામાં કોઈ અભણ રહે નહીં. તાલુકામાંથી જ નહીં પણ આખા જિલ્લામાંથી અને પ્રાંતમાંથી અજ્ઞાન હાંકી કાઢવું છે.

### કાયદો થાય તે પહેલાં જ

આ ગુલામી તો આપણે હાથે જ ફેંકી દેવી છે. કાયદો થાય તે પહેલાં જ આપણે મુક્ત થવું છે. એ પણ યાદ રાખીએ કે મજૂરી એ માણસને ઈશ્વરે આપેલી મોટામાં મોટી શક્તિ છે. મજૂરી એ તો માણસની

શોભા છે. મહેનત કરે તે ઉત્તમ મનુષ્ય છે. જે મજૂરી નથી કરતો પણ માત્ર જીભ હલાવી ખાય છે તે ઈશ્વરનો ચોર છે. તમને ઈશ્વરે મહેનત કરવાની શક્તિ આપી છે તેનો સાચો ઉપયોગ કરો તો તમે સુખી થઈ શકો તેટલા બીજા કોઈ સુખી નહીં હોય.

### શુભ ચોઘડિયું

સુખી થવું તમારા જ હાથમાં છે. જેને સુખી થવુ છે તેને તો ઈશ્વર સહાય કરે છે અને બીજાઓ પણ સહાય કરે છે. આજે મહાસભાવાળાઓ તેમ જ સરકાર તમને સહાય કરવા માગે છે. આજે શુભ ચોઘડિયું આવ્યું છે. માટે તમે ચેતી જજો અને હું સલાહ આપું છું તે ઉપર વિચાર કરજો અને ગામેગામ દારૂતાડી છોડવાના ઠરાવો કરજો. એટલું કરશો, તો જરૂર તમારું કલ્યાણ થવાનું છે.

## ૭૬

## હળપતિ પરિષદ

[તા. ૨૧-૪-૧૯૩૮ના રોજ બારડોલી સ્વરાજ આશ્રમમાં મળેલી હળપતિ પરિષદમાં આપેલું ભાષણ.]

### ગુલામના ગુલામ

આટલી બધી મોટી સંખ્યામાં દૂર દૂરનાં ગામડાંમાંથી તમે બધા અહીં ભેળા થયા છો અને તમે આ તમારી પહેલી જ પરિષદ ભરી શક્યા છો તેને માટે હું તમને મુબારકબાદી આપું છું. આ દેશમાં કચડાયેલા વર્ગો તો અનેક છે. તેઓ અનેક જાતની આપત્તિઓથી પીડાય છે. કોઈને કંઈ ને કોઈને કંઈ દુઃખ છે. પરંતુ તમારું દુઃખ એ બધાથી જુદી જ જાતનું છે. એમ તો ઢેડભંગીને પણ દુઃખ છે કે તેઓ માનવી હોવા છતાં તેમને અસ્પૃશ્ય ગણવામાં આવે છે. પણ છતાંયે — અસ્પૃશ્ય મનાતા હોવા છતાં — તેઓ પોતાના ક્ષેત્રમાં સ્વતંત્ર છે. તમે અસ્પૃશ્ય ન હોવા છતાં પરતંત્રતાના ઘોર દર્દથી પીડાઓ છો. તમારો માલિક કોઈ બીજો માણસ છે એમ મનાય છે. *આ સંસારમાં એના જેવું બીજું કંઈ દુઃખ નથી.* પશુનો જેમ માણસ માલિક હોય છે, તેમ એક માનવીનો બીજો માનવી માલિક થઈ બેઠો છે. માનવીનો માલિક તો એક ઈશ્વર જ છે, જેણે તેને જન્મ આપી આ જગતમાં પેદા કર્યો છે. જેણે આવું રૂડું શરીર આપ્યું છે ને એમાં જીવ મૂક્યો તે જ આપણો ખરો માલિક હોઈ શકે. જાનવરોના માલિક માનવી થાય છે. પણ જ્યારે એક માનવી બીજા માનવીને નાથ

ચડાવે છે ને તેનો માલિક થઈ બેસે છે ત્યારે એ ભયંકર વસ્તુ થઈ પડે છે. ત્યારે માલિક થનારો ને તેને માલિક કબૂલ રાખનારો બંને પાપમાં પડે છે, અને બંનેની દશા ભૂંડી થાય છે.

આ દેશમાં પાંત્રીસ કરોડની પ્રજા છે, પણ તેના માલિક બે લાખ પરદેશીઓ છે, જે હજારો માઈલ દૂરથી અહીં આવ્યા છે. એમાંથી સ્વતંત્ર થવાને આપણો દેશ પ્રયત્ન કરી રહ્યો છે. એકાવન વર્ષથી તે એ મહેનત કરે છે. એકાવનમે વરસે હરિપુરા ગામને પાદરે મહાસભાનું અધિવેશન ભરાઈ ગયું એ તમે હમણાં જ જોયું. આખા મુલકના આગેવાનો ત્યાં એકઠા થયા હતા ને આ જ ધ્વજ હરિપુરાના ઝંડાચોકમાં ફરકતો હતો. એ કંઈ તમાશો, જાત્રા કે મેળો નહોતો. મુલક ઉપર પરદેશી માલિક થઈ બેઠા છે. તેમની પાસેથી સત્તા કેમ લેવી ને આપણે પોતાના માલિક કેમ થવું એનો વિચાર કરવા સૌ ત્યાં એકઠા થયા હતા. એ તો એક પ્રજાએ બીજી પ્રજાને ગુલામ કરી છે. પણ આ મુલકમાં તો આપણા લોકો પોતાના જ ભાઈઓને ગુલામ રાખે છે. આ સુરત જિલ્લાના ખેડૂતો પોતે ગુલામ હોવા છતાં તમને ગુલામ રાખે છે એ મોટું આશ્ચર્ય છે. આમ તમે તો ગુલામના ગુલામ છો.

### અકળાશો નહીં

પણ તમને આજ સુધી તમારી ગુલામી દશાનું ભાન નહોતું. કારણ તમે ગુલામી રૂપી નશામાં ચકચૂર થઈ ગયા હતા. હવે આજે જ્યારે એ ભાન થયું છે ત્યારે તમે અકળાઈ ઊઠ્યા છો. તમને છૂટા થવાની અધીરાઈ આવી છે. ખેડૂતો પણ તમારા વિના અપંગ થઈ બેઠા છે. એમના પણ તમારા વિના હાથપગ હાલી શકતા નથી. તમે નાસી જશો એવી બીક તેમને લાગે છે. એટલે એ પણ અકળાયા છે, તમારી વાત કોઈ કહે તો એ ધૂંઆપૂંઆ થાય છે. તમે જરા બળ બતાવો તો આંખ કાઢે છે, ગાળ દે છે, ને મારવા પણ તૈયાર થાય છે. એમ થાય એમાં નવાઈ નથી. જ્યારે બાળકનો જન્મ થાય છે ત્યારે માતાને બહુ દુઃખ થાય છે, પણ જ્યારે બાળકનો જન્મ થઈ જાય છે ત્યારે માતાના હૃદયમાં પ્રેમના ઝરા છૂટે છે. તેમ જ્યારે એક કોમ છૂટી થવા મથે છે ત્યારે તેને અતિશય દુઃખ પડે છે, પણ તે છૂટી થાય છે ત્યારે તેને શાંતિ વળે છે. જ્યારે વરસાદ પડવાનો હોય ત્યારે બહુ ઉકળાટ થાય છે, ગાજવીજ ને કડાકા થાય છે, પણ જ્યારે વરસાદ પડી જાય છે ત્યારે ટંડક થઈ જાય છે. એમ તમને ને ખેડૂતોને અકળામણ થાય છે કારણ તમારે છૂટવાનો વખત આવ્યો છે. પણ તમારે ધીરજ રાખવી જોઈશે. બચ્ચું ચાલતાં શીખે તે પહેલાં દોડવા મંડી જાય

તો પડી જાય છે, પછડાય છે ને પગ ભાંગી બેસે છે. આપણે એવી ભૂલ ન કરીએ એ વસ્તુ હું તમને સમજાવવા આવ્યો છું.

### સ્વતંત્ર પંચનો માર્ગ

લગ્ન માટે પૈસા ઉપાડવાની પ્રથા તમારામાં હતી ને હજી પણ ચાલે છે. લગ્ન માટે રૂપિયા ઉપાડવા ને તેને બદલે નોકરી કરવી એ રસ્તો જ ખોટો છે. ખેડૂતો કહે છે કે હજારો દૂબળાઓએ લગ્ન માટે રૂપિયા ઉપાડ્યા છે તે શું અમે ગુમાવીએ? આપણે તમને કહેવું જોઈએ કે ન્યાયથી તમારું જેટલું લેણું નીકળે તે દૂધે ધોઈને આપવા અમે તૈયાર છીએ. પણ તે ન્યાય કેવો તે સમજવું જોઈએ. ઘણાં વરસ તમે નોકરી કરી તેનો હિસાબ ગણાશે ને એના રૂપિયા કપાશે. એ વરસોમાં જે કંઈ ધીરધાર થઈ હોય તેનો હિસાબ પણ ગણાશે, અને તે ગણતાં જો હિસાબ ખલાસ થતો હોય તો તમને છૂટા કરવા જોઈએ. પણ તમારો સંબંધ હવે પછી ધાણિયામા ને દૂબળાનો તો ન જ રહેવો જોઈએ. સુરત જિલ્લો છોડીને બહાર જાઓ. ત્યાં પણ લોકો ખેતી કરે છે ને નોકર રાખે છે, પણ એમનો સંબંધ ગુલામ માલિકનો નથી. તો આ પ્રથા અહીં જ શા માટે રહેવી જોઈએ? કરજનો ફેંસલો કરવા આપણે સ્વતંત્ર પંચ નીમીએ. તે હિસાબ કરે ને કહે કે આણે આટલા રૂપિયા આપવા ને આટલે વખતે આપવા ખેડૂતોએ શાહુકારો પાસેથી વ્યાજે પૈસા લઈ દેવું કરેલું છે, તેઓ કહે છે કે શાહુકારનું વાજબી લેણું કેટલું છે તે કાયદાથી ઠરાવી આપો એ જ કાયદાનો લાભ તમને પણ મળશે.

### ખેડૂત અને હળપતિની જોડી

તમે બધા એક આ ધરતી ઉપર નભો છો. ખેડૂતોનું અને તમારું બંનેનું પોષણ આ ધરતી કરે છે. તમારી બેની વચ્ચે વેરઝેર જાગે તો ખેતીનો ઉદ્યમ નાશ પામે ને બંનેનું પેટ અત્યારે ભરાય છે તેમાં અંતરાય આવે. બંને જીવતા રહે એવો ઇન્સાફ મળવો જોઈએ. કોઈ માણસ ભૂખ્યો ન રહેવો જોઈએ. પણ તે સાથે તમે સ્વતંત્ર છો ને તમને સ્વતંત્ર રહેવાનો અધિકાર છે એ વસ્તુ સ્વીકારાવી જોઈએ. જેમ એક ગાડે બે બળદ જોડેલા હોય છે તેમ ખેડૂત ને હળપતિ એ બેની જોડી છે. એ બે જે દિવસે લડશે તે દિવસે ખેતી ભાંગી જવાની છે ને બંનેને ભૂખે મરવાનો વખત આવવાનો છે. તેથી આ હિલચાલ એ રીતે કરવાની નથી. મારી તમને સલાહ છે કે તમારે ધીરજ રાખવી અને હવે ખેડૂતોની પરિષદ મળે ને જે ઠરાવો કરે તે પણ વિચારવા. તેમને પણ હું સલાહ આપીશ કે આ લોકોને ન્યાય તો આપવો જ જોઈએ.

### બંધન નબળાઈનું છે

તમારામાંના ઘણા કહે છે કે અમને છોડવો. હું કહું છું કે તમને કોઈએ બાંધ્યા નથી. તમને જો કોઈ બંધન હોય તો તે તમારી નબળાઈનું છે. તમને થાય છે કે ક્યાં જઈશું! તમારે જમીન નથી, ઢોરઢાંખર નથી, બીજો કોઈ ઉદ્યમ નથી, ને બહાર જવાની ટેવ નથી. તમે નાસી જાઓ તો ખેડૂત શું કરી શકે નહીં. પણ પછી તમે ખાઓ શું એ બીકે જ તમે તેને વળગી રહ્યા છો. તમે એક જગાએથી બીજી જગાએ જાઓ તો ખેડૂતો સંગઠન કરે ને ઠરાવ કરે કે એકનો દૂબળો બીજાએ રાખવો નહીં. એ સિવાય કશું બંધન તેમને નથી. આજે તો કાયદો છે કે દેવા માટે કોઈને જેલમાં બેસાડી શકાય નહીં. કોર્ટમાં જઈ હુકમનામું તો કરાવી લાવે, પણ તેની બજાવણી કઈ મિલકતમાંથી કરે? દેવા માટે કંઈ માણસની ચામડી તોડી ન શકાય. મુંબઈમાં સટોડિયાઓ હજારો ને લાખોના સટ્ટા કરે છે ને પછી દેવાળું કાઢે છે, એમને પણ કોઈ બાંધી મારતું નથી. પણ તમારી દાનત તો એવી છે જ નહીં કે ખેડૂતોને કંઈ જ ન આપવું. ખેડૂતોને તેમનું સાચું દેવું હોય તેટલું દૂધે ધોઈને આપવું છે. પણ તમારો સંબંધ તો હવે બદલી જ નાખવો છે.

### તમારા હાથની વાત

જેટલું કરવું તમારા હાથમાં છે તે તો તરત જ કરવા લાગો. તમારાં બાળકોને અક્ષરજ્ઞાન અપાવો. એમને તમે નવે રસ્તે દોરી જાઓ. તમે સૌ ઠેકઠેકાણે નાતનાં પંચ બોલાવો ને ઠરાવ કરાવો કે લગ્નમરણ પ્રસંગે હવેથી દેવું ન કરવું. તમારા જેવી ગરીબ કોમે લગ્ન વખતે રૂપિયા આપવા-લેવાનું બંધ કરી દેવું જોઈએ. પણ નાત એ ન જ માને તો એને માટે પંદર કે સત્તર રૂપિયાની હદ ઠરાવવી. એને માટે પણ દેવું કરવાની સલાહ નહીં આપું. ભાતકાપણી કે ઘાસકાપણી વગેરે વખતે મજૂરી કરો તેમાંથી ચાર-આઠ આના કરીને વરસ દિવસે પાંચદસ રૂપિયા બચાવો. તમારા બચાવેલા પૈસા સાચવવા એક બેંક પણ કાઢી શકાય. તમારે લગ્ન કરવાં હશે ત્યારે એ રૂપિયા આવશે ને તમારે દેવું કરવું નહીં પડે. પૈસા ઉપાડવા ગયા તો પછડાયા જ સમજજો.

ખેડૂતોએ પણ તમારી ઉન્નતિમાં તમને મદદ કરવી જોઈએ. ડાહ્યો ખેડૂત તો માને જ કે પોતાના મજૂરને સંતોષ થાય, તેની આંતરડી ઠરે એટલું તો તેને મળવું જ જોઈએ. જે ખેડૂત પોતાના બળદને, ઢોરને સુખી રાખે છે તે ખેડૂત પોતાના નોકરોને દુઃખ આપે તો એ મૂરખ છે.

પણ આપ મૂઆ વિના સ્વર્ગે નહીં જવાય. તમે દારૂ તાડી છોડયાં તેથી હું રાજી થયો છું. તમારી બૈરીઓ એથી વધારે રાજી થઈ હશે, કારણ તમે હવે ઘેર જઈને ગાળ નથી દેતા. તમે સૌ ઝડપથી દારૂતાડી છોડીને તેના ભાગના પૈસા બચાવો, જેથી તમારે દેવું કરવું ન પડે. એટલી વસ્તુ તમે કરો તો પાંચ વરસમાં આ જિલ્લામાં કોઈ ઓળખી શકવાનું નથી કે કયો દૂબળો ને કયો ધણિયામો. વળી જેમ આશ્રમવાસીઓ પોતાનાં કપડાં પોતે જ કાંતીને બનાવી લે છે, તેમ તમે પણ બનાવો. એક પહેરણ અને એક પંચિયું એથી વધારે તમારે શું જોઈએ? ખેતરમાંથી ઊડી જતા કપાસમાંથી પણ તમે તમારા કપડાં બનાવી લઈ શકો છો. એ કંઈ અઘરો નથી.

આજે જે ઠરાવો અહીં થાય તેનો શાંતિથી વિચાર કરજો. અકળાશો નહીં. કંઈ ઉતાવળિયું પગલું આપણે ન ભરવું જોઈએ. કોઈ ખેડૂત ઊકળી જઈને તમને થપાટ મારે તોપણ સામો હાથ ન ઉઠાવવો. તેમ કરવા જશો તો પરિણામે તમે દબાઈ જશો. મારી ઉમેદ તો છે કે બારડોલી તાલુકાના ખેડૂતોને હું સમજાવી શકીશ હું તો એમનો મિત્ર છું. તેઓ શાણા છે અને જાણે છે કે તેમને ખાતર મેં થોડું દુઃખ વેઠ્યું છે.

હરિજનબંધુ, ૧-૫ ૧૯૩૮

## ૭૭

# દક્ષણી રાજસ્થાન અધિવેશન

[તા. ૨૨-૫-૧૯૩૮ના રોજ સાંગલી મુકામે મળેલા બારમા દક્ષણી રાજસ્થાન અધિવેશનના પ્રમુખસ્થાનેથી આપેલું ભાષણ.]

તમે સૌએ મને આ બારમા દક્ષણી રાજસ્થાન અધિવેશનનું પ્રમુખપદ આપ્યું એ માટે આભારી છું. પણ સાથે સાથે મારે કહેવું જોઈએ કે એ માટે હું લાયક નથી. તમારી ભાષા જાણ્યા વગર હું તમારા હૃદયમાં પ્રવેશ ન કરી શકું. તૂટીફૂટી હિંદુસ્તાનીથી મારું ગાડું ગબડે છે. દેશી રાજ્યો વિષેનું મને સર્વસામાન્ય જ્ઞાન છે ખરું, બાકી દક્ષણી રજવાડાં વિષેનું ખાસ જ્ઞાન હું ધરાવતો નથી, એ પણ બીજી મુશ્કેલી છે.

ભાઈ શંકરરાવ દેવ અને ગંગાધરરાવના આગ્રહને વશ થઈ મેં આ આમંત્રણ સ્વીકાર્યું છે. મારાથી કંઈ ત્રુટિઓ થાય તો નિભાવી લેશો.

હું અહીં વાતો કરવા નથી આવ્યો. હું તો સીધોસાદો આદમી છું. જેમાં ગાળો ખાવાની આવે એવું કામ મને સોંપ્યું છે. એટલે કોઈને

બે સારા તો કોઈને બે કડવા બોલ કહેવા પડે છે. अहिंसा परमो धर्मः માનનાર સંતનાં ચરણોમાં બેસીને મેં રાજકીય શિક્ષણ લીધું છે.

હિંદુસ્તાનમાં છસો દેશી રાજ્યો છે. દુનિયાભરમાં કોઈ એવો મુલક નથી, જેમાં છસો રાજ્યો હોય. કેટલાંક તો એટલાં નાનાં છે કે છસાત ગામનો ધણી પણ પોતાને રાજા કહેવડાવે છે! ભલભલાં સામ્રાજ્યો ખતમ થઈ ગયા. રાજાઓ મુગટ ધારણ કરવાથી કંઈ આઝાદ નથી થઈ જતા. એ પણ ગુલામ જ છે. અને એમની નીચે આપણે ગુલામોના ગુલામ છીએ. આવી વિકટ સ્થિતિમાં સાચો રસ્તો કોણ બતાવે? આટલાં દેશી રાજ્યો હોવા છતાંય હિંદુસ્તાન એક અવિભાજ્ય મુલક છે. આબોહવામાં, વેપારરોજગારમાં, કોઈ ચીજમાં ફરક નથી. પરદેશી સલ્તનતે પોતાની સત્તા કાયમ કરવા આ બધા ભેદો પાડ્યા છે.

આ નાનું સરખું રામદુર્ગ રાજ્ય, એ શું રાજ્ય છે? બિહાર અને સંયુક્ત પ્રાંતોમાં એના કરતાં તો મોટા જમીનદારો પડ્યા છે. આવાં રાજ્ય પોતાની શક્તિ ઉપર પગભર નથી, મોટી શક્તિને આધારે ઊભાં છે. પાંત્રીસ કરોડને ગુલામીમાં રાખનાર શક્તિનો સંહાર નહીં થાય ત્યાં સુધી એ ટકી રહેશે.

પચાસ વર્ષ પૂર્વે જેણે આપણને એક મંત્ર આપ્યો કે, સ્વરાજ આપણો જન્મસિદ્ધ હક છે, એ જ તમારેઅમારે સૌને માટે સાચો રાહ છે. જે હિંદુસ્તાનનાં જેલખાનાંમાં બેઠા હતા તે અત્યારે પ્રધાન બન્યા છે, અને તેમને જેલમાં પૂરનારા તેમને સલામ ભરે છે. તમારા દિલમાં એનો પ્રભાવ પડેલો છે. એની જાગૃતિ આખા રાજ્યમાં વરતાઈ આવે છે.

અમે હરિપુરામાં ઠરાવ કર્યો કે પ્રાંતોના જેવું સ્વરાજ દેશી રાજ્યોને પણ ન મળે ત્યાં સુધી સમવાયતંત્ર ન જોઈએ. તમારી દોડ કેટલી છે, એ જોઈને અમે પગલું ભરીએ છીએ. અમારો એક પગ દેશી રાજ્યોમાં અને બીજો બ્રિટિશ હિંદમાં છે. અમે આખા હિંદુસ્તાનની આઝાદી માટે, ઠરાવ કરેલો છે.

આપણી પાસે કઈ તાકાત છે તે સમજી લેવું જોઈએ. સત્ય અને અહિંસા એ આપણી તાકાત છે. એક બે નાના રાજાઓને મારવાની સલાહ આપવાથી આપણું કામ સરવાનું નથી. મહાસભામાં પણ કેટલાક એમ માનનારા પડ્યા છે કે દેશી રાજ્યો જ ન જોઈએ. જે ઢંગથી આ રજવાડાં આજે ચાલી રહ્યાં છે એ જોતાં, આવું માનવાને કારણ પણ મળે છે.

આપસમા ઝઘડવાથી શક્તિ નાશ પામે છે આપણી સસ્કૃતિ પણ સમજપૂર્વક શાતિ ઉપર રચાઈ છે. મરનારો હશે તે એના પાપે મરશે. જે કામ મહોબતથી થાય છે તે વેરઝેરથી નથી થતુ

કૉંગ્રેસ પાસે જે શક્તિ છે તે એ છે કે જ્યા જુલમ થાય ત્યા તે સહન ન કરી લે પણ તેનો સામનો કરે અને તે સત્ય અને અહિંસાથી કરે

તમારામા તાકાત પેદા કરવી છે. બારડોલીની કિસાન લડતમા ભાગ લેવા હિંદુસ્તાનભરમાથી કઈ લોકોએ તાર કર્યા હતા. મે એ સૌને રોકયા અને કહ્યુ કે એથી બાજી બગડશે. હરિપુરાના ઠરાવથી તમે ગુસ્સે થયા છો કે બ્રિટિશ હિંદ અને દેશી રાજ્યોની પ્રજા વચ્ચે ભેદભાવ કેમ ગણ્યા? પણ તમારા હિત માટે જ એમ કર્યુ છે દેશી રાજ્યમા લડત ઉપાડીને પછી તમે કોંગ્રેસ પાસે આવો, એટલે જે મોરચે દુશ્મન સામે લડવુ જોઈએ તે છોડીને તેણે તમારી સાથે આવવુ પડે. આથી તો કોંગ્રેસની શક્તિ ક્ષીણ થઈ જાય સૂર્યને ગ્રહણ લાગવાથી સારા જગતમા અધકાર ફેલાઈ જાય છે કોંગ્રેસને ગ્રહણ લાગશે તો સારો દેશ કમજોર બની જશે

જાણતાઅજાણતા રાજાઓ જે જુલમ કરે છે, તે એવા ખ્યાલથી કરે છે કે આપણી પાછળ સલ્તનત ઊભી છે. પણ એવુ રાજ્ય મડદા પર ટકી શકાય હરેક જગાએ જુલમા રાજાને ઉથાડી મુકાય છે. તો તમને કોણ રોકે છે? તાકાત હોય તો કરો તમે એવી શકા શુ કામ રાખો છો? જે રસ્તે કોંગ્રેસ પોતાની શક્તિ વધારી રહી છે, એ રસ્તે તમે મેદાને પડશો, તો જરૂર પડયે કોંગ્રેસ તમને કેમ છોડી દેશે? હરિપુરાનો ઠરાવ તમારા ભલા માટે જ છે. એક પણ કિસાન મહેસૂલ નહીં ભરે તો હુ ખુશી થઈશ પણ હુ જાણું છુ કે આજ તમારામા કમજોરી છે એવી કમજોરીવાળાએ વડાઈની વાત નહીં કરવી જોઈએ

દેશી રાજ્યોમા રચનાત્મક કામમા કોઈને રસ હોય એમ હુ નથી જોતો બ્રિટિશ હિંદમા જે પ્રાતમા રચનાત્મક કામ ચાલી રહ્યુ છે ત્યા જુદી જ શક્તિ પેદા થઈ છે તમારા બદન પર ખાદી સિવાય બીજુ કપડુ ન જોઈએ. ગામડાઓમા બનતી ચીજોને ઉત્તેજન આપવુ જોઈએ ચાવલ, તેલ, કશુ મશીનમા પીલવુ ન જોઈએ. તમામ ગ્રામ ઉદ્યોગોને સજીવન કરો કામ કામમા મહોબત રાખો મારામારી ટટાફિસાદ કરી કોર્ટે ન ચડો એનાથી શક્તિ ઘટે છે. અસ્પૃશ્યતાને ધોઈ કાઢો રચનાત્મક કામ આપણને મહાત્માજીએ સુઝાડયુ. એથી આપણી શક્તિ વધી કોંગ્રેસ આ ઉપાડી નહીં લે તો સત્યાગ્રહની શક્તિ નહીં આવે બાર મહિને એક વાર અધિવેશન ભરવાથી શક્તિ આવતી નથી. આથી વિશેષ કશુ કહેવુ

નથી. લાંબીચોડી વાતોથી શો ફાયદો? હું તો ઓછું બોલવામાં ને વધારે કરવામાં માનું છું. ઝાઝા ઠરાવોથી કશું નહીં વળે. કામ કરી બતાવવું જોઈએ. કમજોર આદમી કંઈ કરી શકતો નથી.

પંચમહાભૂતનું આ શરીર બનેલું છે. એની ભીતરમાં જે શક્તિ રહેલી છે તેનો પરિચય કરવો જોઈએ. દુનિયા પેદા થઈ ત્યારથી કોઈ અમર નથી થયો. ગરીબ ખેડૂત અને બાદશાહની આખરે તો એક જ હાલત થવાની છે. ત્યાં મોટા ચમરબંધીની તોપબંદૂક પણ કામ નથી આવતી. કોણ જાણે ક્યાંથી યમરાજ ઘૂસી આવે છે! આમ જો એક વાર મરવાનું જ છે તો કૂતરાના મોતે શા માટે મરવું? જ્યાં સુધી તમે આ વસ્તુ જાણી નથી લીધી ત્યાં સુધી ડર રહે છે.

જગતની સૌથી મોટી વિભૂતિ મહાત્મા ગાંધી છે. એ આપણને માર્ગ બતાવે છે. એના પર અવિશ્વાસ કરવો મહાપાપ છે.

આપણે એક જ નાવમાં બેઠા છીએ. તમે સારું સાચું સ્વાગત તો ત્યારે કર્યું કહેવાય કે મેં જે કંઈ કહ્યું તે કરી બતાવો. ગાંધીજીએ જોયું કે હિંદનું કલ્યાણ પાંત્રીસ કરોડને જાગ્રત કરવાથી થશે એટલે તેઓ સત્યાગ્રહ આશ્રમમાં એકલા બેસી ન રહેતાં ચાલી નીકળ્યા.

જે પ્રેમ અને શાંતિથી તમે મને સાંભળ્યો એ માટે ધન્યવાદ આપું છું. અત્યારે મને વખત ઓછો છે. આશા રાખું છું કે તમને ફરી મળવાની તક કોઈ વાર મળશે.

## ૭૮

## પરદેશી મિશનરીઓ અને આપણા દાક્તરો

[તા. ૬-૬-૧૯૩૮ના રોજ સુરતમાં ડૉ. ફડિયાની મિશન હૉસ્પિટલનું ઉદ્ઘાટન કરતાં આપેલા ભાષણમાંથી.]

આપણા દેશમાં પરદેશી મિશનરીઓ આવીને સેવા કરી રહ્યા છે, તે આપણે શરમાવા જેવું છે, ને તેમને મગરૂબ થવા જેવું છે. તેમનો હેતુ ગમે તે હોય પણ જે રીતે, જે પ્રેમથી તેઓ સેવા કરે છે તે અનુકરણીય છે.

પોતાના ધંધો મારફત સેવા કરવી એ જ એમનો હેતુ નથી. એમને તો સાથેસાથે પોતાના ધર્મનો પ્રચાર પણ કરવો છે. આપણે નજરે જોઈએ છીએ કે અનેક લોકો સેવાના ઉપકારને વશ થઈ ધર્માંતર કરે છે, પણ આપણને લોકોની સેવા કરવાનું ભાન નથી થતું.

* * *

આપણા દાક્તરો મોટી મોટી ડિગ્રીઓ લઈને આવે છે. એમને મુંબઈ, કલકત્તા, મદ્રાસ જેવાં મોટાં શહેર વગર ગમતું નથી. એમને ધનનો લોભ લાગે છે.

ડિગ્રી લીધા પછી તરત કાંઈ સારા દાક્તર થવાતું નથી. ચોપડીના જવાબ તેઓ તરત આપી શકે છે, પણ બરાબર ઉપચાર કરતાં અથવા બરાબર ચપ્પુ વાપરતાં તેમને આવડતું નથી. નવા દાક્તર થોડા દરદીઓને તો આઘાપાછા કરે જ પછી ઘડાય છે. નવા વકીલો પણ થોડા અસીલોને ઠેકાણે પાડે ત્યારે તેમને વકીલાત આવડે છે.

* * *

સુરતની ગલીઓ અને ખાળકૂવા મારાથી ખમી નથી શકાતાં. સુરતમાં ગટર ન હોય એ શરમની વાત છે. પોળમાં બે બાજુ ખુલ્લી ગટરો ને ઓટલા પર પાયખાનું એ અહીંની દશા છે! અહીંના લોકો મોજીલા ગણાય છે, પણ તંદુરસ્તી માટે બેપરવાઈ કરે છે.

તમારે બધાએ શહેરની સફાઈના કામમાં રસ લેવો જોઈએ. શહેરમાં દવાખાનાં વધે તેથી શહેરનો સુધારો થયો ન કહેવાય. એ દાક્તરો તો દવા કરે પણ આપણે તો લોકો માંદા જ ન પડે, દાક્તરોની જરૂર જ ન રહે એવું કરવું જોઈએ.

દરેક શહેરીને થવું જોઈએ કે આ મારું શહેર છે. આ શહેર દરિયાકાંઠે આવેલાં દુનિયાનાં બીજાં શહેરોની હારમાં આવવું જોઈએ. મુંબઈ માછીમારોનું ગામ હતું તેમાંથી કેવું શહેર થઈ પડ્યું છે?

પૈસાની તાણ હોય તો સિનેમા, નાટક અને નાનના જમણવાર પાછળનાં ખર્ચ પાંચ વરસ સુધી બંધ કરો, પણ પહેલી ગટર કરો. એનો લાભ પાંચ વરસમાં તમને જણાશે. લોકોની તંદુરસ્તી સુધરશે. અત્યારે તો તમારા શહેરમાં માણસની જિંદગી ટૂંકી થાય છે અને તેઓ દુઃખી થઈને મરે છે.

વરસાદ આવશે એટલે કીચડ, ગંદકી, મચ્છર, માખી થશે. એમાં ડૉક્ટર પણ શું કરશે? એ તો બહાર બંગલો બાંધશે અને દવા પાતો રહેશે, અને તેય પૈસાવાળાને. આપણે તો સામાન્ય માણસોને પણ સામાન્ય ખર્ચે સારવાર મળે અને ગરીબોને મફત સારવાર મળે એમ કરવું જોઈએ.

મિશનવાળા 'મારો દેશ, મારો ધર્મ' એ ભાવનાથી કામ કરે છે. આપણે પણ આપણા દેશને, આપણા લોકોને, આપણા ધર્મને કેમ ભૂલી શકીએ?

## ૭૯

# સ્ત્રીઓની શક્તિ

[તા. ૧૫-૬-૧૯૩૮ના રોજ અમદાવાદમાં જ્યોતિ સંઘમાં આપેલા ભાષણમાંથી.]

સ્વરાજ્ય આવશે ત્યારે સ્ત્રીઓના પ્રશ્નનો ઉકેલ થઈ જશે, એ માન્યતા બરોબર નથી. ખરી વાત તો એ છે કે સ્ત્રીઓને પદભ્રષ્ટ કરવામાં આવી છે; તેને યોગ્ય સ્થાને બેસાડવામાં આવશે ત્યારે સ્વરાજ્ય મળશે.

સ્ત્રીને પોતામાં આત્મવિશ્વાસ આવે, એ પોતાનું યોગ્ય સ્થાન મેળવે એ જરૂરનું છે. એવા સુધારા કાયદાથી થયા નથી, થવાના નથી.

દુનિયામાં કોઈ જગ્યાએ નથી એટલી સ્ત્રીઓને ધારાસભામાં બેસવાનો અધિકાર આપણા દેશમાં મળ્યો છે. પણ એ તો ખોખું છે. નાટકના રાજા સાફા પહેરીને બેસે એવું છે. બ્રિટિશ પાર્લમેન્ટમાં ચારસો પાંચસો સભાસદોમાં સ્ત્રીઓની જેટલી સંખ્યા છે તેના કરતાં મુંબઈ ધારાસભામાં વધારે છે.

દસ પંદર વરસમાં સ્ત્રીઓમાં જે જાગૃતિ આવી છે તેનો યશ મહાત્મા ગાંધીને ઘટે છે.

* * *

હરિપુરામાં સાતસો આઠસો બહેનો કેટલી નિર્ભયતાથી કામ કરતી હતી! ત્યાં એમને પોતાનું સ્થાન નીચું છે એવું નહોતું લાગતું. એવાં દૃશ્યો પેદા કરી આપણા પ્રશ્નો ઉકેલવાના છે.

* * *

જો આપણામાંથી હજારો મૃદુલાઓ પેદા થાય તો એ પ્રશ્ન ઉકલે. જેમ જેમ એવી બહેનો પેદા કરીશું તેમ તેમ એ પ્રશ્ન ઉકલવાનો છે.

## ૮૦

# મજૂરોને

[તા. ૨૫-૮-૧૯૩૮ના રોજ કરાંચી, રામબાગમાં મજૂરો સમક્ષ આપેલું ભાષણ.]

કરાંચી કૉંગ્રેસ અધિવેશન પછી માત્ર આઠ વરસમાં ભારે ઊથલપાથલ થઈ. એમાંથી ખૂબ શક્તિ વધી. હરિપુરા આવ્યા હશે તેમને એ શક્તિના વિરાટ સ્વરૂપનો પરિચય થયો હશે. એ વરસથી મહાસભા દેહાતમાં ભરવામાં આવે છે. હરિપુરામાં જંગલમાં નગરી વસાવી હતી. એ નગરીમાં એક પોલીસ ન મળે. વ્યવસ્થા માટે કૉંગ્રેસના સ્વયંસેવક સિવાય કોઈ નહીં. બીજા કોઈની સત્તા — આણ ન ચાલે. છતાં કાંઈ અકસ્માત ન બન્યો. લાખો માણસો શાંતિથી કામ ચલાવી શકે છે તે પરદેશીઓ પણ જોઈ ગયા.

એ બધી ઇમારત શાના ઉપર રચાઈ છે? ઘણા માણસોએ એના ઉપર પોતાની કુરબાની કરી છે. લાઠી ખાધી, જમીન ગુમાવી, ફાંસીએ ગયા, બહેનભાઈઓએ માનઅપમાન સહન કર્યાં, એ બધાંનું એકત્ર તપ એ કૉંગ્રેસની શક્તિ છે. આ જગતમાં કોઈ એવી સંસ્થા નથી જેનાં સાધન એટલાં શુદ્ધ, સ્વચ્છ હોય. શુદ્ધ અને શાંતિમય સાધનો દ્વારા પ્રયત્ન કરવો એ એનું ધ્યેય છે. એથી તો કૉંગ્રેસ ગુલામીનાં દુઃખ ફેડવાની છે એવી એના પર આશા બંધાઈ છે. જ્યારથી ગાંધીજી આવ્યા, કૉંગ્રેસમાં એ બળ દાખલ કર્યું, ત્યારથી કૉંગ્રેસની શક્તિ વધતી ચાલી છે. દેશમાં નેવું ટકા ગામડાંમાં ખેતી પર નભનારી વસ્તી છે. લાખોની સંખ્યામાં શહેરોમાં મજૂરો છે, પણ ગામડાંમાં તો કરોડોની સંખ્યામાં, રહેવાને ભાંગીતૂટી ઝૂંપડી અને ખાવા પૂરો રોટલોય નહીં એવા લોકો છે. સૌ કૉંગ્રેસના ઉપર આશા રાખી બેઠા છે. એમને વિશ્વાસ પડી ગયો છે કે આપણો ઉદ્ધાર કરનાર, મદદ કરનાર એક કૉંગ્રેસ છે.

મુંબઈની અંદર કૉંગ્રેસના હાથમાં સત્તા આવી ત્યારે તેણે પહેલું કામ મુંબઈ અને ઇલાકાના મિલના મજૂરોને લાભ થાય, ફાયદો થાય એ પ્રમાણે પગારમાં વધારો મળે તે કર્યું. હડતાળ પાડ્યા સિવાય કોઈ દિવસ વધારો મળ્યો નહોતો. બાર ટકાનો વધારો વગર હડતાળે એક સપાટે કૉંગ્રેસ પ્રધાનમંડળે કરી આપ્યો. અનેક વખત અનેક માણસોએ કષ્ટ સહન કર્યાં, જેલમાં ગયાં, કારખાનાં જોખમમાં આવ્યાં, મજૂરોને નુકસાન થયું, પણ

એને કંઈ મળ્યું નહીં. કોંગ્રેસ મજૂરો તરફ કયા ભાવથી જુએ છે એનો આ વધારો એ પુરાવો છે. એ જ પ્રમાણે ગમે ત્યારે ગમે તે ખેડૂતોને કાઢવા રાખવા એ સંબંધી જે કાયદા ઘડાઈ રહ્યા છે એથી જમીનદારો અકળાયા છે. છતાં કોંગ્રેસ યથાશક્તિ કરોડો ખેડૂતો માટે પણ કામ કરી રહી છે. કોંગ્રેસ પ્રત્યે મજૂરો અથવા ખેડૂતોમાં કંઈ પણ ગલત પ્રચાર થઈ રહ્યો હોય તે કેટલો જૂઠો છે, એ બતાવવા આ કહ્યું છે. દુનિયાના મજૂરો એક થાય એ એક સુંદર આદર્શ છે. મને ગમે તો ખરું. પણ મને સ્વપ્નાં કંઈ ગમતાં નથી. જાગ્રત અવસ્થામાં આવીએ છીએ ત્યારે સ્વપ્નાં જૂઠાં લાગે છે.

તેથી મને તો એક વસ્તુ ગમે છે. આજનો આપણો શો ધર્મ છે? આવતી કાલે કોઈ આપણને મદદ કરનાર છે તેથી આજે બેસી રહીએ તો આજ બગડવાની અને કાલ તો બગડવાની જ છે. આપ મૂઆ વિના સ્વર્ગે નથી જવાતું.

એક નવજવાન ભાઈએ મગરૂબીથી કહ્યું કે હું કોમ્યુનિસ્ટ છું. જો કોમ્યુનિઝમમાંથી હિંસાની ભાવના છોડી દેવામાં આવે તો સામ્યવાદ અને ગાંધીવાદમાં ફેર નથી.

આજે કોંગ્રેસમાં કંઈ પણ શક્તિ હોય તો તે અહિંસાની છે. આજે કોગ્રેસ જબરદસ્ત સંસ્થા બની હોય તો એણે જે મંત્ર આપણને આપ્યો છે, એના પ્રરતી મામૂલી શ્રદ્ધાથી અને પાલનથી બની છે. જો તેનું પૂરેપૂરું પાલન થાય તો એ કેટલી શક્તિશાળી હોય! આપણી પાસે તોપ, બંદૂક, પોલીસ નથી. આપણી જે કંઈ શક્તિ છે તે એ નૈતિક સિદ્ધાન્ત ઉપર આસ્થા અને એના ઉપર ચાલવાના પ્રયત્નને આભારી છે. આજ ૭ વરસની લડતમાં કંઈ પણ પેદા કર્યું હોય તો તે એ છે કે લોકોનાં દિલ જીત લીધાં છે. જે સરકાર લાઠી ચલાવી જેલમાં પૂરતી હતી, એની શક્તિ એટલી ઘટી ગઈ અને જે માર ખાતા હતા એની વધી ગઈ એનું શું કારણ છે? ભાંગીતૂટી અહિંસાનું પાલન. જંગલમાંના વરુની જેમ માણસો એક-બીજાને ફાડી ખાવા નીકળ્યા છે. પોતાના મુલકમાં એવી શક્તિ પેદા કરવી કે જેથી અનેક શહેરોનો હવાઈ વિમાનોમાંથી નાશ થઈ જાય, એની શોધખોળ થઈ રહી છે. જે રીતે એ શક્તિઓ કામ કરી રહી છે એ કોઈક દિવસ અથડાઈ પડશે. એ વખતે હિંદુસ્તાન એક જ દેશ છે જે જુદો જ પાઠ દુનિયા આગળ મૂકે છે કે માણસે માણસની જેમ રહેવું જોઈએ. એ સંસ્કૃતિ પર કોંગ્રેસનો આદર્શ રચાયો છે. છતાં અનેક માણસો આમાં પડેલા છે કે જે એમ માને છે કે આપણી પાસે કંઈ

ઉપાય નથી, લાચારીથી પડયા છીએ એથી જ આપણી અહિંસા જગત આગળ શોભતી નથી

હું તો ઇચ્છું છુ કે શ્રમજીવીઓનું કલ્યાણ થાય પણ આપણે એને સાચા માર્ગ પર ચડાવવો રહ્યો અને સાચો માર્ગ તો એ રહ્યો કે પોતે પગભર થવુ સંગઠન, સત્ય, અહિંસા વગેરે કોંગ્રેસના સિદ્ધાંતોનું સેવન એણે કરવુ જોઈએ આજે આપણા મજૂરો હિંસાને માર્ગે પોતાની સંગઠન શક્તિનો ઉપયોગ કરવા જાય તો એક જ દિવસમા ભાગી જાય જેટલા માણસોએ અમદાવાદમા ગાંધીજીના સંગઠનનો અભ્યાસ કર્યો છે, તેમણે જોયુ છે અને કબૂલ કરે છે કે એ અનોખુ છે વીસ વરસથી અમદાવાદમા મજૂરોનુ કામ ચાલે છે પાંચસો તો એના પ્રતિનિધિ છે ચાળીસ હજાર કાયમના સભ્યો છે એનુ દવાખાનુ, શાળા, સામાજિક કામ વગેરે સુંદર ચાલે છે આવુ સંગઠન દુનિયામા નથી.

આજે કોંગ્રેસ પાસે જે વ્યવસ્થિત શક્તિ છે એ એના સંગઠનની છે પ્રાંત પ્રાંતમા કોંગ્રેસમા ઝઘડા છે કોઈને મિનિસ્ટ્રીમા, કાઉન્સિલમા, મ્યુનિસિપાલિટીમા જવુ છે આટલી ખેંચતાણ છે છતા આટલી શક્તિ છે, તો જો સાચો સ્વાર્થત્યાગ હોત તો કેટલી શક્તિ હોત!

હવે પછીનું શાસન ઘડવામા કોંગ્રેસને છોડી કંઈ કરવા જઈશુ તો ધાપો ખાવાના એમ પરદેશી સરકારને થયુ છે આપણે હોદ્દા નહીં લેવા જોઈએ એમ ઘણા કહેતા હતા, કારણ પ્રલોભનમા પડી જઈશુ એ જાણતા છતા એનો સ્વીકાર કર્યો છે સ્વરાજનુ કાર્ય ચલાવવુ તો પડશે

રાઉન્ડ ટેબલમા ગયા ત્યારે સલ્તનતના માણસો કહેતા કે રાજ્યવહીવટ કોંગ્રેસ થોડો ચલાવી શકવાની છે? એ તો મુત્સદ્દીઓનુ કામ છે તમે તો જેલમા જઈ શકો, લાઠી ખાઓ, પિકેટિંગ કરી શકો કોંગ્રેસને કંઈ પણ સત્તા મળે તો ચલાવી નહીં શકે, એ તો એકબીજાના હક ઉપર તરાપ મારશે આજે બાર મહિનાથી સાત પ્રાંતોમા કોંગ્રેસે અમલ કરી બતાવ્યો ત્યારે એ સલ્તનત આજે જુદો અવાજ કાઢે છે અને કબૂલ કરે છે કે અમે નહોતા જાણતા કે કોંગ્રેસ આટલી સરસ રીતે અમલ ચલાવી શકે ઘણા મહેણા મારે છે કે આ તો ઑફિસ લઈ ફસાઈ ગયા પણ કોઈ ફસાઈ ગયુ નથી કોઈએ નહોતું ધાર્યુ કે એક વરસમા આટલું કામ કરી શકીશુ એક વરસમા પ્રજાને માટે સાત પ્રાંતમા અનેક કાયદા થયા જેના સો વરસમા નથી થયા એટલા કાયદા કચડાયેલી પ્રજા માટે થઈ રહ્યા છે એથી કોંગ્રેસને સંતોષ છે એમ નથી સંપૂર્ણ સત્તા ન મળે ત્યા સુધી કોઈએ

આરામથી ન બેસવું જોઈએ. જો આ કામ ચલાવતાં સજ્જનતને એ ખબર પડી જાય કે લડવા કરતાં આપી દેવું સારું તો ઠીક છે.

સંભવ છે કે લડાઈમાં ન પણ ઊતરવું પડે. પણ જો લડાઈ થશે તો એમાં હિંદુસ્તાનનો આખરી ફેંસલો થવાનો છે, અને તે સંપૂર્ણ સ્વરાજ એ જ હોઈ શકે. પણ આપણે 'દુનિયાના મજૂરો એક થાઓ' એ સૂત્ર ઉપર બેસી જઈએ તો એ તો ઝાંઝવાના જળ જેવું છે. ચામડીના, પ્રાંતના, દેશના ભેદ ભુલાઈ જાય ત્યારે એ બને. આજે જર્મનીના મજૂરો હિંદુસ્તાનના મજૂરો માટે લડશે એવું કોઈ કહેતું હોય તો મારે એનું મોઢું જોવું છે.

પોતાને કૉમ્યુનિસ્ટ કહેવડાવે છે એના પ્રત્યે મારો પ્રેમ છે, આદર છે, પણ તેના પોતામાં તાકાત હશે તો દુનિયાના મજૂરોનો આદર મેળવશે.

જગતનો અન્નદાતા ખેડૂત છે. એ ન પેદા કરતો હોય તો આપણે શહેરમાં રહેનાર ભૂખે મરીએ. જે જગતનું પોષણ કરે છે એ કાયર લેખાય છે. એની શક્તિનું એને ભાન કરાવવું જોઈએ. એ જ પ્રમાણે મજૂરોને પણ સ્વાશ્રયનો પાઠ શીખવવો જોઈએ. કારખાનાંના મજૂરો ભલે ટ્રેડ યુનિયનમાં દાખલ થાય, પણ એના ધ્યેયમાં, સાધનમાં કોઈને શંકા ન પડવી જોઈએ. 'શુદ્ધ અને શાંતિમય'—એ માટે પોતાના મનમાં પાસફેર રાખવામાં આવે તે બરાબર નથી. કોઈ વખતે કોઈ મજૂર વીફરી તો કારખાનાના મૅનેજર, માલિકને મારી શકે, પણ એમાંથી એને જે વેઠવું પડે છે એનો તો જેને અનુભવ થયો હોય તે જાણે છે. અહિંસક સંગઠનમાં આપણી ખરી શક્તિ રહી છે. શહેરની અંદર કારખાનાં સિવાય અનેક મજૂરો પડ્યા છે. એ નાનાં નાનાં, જુદાં જુદાં સંગઠન કરી શું કરશે? એણે તો કૉંગ્રેસમાં દાખલ થવું જોઈએ. કૉંગ્રેસ આપણી માતા છે, આપણું કલ્યાણ કરનાર છે, એવું વાયુમંડળ પેદા કરવું એ આપણું કર્તવ્ય છે.

કૉંગ્રેસ બધાંનાં હિત સાચવે છે. ભલે અલગ અલગ સંસ્થા બનાવો પણ કૉંગ્રેસની વિરોધી નહીં, પોષક બનાવો. એ ઉપરાંત કૉંગ્રેસની પાસે સામાન્ય કાર્યક્રમ પડ્યો છે. એનો પૂરેપૂરો અમલ કરવો જોઈએ. મુલક ઉપર જે પ્રેમ રાખતા હોય એણે કૉંગ્રેસનો જે સામાન્ય કાર્યક્રમ છે એની ઉપર નજર રાખવી જોઈએ. આપણા મુલકનાં કપડાં પહેરો, એટલે કે મિલનાં પહેરો એમ નહીં, અનેક ગરીબ માણસો કપડાં બનાવે છે એ પહેરવાં. શુદ્ધ ખાદીનો પોશાક પહેરવો જોઈએ. વળી રાષ્ટ્રભાષા એક હોવી જોઈએ. જ્યાં પીઠાં ચાલતાં હોય ત્યાંથી કાઢી નાખવાં. શરાબ ન પીવાથી અમદાવાદના મજૂરોનાં ખિસ્સાંમાં સારા લાભનો ફાયદો થયો અને એમને બાળબચ્ચાંનો, કુટુંબી જીવનનો અનુભવ થયો. દુનિયાના મજૂરો ન છોડે તોપણ તમે દારૂ

છોડો. તમને એ પોસાય એમ નથી. ઊંચનીચના ભેદ, અસ્પૃશ્યતા વગેરે નહીં માનવાં જોઈએ. કોઈ કોઈ વ્રખન અમારા સનાતની ભાઈ અકળાય છે પણ ખેરા. સ્વરાજની જેને વધારે જરૂર છે એને તે પહેલું મળવું જોઈએ. એ કાર્યક્રમ માટે ગાંધીજીએ અલગ સંસ્થાઓ બનાવી છે. એ જ પ્રમાણે ખાદી, હરિજન, ગ્રામ ઉદ્યોગ, હિંદી પ્રચાર માટે અલગ અલગ સંસ્થાઓ કાઢી છે. એ માણસો પોતાનું કામ કર્યે જાય છે. ત્યાગી, નિઃસ્વાર્થી અનેક માણસો કૉંગ્રેસમાં પડ્યા છે. મજૂર, વેપારી, ખેડૂત દરેકને સલાહ આપું છું કે પોતે એમાં દાખલ થાય. તમારી બધાની જવાબદારીનો એમાં હિસ્સો હોવો જોઈએ. રચનાત્મક કામમાં હિસ્સો આપવો જોઈએ. કંઈ ને કંઈ એનો અમલ કરવા પ્રયત્ન કરશો.

## ૮૧

# કરાંચી કૉર્પોરેશનના માનપત્રનો જવાબ

[તા. ૨૭–૮–૧૯૩૮ના રોજ કરાંચી કૉર્પોરેશને મૌલાના આઝાદ, આચાર્ય કૃપાલાની તથા સરદાર વલ્લભભાઈને માનપત્ર આપ્યું તે પ્રસંગે આપેલા ભાષણમાંથી.]

આ માનપત્ર વ્યક્તિને નહીં પણ કૉંગ્રેસ, જે રાષ્ટ્રની મહાન સંસ્થા છે અને જેણે હિંદુસ્તાનના દિલનો કબજો લીધો છે તેને આપવામાં આવે છે.

મહેમાનોનાં વખાણ કરવાં એ હિંદુસ્તાનની ખાસિયત છે. અમે માનીએ છીએ કે એ વખાણ કરીને તમે અમારા પર જવાબદારી નાખો છો. અમે તો જ્યાં સુધી શ્વાસ ચાલે છે ત્યાં સુધી એ જ કામ કરવાના છીએ. અમને ઉમેદ છે કે અમારા પ્રાણ છૂટી જાય તે પહેલાં આઝાદ થઈએ. અમે જે કંઈ ભોગ આપ્યા હશે તેને માટે અમારા દિલમાં અફસોસ નથી, જે કર્યું તે સારું કર્યું એમ જ લાગે છે. પરંતુ અમે આપેલા નાના નાના ભોગને પણ તમે મોટા કરીને વર્ણવો છો.

તમે અમદાવાદ મ્યુનિસિપાલિટીની વાત લખી છે. હું કબૂલ કરું છું કે મને એ કામમાં વધારે રસ છે. એ કામમાં જેટલી મનની શાંતિ રહે છે એટલી રાજકીય કામમાં નથી રહેતી. કારણ રાજકારણમાં તો મેલા પાણીમાં તરવાનું હોય છે.

જે મ્યુનિસિપાલીટીનું કામ આદર્શ કરીને બતાવી શકે તે સ્વરાજ્યનું ચિત્ર ખડું કરી શકે છે.

મેં ઘણાં શહેરો જોયાં છે. કરાંચી સ્વચ્છતામાં સારામાં સારું મનાય છે. એમાં કુદરતની અનુકૂળતા છે અને તમારી કામ કરવાની કુશળતા પણ છે.

અમદાવાદ શહેરનું કામ કરવું પડયું ત્યારે ઘણી વાર હું નિરાશ થઈ જતો. ઘણી વાર એમ થતું કે સુધારો થવાની કંઈ આશા નથી. શહેરની ચારે તરફ દીવાલ. ઔદ્યોગિક શહેરમાં મોટાં મોટાં મિલનાં ભૂંગળાં. કાપડની લગભગ પંચોતેર મિલો થઈ ગઈ. લોકોને માટે શહેર નરકવાસ જેવું થઈ ગયું ત્યારે મને થયું કે આપણે આ કામ કરવું છે. મેં વિચાર કર્યો કે સુધારો કરવો હોય તો મ્યુનિસિપાલિટીમાં શિસ્તબદ્ધ પક્ષ જોઈએ.

આજે પંદર વરસ પછી જઈને જુઓ તો કેટલો સુધારો થયો છે તેની ખબર પડે. જોકે તમારા શહેરની સરખામણીમાં તો કંઈ જ નથી. તમારે ત્યાં મુંબઈ શહેરમાં નથી એવા રસ્તા છે. તમને હું મુબારકબાદી આપું છું.

હું જે કામને માટે આવ્યો છું એ એક અટપટી સમસ્યા છે. સહેલી બાબત હોત તો બોલાવત પણ શા માટે? પણ આમાંથી તમે જ રસ્તો કાઢી શકો એમ છે. છેવટે નિર્ણય તમારે કરવાનો છે. ઈશ્વરને પ્રાર્થના કરું છું કે આપણુ સૌને સાચો માર્ગ બતાવે.

## ૮૨

## કરાંચીમાં પાટીદારોને

[તા. ૨૮-૮-૧૯૩૮ના રોજ કરાંચીમાં પાટીદારોએ આપેલા માનપત્રનો જવાબ.]

તમને ખબર છે કે હું ન્યાતજાતના વાડાની બહાર નીકળી ગયેલો માણસ છું. એટલે કોમી માણસ તરીકે તમે મારું સ્વાગત કરી શકો એમ નથી. મુલકનાં બંધન તોડવાની ખાતર જ્ઞાતિનાં બંધનની બહાર નીકળવું જોઈએ.

આ પ્રાંતમાં દેશના કાર્યમાં તમે તમારો ફાળો આપો છો એ જાણીને હું રાજી થયો છું. આપણને જ્યાંથી ઉદરપોષણ મળતું હોય તે સ્થળ પ્રત્યે આપણું કર્તવ્ય છે. જે માતાના સ્તનનું દૂધ ચૂસતા હોઈએ એ માતા પ્રત્યેનો ધર્મ બજાવવો જોઈએ.

તમે બધા નાનામોટા રોજગારમાં પડયા છો. નોકરી પસંદ નથી કરી એ સારી વાત છે. કારણુ હિંદુસ્તાનમાં કહેવત છે કે, ઉત્તમ ખેતી, મધ્યમ વેપાર, કનિષ્ઠ નોકરી. મોટા મોટા અમલદાર પણ આખરે નોકર

છે. તમે નોકરનું પદ ન સ્વીકાર્યું અને નોકરીનો મોહ છોડી નાનામોટા વેપારમાં પડ્યા છો એમા કઈ ગુમાવ્યુ નથી.

કનિષ્ટ મનાતી નોકરીને હિંદુસ્તાનમા આજે ઉત્તમ માની છે, જ્યારે ખેતી ઉત્તમ છે તેને અધમ માનવામાં આવે છે. કારણ કે ખેડૂત અજ્ઞાન દશા ભોગવે છે સૌ એના તરફ તિરસ્કારથી જુએ છે.

તમે બધા બહારથી આવેલા છો. તમારે બધાએ સપથી એક કુટુબની જેમ રહેવુ જોઈએ. જેની પાસે બે પૈસા હોય તેણે પોતાનાથી નબળાને બે પૈસા આપીને ટેકો કરવો જોઈએ. માણસો વખાના માર્યા કે કઈક મ કડામણમા આવે ત્યારે પોતાનો પ્રાત કે ઘર છોડે છે

ગમે તેટલુ ધન બુદ્ધિથી પ્રાપ્ત કરીએ પણ દમડી સાથે આવતી નથી. માણસ જન્મે છે ત્યારે મૂઠી વાળીને આવે છે, પણ જાય છે ત્યારે ઉઘાડે હાથે જાય છે. જો કંઈ સારુ કામ કરતો જાય તો પાછળ સુવાસ મૂકતો જાય છે. ગરીબ માણસોને સહાય કરતો જાય તો એને કોઈ ને કોઈ યાદ કરે છે. જગત અનાદિ કાળથી ચાલતુ આવ્યુ છે. તેમાં આપણા જીવનના પચાસ પચોતેર વરસ એ તો કઈ હિસાબમાં નથી પણ જે માણસ જીવી જાણે છે એણે જન્મ સફળ કર્યો છે.

માણસમા અનેક ઇન્દ્રિયોનું જ્ઞાન છે. જાનવરને એક જ ઇન્દ્રિયનુ જ્ઞાન છે. જે પોતાની આખમાં મેલ નથી રાખતો, કુદૃષ્ટિ નથી કરતો, જેણે સયમ કર્યો છે એનો આત્મા છેવટે ઈશ્વરમા ભળી જાય છે

આજે મહાત્મા ગાધીને સૌ નમસ્કાર કરે છે કારણ તેઓ ઇન્દ્રિયોનો સયમ ને ધર્મનું પાલન કરી જગતને ધર્મનું પાલન કરવાનું બતાવે છે.

આપણે દરેક કામ સમજપૂર્વક કરવુ જોઈએ રાષ્ટ્રના કામમા સહાનુભૂતિ બતાવવી એટલુ બસ નથી. એમા બુદ્ધિપૂર્વક ભાગ લેવો જોઈએ આપણી ભાષા ગમે તે હોય છતાં જે પ્રાતમા રહીએ ત્યાંની ભાષા શીખી લેવી જોઈએ.

જો તમે બધા કોંગ્રેસ પ્રત્યે પ્રેમ રાખતા હો તો તમારે કોંગ્રેસ જે કહે તે કરવુ જોઈએ. એટલે તમારે શુદ્ધ ખાદીના કપડા પહેરવા જોઈએ, કોઈને અસ્પૃશ્ય ન માનવા જોઈએ, કોઈ શરાબ પીતા હોય તો તેમને સમજાવવા જોઈએ.

સંપીને રહેશો તો સુખી થશો.

## ૮૩

# રાજકોટ રાજ્ય પ્રજા પરિષદ

[ રાજકોટ મુકામે ભરાયેલી રાજકોટ રાજ્ય પ્રજા પરિષદના પ્રથમ અધિવેશન આગળ કરેલું પ્રવચન. ]

ઘણાં કામ મૂકીને રખડતો રખડતો હવામાં ઊડીને પણ હું તમારી પાસે આવી પહોંચ્યો છું. તમારું આકર્ષણ કેટલું છે એ હું સમજ્યો છું. અને જે ભાવથી તમે મારું સ્વાગત કર્યું છે એ માટે હું તમારો આભાર માનું છું. કરાંચીથી હવામાર્ગે જલદી વર્ધા પહોંચી, કાલે રાત્રે વર્ધાથી નીકળી આજે હું તમારી પાસે આવ્યો છું. મને લાગ્યું કે કોઈ પણ ભોગે મારે આવવું જ જોઈએ; એટલે જ બે દિવસ પરિષદ લાચારીથી મુલતવી રાખવી પડી. પણ બે દિવસ તો ઘણા કહેવાય. એવાં કારણો મારી સામે આવીને ખડાં થયાં કે હું લાચાર બન્યો.

થોડા મહિનાઓ પહેલાં આપણે અહીં જ રાજકીય પરિષદ ભરી હતી. તે વખતે દરબાર સાહેબ પ્રમુખ હતા. તેઓ પોતે તો એ જાતનો બોજો ઉઠાવવા/તૈયાર ન હતા; પણ મેં એમને એમની સાથે રહેવાનું વચન આપ્યું હતું. તેઓ જ્યાં સુધી પ્રમુખપદે રહે ત્યાં સુધી મેં અને ગાંધીજીએ એમને સાથ આપવાનું વચન આપ્યું છે. જે શહેરમાં પરિષદ હતી ત્યાં આજે આટલી બધી લોકજાગૃતિ થઈ ગઈ છે, ત્યારે મને બહાર રહેવું ગમે નહીં. તમારા શહેરમાં જે બનાવ બન્યો તે માનવા જ પ્રથમ તો હું તૈયાર ન હતો. રાજકોટમાં લાઠીચાર્જ થાય એ વાત જ મને તો સાચી લાગતી ન હતી. પણ દુઃખ સાથે મેં જાણ્યું કે એ તમામ હકીકતો સાચી હતી.

તે દિવસે મુંબઈમાં જાહેરસભા થઈ, એમાં હું ગયો હતો. અમસ્તો તો હું એવી સભાઓમાં જતો નથી, પણ જ્યારે શ્રી ઢેબર ઉપર જાણ્યે-અજાણ્યે મર્મપ્રહાર થયાના સમાચાર મેં સાંભળ્યા અને તેમને જેલમાં પૂરવાની હકીકત મેં સાંભળી ત્યારે મારાથી રહેવાયું નહીં.

પણ તમે જાણો છો કે, હરિપુરા મહાસભાએ દેશી રાજ્યોને પોતાના પગ ઉપર ઊભા રહેવાનો આદેશ આપ્યો છે. એ પગભર થતાં શીખવાનો સિદ્ધાંત જગજાહેર છે. જેમ પરોણી મરે અને આપણે સ્વર્ગમાં ન જઈ શકીએ એવું જ સ્વતંત્રતાનું છે. સ્વતંત્રતા જો આપણે જોઈતી હોય તો આપણે આપણા પગ ઉપર ઊભા રહેવું જોઈએ.

બેવડી ગુલામી હંમેશાં કાંઈ ટકી રહેવાની નથી. એક કાળ એવો પણ હતો કે આપણી માગણીઓ હળવી હતી. આજે આપણી તાકાત

વધી ચૂક્યો છે. એ જ ઝુંભ આજે બદલાઈ ગઈ છે અને હવે માગણીઓનું નાટક નહીં, પણ નક્કર માગણીઓ આપણે કરી રહ્યા છીએ. આજે અહીં મળેલી સભા છાપાના રિપોર્ટ પૂરતી જાહેર સભા નથી. એવી સભામાં હું જતો પણ નથી. આજની સભા તો તમારે જવાબદાર રાજતંત્ર જોઈએ છીએ એટલા માટેની છે. તમે આ સભામાં આટલા આકર્ષાયા છો એ ઉપરથી જ તમારી તમન્નાનો પુરાવો તમે આપી રહ્યા છો. જવાબદાર રાજતંત્રનો સિદ્ધાંત મહાસભાએ પણ આગળ રાખ્યો છે, અને બ્રિટિશ હિંદમાં એ થોડેઘણે અંશે સ્વીકારાયો છે.

આખા હિંદમાં આજે ચેતન પ્રગટી રહ્યું છે. એ ચેતનની ઝાળ તમને પણ લાગી છે અને લાગવી જ જોઈએ. જે રીતે બ્રિટિશ હિંદમાં એ હથિયારનો ઉપયોગ થઈ રહ્યો છે, તેમ તમે પણ તમારી સ્થિતિ સમજી લો—અને એ હથિયારનો ઉપયોગ કરો.

રાજા ગમે તેવો હોય પણ તેને પદભ્રષ્ટ કરવા આપણે બેઠા નથી. એને પદભ્રષ્ટ કરવાનો આપણે વિચાર પણ કરતા નથી. આપણે જે માગીએ છીએ તે તો સત્તાની મર્યાદા માગીએ છીએ. ભવાઈની પાછળ, ગાનારીઓનાં નખરાં પાછળ અને વેશ્યાઓ નચાવવા પાછળ રાજા જો લખલૂટ ખર્ચ કરે, અને ખેડૂતો ભૂખે મરે તો તેવું રાજ્ય જીવે નહીં. એટલે જવાબદાર રાજ્યતંત્રની માગણી પ્રજા કરે તેમાં નવાઈ નથી.

રાજાના એ બધા દહાડા જતા રહ્યા. દેશી રાજ્યોમાં બધે જાગૃતિ ફેલાઈ રહી છે. મહાસભાએ પગ ઉપર ઊભા રહેવાનું કહ્યું એટલે બધેય પ્રવૃત્તિ ચાલી છે. તમે કોઈના ઉપર આધાર ન રાખશો.

કૉંગ્રેસ તો પોતાનું શસ્ત્ર ક્યાં ઉગામવું એનો જ વિચાર કરે છે. રાજ્ય નાનું હોય ત્યાં પણ મહાસભાના આગેવાનો પહોંચી જાય છે અને પ્રજાને, રાજ્યને અને સાર્વભૌમ સત્તાને—તમામને ઘટતી સલાહ આપે છે.

પણ એનો અર્થ એમ નથી કે પ્રજાની તૈયારી નથી, પ્રજાને ભાવ નથી, ભૂખ નથી, કે દુઃખ નથી. માગણીઓ તો બહારના ચળવળિયાઓ કરે છે, એવી ગાડી ટીકાને તમે અવકાશ ન આપજો.'

(ત્યાર બાદ સરદારશ્રીએ રાજ્યના સંબંધીઓ તરફથી પ્રજાને નામે પોતાના ઉપર મુકાયેલા તારોનો ઉલ્લેખ કર્યો હતો અને જણાવ્યું હતું કે પહેલા બે તારથી પોતે જરાયે વિચારમાં નહોતા પડયા. ગામડાંના ખેડૂતોને નામે થયેલા ત્રીજા તારનો ઉલ્લેખ કરતાં તેમણે જણાવ્યું:)

આવી જાતનો તાર તો સારી જિંદગીમાં મને કદી જ મળ્યો નથી. તાર જોઈને મને આશ્ચર્ય થયું, અને મને થયું કે સુખી ખેડૂતોનાં દર્શન

કરવાં જ જોઈએ, કેમ કે હિંદભરમાં ક્યાંય ખેડૂત સુખી નથી. ખેડૂતોની સ્થિતિ હું જાણું છું, કારણ કે ખેડૂત તો હું ય છું. સાચે જ દેશી રાજ્યના ખેડૂતો ભારે ભોળા હોય છે. કેટલાક તો રાજાઓને ઈશ્વરનો અવતાર માને છે. ત્યારે પ્રશ્ન એ થાય છે કે રાજા પાપી કે ઈશ્વર પાપી? ખરું જોતાં તો રાજા ટ્રસ્ટી છે. બાપદાદાનો હક એ ભોગવે છે એટલે જ્યારે રાજા નાલાયક થાય ત્યારે તેને પદભ્રષ્ટ કરવાનો પ્રજાને દરેક દેશમાં હક હોય છે. પણ આપણા દેશમાં જ આપણા બાપદાદાઓએ આપણને કંઈક બહુ વફાદાર બનાવ્યા. એટલે આપણે હજી પિસાઈ રહ્યા છીએ.

રાજાઓ પાસે તો વગર મહેનતની દોલત પડી છે, એટલે એ વહેલા બગડે. એવા માણસ તો દયાને પાત્ર છે. આ દુનિયામાં સત્તાની પાછળ પડેલો મોટામાં મોટો રોગ કોઈ હોય તો તે ખુશામત છે. રાજાઓને મીઠી વાતો સાંભળવી છે, પણ એ તો રાજદ્રોહ છે. અને કડવી છતાં સાચી વાતો કહેવી એ જ વફાદારી છે. પણ આજે તો ઊલટું જ બની રહ્યું છે. એટલે 'વફાદારો' તરફથી મને મળેલા તારો ઉપરથી હું બેસી રહું તો મેં પ્રજાનો દ્રોહ કર્યો ગણાય. કેમ કે પ્રજાનો મોટો ભાગ એમ ઇચ્છતો ન હતો. હું જો ન આવ્યો હોત તો તમે નિરાશ થાત અને તમને દુઃખ પણ થાત. અહીંયાં આવીને મેં તમારો ઉત્સાહ જોયો છે અને આજે તમે જે મત આપો છો તેથી જ હું સમજી ગયો છું.

એક ભાઈએ એવો મત આપ્યો કે બધા લાઠી ખાવા તૈયાર છે, ત્યારે મેં એમને જવાબ આપ્યો કે, 'હું ગાંડો નથી, કે તમે કહો છો એ હું માની લઉં. બધા જ જો લાઠી ખાવા તૈયાર હોત તો વાર ક્યાં હતી!' હું સમજું છું કે આપણે બધા જ એવા તૈયાર નથી, અને બધા તૈયાર હોય પણ નહીં. લોકજાગૃતિ થોડા માણસોના ભારે ભોગથી થાય છે. એવા ભોગ આપનારાઓનો મનાઈહુકમ જો મને મળશે તો હું પાછો નહીં આવું.

હું તો અહીંયાં એ તપાસ કરવા આવ્યો છું કે પ્રજા ખરેખર શું ઇચ્છે છે. મેં જોયું છે કે પ્રજા રાજતંત્રમાં ફેરફાર ઇચ્છે છે. તંત્રમાં જવાબદારી સંભાળવા જેટલી પ્રજા લાયક નથી, એમ કોણ કહે છે? જે કહેતો હોય તેણે દિલને પૂછવું જોઈએ કે આપણી પોતાની લાયકાત કેટલી છે? પહેલાં બ્રિટિશ હિંદમાં પણ એમ કહેવાતું. પણ પ્રજાએ માથાં ફોડાવ્યાં, અને આજે માથાં ફોડાવનારાઓ જ પ્રધાનો થઈ આવ્યા છે.

(ત્યાર બાદ સરદારશ્રીએ બ્રિટિશ હિંદના પ્રાંતોમાં નવું બંધારણ દાખલ થવાની અને મધ્યસ્થ બંધારણ પણ દાખલ કરવાની ચાલી રહેલી વ્યવસ્થા વિષે વિવેચન કર્યું અને સમવાયતંત્રનો મુખ્ય પ્રશ્ન રાજાઓને નાથવા કઈ રીતે, એ હોવાનું દલીલો સાથે સમજાવ્યું. બ્રિટિશ હિંદમાં ચૂંટણીનું ધોરણ અને દેશી રાજ્યમાં નિમણૂકનું ધોરણ એ બે વસ્તુ સાથે બની શકે નહીં, તેથી દેશી રાજ્યોમાં પણ બ્રિટિશ હિંદ જેવી જ ચૂંટણીની વ્યવસ્થા થાય એવો આગ્રહ રાખવાનું જરૂરી જણાયાનું પણ તેમણે સમજાવ્યું. ત્યાર બાદ રાજકોટની પ્રજાને ઉદ્દેશીને તેમણે જણાવ્યું :)

રાજકોટની પ્રજા એવી ઉમેદ ન રાખે કે કોંગ્રેસની સત્તાથી એમને સત્તા મળી જશે. એ માટે તો એમણે જ ભોગ આપવા તૈયાર થવું પડશે. તમારો જો નિશ્ચય હશે તો કોઈ તમારી પ્રગતિ રોકી નહીં શકે. બધા રાજાઓ ભેગા થાય તોપણ તેઓ કાંઈ નહીં કરી શકે.

બીજાં રાજ્યો તમારાથી ખરાબ હોય તો તમારે ખરાબ રહેવું એવું કાંઈ નથી. તમારે જો સુધરવું હશે તો બધા રાજાઓ કે બ્રિટિશ સત્તા પણ તમને દબાવી શકશે નહીં. કેમ કે આપણું નિશ્ચયબળ અને ભોગ આપવાની તૈયારી એ આપણાં હથિયાર છે. એ હથિયારો આપણને સૂઝ્યાં એ ઈશ્વરી સંકેત છે; કેમ કે સાચેસાચાં હથિયારોથી જો આપણે લડત લડીએ તો સામાવાળા હારી જ જવાના છે. આગ્રાહ થવાનો સંકેત એણે આપ્યો. એટલે દુશ્મન પાસે પણ નહોતું એવું હથિયાર એણે આપણને સુઝાડ્યું. એ હથિયારનો ઉપયોગ જો બરાબર થાય તો ફક્ત પાંચ પચીસ માણસો રાજકોટને જવાબદાર રાજતંત્ર અપાવી શકે.

આપણે ધ્યેય માટે લડીએ છીએ, અને આપણું ધ્યેય શુદ્ધ હોય ત્યારે આપણી ત્રુટીઓ સુધારવાનો આપણે હમેશાં પ્રયત્ન કરવો જોઈએ.

રાજ્યની સાથે લડવું ન પડે એવી રીતે કામ થતું હોય તો લડવું નહીં. જો સ્વમાન સાચવીને માગ્યું મળતું હોય તો તે મેળવવામાં હરકત નથી; હું તો પગે પણ પડું. કોઈ કારભારી સામે આપણે વાંધો નથી. આપણે હિંદીને કાઢીને અંગ્રેજને લાવવો પણ નથી. અંગ્રેજને લાવવાનો મને શોખ નથી. કેમ કે જાણીબૂજીને અંગ્રેજને નોતરવો એ આપઘાત જ છે. કોઈ વ્યક્તિ સામે આપણી વેરવૃત્તિ નથી. આપણી તકરાર સંસ્થા સામે છે, પ્રથા સામે છે. એનો નાશ થાય એ આપણી માગણી છે. આપણે એકહથ્થુ સત્તા ધરાવતા રાજાને એની મર્યાદા બતાવવી જોઈએ. ઠાકર અને ઠાકોર બન્ને એક જ છે. એ જ્યાં સુધી મંદિર બહાર ન નીકળે ત્યાં સુધી પૂજા કરવા લાયક છે. પણ આ તો પ્રથા જ એવી છે કે, ગમે તેની વ્યક્તિ પણ તેમાં આપોઆપ જ બગડી જાય.

આપણી લડતમાં આપણે ભૂલ ન ખાઈએ. રાજા ન માને એ સંભવિત છે; કારણ એમનો ગર્વ ઝટ નહી ઊતરે. આપણે રાજા છીએ, આપણને કહેનાર કોણ, એવો ખ્યાલ એમના મનમાંથી ઝટ નહીં નીકળે. અંગ્રેજ હોય તો રાજાને ઝટ કહી શકે, પણ પ્રજા ન કહી શકે, એવો ઘાટ છે. એના એ જ ગર્વિષ્ઠ રાજાઓ અંગ્રેજને દરવાજે ચપરાસીને પૈસા ચાંપીને પણ અંદર જાય, પણ ખેડૂતની ઝૂંપડીમાં તેમનાથી નહીં જવાય!

રાજા જ જ્યારે એવા હોય ત્યારે લડવું પણ પડે. ફેંસલો થઈ જાય તો તો મહદ્‌ભાગ્ય. પણ આ કંઈ મામૂલી વાત નથી. દીવાન કદાચ સારો આવે, પણ રાજા ન માને તો? હાથ ઝાલીને દસ્કત કરાવે એવો કોઈ દીવાન હોય? દીવાનોને આટલી સત્તા મેં કયાંય જાણી નથી. મને દીવાનોની કે ખટપટની બહુ સમજણ નથી પડતી. છતાં હું થોડા જ વખતમાં સમજી ગયો કે એ કોઈ જવાબદાર માણસ નથી. એનું દિલ સાબૂત નથી. એનો ઇલાજ રેસિડેન્ટ કરી શકે. એને એ સત્તા છે, અને એ ઉડાડી પણ મૂકી શકે. જો આમ ને આમ ચુાલ્યાં કરે તો આખરે એ જ થાય, અથવા બહુ થાય તો કોઈ અંગ્રેજ આવે. પણ એમાં આપણું પાનિયું કંઈ ઊઘડે નહીં. માટે એનો ફેંસલો તો રાજકોટની પ્રજા જ કરી શકે. મારી તમને એવી સલાહ છે કે તમે લડો. જરૂર પડયે હું તમારી સાથે જ છું. હું તો લડાયક વૃત્તિનો છું. લડવાનો મને શોખ છે.

એટલે આપણે એ રીતે તૈયાર થવું જોઈએ. પાણીમાં તરનારા ડૂબે છે ખરા અને કિનારે ઊભેલા ડૂબતા નથી એ સાચું; પણ એવાઓ તરતાં પણ નથી શીખતા. પ્રજા લડે અને હારે તેનું દુઃખ નથી. તમે જો જીતશો તો હું અને આખું હિંદ રાજી થઈશું; પણ જો બદનામી લેશો તો તેમાં તો તમને પોતાને જ નુકસાન છે.

આપણે આપણું હથિયાર વિચારી લેવું છે, વિચારી લીધું છે. ગાળો એ આપણું હથિયાર નથી. સંયમ સેવનારાઓ જ પ્રજાને જીત અપાવી શકે છે, તિરસ્કાર કરનારાઓ નહીં અપાવી શકે. આપણી આ પવિત્ર લડતમાં જે જે પડયા છે તેમાં જો હિંસા, વેરઝેર કે કાંઈ એવું જાગશે તો તે આપણું દુશ્મન થશે અને આપણી નામોશી કરશે. તમારા કારભારી ઉપર કે તમને લાઠી મારનાર પોલીસ ઉપર પણ વેર નહીં રાખશો. એમનો તો ઊલટો તમારે આભાર માનવો જોઈએ કે એમણે જ તમને વહેલા જાગૃત કર્યા. નહીં તો તમે કયારે જાગવાના હતા?

રાજાએ પ્રજા પર લાઠીમાર ચલાવીને પોતાના હાથે દુઃખને નોતર્યું છે. પણ આપણી આ લડત તો એવી છે કે, એમાં બીજા કોઈને દુઃખી કર્યા સિવાય આપણે જેટલું વધારે દુઃખ વેઠીએ તેટલી આપણી સિદ્ધિ વહેલી છે. એટલે તમે કોઈ ઉપર વેર નહીં રાખજો, કોઈ ઉપર રોષ ન કરશો. એના દિલમાંય પરિવર્તન જાગશે અને એ કોઈક દિવસ સુધરશે.

નાપાક તો કોણ કહેવાય કે જેને દેશનું દાઝે નહીં, સ્વતંત્રના જોઈતી ન હોય. પણ પ્રજા મરદ બને તો એ બધું જતું રહેશે.

સ્વ. લાખાજીરાજ તો બહાદુર રાજા હતા. એમનું ઋણ રાજકોટની પ્રજા ઉપર તો ઘણુંય છે. એણે રાજા તરીકેનો પોતાનો ધર્મ પાળવા ઘણો પ્રયત્ન કર્યો હતો.

પણ હવેના રાજવીઓ એટલે તો રાજકુમાર કૉલેજના પાક ! અને રાજકુમાર કૉલેજનો પાક એટલે સડી ગયેલાં ફળ ! એ કૉલેજમાંથી ઓછા જ લાયક નીકળ્યા હશે. જાણે નાલાયક બનાવવા માટે ત્યાં મોકલાતા ન હોય ! રાજકુમાર એટલે જાણે વિચાર કરવાની શક્તિ નહીં, આચાર-વિચારભ્રષ્ટ. પ્રજા તરફ ભાવથી, માનથી અને પ્રેમથી રાજવીઓ જુએ એ ભાવના જ હવે તો રહી નથી.

ઇંગ્લંડનો રાજા કહેવાય છે તો શહેનશાહ, પણ એ આખરે તો પ્રજાનો સેવક જ છે. પ્રજા જ ખરી એની ધણી છે. એટલે તો એડવર્ડ આઠમાને ગાદી ઉપરથી ઉઠાડી મૂક્યો. અને અહીં તો બહારથી નાચનારીઓ લાવીને નચાવે તોયે તમે કંઈ બોલી શકવાના નથી. પણ રાજાની નાલાયકી એ આપણી પોતાની નાલાયકી છે. એટલે પ્રજાએ તો રાજાના ચોકીદાર બનવું જોઈએ. આપણે ચોકી રાખીએ ત્યાં સુધી રાજા સારો રહે જ.

તમે જે મુખ્ય ઠરાવ જવાબદાર રાજતંત્રનો કર્યો છે તેમાં મને ગળા સુધી ખાતરી છે કે તમારો લડવાનો નિરધાર પૂરેપૂરો છે. પણ આ ઊભરો શમી ન જાય તે જોજો. કોઈ વચ્ચે નહીં પડે તો ફેંસલો ઝટ આવવાનો છે.

રાજાઓને તો ખાતરી છે કે એજન્સી આપણી પડખે છે જ. તેઓ એ જુએ છે કે કૉંગ્રેસની શક્તિ ક્યાંય વધી ન જાય. વધી જાય એવું એમને થવા નથી દેવું. પણ આટલે વર્ષે જ્યારે એનામાં તાકાત આવી ગઈ છે ત્યારે એની ઈર્ષા કરવાથી શું વળવાનું છે ? મહાસભા કંઈ આંતરિક વ્યવસ્થામાં દખલ કરવાની નથી. પણ રાજ્યની પ્રજા ફરિયાદ કરતી આવે ત્યારે અમારાથી 'જાઓ તમારે ઘેર' એમ ન કહેવાય; પણ ગણતરી કરીને, સંયમ રાખવાનું કહીને કહેવાય કે લડો. અમે શું કરીએ, એમ અમારાથી ન કહેવાય.

બંધારણીય રાજાશાહીની જેમ રાજા ગોઠવાય એ જ આપણે જોઈએ. પણ એમને જો આપખુદ રહેવાની જ ઇચ્છા હોય તો એમને વિલાયત મોકલવા જોઈએ અને ત્યાંની પ્રજામાં એ ચાલે છે કે કેમ તે જોવાનું કહેવું જોઈએ.

દુનિયા આખીમાં જવાબદાર રાજતંત્રો છે અને અહીં આપણી દશા કેવી છે? દેશી રાજ્યો તો પ્રજાશરીર ઉપર ગડગૂમડની માફક પરુ પાચ વહ્યા કરે તેવાં બની રહ્યાં છે.

મહાસભાનું જોર વધે છે એમાં એ લોકો દાઝે બળે છે. પણ જોર તો વધવાનું જ છે. સૂર્યનું અજવાળું બધે ફેલાશે; કોઈ ભાગ અંધારે નહીં રહી શકે. મહાસભાના સિદ્ધાન્તો આખા હિંદની પ્રજાના કલ્યાણની ખાતર છે. તેથી જ તે પોતા તરફ બધાનાં દિલનું આકર્ષણ કરે છે.

અહીં તો તમારી બધાની દશા ત્રિશંકુ જેવી છે. પણ હવે જ્યારે જાગૃતિ આવી ચૂકી છે ત્યારે તમારો છુટકારો નજીક છે. અને રાજકોટનું રાજ્ય કરવું એમાં છે પણ શું? એ તો નાનું સરખું રાજ્ય છે. એક નાની સરખી મ્યુનિસિપાલિટી જેટલો એનો વહીવટ છે. એમાં કરવા જેવું છે શું? અમદાવાદમાં પાંચ લાખની વસ્તી અને આમદાની અડધા કરોડ ઉપરની છે અને ત્યાંનો વહીવટ પ્રજા જ ચલાવે છે ને? વહીવટ ચલાવવામાં બુદ્ધિની જરૂર હશે તો વકીલો અને બીજા સલાહ આપનાર ક્યાં નથી મળતા?

તમે કાઠિયાવાડના માથાના મુગટ કહેવાઓ છો. પણ માથાના મુગટ — પાઘડીમાંથી દુર્ગંધ મારતી હોય તો તે ફેંકી દો. એવી ગંધાતી પાઘડી કરતાં ઉઘાડું માથું શું ખોટું? આપણે આપણા હકનું રક્ષણ કરવા તૈયાર થવું જોઈએ. અને ઉદ્દામવાદ અને મધ્યમવાદ એ વળી બધું શું? દેશી રાજ્યોમાં તો એક જ વાદ હોય — રાજ આપણા હાથમાં આવે. ત્યાર પછી વાદની વાતો કરીશું. અત્યારે તો એ વાદની વાતો બંને વાદની ઘાતક છે. સત્તા આવશે ત્યારે એનું વિચારીશું. રાજ્યખર્ચની બાબતમાં સાધનના પ્રમાણમાં ખર્ચ કરીશું. પ્રજાના પ્રતિનિધિઓ બજેટ કરે અને વહીવટ પણ આપણે પોતે જ કરવાના છીએ. એટલે સાથે મળીને જ કામ કરવું જોઈએ. પક્ષની જમાવટનો અત્યારે અવકાશ નથી.

રાજકોટની એક લાખની પ્રજાના પ્રતિનિધિની જવાબદારીઓ ભારે છે. હું કે બીજો કોઈ તમને પાણી ચેડાવવા નથી આવ્યા. એ તો ભાટ-ચારણનું કામ છે. વખત આવ્યે તેની મેળે પરીક્ષા થવાની છે. દસ દિવસ પછી લડાઈમાં પરીક્ષા થઈ જવાની જ છે.

તમે રાજકોટની પ્રજા એકત્રિત અવાજે માગણી કરો છો એ યાદ રાખી છેક સુધી શુદ્ધ લડત લડજો અને તમારાથી બને તેટલું કરી છૂટજો. બધાંની આંખ તમારા ઉપર છે. અનેક દેશી રાજ્યો તમે શું કરો છો એ જોઈ રહ્યાં છે. એટલે તમે જે કરો તે આબરૂ વધે તેવુ કરજો. તમે હારશો તો કંઈ હરકત નથી. પણ નામોશી કોઈ જાતની આવે તેવું કામ કદી નહીં કરતા. મારી માગણી એટલી જ છે.

ગુજરાત સમાચાર, ૮–૯–૧૯૩૮

## ૮૪

## રાજકોટના રંગ

[તા. ૧૮–૮–૧૯૩૮ના રોજ મુંબઈમાં રાજકોટમાં ચાલતા જુલમોનો વિરોધ કરવા મળેલી સભાના પ્રમુખપદેથી આપેલું વ્યાખ્યાન.]

ગઈ કાલનાં સાંજનાં વર્તમાનપત્રોમાંથી તમને ખબર તો પડી હશે કે રાજકોટમાં અણધાર્યા બનાવો બની રહ્યા છે. કાઠિયાવાડ રાજકીય પરીષદના મંત્રી ઢેબરભાઈ અને બીજા થોડા કાર્યકરોને કેદમાં પૂરી દેવામાં આવ્યા છે. આ બન્યું ત્યાર પહેલાં રાજકોટમાં ભરાયેલી એક જાહેરસભા ઉપર નિર્દય લાઠીમાર થયો હતો અને સંખ્યાબંધ માણસોને સખત માર પડ્યો હતો. આ બધા બનાવોની હકીકત તમે ગઈ કાલે જાણી હશે. મારા ઉપર આવી રહેલા સંખ્યાબંધ કાગળો પરથી ત્યાંની વસ્તુસ્થિતિનો ખ્યાલ આવે છે. એ બધા જુલમોનો વિરોધ કરવાને આ સભા બોલાવવામાં આવી છે. રાજકોટમાં આવા બનાવો બનશે એવી ધારણા નહોતી. પરંતુ આજે દુનિયામાં એવો સમય આવ્યો છે કે અણધાર્યા બનાવો જ બન્યે જાય છે. અને રાજકોટનો બનાવ પણ એવો અણધાર્યા બનાવમાંનો જ છે.

તમે બધા શ્રી ઉછરંગરાય ઢેબરને તો ઓળખતા હશો. આખા કાઠિયાવાડના રાજકીય ક્ષેત્રમાં તેના જેવો સજ્જન બીજો કોઈ નથી એમ કહીએ તો તે ખોટું નથી. એ અતિ સંયમશીલ પુરુષ છે. તેના મોઢામાંથી આકરા શબ્દ કદી નીકળતા નથી. પંદર પંદર વર્ષોથી ખોળંબે પડેલા કાઠિયાવાડ રાજકીય પરિષદના કાર્યને શ્રી ઢેબરે વેગ આપ્યો. તેમના વિવેક અને વિનયભર્યા પ્રયત્નોને લઈને કાઠિયાવાડ રાજકીય પરિષદ

રાજકોટમાં ભરવાની પરવાનગી મળી. તેમના જેવા પુરુષને લાઠીમાર પડે અને જેલમાં જવું પડે તે કલ્પનાની બહાર હતું. પણ રાજકોટની કેદમાં એ બત્રીસલક્ષણો પુરુષ પુરાઈ ગયો છે.

શ્રી ઉછરંગરાય ઢેબરે રાજકોટ વિષે જન્મભૂમિમાં લખેલા પાંચ લેખો તમે વાંચ્યા હશે. આટલી બધી અશાંતિ થઈ જાય તેવું પણ એ લેખોમાં હોય તેમ મને લાગ્યું નથી. શ્રી ઢેબરના એ લેખો મિત્રભાવે રાજ્યની કરેલી ટીકા જેવા મને જણાયા છે.

હિંદમાં દેશી રાજ્યો અસંખ્ય છે અને એ રાજ્યોમાં અંધાધૂંધી ચાલી રહી છે. રાજકોટમાં ચાલતી અંધાધૂંધી ત્યાંની પ્રજા માટે અસહ્ય બની છે. રાજકોટમાં લાખાજીરાજ નામવંતા મહારાજા થઈ ગયા. રાજકોટના હાલના રાજવીને તો શું કહીએ! દેવતાના દીકરા એ બધાય કોલસા! રાજકોટના સદ્‌ગત લાખાજીરાજ તો છડેચોક ગાંધીજીને બોલાવતા, તેમને પોતાના સિંહાસને બેસાડતા, અને તેમને માનપત્ર આપતા. મને પણ એક વખત ત્યાં લઈ ગયા હતા. યુવકોએ પંડિત જવાહરલાલને રાજકોટ બોલાવ્યા ત્યારે લાખાજીરાજે તેમનું સન્માન કર્યું હતું. બીજો કોઈ રાજા હોય તે તો જેલમાં પૂરે. ત્યારે તેમણે આવી વ્યક્તિઓને પોતાના મહેમાનો બનાવ્યા હતા. પરંતુ આજે તો રાજકોટમાં પ્રવર્તતી સ્થિતિ 'અંધેરી નગરી ને ગંડુ રાજા' જેવી છે, ને તેથી રાજકોટની પ્રજા ત્રાસી ગઈ છે.

કાયદાનો ભંગ કરવાને અથવા 'સિંહાસનેથી ઊતરી જાઓ' એવું કહેવાને પ્રજાજનો મળતાં હોય અને લાઠીમાર થયો હોય તો તે હજી કાંઈ સમજી શકાય. પરંતુ રાજકોટમાં ભરાયેલી સભાનો હેતુ માત્ર રાજ્યમાં જુગાર ન ચાલવો જોઈએ એ તેટલા પૂરતો હતો. અમુક તહેવારના દિવસોમાં જુગાર ન ચાલે તે માટે ઢેબરભાઈએ પ્રજા સમક્ષ પોકાર પાડ્યો હતો. એ સભામાં 'રાજ્ય ન કરશો' એવો કોઈ ઠરાવ ન હતો. 'પ્રજાને જવાબદાર તંત્ર સોંપી દો' તેવું પણ તેમાં કાંઈ ન હતું. એટલે જુગારની બદી બંધ કરાવવામાં પ્રજાજનોને લાઠીમાર ખાવો પડે તે એક આશ્ચર્ય છે.

આજે જગતમાં ક્રાંતિ થઈ રહી છે. રાજવીઓના કાનમાં પણ એ ક્રાંતિના ભણકારા વાગી રહ્યા છે. તેઓ જાણી ગયા છે કે હવે બધું જ જવા બેઠું છે. એટલે બને તેટલો આખરી જુલમ કરી લેવા તેઓ તૈયાર થયા લાગે છે. આવે વખતે રાજકોટમાં પ્રવર્તતી પરિસ્થિતિથી કોને દુઃખ નહીં થાય?

શ્રી ઢેબર જેવા સજ્જનને લાઠીમાર ખમવો પડ્યો ત્યારે મને લાગ્યું કે રાજકોટની પ્રજામાં અદમ્ય જાગૃતિ આવી છે, જવાબદાર રાજ્યતંત્ર ચલાવવાની રાજકોટની પ્રજાની લાયકાત અનેક ગણી વધી ગઈ છે. હરિપુરા મહાસભાનો ઠરાવ રાજસ્થાનીઓને એ જ કહે છે કે, જાગ્રત થાઓ, તૈયાર થાઓ; માથાં ફોડાવો, કેદખાનાં ભરી નાખો, તમારાં લોહી વહેવરાવો; તમારી પડખે આખું હિંદુસ્તાન છે. હરિપુરા મહાસભાના ઠરાવોનું હાર્દ દેશી રાજ્યોની પ્રજા સમજી ગઈ છે. તેનાં દૃષ્ટાંતો અનેક રાજ્યોમાં હવે આપણે જોઈએ છીએ.

હરિપુરાની મહાસભાના ઠરાવોમાં સમવાયતંત્રનો વિરોધ છે. સૂચવાયેલા સમવાયતંત્રનો હિંદુસ્તાન સ્વીકાર કરનાર નથી. કોઈ કાળે હિંદુસ્તાન સમવાયતંત્રનો સ્વીકાર કરશે તો તે સમવાયતંત્ર એવું હશે કે તેમાં રાજાઓના નીમેલા પ્રતિનિધિઓ નહીં હોય. મહાસભાના પ્રતિનિધિઓ રાજાઓના આવા પ્રતિનિધિઓની સાથે બેસનાર નથી. મહાસભાએ પોતાના ઠરાવો દ્વારા દેશી રાજ્યની પ્રજા પાસેથી મધ્યસ્થ સરકારમાં બેસવાની લાયકાત કેળવવાની માગણી કરી છે. દેશી રાજ્યોની પ્રજાની કેળવાતી જતી આ લાયકાત રાજાઓ અને મધ્યસ્થ સરકાર પણ જાણી ગઈ છે. ત્યારે રાજકોટમાં આ શું ચાલી રહ્યું છે?

રાજકોટની કસોટી કરનારા બનાવ બન્યા છે. ના, અત્યારે તો આખા કાઠિયાવાડની કસોટીનો સમય છે. કાઠિયાવાડે એવું કરવું જોઈએ કે ઢેબરભાઈ રાજકોટની જેલમાં રહી શકે નહીં અને તેમના જેવા પવિત્ર માણસને રાજકોટની જેલમાં પચાવવા તે કાચો પારો પચાવવા જેટલું કઠિન થઈ રહે. ઢેબરભાઈને જેલમાં પચાવી શકાય તો સમજવું કે કાઠિયાવાડ સ્વતંત્રતા માટે લાયક નથી થયું. કાઠિયાવાડની પ્રજાને તો આટલો જ સંદેશ આપી શકાય કે, અમે અને આખું હિંદુસ્તાન તમારી પડખે છીએ, પરંતુ તમે તમારું ખમીર બતાવી આપો. રાજકોટની અને આસપાસનાં ગામડાંઓની પ્રજાને જાગ્રત કરી દો. તેને જણાવો કે અંધેરી નગરી ને ગંડુ રાજાના કારભારના દિવસો ચાલી ગયા છે. રાજાઓને બાજુએ બેસાડીને, તેમને સાલિયાણું આપીને આપણે રાજ્ય કરવું જોઈએ. દીવાન નીમવાનો પ્રજાને અધિકાર છે. દીવાનનો દીકરો, મિત્ર કે સગો દીવાન થઈ શકે એ વસ્તુ હવે ચાલે નહીં. પ્રજાનો શો ધર્મ છે તે સમજવાનો વખત આવ્યો છે. કાઠિયાવાડ તેનું પાણી બતાવશે તો આખું હિંદ તેની સાથે જ છે.

મુબઈવાસીઓને હુ જણાવુ છુ કે રાજકોટના બત્રીસલક્ષણા માણસો જેનમા પુરાયેના છે તેના કરતા વધારે સારો ભોગ લડત માટે બીજો કયો હોઈ શકે ?

એજન્સીની હદમા સભા થઈ લાઠીમાર પછી પોલીસ અમલદારે જાહેર કર્યું કે મારા માણસોની ભૂલ થઈ અને તે બદલ માફી માગી આ પ્રમાણે કોઈના હુકમ વગર લાઠીમાર થાય તે તો ગુડાગીરી કહેવાય, રાજ્યની અદર અધારુ જ ગણાય આવા ગુના ફરીથી ન બને તે માટે રાજ્યની પ્રજાએ 'જવાબદાર રાજ્યતત્ર નહી મળે ત્યા સુધી લડત નહી અટકે' એમ રાજ્યને સ્પષ્ટ રીતે સુણાવી દેવુ જોઈએ અને મુબઈમા વસતા કાઠિયાવાડીઓએ વિચારવુ જોઈએ કે અડધુ ઘર કાઠિયાવાડમા અને અડધુ ઘર મુબઈમા તે ક્યા સુધી ચાલવાનું છે? ખાનદાન માણસો આબરૂભરી રીતે કાઠિયાવાડમા રહી શકે એવી સ્થિતિ આપણે પેદા કરવી જ જોઈએ જે રાજકોટમા કાઠિયાવાડ રાજકીય પરિષદ ભરાઈ હતી તે જ રાજકોટમા પરિષદના મત્રીને કેદ મળે ત્યારે તેને છોડાવવાને જે કાઈ ભોગ આપવો પડે તે માટેની બધી તૈયારીઓ કરી નાખવી જોઈએ

જન્મભૂમિ, ૧૯-૮-૧૯૩૮

# ૮૫

## વડોદરાની પ્રજાને સંદેશો

[તા ૨૯-૧૦-૧૯૩૮ના રોજ ભાદરણની જાહેર જનતા સમક્ષ આપેલુ ભાષણ ]

આજે તમે દૂર દૂર ગામડેથી આવીને સખત તાપમા અનેક તકલીફો વેઠીને કલાકો સુધી બેસી રહ્યા છો તે તમારા આ પરિષદ પ્રત્યેના પ્રેમનું સૂચન છે હું અહીં આવ્યો ત્યારથી અત્યાર સુધી ભાદરણ ગામની તથા તાલુકાની પ્રજાએ અને પ્રતિનિધિઓએ જે પ્રેમ બતાવ્યો છે તે માટે મારે સૌનો આભાર માનવો જોઈએ

સ્વાગતના પ્રમુખ તરીકેની જગા માટે જે વૃદ્ધ પુરુષે — શ્રી તુલસીભાઈએ હિંમત બતાવી તેનો સ્વીકાર કર્યો છે તે માટે તેમનો પણ આભાર માનવો જોઈએ, કારણ કે આ રાજ્યમા એવા ઘણા ઓછા છે કે જેઓ મિલકતવાળા હોવા છતા આવી હિંમત બતાવી શકે મિલકતવાળાને હિંમત બતાવવી જતા રાજ્ય તરફથી જે મુશ્કેલીઓ આવે તે સહન કરવા તૈયાર રહેવુ પડે છે દેશી રાજ્યોમા જે પ્રકારનો જુલમ થઈ શકે છે, એવો

બ્રિટિશ રાજ્યની હદમાં થઈ શકતો નથી એવી આજે સ્થિતિ છે; છતાં જો આપણને જુલમની બરદાસ્ત કરતાં આવડે તો દેશી રાજ્ય તો પ્રજા પાસે રાંકડું બની જાય એવી મારી ખાતરી છે. હિંદમાં આજે એવું એક પણ દેશી રાજ્ય નથી કે જો પ્રજાને એના હક્ક મેળવતાં આવડે તો પ્રજાને વશ ન રહે.

## રાજાઓ ક્યાં નાલાયક નથી?

કેટલાક તરફથી એમ કહેવામાં આવે છે કે વડોદરાની પ્રજા જવાબદાર રાજતંત્ર માટે લાયક નથી.

આપણા રાજા તો વધારેમાં વધારે પ્રગતિશાળી કહેવાય છે, વધારે અનુભવી કહેવાય છે; કારણ કે વર્ષનો ઘણો ભાગ તો તેઓ પરદેશમાં ગાળે છે. જવાબદાર રાજતંત્રની ભૂખ તો તેમણે પોતે જગાડી છે. સારા હિંદભરમાં જો કોઈ પણ દેશી રાજાએ હિંમત કરી હોય તો તે આપણા મહારાજાએ કરેલી છે અને તે માટે આપણે મગરૂર થઈ શકીએ. આટલું કર્યા પછી પણ જ્યારે પ્રજામાં જવાબદાર રાજતંત્રની માગણી કરવાની હિંમત આવી હોય અને તે માટે માગણી કરે ત્યારે તેને એમ કહેવું કે તે લાયક નથી, તો હું કહું છું કે નાલાયક પ્રજાને પણ પોતાની ઇચ્છામાં આવે એવું રાજ્ય કરવાનો અધિકાર છે અને પોતાની ઇચ્છા મુજબનું રાજ્ય કરી શકે છે.

હિંદે આજે પોતાનું દિલ તપાસી જોવાનો વખત આવ્યો છે. મોટાં મોટાં રાજ્યો આજે મધ્યસ્થ સરકારમાં ભાગીદારી કરવા દોડી રહ્યાં છે. જો તેઓ પોતાના રાજ્યમાં એ પ્રકારની સ્વતંત્રતા આપવા તૈયાર ન હોય તો તેમને બ્રિટિશ હિંદે સ્વતંત્રતા મેળવ્યા પછી મધ્યસ્થ સરકારમાં ભાગીદાર બનવાનો હક નથી. એ નોટિસ તો મહાસભાએ દેશી રાજ્યોને અને અંગ્રેજ સરકારને પણ આપી દીધી છે.

## હિંદની પ્રજા અવિભાજ્ય છે

આજે આપણે વડોદરા રાજ્યને પણ એ નોટિસ આપીએ છીએ. સમવાયતંત્રમાં દાખલ થવું છે અને પ્રજાને જવાબદાર રહેવું નથી એવું પંતિયાળું હવે નહીં નભી શકે. હિંદની પ્રજા એક અને અવિભાજ્ય છે. તે એક જ રાષ્ટ્રપ્રજા છે. જો તે સરખા અધિકાર કબૂલ હોય તો મહારાજાનું રાજ્ય ભલે અમર તપે અને તેમાં કોઈને વાંધો પણ નથી.

દેશમાં આજે ઘણાયે એવી માન્યતાવાળા પડ્યા છે કે જેઓ એમ ઇચ્છે છે કે દેશી રાજ્યોનો હવે તો સદંતર નાશ થવો ઘટે છે. મારા

જેવા અને ગાંધીજી જેવા કેટલાક હજી પુરાણા વખતનાં સ્વપ્નાં સેવી રહ્યા છે અને એવી આશા રાખી બેઠા છે કે રાજાઓ પાછા પુરાણ કાળના રામરાજ્યનાં સ્વપ્ન સાચાં કરાવશે. કૉંગ્રેસની પણ એ જ નીતિ છે અને તે બને તો રાજાઓ સાથે મિત્રાચારી રાખશે.

### વડોદરા આજે કયાં છે?

આ રાજ્ય તો એક અનોખું રાજ્ય છે. આ રાજ્ય સાથે આપણાં હૃદિયાં ગૂંથાયાં છે. જેમ કાઠિયાવાડનાં દેશી રાજ્યો હિંદુસ્તાનનો એક કચરો છે, ઉકરડો છે અને મધ્ય હિંદનાં રાજ્યો ગટરો જેવાં છે, તેમ અહીં નથી. તે બધાંની સાથે સરખાવતાં આ રાજ્ય સારું છે. પણ તેથી શું? તેનાથી કાંઈ દહાડો વળવાનો નથી.

જો વડોદરાએ કોઈ દાખલો લેવો હોય તો પોતે જગતના સ્વતંત્ર રાજ્યોનો દાખલો લેવો જોઈએ એવી મેં ઉમેદ રાખેલી છે. જ્યારે દુનિયા ક્રાંતિના માર્ગે વીજળીવેગે ધપી રહી છે ત્યારે વડોદરાની આજે શી દશા છે? તેની આજે શી દશા છે તેનો ચિતાર તો આજે પરિષદમાં જે ભાષણો થયાં તે ઉપરથી તમે જોઈ શકયા હશો.

હવે તો જ્યારથી આ રાજ્યની પ્રજામાં ચેતન આવ્યું ત્યારથી રાજ્યની દાનત બગડયાનો પુરાવો મળે છે. ઘણાને સત્તાનો મદ ચડયો હોય તે છોડવો ગમતો નથી. આ રાજ્યમાં તો એક મોટામાં મોટો મેલ ભરેલો છે અને તે એ રાજ્યમાં રાજ્યના માણસોને છોડીને બહારના માણસોને ગોઠવવામાં આવે છે. પોતાની પ્રજાના માણસો પર જાણે કે એટલો બધો અવિશ્વાસ ઉત્પન્ન થયો છે કે તેમનાથી રાજ્ય પોતાના હાથમાંથી સરી જવાનું છે.

રાજ્યે અંગ્રેજોની એ નીતિ ગ્રહણ કરી છે તેથી તો મને ખૂબ ચોટ લાગી છે. આ પરિષદનું પ્રમુખસ્થાન સ્વીકારવા લલચાયો હોઉં તો તેનું મુખ્ય કારણ તો એ છે કે આ રાજ્ય હવે દેશી મટી પરદેશી થતું જાય છે અથવા પરદેશીમય થતું જાય છે.

આ રાજ્યમાં ઘણાંયે ખોટાં કામો વગરહુકમે ચાલી રહ્યાં છે. મને તો આ રાજ્ય ઈંદ્રવારણાના ફળ જેવું લાગે છે. ઉપરથી તેના જેવું સુંદર લાગે છે, પણ અંદરથી સડેલું છે એવી મને વાસ આવી રહી છે. તે વાસ–કોહવાટ દૂર કરવો છે અને તેમાં મેં તમારા સાથની મોટી આશા રાખી છે.

બીજા માટે પણ તમે જીવસટ્ટાના ખેલ ખેલ્યા છે તો આ તો હવે પોતાનો સવાલ છે. જે રાજ્યને આજે નિભાવીએ છીએ અને જેની સાથે અનેક સંબંધ રાખી રહ્યા છીએ તેને તો તમે જો એકત્ર થાઓ તો એક આંચકામાં સમજાવી શકાય. તે રાજ્ય પાસેથી જન્મસિદ્ધ હક મેળવવો એમાં મને જરા પણ મુશ્કેલી જણાતી નથી.

### સાર્વભૌમ સત્તાનું બહાનું નથી રહ્યું

અત્યાર સુધી ઘણા રાજાઓ કહેતા હતા કે અમે જવાબદારી આપવા તૈયાર છીએ, પણ અમારે માથે મોટી સલ્તનત પડી છે તે વચ્ચે આવે છે. ત્રાવણકોરના દીવાને તો સ્પષ્ટ રીતે એવું હમણાં સંભળાવ્યું પણ ખરું કે સાર્વભૌમ સત્તા એ પ્રકારનું તંત્ર આપવાની વિરુદ્ધમાં છે. તેના આ ખુલાસા ઉપરથી પાર્લમેન્ટમાં પ્રશ્ન પુછાયો ત્યારે પાર્લમેન્ટમાં સ્પષ્ટ રીતે જવાબ આપી દેવામાં આવ્યો કે સાર્વભૌમ સત્તાને કાંઈ વાંધો નથી અને જો પ્રજાને જવાબદાર રાજ્યતંત્ર આપવું હોય તો ખુશીથી આપી શકો છો.

બ્રિટિશ સલ્તનતમાં કોઈ પણ આ વાત ખુલ્લી રીતે બોલી શકતા નથી. આજે બ્રિટિશ ગવર્નમેન્ટમાં મોટા મોટા રેસિડેન્ટો છે. તેમના ખાતામાં જેટલો મેલ છે, જેટલું પાપ છે એટલું બીજે ક્યાંય નથી. આ સરકારના પોલિટિકલ ખાતામાં જેટલું પોલ છે એ જગત પણ જાણી શકે એવું છે; છતાં કોઈ પણ પોલિટિકલ એજન્ટ આજે ખુલ્લી રીતે બોલી શકતો નથી કે પ્રજાને જવાબદાર તંત્ર ન આપી શકાય.

રાજકોટની પ્રજાને પણ આજે હું ખુલ્લી રીતે કહી રહ્યો છું કે તમારી માગણીઓ સાચી છે અને તે મેળવવાનો તમને અધિકાર છે. તેમનો રાજા એ તો રમવાનું રમકડું છે. તે પણ આજે તો હઠ લઈ બેઠો છે કે મારે ગોરો દીવાન નથી જોઈતો.

### નવો રાજા ચૂંટી કાઢો

છેલ્લા પંદર દિવસથી રાજકોટમાં કોઈનું રાજ્ય નથી, રાજાએ દીવાનને કાઢી મૂક્યો છે અને દીવાન જતો નથી, કારણ કે તે ગોરો છે. પ્રજાને પણ હવે કોનું માનવું તેની સમજણ પડતી નથી. દીવાન રાજાને કહે છે કે હું નહીં જાઉં તો તમે શું કરવાના છો? આમ જો રાજાને રમકડું બનાવી દીધો હોય, દીવાનને કાઢવાની સત્તા ન હોય તો રાજા શું કામનો? આથી હું હવે રાજકોટની પ્રજાને સંદેશો આપવાનો છું અને દસ દિવસની નોટિસ આપી કહેવાનો છું કે જો તમારે ત્યાં કોઈની સત્તા ન હોય તો તમારામાંથી કોઈ નવો રાજા ચૂંટી કાઢો.

જો રાજામાં દીવાનને કાઢવાની પણ સત્તા ન હોય તો તે પ્રજાને શું આપી શકવાનો છે? દીવાન પણ ઠીક ચોંટયો છે. તે કહે છે કે મને તો હિંદી સરકારે પગારથી આપ્યો છે. એટલે મારે તો સરકારનું પણ પારખું જોવું છે. રાજા કહે છે કે ભાઈ, છ મહિનાનો પગાર લઈ લે, પણ જા. છતાં પણ કહે છે: 'નહીં જાઉં.'

## જવાબદાર તંત્ર મળવું જ જોઈએ

સાર્વભૌમ સત્તાના ટાટિયા અને માથા પણ આજે એટલા બધા ઢીલા થઈ ગયા છે કે તેનાથી જવાબદાર રાજતંત્ર ન આપવું એમ કહેવાતું નથી. કહે પણ ક્યાંથી? બટલર કમિટીએ પ્રસિદ્ધ કરેલા રિપોર્ટમાં ૪૦-૪૧ પેરેગ્રાફમાં ચોખ્ખું લખ્યું છે કે જો કોઈ રાજ્યની પ્રજા બહુમતીથી જવાબદાર રાજતંત્ર માગે તો તે તેને મળવું જ જોઈએ અને તે માટે પ્રજાએ લડવાની, ત્યાગ કરવાની કે બલિદાન કરવાની કશીય જરૂર નથી; એટલું જ નહીં પણ જો એ પ્રમાણે ન મળે તો સાર્વભૌમ સત્તાએ તે અપાવવું જોઈએ.

મેં તો હવે બીજી વાત પણ કરી છે. બ્રિટિશ ગવર્નમેન્ટે હવે નિશ્ચય કરી લેવાનો છે કે રાજ્યમાં કોઈ તોફાન થાય તો તેની પડખે પોતે નહીં રહે એમ જાહેર કરી દેવું જોઈએ. હવે સરકારની પણ એ પોલ ચાલી શકવાની નથી.

આજે હું તો અહીં તમારા તરીકે આવ્યો છું. કેટલાક દેશી રાજાઓ એવી વાત કરે છે કે બહારનાઓ આવી અમારે ત્યાં તોફાન કરે છે. પણ તેમણે કોંગ્રેસની નીતિ સમજી લેવી જોઈએ. કોંગ્રેસે તો એવો પણ દાવો કર્યો છે કે જો કોઈ પણ દેશી રાજ્યની પ્રજા સ્વતંત્રતા માટે લડતી હશે ત્યારે તેની ઉપર જો જુલમ થશે તો મહાસભા તે ટગર ટગર જોયા કરવાની નથી. તે સમયે કોંગ્રેસ તેમની પડખે જ ઊભી રહેવાની છે. તેઓ સમજી લે કે બ્રિટિશ હિંદ અને દેશી રાજ્યની પ્રજા વચ્ચે હવે કોઈ પણ ભેદ પાડી શકે તેમ નથી.

## બહારનો કહેનાર કોણ છે?

વડોદરા રાજ્ય અને તેના હિત સાથે તેમ જ બીજા મારા અનેક સંબંધીઓ સાથે મારે સંબંધો એવા પડેલા છે કે મને બહારનો કહેનાર કોણ છે? આજે બધાને ખોટી રીતે શિક્ષણ અપાઈ રહ્યું છે. હું તો જાહેર કરવાને એક પણ તક ચૂકતો નથી કે તમારી ઇચ્છા વિરુદ્ધ કંઈ કરાવવું કે ખટપટ ઊભી કરવી એવી કોંગ્રેસની નીતિ નથી, પણ જો દેશી રાજ્યમાં

પ્રજા દુઃખી હોય, પ્રજા પોતે લડત ઉપાડતી હોય તો કૉંગ્રેસ રાજ્ય અને પ્રજા વચ્ચે મેળ કરાવી આપે અને બને એટલા વિનયથી પણ કામ કરે.

આજે હું તમારા સેવક તરીકે આવ્યો છું. રાજ્ય પાસે તમારો કેસ રજૂ કરવા આવ્યો છું અને મારી બધી શક્તિથી તે રાજ્ય પાસે મૂકવાનો છું. પણ મારી શક્તિ તમારી શક્તિ પર નિર્ભર છે. તમારે એ પણ યાદ રાખવું જોઈએ કે હું કોઈ લૂલો કેસ હાથમાં લેતો નથી. હું માનું છું કે જે પ્રજા થપ્પડ ખાઈને બેસી રહે છે તે હિંદુસ્તાનને એક બોજારૂપ છે.

### કાયરતા નહીં ચાલી શકે

બહાર તો વડોદરા રાજ્ય એક સારું રાજ્ય કહેવાય છે અને કહેવાય છે કે પ્રજા સંતોષી છે. જો તેઓ એમ જાણે કે પ્રજાના અસંતોષની વાત સાચી છે તો એમ જ પૂછે કે લોકો જાગતા કેમ નથી? તેઓ એમ જ સમજે કે વડોદરાની પ્રજા કાયર છે. તમે એ વાત પણ યાદ રાખજો કે તમારી કાયરતાનો બોજો બીજા પડોશીઓ ઉપર પણ પડે છે અને તેની અસર બીજાઓ ઉપર પણ થાય છે. તે માટે તમારે મજબૂત બનવું જોઈએ અને એમ થાય તો પડોશીઓનું કામ સરળ બની જાય. એ સમજી જવું જોઈએ કે હવે કાયરતા નહીં ચાલે.

તમારામાં લડવું પડે તો તે માટેની દૃઢતા હોવી જોઈએ. તમારામાં શક્તિ ન હોય તો યાદ રાખજો કે હું અપમાનની બરદાસ્ત કરી લેવા તૈયાર નથી. હું તમારો છું; છતાં કૉંગ્રેસનો પણ એક અદના સિપાઈ છું. કૉંગ્રેસમાં મારું જે સ્થાન છે તે હું ભૂલી શકતો નથી અને તેથી મારું અપમાન એટલે હિંદનું અપમાન છે અને કૉંગ્રેસનું અપમાન છે. તમોએ કરેલો ઠરાવ એક એવો ઠરાવ છે કે જે તમારા દિલની દૃઢતા માગે છે.

પરિષદમાં એમ કહેવાયું હતું કે તમારે અને ધનિકોએ ભોગ પણ આપવા પડે. પણ હું પૂછું છું કે તમારી પાસે છે શું? તમારી પાસે મકરપુરાના મહેલ બહેલ છે કે લઈ જવાના છે? કદાચ બે પાંચ ધનિક હશે તો તે તો મુંબઈમાં ભરાઈ પડ્યા છે. વખત આવ્યે તેમને પણ ત્યાંથી કાઢવાનો છું.

ભાદરણમાં મોટી ઇમારતો છે તેથી ત્યાં ધન છે એમ પણ ન માનતા. એ ધન હશે તોપણ ક્યાંથી આવ્યું છે? આ તો પરદેશોના પૈસાઓની ઇમારતો છે. વડોદરામાં રળવાની શી ધૂળ છે? અને આ ઇમારતો પણ શા માટે છે? એ તો છોકરાનાં લગ્ન થાય ત્યારે ઇમારત જોઈ સારા પૈસા સામા પાસેથી મેળવાય તે માટે ખડકાયલી છે. મેં તો એવા પણ જોયા છે કે તેના પર વેપાર ચલાવી રહ્યા છે!

મેં તો અનુભવ કરી જોયા છે કે લોકોને સીધી સાચી વાત કહેવાની આદત નથી. તેમને ખુશામતની ટેવ બહુ પડી ગઈ છે.

કાઠિયાવાડમાં જાઉં ત્યારે તો તેઓ ફાળિયાના વળમાંથી શું બોલે છે તેની મને સમજણ પણ નથી પડતી. પણ અહીં તમારા કહેવામાં કાંઈ પાધફેર કરો તે તો જાણી જાઉં છું.

### કાઠિયાવાડમાં ચમત્કાર

રાજકોટમાં ભલે આજે કેટલાક લડતમાં ભાગ નહીં લેતા હોય; છતાં લડતની વિરુદ્ધ બોલવામાં કે વિરુદ્ધ વર્તન કરવામાં એક પણ માણસ આજે નથી. કાઠિયાવાડમાં બે કાઠિયાવાડીઓ સીધી રીતે ભેગા ન થાય એમ કહેવાતું ત્યાં પણ આજે ચમત્કાર થયો છે. રાજ્યનું ભલું બોલવામાં એક પણ માણસ નથી. પરિષદનો પ્રમુખ છે તે પ્રજાનો પ્રતિનિધિ છે. રાજકોટના વૃદ્ધ માણસોએ તથા જૂના જૂના દીવાનગીરી કરી જનારાઓએ પણ રાજ્યને આજે ચોખ્ખી વાત સંભળાવી દીધી છે અને તેઓ કહે છે કે આ પાંચ સાત વર્ષ જે વહીવટ ચાલ્યો તે કરતાં તો રાજ્ય ના હોય તો વધારે સારું એમ અમે માનીએ છીએ. આજે કાઠિયાવાડમાં જે સંપ થયો છે તે તો એક ચમત્કાર મનાય છે.

### ખુશામતનો માર્ગ છોડી દો

વડોદરામાં તો જો દેશ પ્રત્યે પ્રેમ અને લાગણી ઉત્પન્ન થાય તો બધુ સહેજે બની શકે એમ છે. જો એ હોય તો સૂબામાં શક્તિ શી છે કે તમને હેરાન કરી શકે? જો તમે તદ્દન સાચી વાત કરો અને ખુશામત છોડી દો તો ઘણુંયે થઈ જાય. જો મોઢે કાંઈ બોલીએ અને પાછળ કાંઈ બોલીએ તો કાંઈ ના વળે. એ રીતે તો આત્માની અધોગતિ થાય છે અને તે વાત બહુ ભૂંડી છે.

જવાબદાર રાજતંત્ર માટે તમારે બીજો ભોગ પણ શો આપવાનો છે? જો રાજ્ય ન માને તો લડવું પણ પડે. અને ઝટપટ સીધી રીતે પારો ચડી જાય એમ હું માનતો પણ નથી. તે માટે રાજ્યને ચીન ખવડાવવી જોઈએ. આ દુનિયામાં ઊંધા નાખ્યા વિના કોઈ માનતું નથી. જેની પાસે સત્તા છે તે વીનવ્યાથી કોઈએ છોડી નથી. એ તો કાન પકડીને ખેંચી લેવી જોઈએ; કારણ કે એ આપણી મિલકત છે. તમે ખુશામત છોડી દેજો. તેના જેવો ઝેરી રોગ નથી. ખુશામત એ રાજ્યદ્રોહ છે.

રાજ્યની પ્રજાને જો કોઈ દુઃખી કરનાર હોય તો તે ખુશામતિયાઓ છે. રાજા વરસમાં દશ મહિના પરદેશમાં રહેતા હોય તો ત્યાં તેને બિચારાને

ખરી ખબર ક્યાંથી પડે? આ રાજ્યમાં જે અમલદારો છે તે પણ બહારના છે; એટલે તેમને ખરી વાત કહે પણ કોણ? કહે છે કે શ્રીમંતની તબિયત સારી નથી રહેતી અને આ દેશમાં અનુકૂળ હવા નથી મળતી. દુનિયામાં એવો કોઈ દેશ નથી જોયો કે જેનો રાજા પંદર વીસ વર્ષ પરદેશમાં પડ્યો રહે અને પ્રજા તેની બરદાસ્ત કરે.

## બીજો કોઈ માર્ગ નથી

આજે તો દરેક અમલદાર જાણે એક ગાયકવાડ હોય એમ ચલાવ્યે રાખે છે. કોઈ રાજ્યની કચેરીમાં સરકારી નોકર જવાબદાર માણસને તમાચો મારે એવું સાંભળ્યું છે? આ બધામાંથી આપણે નીકળી જવું જોઈએ; નહીં તો લાજ જવાની છે. અને રાજાની પણ લાજ જવાની છે. આજે રાજ્યમાં ચારેકોર ખેડૂતો પર ત્રાસની ઝડીઓ વરસી રહી છે. જો ખેડૂતોને બચાવવા હોય, ગામડાં સજીવન કરવાં હોય, ચોરી, ખટપટ અને લૂંટો કાઢી નાખવી હોય તો જવાબદાર રાજતંત્ર સિવાય બીજો કોઈ માર્ગ નથી; પ્રજાનું દુઃખ ટાળવું હોય તો બીજો ઉપાય નથી.

આજે આસપાસ બ્રિટિશ હદમાં તો નજર ફેંકો. ત્યાં પોલીસ પણ આજે તો લાંચરુશવત લેતાં બીએ છે. ત્યાં કલેક્ટરોએ પણ મામલતદારોને હુકમો કાઢ્યા છે કે કોઈએ ખોટી આનાવારી કરવી નહીં. એ રાજ્યમાં જો આવા હુકમો નીકળ્યા હોય તો તે પહેલી જ વાર છે. તમારે અહીંયાં તો પાક્યું કે ન પાક્યું પણ તિજોરી ભરો એવું ચાલી રહ્યું છે. પહેલાં બ્રિટિશમાં પણ એમ જ ચાલતું હતું.

## બૂરી દાનતનો પુરાવો

આના પહેલાં કઠોર મુકામે ભરાયેલી પરિષદે ઠરાવ કર્યો કે ખેડૂતોની સ્થિતિના સંબંધમાં તપાસ ચલાવી રિપોર્ટ કરવા કાર્યકર્તાઓએ ગામડે જવું. ત્યાં તો આ રાજ્યમાં અમલદારોએ હુકમ કાઢ્યો કે કોઈએ ગામડામાં જવું નહીં. ત્યારે ક્યાં જવું? વડોદરે? ત્યાં તો ઘણાયે નવરા માણસો બેસી રહે છે. તેમની સાથે શું કરવાનું છે? જ્યારે રાજ્યે આ હુકમ કાઢ્યો ત્યારે રાજ્યની બૂરી દાનતનો સાચો પુરાવો મળી રહ્યો.

હવે પ્રજામંડળ ચાલુ રાખવું કે રાજ્ય ચાલુ રાખવું એ સવાલ તમારી પાસે ઊભો થાય છે. અમલદારો કહે છે કે આ તો બધા બહારના છે અને તેથી તેમનું સાંભળવું નહીં. અમે કહીએ છીએ કે ના સંભળાય તો કાનમાં રૂના ડૂચા મારીને બેસી રહેજો. બારડોલીમાં પણ પહેલાં અમને બધાને બહારના કહેનારા પોતે જ બહારના હતા. પહેલાં તેમનાથી અમારું

કહેવું સંભળાતું નહોતું અને નહોતા માનતા; કારણ કે તેમની પાછળ સત્તા હતી. પણ જ્યારે સલ્તનત નમી ત્યારે અમારી વાત સાચી પડી હતી અને જણાયું હતું કે બીજાઓને બહારના કહેનારાઓ પોતે જ બહારના હતા.

### બારડોલી જેવું કરો

અને એ બારડોલીનો મુલક તો વડોદરાની આસપાસ પડેલો છે. ત્યાંના લોકોએ હિજરત કરી અને તમારે ત્યાં આવ્યા એ તો વડોદરા, નવસારી અને પલસાણા વગેરેના લોકોએ જોયેલું છે. તે લોકોએ હવે શું કરવું એ મારે કહેવાનું પણ શાનું હોય? છતાં હું તો કહું છું કે તમે પણ બારડોલી જેવું કરો.

### નાટકિયાને શો અધિકાર?

ઇંગ્લંડનો રાજા તો એક બંધારણપૂર્વકનો રાજા છે. એને પગે પડનારા, એના ચરણ ચૂમનારા આ રાજાઓ કહે છે કે અમે તો કોઈને જવાબદાર નહીં! તમે તો બધા નાટકિયા રાજા છો. જ્યારે ખરો રાજા એવું કહી શકતો નથી તો તમારા જેવા નાટકિયા ફટાકિયા રાજાને એવું કહેવાનો શો અધિકાર છે?

રાજા એ તો દેવનાના દીકરા છે એમ કહેવાય છે, પણ આજે દેવતાના દીકરા તો કોલસા નીકળે છે. દેવતામાં પડે અને કોલસો ન થાય તો માનું કે દેવતાનો દીકરો સાચો. એમ કરવા જાય તો તો કોલસાની કણીઓ પણ હાથ આવે તેમ નથી.

અહીં સંખેડા મેવાસના કેટલાક ખેડૂતો આવ્યા છે. એક નાના મરખા સંખેડામાં સત્તાવીશ તો તેમની ઉપર ટેંટાંઓ છે. હું એમને કહું છું કે તે તમારા ધણી શાના? તમે સંપ કરીને તેમના જ ધણી થઈ પડો ને?

### સંપ કરો

આજથી દસ વર્ષ પર રાસ તથા બારડોલીના લોકોને પણ એ જ કહેતો હતો કે તમે ડરશો નહીં. તમારામાં જો સંપ હશે તો તમારી જમીનો તો બારણાં ઠોકતી પાછી આવવાની છે; છતાં તેમાં પણ કેટલાક સીધા ન રહ્યા. જો સીધા રહ્યા હોત તો દસ મહિનામાં જ જમીનો તેમને પાછી મળી હોત. આજે એ જ જમીન બારણું ઠોકતી તેમની પાસે આવીને કહે છે કે જમીન લઈ લો.

મોટા કહેવાતો ગાડો પણ પ્રધાન પાસે અરજી આપી આવ્યો. ચાર પાંચ મહિના પર તેને એ જમીનના ૩ લાખ ૫૫ હજાર રૂપિયા જોઈતા

હતા. મહિના પર સમાધાની કરી ત્રીસ હજારમાં આપવાની તૈયારી બતાવી. અને હવે શું લેવાનો છે? સાત હજારમાં બધી જમીન પાછી આપી દે છે. ના આપી હોત તો એટલુંયે નહોતું મળવાનું! આ તો ગાંધીજીની લડત છે એટલે આટલુંય આપવાનું. નહીં તો નાશ ન થઈ ગયો હોત? આથી બીજાઓને પણ કહું છું કે જોજો, હવે ફરીથી અમારી વચમાં ન આવતા.

આવા વચમાં આવનારા બીજા દેશોમાં હોય તો તો લોકોએ ક્યારનાયે ગોળી ભેગા કરી નાખ્યા હોત. હજી સુધી મોટે ભાગે રાજદ્રોહ કરનારા કોઈએ સ્વાર્થ માટે રાજદ્રોહ નથી કર્યો. સ્વાર્થ ખાતર રાજદ્રોહ કરનારાઓએ નરકના ખાડા પૂર્યા છે. તમે યાદ રાખજો કે જો પ્રજામાં સંપ હશે તો લીધેલી મિલકત પાછી આપ્યા વિના રાજ્યનો છૂટકો નથી.

પરિષદમાં તમારો બીજો ઠરાવ ધનીઆવીના શિકારખાના અંગે થયો છે. સાઠ સાઠ વર્ષથી ત્યાંની પ્રજા દુઃખ સહન કરે છે. ધનીઆવીના શિકારખાનામાંથી બૂમ મારે તો મકરપુરાના મહેલમાં સંભળાય; છતાં જાણે તેને કોઈ સાંભળતું જ નથી! જાનવરો રાખવાં અને પાક ભેલાડવો એમ કેમ પાલવે? શ્રીમંત મહારાજા પણ હવે તો વૃદ્ધ થયા છે. તેમને કાંઈ હવે શિકાર નથી કરવો. જો એ જગ્યા વાઇસરોયો કે ગવર્નરોના શિકાર માટે રાખવાની હોય તો આપણે વાઇસરૉયને પણ જણાવી દઈએ કે એની પાછળ આટલું બધું પાપ રહેલું છે. એવો અવાજ કરીએ કે આખી દુનિયા પણ તે સાંભળી લે. ખેડૂતની સ્થિતિની તપાસ કરવાનો આપણો પ્રથમ હક છે તે હક કેમ છોડી દઈએ?

આપણે બીજા ઠરાવો કર્યા નથી; કારણ કે બહુ ઠરાવો કરવામાં કાંઈ અર્થ નથી. પ્રજામંડળ એ પ્રજાનું મંડળ છે અને રાજ્યે પણ તેની સાથે સભ્યતાથી વર્તન કરવું જોઈએ. જો આપણે આપણી શક્તિનું સાચું પ્રદર્શન કરી બતાવીશું તો ગાડું સીધી રીતે આગળ ચાલવાનું છે.

તમે આટલા બધા અહીં આવ્યા છો તેથી તમને જોવાનું પણ મળ્યું, તાલીમ પણ મળી અને રાજ્યમાં જે અસંતોષ ફેલાયો છે તેનો પડઘો પણ પાડ્યો. તમે બધાય ગામડે ગામડે ફરી પરિષદનો સંદેશો પહોંચાડજો અને બધાને પ્રજામંડળના સભાસદો બનાવજો. જો તમે સભાસદો ના બનાવો તો પ્રજામંડળ પણ શું કરી શકે? કૉંગ્રેસ આજે આઠ પ્રાંતોની લગામ પોતાના હાથમાં રાખી રહી છે તેનું કારણ તેની તરફ અનેક લોકોનાં શ્રદ્ધા અને પ્રેમ છે એ જ છે.

### શ્રીમંત જીવનસંધ્યા અજવાળશે?

મને ઉમેદ છે કે તમે બધા પરિષદનો સંદેશો ગામડે ગામડે પહોંચાડશો. મને ઉમેદ છે કે આપણા શ્રીમંત કે જેમણે પુરાણકાળનાં એક વખત સ્મરણ કરાવ્યાં હતાં, અને જેમણે હિંદભરના રાજાઓમાં પહેલી જ વાર જવાબદારીનું પગથિયું બતાવ્યું હતું, તેઓ હવે તેમની જીવનસંધ્યાના સમયે પણ એ જ કીર્તિ અને એ જ સુવાસ સાથે લેતા જશે. જેણે પ્રજામાં ઉત્તમ વ્યવસ્થાથી એક વાર આશા પ્રકટાવી હતી, તેઓ પોતાના જીવનની સંધ્યાના સમયે દુનિયા માટે એવું કહેવાનું ન મૂકતા જાય કે પ્રજા અને મહારાજા પરસ્પર લડ્યા. તે માટે આપણે ઈશ્વરને પ્રાર્થના કરીએ.

આજે આજુબાજુના રાજ્યના અમલદારો રાજ્યની લાજ લૂંટાવી રહ્યા છે. તેઓ હવે સમજી લે કે એ દહાડા હવે જતા રહ્યા છે કે પ્રજાની મરજી વિરુદ્ધ કાંઈ થઈ શકે. જેમ બ્રિટિશ હિંદુસ્તાનમાં અમલદારો સેવકની ભાવનાવાળા થતા જાય છે તેમ આ રાજ્યના અમલદારો પણ થાય. આજે કેટલાક અમલદારો આને ગુજરાતી-મરાઠાઓ વચ્ચેની વાતો તરીકે ગણાવે છે, પણ એ તો પોકળ લડાવી મારવાની બાજી છે. પ્રજાના જવાબદાર રાજ્યમાં બધા મરાઠા ભલે નોકર રહે.

### આકરા કરો

પુરાણકાળમાં ભાટચારણો હતા, પણ આજે તે નથી. આજના જમાનામાં તેમની જગ્યા કેટલાંક છાપાંએ લીધી છે. દાખલા તરીકે વડોદરાના સયાજીવિજયે છાપ્યું કે માણસા રાજ્ય પાસે વડોદરા પ્રમાણે વિઘોટી પદ્ધતિ સરદારે દાખલ કરાવી. આ વાતથી લોકોમાં ગેરસમજ ઊભી થઈ છે. આનો અર્થ એ નથી કે વડોદરામાં જમીનમહેસૂલ વધારે નથી. આ તો જેની પાસે હક્ક ન હોય, સત્તા ન હોય અને ગમે તેમ પૈસા ઉઘરાવી ખાતો હોય એવા એક રજવાડાને વડોદરાનો દાખલો આપી વિઘોટી દર કબૂલ કરાવવામાં તે રજવાડાની પ્રજા ખુશી હોય અને મેં તેમ કરાવ્યુ હોય તો તેમાં વડોદરા રાજ્યની તારીફ નથી. હું તો કહું છું કે બ્રિટિશ કરતાં આપણે ત્યાં મહેસૂલ વધારે છે. આજે તો બ્રિટિશ હિંદના ખેડૂતોની પણ માગણી છે કે પચાસ ટકા ઘટાડો. વડોદરા રાજ્યે તો એનો ધડો લેવાનો હોય.

હવે દરેકે સમજી લેવાની જરૂર છે કે મહેનત કરે કોઈ અને ખાય કોઈ, એવું હાલના શ્રમજીવીના જમાનામાં હવે ચાલવાનું નથી. આ રાજ્યમાં તો આમદાની પણ વધારે છે; છતાં રૂપિયા સાતસો પચાસની આવક પર.કરવેરો

લેવાય છે, બ્રિટિશ હદમાં તો બે હજાર સુધી કાંઈ લેવાતું જ નથી. વડોદરાએ તો ત્યાંનો દાખલો લેવાનો હોય. આવો કર લેવાતો હોય ત્યાં વેપાર કરવા પણ કોણ આવે?

### દારૂની દુકાનો બંધ કરાવો

અમદાવાદમાં દારૂનિષેધ શરૂ કર્યા પછી પ્રધાનોએ વડોદરા રાજ્યને સરહદનાં પીઠાં બંધ કરવા લખ્યું પણ પ્રધાનો મને જણાવે છે કે વડોદરા રાજ્યમાં કોઈ સાંભળતું નથી. જ્યારે બ્રિટિશ હદમાં દારૂનિષેધની ચળવળ શરૂ કરી ત્યારે તો અમે માનેલું કે વડોદરા એમાં મદદ કરશે; પણ આજે તો વડોદરાની હદમાં મફત મોટરમાં લઈ જઈને દારૂ પાવામાં આવે છે. મુંબાઈ સરકારે જ્યારે વીસ લાખની આવક જતી કરી ત્યારે વડોદરા તેની ઉપર વેપાર ચલાવવા માગે છે એ કેમ બની શકે? ત્યાં તોફાન થાય છે છતાં રાજ્ય કાંઈ કરતું નથી.

આ સ્થિતિમાં વડોદરાની પ્રજાની પણ એ ફરજ છે કે તેમણે આ પીઠાં પર પહેરો ભરી તે દુકાનો બંધ કરાવવી જોઈએ.

### રાજ્યોની સલામતી શેમાં?

આજે કેટલાંક રાજ્યો પોતાની સલામતી માટે એવાં ભડકી ગયાં છે કે તેમણે ઇમારતો અમેરિકા અને ઇંગ્લંડ જેવા યુરોપના દેશમાં રાખેલી છે. પણ છેલ્લા નાસભાગના વખતમાં તેમની તે મિલકતો પણ ચાલી ગઈ છે. તેમણે સમજવું જોઈએ કે તેમની સલામતી નાસભાગ કરવામાં નથી પણ પ્રજાના પ્રેમ અને વિશ્વાસમાં રહેલી છે અને તે માટે ખરો ઉપાય પ્રજાને જવાબદાર રાજતંત્ર આપવાનો છે. રાજા ગમે તેવું સારું હોય તોપણ હવે તેનાં ગુણગાન ગાવાનો કે નિંદા કરવાનો અવકાશ નથી. હવે પ્રજાને ફાવે તેમ રાજ્ય ચલાવવાની ભૂખ જાગી છે. તમે બધી અહીંથી નિશ્ચય કરીને જજો કે પ્રજામંડળની માગણીનો આપણે સ્વીકાર કરાવવાનો છે, અમલ કરાવવાનો છે. મહારાજા અને આપણી વચ્ચેનો સંબંધ હતો તેવો રહે એવી તમે પ્રાર્થના કરજો.

રાજ્યની સલામતી તો પ્રજાના વિશ્વાસ પર છે. મતાધિકાર અમોને મળશે તો રાજકુટુંબની વફાદારી પ્રત્યે વાંધો નહીં આવે, આવ્યો નથી, અને આવવાનો પણ નથી. હું તો પ્રભુને પ્રાર્થના કરું છું કે મહારાજાને વૃદ્ધાવસ્થામાં પ્રભુ સદ્બુદ્ધિ આપે અને આખરી અવસ્થામાં તેઓ પ્રજાનો પ્રેમ સંપાદન કરે.

## ૮૬

# રાજકોટ પ્રકરણ

## ૧

[મુંબઈમાં કાઠિયાવાડ પ્રજામંડળના આશ્રય નીચે મળેલી સભાના પ્રમુખસ્થાનેથી આપેલું વ્યાખ્યાન.]

ગઈ વખતે જ્યારે આપણે અહીં દાણાબંદર પર મળ્યા હતા ત્યારે, જેઓ રાજકોટના આજના રાજા મનાય છે અને જેમણે રાજકોટની પ્રજાના હૃદય પર સામ્રાજ્ય મેળવેલું છે તે શ્રી. ઢેબરભાઈ થોડાક વખત માટે આપણી વચ્ચે આવી ગયા હતા. જે દિવસે તેઓ છૂટ્યા તે જ દિવસે તેઓ વિમાનમાં અત્રે આવ્યા હતા અને રાજકોટની હકીકત આપણને સંભળાવી હતી. ત્યાર પછીના બનાવો તો તમે વર્તમાનપત્રોમાંથી જાણ્યા હશે.

રાજકોટના ગઈ કાલ સુધીના બનાવોમાં વિશેષ જાણવા જેવું હતું નહીં. રાજકોટમાં સત્તા કોની — ઠાકોરની, ગોરા દીવાન કેડલની કે જૂના દીવાન વીરાવાળાની — એ અનિશ્ચિત હતું. સત્તા કોની છે તે જોવાને એ ત્રણે વચ્ચે અત્યાર સુધી રમત ચાલતી હતી. જૂના દીવાનને ગઈ કાલે ત્રણ મહિનાની રજા આપવામાં આવી છે અને ફરીથી તેઓ કારભારું ન કરે તેવો હુકમ થયો છે.

વળી સરકારનો એજંટ રેસિડેન્ટ કોના પક્ષમાં છે — ગોરા દીવાન કેડલના, જૂના દીવાન વીરાવાળાના કે ઠાકોર સાહેબના — તેની પણ કોઈને કશી જ ખબર પડતી ન હતી. એટલું જણાઈ આવ્યું છે કે ઠાકોર અને જૂના દીવાનનો એક જ પક્ષ છે અને એક જ રહેવાનો છે.

જ્યાં સુધી રાજકોટની પ્રજા રાજવી ઉપર એટલી સત્તા ન મેળવે કે પ્રજાને પૂછ્યા વિના રાજ્યથી કાંઈ જ થઈ શકે નહીં ત્યાં સુધી રાજકોટમાં અંધેર કારભાર જ ચાલવાનો છે.

હિંદ સરકારનું પોલિટિકલ ખાતું આખી દુનિયામાં સડેલામાં સડેલું ખાતું છે. પરંતુ તે ખાતાની વાત બહાર આવતી નથી. કદાચ કોઈ વાત બહાર આવે છે તો તે ખોટી વાત જ હોય છે. રેસિડેન્ટ ગિબ્સનને ચોવીસ કલાકમાં બદલીનો હુકમ મળ્યો છે અને તેમનો સેક્રેટરી વિમાનમાં ઊડીને સીમલા ગયો છે એ તો ગપગોળો જ સમજજો. એવી વાતો માનશો નહીં. એમાં ફાયદો નથી. ગમે તેટલા ગોટા કર્યા હોય તોપણ સરકાર ઢાંકપિછોડો જ કરશે.

આપણે તો એ જાણવું છે કે, રાજકોટની પ્રજામાં પોતાનામાં કેટલી ને કેવી તાકાત છે? તેનામાં તાકાત હશે તો બધા જ ધૂળ ફાકે છે. પ્રજાની તાકાત આગળ જગતની જબરદસ્ત સલ્તનતને શિર ઝુકાવવું પડયું, તો બિચારા રાજકોટના ઠાકોરનું શું ગજું! પણ એને એમ થયું લાગે છે કે, પ્રજા રાજ્યમાં ભાગ માગે છે તે આપવા કરતાં ભેખ લેવો વધારે સારો. તેણે ભેખ લીધો હોત તો સારું થાત કે તે કોઈ મહારાજ બનતે.

એક કાળ એવો હતો કે હાલનો રાજકોટનો ઠાકોર એક નાનો બાળક હતો ત્યારે તેના દિલમાં રાજકોટની પ્રજાને માટે ઉમળકો હતો અને ભાવ હતો. તેના પિતા લાખાજીરાજે કોઈ રાજાએ પોતાની પ્રજાને નહીં આપેલો એવો બધા પ્રજાજનોને મતાધિકાર આપ્યો હતો. રાજકોટમાં ધારાસભા હતી. એ ધારાસભામાં મજૂરપક્ષ હતો. રાજકોટનો ઠાકોર અને એ વખતનો બાળક ત્યારે એ મજૂરપક્ષ વચ્ચે બેસવા માગતો હતો. આવા સોના જેવા છોકરાને તેની આસપાસ ફરી વળેલી કેટલીક વ્યક્તિઓએ અવળી કેળવણી આપીને કાળા કથીર જેવો બનાવી મૂક્યો છે, અને તેની અવદશા કરી છે.

રાજકુટુંબમાં જન્મ્યા એટલે રાજા એમ માનવું નહીં. વાતાવરણ સારું હોય, સાચું શિક્ષણ મળ્યું હોય, અને રાજધર્મ શીખવવામાં આવ્યો હોય તો 'રાજા'. પણ રાજકોટનો ઠાકોર તો પ્રજાનું મોં જ જોતો નથી. પ્રજાએ જ્યારે આટલો પોકાર પાડ્યો કે 'ઠાકોરનાં તો દર્શન જ નથી થતાં' ત્યારે વળી હમણાં હમણાં તે પ્રજાને જોતાં શીખ્યો છે.

દીવાન પોતાના દીકરાને દીવાનપદ સુપરત કરે ને ખાટલામાં પડ્યા પડ્યા રાજ્ય ચલાવે. ઉપરાઉપરી ઇજારાઓ અપાયે જાય, એ બધા સામે પોકાર પાડવાને ઢેબરભાઈ પાક્યા ને તેમણે પોકાર પાડ્યો ત્યારે તેમને પકડ્યા. તેમના પકડાવાની સાથે જ રાજકોટે નિશ્ચય કર્યો કે આવું બધું ફરીથી બનવા ન પામે તેવું કરવું છે. મેં સલાહ આપી કે, અંધેર અને જુલમ દૂર કરવાને ઠાકોરની આસપાસના કારભારીઓ હોય, એજન્સી હોય, કોઈ મોટી સલ્તનત હોય કે પછી ગમે તે હોય, તેની સાથે કોઈ પણ ભોગે બાથ ભીડવી જ છે. બીજાં કોઈ રાજ્યોને પણ પ્રજાની સામે, થવાની 'ચળ' થતી હોય તો તેઓ પણ ભલે આવી જાય. અંધેર અને જુલમ ગમે તે ભોગે દૂર કરવાં એમાં મીનમેખ નહીં, એવો નિશ્ચય કરીને જ આ કાર્ય ઉપાડ્યું છે.

ઢેબરભાઈ ગયા પછી તો પોતાની સત્તાની ખબર નહીં એટલે વીરાવાળા, કેડલ અને ઠાકોર ખેલ કર્યાં કરતા હતા. તેઓ જાણતા હતા કે પ્રજાપરિષદના પ્રમુખ ઢેબરભાઈ છે; પણ તેમના વિના બીજાઓને મંત્રણા કરવા બોલાવ્યા. તેમણે તો ચોખ્ખું કહી દીધું કે અમે તો એકડા વગરનાં મીંડાં છીએ. ત્યારે વળી ઢેબરભાઈને બોલાવ્યા અને માત્ર વાતો જ કરી. ઢેબરભાઈને મેં જણાવ્યું કે હજી તે ત્રણે અધ્ધર ઊભા છે, તેમના પગ નીચે જમીન નથી. જે દિવસે એ ત્રણનું ઠેકાણું પડશે તે દિવસે તમે જેલમાં હશો. રાજકોટના આટલા જ ભોગમાંથી મળે તો તે સ્વતંત્રતા ટકવાની નથી. એવી સ્વતંત્રતાની કિંમત શી? પોતાની પ્રજાની સામે કોઈ પણ રાજા કદી પણ માથું ન ઊંચકી શકે તેવું આપણે તો કરવું છે.

થોડા દિવસ ભાંજગડો ચાલી ને પેલા ત્રણનું ઠેકાણું પડ્યું. જૂના દીવાનને રજા અપાઈ. જૂના દીવાનને કાઢવાને લગતો ઠરાવ પ્રજાપરિષદમાં આવનાર હતો. પણ એ તો મરેલાને મારવા જેવું હતું. મેં જણાવ્યું કે રાજા કોણ તે વિચારો અને રાજ્ય પ્રજાની સંમતિથી ચાલે કે ,નહીં તે જુઓ.

રાજકોટના જૂના દીવાને એવું કહ્યાના સમાચાર મળે છે કે રાજકોટ છોડતાં પહેલાં રાજકોટને ખેદાનમેદાન કરી નાખીશ. એવા ગુમાની તો રાવણથી માંડીને કેટલાયે થઈ ગયા. એવાં મગતરાંનો તે શો હિસાબ? રાજકોટ ખેદાનમેદાન થતાં પહેલાં તો કંઈક રાજ્યો ખેદાનમેદાન બની ગયાં હશે.

પેલો ગોરો ગુલામ છ માસના પંદર હજાર રૂપિયા ખાતર આટલું દમન કેમ કરી રહ્યો છે? ઠાકોરને તો તેનું મોઢું ગમતું જ નથી. તે તો ઠાકોર ઉપર લાદવામાં આવ્યો છે.

જૂના દીવાનનાં બે પ્યાદાં ચાર જણાને રાજકોટની કાઉન્સિલમાં રાખવામાં આવ્યાં. તેમણે બધાએ ઢેબરભાઈને પત્ર લખ્યો કે તમારે કાઉન્સિલ પાસે આવવાનું છે. ઢેબરભાઈએ તો જણાવ્યું કે, અમે તો રાજા સાથે વાત કરીએ, કાઉન્સિલને અમે ઓળખતા નથી. પરમ દિવસે તેમનો ટેલિફોન મળ્યો ત્યારે મેં જણાવ્યું કે હવે તમારો બિસ્તરો બાંધી મૂકજો. ને ગઈ કાલે સવારમાં જ તેમની ધરપકડ થઈ. અને ગઈ કાલે હુકમ કર્યો કે સભાઓ ભરશો નહીં, દેખાવો કરશો નહીં. રાજકોટ જેવા નાના સરખા રાજ્યમાં ૧૪૪મી કલમ જાહેર થઈ,— જાણે કોઈ મોટી સલ્તનત ચલાવતી હતી! રાજ્યનો બહિષ્કાર કરવાને સવારથી જ દરબારગઢ આગળ પિકેટિંગ શરૂ થયું.

કેદખાનાંઓમાં મોતની સજા પામેલા કેદીઓને ફાંસી દેવાને માટે કેદીઓમાંથી ફાંસિયાઓ પસંદ કરવામાં આવે છે. ફાંસી આપવા માટે તેમને પાંચેક રૂપિયા મળે છે અને થોડાક દિવસની સજા માફ થાય છે: બરાબર આવાં જ ગણવાં જોઈએ એવાં કોઈ માણસો રાજકોટ રાજ્યે રાખ્યાં લાગે છે. બાર કલાકમાં તેમણે રાજકોટની પ્રજાના વાંસા પર અગિયાર અગિયાર લાઠીમાર વરસાવ્યા, સંખ્યાબંધ બહેનોનાં માથાં ફૂટ્યાં, સંખ્યાબંધ માણસો બેભાન બન્યા, અનેક ઘવાયા અને લોહીની ધારાઓ છૂટી.

ગઈ કાલે રાજકોટમાં રાક્ષસનું રાજ્ય હતું. એ રાક્ષસરાજ્યનો પ્રજાએ સામનો કર્યો. એમાં રાજકોટની પ્રજા સીધા માર્ગ ઉપરથી હાલી નથી કે ડરી નથી અને તેથી જ તમે તેમને મુબારકબાદી આપવાને આવી જંગી સભામાં ભેગાં મળ્યાં છો.

દેશી રાજ્યોની પ્રજાઓ જો આ રીતે લડશે તો તેને હરાવી શકે એટલા રાક્ષસો હિંદમાં છે જ નહીં. રાજકોટમાં રાક્ષસી અવતાર પેદા થયો છે, પરંતુ રાજકોટની પ્રજા મનમાં રોષ રાખ્યા સિવાય પોતાનું કાર્ય શાંતિ અને અહિંસાથી કર્યે જશે તો તેનું કાર્ય થોડાક દિવસોનું જ છે.

હું જ્યારે રાજકોટ પરિષદમાં ગયો હતો ત્યારે તો કામ માટે જોઈતા થોડાક માણસો પણ મુશ્કેલીથી મળતા હતા. આજે તો રાજકોટ પર ઈશ્વરની એવી કૃપા થઈ છે કે ગઈ કાલ સવાર સુધીમાં પકડાયેલા અગિયાર 'ડિક્ટેટરો'માં એક એક નામ સાંભળીને રાજી થઈએ એવા પકડાયા છે.

મને ઘણા પૂછતા હતા કે બૅરિસ્ટર ચૂડગર કોઈ દિવસ જેલમાં જશે? ચૂડગર જેવા પણ જેલમાં ગયા. કોઈ કહે કે હું કેદમાં નહીં જાઉં તો તેને પણ જવું પડે છે.

રાજકોટમાં એક પણ માણસ રાજ્યના તરફ નથી. કેટલા દિવસ લાઠીઓ મારશે? એક દિવસ, બે દિવસ . . . પણ ત્રીજે દિવસે તો રાક્ષસના હાથ ભાંગી જ જવાના છે. લાઠી મારનારને કોઈ સામો પથ્થર મારે, લાઠી મારે, ગાળ દે, તો તેનામાંનો રાક્ષસ વીફરે. પણ સામે ક્ષમા વિના માર સહન કરે તો તેમાંથી ઈશ્વરી ભાવ પેદા થાય છે. આ જ સત્યાગ્રહનું રહસ્ય છે.

રાજકોટના આ સિતમો દ્વારા માત્ર રાજકોટનું જ નહીં પણ આખા કાઠિયાવાડનું કોકડું ઝપાટાબંધ ઊકલી રહ્યું છે. રાજકોટના પ્રજાજનો પર પડેલી સોટીઓ રાજકોટના સિંહાસન પર જ પડી છે. એક દિવસ એવો આવશે કે રાજકોટનો રાજા પ્રજાને નમતો આવશે અને આંસુ

પાડશે. આજે રાજકોટની બહેનો પર જેણે લાઠીઓ વીંઝાવી તે તો રસ્તે પડી ગયો હશે; પણ એક દિવસ એવો આવશે કે જ્યારે પ્રજા પાસે સત્તા આવશે, અને ત્યારે તેને રાજકોટની હદમાં પ્રવેશવાનો પણ અધિકાર રહેશે નહીં. કેટલે એક નિવેદન બહાર પાડ્યું હતું. તેનો અર્થ હું સ્પષ્ટ કરું છું. તેણે જણાવ્યું હતું કે, 'એક ગૃહસ્થ સંમત ન હતા.' તે ગૃહસ્થ તો જેલમાં બેઠા છે કેમ કે તે એકડો હતો ને બીજાં તો મીડાં હતાં. 'બહારનો દોરીસંચાર' કરનાર એટલે હું. પણ હું એને કહું છું કે, મારા વિના રાજકોટનું કોકડું કદી પણ ઉકલનાર નથી. શું શું કરવાનું છે તે હું બતાવી આપીશ. 'બહારનો' તો હું નહીં, પણ પાંચ હજાર માઈલ દૂરથી આવેલો તું કે જેને આખરે જવાનું છે. રાજકોટ એટલે શું? રાજકોટમાં તો લાખાજીરાજે રાજ્ય કર્યાં છે અને કબા ગાંધીએ દીવાનપદાં ભોગવ્યાં છે. એ રાજકોટમાંથી આબરૂ ગુમાવી તારે પાછા ભાગવું પડશે. મૂઠી જેટલું રાજકોટ આખા હિંદને હલાવી નાખશે અને ફાંકોરની ધૂધ ઠેકાણે લાવશે. હિંદના રાજાઓ સાવચેત થઈ જાય. સાર્વભૌમ સત્તાને જોરે તેઓ કૂદતા હોય તો તેઓ જાણી લે કે સાર્વભૌમ સત્તા વચ્ચે પડશે તો તેના સાંધા ઢીલા થઈ જવાના છે.

ગઈ કાલે સવારે રાજકોટના સમાચાર વાંચ્યા.અને હું નાચી ઊઠ્યો. ગઈ કાલે સવારથી હું તો રસના ઘૂંટડા પીતો થઈ ગયો છું. રાજકોટમાં જે કાંઈ બન્યું તે ઉપરથી મને લાગ્યું કે ખરેખરી લડતનાં હવે પગલાં પડ્યાં ખરાં. સત્તા પચાવવાનું પૂરેપૂરું બળ નથી આવ્યું ત્યાં સુધી કદી જો સત્તા મળશે તોપણ તે ગુમાવાઈ જશે. રાજકોટની પ્રજા આજે થોડુંક લઈને રાજી થઈ જાય તો રાજકોટના ખેડૂતોએ જે આશાઓ બાંધી છે તે કઈ રીતે પૂરી થવાની હતી?

ઘણી ભાંજગડો પછી રાજકોટના સત્તાવાળાઓ જવાબદાર રાજ્યતંત્રને બદલે પ્રજાને માત્ર સુધરાઈ સોંપવા માગતા હતા. પ્રજાએ તેમને કહી દેવું જોઈએ કે ગલીઓ અને પાયખાનાં તમે જ સાફ કરાવો ને! અમારે તે એવી સત્તામાં શું પૂળો મૂકવો છે? પ્રજાને તો રાજકોટનું રાજ્ય કરવું છે. રાજકુટુંબોમાં જન્મેલાંને જ યાવચ્ચંદ્રદિવાકરૌ રાજ્ય કરવાના હક છે એવી માન્યતા ધરાવતા હો તો ઇતિહાસ વાંચી જજો. રાજવીઓ પ્રજાની મરજી સંપાદન કરીને, પ્રજાને રાજી કરીને રહે તો હિંદના લોકો રાજવીઓનું નિકંદન કાઢવા નથી ઇચ્છતા. પરંતુ રાજાઓએ એટલું તો સમજવું જોઈએ કે પ્રજા 'બાપુ! બાપુ!' કરતી હતી તે કાળ ક્યારનોયે વહી ગયો છે.

રાજકોટની પ્રજાએ જે સંકટો સહન કર્યાં છે તેનાથી હું રાજી થાઉં છું. પણ આપણો ધર્મ શો છે? આપણે રાજકોટની પડખે છીએ તેનો પુરાવો શો? ગઈ વખતે રાજકોટની પડખે ઊભા રહેવાની તૈયારી રાખવાની અને તે વિષે વિચાર કરી રાખવાની મે વાત કરી હતી. પણ આજે તો ફેંસલો કરી નાખવાનો છે. જેને માતાની આબરૂ વહાલી હોય તેમણે તો તૈયાર બનવું જ જોઈએ. અમુક ગાડીમાં રાજકોટ જવાનું કહું તો તે ગાડીમાં જવાને તૈયાર હોય તેવા માણસોની મારે જરૂર છે. રાજકોટના સત્તાવાળાઓ તો બે જ કામ કરે છે. એક તો જેલ ભરવાનું અને બીજું લાઠીઓ મરાવવાનું. જેલ તો ભરાઈ ગઈ છે. લાઠી ક્યારે બંધ થાય છે તે હવે જોવાનું છે.

રાજકોટની પ્રજાને મારી તો એક જ સલાહ છે કે, રાજના એક પણ અધિકારી સાથે, રાજના એક પણ નોકર સાથે કે રાજ્ય સાથે કોઈ જાતનો જરા પણ સંબંધ રાખશો નહીં. દરબારગઢમાં દાવા ચાલતા હોય કે રાજ્ય સાથે બીજી કોઈ પણ લેવાદેવા હોય, તો તે બધું અત્યારે જવા દેજો. રાજકોટમાંથી ગ્રહણ કાઢીને સ્નાન કરીને આપણે રાજકોટમા પ્રવેશ કરીશું ત્યારે એ બધાંની પતાવટ નિરાંતે કરીશું. ખુદ રાજકોટના ઠાકોર કેડલને લઈને ગામની ગલીઓમાં મોટરમાં ફરવા નીકળે કે સવારીઓ કાઢે, પણ તેમને જોવા જશો નહીં; ઘરનાં બારણાં બંધ કરીને બેસજો. રાજકોટની પ્રજા પાસે આ એક જ મહાન મંત્ર છે. દરબારગઢ ઉપર પિકેટિંગ કરવું પડે તેમાં રાજકોટની પ્રજાની શોભા નથી.

રાજકોટને મારે મોકલવાનો સંદેશ તો હું મોકલી જ દઈશ. ભાવનગરની અને ધ્રાંગધ્રાની પ્રજાઓ પણ સળવળાટ કરી રહી છે. તેમને મેં જણાવ્યું છે કે હમણાં તમારો પોટલો બાંધી રાખો, માંડશો નહીં. રાજકોટનો જમણવાર પૂરો થઈ જવા દો. રાજકોટ પર નજર કરો, બધી શક્તિ હમણાં રાજકોટમાં રોકી દો.

બધા ભાઈઓએ પોતાની શક્તિ પહોંચે તે રીતે ધન અને માણસોથી રાજકોટને મદદ કરવાની છે. રાજકોટ મિલનું ભૂંગળું તો બંધ થયું છે, ઇલેક્ટ્રિક પાવર હાઉસની પણ લગભગ એવી જ દશા છે, ઇજારાઓ પણ મરી ગયેલા જેવા જ છે. એટલે રાજકોટના સત્તાવાળાઓ પ્રજાનું નહીં માને તો રાજ્યને દેવાળું કાઢવું પડશે.

પ્રજા વગરનો રાજા ક્યાંય નથી. રાજકોટના રાજાના સલાહકારો સમજી લે કે હવેથી પ્રજાની લડત તે બચ્ચાંના ખેલ નથી. રાજકોટમાં

વહેલા લોહીના એક એક ટીપામાંથી અનેક મરણિયા પેદા થશે અને પ્રજાજનોના એક એક ટીપાનો હિસાબ માગશે.

કાઠિયાવાડીઓને મારી એક વિનંતી એ છે કે હમણાં ક્યાંય બીજે ધ્યાન ખેંચશો નહીં. પહેલું રાજકોટનું કોકડું ઊકલવા દો, પછીથી તમારાં કોકડાં વધારે સહેલાઈથી ઊકલી જશે. એ સંગ્રામનો ફેંસલો તો ત્યારે જ થશે, જ્યારે આપણે માગી રહ્યા છીએ તે બધું જ મળશે. રાજકોટના આ સંગ્રામે તો આખા હિંદનું ધ્યાન ખેંચ્યું છે.

રાજકોટ કાઠિયાવાડનું કેન્દ્ર છે. કાઠિયાવાડનું સત્ત્વ રાજકોટમાં છે, તે કાઠિયાવાડનું નાક છે. રાજકોટના સંગ્રામમાં કાઠિયાવાડની ઇજ્જતનો સવાલ છે. આઠ કરોડની ગુલામીની લડત ત્યાં લડાઈ રહી છે. સોટીએ સોટીએ રાજકોટની ગુલામી તૂટતી જાય છે.

આજે રાજકોટમાં વફાદારી હોય તો તે એક જ માણસ પ્રત્યે છે અને તે માણસ ઢેબરભાઈ છે. બીજા કોઈ પ્રત્યે રાજકોટમાં વફાદારી નથી.

રાજકોટની પ્રજાપરિષદની મુંબઈની સમિતિએ નાણાં ઉઘરાવવાનું કાર્ય શરૂ કરી દેવું જોઈએ, અને તેમાં સર્વેએ પોતાની ખુશીથી અને ઉદારતાથી પોતાનો ફાળો આપવો જોઈએ.

કાઠિયાવાડની ઇજ્જત શોભાવી રહેલાં રાજકોટનાં પ્રજાજનોને મુબારકબાદી આપીને ઈશ્વરને પ્રાર્થના કરું છું કે, રાજકોટને જે જોઈએ તે તે સત્વર આપે અને તમને તમારો ધર્મ સમજાવે.

જન્મભૂમિ, ૧૨-૧૧-૧૯૩૮

૨

[તા. ૨૧-૧૧-૧૯૩૮ના રોજ અમદાવાદમાં આપેલું વ્યાખ્યાન.]

તમે બધા આજે મારી પાસેથી રાજકોટનો ઇતિહાસ સાંભળવા ભેગા થયા હશો. હું ઘણાંયે વર્ષોથી કાઠિયાવાડનું કોકડું ઉકેલવા પ્રયત્ન કરતો હતો અને અનેક વખત નિરાશા પણ જણાતી હતી અને ક્યાં પગ મૂકવો તેની સૂઝ પડતી ન હતી. મારા જેવાને તો એક આદત થઈ પડી છે કે પગ મૂકું ત્યાંથી પાછું ના પડવું. જ્યાં પગ મૂકી પાછા ફરવું પડે ત્યાં પગ મૂકવાની મને આદત નથી. અંધારામાં ભૂસકો મારવાની મને ટેવ નથી. હું કેટલા વખતથી જોયાં કરતો હતો કે રાજકોટ કે કાઠિયાવાડમાંથી કોઈ એવો માણસ મળે કે જેની ઉપર મારી નજર ઠરે અને જેને ભરોસે હું કામ ઉપાડી શકું. બાકી રાજકોટ એ તો એ રાજ્ય છે કે જ્યાં કબા ગાંધીએ દીવાનગીરી કરી છે અને જેના પુત્રે દુનિયાભરમાં હિંદને ઓળખાવ્યું છે અને જેણે સ્વમાનના

પાઠ ભણાવ્યા છે. એ કાઠિયાવાડનું ઋણ કઈ રીતે ચૂકવાય? એ ઋણુ માટે તો ઉજાગરા પણ ઘણા કર્યા છે અને છેવટે ઈશ્વરની દયા થઈ છે અને ઈશ્વરે તે ઋણુ ઉતારવાનો રસ્તો બતાવ્યો છે.

મને લાખાજીરાજનો રાજકોટનું એ સ્મરણ આવે છે કે જ્યારે લાખાજીરાજે ગાંધીજીને આમંત્રી; મારી અને ગાંધીજી વચ્ચે બેસીને ભાષણ કર્યું હતું. તેણે તો એ કહ્યું હતું કે, જો બીજા ગાંધીજીના શિષ્ય થઈ શકે તો તે માન મને કેમ ના મળે? એવા નિખાલસ દિલનો, સ્વતંત્રતાપ્રેમી એ રાજા હતો.

પણ કાળનું ચોઘડિયું કેવાયે સંયોગમાં આવ્યું કે લાખાજીરાજ ચાલ્યા ગયા અને આ રાજાને મૂર્ખાઓની રાજકુમાર કૉલેજમાં મોકલાવાયો. એ કૉલેજમાં તો માણસનું જાનવર બનાવવામાં આવે છે. ત્યાં તો જેને દરેક જાતનાં દારૂનાં નામ આવડે અને પીતાં આવડે તે હોશિયાર ગણાય. ત્યાં તો રૈયતથી અલગ કેમ રહેવું એ શીખવવામાં આવે છે.

પણ હવે બધા સમજી ગયા છે કે, એ ખોટી રમત હવે ચાલવાની નથી અને તેથી તે બંધ કરવાનો વિચાર ચાલે છે. છતાં આના કરતાં પણ જે ભૂંડું છે તે હજી બંધ થતું નથી. અહીં જાનવર જેવા બનાવ્યા પછી ઇંગ્લંડ લઈ જવામાં આવે છે. મેં તો જોયું છે કે ત્યાંથી આવેલા રાજા કેટલાય કેવળ ગમાર થઈને અહીં આવે છે અને તેમણે દેશને પારાવાર નુકસાન કર્યું છે. ત્યાં તેઓ સારી રીતે ધન ખર્ચે તેથી ત્યાં તો ફાયદો જ છે. આમ શિકારીઓ અહીં આવે છે અને શિકારને ઉપાડી જાય છે.

રાજકોટના રાજાને તો આજે એટલી ચંડાળ ઉતાવળ વળગી છે કે રાજાને દિશા સૂઝતી નથી. તેને ખબર પડતી નથી કે તેનો ધણી કોણ છે? તેને આજે જગત ક્યાં જઈ રહ્યું છે, હિંદુસ્તાનની પ્રજા આજે ક્યાં છે, આજનો યુગ કયો છે અને તેની પોતાની પ્રજા ક્યાં જઈ રહી છે, તેની ખબર નથી. બ્રિટિશ હિંદની અને રાજ્યોની પ્રજા વચ્ચે જુદા જુદા શા સંબંધ છે તેની હિંદના અનેક રાજાઓને આજે ખબર નથી. એ તો એમ જ સમજી બેઠા છે કે પોતે ઈશ્વરી અંશ છે. 'ખમ્મા બાપુ' કહેનારાઓ પણ એટલા બધા વધી ગયા છે કે બાપુને છીંક આવે ત્યારે ખોબો ધરે છે કે રખે નાક ભોંય ન પડી જાય!

આ તો લાખાજીરાજનું રાજકોટ છે. કબા ગાંધીની દીવાનગીરીવાળું રાજકોટ છે કે જ્યાં ગાંધીજી ઊછર્યા છે. એ તો એક પવિત્ર સ્થાન છે. ત્યાં

તો આપણામાંના કોઈની ઉપર દોષનો કાંઈ છાંટો ઊડી ના શકે. એટલું તો માટે જેમ બારડોલીએ પદાર્થપાઠ રૂપે આપણી પાસે એક વસ્તુ મૂકી છે, તેમ રાજસ્થાનોની પ્રજા માટે રાજકોટ પણ એ જ પદાર્થપાઠ મૂકવા માગે છે. રાજસ્થાનોની પ્રજાની મુક્તિ શી રીતે થવાની છે તે આજે રાજકોટ બતાવી રહ્યું છે. ત્યાં તો એક અદ્‌ભુત લડાઈ ચાલી રહી છે.

આજના રાજા ગાદીએ બેઠા ત્યારે રાજની સિલકે અડતાલીસ લાખ રૂપિયા હતા; અને હમણાં રાજ્યમાં પરિષદ ભરાઈ તે વખતે આઠ હજાર રૂપિયા રહ્યા છે! વીસ લાખની તો જમીનો પણ વેચી નાખી છે!

આજનો રાજા એ તો બિલકુલ નિર્દોષ હતો. આજે તો એને પૈસા અને બાટલી જોઈએ છે. એના પોતાના લોકોએ જ એના ભૂંડા હાલ કર્યા છે. પરિષદના મંત્રી શ્રી ઢેબરભાઈએ પાંચ લેખ જન્મભૂમિમાં લખ્યા હતા અને મોકલ્યા હતા અને મને કહ્યું કે રસ્તો બતાવો. મેં તેમને કહ્યું કે હવે લેખ લખ્યે દહાડો નહીં વળે. મેં પૂછ્યું, તમે પ્રજાની નાડીપરીક્ષા કરી છે? બાકી હું કાંઈ એજન્સીને અરજીઓ કરવામાં માનતો નથી. આજે બધા રાજાઓ માને છે કે આપણે સાર્વભૌમ સત્તાને મળીએ તો કાંઈ થશે. આજે તે બધા તે સત્તાની સામે જોઈને બેઠા છે કે હવે શું કરવું. કરવાનું શું હોય? પોક પાડો.

ખરી સાર્વભૌમ સત્તા એ કાંઈ ઉપરની સરકાર નથી, પણ ખરી સાર્વભૌમ સત્તા એ તો તમારી પ્રજા છે. તમે બીજી આશા રાખતા હો તો તમારો બધો હિસાબ ખોટો પડવાનો છે. હમણાં મુંબઈમાં કેટલાક ભેગા મળ્યા અને સાર્વભૌમ સત્તાને વચ્ચે પડવા જણાવ્યું. પણ એ સત્તા રાજકોટમાં શું કરવાની હતી? શું રાજકોટમાં લશ્કર ઉતારવાની છે? કોઈ પરણાવનાર ગોરે કોઈનું ઘર ચલાવી આપ્યાનું જાણ્યું છે? એ તો લગ્ન કરાવી આપે. રેસિડેન્ટ હોય તે તો ગાદીએ બેસાડીને માથે મુગટ મૂકી આપે, પણ રાજ શી રીતે ચલાવી આપે! રાજકોટને તો તેના કારભારી પણ વફાદાર નથી મળ્યા. આજે તો ગાદીઓની તળેનું પડ બધું ઉધઈથી ખવાઈ ગયું છે.

(ત્યાર બાદ પોતાના સૂચનથી રાજકોટમાં પરિષદ કેવી રીતે ભરાઈ તેનો ઉલ્લેખ કરતાં તેમણે જણાવ્યું:)

હું રાજકોટ આવવાનો છું એમ જાણતાં 'ભાઈસાબ, તમે એમને રાજકોટ ના આવવા દેતા' એવા કાગળો અને તારો ગાંધીજીને મળ્યા. ગાંધીજીએ મને પૂછ્યું કે આ બધું શું છે? ત્યારે મેં કહ્યું કે, મેં તો રાજકોટની પ્રજાને વચન આપ્યું છે ને શ્રી ઢેબરભાઈ તો પરિષદના સેક્રેટરી

છે, અને કાઠિયાવાડ પ્રજા પરિષદના સુકાન માટે મને મોકલનાર પણ તમે જ હતા. મારા સેક્રેટરી પર પ્રહાર થાય એ તો મારા પર પ્રહાર થયા બરાબર છે. તેમાં તો મારી ઇજ્જત અને મારી આબરૂ પર હાથ નંખાયા જેવું છે અને તે હું બરદાસ્ત કરવા તૈયાર નથી.

મને ગાંધીજીએ કહ્યું કે તું ત્યાં જઈશ અને તને મનાઈહુકમ મળશે તો શું કરશે? મેં કહ્યું કે, રાજકોટની જેલમાં મને પચાવવા જેટલી જગ્યા જ નથી અને જો પચાવે, તો તો તેથી રાજકોટનું અને કાઠિયાવાડનું કોકડું ઊકલી જવાનું છે. મને તો તમે આશીર્વાદ આપો એટલે બસ છે.

રાજકોટમાં સભા ભરાય તે પહેલાં જૂના દીવાને મને બોલાવ્યો હતો. તે તે વખતે માંદો હતો અને ખાટલામાં હતો. તેને મેં કહ્યું હતું કે, હું અહીં કાંઈ મુડદાને મારવા નથી આવ્યો. કાળો હાથી કાઢી સફેદ હાથી અમારે નથી જોઈતો. પણ હું રાજ્ય સારું કેમ થાય તે જોવા માટે આવ્યો છું.

પ્રજાને પણ હું એ જ કહેતો હતો કે દીવાન કોને નીમવો એ સત્તા આપણે મેળવવાની વાત છે. એ વસ્તુ તો અનાદિ કાળથી ચાલતી આવેલી વસ્તુ છે કે રાજાને જો રાજ્ય કરતાં ન આવડતું હોય તો તેને પદભ્રષ્ટ કરવો. પછી પણ મેં એ જ વાત કહી હતી. જ્યારે નવા દીવાન આવ્યા અને તે બધી ગધ્ધામસ્તી ચલાવતા હતા ત્યારે ભાદરણમાંથી મેં કહ્યું હતું કે પ્રજાએ હવે પોતાનો રાજા ચૂંટી લેવો પડશે. જ્યારે એ વાત કહી ત્યારે રાજ્યમાં એક કમિટી નિમાઈ. કોંગ્રેસનો તો ઠરાવ છે કે તે રાજાઓ સાથે મિત્રાચારીનો સંબંધ રાખવા ઇચ્છે છે. પણ જો રાજ્યમાં અંધેર ચલાવવું હોય તો કોંગ્રેસ એ ટગર ટગર જોઈ રહેવા માટે સાક્ષી બનવાની નથી, કારણ બ્રિટિશ હિંદની પ્રજા અને રાજસ્થાનોની પ્રજા એ એક અને અવિભાજ્ય છે.

આજે રાજકોટ એટલે હિંદુસ્તાન એમ સમજી લેજો. ત્યાંની પ્રજાને પણ એ જ કહું છું કે તમે નિર્ભય થઈને લડ્યાં કરજો. માણસો કે પૈસાની ખોટ નથી પડવાની. યાદ રાખજો કે, આ લડત જેટલી લાંબી ચાલશે એટલાં કાઠિયાવાડના રાજાઓનાં સિંહાસનોનાં મૂળિયાં હાલી જવાનાં છે.

આ બાબતમાં કોઈ પણ રીતે સમાધાન ન હોઈ શકે. તેનો ફેંસલો તો એક જ રીતે થવાનો છે કે તમારે પ્રજા માગે તેવું રાજ્ય આપવું જ પડશે. રાજ્ય કેવું કરવું અને કેમ કરવું અને કાયદા કેમ ઘડવા અને કેમ નહીં તે કામ કાંઈ કેડલનું કે ગિબ્સનનું નથી. તેમ કરવાનો તેમને

અધિકાર નથી. રાજ કેમ કરવું એ માટે તો રાજકોટની પ્રજાને પૂછવું પડશે. જે પ્રજાના પ્રતિનિધિઓ આજે જેલમાં પડ્યા છે એમને પૂછવું પડશે.

આજે ટાઈમ્સમાં એક ડહાપણભર્યો લેખ આવ્યો છે. તે લખે છે કે, આ તો કેવળ મિથ્યા લડત છે અને પૈસાની બરબાદી થાય છે. આજે એકાએક ટાઈમ્સને દયા છૂટી આવી છે. સાત વર્ષ જ્યારે અંધેર કારભારથી પ્રજા કચડાઈ રહી હતી ત્યારે કાંઈ ન સૂઝ્યું, પણ હવે જ્યારે નાક દબાયું ત્યારે તેની એ બધી ડહાપણભરી સલાહ શરૂ થઈ. અત્યારે શી એવી ગરજ આવી છે કે દયા ખાવા નીકળી પડ્યા છો? રૂપિયા પાંચસેના દીવાનને બદલે રૂપિયા પચીસસેનો દીવાન બોલાવાયો ત્યારે કેમ કાંઈ નાં લખાયું? આખા મુંબઈ ઇલાકાનું તંત્ર ચલાવવા રૂપિયા પાંચસેનો પ્રધાન છે અને ખાબોચિયા જેટલા રાજકોટનું તંત્ર ચલાવવા રૂપિયા પચીસસેના પગારથી બોતેર વર્ષના બુઢ્ઢાને બોલાવવામાં આવે છે ત્યારે કેમ કાંઈ બોલાતું નથી? અમારે એવા ઘરડા બળદને ગાડી નથી આપવી. અમારે તો હાલના અંધેર રાજ્યકારભારનો ભુક્કો કરી નાખવો છે અને તેની ફરી રચના કરી તેને સજીવન કરવું છે. રાજકોટનો તો આપણે એક નમૂનો કરી બતાવવો છે. રાજાઓને પણ કહું છું કે જો તેઓ નહીં સમજે તો તેમનું પણ એમ જ થવાનું છે.

જ્યારે રાજકોટમાં પરિષદ ભરાઈ ત્યારે એક યોજના ખાનગીમાં ઘડાઈ કે એક ખાટકી લાવો કે જે કતલ કરી શકે. રેસિડેન્ટ મિ. ગિબ્સનને ત્યાં એ કૉન્ફરન્સ ભરાઈ અને એ બધાને લાગ્યું કે એ કામ કોઈ ગોરો દીવાન મોટા પગારથી કરી શકશે. તે માટે એકાએક સહીદસ્કત થઈ ગયા અને નવો દીવાન પણ આવી ગયો.

મને જ્યારે જૂનો દીવાન મળ્યો ત્યારે તેણે આ વાત મારાથી છુપાવી. તેને પણ મેં એમ કહ્યું હતું કે આ લડત કોઈ વ્યક્તિ સામે નથી પણ હાલની પદ્ધતિ સામે છે. આ બધું ચાલતું હતું ત્યાં તો ઇંગ્લંડથી બે દિવસમાં હવામાંથી ઊડીને બોતેર વર્ષનો બુઢ્ઢો એકદમ અહીં આવી પડ્યો અને પેલા જૂના દીવાન તેના મંત્રી થઈ બેઠા.

આ નવા દીવાન પણ આ દેશમાં બહુ રહી ગયા છે. બહુ નામના મેળવેલી છે! તેમનું નામ વેઈટિંગ લિસ્ટ પર પડ્યું હશે. ઇન્ડિયા ગવર્ન-મેન્ટમાં આવું એક મોટું લિસ્ટ રહે છે. પહેલાં તો તે આવીને ગામડાંમાં ગયા ને ખેડૂતોને કહેવા લાગ્યા કે તમે હવે સીધી અરજી કરો. ગામડાંના

ખેડૂતો પહેલાં તો ન સમજ્યા કે આ વળી કોણ આવ્યું છે. તેમણે કહ્યું કે અરજી સીધી જ હોય; આડી અરજી કેવી રીતે થાય? અમે તો ઢેબરભાઈ કહેશે એમ કરીશું. ત્યારે તેમણે ખેડૂતોને કહ્યું કે ઢેબરભાઈ એ તો બિનવફાદાર માણસ છે અને તમારા તો બાપદાદાએ પણ રાજા પ્રત્યે વફાદારી કરી છે અને તમારે પણ એ પ્રમાણે વફાદારી કરવી જોઈએ. પણ દીવાનને ખબર નહીં હોય કે, તેમના બાપદાદા પણ અહીં લૂંટતા આવ્યા છે અને તમે પણ લૂંટવા આવ્યા છો, એની બધાને ખબર છે.

તે આવ્યો ત્યારથી તેણે ઑર્ડિનન્સો ઉપર ઑર્ડિનન્સો કાઢવા માંડ્યા છે. પણ લોકોએ તે તોડવા માંડ્યા છે. સભાબંધીનો હુકમ છેવટે જ્યારે તેને પાછો ખેંચી લેવો પડ્યો ત્યારે લોકો પણ સમજી ગયા કે આ તો પોલું ઢોલ છે. જ્યારે તેણે બધા ખેલ કરવા માડ્યા અને પ્રજા દબાઈ નહીં ત્યારે રાજાને પણ લાગ્યું કે આ તો કાંઈ કરી શકે એમ નથી ને પ્રજા દબાઈ નહીં. તેથી તેણે કહ્યું કે તુ મારે નથી જોઈતો. હજામત કરતો હોય છતાં પાસે હજામતનો સારો સાજ ના હોય તો તે હજામ પણ શા કામનો? પણ દીવાન કહે કે હું નહીં જાઉં, કારણ કે મને તો ગવર્નમેન્ટ ઑફ ઇન્ડિયાએ બોલાવેલો છે. આમાં એજેન્સીવાળા વચ્ચે બેઠેલા હતા, છતાં તેમની સ્થિતિ તો સૂડી વચ્ચે સોપારી જેવી હતી.

તેણે રાજ્યના નવા આગેવાનોને પણ તેડાવ્યા અને સાહેબનું તેડું એટલે ગયા પણ ખરા. પણ એ બધાએ ઢેબરભાઈને બોલાવવા આગ્રહ કર્યો એટલે, ઇચ્છા તો ન હતી છતાં, ઢેબરભાઈને પણ બોલાવવા પડ્યા.

(નવા દીવાનના પેંતરાઓનો ઇતિહાસ આપતાં સરદારે જણાવ્યું :)

તેણે બહાર પાડેલા છેવટના નિવેદનનો અર્થ એ હતો કે હું આ બધામાં દોરીસંચાર કરી રહ્યો છું. છતાં હું હજી પણ કહું છું કે ગમે તેટલો ઊંચો-નીચો થાય તોયે મારા વગર એ કોકડું ઊકલનાર નથી. આ કાંઈ બચ્ચાના ખેલ નથી. જો પ્રજામાં ભંગાણ પાડવાની નીતિ ઉપર કે કડક દમનનીતિ ઉપર આશાઓ બાંધશે તો તેની બોતેર વર્ષની બધી આબરૂ ગુમાવીને ઘેર જશે. એ દીવાન આ દેશમાં બહુ મુત્સદ્દીગીરી કરી ગયા છે. પણ હું તો એક ભલો ભોળો ખેડૂત છું અને મારી પાસે ઊંહુંનું એક જ ઓસડ છે. હું મુત્સદ્દી નથી.

મેં કહેલું છે કે સમાધાન મને પૂછ્યા વિના નહીં થઈ શકે. રાજ-કોટમાં ત્રાવણકોર જેવું નહીં થવા દઉં. આથી મને કેટલાક આપખુદ કહે છે. ભલે કહે. પણ મારે તો મારું કામ કરવાનું છે તે છે જ.

આ લડત એ તો રાજાના દિલનું પરિવર્તન કરવાની છે, અને એ ત્યારે થશે કે જ્યારે સુનંદા માણસો આહુતિ આપવા તૈયાર થશે. રાજકોટનું બાલવૃદ્ધ દરેક પ્રજાજન આજે સમજી ગયું છે કે આ રાજ્યમાં રૈયત થઈને રહેવું તેના કરતાં મરવું એ વધારે સારું છે. રાજકોટનો અવાજ તો આજે હિંદુસ્તાનની પેલી પાર પહોંચવા માંડ્યો છે.

કોઈ દીવાનની તાકાત નથી કે તે પ્રજાની મરજી વિરુદ્ધ કાંઈ કરી શકે. આ વખતે સમાધાની પણ કોણ કરે? હું કોઈને પણ ચાંદલો કરવા જેવો જોતો નથી. મારે તો આ રાજાને કંકુનો ચાંલ્લો કરવો છે, પણ તેને કાજળનો જોઈતો હોય ત્યાં હું શું કરું? હું તો તેને મુજ્જત આપવા આવ્યો છું. બાકી બહારના એ તો બહારના જ રહેવાના છે. ૧૯૧૭ની સાલથી આજ સુધીની બધી લડતોમાં મને અમલદારો બહારનો જ કહેતા હતા. પણ તે બધાય ચાલી ગયા અને આ પણ એ પ્રમાણે ચાલી જવાના છે.

નવા દીવાને મને મળવું તો પડશે જ. એના વિના એને માટે બીજો કાંઈ ઉપાય જ નથી. તે વખતે તેને કહેવાનો છું કે તારા દેશમાં રાજાને રાણી કરવી હોય તો પ્રજાની રજા લેવી પડે છે, ત્યારે અહીં. રાજા એ તો ઈશ્વરી અવતાર છે એવું ક્યાંથી શોધી લાવ્યા?

જો રાજાઓ કે બીજાઓ રાજ્યો સાથેની 'ટ્રીટી' (સંધિની શરતો)ની વાત કરતા હશે તો હું કહીશ કે તેના તો અનેક ભંગ રાજાઓએ કર્યા છે. અને સંધિ પણ કોની વચ્ચે હોઈ શકે? સંધિ તો બે આબરૂદાર વચ્ચે હોઈ શકે.

આપણે તો આજે રાજકોટની પ્રજાને અભિનંદન આપવું જોઈએ અને ઈશ્વરને પ્રાર્થના કરીએ કે તેને જલદી વિજય અપાવે.

गुजरात समाचार, २२-११-१९३८

## ૮૭

# વિદ્યાવિહારના વિદ્યાર્થીઓને

[તા. ૫–૧૨–૧૯૩૮ના દિને અમદાવાદ, વિદ્યાવિહારમાં આપેલું પ્રવચન.]

આજે તમને મળીને મને ખૂબ આનંદ થાય છે. આ ભવ્ય સંસ્થા જોઈને મને એમ થાય છે કે હું અમદાવાદ–ગુજરાતમાં રહેતો હોવા છતાં અહીં આવી શક્યો નથી તે દુઃખની વાત છે અને તેથી મારા હૃદયમાં ગુનેગારના જેવી ભાવના પેદા થાય છે. પણ મારી અહીં આવવાની ઇચ્છા હોવા છતાં હું લાચાર હતો અને આજે પણ મહામુસીબતે વખત મેળવી શક્યો છું. મારો વખત ભરેલો રહ્યાં કરે છે. કેળવણીની આ સંસ્થાની ઊડતી મુલાકાતમાત્રથી હું શું જાણી શકું અને શું આપી શકું? જીવનનું ભાથું તો તમને તમારા આચાર્ય અને શિક્ષકો આપી શકે કારણ કે તેઓ તમારા સતત સહવાસમાં રહે છે.

આ સંસ્થા ગુજરાતમાં પડેલી છે અને હું ગુજરાતનો નમ્ર સેવક હોવાનો દાવો કરું છું તેથી મારે અહીં વહેલા આવવું જોઈતું હતું. પણ મુલકમાંથી રખડતો રખડતો હું કેટલો વખત કાઢી શકું? હું પૂ. ગાંધીજીને વીનવું છું કે તમે તો ગુજરાતને તદ્દન છોડી દીધું છે. તેમને એક માસ ગુજરાતમાં પરાણે લાવવા હું સમજાવી શક્યો છું. તેમને સિત્તેર વર્ષ થયાં — તેમણે કેળવણીના ક્ષેત્રમાં એક પ્રકારની ક્રાન્તિ ઉત્પન્ન કરવા પોતાનાથી બનતું કર્યું છે. તેમની વર્ધા યોજના એ તેમનું નવીન સર્જન છે. પણ આ કમનસીબ દેશમાં હજુ ડિગ્રીઓનો મોહ જતો નથી. એ મોહ ઓછો કરવાને ગાંધીજીએ બનતું કર્યું છે.

અહીં તો એવા માણસો મારી નજરે મેં જોયા છે કે જે ફેરિયાનો ધંધો કરતા અને અતલસ–ગજિયાણી, કિનખાબ તથા લોખંડનો ગજ લઈને ઘેર ઘેર ગામડે ગામડે ફરતા, તે આજે કરોડપતિ બની ગયા છે. તેઓ ડિગ્રી વગરનાં હતા. તેમણે દુનિયાની ડિગ્રી લીધી હતી; પરિશ્રમ ઉઠાવ્યો હતો. કુદરતે દરેક માણસમાં ચેતનનો છાંટો નાખેલો હોય છે. તેનો વિકાસ કરે તો માણસ પ્રગતિ સાધી શકે છે. સાચો ગૃહસ્થ તે કહેવાય જે એક વિષયમાં પૂરેપૂરું જ્ઞાન મેળવે. દરેક વિદ્યાર્થીએ પણ કોઈ એક વિષયમાં પરિપૂર્ણ જ્ઞાન મેળવવું જોઈએ. બાકીના વિષયમાં અપૂર્ણ હોય તો ચાલે. પણ બધા વિષયમાં અપૂર્ણ રહે તો તે આ દુનિયામાં ન ચાલે. હાથપગનો

ઉપયોગ વધારે થવો જોઈએ. મગજ અને હાથપગ વચ્ચે અંતર ન જોઈએ.

આ મુલકનું તંત્ર જ્યારથી પરદેશીઓના હાથમાં આવ્યું ત્યારથી તેણે આપણા હાથપગ ભાંગી નાખ્યા, પાંખો કાપી નાખી એટલે આપણે ઊડી શકતા નથી અને પીંજરામાં પુરાઈ પડ્યા છીએ. ગાંધીજી આપણને આ પીંજરામાંથી કાઢવાને મથે છે. કોઈ કોઈ નીકળ્યા છે પણ ખરા અને જે નવજવાનો કૉલેજોની ડિગ્રીઓનો મોહ છોડી નીકળ્યા છે તે મહાસાગરમાં ઘૂમે છે અને પેલા તો ખાબડામાં ડૂબેલા છે. તમે તે મોહમાં ન પડતા. જગતમાં તમારે તરવું હોય તો હાથપગ ઉપર ભરોસો રાખો; મહેનત સાથે મહોબત રાખો. જેનું શરીર કેળવાય છે તેનું મગજ પણ સાથોસાથ ખીલે છે. બુદ્ધિનો એકલો વિલાસ નકામો છે. તેથી જગતને ફાયદો નથી. બુદ્ધિ સાથે શારીરિક શ્રમ માટેનો પ્રેમ ખીલવો જોઈએ. ઉદ્યોગ અને વિદ્યાનો એકત્વાર થતાં અદ્ભુત શક્તિ ઉત્પન્ન થાય છે. જન્મથી દરેકને કુદરતી શક્તિ મળેલી હોય છે. તેના વિકાસથી તે તરી કે ડૂબી શકે છે.

આવી સુંદર સંસ્થા, આવી સ્વચ્છ હવા, વિશાળ વાતાવરણ ભાગ્યે જ બીજે જોવામાં આવશે. તમારામાંથી ઘણા એવા છે કે જેના અભ્યાસનો બોજો માબાપ પર નથી પડતો તે તો સારી વાત છે, પણ મફત ચીજ મળે તેની કિંમત ઓછી થઈ જાય છે. પરિશ્રમથી મેળવેલી વસ્તુની કિંમત બરાબર અંકાય છે. તમે બીજી સંસ્થાઓ જોશો તો તમને એનો બરોબર ખ્યાલ આવશે. તમને અહીં, જે અનુકૂળતા છે તે બહાર ઘણાં બાળકોને મળતી નથી. આપણે આપણા જીવન માટે તો જાનપૂરતું કરી લેવું જોઈએ પણ બીજાં દુઃખી અને અજ્ઞાન બાળકોને તમે અહીંથી મેળવેલા બાગ્રાનો લાભ આપશો. આજે ચારે તરફ કેળવણીના ક્ષેત્રમાં ફેરફાર થઈ રહ્યા છે અને ઉદ્યોગને સ્થાન મળ્યું છે. તમે ઉદ્યોગથી મગરૂર થાઓ તે ઠીક છે. ઉદ્યોગ આપણે માથે ઠોકી બેસાડવામાં આવેલો છે, તે અજ્ઞાન વર્ધા યોજના પછી દૂર થયું છે તે તમારું સદ્ભાગ્ય છે. ઘણા મૅટ્રિક પાસ થઈ અપંગ થઈને નીકળે છે. શાળામા તેમના હાથપગ ભાંગી ગયા હોય છે. તેમની દશા માટે મને દયા આવે છે. તેમને માટે પાંજરાપોળ કાઢવી જોઈએ. દારૂકાની છાપ વગર ભગત કહેવાના નથી. પણ તેમની કોડીની પણ કિંમત નથી

તમને જે ઉદ્યોગની (મિકૅનિકલ તથા ઇલેક્ટ્રિકલ) કેળવણી મળે છે તેમાં હજારો માણસો સમાય તેમ છે. જે એક વિષયમાં પરિપૂર્ણ થાય તે બધાની ઉપર ચડી જાય છે. શરૂઆતમાં મુશ્કેલીઓ તો આવે, પણ

તમારે નાસીપાસ ન થવું. તમે તેને પહોંચી પણ શકશો. સરકાર તો આપણી છે. તેની મદદ મેળવી શકીએ. જે મદદ જોઈશે તે તે આપશે, પણ સફળતાનો આધાર તમારી મહેનત અને સમજ ઉપર રહેશે.

ડિગ્રી મેળવેલા મારી પાસે ઘણા આવે છે. મને તેમની દયા આવે છે. ડિગ્રી અને ન-ડિગ્રીવાળા બંને ભટકે છે કારણ કે જગતની ડિગ્રી વગર બધું નકામું છે. તમારી બુદ્ધિનું વલણ શોધી કાઢવાનું કામ તમારા શિક્ષકોનું છે અને તમે પોતે પણ તે જાણી શકો. દુનિયા સાથે બાથ ભીડવી હોય તો અપંગ થવું ન પોસાય. પાંગળા થઈએ તો હિંદુસ્તાન ઉપર બોજારૂપ થઈ પડશું. એટલું બસ નથી કે તમે તમારી જાતને માટે જ અહીંથી લઈ જાઓ. તમને જે મળ્યું છે તે બીજાને આપવા તૈયાર રહેવું જોઈએ. નહીં તો તમે અહીં ઉઠાવેલો લાભ પૂરેપૂરો લીધો નહીં ગણાય. આજે મને ઝાઝો સમય નથી. ખાદી અને તમારો પોશાક આકર્ષક છે પણ તમારું દિલ ખાદીમય કેટલું છે તે મારે હજી જોવાનું છે.

તમારી આ સંસ્થા ગુજરાતમાં ફળે, ફૂલે અને ખીલે અને ગુજરાતને તેનો લાભ મળે એમ ઇચ્છું છું.

## ૮૮

## રાજપીપળાની લોકસભા – ૧

[તા. ૨૫-૧૨-૧૯૩૭ના રોજ રાજપીપળાની લોકસભાના ૧૧મા અધિવેશનના પ્રમુખસ્થાનેથી આપેલા ભાષણનો મુખ્ય ભાગ.]

### ગુલામી જશે ત્યારે સહુની જશે

સ્વાગતમંડળના પ્રમુખ સાહેબે કહ્યું કે આ સભાનું પ્રમુખસ્થાન રાજ્યના માણસે લેવું જોઈએ. એ સો ટકા સાચી વાત છે. મારા પણ પ્રથમ ઉદ્‌ગાર એ જ નીકળવાના હતા. હું બે દિવસ અહીં આવું ને તમારી કમરમાં કેટલું જોર છે એ જોયા વિના તમારા ઉપર બોજો નાખું તો તેનું દુઃખ તમારે વેઠવું પડે. તમે તમારી શક્તિ પ્રમાણે મર્યાદા આંકો. રાજ્યના જાણીતા ને કુશળ માણસોનું એ કામ છે. પરંતુ દેશી રાજ્યમાં કામ-કરનારની કફોડી સ્થિતિ છે. ઘણે ઠેકાણે રાજ્યના માણસો આવાં કામ માટે તૈયાર નથી થતા તેનાં અનેક કારણો છે. દેશી રાજ્યમાં પણ ઘણા બાહોશ માણસો પડેલા છે, પણ રાજ્યની આકરી આંખ થાય તેથી ઘણા આગળ પડતા નથી. જેને ખુશામત પ્રિય હોય છે તેને સાચી વાત મીઠી ભાષામાં કહે તે પણ કડવી લાગે છે. ઘણાં દેશી રાજ્યોની સ્થિતિ

આવી છે. એમાં અપવાદ પણ છે. કેટલાક સારાં પણ છે. પણ સ્વાગત-પ્રમુખે કહ્યું કે બ્રિટિશ હિંદમાં ગુલામી છે ને અહીં તો સ્વરાજ છે; એ સાંભળવા હું તૈયાર નથી. તેમ હોત તો હું તમારે ત્યાં ઝૂંપડી બંધાવીને રહેત, કેમ કે ગુલામી કાપવા મારું જીવન મેં અર્પણ કરેલું છે. પણ હિંદમાં આજે એક તસુ જગા એવી નથી જ્યાં સ્વતંત્ર રાજ્ય હોય અથવા ગુલામી ન હોય. અમે બ્રિટિશ હિંદમાં રહેનાર ગુલામ છીએ, પણ તમે દેશી રાજ્યમાં વસનારા બેવડા ગુલામ છો. તમે તો ગુલામના ગુલામ છો. આથી તમારી સ્થિતિ વધારે કફોડી છે. બેવડી ગુલામી ફેડવામાં વધારે કુશળતા ને વધારે પ્રયત્નની જરૂર છે. એ ન કરો તો મૂંગે મોઢે દુઃખ સહન કરવાનું રહ્યું. પણ જ્યારે બ્રિટિશ હિંદુસ્તાનને મુક્તિ મળશે ત્યારે દેશી રાજ્યમાં ગુલામી નહીં હોય રાષ્ટ્રીય મહાસભા એ વિરાટ સંસ્થા છે. એ પચીસ કરોડની પ્રજા માટે સ્વતંત્રતા શોધે છે એમ નથી પણ પાંત્રીસ કરોડને માટે — હિંદુ, મુસલમાન, પારસી, ખ્રિસ્તી, તમામને માટે — એ પ્રયત્ન કરી રહી છે. એની મર્યાદામાં રંગભેદ નથી. આખા ભારતવર્ષની પ્રજાની સ્વતંત્રતા માટે એણે રૂપરેખા આંકેલી છે. છતાં મર્યાદા આંકતી વખતે પોતાની શક્તિનું માપ કાઢીને તેણે ક્ષેત્ર પસંદ કરેલું છે. મહાસભાએ અનેક વાર ખાતરી આપેલી છે ને હું પણ અહીં ફરીથી ખાતરી આપું છું કે જો હિંદુસ્તાનનો એક ભાગ સ્વતંત્ર હશે તો બીજો કોઈ દિવસ ગુલામ નહીં રહે, ને બીજો ગુલામ હશે તો એકે સ્વતંત્ર નહીં રહે. હિંદુસ્તાનને કોઈ ખૂણેખાંચરે ગુલામી પડી હશે તો તેની દુર્ગંધ બધે આવવાની. મહાસભાએ પોતાનો કાર્યક્રમ સત્ય અને અહિંસાના પાયા પર રચ્યો છે. એ બે ઉપર, હિંદુસ્તાનની સંસ્કૃતિ ઉપર ભારતની સ્વતંત્રતાની ઇમારત ચણવાની મહત્ત્વાકાંક્ષા એ સેવે છે. તેથી રાજામહારાજાઓની પણ એ મર્યાદા રાખે છે. બધા વર્ગોના વાજબી હકોની ને દરેક કોમના હિતની એ સંભાળ રાખે છે. અને એથી પણ વિશેષ ખેડૂતો, શ્રમજીવીઓ, મજૂરો, જેના ઉપર આપણે આધાર રાખીએ છીએ એ એંસી ટકા લોકોને કઈ રીતે રક્ષણ મળે અથવા એમનું ભક્ષણ થતું અટકે તેને માટે એ રાતદિવસ પ્રયત્ન કરે છે.

## એકહથ્થુ સત્તા ક્યાં લગી નભશે?

હિંદુસ્તાનના સાત પ્રાંતોમાં પ્રજા મહાસભાની પાછળ છે એટલે મહાસભાનાં પ્રધાનમંડળો કામ કરે છે. તમને એટલી ખબર તો છે કે તમારી આસપાસ પ્રજાસત્તાથી અમર પ્રજામતથી રાજ્ય ચાલે છે.

પણ તમારે ત્યાં પ્રજાનું તંત્ર નથી. ઘણાં મોટાં મોટાં રાજ્યોમાં પણ નથી. એ બરાબર નથી. કોઈ રાજા રાજ્યકારભારનો ભાર પોતે એકલો ન ઉપાડી શકે. એમાં પ્રજાએ હિસ્સો માગવો જોઈએ. બાહુતી માણસોથી ચાલતું તંત્ર લોકમતની પરવા નથી કરતું. એમાં અમલદારોનો દોષ નથી, કેમ કે એમની આંગળી પ્રજાની નાડ પર હોતી નથી. દેશી રાજ્યોમાં અન્યાયો ચાલે છે, એમાં રાજાઓનો દોષ છે એના કરતાં વધારે ચાલુ-પ્રથાનો દોષ છે. તેમના પર અંકુશ નથી ને ઉપલી સત્તાના રક્ષણની એમને હૂંફ છે. એ મોટી સત્તાના સંરક્ષણથી તેઓ ટકે છે. જે બ્રિટનના પ્રતિનિધિઓ અહીં રાજ્ય કરે છે ત્યાંની પ્રજા કેવી છે એનો ખ્યાલ કરો, એ બહાદુર પ્રજા છે. પોતે જ પાર્લમેન્ટ અને તેના નોકરો દ્વારા પોતાનું રાજ્ય કરે છે. જે ચક્રવર્તી રાજાની વફાદારીના સોગંદ આપણા રાજાઓ લે છે એ રાજાને પોતાના મુલકમાં ફરવા માટે પણ વડા પ્રધાનને એટલે કે પ્રજાના પ્રતિનિધિને પૂછવું પડે છે.

આ યુગમાં રાજ્યકારભારમાં એકહથ્થુ સત્તા ક્યાં સુધી નભશે? જેના પર એ સત્તા ચાલે છે એ પ્રજાનો થોડોઘણો હિસ્સો એમાં હોવો જ જોઈએ. એકહથ્થુ સત્તામાં શાણપણ નથી હોતું. રાજાઓમાં કેટલાક ડાહ્યા માણસો પણ હશે, પરંતુ ડાહ્યાઓ પણ ભૂલ કરે છે. નિરંકુશ સત્તામાં નશો રહેલો હોય છે. હિંદુસ્તાનમાં દેશી રાજ્યોનું અસ્તિત્વ જ ન જોઈએ એમ કેટલાક કહે છે. છતાં મહાસભાના મુખ્ય માણસો હજુ સલાહ આપે છે કે આપણી સંસ્કૃતિને અનુસરીને કામ લેવું. યુરોપની દશા જુઓ. ત્યાં યાદવાસ્થળીની તૈયારી ચાલે છે, અને વધારેમાં વધારે ઝડપે માણસો અને મુલકોનો સંહાર કરવાની શોધખોળ પાછળ ત્યાં રાતદિવસ પ્રયત્નો ચાલે છે. આમ પ્રલયકાળ પાસે આવતો જાય છે. દુનિયામાં આજે માત્ર હિંદુસ્તાન એવો દેશ છે જે તેની અસલ સંસ્કૃતિ ઉપર, સત્ય અને અહિંસા ઉપર આ કોકડાનો ઉકેલ આણવા મથી રહ્યો છે. એની રીતમાં રાજાઓ પોતાની મર્યાદા જાણે, ખેડૂતો મર્યાદામાં રહી ન્યાય મેળવવા પ્રયત્ન કરે, અને વેપારીઓ પણ વાજબી વળતર મેળવે.

### ખેડૂતો માણસ બને

હું ખેડૂત છું, ખેડૂતોનાં દુઃખ દૂર કરવા રાતદિવસ મથું છું. પણ હું ખેડૂતોને અનીતિનો પાઠ નથી શીખવતો. જે રાજ્ય ખેડૂતને દેવામાંથી મુક્ત કરવા માગે તેણે મહેસૂલ ઘટાડવું જોઈએ ને ખેડૂતથી ઝીલી શકાય એટલું જ રાખવું જોઈએ. તે રાજ્ય ખેડૂતને શરાબ નહીં પાય. શરાબથી ખેડૂતનું એટલું પતન થાય છે કે તેની આવકનો મોટો ભાગ તે એમાં

નાખે છે. એમાં રાજ્યની શોભા નથી. હું ઇચ્છું છું કે ખેડૂત દેવામાંથી મુક્ત થાય, પણ વધારે તો એ ઇચ્છુ છું કે ખેડૂત ખેડૂત બને, માણસ બને, જાનવરની દશામાંથી મુક્ત થાય. ખેડૂતો પર શાહુકારના દેવાના ઢગ ખડકાયા છે. ઘણા શાહુકારોએ નીતિન્યાય છોડી ન કરવા જેવાં કામો કર્યાં છે. મદ્રાસમાં જેવો કાયદો થવાનો છે તેવો તમારે ત્યાં પણ થાય તો નવાઈ નથી. શાહુકારની જગા રાજ્યે લેવી જોઈએ. જે વ્યાજે બીજા પાસે ધિરાવવાની ઇચ્છા રાખે એ વ્યાજે તેણે ખેડૂતને નાણાં ધીરવાં જોઈએ. ખેડૂતને દેવામાંથી મુક્ત કરવો એ રાજ્યનો ધર્મ છે. એમાં વિરોધ ન કરવો એ શાહુકારોનો ધર્મ છે. આ યુગ શ્રમજીવીઓનો છે, બેઠા ખાનારનો નથી. બુદ્ધિવાદનો જમાનો ખતમ થયો છે. આજે તો શાહુકારોનાં કુટુંબોમાં પણ એવા છોકરાઓ પેદા થયા છે જે આ સ્થિતિની બરદાસ્ત નથી કરતા. જે મહેનત કરે તેનો હક પહેલો છે. લોકસભાનું અને રાજ્યનું કામ ખેડૂત અને શાહુકાર વચ્ચે મહોબત વધે એમ કરવાનું છે. જ્યાં ખેડૂત સુખી નથી ત્યાં રાજ્ય સુખી નથી, શાહુકાર સુખી નથી.

### પ્રજાનો ધર્મ

હવે પ્રજાના ધર્મ વિષે પણ બે શબ્દો કહું. પ્રજા રાજ્યની જ ભૂલો જોયા કરે તેથી કંઈ નહીં વળે. તેણે પોતાનો ધર્મ પણ પાળવો જોઈએ. રાજપીપળામાં ભણેલા હોય તેમણે રાજ્ય છોડીને ન ભાગતાં અહીં રહી પ્રજાની સેવા કરવી જોઈએ. બધા જ હોદ્દા શોધે તો પ્રજાની સેવાનું કામ કોણ કરે? આજે લોકોના ઉદ્યમ તૂટી ગયા છે, હજારો બેકાર છે. આ રાજ્યમાં આટલો બધો કપાસ પાકે છે ને બહાર ચાલ્યો જાય છે. એમાંથી લોકો કપડું ન બનાવે ને પરદેશથી કાપડ આવે તો તમારી બેકારી કેમ ભાંગે? ગ્રામઉદ્યોગો સજીવન કરવા માટે મહાસભા જેવા પ્રયત્નો કરે છે તેવા લોકસભાએ ને રાજ્યે કરવા જોઈએ. ખેડૂતો દેવામાંથી મુક્ત થશે પણ તેમને પોષણ પૂરતું નહીં મળતું હોય તો તેમને પાછું દેવું થયા વિના રહેવાનું નથી. ખેડૂતને ખેતી ઉપરાંત બીજા પુરવણી ધંધાની આવક નહીં હોય તો એનું પોષણ થવાનું નથી. રાજપીપળામાં તાડનાં પુષ્કળ ઝાડો છે. તાડમાંથી સુંદર ગોળ બને છે એ તમે જાણો છો? એવા કોઈ પુરવણી ધંધા વિના તમારો — ખેડૂતોનો ઉદ્ધાર નથી. ખેડૂતો પોતાનું કપડું પોતે બનાવી લે. વળી ખેડૂતો ગાયો ન રાખે ને બળદ વેચાતા લે તે કેમ પાલવે? આપણે પોતાને ગાયને માતા માનનારા કહેવડાવીએ છીએ, પણ આપણે ત્યાં ગાયની ખરી પૂજા થતી નથી. તે ઉપરાંત અસ્પૃશ્યતાનું

પાપ કાઢવાનું રહેલું છે. આ અને આવી પ્રવૃત્તિઓ પ્રજાએ ને લોકસભાએ કરવી રહી છે.

આ અને આવી રચનાત્મક પ્રવૃત્તિઓ કરવાની ઘણાં રાજ્યોમાં હરકત નથી આવતી. તેવી પ્રવૃત્તિ આપણે ન કરીએ ને કેવળ ધાંધલિયા પ્રવૃત્તિ કરીએ, આપણું કર્તવ્ય ન કરીએ ને કેવળ રાજ્યની ખણખોદ જ કર્યાં કરીએ તો એ બરાબર નથી. રાજાપ્રજા વચ્ચે મીઠો સંબંધ રહે ને છતાં લોકસભાની શક્તિ વધે એવું કરવું જોઈએ. જે ઝીણી ઝીણી કનડગતો અહીં વર્ણવાઈ તે દૂર થવી જોઈએ. તમારું રાજ્ય નાનું છે છતાં એને આદર્શ રાજ્ય બનાવી શકાય. એકહથ્થુ સત્તા પર આક્રમણો તો થયાં જ કરવાનાં, કોઈ એની બરદાસ્ત નહીં કરે. એટલે વખત વિચારીને વર્તનાર રાજ્ય પ્રજાનો સાથ મેળવીને જ ચાલશે.

## નવજુવાનોને

હવે બે શબ્દો નવજુવાનોને કહું છું. નવજુવાનો અહીં સારી સંખ્યામાં હાજર છે. પ્રજાની સેવાની તેમને હોંશ છે. પણ તે એકલા તમાશા જોવા ન આવે. ભાષણ કરતાં શીખવા ન આવે. સેવાને ખાતર સેવા કરતાં શીખવાની ધગશ હોવી જોઈએ. સેવાધર્મ કઠણ છે, કાંટાની પથારી પર સૂવા જેવો છે. સત્તામાં જેટલો મોહ છે, પડવાનાં જોખમો છે તેટલાં સેવાની સત્તામાં પણ પડેલાં છે. થોડો ત્યાગ કરનારને હિંદુસ્તાનમાં લોકો પૂજે છે. એથી તો લાખો પાખંડીઓ પૂજાય છે. ભગવું પહેર્યું એટલે ભોળો હિંદુ તેને સાધુ માને છે. ભગવાંધારી એટલા સાધુ નથી. તેમ ધોળી ટોપી ને ધોળું કુડતું પહેર્યું એટલે ગાંધીનો માણસ નથી થઈ જતો. થોડું ભાષણ કરતાં આવડે, છાપાંમાં લખતાં આવડે એટલે નેતા થયા એવો ખ્યાલ જો નવજુવાનોમાં હોય તો તે ભૂલભરેલો છે. પગથિયે પગથિયે ચડવું જોઈએ. રાજપીપળાના નવજુવાનો સુંદર શારીરિક તાલીમ લે છે, સ્વયંસેવકોનું કામ કરે છે. તે અભ્યાસ પૂરો થાય ને નોકરી જ શોધે તે કેવું? ગણ્યાગાંઠ્યા સેવકોમાં ઉમેરો જ ન થાય તો જવાબદાર તંત્ર કેમ મળે? સંખ્યાબંધ કામ કરનાર નીકળવા જોઈએ. તાલુકે તાલુકે થાણાં ને કાયમના કામ કરનાર માણસો મુકાવા જોઈએ. આ પ્રમાણે લોકસભાનું સંગઠન જીવતુંજાગતું હોય. જેમ આપણે આપણા ઘરના કારભારની જવાબદારી ઉપાડીએ છીએ તેમ આપણા શહેરની અને રાજ્યના કારભારની આપણે માથે છે એમ સમજવું જોઈએ. તે માટે પરિશ્રમ પણ ઉઠાવવો જોઈએ. આ કામ કંઈ ગરીબ ભીલોનું નથી, શાહુકારોનું

નથી, તમારું છે. લોકસભા પ્રાણવાન બને તો રાજ્ય નમતું આપશે. દરેક પ્રજાનો અધિકાર પોતાનું રાજ્ય ચલાવવાનો છે. તે અધિકાર મેળવવા ઈશ્વર તમને શક્તિ આપો.

હરિજનબંધુ, ૯-૧-૧૯૩૮

## ૮૯

## હળપતિ મુક્તિ

[ તા. ૨૬-૧-૧૯૩૯ના સ્વાતંત્ર્ય દિને — હળપતિ મુક્તિ દિને, બારડોલીમાં હળપતિઓ અને ખેડૂતોની સભામાં આપેલા ભાષણમાંથી.]

૨૬મી જાન્યુઆરી ૧૯૩૦થી આજનો દિવસ આપણે દર વરસે સ્વાતંત્ર્ય દિન તરીકે ઊજવતા આવ્યા છીએ. એ ઐતિહાસિક દિનની આજે ઉજવણી કરીએ છીએ એથી વધુ સુંદર રીતે ઊજવવાની કોઈ રીત નથી.

આપણે ત્યાં ચાલી આવતી ગુલામીની જૂની પ્રથાનો નાશ કરી દૂબળાઓને આપણા ભાગીદાર બનાવીએ, આપણી સાથે સરખો હિસ્સો આપીએ તે માટે આપણે ભેગા થયા છીએ.

* * *

ગુલામી એવી ચીજ છે કે લાંબે ગાળે મીઠી લાગે છે. ગુલામને છૂટવું ગમતું નથી. પાંજરાના પક્ષીની જેમ સ્વતંત્રતાની ભાવના એનામાંથી ઊડી જાય છે. પણ ગુલામીમાં રાખનારને એવું કલંક, દોષ લાગે છે.

* * *

ખેડૂતો અને દૂબળાઓનું પંચ નીમ્યું અને આ પ્રથા કેવી રીતે નાબૂદ કરવી એ નક્કી કરવાનું ઠરાવ્યું.

ખેડૂતને માટે તો એ સહેલું છે. દૂબળાઓ માટે છૂટા થવું એ કઠણ વસ્તુ છે. આખા હિંદુસ્તાનમાં, જગતમાં કોઈ જગ્યાએ આ પ્રથા નથી. દૂબળા પણ જ્યાં સુધી દારૂતાડીનો ત્યાગ નહીં કરે ત્યાં સુધી દૂબળા જ રહેવાના છે.

* * *

પેટ કરાવે વેઠ, પેટ વાજાં વગડાવે. એથી આપણું પેટ પૂરું ન થાય તો ગુલામી કરવી પડે છે. પેટનો બંદોબસ્ત કરીએ તો ગુલામી નીકળે. તે ચોરી કર્યે ન થાય. મહેનતમજૂરીથી થાય. મહેનતમાં એણે મગરૂબી માનેલી છે અને માનવી જોઈએ.

આ પરગણામાં એવી સ્થિતિ છે કે મજૂરીની જરૂર છે તે કરતાં મજૂરો વધારે છે. એટલે ખેડૂત અને મજૂર બંનેનું આ ધરતીમાંથી પોષણ નહીં થઈ રહે. એટલે આપણે બીજો ધંધો શીખી લેવો જોઈએ. કાંતવા-વણવાનો ઉદ્યમ શીખી લો તો છાંયડે બેસીને બેચાર આના મળી રહેશે. એ ધંધો તમારે શીખવો જોઈએ નહીં તો હેરાન થશો.

*　　*　　*

ખેડૂત અને મજૂરમાં ઝેરવેર વધવાથી આ ધરતીના પાકમાં વધારો નહીં પણ ઘટાડો થશે. ખેડૂત અને મજૂર વચ્ચે મીઠો સંબંધ હોવો જોઈએ. મજૂરને જાનવર તરીકે ન ગણવો જોઈએ.

*　　*　　*

આજે આ કામ તમે દબાણથી નહીં પણ સ્વેચ્છાથી, સમજપૂર્વક કરો છો એ માટે મુબારકબાદી આપું છું.

આજે મજૂરીનો દર ઠરાવો છો એ કાયમનો નહીં રહે. સમય અને સંજોગો પ્રમાણે બદલવો પડશે. તમારો ને એનો સંબંધ મીઠો નહીં રાખો તો તમને નુકસાન થવાનું છે.

*　　*　　*

હળપતિ ભાઈઓએ મહેનતની ચોરી ન કરવી; પેટની ખાતર કોઈ દિવસ ચોરી નહીં કરવી. ખેતરોની ચોકી કરવા ખેડૂત બહારના રખા લાવ્યા છે, એ ઠીક નથી. ખરી રીતે તમારે જ રખું લેવું જોઈએ. બહારના માણસો લાવવાથી તકરારો, મારામારી થાય અને કોર્ટકચેરીએ જવું પડે.

તમે આજે મુક્ત થાઓ છો એથી સૌ રાજી થાય છે. આપણી પાસે મિલકત કંઈ નથી. આપણી મૂડી હાથપગ છે.

મહેનત કરી રોટલો પેદા કરવો જોઈએ. લગનનાં ખર્ચ બંધ કરવાં જોઈએ. આજ સુધી લગનની ખાતર આખી જિંદગી માટે વેચાણ થયાં.

હું ખેડૂતને અને તમને કહું છું કે કાયદાથી બંધન છે જ નહીં. તમે છૂટા જ છો. પણ આપણે નૈતિક બંધનમાંથી છૂટા નથી થઈ શકતા. કોઈના પસીનાના પૈસા ખોટા કરશો તો ઈશ્વર આપણું ખોટું કરશે.

ખેડૂતના કુટુંબ ઉપર ખાવા વખતે પાંગળા થઈને ન બેસવું જોઈએ. તમારે પોતે કુટુંબ વસાવવું જોઈએ અને ઝૂંપડીમાં રાંધીને ખાવું જોઈએ.

કંઈ કજિયો તકરાર પડે તે પતવવા પંચ નીમવાનું છે. એના ઉપર તાલુકાના પ્રતિષ્ઠિત માણસોનું પંચ હશે.

એક મહાન પુરુષની હાજરીમાં એના આશીર્વાદથી આપણે ઠરાવ કરીએ છીએ. તેનું પાલન કરવાની ઈશ્વર આપણને શક્તિ આપો.

# સત્યાગ્રહીની ટેક

[તા. ૨૮–૧–૧૯૩૯ના રોજ, બારડોલી સત્યાગ્રહ પ્રસંગે, વતનનું ગામ (વરાડ) છોડી, ટેક ખાતર સાત સાત વર્ષ સુધી ખુવારી વેઠી, ગાયકવાડી હદમાં વસનાર વીર ખેડૂત છીતાભાઈને તેમના વતનમાં પાછા લાવવા યોજાયેલા ઉત્સવ પ્રસંગે કાઢેલા ધન્યવાદના ઉદ્ગારો.]

મારા જીવનમાં આવો પ્રસંગ કદી નથી આવ્યો. કોઈ ટેકીલો પુરુષ ટેક પૂરી કરીને પોતાને ગામે જતો હોય તેને અભિનંદન આપવાનો આ એક અપૂર્વ પ્રસંગ છે. આજે બે પ્રતિજ્ઞાનું પાલન થાય છે. એક પ્રતિજ્ઞાનું બંધન એમને હતું. પોતાનું વતન પાછું ન મળે ત્યાં સુધી પોતાના ગામમાં પગ ન મૂકવાની એની પ્રતિજ્ઞાનું પાલન સાત વર્ષે થાય છે. એ પ્રતિજ્ઞા એણે લીધી ત્યારે એ અને એનો ભગવાન એ બિન્ને જાણતા હતા, બીજું કોઈ જાણતું ન હતું. પણ એને તો એ પાળવી હતી એટલે પાળી. મારી પ્રતિજ્ઞા તો જાહેર હતી કે આ જમીન પાછી ન મળે ત્યાં સુધી લડાઈ બંધ ન થાય. લડાઈ તો હજુ ચાલુ છે, પણ ઊભી લડાઈએ જમીન પાછી મળી છે.

પ્રતિજ્ઞાનો આ દેશમાં અનાદિ કાળથી મહિમા છે. વચન માટે જ રામચંદ્રજી રાજપાટ છોડી નીકળેલા. છીતાભાઈ પાસે રાજપાટ ન હતું, પણ ખેડૂતને જમીન છોડવી રાજપાટ છોડવા કરતાં વધારે કઠણ પડે છે. આ બે ભારે પ્રતિજ્ઞાનું પાલન થયું છે એ માટે ઈશ્વરનો આભાર જેટલો માનીએ તેટલો ઓછો છે. એ ટેક પાળવામાં છીતાભાઈની ભક્તિ અને શ્રદ્ધા કામ લાગ્યાં હતાં. મહાસભા પાસે કોડીની પણ મદદ લેવાની એણે ના પાડી અને તમારા ગામમાં આવીને એમણે તમારાં હૃદય ઉપર સામ્રાજ્ય મેળવ્યું. આવા માણસ જ્યાં વસે ત્યાં ભગવાનનો વાસ છે. આવું કડક પ્રતિજ્ઞાપાલન કરનારા માણસો આપણને સ્વરાજ અપાવવાના છે. એવાની તપશ્ચર્યાથી આપણી શક્તિ વધેલી છે. સ્વરાજનો ઇતિહાસ જ્યારે લખાશે ત્યારે રાષ્ટ્રપતિનો રથ હાંકનાર અને સાત સાત વર્ષનાં બહારવટાં લેનાર છીતા પટેલનું નામ સોનેરી અક્ષરે લખાશે. છીતા પટેલે આપણને, તમને, સૌને ધોરી રસ્તો બનાવ્યો છે. તમારું ગામ વડોદરા રાજ્યમાં છે. તમે સૌ પ્રજામંડળમાં જોડાઓ, અને છીતાભાઈને પગલે ચાલો. આજે ગાવામાં

આવ્યું: 'સબ સે ઊંચી પ્રેમ સગાઈ.' છીતાભાઈએ તમારી સાથે પ્રેમ-સગાઈ કરેલી હતી. તેમના જતાં તમને દુઃખ થાય એ સમજી શકાય છે. પણ એ દુઃખનો અર્થ ત્યારે છે કે એણે પાડેલે પગલે આપણે ચાલીએ.

*હરિજનબંધુ*, ૨૬-૨-૧૯૩૯

## ૯૧

## સ્નાતકોને

[તા. ૧૨-૨-૧૯૩૯ના રોજ ગુજરાત વિદ્યાપીઠમાં આઠમા સ્નાતક સંમેલનમાં કરેલું પ્રવચન.]

આજે એવા કેટલાક છે કે જેઓ મહેનતુ છે, દિલની દાઝવાળા છે, ભોગ આપે એવા છે અને સહન કરે એવા પણ છે; પણ આ બધા અવળે રસ્તે ચઢી ગયા છે. જો આપણે એ અવળે માર્ગેથી તેમને ના વાળીએ તો તેથી સ્નાતક સંઘને તો નુકસાન જ છે. એક વર્ગ એવો છે કે જે જૂની ઘરેડમાં રચનાત્મક કાર્ય જ કરે છે. ઇન્કિલાબ તો કરી શકાય પણ તે ઇન્કિલાબથી સમાજને આઘાત ન પહોંચવો જોઈએ. એનાથી હિંસા ન થાય. આજે નવી રચનાથી આ ઇન્કિલાબ વધારે પ્રગતિ કરી શકે એ બતાવવું એ વિદ્યાપીઠનું ધ્યેય છે.

* * *

ગુજરાતમાં તો લડાઈઓ સાથે રચનાત્મક કાર્ય પણ ચાલ્યાં કરે છે અને એવું બીજે ક્યાંય નથી. વડાપ્રધાન'થી ખેર તો તેની તારીફ કરે છે; છતાં તેઓ એક દોષ કાઢે છે. તેઓ કહે છે કે હવે તો હું પાછો ગુજરાતમાં ન જાઉં; કારણ કે ત્યાં ભારે ભક્તિભાવ છે, લોકો પગે પડવાની ટેવવાળા છે. આ આપણે છોડી દેવું જોઈએ. તેમાં રહેલી ભાવના ના છોડીએ છતાં જેને નમીએ તેના દિલને આઘાત પહોંચે એવું ન કરવું જોઈએ. નમ્રતા, શ્રદ્ધા અને ભક્તિની સાધના કરવી જ જોઈએ કારણ કે તેમાં વિવેક પણ પડેલો છે. તેમણે બીજી વાત કરી તે મને બહુ ગમી. તેમણે કહ્યું કે, જેટલી સંસ્થાઓને ગુજરાતમાં રચનાત્મક કાર્ય કરતી જોઈ છે એટલી બીજે નથી જોઈ. આ તો એક સ્નાતકોએ તૈયાર કરેલી વસ્તુ છે. વિદ્યાપીઠનાં આંદોલનો, અને વાતાવરણનું એ પરિણામ છે. આપણે એને વિશાળ બનાવવાનું છે.

* * *

થામણામાં આજે નાનો અખતરો ચાલી રહ્યો છે અને લોકોમાં શ્રદ્ધા પેદા થાય એવી વસ્તુ ત્યાં થાય છે; છતાં તે વસ્તુ પરિપૂર્ણ કરી બતાવી તે સ્વાભાવિક છે એમ પ્રજાને બતાવવું જ જોઈએ. યુનિવર્સિટીનો કબજો લેવો એ કાંઈ મોટી વસ્તુ નથી. જેઓ દેશી રાજ્ય તથા બ્રિટિશ હિંદની પ્રજા માટે સ્વાતંત્ર્ય ઇચ્છે છે તેને એ મોટી વાત નથી. છતાં આપણે ફીડીને વેગે બધું ચલાવીએ એ ન ચાલે. જો આપણે ઘોડાવેગે ચલાવવું હોય તો ચારિત્ર્યવાળા માણસો જોઈએ. યુનિવર્સિટીના કેટલાકને જ્યારે અરજીઓ કરતા જોઉં છું ત્યારે મને જણાય છે કે, તેમનામાં તેજ નથી, દિલમાં હિંમત અને સાહસ નથી. એના અભાવથી મને ઘણું દુઃખ થાય છે. યુનિવર્સિટીનો પાક આટલો સડેલો કેમ છે? તેનામાં તેજ કેમ નથી? સ્વરાજ ભોગવવાનો તેનામાં ઉત્સાહ કેમ નથી? જે અભણ માણસોમાં તેજ જોઉં છું તે પણ તેમનામાં કેમ નથી દેખાતું? જો દિલમાં સાહસ અને કુશળતા હોય તો આ વસ્તુ મુશ્કેલ નથી. કેટલાક કહે છે કે તમે નવા માણસ કેમ નથી લેતા? પણ હું તો મારા સાથીઓને રોજનો રોજ કહ્યાં કરું છું કે માણસો લાવો. આજે અહીં નવા યુગને અનુસરીને મજૂર મહાજન ચાલે છે. એ પ્રમાણેની રીતથી સેવા પણ કરી શકાય છે. જો કોઈ માણસ ઘણો વખત એ દિશામાં કામ કરે તો એ સીધે રસ્તે ચઢી જાય.

* * *

આપણે કોઈની સત્તા કે કબજો નથી લેવાં, પણ એ ચોક્કસ છે કે જો હિંદુસ્તાનના મજૂરો અવળે માર્ગે જશે તો હિંદુસ્તાનને જ નુકસાન થવાનું છે. ખરો રસ્તો તો ધીમે ધીમે કામ કરીને આગળ વધવાનો છે. બીજો પગ સ્થિર ન થાય ત્યાં સુધી આગળ પગ ભરીએ તો પડી જ જવાના. સ્થિર થયા પછી જ આગળ પગ ભરી શકાય. એ તો કોઈ ભાગ્યશાળી જ હોય કે જે એક અસ્થિર પગે આગળ જતાં પડી ન જાય. સ્નાતકોએ આથી તો પોતાના સાથીઓ વધારવાના છે. તમે કોઈ શંકા નહીં કરતા કે ઉપર બેઠેલા કબજો નહીં છોડે. ઉપર બેઠેલાઓને તો 'પાછળ શું?' એની ચિંતાએ રાત્રે ઊંઘ પણ નથી આવતી. તેઓ તો તેમનો બોજો હળવો કરવાનો માર્ગ શોધે છે. એ બોજો ઉપાડનારાઓને આગળ લાવો, નહીં તો એ બધો બોજો નીચે પડી જવાનો છે.

* * *

કમનસીબે આજે એક વર્ગ એવું માનતો થઈ ગયો છે કે છાપામાં લેખો લખવાથી ઝટ નેતા થઈ શકાય, પબ્લિસિટી કર્યાથી આગળ વધી

શકાય, પ્લેટફૉર્મ પર ચઢીને ભાષણ કર્યાથી મહાન નેતા થઈ શકાય અને ગમે તે મંડળ કાઢી તેના મંત્રી કે પ્રમુખ બન્યાથી મોટી ખુરશીએ બેસી શકાય. પરંતુ એ તો બધા પડવાના રસ્તા છે. જે માણસ સિપાઈગીરી નથી જાણતો તે સેનાપતિ નથી થઈ શકતો. જે માણસ અધ્ધર ચઢે છે તેને તો પડવાનો પણ ભય છે. પણ જે જમીન પર ચાલે છે એને ભય નથી. તાત્કાલિક નેતા બની જવા માટેનું કોઈ સ્થાન નથી પણ પગથિયે પગથિયે ચાલનાર માટે મોટો અવકાશ છે.

*　　　*　　　*

બીજી વાત મારા સ્વાર્થની વાત છે. તમારે આ વિદ્યાપીઠ અંગે ખર્ચનો બોજો હવે મારા ઉપર નાખવો ના જોઈએ. સ્નાતકોએ જાતે ઉઘરાવીને પહોંચી વળવા પ્રયાસ કરવો જોઈએ. જો કામનો બોજો ઘણો જ વધ્યાં કરે તો વરસ બે વરસ વહેલા ચાલ્યા જવું પડે. જો આજે આપણે બાપુને સંપૂર્ણ આરામ આપી શકતા હોઈએ તો તેઓ ઘણો સમય કાઢી શકે, પણ તેમ નથી કરી શકતા. તમારામાં કેટલાક એવા છે કે જે મિલો પણ ચલાવી શકે. આથી વિદ્યાપીઠના કામ પ્રત્યે તમારી મમતા તો ખાસ હોવી જોઈએ. જોકે હું તો હમેશાં સાથે જ છું.

પ્રજાબંધુ, ૧૯-૨-૧૯૩૯

## ૯૨

## લીંબડીના અત્યાચાર

[વર્તમાનપત્રોમાં પ્રસિદ્ધ કરેલું નિવેદન]

કાઠિયાવાડમાં આવેલા લીંબડી રાજ્યમાંથી અતિશય આઘાત ઉપજાવે એવા સમાચાર મળ્યા છે. મેં મોકલેલા પ્રજામંડળના વિશ્વાસપાત્ર કાર્યકર્તાઓએ પૂરતી તપાસ કર્યા પછી એ સમાચાર મોકલ્યા છે, એટલે એ ખોટા છે એમ માનવાનું મને કશું કારણ નથી. રાજકોટની સંધિ, જે રેસિડેન્ટને ગમી નહોતી ને જેનો પાછળથી ભંગ થયો છે, તે થયા પછી થોડા જ દિવસમાં કાઠિયાવાડના બધા રાજાઓ રેસિડેન્ટના નિમંત્રણથી રાજકોટ રેસિડેન્સીમાં ભેગા થયા હતા, અને ત્યાં તેમણે પોતપોતાનાં રાજ્યોમાં પ્રજામંડળોને કચડી નાખવાની એકધારી નીતિ અનુસરવાનો નિશ્ચય કર્યો લાગે છે. તે વખતથી અનેક રાજ્યોમાં જુદા જુદા પ્રકારનાં સખતીનાં પગલાં લેવામાં આવ્યાં છે. મુસલમાન, ગરાસિયા, ભાયાત વગેરે

નાના નાના વર્ગોને પ્રજામંડળની સામે ઊભા કરવામાં આવ્યા છે, અને જવાબદાર રાજતંત્ર માગવાની પ્રજાની પ્રવૃત્તિમાં વિઘ્ન નાખી તેને તોડી પાડવાને આ લોકોને ઉશ્કેરી મૂકવામાં આવ્યા છે.

રાજકોટના ઠાકોર સાહેબે ગંભીર કરારનો ભંગ કર્યો ત્યારથી, રેસિડેન્ટની ઉશ્કેરણીથી મારપીટ અને દમનનીતિનું ખરેખરું સત્ર શરૂ થઈ ગયું છે. પણ લીંબડીએ તો રાજકોટની જંગલીપણા ને પશુપણાની રીતોને પણ આંટી છે. બંદૂક, તલવાર, ધારિયાં, છરા વગેરેથી સજ્જ થયેલા એંશી માણસો અનેક ગામડાંમાં પ્રજામંડળના કાર્યકર્તાઓ ઉપર તૂટી પડ્યા, અને તેમણે કેટલાક લોકો પર ઘાતકી હુમલા કર્યા, કેટલાંક ઘરોને આગ લગાડી, હજારો રૂપિયાની માલમતા લૂંટી, અને સાથે આણેલી અનેક મોટરોમાં ભરીને તે ઉપાડી ગયા આ ધાડપાડુઓમાંના કેટલાક રાજ્યના નોકરો હતા એમ લોકો ઓળખી શક્યા હતા. વળી એમની પાસે મોટરોનો આવડો કાફલો હતો તે ઉપરથી પણ એ સમજી શકાય છે કે તેમને એ મદદ ક્યાંથી મળી હશે.

મારી પાસે આવેલી ખબરો સાચી હોય તો આજે લીંબડી રાજ્યમાં જાનમાલની જરાયે સલામતી રહી નથી. આ બાબતમાં કશાં પગલાં હજુ લેવાયાં નથી તેમ જ ઠાકોર સાહેબના પેટનું પાણી હાલ્યું નથી. ઠાકોરના આ વલણ સામે વિરોધ દર્શાવવા ત્રણેક હજાર પ્રજાજનોએ મહેલની સામે અડતાલીસ કલાકનો ઉપવાસ આદર્યો છે. લોકોએ વાઇસરૉયને અને ગાંધીજીને તારો મોકલ્યા છે. આ ખબરોમાં થોડા ટકા પણ સત્યનો અંશ છે એમ માનીએ તો સ્પષ્ટ જોઈ શકાય છે કે બીજે ચાલી રહેલી સખતીની રીતો પ્રજામંડળ પર અજમાવીને તેને કચડી નાખવાનો સંગઠિત પ્રયત્ન ચાલી રહ્યો છે. જે બ્રિટિશ રેસિડેન્ટ જંગલી જમાનાના આ આપખુદ અવશેષોને રક્ષણ આપવાને આટલો બધો આતુર છે તેને આ નિર્દોષ, નિઃશસ્ત્ર પ્રજાજનોની રક્ષા કરવાની પોતાની જરા પણ જવાબદારી લાગે છે ખરી? ગાંધીજી જેને સંગઠિત ગુંડાગીરી કહે છે તેનું આ પ્રદર્શન નથી? પડોશના પ્રાંતની મહાસભાવાદી સરકાર ઠંડે પેટે આ બધું જોયા કરે એવી આશા કેમ રાખી શકાય?

હરિજનબંધુ, ૧૨-૨-૧૯૩૯

## ૯૩

# ભાવનગર પ્રજાપરિષદ

[તા. ૧૪-૫ ૧૯૩૯ના રોજ ભાવનગર પ્રજાપરિષદના પાંચમા અધિવેશનના પ્રમુખપદેથી આપેલા ભાષણમાંથી.]

ભાવનગર પ્રજાપરિષદના આ પાંચમા અધિવેશનનું પ્રમુખસ્થાન શોભાવવાની અને એની જવાબદારી ઉપાડવાની લાયકાત અને શક્તિવાળા તમારામાં ઘણાય હોવા છતાં આ બોજો મારે માથે નાખવાનો નિર્ણય કરીને તમે સૌએ એકે અવાજે મારામાં જે વિશ્વાસ મૂક્યો છે અને મને માન આપ્યું છે તે માટે હું તમારો આભાર માનું છું.

### દાવાનળનાં ચિહ્નો

જગતમાં ચોમેર દાવાનળ સળગી રહ્યો છે. એમાંથી આપણો દેશ એકલો કઈ રીતે અલગ રહી શકે? વળી આપણો દેશ પરાધીન હોવાથી કોઈ પણ કારણે મહાસંગ્રામ શરૂ થાય (અને જે થઈ પડવાનાં ચિહ્નો અત્યારે નજરે પડે છે) તો તેમાં જોડાવામાં યા તેનાથી અલગ રહેવામાં આપણું હિત કે અહિત રહેલું છે એનો નિર્ણય કરવાની પણ આપણને સ્વતંત્રતા નથી.

વળી બ્રિટિશ હિંદુસ્તાનમાં વિસ્તૃત મતાધિકારવાળું, પ્રાંતીય સ્વાયત્તતાના સિદ્ધાંતને અનુસરતું, નવું વિધાન અમલમાં મુકાઈ ચૂક્યું છે. આ મર્યાદિત લોકશાસનના અમલમાં પણ પડોશના બ્રિટિશ પ્રાંતોની પ્રજા જે આત્મવિશ્વાસ અને ચેતનના અવનવા સુખનો અનુભવ કરી રહેલ છે તેની અસર દેશી રાજ્યોની પ્રજા ઉપર રોજ રોજ પડતી જાય છે. અનેક ખામીઓવાળા છતાં આ નવા વિધાનનો વિવેકપૂર્વક ઉપયોગ કરી ભારતવર્ષની સર્વમાન્ય સંસ્થા કોંગ્રેસે દેશની શક્તિ અને પ્રતિષ્ઠામાં વધારો કર્યો છે. સાથે સાથે નવા વિધાનમાં રહેલી અનેક ત્રુટિઓ અને લોકશાસનના પ્રથમ અનુભવમાંથી ઉદ્ભવતી સ્વાભાવિક મુશ્કેલીઓએ જે નવી નવી કઠણ સમસ્યાઓ ઊભી કરી છે તેનો સફળતાપૂર્વક ઉકેલ કરવામાં અનેક લોકનિયુક્ત સેવકો અને સંગઠિત સંસ્થાઓ રાતદિવસ કામ કરી રહેલ છે. લોકકલ્યાણનાં નવાં નવાં કામો અને કાયદાઓ એક પછી એક ઉપરાઉપરી હાથ ધરવામાં આવ્યા છે.

બ્રિટિશ હિંદુસ્તાનમાં ચોમેર પ્રચંડ જાગૃતિ અને ક્રાંતિના સુસવતા વંટોળ ફૂંકાઈ રહ્યા છે. આ નવચેતનનો સ્પર્શ દેશી રાજ્યોની પ્રજાને થતાંની સાથે એનામાં નવી નવી આશાઓ ઉત્પન્ન થવા પામી છે, અને બ્રિટિશ હિંદુસ્તાનથી પાછળ પડી જવાનો સ્વાભાવિક ભય લાગવાથી એની સાથે સાથે દોડવાનો નિશ્ચય અને પ્રયત્ન તેઓ કરી રહેલ છે.

કૉંગ્રેસે પોતાનો નિર્ણય વારંવાર જાહેર કરી દીધો છે. લોકશાસનને પંથે પળતા બ્રિટિશ હિંદને ગળે એકહથ્થુ શાસનવાળાં દેશી રાજ્યોની ભારરૂપ હાંસડી તેની ઇચ્છા વિરુદ્ધ ભેરવવાનો પ્રયત્ન કરવામાં આવશે તો આ દેશમાં ભયંકર અશાંતિ થવાની આગાહી કૉંગ્રેસે પોકારેલી છે.

હરિપુરાની કૉંગ્રેસ પહેલાં દેશી રાજ્યોની પ્રજાના દિલમાં કૉંગ્રેસની નીતિ વિષે કંઈક અંદેશો હતો. હરિપુરામાં કૉંગ્રેસે દેશી રાજ્યોને લગતી તેની નીતિ વિષે ચોખવટ કરી. એ નીતિ ઉપર કૉંગ્રેસ આજે પણ કાયમ છે. કૉંગ્રેસ રાજાઓનો નાશ માગતી નથી, કે નથી તેમની દુશ્મનાવટ ઇચ્છતી. હજી પણ એ તો દેશી રાજ્યો સાથે મિત્રતા રાખવા મથે છે. પરંતુ કૉંગ્રેસ એ સમસ્ત હિંદુસ્તાનની સંસ્થા છે, તેના કોઈ એક ભાગની નથી. આખા દેશની આઝાદી પ્રાપ્ત કરવી એ એનું ધ્યેય છે. એની દૃષ્ટિ અને નીતિમાં ભારતવર્ષ આખું એક અને અવિભાજ્ય છે. એનો એક ભાગ સ્વતંત્ર અને એક ભાગ પરતંત્ર હોઈ ન શકે, અને એમ હોય તો બે વચ્ચે ભયાનક અથડામણ થયા વિના રહે નહીં. આથી હરિપુરા કૉંગ્રેસમાં એ ચોખવટ કરવામાં આવી હતી કે દેશી રાજ્યોમાં જ્યાં સુધી લોકશાસનની પદ્ધતિ દાખલ કરવામાં ન આવે ત્યાં સુધી તેની સાથે જોડાવાની સમવાયતંત્રની યોજનાનો વિચાર જ કૉંગ્રેસ ન કરી શકે.

મારી તો રાજામહારાજાઓને અતિશય નમ્રતાપૂર્વક વિનંતી છે કે યોગ્ય અંકુશો સાથે રાજ્યવહીવટનો ભારપ્રજાને માથે નાખી પોતે પ્રજાનો પ્રગતિમાર્ગ મોકળો કરી આપે, પ્રજાના સાચા રક્ષક બની એને આગળ દોરે અને ખુદ શહેનશાહને પગલે ચાલી રાજાપ્રજા વચ્ચેની અથડામણના ભયમાંથી કાયમને માટે નીકળી જવાની રચના કરી નિર્ભય બની જાય.

પણ જવાબદાર રાજતંત્રના નામથી જ રાજાઓ હવે ભડકવા લાગ્યા છે. કેટલાંયે પ્રજામંડળોનાં બંધારણોમાં જવાબદાર રાજતંત્ર મેળવવાનું ધ્યેય તેનાં બંધારણ ઘડાયાં ત્યારથી જ દાખલ કરવામાં આવેલું છે. અનેક વેળા કેટલીયે પરિષદોમાં જુદાં જુદાં રાજ્યોમાં જવાબદાર રાજતંત્રની માગણીના ઠરાવો કરવામાં આવેલા છે. આટલા દિવસ એવી માગણી

અયોગ્ય ગણાતી નહોતી પણ અત્યારે તો જવાબદાર રાજતંત્રનું નામ જ દેશી રાજ્યના બંધારણમાં ન લઈ શકાય એમ કહેવામાં આવે છે.

આ એક મુત્સદ્દીઓએ ઊભો કરેલો મિથ્યાવાદ છે. ખરી રીતે તો પ્રજાને કશી સત્તા સોંપવી છે કે નહીં, અને સોંપવી છે તો કઈ અને કેટલી, અથવા તો, કેટલી ખરી સત્તા પ્રજાને સોંપવી છે, એ જ મહત્ત્વનો સવાલ છે. પ્રજાને સાચી સત્તા સોંપવામાં આવે તો પછી એ રાજતંત્રને ગમે તે નામથી ઓળખવામાં આવે. એના મિથ્યાવાદમાં પડવાની કશીયે જરૂર નથી. અને જ્યાં સુધી સાચી સત્તા પ્રજાના હાથમાં નહીં આવે ત્યાં સુધી પ્રજાને કોઈ કાળે સંતોષ થવાનો નથી એ વિષે પણ શંકા નથી.

પરદેશીઓની ભાગલા પાડીને સત્તા ચલાવવાની નીતિનું અનુકરણ કરી એમાં જ પોતાની સત્તાની સલામતી રાજાઓ માની બેઠેલા છે. આવા પ્રતિકૂળ વાતાવરણમાં સત્યાગ્રહને સ્થગિત કરી અંતર્દષ્ટિ કરી આત્મનિરીક્ષણમાં અને આપણી ત્રુટીઓ તપાસી તે સુધારી લેવામાં થોડો સમય ગાળવાથી દેશી રાજ્યોની પ્રજાને લાભ જ થવાનો છે. જેને પ્રજાની શક્તિ વિષે અને પોતાનાં સાધનોને વિષે પૂર્ણ વિશ્વાસ છે એને નિરાશ થવાનું કશું જ કારણ નથી

એક તરફથી પ્રજાને ઘાતકી, અમાનુષી અને જંગલી રીતે દબાવવાના સઘળા પ્રયત્નો કરવામાં આવે છે અને ધાકધમકીઓ વગેરે અયોગ્ય સાધનોનો ઉપયોગ કરી વફાદારીના પત્રો ઉપર જબરદસ્તીથી સહીઓ કરાવવામાં આવે છે, જ્યારે બીજી તરફથી નામના અને નકલી સુધારા દાખલ કરી દુનિયાની આંખે પાટા બાંધી કોઈ પણ જાતની ખરી સત્તા ન છોડતાં, ચાલતા આવેલા સડેલા તંત્રને નવા વાઘા પહેરાવી અજાતંત્રના ખોટા નામથી જેમ ચાલતું આવ્યું છે તેમનું તેમ ચલાવવું છે. પુરાણી પ્રથાના પક્ષપાતીઓ પૈકી કેટલાક તો એમ પણ કહે છે કે પ્રજા લાયક નથી એટલે બીજો શો ઉપાય?

### અનાદિ કાળથી આવેલો અધિકાર

પ્રજાની લાયકાતની વાતો કરનારાઓએ એક દિવસ એવો વિચાર કર્યો છે ખરો કે આ દેશમાં છસો જેટલાં રજવાડાં છે તેમાંથી કેટલાંના નરેશો પોતાની પ્રજા કરતાં વધારે લાયકાત ધરાવનારા છે? શું રાજકુટુંબમાં જન્મ લેનારા સઘળા લાયકાતના વારસા સાથે જ જન્મે છે? અને જો અનેક રાજાઓમાંથી કેટલાક તો રાજ્ય કરવાને નાલાયક હોવા જ જોઈએ એ વાત કબૂલ હોય તો એવા સંજોગોમાં પ્રજાએ શું

કરવું એનો કાંઈ ઉપાય બતાવશો ખરા? જુલ્મી રાજાને પદભ્રષ્ટ કરવાનો અધિકાર અનાદિ કાળથી સ્વીકારાયેલો છે. ઇતિહાસ એ વાતની સાક્ષી પૂરે છે. એટલે રાજા-પ્રજાની લાયકાતમાં ઊતર્યા વગર આધુનિક યુગને ઓળખી તેને અનુકૂળ થવામાં જ બેઉનું હિત સમાયેલું છે.

### પ્રજાને દબાવવાનાં પગલાં

પણ આજે તો કેટલાક રાજાઓ એકત્ર થઈ સંગઠિત રૂપે પ્રજાને દબાવવાનાં પગલાં લેવામાં પોતાનું શ્રેય માનતા જોવામાં આવે છે, અને ઓછામાં ઓછી પણ સત્તા છોડ્યા સિવાય રાજતંત્રમાં ઉપરચોટિયા ફેરફાર કરવાની મોટા આડંબરવાળી યોજના ઘડી કાઢી, એથી આગળ કોઈ રાજ્યે જવું જ નહીં એવી વ્યવસ્થા રચવામાં પોતાની સઘળી શક્તિ ખરચી રહ્યા છે.

જુદાં જુદાં રાજ્યોની જુદી જુદી પરિસ્થિતિ હોવા છતાં સંગઠનના અથવા સત્તાની ઇતરાજીના દબાણથી સૌને આમ એક અસ્ત્રે મૂંડવા જતાં કાચું કપાઈ જવાનું છે એ વિચાર કરતા નથી. જ્યાં સુધી ખરી સત્તા પ્રજાના હાથમાં નહીં આવે ત્યાં સુધી પ્રજાને સંતોષ થવાનો નથી એ જાણવા છતાં આ નિશ્ચિત વસ્તુને કોઈ પણ પ્રકારે ઠેલવાનો મિથ્યા પ્રયત્ન કરવામાં આવે છે. આખરે તો એ બધું પાણી વલોવવાનું છોડી દઈ પ્રજાને રીઝવીને જ કામ લેવું પડશે.

### ભાવનગરના મરહૂમ મહામુત્સદ્દી

હવે આપણે ભાવનગરનો વિચાર કરીએ. ભાવનગરમાં પ્રવેશ કરતાંની સાથે આપણને પ્રથમ સ્મરણ સ્વ. સર પ્રભાશંકર પટ્ટણીનું થાય છે. એ મહામુત્સદ્દીની ખોટ કાઠિયાવાડમાં આજે ડગલે ને પગલે માલૂમ પડે છે. એમના ગયા પછી કાઠિયાવાડમાં આજે કોઈ સૂજનીતિજ્ઞ પુરુષ રહ્યો નથી, જેની અસર આજે આખા કાઠિયાવાડમાં જણાઈ રહી છે. સર પ્રભાશંકર હયાત હોત તો ઘરઆંગણે ગાંધીજીને અનશન કરવા વખત આવવા ન જ દેત. કાઠિયાવાડની આજે જે બેઆબરૂ થઈ રહી છે તે તેઓ કદી સાંખત નહીં.

### જવાબદાર રાજ્યતંત્ર

હવે તો એ વખત આવ્યો છે કે જ્યારે આપણે મૂળ મુદ્દાની વસ્તુ ઉપર એક જ ઠરાવ કરવો જોઈએ અને એ ઠરાવનો અમલ જો આપણે કરાવી શકીએ, એટલે કે પ્રજાને જવાબદાર રાજ્યતંત્ર મળી રહે એવું રાજબંધારણ આપણે રાજ પાસેથી મેળવી શકીએ, તો પછી બીજા ઠરાવોની બહુ આવશ્યકતા નથી રહેતી.

રાજ્યની મુખ્ય વસ્તી ખેડૂતોની છે. ઘણાંખરાં દેશી રાજ્યોનો ભાર ગામડાંમાં વસતા ગરીબ ખેડુતોની કમ્મર ઉપર જ પડે છે. રાજ્યવહીવટમાં એનો અવાજ નથી. અજ્ઞાન, અભણ અને ભોળો હોવાથી પોતાના હકનું એને કશું ભાન પણ નથી. ભગવાન પર ભરોસો રાખી દરેક દુઃખનો દોષ કેવળ કિસ્મત ઉપર જ નાખવાની ટેવવાળો હોવાથી એનામાં આત્મવિશ્વાસનો અભાવ આવી ગયો છે. જવાબદાર રાજ્યતંત્ર માગવાનો કે મેળવવાનો જો કંઈ પણ અર્થ હોય તો તે તો આ ભૂખ અને દુઃખથી પીડાતા અસંખ્ય હાડપિંજર જેવા, કમરમાંથી વળી ગયેલા દેશી રાજ્યોના દુઃખી ખેડૂતનાં દુઃખ ભાગવાનો અને એનામાં સ્વમાન અને આત્મવિશ્વાસનાં માનુષી તત્ત્વોનો સંચાર કરાવવાનો જ હોઈ શકે. એ કામ કરવામાં રાજ્ય અને પ્રજા બેઉનું સામાન્ય હિત સમાયેલું છે. જો આ ખેડૂતોને રાજ્યના વહીવટની સંસ્થાઓમાં પૂરતું પ્રતિનિધિત્વ મળે અને એનો અવાજ રાજદરબારમાં સંભળાતો થાય તો એ રાજતંત્ર જવાબદાર ગણાય અને એના દુઃખનો રસ્તો નીકળી શકે.

એટલે જવાબદાર રાજતંત્ર વિષે ઠરાવ કરીએ તો પછી ખેડૂત, મજૂર, મ્યુનિસિપાલિટી, ગ્રામપંચાયત, ઋણમુક્તિ, લાંચરુશવત, વેઠવારા, દારૂનિષેધ, વગેરે વિષે જુદા જુદા ઠરાવો પરિષદમાં કરવાની જરૂર ન રહે.

## આજે આવેલો અમૂલ્ય અવસર

આ રાજ્યમાં જે અનુકૂળતા મળે છે તેવી બીજે ભાગ્યે જ હશે. પ્રજાપરિષદને સ્થાપન કરવામાં અથવા એને ચલાવવામાં મરહૂમ મહાઅમાત્ય પટણી સાહેબનો સાથ અને આશીર્વાદ હતાં. પરિષદ પ્રત્યે રાજ્યની અમીદૃષ્ટિ રહેતી આવી છે. પરિષદનું ધ્યેય રાજ્યથી અજાણ્યું નથી. રાજ્ય અને પ્રજાનો અતિશય મીઠો સંબંધ રહ્યો છે. રાજ્યમાં ઠીક ઠીક કાબેલ માણસો વસે છે, જેઓ રાજકારભારનો ભાર ઊંચકવામાં હોંશથી અને નિઃસ્વાર્થપણે મદદ કરવા તૈયાર થઈ શકે એમ છે. રાજ્ય સાધનસંપન્ન છે. પ્રજા વફાદાર છે. દરબારશ્રીએ દેશદેશાવર ફરી આધુનિક જગત જોયું છે અને પોતે ઉદાર વૃત્તિ અને ઉદાર વિચાર ધરાવે છે. દીવાનસાહેબે લાયક પિતાનો વારસો મેળવ્યો છે. આ બધા અનુકૂળ સંજોગો ભાવનગરને કાઠિયાવાડના આજના અંધકારમાં દીપકરૂપ બની માર્ગદર્શક થવાનો અમૂલ્ય અવસર પ્રાપ્ત કરી આપે છે અને તેથી ભાવનગર ઉપર અનેક આશાઓ બંધાઈ છે. પ્રભુ એ આશાઓ પૂર્ણ કરો અને ભાવનગરની જાહોજલાલી, સુખશાંતિ અને કીર્તિમાં વધારો થાઓ!

## ૯૪

# ભાવનગરમાં થયેલું તોફાન

[તા. ૧૬-૫-૧૯૩૯ના રોજ ભાવનગરમાં જાહેર જનતા આગળ કરેલું ભાષણ.]

આજે આપણે અહીં મળ્યા છીએ તેનાં કારણો તમે જાણો છો. જે કમનસીબ બનાવ બન્યો તેના પરિણામે બચુભાઈનું મૃત્યુ થયું. બીજા શ્રી નાનાભાઈ વગેરે જેઓ ઘાયલ થયા, તેમાં ભાઈ જાદવજીની સ્થિતિ પહેલેથી જ ગંભીર હતી. એનો ઘા એટલો ઊંડો હતો કે એના મગજનો કેટલોક ભાગ બહાર નીકળી ગયો હતો. ડૉક્ટરોએ સારી પેઠે એની સારવાર કરી, મહેનત કરી, પણ ભાઈ જાદવજી આજે ભાવનગરની સેવા કરતા ચાલ્યા ગયા.

જે ગમગીન બનાવ બન્યો એનું સ્મારક કરવાનું છે. આવા પ્રસંગે આપણા હૃદયમાં જે લાગણીઓ ઊછળે છે એને સક્રિય સ્વરૂપ આપવું, એ આપણી ફરજ છે. ઘણી વખત સ્મશાનવૈરાગ્યની જેમ લાગણીઓ ઊછળી આવે છે, પણ પછી પ્રસંગનું મહત્ત્વ ભુલાઈ જાય છે. એમાં હું જોખમ જોઉં છું. એનો જો બુદ્ધિપૂર્વક, સંભાળપૂર્વક ઉકેલ ન થાય તો એમાં ભારે જોખમ છે.

આપણે હાથે ખોટું કામ કદી ન જ થાય. આપણા હૃદયને પણ આપણે બરોબર ઓળખી લેવું જોઈએ. અંદર અંદરના કજિયાકંકાસ સમાવીને આવાં તોફાની તત્ત્વોને અલગ કરી દબાવી દેવા કશું ન કરીએ તો આપણા આખા સમાજ ઉપર તે ચઢી બેસે.

હું કોમેકોમની એકતા ચાહું છું. પણ જો સાચી એકતા સાચવવી હોય તો જે માણસો આ કરપીણ બનાવોની પાછળ છે એનો તાગ લેવો જોઈએ. અને એના હૃદયમાં જ્યાં સુધી પસ્તાવાની લાગણી પેદા ન થાય ત્યાં સુધી આ વાતને છોડવી જોઈએ નહીં. આપણે મૂર્ખ છીએ, નબળા છીએ, એમ ન થવું જોઈએ. કોઈ એમ કહેશે કે થયેલું ભૂલી જવું જોઈએ. પણ એ રાતને દિવસ તરીકે અને દિવસને રાત તરીકે માનવા તૈયાર થવા જેવી સલાહ ગણાય.

જે માણસો ખૂની માણસોને સંઘરતા હોય, આશ્રય આપતા હોય અથવા તેમના પ્રત્યે સહાનુભૂતિ ધરાવતા હોય તો એ પણ એના જેટલા જ ભયંકર છે. એવા માણસોની પણ જોખમદારી સરખી જ છે. એની સાથે

મિત્રાચારી ક્યાં સુધી રાખી શકાય, તે આપણે વિચારી લેવાનું છે. સાપના દરમાં ક્યાં સુધી માથું મૂકવું એનું જોખમ વિચારી લેવું જોઈએ.

હું કાયરતાનો કટ્ટર શત્રુ છું. કાયર માણસોનો હું સાથ કરવા કદી તૈયાર ન થાઉં.

રાજ્યની અને સત્તાવાળાઓની એવી ઇચ્છા હોય છે કે આવા પ્રસંગો ભુલાઈ જાય તો સારું. પણ આમ ભીનું સંકેલી મેળ બાંધવા જતાં ભવિષ્યમાં વધારે મોટું ગાબડું પડવાનો સંભવ છે. એટલે ગુનેગારોને પકડી કાવતરું કરનાર તત્ત્વોને શોધી કાઢવાં જોઈએ. આવી આફતોને કાયમને માટે મિટાવવી તેમાં રાજ્યનું હિત છે. રાજ્ય પોતાનો ધર્મ બજાવે કે ન બજાવે પણ આપણે તો આપણું કર્તવ્ય બજાવવા તૈયાર રહેવું જોઈએ. આપણે સમજપૂર્વક કામ કરવાનું છે.

આ બનાવ એ ભાવનગરની પ્રજાને અને રાજ્યને એક જબરજસ્ત ચેતવણી સમાન છે. આપણને નોટિસ મળી છે કે હવે પછી વિશ્વાસે આપણે ઊંઘ લઈ શકતા નથી. એ નોટિસની આપણે અવગણના કરી ન શકીએ.

યુગને ઓળખી સ્વયંરક્ષા કરવી એ આપણું કર્તવ્ય છે. આ કાળ એવો છે કે ચોમેર ગુંડાઓ ફરે છે. આપણે કાયર છીએ એમ માનવાનું કારણ આપશું તો ગુંડાઓ નિર્ભય રીતે ફરશે.

આ અરાજકતાનું વાતાવરણ ભાવનગરમાં જ છે એમ નથી. પણ આખા હિંદુસ્તાનમાં આવું વાયુમંડળ છે. મારા પર પડવાના ઘા કોઈ બચુભાઈ કે જાદવજીભાઈ જેવા ભાઈઓ લઈ લે છે. શ્રી નાનાભાઈને ઈશ્વરી પ્રેરણા મળી ને મારા ઉપર પડનારો ઘા એમણે ઝીલી લીધો. મારે માટે આ પહેલો પ્રસંગ નથી પણ મારી આસપાસ તો આવા પ્રસંગો આજકાલ થયાં જ કરે છે. પણ મારી રક્ષા ઈશ્વર કરી લે છે.

દેશની અંદર બ્રિટિશ હિંદમાં કે દેશી રાજ્યોમાં પ્રગતિશીલ અને લોકશાસનવાદી તત્ત્વોને હું પોષણ આપી રહ્યો છું એટલે આ મારી સામે હુમલો હતો. પણ આ હુમલો તે મારી સામે વ્યક્તિગત ન હતો, પણ જે શક્તિઓને હું પ્રોત્સાહન આપું છું તેની સામેનો હતો. હુમલો કરનાર તો મૂર્ખ માણસ છે, પણ તેની પાછળ જે કાવતરાખોરના દોરીસંચાર છે એઓને શોધી કાઢવા જોઈએ.

પરિષદના પ્રથમ દિવસે જે બન્યું એ ભૂંસાઈ જાય અને ભવિષ્યમાં એવું બનવાનો ભય રહે તો કોમી એકતા બહુ દૂર જવાની છે. આજે પ્રશ્ન તો તમારી પોતાની સલામતીનો છે. આવા પ્રસંગો બને તો તમે સુખેથી

ધંધોરોજગાર ન કરી શકો. તમારો વ્યવહાર ન ચલાવી શકો. એ બધા માટે સલામતીનું અને વિશ્વાસનું વાતાવરણ પેદા થવું જોઈએ.

તમારે નિરંતર સાવધાન અને જાગ્રત રહેવાનું છે. હું ઇચ્છું છું કે તમે કાયર થઈને નહીં, પણ મર્દને શોભે તે રીતે તમારી ઉપર આવી પડતા ઘા ઝીલવા તૈયાર થાવ. અને જરૂર પડ્યે શુદ્ધ બલિદાન આપવા તૈયાર થાવ. તમારામાંથી જેણે આ બનાવો નજરે જોયા હોય અથવા જે તપાસમાં પોલીસને પુરાવા વગેરેથી મદદ આપી શકો તેમ હો તેમણે હિંમતથી જાહેર રીતે મદદ આપવા બહાર આવવું જોઈએ.

બે નિર્દોષ જુવાનોએ જે આહુતિ આપી એ વિશુદ્ધ બલિદાનનું સ્મારક આપણે કરવાનું છે. જે સ્મારક રચાશે એ આ બન્ને શહીદોનું સંયુક્ત રહેવું જોઈએ. એના ટુકડા થઈ શકે નહીં.

દરેક શહેરીજન પોતાનો હિસ્સો નોંધાવીને પ્રસંગને ચિરંજીવ રાખશે અને આપણને છોડી ગયેલા એ બે નવજુવાનોનું સ્મારક ઊભું કરવામાં યોગ્ય હિસ્સો આપશે એવો મને વિશ્વાસ છે.

## ૯૫

## ગામડાંનું ઋણ

[તા. ૧૬-૫-૧૯૩૯ના રોજ આંબલા (ભાવનગર)માં આપેલા ભાષણમાંથી.]

* * *

ગામડામાં વસતી પ્રજા એક પ્રકારની ભોળી અને અજ્ઞાન છે. એની ભાષામાં ફેર હોય, પહેરવેશમાં ફેર હોય પણ એના હૃદયમાં પ્રેમ ભરેલો છે. એના પેટમાં ખાડા પડ્યા છે, પણ આંખમાં તેજ છે.

આજે જે લાખો ગામડાંમાં હિંદુસ્તાન વસે છે તે જે થોડાં શહેર છે તેમનાથી અળગું પડી ગયું છે. ગામડાંનું વિત્ત ચાલી ગયું છે, એનું વિત્ત ચુસાઈ ગયું છે. જળોની પેઠે શહેરો એને ચૂસી રહ્યાં છે.

ગાડાં ભાગી ભાગીને મોટરો થઈ છે. ગામડામાં કોડિયામાં બાળવા તેલ નથી અને શહેરમાં રાતના એક વાગ્યા સુધી વીજળીની બત્તી બળે છે. રેંટિયા બંધ થયા ને કારખાનાં થયાં.

* * *

આ બધું પરદેશીઓ આવ્યા પછી થયું. સુરતને કાંઠે પ્રથમ આવ્યા. મુંબઈ તો તે દિવસે હતું નહીં. એ તો અનેક ગામડાં ભાંગી

આપણે ચાર વસ્તુની જરૂર છે : હવા, પાણી, રોટલો ને કપડું. બે વસ્તુ ભગવાને મફત આપી છે. અને રોટલો ઘરમાં ઘડાય છે તેમ કપડું આપણા ઘરમાં બનવું જોઈએ.

આપણા ગામની અંદર ઉદ્યમો ભાંગી ગયા છે એ પાછા સજીવન કરવા જોઈએ. એની સાથે નાનાભાઈ અક્ષરજ્ઞાન આપે, અને એમ ઈશ્વરનું જ્ઞાન મળે.

માણસમાં એક ચિનગારી પડી છે. એને જગતનું જ્ઞાન અને જગતના સરજનહારનું જ્ઞાન થવુ જોઈએ. એનું જ્ઞાન થાય તો એક માણસ ઊંચો અને એક નીચો નહીં લાગે.

માણસનુ ખોળિયુ માટીનું છે, એને જાતિભેદ નથી. એમાંથી આત્મા નીકળી જશે પછી એ બ્રાહ્મણનુ હોય કે ભંગીનું, અસ્પૃશ્ય થઈ ગયું. એ મડદું થઈ ગયુ.

આ પરદેશથી આવે છે એ કંઈ બધા બ્રાહ્મણના છોકરા આવે છે ? એમાં ચમારના પણ હશે. પણ એને સૌ નમે છે.

જેણે ઈશ્વરની ઓળખાણ કરી એને તો જગતમાં કોઈ અસ્પૃશ્ય નથી. એને ઊંચનીચના ભેદ નથી.

ધર્મને નામે હિંદુસ્તાનમાં અનેક પ્રકારના વહેમ ગરી ગયા છે. ઢેડને ખાવા આપશે તો આઘેથી ટુકડો ફેંકશે. ઊંચેથી પીવા પાણી આપશે. આમ જે માણસ બીજાને અસ્પૃશ્ય ગણે છે અને તિરસ્કાર કરે છે એનો તિરસ્કાર કરનાર જગતમાં બીજા હોય છે.

આપણે એક બાપની પ્રજા છીએ, ઈશ્વરની ઓલાદ છીએ. ગામના મુખ્ય માણસે ગામની સંભાળ રાખવી જોઈએ. ભિખારીને ઉત્તેજન નહીં આપવુ જોઈએ. ભિક્ષુકને પોષવા ન જોઈએ.

પેટ ભરીને છોકરાંને છાશદૂધ મળે, એની મહેનત ચાલી રહી છે. આજ સુધી કેળવણી આપી છે એ ઊલટી અપાઈ છે. એ સૂલટી આપવા નાનાભાઈ જેવા પ્રખર કેળવણીકાર તમારે ત્યાં આવી વસ્યા.

ભગવાન દુઃખીમાં દુ.ખી માણસમાં પડેલો છે. એ કંઈ મહેલોમાં જતો નથી.

* * *

આપણું શરીર, કપડું સાફ રાખીએ તેમ આપણું ગામ સાફ રાખવું એ આપણું કામ છે, કંઈ રાજ્યનું કામ છે ? ઘર સાફ રાખવું જોઈએ, ગામ સાફ રાખવું જોઈએ. ગંદવાડમાં ઈશ્વર આવતો નથી.

* * *

ભગવાનની આગળ નમીએ, બીજાની આગળ ન નમવું જોઈએ. આપણું શિર અણનમ રહેવું જોઈએ. ગામડામાં રહેનાર માણસ નિર્ભય થવા જોઈએ તેને બદલે એનામા હમેશાં ભય હોય છે.

જેણે પાપ, ચોરી કરી ન હોય એને ડરવાનું શું કારણ? મોત કોઈને છોડતું નથી. એક વખત એવો આવે છે કે, આપણે બેઠા રહીએ ને આપણો ભરજુવાન છોકરો ચાલ્યો જાય છે. એ ભગવાનની માયા છે. જે વસ્તુ નસીબમાં લખેલી છે અને જન્મથી સાથે છે એનો ભય, ડર શો? એ તો ખુશીનો દિવસ છે.

જેની તૂટી એની બૂટી નથી, અને જેની તૂટી નથી એની કોઈ તોડી નથી શકવાનું. ત્યારે આપણે ગામડાના માણસ રાતદિવસ મહેનત કરતા હોઈએ એને મોતનો શો ડર? તમારી હોજરી એટલી મજબૂત છે કે સૂકો રોટલો લાકડાની માફક ભડભડ બળી જાય છે. બાકી પેલા ધનવાન મીઠાઈ ખાય તેને પચાવવા તેમને પેટને મસાજ કરાવવો પડે છે, તે મૃત્યુથી ડરે છે. મજબૂતને તો મરણ આવ્યે હર્ષ થાય કે છૂટયા.

દુનિયાના માણસો એકબીજાને ફાડી ખાવા પ્રયત્ન કરે છે. આપણે ત્યાં તો अहिंसा परमो धर्मः છે. એ સાચી ભાવના આપણામાં હોય તો આપણે ત્યાં દુઃખ ન હોવું જોઈએ.

ગંગા નદી પર જે માણસો વસે છે એ ગંગાને કાંઠે ગોબરું કરે છે અને આપણે ત્યાંથી લોકો ગંગામાં ડૂબકી મારી પાપ ધોવા જાય છે. ત્યારે તમારે ત્યાં નાનાભાઈ એ ગંગા આવી છે. તમે જોયું ને કે મારા પર પડવાનો ઘા એણે ઝીલી લીધો. અને કહ્યું કે એકથી સંતોષ ન થાય તો બીજો માર. એમનો સદુપયોગ કરજો. એને ઓળખી લેજો. એને તો કંઈ તમારી પાસે લેવું નથી. એને તો હિંદુસ્તાનનું ભલું થાય એને માટે કામ કરવું છે. એને પ્રેરણા મળી છે કે ગામડાં પ્રત્યે આપણું ઋણ છે. એ ઋણ અદા કરવાના વિચારથી અહીં આવ્યા છે.

મેં જે કહ્યું છે એ પર વિચાર કરજો. નવરા ન બેસશો. નવરો બેસનારુ નખોદ વાળે છે. માટે આળસ કાઢજો. રાતદિવસ કામ કરનાર સહેજે ઇન્દ્રિય ઉપર સંયમ મેળવે છે.

આટલો મોટો દેશ પડેલો છે, તેમાં કીડીઓની માફક માણસ ભરેલાં છે. અને અઘોર અજ્ઞાન પડેલું છે. એમાં કામ કરવાનું છે. ઈશ્વર એ કરવાની શક્તિ આપો.

૯૬

# સ્કૂલબોર્ડના શિક્ષકોને

[તા. ૧૨-૬-૧૯૩૯ના રોજ ગુજરાત વિદ્યાપીઠમાં અમદાવાદ સ્કૂલબોર્ડ તરફથી શિક્ષક તાલીમ વર્ગનું ઉદ્ઘાટન કરતાં આપેલા ભાષણમાંથી.]

*  *  *

આજના પ્રસંગે શિક્ષકોને ઉપદેશ આપવો એ કેળવણીકારોનું કામ છે. હું તો બીજા ક્ષેત્રમાં પડ્યો છું. દુનિયા એ જબરજસ્ત વિદ્યાલય છે. એ મહાવિદ્યાલયની ડિગ્રી ઝટ ઝટ મળતી નથી.

*  *  *

દરેક એમ સ્વીકારે છે કે આજની કેળવણીમાં ખામી છે. એને સુધારવી જોઈએ. છતાં હિંદુસ્તાનમાં એટલી દુર્બળતા આવી છે કે નવો માર્ગ લેવા કોઈ તૈયાર નથી. આપણામાં કંઈ સાહસ નથી રહ્યું, બીરુ થઈ ગયા છીએ. એ કારણે કેટલાક નવે માર્ગે જવા તૈયાર નથી. આજની કેળવણીમાં ક્રાંતિ કરવાની જરૂર છે. એમાંથી વર્ધાયોજનાનો જન્મ થયો. નવે માર્ગે જવાનો ડર છે તેથી એની સામે પણ વિરોધ જન્મ્યો છે. દરેક વસ્તુ નવી શરૂ થતાં વિરોધ થાય છે.

*  *  *

જે શિક્ષણ તમને અહીં આપવામાં આવે છે તેમાં ઓતપ્રોત થઈ જાઓ તો તમારામાં ક્રાંતિ થવી જોઈએ. ગામડાંમાં જ્યાં ગંદકી, મેલ, ભય, ખટપટ છે ત્યાં જઈને એ બધામાં ક્રાંતિ કરો એ આશા છે. વર્ધાયોજના એ ખાલી ચરખો ચલાવવો એ નથી. એક કાળ હતો જ્યારે ગામડે ગામડે નિરક્ષર બાઈઓ તે ચલાવતી. ચરખાની પાછળ માનસિક ક્રાંતિ કરવાની છે. એ નહીં થાય તો આ બધું ભુલાઈ જશે. વહેમી માણસ વહેમથી માળા ફેરવ્યાં કરે પણ એમાંથી ફળ ન મળે એવું થાય.

પરદેશી સરકારે પોતાનું રાજ્ય શાંતિથી ચાલે એ માટે શિક્ષકને ગૌણ સ્થાન આપ્યું અને કોન્સ્ટેબલને ગામનો માલિક બનાવ્યો. પહેલાં શિક્ષક એ ગામના હૃદયનો માલિક હતો. ગામના કજિયા પતાવતો. વહેમીનો વહેમ દૂર કરતો. બેકાર માણસને માર્ગ બતાવતો. બાળકને જ્ઞાન આપતો. એ માન જતું રહ્યું અને કોન્સ્ટેબલને માન મળ્યું અને શિક્ષકને ગૌણ સ્થાન મળ્યું.

*  *  *

પટેલ, તલાટી અને શિક્ષક એ ગામના સ્તંભ હોવા જોઈએ. તેને બદલે પરદેશી સત્તાના સ્તંભ બન્યા છે. અત્યારે ગામડાંમાં પરદેશી સત્તાનો લગભગ અંત આવ્યો છે. જો આપણને ચલાવતાં આવડે તો પ્રાથમિક કેળવણીમાં સંપૂર્ણ સ્વતંત્રતા રહેલી છે.

* * *

એક વસ્તુ સાચી છે કે સ્થાપિત હિતવાળાઓ પાસે પોતાનો માર્ગ છોડાવવો એ કઠણ વસ્તુ છે. એટલે યુનિવર્સિટી એજ્યુકેશનમાં ફેરફાર કરાવવો એ વધારે બહાદુર માણસનું કામ છે. પણ પ્રાથમિક કેળવણીમાં બધા ફેરફાર કરી શકો છો.'

* * *

શિક્ષકોએ કોઈ પણ પ્રકારનું વ્યસન નહીં રાખવું જોઈએ. ઘણા શિક્ષકો અડધી બીડી પીને અડધું ઠૂંઠું કાનમાં ખોસે છે. વ્યસન એ ધનિકોનાં પાખંડ છે. દુર્બળ માણસોનાં લક્ષણ છે. જેને માટલાં ઘડવાનાં નથી પણ માણસ ઘડવાનાં છે એને કોઈ પણ પ્રકારનું વ્યસન ન હોવું જોઈએ.

* * *

જ્યાં તમે હો ત્યાં ગામ કુંદન જેવું સ્વચ્છ હોવું જોઈએ. આજે ગામડાંમાં જે આળસ છે, એબો છે એ દૂર કરવાની છે.

બાળકોને સ્વચ્છતાની કેળવણી આપો, એના ઘરમાં પ્રવેશ કરી એનાં માબાપને કેળવણી આપો. સારા શિક્ષકને લોકો માથે લઈ ફેરવશે. સારો શિક્ષક ગામનો પ્રેમ એટલો સંપાદન કરે કે એ જાય ત્યારે ગામ રડવા બેસે.

જો બહાદુર શિક્ષક હોય તો ગામડાંમાં ચોરીલૂંટ ન થાય.

આજે ગામડાંમાં એટલી ખટપટ હોય છે કે ઘણી વાર ગામનાં માણસો લૂંટ કરાવે છે. શિક્ષકો એમાં ભેપરવા હોય છે. બહાદુર શિક્ષક હોય તો લૂંટ કરાવનારને પણ પકડીને આપશે.

આજે નવી રચના થાય છે, એ કેળવણીની જ રચના થાય છે એમ નથી. આખા રાષ્ટ્રની નવી રચના થઈ રહી છે.

બાળકો હાથપગ ચલાવતા નથી તેથી એ ભણી રહે છે ત્યારે એનાથી કંઈ થતું નથી. બાળકમાં બચપણથી મનુષ્યત્વની ભાવના જાગ્રત થાય એમ થવું જોઈએ.

## ૯૭

# સ્વયંસેવકોને

[તા. ૧૪-૬-૧૯૩૯ના રોજ અમદાવાદ સ્વયંસેવક-સ્વયંસેવિકા દળ સમક્ષ આપેલા ભાષણમાંથી.]

* * *

દરેક યુવાન કે યુવતીએ રાષ્ટ્રના ઘડતરમાં — રાષ્ટ્રજીવનમાં પોતાનો હિસ્સો આપી શકે એટલી તાલીમ પોતે લેવી જોઈએ.

જો આ શહેરમાં જબરજસ્ત તાલીમવાળું દળ ઊભું કર્યું હોય તો ઘણું કરી શકીએ; એથી ગુના કરનાર માણસો પણ ડરે. સેવાદળની એટલી શાખ હોવી જોઈએ કે ગુનો કરનારને લાગે કે જો ગુનો કરતાં એ દેખશે તો મૂઆ પડ્યા છીએ. જો કાયમના સેવક થવું હોય તો નિર્ભય થવું જોઈએ. સ્વયંસેવકનો પ્રથમ ગુણ નિર્ભયતા છે. જ્યાં જ્યાં મુસીબત હોય ત્યાં ત્યાં તેના કાને અવાજ પહોંચતાં તે પહોંચી જાય.

* * *

આપણું ધ્યેય યુનિફોર્મ પહેરી સભામાં જઈને ઊભા રહેવું એ નથી. એની જરૂર નથી એમ નહીં. સભામાં વ્યવસ્થા રાખવી એમાં પણ કુશળતા જોઈએ છે. પણ કાયમના સ્વયંસેવક દળનું કાર્ય એટલું સંકુચિત નથી.

કોઈ પણ સંજોગોમાં તમારા દિલમાં ભય ન પ્રવેશવો જોઈએ. જ્યારે માણસ ભયભીત દશામાં આવી જાય છે ત્યારે એ માણસ મટી પશુની દશામાં આવી જાય છે. તેથી સ્વયંસેવકનો પ્રથમ ગુણ નીડરતાનો છે. બીજો ગુણ હુકમ ઉઠાવતાં આવડવું એ છે. જે માણસ સીધો જ નેતા બની જાય છે એ કોઈ ને કોઈ દિવસ ગબડી જાય છે. એથી તમે જુઓ કે ઈંગ્લંડના મોટા મોટા રાજકુટુંબના અને રાજગાદીએ બેસનાર પ્રથમ વહાણ ઉપર કે ખાણોમાં કામ કરી તાલીમ લે છે.

આપણામાં એવી માન્યતા પેઠી છે કે મહેનતનું, શ્રમનું કામ કરવું એમાં ખાનદાની નથી. એ એક પ્રકારનો ચાળો આપણા લોકોમાં પેઠો છે. એ નથી હિંદુસ્તાનની સંસ્કૃતિ, નથી પશ્ચિમની. પોતાની

અંગત સેવા કોઈની પાસે ન કરાવવી જોઈએ. સ્વયંસેવકે પોતાના હાથપગ ચાલે ત્યાં સુધી બીજા પાસે સેવા ન લેવી જોઈએ.

ઉપરીનો હુકમ ઉઠાવવો જોઈએ. કોઈ પણ સંજોગોમાં વિનય નહીં છોડવો જોઈએ. કોઈ વાર અંતઃકરણ વિરુદ્ધ હુકમ લાગે તો ઉપરીના ખોળામાં રાજીનામુ ધરી દેવું પણ વિનય નહીં છોડવો જોઈએ

* * *

સ્વયંસેવક અને સ્વયંસેવિકાએ પોતાનું શરીર મજબૂત બનાવવુ જોઈએ. જે પોતે શરીરે મજબૂત નથી એ બીજાની સેવા નથી કરી શકતો.

સરકાર તો બંદૂકની તાલીમ આપે છે અને જ્યા મોકલે ત્યાં જીવને જોખમે જવું પડે છે. હુકમ ન ઉઠાવે તો એને સજા થાય છે. તે પણ એ દેશને ખાતર નહીં પણ પેટને ખાતર કરે છે. જ્યારે તમે તો સૌ સમજપૂર્વક રાષ્ટ્રને ખાતર કરો છો તો તે માટે વધુ તૈયારી કરવી જોઈએ.

તાલીમનો અર્થ જ એ છે કે આકરામા આકરા હુકમ અપમાન લાગે તોપણ ઉઠાવી શકે અને પછી વિનયથી પોતાને જે કહેવુ હોય તે કહે.

સ્વયસેવકોને ન્યાતજાતના કે કોમ કોમના ભેદ ન હોય. તે સમાનભાવે દરેકની સેવા કરે. કોંગ્રેસનો સિપાઈ ઊંચનીચ, નાતજાત, કોમ કોમનો ભેદ નહીં જાણે.

કવાયત ઉપયોગી વસ્તુ છે. જે માણસના બે પગ સીધા નથી પડતા એ શું સેના કરવાના ? પણ એની પાછળ જે શિક્ષણ છે તે સમજો તો જીવનનું ભાથું છે.

* * *

માણસ ઉંમરલાયક થાય છે ત્યારે ગણવેશ પહેરવાપણું નથી રહેતું. પણ તમે જે તાલીમ લીધી હશે એ તમારો કાયમનો ગણવેશ થઈ જવો જોઈએ.

તમે સૌ સગા ભાઈ ને સગી બહેન હો એવો ભાવ તમારા દિલમા વસતો હોય તો એક દળનાં કહેવાશો.

# મુંબઈમાં દારૂબંધી

[તા. ૧-૮-૧૯૩૯ના રોજ મુંબઈમાં મળેલી વિરાટ સભામાં આપેલું ભાષણ.]

## મુંબઈનો નવો જન્મ

જે દિવસની આપણે બધા અને આખું હિંદુસ્તાન વાટ જોઈ રહ્યાં હતાં તે દિવસ આખરે ઊગ્યો છે. ગઈ કાલની મુંબઈ જેમણે જોઈ, મધરાતે બંધ થતાં પીઠાંના અને રસ્તા પરના દેખાવો જેમણે જોયા તેમની ખાતરી થઈ હશે કે ગઈ કાલની મુંબઈ રાતના બાર વાગ્યે ખતમ થઈ અને આજે નવી મુંબઈનો જન્મ થયો છે. આજનો દિવસ ભારતવર્ષના ઇતિહાસમાં મુંબઈને સારુ સુવર્ણ અક્ષરે લખાશે. આખી દુનિયાની દૃષ્ટિ આજે આપણા પર મંડાયેલી છે. દુનિયાના ઘણાખરા મુલકો જ્યારે સંહારની સામગ્રી જમાવવામાં લાગ્યા છે અને એકબીજાનાં ગળાં કાપવાની કોશિશમાં છે ત્યારે આપણે આપણી જૂની સંસ્કૃતિને અનુસરીને અને હિંદુ, મુસલમાન બધા ધર્મોના હુકમ ઉઠાવી લઈને મુંબઈને સ્વચ્છ કરી રહ્યા છીએ. આજે મુંબઈ નવી રચના કરે છે. કોઈ કોઈને શંકા હતી કે મુંબઈ સરકાર દારૂબંધી કરી શકશે? આજે જેમણે આ વિરાટ સરઘસ, આ વિરાટ સભા જોયાં છે, જેમણે આ દૃશ્ય જોયાં છે તેમની એ શંકા નાબૂદ થઈ હશે. મુંબઈ સરકાર આજે સાથેસાથ મુંબઈમાં આમ દારૂબંધીની શરૂઆત કરશે એવી ભલભલાને શંકા હતી. હજુયે આ કેટલા દિવસ ચાલશે એવી શંકાઓ કરનારા પડ્યા છે. પણ હું ભવિષ્ય ભાખું છું કે કોઈ પણ સરકાર હવે પછી આવે તોપણ આ દારૂબંધીની બાબતમાં આપણે કરેલા ચણતરની એકે ઈંટ હલાવી શકે એમ નથી. આપણે કાચું કામ નથી કર્યું. કોંગ્રેસને સારુ આ કંઈ આજનો સંકલ્પ નહોતો. એની પાછળ કોંગ્રેસની અને લોકમાન્યની વર્ષોની તપશ્ચર્યા પડેલી છે. લોકમાન્યની પુણ્યતિથિનો આ પવિત્ર દિવસ મહાન પર્વ તરીકે આખું ભારતવર્ષ દર વર્ષે ઊજવે છે. આજે એમના પવિત્ર મનોરથની સિદ્ધિ એમનું સ્મરણ કરીને એમના ચરણોમાં યત્કિંચિત્ શ્રદ્ધાંજલિ તરીકે આપણે અર્પીએ છીએ. લોકમાન્યનું વચનામૃત હતું કે જો કદી પરમેશ્વર ઊતરી આવીને મને દારૂ પીવા કહે તોપણ હું ના પાડું. લોકમાન્યે દારૂબંધીની મહાન ચળવળ ત્રીસ વર્ષ અગાઉ ચલાવી. તે દિવસે જ આખી પ્રજાએ દારૂની આ બદીનું પ્રજામાંથી નિર્મૂલન કરવાની પ્રતિજ્ઞા કરી હતી. જન્મસિદ્ધ હક તરીકે સ્વરાજ લેવાની જે પ્રતિજ્ઞાની લોકમાન્યે ઘોષણા કરી એ પ્રતિજ્ઞામાં દારૂબંધી પ્રમુખ વસ્તુ હતી.

### કોંગ્રેસની આજ્ઞા

આમ છતાં, કેટલાક શંકાશીલો આપણી વચ્ચે પડ્યા છે જેમણે આ મહાન નૈતિક સુધારાનો વિરોધ કર્યો છે. આવા લોકોની શંકાઓને નાબૂદ કરવાનો આપણો ધર્મ છે. આ લોકો જે કંઈ લખીબોલી રહ્યા છે, આંદોલન કરી રહ્યા છે તેના સામું ન જોતાં તેમના પ્રત્યે વધુ પ્રેમ દેખાડીને આપણે તેમનું પરિવર્તન કરવાનું છે. આજે જે કાર્ય આપણે અહીં કર્યું છે તે મહામોટું નૈતિક અને ધાર્મિક સુધારાનું કામ છે. કોંગ્રેસની કારોબારીએ કોંગ્રેસની વર્ષોની પ્રતિજ્ઞાનું સ્મરણ કરીને જ્યારે આઠે કોંગ્રેસ પ્રાંતોમાં સત્વર દારૂબંધી અમલમાં મૂકવાનો ઠરાવ કર્યો ત્યારે જ બધી દિશાએથી પૂરેપૂરો વિચાર કરી લીધો હતો. ટીકા કરનારા કહે છે કે મુંબઈ સરકારે જ આવડી ઉતાવળ શાને સારુ કરી? મદ્રાસ પ્રમાણે કરવું હતું. આનો જવાબ એ છે કે મુંબઈ આખા હિંદુસ્તાનનું નાક છે. એણે સૌથી આગળ પડીને મોખરે થવું જ જોઈએ. પણ હું તો કહું છું કે એકાદ પગલું આગળ કે પાછળ, પણ કોઈ પ્રાંત આ કામમાં પછાત રહેવાનો નથી. કોઈ કોંગ્રેસની આજ્ઞાનો અનાદર ન કરી શકે.

### કલંક ધોયે જ છૂટકો

મુંબઈ ધનિકોનું નગર કહેવાય છે. જ્યાં થોડાક ધનિકો તંદુરસ્તીને વાંધો આવવા દીધા વગર દારૂ પી શકવાનો દાવો કરતા હોય પણ હજારો ગરીબ મજૂરો દારૂની લતમાં પડી ખુવાર થતા હોય, તેમનાં બાળબચ્ચાં ને સ્ત્રીઓની બરબાદી થતી હોય ત્યાં એવી ધનની નગરીનું શું ભૂષણ? સાચું ધન આજે જ તમે મુંબઈની ગરીબ, તવંગર, આખી આલમે પહેલવહેલી વાર સંગ્રહ કર્યું છે. આટલા દિવસ આપણામાંના સુખી લોકોએ કદીયે નહોતું વિચાર્યું કે આપણાં બાળકો ક્યાંથી ભણે છે. વિદેશી સરકાર રૈયતના કરનો પૈસો બીજે વેડફી રૈયતને દારૂ પાઈ તેની આવક કરતી અને વધારે જતી હતી, અને આપણા ગરીબ વર્ગોની એ આર્થિક અને નૈતિક પાયમાલી પર આપણી કેળવણી ચાલતી. ગરીબ વર્ગ, મજૂર વર્ગ, અરે આપણા ભંગીઓ અને હરિજનોની દસદસ કલાક કારખાનાંઓમાં કરેલી મહેનતની કમાણીનો પૈસો સાંજે શરાબખાનાંઓમાં જઈને પડતો અને એ પૈસાથી આપણાં બાળકોનું શિક્ષણ ચાલતું. ૧૯૨૦ની સાલથી આપણે સમજ્યા હતા કે આ કલંક ધોયે જ છૂટકો છે. પણ આપણી પાસે સત્તા નહોતી. આપણો કારભાર આપણા હાથમાં નહોતો. તે વિદેશીઓના હાથમાં હતો અને તેમનો તો વિરોધ હતો. આમ છતાં એ બધો સીધો કે આડકતરો વિરોધ સહીને પણ અનેક અથડામણો અને મુસીબતો વચ્ચે કોંગ્રેસે ઓગણીસ વરસ આપણું

કામ ચલાવ્યે ગયું છે. લોકમાન્યે ચલાવેલી ઝુંબેશના દિવસોથી માંડીને આજ સુધીમાં અગણિત નૌજવાનોએ, કેટલાયે સ્ત્રીપુરુષોએ પોતાની ચોકી કરી, માથાં ફોડ્યાં, માર ખાધા, અને જેલો ભોગવી. હવે તો તે લગભગ પૂરું થવા આવ્યું હતું એટલે જેઓ આજે કહે છે કે તમે ઉતાવળ કરી. પૂરી નોટિસ ન આપી ઓચિંતું આવડું મોટું કાર્ય ઉપાડ્યું, તેમની ટીકામાં કશું વજૂદ નથી. હવે આ કાર્યમાં વિવાદને માટે જગા રહી નથી. અહીં તમે આ લાખોની સંખ્યામાં હાજર છો, આખે રસ્તે જે માનવ મેદનીનાં દૃશ્યો તમે જોયાં, બાળકબુઢ્ઢાં, સ્ત્રીપુરુષ, ગરીબતવંગર તમામ આનમને જે રીતે તમારો સત્કાર કરતી તમે જોઈ, જે પ્રેમ અને ઉત્સાહ અહીં ઊભરાઈ રહ્યા છે તે ગમે તેવા શરાબખોર ટીકાકારને માટે પૂરતો જવાબ છે. વિરોધી શું, મિત્ર શું, આજના ચિરસ્મરણીય દેખાવો કોઈ કદી ભૂલી શકશે નહીં. લોકમાન્યની પુણ્યતિથિને પવિત્ર દિવસે આ મહાન પવિત્ર કાર્ય તમે મુંબઈવાસીઓએ આવડી વિરાટ સફળતાથી પાર પાડ્યું તે બદલ હું તમને ધન્યવાદ આપું છું, અને મુંબઈએ આ કામ પહેલું ઉપાડ્યું તે બદલ પણ તમને ધન્યવાદ આપું છું.

### સરકારને સાથ આપજો

આજની પેઠે જ હવે પછીના કામની સફળતાનો આધાર પ્રજાની સક્રિય સહાનુભૂતિ પર છે. તે હશે તો આ મહાન નૈતિક સુધારાના કાર્યમાં કદી નિષ્ફળતા સંભવતી નથી. એટલે તમે સૌ હવે પછીના કામમાં આટલી સક્રિય સહાનુભૂતિ દાખવજો અને મુંબઈ સરકારને તમારો સાથ આપજો. લત્તાઓમાં, મહોલ્લાઓમાં, ગલીએ ગલીએ અને માળે માળે સમિતિઓ નિમાઈ છે તેમાં જોડાજો, જબ્બર પ્રચારકાર્ય કરજો અને આ કાર્યને સફળ બનાવીને જ જંપજો. પડોશમાં, ઘરમાં, મિત્રમંડળમાં, નાનું કે મોટું, વડીલ કે મુરબ્બી કોઈ આ કામની વિરુદ્ધ હોય, અનંગ ચાલતું હોય તો તેને વીનવજો, હાથ જોડજો, તેના પગમાં પડજો અને તેને સીધે રસ્તે લાવજો.

જેઓ કહેતા હતા કે આ કામમાં જનતાનો સાથ નથી તેમના પડળ ખૂલી ગયાં છે. હું જાણું છું કે થોડા લોકો ઉપર કર પડ્યો છે, પણ તેના બદલામાં આ મહાન નૈતિક સુધારાનું પુણ્ય પણ તેમને મળશે. ગયે વરસે અમદાવાદને આ વરસે મુંબઈ એમ બે મોટાં શહેરોમાં દારૂબંધી થઈ છે. આવતે વરસે તો આ કાર્યને આખા પ્રાંતમાં આપણે પૂરું કરવું છે. તેને સારુ હજુ બીજા દોઢ બે કરોડ રૂપિયા જોઈએ. આટલા પૈસા કાઢવાની મુંબઈની તાકાત ન હોય એ સમજી શકાય છે. એટલે તેને સારુ આપણે મધ્યવર્તી સરકારના દરવાજા ઠોકવા પડશે. તેની જોડે લડવું પણ

પડે. જેઓ પડેલા કર સામે પોકાર કરી રહ્યા છે તેમને કહું છું કે આ મધ્યવર્તી સરકાર આવકવેરો, પેટ્રોલ ઉપરનો કર વગેરે વગેરેમાં તાણી જાય છે તેની સામે કાં પોકાર નથી કરતા? ખરું જોતાં તેમણે તો આવા મુદ્દાઓ પર મધ્યવર્તી સરકાર જોડે લડવામાં કોંગ્રેસની પ્રાંતિક સરકારને સાથ આપવો જોઈએ. આપણા આખા પ્રાંતમાં આવતે વરસે સંપૂર્ણ દારૂબંધીનો આ કાર્યક્રમ પૂરો કરવાને સારુ મધ્યવર્તી સરકાર જોડે આપણે મુકાબલો કરવો પણ પડે. જો આપણી મુંબઈ સરકારને આ મુદ્દા પર તેમ કરવું પડશે તો મને ઉમેદ છે કે તેમાં તમારો તમામનો સાથ મુંબઈ સરકારને મળશે. કોંગ્રેસ તેના આઠે પ્રાંતોમાં દારૂબંધીનો આ કાર્યક્રમ પૂરો કરીને જ જંપવાની છે. કોંગ્રેસ સરકાર જાઓ કે રહો, કોઈ પણ સરકાર આવો, તેમાં કોઈ એક ખીલી પણ હલાવી નહીં શકે. આ કાર્ય જ એવું છે. તેમાં હિંદુ–મુસલમાન, ખ્રિસ્તી–પારસી, હરિજન–ઇતરજન તમામનું કલ્યાણ, તમામની બરકત રહેલાં છે. આજે અહીં હજારો-લાખોની સંખ્યામાં મજૂર, મધ્યમ, બધા વર્ગોની આલમ એકઠી મળી છે તે શાને સારુ? કોંગ્રેસ સરકારના આ મહાન નૈતિક પગલાને આખી જનતાનો જિગરનો ટેકો અને પીઠબળ છે એ દેખાડી આપવા સારુ.

### શરાબની છેલ્લી સલામી

ગઈ રાતે બાર વાગ્યા સુધી જેમણે મુંબઈનો તમાશો જોયો હશે, જેમણે શરાબને છેલ્લી સલામી કરતા દારૂડિયાઓને રસ્તે પડતા, લથડતા, બકવાદ કરતા, અને મગજનો તમામ કાબૂ ગુમાવી બેસતા જોયા હશે તેમણે દારૂડિયાના શા હાલ થાય છે તે નજરોનજર જોયું છે. આજે ભલે તેઓ બકવાદ કરતા હોય, કોંગ્રેસ સરકારને અને તમને ગાળો દેતા હોય, પણ જો તેમનાં ઘરોમાં ડોકિયું કરીને જોશો તો તેમનાં બાળબચ્ચાં અને તેમની સ્ત્રીઓ આજે હજારો લાખોની સંખ્યામાં કોંગ્રેસ સરકાર ઉપર અને તમારા ઉપર આશીર્વાદ વરસાવી રહ્યાં છે એમ તમે જોશો. તેમના ચહેરા પર કેટલી ખુશી, કેટલો ઉલ્લાસ છે તે તમે જોશો. કાલ રાતના એ ભયાનક દૃશ્યમાં અને આજના શાંતિ અને સુખના આ દેખાવમાં કેટલો તફાવત છે એ તમે જોઈ શકશો.

### કરોડોની બરબાદી અટકાવવી છે

લૅંકેશાયર કાપડ વાટે આપણા સાઠ કરોડ રૂપિયા તાણી જતું હતું તે તો અથાગ પ્રયત્નો કરીને આપણે ઘણુંખરું બચાવ્યું. હવે આ દારૂ વાટે પ્રજાની સિત્તેર-પંચોતેર કરોડ રૂપિયાની બરબાદી થાય છે તે બચાવી લીધે જ છૂટકો છે. આ બૂરી ચીજનો વેપાર માંડીને સરકાર એમાંથી પચીસ

કરોડ જેટલી આવક કરે છે. સામાન્ય ગણતરીએ પણ સરકારની આવકથી ત્રણગણાં નાણાં પ્રજાનાં ખીસામાંથી જાય છે ને તેમની બરબાદી અને અધોગતિ થાય છે. જેઓ કહે છે કે આવડી આવક જતી કરીને તમે બરબાદી વહોરશો, ધંધોરોજગાર પાયમાલ થઈ જશે, સમાજનું આર્થિક બંધારણ બધું તૂટી પડશે, તેમને હું કહું છું કે મુંબઈના ધંધાદારીઓમાં ને ધનિકોમાં બુદ્ધિ છે, તેમને રોજગાર ચલાવતાં આવડે છે, અને કશી પાયમાલી ને બરબાદી થવાની નથી. છતાં જો ધનિકોના વેપારધંધા અને ગરીબોની પાયમાલી એ બે વચ્ચે પસંદગી જ કરવી પડે એમ હોય તો હું અદબથી કહીશ કે ગરીબોને બરબાદ કરીને અમારે કોઈ ધંધોરોજગાર નથી સાચવવો. અમારે તો ગરીબોના ખીસામાંથી વહી જતા સિત્તેર-પંચોતેર કરોડ રૂપિયા બચાવી લેવા છે.

પણ હું તો માનું છું કે આમાંથી કોઈ ધંધોરોજગાર તૂટી પડવાનો નથી, કોઈ આર્થિક બંધારણ જમીનદોસ્ત થવાનાં નથી, કોઈની બરબાદી થવાની નથી. ગરીબોના સિત્તેર-પંચોતેર કરોડ બચશે ને સમાજમાં વહેંચાશે તેમાં સૌના ધંધા ઊલટા વધશે, ખીલશે ને બધે બરકત જ ફેલાશે, બધાની ઉન્નતિ થશે અને અમનચમન ફેલાશે.

**સૌના આશીર્વાદ**

લોકમાન્યની પુણ્યતિથિના આ પવિત્ર દિને તમે જે માંગલિક કાર્ય કર્યું છે તેને સારુ અભિનંદન આપતા હજારો સંદેશા દેશ આખામાંથી તમારા ઉપર આવ્યા છે. સૌના આશીર્વાદ છે, મહાત્માજીના આશીર્વાદ છે અને ખુદ પરમેશ્વર પણ તમારા ઉપર આશીર્વાદ વરસાવી રહ્યો છે.

હું મુંબઈ સરકારને ધન્યવાદ આપું છું કે અખંડ, અવિરત, જીવતોડ પરિશ્રમ કરીને, કંકની ખફગી વહોરીને પણ તેમણે આ મહાન કાર્ય પાર ઉતાર્યું છે. ખાસ કરીને દાક્તર ગિલ્ડરને હું મારા ખરા જિગરનાં અભિનંદન આપું છું. જે બહાદુરી અને હિંમત, જે સંયમ, જે ખામોશી અને સબૂરી આ વસમા વખતમાં તેમણે બતાવ્યાં છે, તે બહુ ઓછા બતાવી શકશે.

આજનો આ વિરાટ જલસો અદ્‌ભુત છે. જૂની સરકારના વખાણનારાઓ તો છેવટ સુધી કહ્યાં કરશે કે આ નહીં ચાલે. પણ આજનો આ મહાન સમારંભ અને આજનાં દૃશ્યો જેણે જોયાં છે તે તેને જિંદગીભર કદી નહીં ભૂલે, અને તમે સૌ અંતે અનુભવશો કે જો જિંદગીમાં કોઈ મોટામાં મોટું કાર્ય કરવામાં તમે હિસ્સો લીધો હોય તો તે આજનું કાર્ય હતું.

હરિજનબંધુ, ૬-૮-૧૯૩૯

# યુદ્ધહેતુઓ સ્પષ્ટ કરો

[તા. ૨૬-૧૦-૧૯૩૯ના રોજ મુંબઈ આઝાદ મેદાનમાં આપેલાં ભાષણમાંથી.]

પ્રતિપક્ષીઓ પણ કબૂલ કરે છે કે આ લોકો રાજ્ય કરી જાણે છે. આ ગામડાના રોચા નથી. બાકી રામરાજ્યની પણ ટીકા કરનારા પ્રોબીઓ નીકળ્યા હતા.

* * *

ગાંધીજી કહે છે કે દુશ્મન ભીડમાં આવે ત્યારે એને સાથ આપવો. પણ અમે કહ્યું કે દુશ્મન પછી ધોત્રરો દામે એવો હોય તો?

ચૌદની લડાઈમાં સો કરોડ રૂપિયા એસેમ્બ્લીમાં ઠરાવ કરીને આપેલા અને લડાઈ પૂરી થયે જલિયાનવાલા બાગ મળ્યો.

આ બે જણા એકબીજાને ચોર અને ઘંટીચોર કહે છે. તો પૂછીએ તો ખરા કે અત્યારે લડો છો તેના તમારા હેતુ તો સ્પષ્ટ કરો. એટલે કહે છે કે અમે સંકડામણમાં છીએ ત્યારે શું કામ પૂછો છો? અમેં કહ્યું કે અમને થયું કે સંકડામણમાં તમે સાચું બોલશો. તો કહે છે કે અમને ખબર નથી કે અમે શું કામ લડીએ છીએ. ત્યારે અમે કહીએ છીએ કે અમને ખબર છે.

તમે બેય જહન્નમની ખાડીમાં પડો તોય અમને શું! તમે તો કહેતા હતા ને કે અમે પોલેંડની પડખે છીએ. પોલેંડની પડખે હો કે ન હો પણ પોલેંડ તો ખતમ થઈ ગયું ને?

આપણને બિવરાવે છે કે અમે જઈશુ તો કોણ આવશે એ ખબર છે? અમે કહીએ છીએ, હા. કદાચ જર્મન આવશે, હિટલર આવશે. એની બેડી લોખંડની હશે. તમારી ચાંદીની બેડી છે પણ તોય અમને એ ભારે લાગે છે.

પેલા કરતા તમે સારા છો એ અમને ખબર છે. પણ પછી અમારો રોટા પીસવાના હો તો બેય પૈડાને ફૂવામાં. તમારી દાનત ખરાબ હોય તો તમે બેય ખલાસ થાવ, પછી અમે જોઈ લઈશું.

સેક્રેટરી ઓફ સ્ટેટ વાઇસરોય પાસે જે સ્ટેટમેન્ટ કરાવ્યુ એ મદથી ભરેલું છે, અભિમાનથી ભરેલું છે. પણ રાવણના કાળથી એમ જ મદોન્મત્તની પડતી થઈ છે.

અત્યારે એની ગણતરી એમ છે કે હિંદુસ્તાન સાથ નહીં આપે તો જબરજસ્તીથી લઈશું. તો હું કહું છું કે ૧૯૧૪-૧૭નો વખત ગયો. ત્યાં લડાઈ અને અહીં માર્શલ લૉ ચલાવવો પડશે.' હિંદુસ્તાનનો સાથ જોઈતો હોય તો ગાંધીજીના આશીર્વાદ મેળવો.

* *  *

તમે કોણ? તમને શો અધિકાર છે પાંત્રીસ કરોડને વગર પૂછ્યે લડાઈમાં સંડોવવાનો? અમારી દુશ્મનાવટ કરી તો હિટલર તો જે કરશે તે કરશે પણ આ પાંત્રીસ કરોડનો શાપ લાગશે તો ભસ્મીભૂત થઈ જશો.

* * *

આપણી પાસે નૈતિક બળ છે. એક એક પગલું ગણતરી કરીને ભરાય છે. અમને ઈશ્વરનો, જગતનો સાથ છે. આપણે તૈયારી કરવાની છે. આપણે તો સભ્યતાથી સ્વતંત્રતા લેવી છે અને જગતને બતાવવું છે.

અત્યારથી વિલાયતમાં છાપાં લખવા લાગ્યાં છે કે આ તો આપણી મુસીબતનો લાભ લઈ આપણી પાસેથી પડાવી જવા માંગે છે. તો હું કહું છું કે એ તો તમારો બાપદાદાનો ધંધો છે. તમારી દાનત શી છે એ પૂછ્યું એમાં તમારી મુસીબતનો, તમારી સંકડામણનો ગેરલાભ શો લીધો?

## ૧૦૦

## વિશ્વયુદ્ધ

### ૧

[ તા. ૫-૧૧-૧૯૩૯ના રોજ અમદાવાદ મુકામે ગુજરાત પ્રાંતિક સમિતિની સભામાં આપેલા ભાષણમાંથી ]

* * *

લડાઈ બે શક્તિઓ વચ્ચે ચાલે છે. એક શક્તિનું જર્મનીમાંથી પ્રતિબિંબ પડે છે, એ નાઝીઝમ. અને બીજી શક્તિ ફ્રાન્સ અને બ્રિટન, એ ઇમ્પીરિયલિઝમ. એ બે શક્તિ વચ્ચે લડાઈ છે. એમાં હિંદુસ્તાનને એને પૂછ્યા વગર સંડોવ્યું છે. હિંદુસ્તાન સ્વતંત્ર હોત તો કદાચ અમેરિકાની જેમ નિર્ણય કરત. હિંદુસ્તાન ઉપરની સત્તાને જાહેર કર્યું છે કે હિંદુસ્તાન લડાઈમાં સામેલ છે.

જર્મન રાજ્ય અથવા એ પ્રકારની શક્તિની દુનિયા ઉપર જમાવટ થાય એ ઇચ્છનીય નથી.

બ્રિટિશ શાહીવાદ અને જર્મન નાઝીઝમ એ બેમાંથી હિંદુસ્તાનને કંઈ પસંદગી કરવા જેવું નથી. આ બે શક્તિ લડતી હોય એમાં પોતાના સામ્રાજ્યની સત્તા મજબૂત કરી હિંદુસ્તાનની ગુલામી કાયમ કરવાની હોય તો એમાં સાથ આપવામાં સાર નથી.

*　　*　　*

સેક્રેટરી ઑફ સ્ટેટ બોલ્યા કે મારે કંઈ પ્રાણ આવ્યો છે. અમે મુશ્કેલીમાં છીએ ત્યારે આવા-કઢંગા સવાલ ન પૂછો. સાચી વાત છે. પણ મુશ્કેલીમાં ન હોય ત્યારે આવો સવાલ પૂછીએ તો તો આંખો કાઢે છે. અને તમારી આ સ્થિતિ કાંઈ અમારી ઊભી કરેલી નથી.

*　　*　　*

આ યુદ્ધ લાંબું ચાલશે. હજુ એના પડદા પૂરા ખૂલ્યા નથી. રશિયા ને જર્મનીની સુલેહ પાછળ શા શા પેચ છે તેની આપણને પૂરી ખબર નથી. એ તો પૂરા પડદા ખૂલે ત્યારે ખબર પડે. એટલે કોઈએ દોડધામ કરવાની જરૂર નથી. સરકાર સાથે તરત ને તરત લડી પડવાને કોઈ ઉત્તેજન આપતું નથી. કૉંગ્રેસ એકેએક પગલું તોળી તોળીને ભરવા માગે છે. પાછલાં આંદોલનોના અનુભવ પરથી આપણે વિચાર કરી લેવો જોઈએ. પૂરેપૂરું શાંતિનું વાતાવરણ નહીં કરીએ તો એમાં ખતરો છે. એમાંથી ઝેર પેદા થાય એનો ભાર ઝીલી નહીં શકીએ. માટે લડતની ઉતાવળ ન કરો, પણ લડત આપવાને માટે અનુકૂળ વાતાવરણ તૈયાર કરો. કૉંગ્રેસમાં કાંઈ પણ ફાટફૂટ હોય તો કાઢી નાખવી. કોમ કોમ વચ્ચેનું ઝેર કાઢી નાખવું. વાતાવરણ નિર્મળ બનાવવું, જેથી સત્યાગ્રહનું બીજ વાવવા ભૂમિકા તૈયાર થાય.

હિંદુસ્તાનમાં સત્યાગ્રહની લડત ગાંધીજીને બાજુ પર રાખીને કરી શકે એટલી કોઈનામાં કુશળતા નથી. કોઈની લોકો પર એટલી જમાવટ નથી.

*　　*　　*

લડત ચાલે ત્યારે કોણ પાર ઊતરે છે એ અત્યારે ન કહી શકાય. એ તો ઈશ્વર પાર ઉતારે. નાશિક જેલમાં ખબર છે ને ભલભલા મહારથીઓ હતા પણ એક પુણીના છોકરાએ અંગૂઠા પકડવાની ના પાડી. અને સ્વમાન સાચવવા મરણતોલ માર ખાધો. આપણે તો ઈશ્વર પાસે માગીએ કે એવે પ્રસંગે સહન કરવાની એવી શક્તિ આપે.

આપણે ફરી મળવાના નથી એમ સમજીને કામ કરવું જોઈએ. અત્યારે સ્થિતિ એવી છે કે ચિનગારી લાગે ને ભડકો થઈ ઊઠે.

*　　*　　*

સરકારને પજવણી કરવાની ખાતર લડવું નથી. સરકાર જે સત્તાની સાથે લડે છે એ જીતે એ ખાતર લડવું નથી. આજની દુનિયા કાલે નહીં હોય. આપણે આપણું કર્તવ્ય કરીએ અને ફાળો આપી છૂટીએ.

૨

[તા. ૯-૧૧-૧૯૩૯ના રોજ અમદાવાદ લોહલબ્રોર્ડના મેદાનમાં જાહેર સભામાં આપેલા ભાષણમાંથી.]

*　　　*　　　*

હિંદુસ્તાન એ દુનિયાનો પાયમો હિસ્સો છે. પણ સવારમાં ઊઠ્યા ને છાપામાં વાંચ્યું ત્યારે ખબર પડી કે આપણા દેશને યુદ્ધમાં સામેલ જાહેર કર્યો છે.

આપણે ઝટઝટ નિર્ણય નથી કરી શકતા. કારણ બ્રિટિશ સલ્તનત સાથે જોડાયેલા છીએ. આપણી ઇચ્છા હોય કે ન હોય પણ આપણી રાજકીય પરિસ્થિતિ એવી છે કે એના સુખદુઃખમાં સંકળાયેલ છીએ. એના ઉપરની આપત્તિનો પડઘો હિંદુસ્તાન પર પડ્યા વગર ન રહે.

*　　　*　　　*

ઇંગ્લંડ એવો દાવો કરે છે કે એ નાના નાના દેશો પરનાં આક્રમણ કાયમને માટે રોકવા લડે છે. આમાં ચોર કોણ અને શાહુકાર કોણ, એ કોણ નિર્ણય કરે? એનો ન્યાય તો ઇન્સાફપંચ કરી શકે. પણ હિટલરે પંચનો ઇનકાર કર્યો.

સ્વતંત્ર હોઈએ તોપણ આપણી લાગણી પંચથી ન્યાય કરાવનાર તરફ જાય. તલવારથી ન્યાય કરનાર તરફ ન જાય. એટલે સહાનુભૂતિ ઇંગ્લંડ તરફ જાય.

*　　　*　　　*

ઇંગ્લંડને બ્રિટિશ સામ્રાજ્ય કાયમ કરવું હશે. પણ આપણે જેમ નાઝીઝમનો નાશ ઇચ્છીએ છીએ તેમ સામ્રાજ્યનો પણ નાશ ઇચ્છીએ છીએ. બ્રિટિશ સામ્રાજ્યને મદદ કરીને નાઝીઝમનો નાશ કરવામાં મદદ કરો એમ કહે તો આપણે તો એમ કહીએ છીએ કે ત્યારે તમે બે ભલેને લડી મરો.

*　　　*　　　*

આપણા દેશને લડતમાં ભેળવીને ચાર દિવસ પછી વાઇસરૉયે કોંગ્રેસના પ્રતિનિધિઓની ગેરહાજરીમાં ધારાસભામાં ભાષણ કર્યું. કોંગ્રેસ પક્ષની ગેરહાજરીનો ઉલ્લેખ તો ન કર્યો, પણ ગાંધીજીની બિનશરતી મદદનો પણ ઉલ્લેખ ન કર્યો. આ બ્રિટિશ રાજદ્વારી કુનેહ!

પછી વાઇસરૉય સાહેબે કૉંગ્રેસના મોટા નેતાઓને બોલાવ્યા. મુસ્લિમ લીગવાળાને બોલાવ્યા. ત્યાં સુધી તો ઠીક. પછી તો ઘાંચી, મોચી, તેલી, તંબોળી જે માગણી કરે એને બોલાવવા લાગ્યા. રાઉન્ડ ટેબલ જેવું કર્યું. પછી વાઇસરૉય સાહેબે સ્ટેટમેન્ટ બહાર પાડ્યું એટલે જણાયું કે દુનિયા ઊથલપાથલ થાય પણ બ્રિટિશ ઇમ્પીરિયલિઝમનો રંગ નહીં બદલાય.

ત્યારે કૉંગ્રેસે ઠરાવ કર્યો કે 'તમારે તમારા ઉદ્દેશો સ્પષ્ટ કરવામાં લડાઈનું ઓઠું ન લેવું જોઈએ. તો કહે કે હિંદુસ્તાન તો અમારું પવિત્ર ટ્રસ્ટ છે. કોણે તમને આ ટ્રસ્ટ સોંપેલું? પેલા રૉબર્ટ ક્લાઇવ ને એવા આવેલા તેમણે? કૉંગ્રેસ જવાબમાં કહે છે કે એને પણ હિંદની પ્રજા પ્રત્યે પવિત્ર ટ્રસ્ટ છે.

* * *

વાઇસરૉય સાહેબ કહે છે કે પોતાને આઘાત થયો છે. થોડા વખતમાં આ પરિસ્થિતિ બદલાશે. પણ કહે છે કે હિંદુ મુસલમાન બે ભેગા નથી થતા. પણ એમાં તમારી દરમ્યાનગીરીની શી જરૂર હતી? વાઇસરૉય સાહેબ કહે છે કે હજુ મારો પ્રયત્ન ચાલુ રહેશે. હા, એ તો પાણી વલોવવા જેવું છે. એટલે કૉંગ્રેસનો હુકમ છે કે એવી ભૂમિકા તૈયાર કરવી કે જે વખતે દાંડીની કૂચ શરૂ થઈ ને આખું હિંદુસ્તાન સળગી ઊઠ્યું તેમ અત્યારે સળગી ઊઠે.

* * *

આ રાજાઓ અંગ્રેજને કહે છે કે અમારી તમામ સાધનસંપત્તિ તમારી સેવામાં છે. એ તો છે જ તો. એમાં શું નવું કહો છો? પણ દેશી રાજ્યની પ્રજામાંથી કોઈ એમ કહે છે?

* * *

સરકાર કહે છે મુસલમાન છે, હરિજન છે, રાજા છે અને એ બધાય એક થાય તોય અમારા અંગ્રેજો છે, એનું શું? એટલે ગાંધીજી કહે છે કે આ છેલ્લું લખ્યું એમાં તમારી કાળી દાનત જણાય છે. ત્યારે હવે ઉપર ઇન્સાફ કરનાર બેઠો છે તે કરશે.

દુનિયામાંથી અહીં આટલા લોકો આવ્યા છે. કોઈને ના નથી પાડી. કહ્યું કે તમે પણ રહો. તો કહે ના, અમે તો અહીંથી ધન લઈ જવા રહીએ.

ધારો કે અંગ્રેજ આવ્યા જાય અને એનું સવા લાખનું લશ્કર છે તે બંદૂકડી લઈ ફર્યા કરે. ફ્રાંસના વીસ લાખના લશ્કરને પંદર દહાડામાં ખતમ કર્યું તો આ સવા લાખના લશ્કરને સવા કલાકમાં ખતમ કરે.

કોઈ પ્રાંત પોતાનો બચાવ ન કરી શકે એ સ્થિતિમાં લાવીને આપણને મૂક્યા છે અને છતાં એમ નથી થતું કે આપણાં હાડકાં ભાગી ગયા પછી આ લોકોનું શું થશે?

પણ કોંગ્રેસ કહે છે કે આપણી પાસે ઘણી શક્તિ છે આપણી પાસે નૈતિક શક્તિ છે, એનો ઠીક ઠીક પરચો પણ આપણે બતાવ્યો છે

હવે અત્યારની સ્થિતિમાં આપણે ટોકરવાદી છોડી દેવી જોઈએ કોઈ કહે કે અમારો સોશિયાલિસ્ટ પક્ષ જુદો કોઈ કહે છે કે અમારો ફોરવર્ડ બ્લૉક રૅડિકલ તો કહે છે કે પ્રધાનપદાં કેમ છોડ્યાં? આમ કાકરી સૂઠે ગાંધી થવાનું છોડી દેવું જોઈએ આવા જુદા જુદા ફદ છોડી એક અવાજે ચાલવાનું વાતાવરણ પેદા કરવું જોઈએ

૩

[તા ૮-૧૧-૧૯૩૯ના રોજ અમદાવાદના કાર્યવાહકો સમક્ષ આપેલા ભાષણમાંથી]

* * *

જર્મનીની જીત થશે તો કોઈ શાંતિથી દુનિયામાં નહીં રહી શકે એમ કહે છે. પણ હિંદુસ્તાનને કાયમને માટે ગુલામ રાખવું હોય તો એ બે શક્તિ લડી લે એ જ સારું છે પછી હિંદુસ્તાનને પણ પોતાની સ્વતંત્રતા માટે લડવાપણું નહીં રહે અમે પૂછીએ છીએ કે દરેક દેશને પોતાનો આત્મનિર્ણય, પોતાનું બંધારણ ઘડવાનો અધિકાર રહેશે કે એમાં દખલ કરશો, તો એનો સીધો જવાબ નથી આપતા અત્યારે ગાળા ચાલે છે આશા રાખેલી સીધા જવાબની, પણ એ તો કહે છે કે તમારે ત્યાં કેટલા પક્ષ છે? હિંદુ, મુસલમાન, પારસી, હરિજન, અને એ બધા એક થાય તોય અમારા અંગ્રેજ છે અમે એ બધાના વાલી છીએ તમે બધાના વાલી હો તો ફોડી લો

* * *

આખરે દરેક મુલકની આઝાદીનો આધાર એની પોતાની શક્તિ પર છે અંગ્રેજની નબળાઈ ઉપર આપણી આઝાદીનો આધાર નથી આપણી નબળાઈઓ આપણે જ દૂર કરવી જોઈએ મીઠી પણ કડક ભાષામાં તોડી ફોડીને ગાંધીજી આપણી નબળાઈઓ દૂર કરવાનું કહે છે

* * *

કોંગ્રેસ એ હિંદુસ્તાનમાં જબરજસ્ત સંસ્થા છે એની પાસે કેવળ નૈતિક શક્તિ છે પણ બે પાંચ માણસના ત્યાગ ઉપર આપણે ઝાઝો વખત ન નભી શકે ગાંધીજીની તપશ્ચર્યા ઉપર એક મંડાણ રચાયું સારા ખોટા

માણસો અંદર આવ્યાં. નદીમાં પૂર આવે ત્યારે એમાં કચરો પણ તણાઈ આવે છે તેમ માણસો પણ અંદર અનેક આવે. પણ પૂર બેસતાં જરી એમ કાયમના કામ કરનારા કેટલા રહે છે તે પર શક્તિનો આધાર છે.

* * *

હિંદુસ્તાનની સ્થિતિ બીજા દેશોથી ન્યારી છે. મુંબઈના બારામાં બે ગોળા આવીને ફેંકે તો આપણી પાસે બે ફટાકડી ફોડવાની પણ છે? હિંદુસ્તાનમાં તો કાગળના ઘોડા છે.

પોલેંડના મુકાબલામાં, આપણી ઉપર ચઢાઈ કરે તો દોઢ કલાકમાં ભૂકો કરી નાખે.

આ તો થોડા જાટ, થોડા ગુરખા, થોડા મુસલમાન, એમને એકબીજાની સામે કરી આપણને દબાવવા રાખ્યું છે. છસો તો રાજા છે. આખી દુનિયામાં નથી એટલા છે.

* * *

સરકાર તો એની રમત રમ્યે જ જાય છે. એના દલાલો પણ પોતાનું કામ કર્યે જ જાય છે. આપણે અંદર અંદર લડીએ તો એ આપણી અશક્તિની નિશાની છે. આપણે જો સમજીએ તો આપણી પાસે જે શક્તિ છે એ દુનિયામાં કોઈની પાસે નથી.

## ૧૦૧

## ઠક્કરબાપા

[તા. ૨૯-૧૧-૧૯૩૯ના રોજ મુંબઈમાં ઠક્કરબાપાની સિત્તેરમી જયંતી ઊજવવા રાજાજીના પ્રમુખપદે ભરાયેલી સભામાં આપેલા ભાષણમાંથી.]

* * *

હિંદુસ્તાનમાં જાહેર જીવનમાં કામ કરનારનું આયુષ્ય બહુ ટૂંકું હોય છે. સ્વ. ગોખલેથી માંડીને જોઈશું તો જણાશે કે ભાગ્યે જ કોઈ પોતાનું શરીર સાચવી શકે છે. ઠક્કરબાપાએ સંયમથી પોતાનું શરીર સાચવ્યું છે. આટલી મુસાફરી, રખડપટ્ટી છતાં શરીર કેવી રીતે સાચવે છે એ આશ્ચર્ય છે. એવી જ રીતે સંયમ પાળશે તો ગાંધીજીના આશીર્વાદ છે એમ બાકીનાં ત્રીસ વરસ પૂરાં કરશે.

બાપાને ઈશ્વર બીજાં ત્રીસ વરસ તો આવાં ને આવાં આપી સેવા કરવા દે એવી પ્રાર્થના આપણે કરીએ.

## ૧૦૨

# સોલાપુર મ્યુનિસિપાલિટી

[તા. ૧-૧૨-૧૯૩૯ના રોજ સોલાપુર મ્યુનિસિપાલિટી તરફથી માનપત્ર આપવામાં આવ્યું તેના જવાબમાં આપેલા ભાષણમાંથી.]

*     *     *

આપણા લોકોને શહેરમાં કેમ રહેવું તેની તાલીમ નથી મળતી. એમ કામ નહીં ચાલે. આપણું શહેર એક પ્રકારનો નરકવાસ છે. તમે પશ્ચિમનાં શહેર નથી જોયાં. પોતાનાં શહેરને તેઓ સ્વર્ગ બનાવે છે, આપણે નરક બનાવીએ છીએ.

આપણે આપણાં બાળકોને આંગણામાં ઝાડે ફરવા બેસાડીએ છીએ, કચરો બારીમાંથી ફેંકીએ છીએ, પાણી પણ ફેંકીએ છીએ. એવી ગંદકી પર માખી બેસે છે. એથી રોગો ફેલાય છે.

પશ્ચિમમાં જુઓ તો તેમનાં દીવાનખાનાં કરતાં તેમનાં પાયખાનાં વધારે સાફ રહે છે.

*     *     *

બાળપણમાં જેટલી ગંદકી કરીએ તેટલી માતા સાફ કરે છે. એવી રીતે આ ભંગીઓ આપણી માતાનું કામ કરે છે.

*     *     *

અહીંના જેટલું મરણપ્રમાણ કોઈ જગ્યાએ નથી. એનાં બે કારણ છેઃ એક તો ખાવાનું જેટલું જોઈએ તેટલું મળતું નથી અને બીજું, જે રીતે ખાવું જોઈએ એ રીતે ખાતા નથી.

*     *     *

ગરીબ લત્તાઓમાં કેવી સ્થિતિ છે તે પરથી મ્યુનિસિપાલિટીના કારભારની પરીક્ષા થાય છે.

*     *     *

બીજી એક અનુભવની વાત કહેવા માગું છું. અમલદારના કામમાં રોજ રોજ દખલ ન કરવી જોઈએ. અમલદારની પસંદગી કરતી વખતે જોઈ લેવું કે લાયક છે કે નહીં. પણ પછી રોજ દખલ ન કરવી જોઈએ.

બીજું, મ્યુનિસિપાલિટીમાં જેટલું કામ છે તેમાં ત્રણ ભાગ ઇજનેરનું કામ હોય છે. મ્યુનિસિપાલિટીએ જેના પર ભરોસો રાખી શકાય એવો સારો એંજિનિયર પંદર વીસ વરસ રાખવો જોઈએ.

છ છ મહિના મંજૂરી મળતાં નીકળી જાય એ રીતે કામ ન કરવું જોઈએ.

સરકારનો સહકાર હોય કે ન હોય, મ્યુનિસિપાલિટીની જવાબદારી-માંથી આપણે છટકી શકીએ નહીં.

* * *

મારો અનુભવ છે કે પંચોતેર ગૅલન કરતાં ઓછા પાણીથી માણસને ન ચાલે.

યુરોપમાં ત્રીસ વરસનો વિચાર કરીને પાણીની યોજના બનાવે છે, અને ત્રીસ વરસનો હિસાબ કરીને લોન લે છે, અને તેને માટે કર નાખે છે.

આપણે ત્યાં પહેલાં પણ પાણીની પરબો મંડાવતા, વાવો ખોદાવતા. એમાં પુણ્ય માનવામાં આવે છે. આ જળાશય બનાવીએ છીએ એ તો લોકોના પૈસાથી બનાવીએ છીએ. આપણે તો કેવળ ટ્રસ્ટી છીએ. અખૂટ નિર્મળ પાણી પૂરું પાડવાનું આપણું કર્તવ્ય છે.

પાણીની આવી યોજના કર્યા પછી અન્ડરગ્રાઉન્ડ ડ્રેનેજ નહીં કરો, એ તો બીમારી પેદા કરવાની વાત છે.

## ૧૦૩

# સોલાપુરના વેપારીઓને

[તા. ૧-૧૨-૧૯૩૯ના રોજ સોલાપુર વેપારીમંડળના માનપત્રના જવાબના ભાષણમાંથી.]

*　　*　　*

કેટલાક કહે છે કે કૉંગ્રેસે ટીનેન્સી કાયદો કર્યો, ઋણરાહત કાયદો કર્યો, બીજા કાયદા કર્યા તેથી હવે કૉંગ્રેસ પર અવિશ્વાસ આવી ગયો છે. પણ હું જ્યાં જાઉં છું ત્યાં વેપારીઓની શ્રદ્ધા એવી ને એવી જ જોઉં છું. ગામડાના ગરીબ ખેડૂતને ફાયદો નહીં કરીએ તો વેપાર કોના પર કરીશું?

*　　*　　*

જે આઠ પ્રાંતનું કામ મને સોંપવામાં આવ્યું હતું, એ કામ બહુ નાજુક કામ હતું. એમાં કેટલાક લોકોએ શોર પણ મચાવ્યો. મોટા મોટા માણસોને દેશના હિત માટે મારે દૂર કરવા પડ્યા. એમ કરતાં મારા દિલમાં જે આઘાત લાગ્યો તે તો હું જ જાણું છું. પણ બૂમ પાડનારાઓએ એટલો વિચાર ન કર્યો કે એમને કાઢી મૂકવાનુંયે થોડું મારા હાથમાં હતું? એ તો પાર્ટીનું કામ હતું.

*　　*　　*

ગયે વખતે હું આવવાનો હતો પણ બીમાર પડી ગયો. ત્યારે છાપાંવાળાએ લખ્યું કે એ તો રાજકીય બીમારી છે, તેથી ન આવ્યા. મને રાજકીય બીમારીની ખબર નથી.' માટીનું શરીર છે. કોઈ વાર બીમારી આવી જાય છે.

*　　*　　*

હિંદુસ્તાનની ત્રણ બાજુએ દરિયો આવેલો છે. પણ આપણું વહાણ નથી કે વેપાર નથી. કારણ કે આપણી પાસે સત્તા નથી, આપણો મુલક આપણી પાસે નથી.

*　　*　　*

જેઓ હિંસાના બળ પર બધી તૈયારી કરે છે તેમના દિલમાં ડર સિવાય બીજી વાત આવતી નથી.

*　　*　　*

પોલૅંડ લડત નહીં ને અહિંસાથી સામનો કરત અને હારી જાત તોપણ દુનિયા તેને યાદ કરત. પણ આજે કોઈ પોલૅંડનો વિચાર નથી કરતું કારણ કે એ લડતાં લડતાં મર્યું.

* * *

હું આપને ખાતરી આપું છું કે કૉંગ્રેસ કોઈનું બૂરું નહીં કરે. પણ જેઓ ભૂખે મરે છે. તેમને પહેલાં ખાવાનું આપવું જોઈએ.

## ૧૦૪

# આપણા દાક્તરો

[તા. ૧૩-૧૨-૧૯૩૯ના રોજ અમદાવાદમાં લાલ દરવાજે ડૉ. મનુભાઈ ત્રિવેદીના દવાખાનાની ઉદ્‌ઘાટનક્રિયા કરતાં આપેલા ભાષણમાંથી.]

* * *

દાક્તરી લાઈન લેવામાં એક સામાન્ય આકર્ષણ રહે છે કે અહીં આ મિશનરીઓ છે તો હું કેમ દાક્તર થઈને સેવા ન કરું? પણ લોભ ગૂંગળાવી નાખે છે અને કુટુંબનો ભાર દબાવી દે છે.

આપણી પાસે સત્તા હોય તો એવો કાયદો કરવો જોઈએ કે દાક્તર થવા બહાર ન જવા દેવા. કરોડો રૂપિયા એમાં પરદેશ જાય છે.

દાક્તરોએ ભેળા થઈ આ વિચારી લેવું જોઈએ. પોતે પોતાનું મંડળ કરી આપણા દેશમાં જ દાક્તરી વિદ્યાના મોટા મોટા પ્રયોગો કરવા જોઈએ.

યુરોપમાં જે દાક્તરો છે એમાં મોટો ભાગ શોધની ખાતર દાક્તરી કરે છે, ધન કમાવાની ખાતર નહીં.

એક મિત્રે મને વાત કરી કે પોતાને મટાડ્યું ત્યારે તેણે દાક્તરને પાંચસો પાઉંડનો ચેક આપ્યો. પણ દાક્તરે સો રાખી બાકી પાછા આપ્યા.

મનુભાઈએ જે વિચારો બતાવ્યા છે એ અમલમાં મૂકવાની ઇચ્છા છે તો આપણે આશીર્વાદ આપીએ કે મનુભાઈ અમદાવાદ અને ગુજરાતની સેવા કરે અને પિતાને પગલે ચાલી પોતાની સુવાસ ફેલાવે.

# ૧૦૫

## રાજપીપળાની લોકસભા–૨

[તા. ૨૯–૧૨–૧૯૩૯ના રોજ રાજપીપળાની લોકસભાને પ્રમુખસ્થાનેથી આપેલા ભાષણમાંથી.]

*　　　*　　　*

મને રાજપીપળા તરફ સહેજે આકર્ષણ રહે છે કારણ હજારો ભીલ લોકોનાં ટોળેટોળાં જેઓ ભગવાનના લોક છે, જેનામાં પાપ નથી, દુઃખથી બળેલા છે, તેનુ મને બહુ દુઃખ થાય છે ને તેથી મને કામ હોવા છતાં રાજપીપળામાં બોલાવે ત્યારે હું ના પાડી શકતો નથી. અને આ રાજ્યની સરહદમાં હું આવું છું ત્યારે એ લોકોનાં ટોળેટોળાં ઊતરી પડે છે તે એક જ આશાથી કે તેમનું કોઈ સાંભળનાર છે ને તેમનાં દુઃખ ભાગશે. એ ભાવનાથી એ બધા પ્રભુના લોકો આવે છે. તેથી હું અહીં આવું છું. આજે પણ હું રાજપીપળામાં આવ્યો છું ને જ્યારે આ નગરમાં ભીલોની કતાર લાગેલી જોઉં છું ત્યારે મને ભૂતકાળનું સ્મરણ થાય છે.

આજે તો તમે સૌ ઊજળા અહીં સામે ટગલાબંધ બેઠા છો ને પેલા દૂર દૂર ભીલ ભાઈઓ બેઠેલા છે, પણ રાજ્યના મહાદુઃખનો એમને માથે ભાર છે. એમનામાં એમનાં દુઃખ રડવાની તાકાત નથી ને ભાષણ કરવાની પણ હામ નથી. હું તો એમની આંખમાં એ દુઃખ જોઉં છું. એમના ચહેરા ઉપરથી હું પારખી શકું છું કે એમનું દુઃખ છે એટલું બીજા કોઈનું નથી. ત્યારે એ દુઃખ દૂર કરવાની મારી ઇચ્છા છે, ને તે દૂર કરવા માટે આપણે જવાબદાર રાજ્યતંત્ર માગવું જોઈએ ને તે લેવું જોઈએ.

જો રાજા સારી રીતેઃરાજ કરતો હોય, તે પ્રજાનો વાલી હોય, પ્રજાનો તે સાચો સેવક હોય તો આપણે કંઈ બોલવાપણું ન રહે. પણ ગમે તેવા સારા રાજા છતાં એ રાજ્યમાં ન રહે, વરસમાં છ મહિના તો પરદેશ જ રહેતા હોયને પ્રજાના હજારો રૂપિયા પરદેશ ખરચાતા હોય, પરદેશમાં મિલકત વસાવાતી હોય અને છ મહિના દેશમાં આવે ત્યારેયે ત્રણ મહિના તો દિલ્હી, સિમલામાં જાય ને બાકીના ત્રણ મહિના રાજ્યમાં રહે, ત્યારે મહેલમાં બેઠા બેઠા આ ભીલ લોકોને હુકમ મળે કે રાજા શિકા-

કરવાનો છે, હોકારો કરવા તૈયાર રહેજો, ને જો વાઘ વચ્ચે આવે અને પ્રાણઘાતક હુમલો કરે તોયે વાઘને રાજા સિવાય કોઈ મારી ન શકે, તો આપણો ધર્મ છે કે આપણે રાજાને રાજધર્મ શીખવવો જોઈએ. ન શીખવીએ તો પ્રજાધર્મ ભૂલીએ અને રાજદ્રોહી બનીએ. આપણે કોઈની ખુશામત કરવી નથી

હિંદુસ્તાનના રાજાઓને કોઈએ બગાડયા હોય તો તે તેની પ્રજાએ જ. દેશી રાજ્યમાં જે રાજાના ખુશામતખોરો છે તેને આપણે ચેતવણી આપવી જોઈએ. તેમણે એ સમજી લેવું જોઈએ કે તેઓ પ્રજાનો ને પોતાનો પણ દ્રોહ કરે છે. તેથી તેઓ ખુશામત છોડી દે. રાજ્યને સાચી વાત કહી દેવી જોઈએ ને તેમ કરતાં ગમે તે દુ:ખ કે આપત્તિ આવી પડે તે સહન કરવા તૈયાર થવું જોઈએ. એનું નામ ખરો રાજધર્મ છે. પ્રજાનો એ સાચો ધર્મ છે.

* * *

આપણે રાજ્યને સીધેસીધું સંભળાવી દેવું જોઈએ. જો રાજ્યને સંભળાવી દેવા જેટલી પ્રજામાં તાકાત ન હોય તો મને અહીં બોલાવવો ન જોઈએ. તમારી હિંમત ન હોય તો હજી થોભી જજો, ધીરજ રાખજો કારણ હિંદુસ્તાનના બધાએ રાજાઓના રાજવહીવટનો હવે એક્રી વખતે નિકાલ થઈ જવાનો છે. આપણે રાજાને સંભળાવવું છે કે આપણે મિત્રો છીએ, દુશ્મન નથી. પણ એ મિત્રાચારી એમ કહેતી હોય કે આવું અંધેર ચાલવા દો તો તે બનવાનું નથી. અને કોઈ કહેતું હોય કે સલ્તનત એની પાછળ છે તો એ વાત પણ હવે ખુલ્લી થઈ ગઈ છે ને તેણે રાજાઓને કહી દીધું છે, કે તમે જાણો ને તમારી પ્રજા જાણે.

* * *

તમારે રાજ્યની ઊપજખર્ચનો હિસાબ તપાસવો જોઈએ. રાજ્યે પણ રાજ્યનો હિસાબ જે ખેડૂતો કર આપે છે તેની સમક્ષ છપાવીને રજૂ કરવો જોઈએ. એ હિસાબ ઑડિટ થવો જોઈએ. રાજાના ખાનગી ખરચમાં શું વપરાય છે તે પ્રજાએ જાણવું જોઈએ ને રૈયતના ભલામાં કેટલું વપરાય છે તેનો પણ હિસાબ જાણવો જોઈએ. એ જાણવાનો પ્રજાનો અધિકાર છે.

આ રાજ્યમાં આઠ લાખ રૂપિયા તો દારૂની આવક છે. એથી તો મહુડાની સાથે મહોબત વધી છે. એમાં આપણે પાપના ભાગીદાર બનીએ છીએ. રાજ્યમાંથી શરાબખાનાં બંધ થવાં જોઈએ. બ્રિટિશ હિંદમાં — સરહદ પરના સુરત જિલ્લામાં — એ બંધ થવા માંડ્યાં છે ને અહીં પણ

તેમ થવું જોઈએ, ને ઝપાટાબંધ થવું જોઈએ કારણ આજુબાજુના વિભાગમાં એ બંધ થના માંડ્યા છે અને આ વિભાગના લોકોને દારૂ છોડવો હોય તોપણ છોડી શકતા નથી હું બારડોલી જાઉં છું ત્યારે અહીંના બીજા લોકો મને મળવા આવે છે ને કહે છે કે અમારા પર દારૂ છોડવાની ચળવળ ચલાવવા માટે જુલમ કરવામાં આવે છે એ કેમ સહન થાય? હું અહીં આવું છું ત્યારે મારી આગળ અરજીનો ઢગલો થાય છે એ અરજીઓ ગરીબ ભીલોની છે, કોઈ શહેરી કે ઉજળિયાતની નથી અનેક બીજા બિચારા સ્ટાંપ મારીને મને અરજીઓ આપે છે આ રાજ્યમાં એમનું કોઈ સાંભળતું નહીં હોય તેથી એવી અરજી મારી પાસે આવે છે

* * *

પણ જવાબદાર રાજતંત્ર માટે તો હજી તાકાત કેળવવી જોઈએ ખૂણે ખૂણે લોકસેવકો ખડા કરવા જોઈએ. આજે તો ગામડામાં કોઈ ધણીધોરી જ નથી લાંચરુશવતની બદી એટલી ઊંડી પેસી ગઈ છે કે લાંચરુશવત લેનારને કોઈ પૂછનાર નથી તેનો કેમ પણ ચતો નથી ગામડાંઓમાં નવજવાનોએ કાયમને માટે જવું જોઈએ તો જ આ બોજ ઉઠાવી શકીએ.

* * *

તમારે જવાબદાર તંત્રની માગણી કરવી હોય તો રાજપીપળા, વાઘોડિયાની ઊજળી પરજ વસ્તીએ એ બોજો ઉઠાવવો જોઈએ. લડત લડતાં દુખો પડે તે વેઠવા આપણે તૈયાર રહેવું જોઈએ અને આ ભીલોને તૈયાર રાખવા જોઈએ. તો જ આ થઈ શકે, કારણ એ ગરીબ લોકો હજી કાંઈ સમજી શકતા નથી

* * *

કૃપથી કર્યા કરી રાજ્યની ખુશામત પર જીવવું એના કરતાં મરવું સારું છે સંગઠન સિવાય બીજો ઉપાય નથી

પણ એની પાછળ તમારા દિલની સફાઈ હોવી જોઈએ એ ન કરી શકો તો કંઈ થઈ શકે નહીં રાજ્ય સોના જેવું ચાલતું હોય તોપણ અમારે જવાબદાર તંત્ર જોઈએ છે, એ કહેવાનો આપણો અધિકાર છે કોઈ પણ જાતની રાજ્યમાં ભૂખ ન હોય તોપણ અમારે અમારું તંત્ર જોઈએ છે એમ આપણે કહી શકીએ છીએ આપણું ઘર કંઈ કોઈ પડોશી ચલાવતો નથી, તેમ રાજ પણ આપણે જ ચલાવવું જોઈએ. હા, રાજાનું એમાં સ્થાન છે રાજાને આપણે ઉડાડી મૂકવા નથી જો કે અમુક

સંજોગોમાં તેમ કરવાનો પ્રજાને અધિકાર છે તે ભૂલવું ન જોઈએ. કોઈ રાજા નાદાન નીકળ્યો તો તેને ઉઠાડી મૂકવાનો પ્રજાનો હક દરેક રાજ્યમાં સ્વીકારાયેલો છે.

રાજા પ્રજાના દુઃખમાં ભાગ લે, આ ગરીબ અને અજ્ઞાન ભીલોમાં ફરે, તેની ઝૂંપડીમાં ફરે ને જુએ કે તેને શું દુઃખ છે અને કંઈ જરૂર પડે તો મદદ આપે તો તો આપણે એ રાજાને ખાંધે લઈને ફેરવીએ. કારણ હિંદુસ્તાનના પ્રાચીન રાજાઓ તો એક પણ માણસ ભૂખ્યો રહેતો હતો ત્યાં સુધી સૂતા ન હતા. કારણ એ રાજા પ્રજાના રક્ષક હતા. આજના રાજાઓ કહે છે કે આ અમારો વારસાઈ હક છે. સેવાનો હક હતો તે તો ગુમાવી બેઠા ને પ્રજા પર જુલમ કરવાનો વારસાઈ હક કરતાં શીખ્યા.

* * *

આ ઍરોડ્રોમ છે, જ્યાં હું આજે સવારે આવ્યો, એ લોકોની જમીન હતી. ને હું તો માનતો હતો કે એ જમીનના પૈસા તો મળી ગયા હશે. પણ હજી લોકોને તે પૈસા આપ્યા નથી. જો તમારે જમીન લેવી હોય તો ઇન્સાફથી લો, કાયદેસર લો ને જે કિંમત થાય તે આપો. વળી ગૅઝેટમાં જાહેર કર્યું છે, એ કંઈ રૂપાળું દેખાતું નથી. એથી કોઈ એક જણની મિલકત લૂંટાતી હોય તો પ્રજાએ તેનો સંગઠિત સામનો કરવો જોઈએ, એની આડે આવવું જોઈએ.

હવે વળી એમ કહે છે કે લૅન્ડ ઍક્વિઝિશન કાયદો લાગુ થશે. ત્યારે એ જમીન લીધી કઈ રીતે? એ તો પહેલાં આપી દેવી જોઈએ ને પછી લેવી જોઈએ. તે દિવસે જે કિંમત હતી તેને આજ સુધીના વ્યાજના પૈસા પણ આપી દેવા જોઈએ. એનું નામ ઇન્સાફ. વગ્ગ અર્પણ કરવાનો અધિકાર પણ હોવો જોઈએ.

તો ભલે ચિકિત્સા કરાવવા જાય. પણ આ તો એક ફંદ છે કે દરવરસે પરદેશ જવું. હું સાંભળું છું કે જે ગાદીએ નથી બેસવાના તે કુંવરને માટે ત્રીસથી ચાળીસ લાખનો મોટો મહેલ બંધાય છે. એ મહેલ સાચવશે કોણ? તેને હજાર બારીબારણાં છે. તેને વાળવા ઝૂડવા કેટલા માણસો જોઈશે અને તે ક્યાંથી લાવશે? એ બધો ભાર રાજપીપળાની પ્રજાને માથે? ગાદીએ નથી બેસવાના તેને માટે આવો લાખોનો મહેલ જોઈએ તો ગાદીએ બેસનાર કુંવર માટે કેટલાનો જોઈશે? આ ભીલોની ઝૂંપડીઓ સાથે એનો મેળ શો? આ વાત સાફ સાફ રાજાને સંભળાવવી જોઈએ. એ સંભળાવતાં જરાયે સંકોચ ન થવો જોઈએ.

પણ એ માટે તમે સંગઠન પાકું કરો. તમે બધા નવજુવાનો તૈયાર હો તો ગામડામાં જવાની તાલીમ લો. આ ભીલોનાં ગામડાંઓમાં ગરી જાઓ તો કોઈ જુલમ કરવાની હિંમત ન કરી શકે. રાજાને રાજ્ય કરતાં ન આવડતું હોય તો આપણે તે કરી દઈએ. આપણે મોટા પગાર નથી લેવા. વગર પૈસે સુંદર વહીવટ ચલાવી દઈએ.

દારૂની બદીમાંથી છૂટવાને આપણે ગરીબ પ્રજાને મદદ કરવી જોઈએ. એ કામમાં નવજુવાનોએ સાથ આપવાનો છે. તે જ પ્રમાણે અસ્પૃશ્યતા છે તે પણ જવી જોઈએ.

* * *

આ દેશમાં બનેલા માલનો – વસ્તુનો ઉપયોગ કરવો જોઈએ. આપણે ત્યાં બનેલી ખાદીનો જ ઉપયોગ કરવો જોઈએ. રાષ્ટ્રની ભાવનાવાળો માણસ ખાદી સિવાય બીજો પોશાક નહીં પહેરે.

* * *

હિંદુસ્તાનમાં ઉજ્જવળ ઇતિહાસ આજે રચાઈ રહ્યો છે. તેમાં કંઈ તમારે હિસ્સો આપવો હોય, એવી ભાવના હોય, તો તેનો વિચાર કરજો. બાકી ધાન ખાઈને સાંજે સૂઈ જાય એ તો જાનવર પણ કરે છે. પણ ભારતની સ્વતંત્રતાનો આ યુગ ચાલી રહ્યો છે ને ઇતિહાસ રચાઈ રહ્યો છે, એમાં જે જન્મ્યા છે તેઓ ભાગ્યશાળી છે. તમે એમાં હિસ્સો આપશો તો તમારું પણ નામ લખાશે. ઈશ્વર તમને એટલું કરવાની બુદ્ધિ ને તાકાત આપે. ઈશ્વર તમારું સૌનું કલ્યાણ કરે.

## ૧૦૬

# મતભેદો ઊભા ન કરો

[તા. ૨૦-૩-૧૯૪૦ના રોજ રાયપુર કૉંગ્રેસ હાઉસની ઉદ્‌ઘાટનક્રિયા તથા જુદાં જુદાં માનપત્રોના જવાબ.]

* * *

એવો વખત આવશે કે જેમ દુનિયાની આઝાદ પ્રજાઓ માથું ઊંચું રાખીને ફરે છે તેમ આપણે પણ ફરી શકીશું.

મારા જેવા સિપાઈઓને વધારે બંધનમાં નાખવા તમે માનપત્ર આપો છો. માનપત્રમાં તમે મારાં ઘણાં વખાણ કર્યાં છે. એમાં લખેલું બધું માની લઉં તો મારા પગ હવામાં અધ્ધર થઈ જાય. પણ મને તો ધરતી પર પગ મૂકવાની આદત છે. હું પાકી જમીન પર પગ મૂકું છું.

હિંદુસ્તાનના લોકોની આદત છે કે કોઈએ થોડીક સેવા કરી એટલે તેની કદર કરવી. અમુક કપડાં પહેરવાથી થોડો કોઈ સાધુ થઈ જાય છે! કૉંગ્રેસમાં બધા સાધુપુરુષો નથી. માણસ જેટલા સન્માનને લાયક હોય તેટલું જ તેનું સન્માન કરવું જોઈએ, એથી વધારે ન કરવું જોઈએ. નહીં તો એને નીચે પડવાનો ડર રહે છે.

* * *

જે નેતા બન્યો તેને નીચે પડવાનો ડર રહે છે. પણ હું તો સિપાઈ છું. આપણા દેશમાં એક નેતા છે. એનો હું સિપાઈ છું. એની સેવા કરું છું. એનો હુકમ ઉઠાવવાની બને તેટલી કોશિશ કરું છું.

તોપબંદૂકથી મરવું સહેલું છે. પણ આપણે કંઈ ભૂલ તો નથી કરતા, કોઈનું ભૂરું તો નથી ઇચ્છતા, એ રોજ વિચારતા રહેવું, સાવધ રહેવું એ મુશ્કેલ છે.

માનપત્રમાં લખ્યું છે કે મેં ખેડૂતોની સેવા કરી. પણ ખેડૂત હોઈને ખેડૂતની સેવા કરી તેમાં શી મોટી વાત? ખેડૂતોને મેં એક જ પાઠ શીખવ્યો કે આપણે જગતના અન્નદાતા છીએ. આપણે કોઈથી ડરવાનું ન હોય. ડર રાખો તો એક ઈશ્વરનો રાખો. ઈશ્વર આગળ સૌને જવાબ આપવો પડશે. પણ સાચો પરસેવો પાડીને મહેનત કરનાર ખેડૂતને શો જવાબ આપવાનો છે?

આજે સમય બદલાઈ ગયો છે. એવો સમય આવ્યો છે કે કેટલાક માણસોને કૉંગ્રેસમાં જગ્યા ન મળી એટલે કિસાન સંગઠનનું પાટિયું લગાવી દીધું.

ખેડૂતની સાચી સેવા કરવી હોય તો તે અલગ સંસ્થાથી નહીં થઈ શકે એ મારો પાકો અભિપ્રાય છે. આપણી બધી વફાદારી આખા રાષ્ટ્રની સંસ્થા કૉંગ્રેસ છે તેના પ્રત્યે હોવી જોઈએ. હિંદ આઝાદ થાય ત્યારે અલગ અલગ ફંદ કરી શકો છો. આજે અલગ અલગ સંસ્થામાં રહેવાથી દેશને નુકસાન થાય છે. તેથી કૉંગ્રેસમાં પણ સોશિયેલિસ્ટ જેવા અલગ પક્ષો સાથે હું ઝઘડું છું. મારો અભિપ્રાય છે કે રાજકીય ક્ષેત્રમાં આપણે સૌએ એક થઈને એક જ સંસ્થા ચલાવવી જોઈએ. આ જૂની સંસ્થા છે. પણ આજે તો જેને નેતાગીરી ન મળી તે અલગ સંસ્થા કાઢીને બેઠો.

* * *

તમારા પ્રાંતમાં મહાત્મા ગાંધી છસાત વરસથી બેઠા છે. ગુજરાત છોડીને અહીં આવીને બેઠા છે. ઘણા વખત સુધી કેટલાંક છાપાંએ ખૂબ ગાળ દીધી પણ તેઓ હઠ્યા નથી. તેઓ કહે છે કે મુશ્કેલમાં મુશ્કેલ જગ્યાએ મારે કામ કરવું જોઈએ. એ આપણું અક્ષયપાત્ર છે. તેમાંથી જેટલું લઈએ, એટલું ઓછું છે.

* * *

લોકો એમ માનતા કે કૉંગ્રેસવાળાઓને રાજ કરતાં થોડું જ આવડે છે? એ તો જેલમાં જવાનું જાણે.

વાઇસરૉયની, ગવર્નરની ચાબુક પડેલી છે. આપણા લોકો પણ ટીકા કરવાના છે અને આપણે ત્યાં જઈને બંધારણ ચલાવવાનું નથી પણ તોડીફોડીને ફેંકી દેવાનું છે. એ બધો વિચાર કરીને પાર્લમેન્ટરી બોર્ડ બનાવ્યું જેથી કંઈ ગાળ ખાવાની આવે તો ખાઈ લે. એટલે એ ગાળો મેં ખાધી.

મેં કાઉન્સિલ કે એસેમ્બલી જોઈ નથી. મેં ત્યાં કદી પગ મૂક્યો નથી. અમે માનીએ છીએ કે બહાર રહીને આપણે દેશની વધારે સેવા કરી શકીશું.

* * *

નવજુવાનોએ માનપત્ર આપ્યું તેમાં મને વૃદ્ધ કહ્યો છે; પણ હજી મારે છત્રીસ વરસ બાકી છે.

અમારા પર આજે જે બોજો છે તે નવજુવાનો પર આવવાનો છે.

*　　　*　　　*

આ શરીરનો ઘડનાર તેના મરણને માટે સમય, સ્થાન અને કારણ એ ત્રણેનું પડીકું વાળીને શરીરમાં મૂકી દે છે.

*　　　*　　　*

મરવું સહેલું છે પણ બોજો ઉપાડવો કઠણ છે.

આપણા નેતાઓનાં જીવન જુઓ. મહાત્મા ગાંધી, જવાહરલાલજી, રાજેન્દ્રબાબુ કેટલી કાબેલિયતથી કામ કરે છે. એનો વિચાર કરવો જોઈએ.

આ શરીર પંચમહાભૂતનું બનેલું છે. માટી થોડી ઘરડી થાય છે; પણ અંદરની ચિણગારી તેજ રહેવી જોઈએ. ગાંધીજીનું શરીર કમજોર છે પણ તેઓ દુનિયાભરમાં સૌથી વધારે તાકાતવાળા છે. આપણે ઉંમરનો નહીં પણ કામનો વિચાર કરવો જોઈએ.

મજૂરોનો, શ્રમજીવીઓનો જમાનો છે. તેમનો ઉદય થઈ રહ્યો છે. રશિયામાં ધનિકોને ખતમ કર્યા. ગાંધીવાદમાં અને એમાં એટલો જ ફરક છે કે એક પ્રેમથી કામ લે છે, બીજો તલવારથી લે છે.

દુનિયામાં સૌથી મહાન વ્યક્તિ મહાત્મા ગાંધી સલાહ આપે છે કે તલવારનો રસ્તો જાનવરનો છે, મનુષ્યનો નથી. તેઓ કહે છે કે કોઈને મારવો પીટવો નહીં, કોઈ મારે તો શાંતિથી સહન કરી લેવું. આ હિંદુસ્તાનની સભ્યતા છે, સંસ્કૃતિ છે. પણ એમનો અવાજ ક્યાં સુધી પહોંચે છે એ વિચારવાની વાત છે.

તલવારનો ખેલ ખેલનારાઓ કરતાં આ ખેલ વધારે બહાદુરીભરેલો છે. મહાત્મા ગાંધીને ઉમેદ છે કે હિંદુસ્તાનમાં આ શક્તિ પડેલી છે પણ આપણને એ જણાતી નથી.

*　　　*　　　*

આજે હિંદુસ્તાનમાં કાંઈ મતભેદ હોય તો એ છે કે શહેરોનું સ્વરાજ જોઈએ કે ગામડાનું? આજે ગામડાં ભાગીને શહેર બને છે. એમ થશે તો એ હિંદુસ્તાન નહીં રહે. તેથી મહાત્માજી કહે છે કે આપણે ગામડાંનું સ્વરાજ્ય જોઈએ.

*

# સત્યાગ્રહની તૈયારી કરો

[તા. ૧૩-૨-૧૯૪૦ના રોજ ભરૂચ ખાતે આપેલા ભાષણમાંથી.]

ઘણા લાંબા વખતે ભરૂચ આવ્યો છુ. બધાંને મળીને ખૂબ આનંદ થાય છે. કારણ કે પોતાના સ્વજનોને મળતાં અંતરની લાગણીઓ ઊભરાઈ આવે છે.

મહિનો પંદર દિવસ તો રેલગાડીમાં હોઉં છું, રખડતો હોઉં છું, પણ તમને ભૂલતો નથી. કારણ કે ગાંધીજીએ તમારા ઉપર એટલે કે ગુજરાત ઉપર આશા બાંધી છે.

* * *

જેમ અંગ્રેજોનું, ફ્રેન્ચોનું રાજ્ય લોકોની મરજી પ્રમાણે ચાલે છે, લોકોને ગમે તેવું બંધારણ કરે છે, એ પ્રમાણે હિંદુસ્તાનનું બંધારણ હિંદુસ્તાનના લોકોને ઘડવાનો અધિકાર છે. સરકારને આપણે કહીએ છીએ કે એ કબૂલ કરો. પણ એ કહે છે કે તમે એક થઈને આવો. એટલે કૉંગ્રેસે સાફ સાફ વાત કરી કે હિંદુમુસલમાનનો ઝઘડો એ તો અમારા કુટુંબનો ઝઘડો છે, એમાં બીજાને પડવાનો અધિકાર નથી. બે ભાઈ લડતા હોય અને પડોશી આવીને કહે કે તમે લડો છો ત્યાં સુધી આ ઘર મારું છે, તો એવી વાત કોઈ મુલકમાં કબૂલ નહીં કરે. ડાહ્યા હોય તો એવાને કાન ઝાલી બહાર કાઢે. અમે લડ્યાં જ કરીશું તોપણ છેવટે અમારામાંથી એક જણ ઘરનો માલિક થશે, પણ પડોશીને તો માલિક નહીં જ રહેવા દેવાય.

લિબરલો તમારા મોટામાં મોટા ટેકેદાર છે. છતાં સર ચિમનલાલ સેતલવડે બે દિવસ પહેલાં જે તહોમતનામું ઘડ્યું છે ને છપાવ્યું છે તે વાંચો કે તમે આ દેશને કેટલું નુકસાન કર્યું છે. પણ એટલું કહીને પછી એ કહે છે કે છતાં જે આપે તે લઈ લો. પણ એ તો હરિજન આખો દિવસ ગામ સાફ કર્યા પછી ટુકડો નાખે તે લઈ લે. છે અથવા નાત જમી રહ્યા પછી તેનો એઠવાડો લે છે તેના જેવું છે. માગણની વૃત્તિ એવી થઈ જાય છે. તમે લિબરલોએ પણ આખી ઉંમર માગ્યા કરેલું એટલે તમે એમ જ કહી શકો. પણ કોંગ્રેસ કહે છે કે હિંદુસ્તાનને સામ્રાજ્યમાં

રહેવામાં લાભ હશે તો તેમ ફેંસલો કરશે અને સ્વતંત્ર રહેવામાં લાભ હશે તો તેમ નિર્ણય કરશે.

આજે બ્રિટિશ સરકારની બોલબાલા છે. એણે હિંદુસ્તાનને નિઃશસ્ત્ર બનાવ્યું છે, લાચાર બનાવ્યું છે. સર ચિમનલાલ કહે છે કે તમે એમ ન કહેશો કે આપણે લાચાર છીએ. પણ કૉંગ્રેસ કહે છે કે એની દાનત તો જોવા દો. જો સાચા હોય તો કહેને કે અમારે ત્યાં હોળી સળગી છે, તમે તમારું બંધારણ ઘડો અને તમારા રક્ષણની તૈયારી કરો. સાચી દાનત, સાફ દાનત હોય તો એમ કહે.

પણ એ તો કહે છે કે તમને રાજ્ય સોંપીએ તો આ રાજાઓનું શું થાય? જગત બધામાં થઈને જેટલા રાજા નથી એટલા હિંદુસ્તાનમાં રાજા છે. ચોમાસામાં અળસિયાં નીકળે એટલા રાજા છે. પણ એ બધા તમારી ઊભી કરેલી બલા છે.

* * *

તોપ બંદૂકની લડાઈ લડનારા પણ એક અવાજથી ન લડતા હોય તો લડાઈ હારી જાય. ત્યારે આપણે તો નૈતિક બળથી લડવાનું છે. એટલે કૉંગ્રેસમૅને તો એક જ સૂર કાઢવો જોઈએ.

* * *

શું દુનિયામાં આપણે જ એટલા નિર્માલ્ય છીએ કે આપણા દેશની મુક્તિ માટે ભોગ આપવા નથી ઇચ્છતા, જ્યારે બીજા દેશો પારકા મુલકને માટે પણ લડે છે?

કેટલાક કહે છે કે ગાંધીજી તો રેંટિયાની વાત કરે છે. તો એ તો કંઈ નવાઈની વાત નથી કરતા. આવ્યા ત્યારના કહે છે. વીસ વરસથી વાવટાની પૂજા કરી. એમાં શાનું ચિત્ર છે? તોપ બંદૂકનું કે તલવારનું છે? એમાં રેંટિયો રાખ્યો છે, એ ન જોયું? ગાંધીજી આવ્યા તે પહેલાં તો છત્રીસ જાતની પાઘડીઓ હતી. એમણે સફેદ ખાદીની ટોપી દાખલ કરી. પ્રધાનમંડળો થયાં ત્યારે એ અને એની પાછળનો યુનિફૉર્મ ન જોયો?

જેમ બંદૂક ધારણ કરનાર સિપાઈ પોતાના પોશાક પાછળની ફિલસૂફી ઓળખે છે, તેમ સત્યાગ્રહીએ પણ પોતાની ખાદી પાછળની ફિલસૂફી સમજવી જોઈએ. ખાદી પહેરવાની સાથે રેંટિયો કાંત્યા વિના એ નહીં સમજાય.

* * *

બધા લઘુમતીવાળાઓની વધુમતી કરવાની વાત ચાલે છે પણ એ નહીં બની શકે. હિંદુસ્તાનમાં હિંદુનું નહીં, મુસલમાનનું નહીં, પણ

હિંદુસ્તાનીઓનું રાજ્ય ચાલવું જોઈએ. જો અંગ્રેજ પણ એમ માનતા હોય કે હિંદુઓની બહુમતી છે એની લઘુમતી કરી નાખવી, તો એ કોઈ કાળે નહીં બને. પણ અમે એમ નથી કહેતા કે અમે કહીએ એ જ થાય. લોકપ્રતિનિધિ સભા જે ફેંસલો કરે એ કબૂલ રાખો. બનતાં સુધી એમાં એકમતે બંધારણ ઘડાશે. પણ જો કંઈ મતભેદ પડે તો સ્વતંત્ર લવાદ પાસે ફેંસલો કરાવવાનું કબૂલ છે.

* * *

આજ સુધી દુનિયામાં બધા દેશોએ તોપ બંદૂકથી સ્વતંત્રતા મેળવી છે અને રાખી છે, પણ આપણી પાસે એવી કંઈ સામગ્રી નથી. અત્યારે લાકડીની પણ સરકાર ઇચ્છે તો બંધી કરી શકે છે. છતાં ગાંધીજી કહે છે કે શસ્ત્રો વિના સ્વતંત્રતા મેળવાય, એ આપણે દુનિયાને બતાવવું છે. માટે ગાંધીજીની પાછળ પાછળ ચાલવાની તૈયારી કરો. અત્યારે એવો વખત આવ્યો છે કે હિંદુસ્તાન સ્વતંત્ર ન થાય તો કાયમને માટે ડૂબ્યું સમજજો. પણ આપણે ડૂબવાના નથી. હિંદુસ્તાન સ્વતંત્ર થવાનું જ છે. પણ તે માટે આપણે મરી ફીટવાની તૈયારી કરવી જોઈએ. ભવિષ્યની પ્રજા આપણી પાસેથી હિસાબ લેશે કે ગુલામી કાઢવા તમે શો ફાળો આપ્યો હતો? નહીં આપ્યો હોય તો તમારી નાલેશી થશે.

* * *

અત્યારે ચાક ઉપર પિંડો છે. એમાંથી ઘડો ઊતરશે કે ગાગર એની તો કુંભારનેય ખબર નથી. અત્યારે તો બેય કહે છે કે અમે જીતવાના. પણ કોણ જીતશે એ તો ઈશ્વરને ખબર. એનો ખેલ અજબ છે. વારો ફરતી વારો આવે છે. ચઢતી પડતી ચાલ્યાં કરે છે. પણ તેની પાછળ પણ કારણો હોય છે. જેનાં પાપ વધારે હશે તે હારશે.

* * *

તોપ બંદૂકની લડાઈમાં જે કુરબાની કરવી પડે એના કરતાં જુદી જાતની કુરબાની સત્યાગ્રહમાં જોઈએ છે. ગાંધીજી જે કુરબાનીની તૈયારી માગે છે એ કરશો એવી આશા રાખું છું.

# વડોદરા રાજ્યની પ્રજાને

[તા. ૧૦-૩-૧૯૪૦ને રોજ સાંજના ૭ વાગ્યે નવસારીમાં દૂધિયા તળાવ પર આપેલા ભાષણમાંથી.]

આપણો મુલક લડાઈમાં સંડોવાયેલો છે, કારણ આપણું રાજ્ય તેમાં સંડોવાયેલું છે. આપણને એમાં ક્યાં પૂછવા કરવાનું છે! રાજ્યે જબરદસ્તીથી પ્રજાને પૂછ્યા સિવાય લઈ શકે એટલા પૈસા લેવાનો નિર્ણય કર્યો છે. લડાઈમાં મુલક સામેલ થયો એ તો વાઇસરૉય સિવાય બાકીના બધાએ છાપામાંથી જાણ્યું. આ ભયંકર દશા છે. આ તો હિંદુસ્તાનનું ભારે અપમાન છે.

એટલે દેશના મુખ્ય માણસોએ ભેગા મળી વિચાર્યું કે આ યુદ્ધનો હેતુ શો છે, એ જાણીએ. લડાઈના પરિણામે લાભ થવાનો હોય, ગુલામીમાંથી મુક્ત થવાનું હોય તો ન પૂછ્યું તોયે કબૂલ રાખીએ. લડાઈને અંતે હિંદુસ્તાન ઉપર ચઢી બેઠા છે એ ઉતરી જવાના હોય, ગુલામીની બેડીઓ તોડી નાખવાના હોય તો મદદ આપવાનો વિચાર કરીએ.

જેને નાઝીઝમ કહે છે, જેમાં લોકશાસનનો નાશ રહેલો છે, એનો વિજય હિંદુસ્તાન નથી ઇચ્છતું. એથી સામ્રાજ્યનો પરાજય નથી ઇચ્છતું. એટલે અમે વાઇસરૉયને પૂછવાનો નિર્ણય કર્યો. એનો જવાબ અત્યાર સુધી તો સીધો ન મળ્યા. પણ હવે મળવા લાગ્યો છે કે, તમે લાયક છો! જાઓ મુસ્લિમો સાથે એટલે મુસ્લિમ લીગ સાથે ફેંસલો કરીને આવો; એ થાય તો પછી કહે કે રાજાઓ સાથે ફેંસલો કરી આવો; એ થાય તો પછી અહીં અંગ્રેજોના આટલા બધા હિતસંબંધો છે, રેલવે છે, આટલું ધન ખર્ચ્યું છે એનું શું, એ વિચારાય. આમ બે બિલાડીઓની માફક કોમ કોમને એ લડાવવા માગે છે.

આમાં અમને તો કશું મળતું નથી; હિંદુનું જ ચાલે છે. અમે તો પહેલેથી કહેતા હતા કે આમાંથી કંઈ નહીં મળે; એથી તો કોમી ઝેર ફેલાશે. કોમી વાદ દાખલ કરવામાં આવ્યો ત્યારે કૉંગ્રેસે તો રાડ પાડેલી પણ ન સાંભળ્યું.

અલ્લાહાબાદમાં હિંદુ, મુસલમાન, શીખ, ખ્રિસ્તી બધા એક થયા અને ફેંસલો કર્યો કે આપણે કોમી મતદાર મંડળો ન જોઈએ અને મુસલમાનો જે માગે તે આપવું. પણ તરત જ ત્યાંથી હિંદના પ્રધાને મુસલમાનોને તાર કર્યો કે તમે એમાં ભળશો નહીં, અમે વધારે આપીશું. અમે તો દાખલા સાથે બતાવ્યું છે કે એ જ લડાવે છે.

એ તો કહે છે કે તમે બે લડો છો ત્યાં સુધી લઘુમતી કોમનું રક્ષણ કરવાનું ઈશ્વરે અમને સુપરત કરેલું છે. તો આ લડાઈ પણ ઈશ્વરે તમને સુપરત કરેલી છે. ત્યાં જ તમારો ફેંસલો થશે.

અમે કહ્યું કે તમે જાહેરનામું બહાર પાડો કે લોકપ્રતિનિધિ સભા નિર્ણય કરશે તે આપીશું. એ કબૂલ રાખશો તો અમે મુસલમાનો સાથે ફેંસલો કરીને જ ઊઠીશું. અને બદકિસ્મતીથી મતભેદ પડશે તો પંચ નિર્ણય કરશે. એને લાગ્યું કે આમાં કંઈ ઓલાય એમ નથી એટલે હવે કહે છે કે રાજાઓનું શું? ત્યારે અમે કહીએ છીએ કે એ તો તમારી રચેલી સૃષ્ટિ છે.

રાજાઓની વ્યક્તિનો સવાલ જ નથી. વસ્તુ એ છે કે અત્યારે રાજાઓની સંસ્થાઓનો અંત આવ્યો છે. દુનિયાનો ઉકરડો કંઈ હિંદુસ્તાન થોડું છે? જ્યાં રાજા છે ત્યાં પણ તેની સત્તા તો પ્રજા પાસે છે. અત્યારે જે સાર્વભૌમ સત્તા છે એને પ્રજા પણ નમે છે અને રાજા પણ નમે છે. કહે છે કે અમે તો રાજાઓ સાથે કરારનામાં કર્યાં છે. અમને શી ખબર કે કયે કાળે, કઈ રીતે શું લખાવી લીધું છે? દેશી રાજ્યની પ્રજાનો અધિકાર એક રતીપૂર પણ જાય એ કબૂલ કરવા કૉંગ્રેસ તૈયાર નથી.

પછી એમ કહો કે અમારાં આટલાં હિતો છે, આટલું લશ્કરી હિત વગેરે છે, તો એનો પણ તોડ થઈ શકે છે.

લડાઈમાં હાર્યા તો રામ બોલી જવાના છે અને જીત્યા તોય ખોખરા થઈ જવાના છે. આ લડાઈને અંતે કોઈ રાજ્ય બીજાને તાબે નથી રહેવાનું. વિચારોમાં પણ ભારે પરિવર્તન થવાનાં છે.

આવા સંજોગોમાં વડોદરા રાજ્ય સાથે ઝઘડો કરવો યોગ્ય નથી. બધા રાજાઓ ભેગા મળી નિર્ણય કરે તો પણ એની ઉપર પોલિટિકલ

ડીપાર્ટમેન્ટ છે. કોઈ રાજા સ્વતંત્ર નથી. પણ દેશી રાજ્યની પ્રજામાં બળ હોવું જોઈએ.

પ્રજામંડળને લોકોનો સાથ છે એ આપણે પુરવાર કરવું જોઈએ. એ પુરવાર તો ત્યારે થાય કે ધારાસભામાં સત્તાવીસ સામાન્ય જગ્યાઓ છે એ સત્તાવીસે સત્તાવીસ આપણને મળવી જોઈએ.

વડોદરા રાજ્ય એ ગુજરાતમાં ફૂલગૂંથણી જેવું ગૂંથાયેલું છે. મારે ને તમારે એક નાવમાં બેસવાનું છે. એટલે તમે ડૂબો તો હું ડૂબું, હું ડૂબું તો તમે ડૂબો. એટલે દેશી રાજ્યોની પ્રજાએ બ્રિટિશ હિંદની પ્રજા સાથે રહેવું જોઈએ.

અત્યારે હિંદુસ્તાન અને દુનિયાની પરિસ્થિતિ જોતાં અંદર અંદર લડવાના ઝઘડામાં પડવું નથી. વડોદરા રાજ્યની હસ્તી પછી આ પહેલો અવસર છે કે આટલો વિશાળ મતાધિકાર મળ્યો છે. બ્રિટિશો કહે છે કે તમે લાયક થાવ ત્યારે ને? રાજાઓ પણ એમ કહે છે. પણ એ તો પેલા જેવું કહે છે તેવું આ કહે છે. જલાલપુરમાં મુત્સદ્દીઓ રહે છે અને અહીં બેવકૂફો છે એમ કહેશો? ત્યાં શરાબબંધી હશે અને અહીં શરાબખાનાં ચાલે એવું ચાલશે? એટલે આપણે મહારાજાના દિલ ઉપર અસર પાડવી જોઈએ કે આપણે તેમની સાથે ઝઘડો કરવા માગતા નથી. એ અવાજ મહારાજાના કાન ઉપર પાડવો છે.

તમારા મત પ્રજામંડળના માણસને આપજો, નહીં તો તમારે જવાબદાર રાજ્યતંત્ર નથી જોઈતું એમ કહેશે. જેટલાં માણસો એમાં ઓછાં જશે તેટલો એવો અર્થ થશે કે પ્રજાને પ્રજામંડળમાં વિશ્વાસ નથી, પ્રજાને આટલાથી સંતોષ છે.

આ મુલકમાં ઘણાને ઉછેદિયું ખાવાની ટેવ હોય છે. કોઈકનું જાય અને મને મળે એવી માળા જપતા હોય છે. તેથી જ અમે વડી ધારાસભામાં કોઈને જવા નથી દેવાના. અમે પ્રધાનપદાં છોડ્યાં પણ ધારાસભા નથી છોડી.

હિંદુસ્તાનનો મોટો કોયડો ઊકલે તો રાજાઓના અને દેશી રાજ્યોની પ્રજાના નાના નાના કોયડા ઝપાટાબંધ ઊકલી જશે. હિંદુસ્તાનની પ્રજા ઘોડા વેગે ચાલતી હશે તો તમે કંઈ ટગુમગુ ચાલી શકવાના છો? તમારે પણ ઘોડે ચડવું પડશે.

પ્રજામંડળ આજે જે ઠરાવ 'કરે છે એને તમારા હૃદયમાં સ્થાન' આપજો અને તમારો મત એને જ આપજો. બે મહિનામાં ચૂંટણી થશે ત્યારે તમારી કસોટી થવાની છે.

આમાં અમને તો કશું મળતું નથી; હિંદુનું જ ચાલે છે. અમે તો પહેલેથી કહેતા હતા કે આમાંથી કંઈ નહીં મળે; એથી તો કોમી ઝેર ફેલાશે. કોમી વાદ દાખલ કરવામાં આવ્યો ત્યારે કોંગ્રેસે તો રાડ પાડેલી પણ ન સાંભળ્યું.

અલ્લાહાબાદમાં હિંદુ, મુસલમાન, શીખ, ખ્રિસ્તી બધા એક થયા. અને ફેંસલો કર્યો કે આપણે કોમી મતદાર મંડળો ન જોઈએ અને મુસલમાનો જે માગે તે આપવું. પણ તરત જ ત્યાંથી હિંદના પ્રધાને મુસલમાનોને તાર કર્યો કે તમે એમાં ભળશો નહીં, અમે વધારે આપીશું. અમે તો દાખલા સાથે બતાવ્યું છે કે એ જ લડાવે છે.

એ તો કહે છે કે તમે બે લડો છો ત્યાં સુધી લઘુમતી કોમનું રક્ષણ કરવાનું ઈશ્વરે અમને સુપરત કરેલું છે. તો આ લડાઈ પણ ઈશ્વરે તમને સુપરત કરેલી છે. ત્યાં જ તમારો ફેંસલો થશે.

અમે કહ્યું કે તમે જાહેરનામું બહાર પાડો કે લોકપ્રતિનિધિ સભા નિર્ણય કરશે તે આપીશું. એ કબૂલ રાખશો તો અમે મુસલમાનો સાથે ફેંસલો કરીને જ ઊઠીશું. અને બદકિસ્મતીથી મતભેદ પડશે તો પંચ નિર્ણય કરશે. એને લાગ્યું કે આમાં કંઈ બોલાય એમ નથી એટલે હવે કહે છે કે રાજાઓનું શું? ત્યારે અમે કહીએ છીએ કે એ તો તમારી રચેલી સૃષ્ટિ છે.

રાજાઓની વ્યક્તિનો સવાલ જ નથી. વસ્તુ એ છે કે અત્યારે રાજાઓની સંસ્થાઓનો અંત આવ્યો છે. દુનિયાનો ઉકરડો કંઈ હિંદુસ્તાન થોડું છે? જ્યાં રાજા છે ત્યાં પણ તેની સત્તા તો પ્રજા પાસે છે. અત્યારે જે સાર્વભૌમ સત્તા છે એને પ્રજા પણ નમે છે અને રાજા પણ નમે છે. કહે છે કે અમે તો રાજાઓ સાથે કરારનામાં કર્યાં છે. અમને શી ખબર કે કયે કાળે, કઈ રીતે શું લખાવી લીધું છે? દેશી રાજ્યની પ્રજાનો અધિકાર એક રતીપૂર પણ જાય એ કબૂલ કરવા કોંગ્રેસ તૈયાર નથી.

પછી એમ કહો કે અમારાં આટલાં હિતો છે, આટલું લશ્કરી હિત, વગેરે છે, તો એનો પણ તોડ થઈ શકે છે.

લડાઈમાં હાર્યા તો રામ બોલી જવાના છે અને જીત્યા તોય ખોખરા થઈ જવાના છે. આ લડાઈને અંતે કોઈ રાજ્ય બીજાને તાબે નથી રહેવાનું. વિચારોમાં પણ ભારે પરિવર્તન થવાનાં છે.

આવા સંજોગોમાં વડોદરા રાજ્ય સાથે ઝઘડો કરવો યોગ્ય નથી. બધા રાજાઓ ભેગા મળી નિર્ણય કરે તો પણ એની ઉપર પોલિટિકલ

ડીપાર્ટમેન્ટ છે. કોઈ રાજા સ્વતંત્ર નથી. પણ દેશી રાજ્યની પ્રજામાં બળ હોવું જોઈએ.

પ્રજામંડળને લોકોનો સાથ છે એ આપણે પુરવાર કરવું જોઈએ. એ પુરવાર તો ત્યારે થાય કે ધારાસભામાં સત્તાવીસ સામાન્ય જગ્યાઓ છે એ સત્તાવીસે સત્તાવીસ આપણને મળવી જોઈએ.

વડોદરા રાજ્ય એ ગુજરાતમાં ફૂલગૂંથણી જેવું ગૂંથાયેલું છે. મારે ને તમારે એક નાવમાં બેસવાનું છે. એટલે તમે ડૂબો તો હું ડૂબું, હું ડૂબું તો તમે ડૂબો. એટલે દેશી રાજ્યોની પ્રજાએ બ્રિટિશ હિંદની પ્રજા સાથે રહેવું જોઈએ.

અત્યારે હિંદુસ્તાન અને દુનિયાની પરિસ્થિતિ જોતાં અંદર અંદર લડવાના ઝઘડામાં પડવું નથી. વડોદરા રાજ્યની હસ્તી પછી આ પહેલો અવસર છે કે આટલો વિશાળ મતાધિકાર મળ્યો છે. બ્રિટિશો કહે છે કે તમે લાયક થાવ ત્યારે ને? રાજાઓ પણ એમ કહે છે. પણ એ તો પેલા જેવું કહે છે તેવું આ કહે છે. જબલપુરમાં મુત્સદ્દીઓ રહે છે અને અહીં બેવકૂફો છે એમ કહેશો? ત્યાં શરાબબંધી હશે અને અહીં શરાબખાનાં ચાલે એવું ચાલશે? એટલે આપણે મહારાજાના દિલ ઉપર અસર પાડવી જોઈએ કે આપણે તેમની સાથે ઝઘડો કરવા માગતા નથી. એ અવાજ મહારાજાના કાન ઉપર પાડવો છે.

તમારા મત પ્રજામંડળના માણસને આપજો, નહીં તો તમારે જવાબદાર રાજ્યતંત્ર નથી જોઈતું એમ કહેશે. જેટલાં માણસો એમાં ઓછાં જશે તેટલો એવો અર્થ થશે કે પ્રજાને પ્રજામંડળમાં વિશ્વાસ નથી, પ્રજાને આટલાથી સંતોષ છે.

આ મુલકમાં ઘણાને ઉછેદિયું ખાવાની ટેવ હોય છે. કોઈકનું જાય અને મને મળે એવી માળા જપતા હોય છે. તેથી જ અમે વડી ધારાસભામાં કોઈને જવા નથી દેવાના. અમે પ્રધાનપદાં છોડયાં પણ ધારાસભા નથી છોડી.

હિંદુસ્તાનનો મોટો કોયડો ઊકલે તો રાજાઓના અને દેશી રાજ્યોની પ્રજાના નાના નાના કોયડા ઝપાટાબંધ ઊકલી જશે. હિંદુસ્તાનની પ્રજા ઘોડા વેગે ચાલતી હશે તો તમે કંઈ ટચુકગુ ચાલી શકવાના છો? તમારે પણ ઘોડે ચડવું પડશે.

પ્રજામંડળ આજે જે ઠરાવ 'કરે છે એને તમારા હૃદયમાં સ્થાન' આપજો અને તમારો મત એને જ આપજો. બે મહિનામાં ચૂંટણી થશે ત્યારે તમારી કસોટી થવાની છે.

બીજી મારી તમને સલાહ છે. ગુજરાતમાં આપણે આ યુગમાં ઘણાં વરસ ગાંધીજીનો ઉપદેશ સાંભળ્યો. ગાંધીજીએ ગુજરાતને દુનિયામાં ઓળખાવ્યો. આખી દુનિયાને હલાવે એવી એણે દાંડીકૂચ કરી. એક લંગોટીવાળો માણસ સાબરમતીથી નીકળી સુરતને કિનારે મીઠું બનાવવા નીકળ્યો. ત્યાં મીઠું બનાવવા દીધું હોત તો શું જતું રહેવાનું હતું? પ્રથમ તો અમલદારો હસતા હતા કે મીઠું બનાવવા નીકળ્યા! પણ ત્યાં પહોંચતાં પહોંચતાં તો આખી સલ્તનતને ડોલાવી દીધી. દુનિયામાં બધા મુલક સ્વતંત્રતા સાચવવા કે મેળવવા તલવારથી લડાઈ કરે છે. હિંદુસ્તાન તલવારથી લડવા નથી માગતું. એ તો દુનિયાનો ઇતિહાસ છે કે તલવારથી મેળવેલું તલવારથી જવાનું. સત્યથી મેળવેલું જતું નથી. ગાંધીજી કહે છે કે હિંદુસ્તાનની સંસ્કૃતિ જુદી છે. એણે સ્વતંત્રતા તલવારથી ન મેળવવી.

દરરોજના દસ કરોડ રૂપિયા લડાઈમાં ખર્ચે છે. એવું ક્યાં સુધી ચાલશે? જંગલમાં જેમ વાઘવરુ લડતાં હોય એમ લડે છે. ગાંધીજીએ એક જ રસ્તો બતાવ્યો કે આપણે સત્ય અને અહિંસાથી લડવું છે.

અંગ્રેજો આપણને કહે છે કે અમે જઈશું તો તમારું શું થશે? તો અમે કહીએ છીએ કે, ભાઈસાહેબ, તમે જાઓ અહીંથી. અમારું જે થવાનું હશે તે થશે. તમે અમને લાચાર બનાવ્યા એ જ તમારી સામે અમારો મોટામાં મોટો વિરોધ છે.

હવે આપણી પરીક્ષા થવાની છે. એટલે તે માટે આપણે તૈયારી કરવાની છે. ગાંધીજી ગુજરાત પાસે મોટી આશા રાખે છે. આપણને મળવા એ અહીં આવવાના છે. એ અહીં આવે ને આટલી બધી બહેનોમાં કોઈ ખાદીવાળી ન હોય એ બરાબર નથી. જો હિંદુસ્તાનમાં વસતા કરોડોના પ્રતિનિધિ થવું હોય તો ખાદી વગર ન ચાલે. જો એના પ્રતિનિધિ થવું હોય, સ્વરાજ્ય જોઈતું હોય તો હાથે વણેલું ને હાથે કાંતેલું કાપડ પહેરવું જોઈએ.

આપણા મુસલમાન ભાઈઓમાં ગેરસમજૂતી થઈ હોય એ દૂર કરવા પ્રયત્ન કરવો જોઈએ. અસ્પૃશ્યતા દૂર કરવી જોઈએ. પૂરી તૈયારી કરીને લડત કરવી જોઈએ.

સિપાઈઓ એમ કહે કે અમારે લડવું છે પણ સેનાપતિ કહે એ હથિયાર અમે રાખવાના નથી. તો એ લડાઈ ચાલે નહીં. ગાંધીજી કહે કે રેંટિયો ચલાવવો જોઈએ, ખાદી પહેરવી જોઈએ. તમે કહો કે રેંટિયો તો પહેલાંયે હતો, તો તમારે બીજો સેનાપતિ શોધી લેવો જોઈએ. પણ મારી ઉમેદ છે કે તમે ગાંધીજીને જ અનુસરશો.

## ૧૦૯

# ગ્રામસેવકોને

[તા. ૯-૫-૧૯૪૦ના રોજ બારડોલીમાં ગ્રામસેવા સંમેલનમાં આપેલા ભાષણમાંથી.]

જેઓ ગામડામાં જીવન ગાળવાનો નિશ્ચય કરી બેઠા છીએ, તે આખી પ્રજાને ઉપાડવા બેઠા છીએ. આપણે ત્યાં પુણ્યદાન કરવા નથી ગયા. મુલકની જ્યારે હાકલ પડે ત્યારે આપણું નામ ત્યાં પડેલું જ છે એ આપણી સ્થિતિ હોવી જોઈએ. માનસિક તૈયારી તો આપણી હમેશાં હોય. આપણે કંઈ છૂપું કામ ન કરીએ. ગયે વખતે આપણે કંઈક છૂપાં કામ કર્યાં. પ્રચાર કરવા પહેરવેશ બદલ્યા. પણ એ સત્યાગ્રહનું વિકૃત સ્વરૂપ છે. એટલી ઓછી તૈયારી. એ બધા સહેલા રસ્તા શોધ્યા. સત્યાગ્રહી કઠણ રસ્તા શોધે.

*                    *                    *

બીજા પ્રાંતમાં ખાદી કામ થાય છે એવું આપણે ગુજરાતમાં કરી શકીએ એટલી કુશળતા આવી ગઈ છે. એક સિદ્ધાન્ત કાઢ્યો છે કે ગામડામાં કામ કરનારને રેંટિયા વગર નહીં ચાલે. રેંટિયા વગર જશે તે અધ્ધર પગે ચાલશે. નહીં તો પછી લોકો એને ઓળખી જશે. પછી એણે આવડે એવાં રામાયણ, મહાભારતનાં ગપ્પાં મારવાં પડશે. પણ એ પણ અમુક ઋતુમાં જ ચાલે છે.

પણ જેટલા કેળવાયેલા માણસો છે—જેમની મારફત ગામડામાં સંબંધ બાંધી શકાય—એમને જ રેંટિયા ઉપર શ્રદ્ધા નથી. મહાત્માજીએ પ્રથમ રેંટિયાની વાત કરી ત્યારે ઘણા જણને એમ થયું કે મોટા માણસ કહે છે તો એમાં કંઈક હશે. ઘણાને એમ થયું કે કૉંગ્રેસમાં રહેવું હોય તો ખાદી પહેરવી જોઈએ. કેટલાકને એમ પણ થયું કે અમુક લોકોને કૉંગ્રેસની બહાર રાખવાનો આ સારો રસ્તો છે.

પણ ગામડામાં જનાર માણસની શ્રદ્ધા એ રેંટિયામાં ચોંટી હશે તો એની જિંદગી નકામી જવાની છે.

ચરખા સંઘના નિયમો છે, બંધનો છે એનું આપણે પાલન ન કરી શકીએ તો એ લાંબે સુધી ચાલી નહીં શકે. ખાદીનું કામ ચરખા સંઘના ધોરણ પર લઈ જવું પડશે.

બે વરસ પાંચ વરસ કામ કર્યા પછી માણસને એટલો આત્મવિશ્વાસ, હિંમત આવવી જોઈએ કે કોઈ સંસ્થા ઉપર આધાર ન રાખવો પડે.

જ્યાં સુધી ખાદીના કામને ટેકા આપવા પડે છે ત્યાં સુધી એને પડવાનો ભય છે. અમુક વખત પછી આપણી એ સ્થિતિ નહીં રહેવી જોઈએ કે આપણે છોડીને ચાલી જવું પડે. તમારો પ્રકાશ આસપાસ એટલો પડવો જોઈએ કે લોકો જ ન જવા દે. એ જ બોજો ઉપાડી લે.

આપણે જે કામ કરીએ છીએ એથી આપણા દિલને, આત્માને સંતોષ છે કે નહીં? એથી લોકોને ફાયદો થાય છે કે નહીં? આપણી માનસિક પ્રગતિ થાય છે કે નહીં? જો કાટ ચઢતો હોય તો આપણામાં કંઈ નૈતિક ખામી છે કે કેમ એ વિચારી લેવું જોઈએ. સ્થળની ખામી હોય તો તે વિચારી લેવું જોઈએ. જેમ કે બાપુ સેગાંવમાં જઈને બેઠા છે. ઘણી વાર કહ્યું કે અહીં શું બેઠા? તકરાર ઘણી કરી. પણ કહે કે કઠણમાં કઠણ જગાએ કોઈએ તો જવું જોઈએ ને? ત્યાં અત્યારે સત્તર-અઢાર શીતળાના કેસ છે. ત્યાં તો એવું છે કે દરેક મોસમના રોગ થાય છે. ગામમાં ફેરફાર ઘણા થયા પણ હજી ઘણી તકલીફ છે. એને આટલાં સાધન, આટલો મોટો માણસ, એને એટલી તકલીફ પડી તો આપણે તો પામર માણસ.

હિંદુસ્તાનમાંથી પચીસ કરોડ માણસની કતલ કરે તો રશિયાની રીતે ચાલે. ઉદ્યોગપ્રધાન દેશ કરવો હોય તો યંત્રોમાં પોસાય એટલા માણસ રહે અને એ તગડા થાય. અને પછી યંત્રોમાંથી નીકળેલો માલ ન ખપે તો આ યુરોપમાં યાદવાસ્થળી ચાલે છે એમ થાય. એમ બધું વિચારી પાછા ચરખા પર આવીએ છીએ. એટલે આપણને એમાં શ્રદ્ધા હોય તો જ આગળ ચાલી શકીશું. આપણે ગામડામાં પડેલા છીએ એ તો સંપૂર્ણ શ્રદ્ધાથી પડેલા છીએ. આપણામાં અથાગ શ્રદ્ધા હોવી જોઈએ.

ખાદીની પાછળ ગામડાંમાં સફાઈનું, કેળવણીનું કામ છે. મોટી ઉંમરના માણસોને અક્ષરજ્ઞાન આપવાનું કામ છે. કજિયા દૂર કરવાનું અને સામાજિક સડા દૂર કરવાનું કામ છે. એ ભગીરથ કામ છે. તે માટે લોકોના જીવનમાં પ્રવેશ કરવો જોઈએ. આ બધા પ્રશ્નો વિચારવાના છે. જે પ્રશ્નો ઊભા થતા હોય તે એકબીજાને મળીને વિચારીએ.

## ૧૧૦

# સ્વતંત્ર હિંદ યુદ્ધમાં સાથ આપશે

૧

[તા. ૧૮-૭-૧૯૪૦ના રોજ શેઠ લાલભાઈ દલપતભાઈ આર્ટ્સ કૉલેજમાં આપેલા ભાષણમાંથી.]

* * *

ભલે તમે અત્યારે આવી સંસ્થાની અંદર શાંતિનો અનુભવ કરતા હો, પણ તમારાં આંખ કાન દુનિયામાં જે ચાલે છે એની સામે બંધ નહીં કરી શકો, અને બંધ કરશો તો ભણતર નકામું છે.

* * *

દુનિયામાં નહીં ધારેલી ગતિથી મોટા મોટા બનાવો બન્યા છે. એક બે હફતામાં મોટા મોટા મુલકો પડ્યા છે. ફ્રાન્સ જેવો દેશ કે જેની પાસેથી બીજા દેશોએ સ્વતંત્રતાની પ્રેરણા મેળવેલી એ બે અઠવાડિયાંમાં પોતાની સ્વતંત્રતા ગુમાવી બેઠો. ઇતિહાસમાં નહીં વાંચેલા, નહીં કલ્પેલા બનાવો બની રહ્યા છે.

* * *

ગાંધીજી તો એમ કહે છે કે કૉંગ્રેસે વીસ વરસથી અહિંસાને રસ્તે કામ કર્યું છે. એ રસ્તો છોડી દઈશું તો આગળ જોખમમાં આવીશું. અમારી સ્થિતિ જુદી છે. એટલે સુધી જવાય તો તો સારું જ. પણ આંતરિક અવ્યવસ્થા અને બહારનાં આક્રમણને અહિંસાથી પહોંચી શકવાની તાકાત અમારામાં નથી. એમ જો બની શકે તો સોના કરતાં પીળું શું?

પ્રાંતીય સત્તા હાથમાં હતી ત્યારે પણ થોડો ઘણો હિંસાનો ઉપયોગ કરવો પડ્યો છે. આજે ગુજરાતના પ્રતિનિધિ તરીકે હું નથી કહી શકતો કે ગુજરાતમાં એટલી અહિંસાની તૈયારી છે. મુલકના લોકો અમારી સામે જુએ છે. અહીં અસ્થિરતા થાય, તોફાન થાય ત્યારે એક કૉંગ્રેસ સામે સૌની નજર જાય છે.

અંગ્રેજોને અમે કહીએ છીએ કે આ યુદ્ધમાં તમને પૂરેપૂરો સાથ આપવા તૈયાર છીએ. અમારો અહિંસાનો પ્રયોગ આગળ ન વધારી શકીએ તોય તમારા યુદ્ધમાં અમે સાથ આપવા તૈયાર છીએ. નવજવાનોને

લશ્કરી તાલીમનો અવકાશ જોઈએ છે. કોંગ્રેસની એસેમ્બલી પાર્ટીએ વારંવાર ઠરાવ કર્યો છે કે લશ્કરનું હિંદીકરણ કરવું છે.

અત્યારે અમારા મોટા સિદ્ધાંતનો પ્રયોગ મુલતવી રાખીએ છીએ, પણ અમારો હેતુ એ સિદ્ધાંતને સફળ કરવાનો જ છે

ગાંધીજી બહુ દૂર જુએ છે અમારી નજર એટલે નથી પહોંચતી અમે ગાંધીજીના ઉપર બોજા રૂપ નથી થવા માગતા, અંતરાય રૂપ થવા નથી માગતા એ ઊડવા માગે છે, એટલું ઊડવાની અમારામાં શક્તિ નથી

ગાંધીજી કહે છે એ એક રસ્તો છે. બીજો રસ્તો હથિયારથી મુકાબલો કરવાનો છે. પણ ત્રીજો રસ્તો આપઘાતનો છે પુસ્તકો વાંચ્યા કરો એથી કંઈ નહી વળે તમારી પાસે નવજવાની છે, એનો ઉપયોગ કરવાનો પૂરો અવકાશ છે.

વિશ્વપ્રેમની ભાવના સેવતા હોઈએ તો આપણે ઇંગ્લંડને સિનશરતે મદદ કરવા જોઈએ એ સિદ્ધાંતની દૃષ્ટિએ સાચું છે. પણ એમ કરવા જાઉં તો મારે સાધુ થઈને બેસી જવું જોઈએ હું તો એવો પ્રેમ મારા કુટુંબમાં પણ પ્રેરી નથી શકતો ગાંધીને છોડીને કોંગ્રેસમાં કોઈએ એગનો વિશ્વપ્રેમ કેળવ્યો નથી. તેથી જ એ વિશ્વવંદનીય છે.

ક્રાઇસ્ટે કોઈ થપાટ મારે તો બીજો ગાલ ધરવાનું કહ્યું છે. પણ યુરોપમાં ક્રિશ્ચિયનો એનું પાલન કેવું કરી રહેલ છે તે આપણે જોઈએ છીએ.

આ તો વહેવારુ વૃત્તિ છે કે અત્યારે એ સંકડામણમાં આવ્યા છે અને તેથી માની જાય તો આપણે છૂટીએ આવું કહીએ તો કહે છે કે તમે સોદો કરો છો પણ મોટા સોદાગર તો એ લોકો છે

અમે તમારું પાછલું બધું ભૂલી જઈએ. પણ હું પૂછું છું કે તમારે મરતા મરતાય કશું છોડવું છે કે નહી ? કે પછી વીલ કરીને પાછળની પણ વ્યવસ્થા કરવી છે ? અમે તો એટલું જ વિચારીએ છીએ કે અમારા મુલકની જ સ્વતંત્રતા નથી ત્યાં વિશ્વની સ્વતંત્રતાનું ક્યાં કરીએ ? જ્યાં સુધી આપણે ગુલામ છીએ ત્યાં સુધી સત્તાની બાબતમાં કશી સ્પષ્ટતા કર્યા વિના જેટલી મદદ કરીશું તેટલી આપણી ગુલામીની બેડીઓ મજબૂત કરવામાં જ મદદ થશે પાછળનો અનુભવ પણ એવો જ છે એટલે અમે વાત કરીએ છીએ તે સોદાની નથી પણ સ્પષ્ટતા કરવાની છે

૨

[૧૯-૭-૧૯૪૦ના રોજ ગુજરાત પ્રાંતિક સમિતિ, અમદાવાદમાં આપેલા ભાષણમાંથી.]

* * *

બાપુનો લેખ તમે વાંચ્યો હશે. તેમાં લખે છે કે સરદાર તો પાછા આવશે જ. તો હું તો કયાંયે ગયોયે નથી અને આવ્યો પણ નથી. મેં તો ગુજરાતના ને બહારના પ્રતિનિધિ તરીકે કાર્યવાહક સમિતિમાં અભિપ્રાય આપ્યો છે. મારું મુલક વિષેનું નિદાન ખોટું હશે તો હું ખુશી થઈશ, રાજી થઈશ.

મેં તો ગાંધીજીને કહ્યું કે તમે હુકમ કરતા હો કે, મારી પાછળ પાછળ આવો તો મને એમના ઉપર એટલી શ્રદ્ધા છે કે આંખો મીચીને દોડું. પણ એ તો કહે છે કે મારા કહેવાથી નહીં, તમને પોતાને સૂઝ પડતી હોય તો આ માર્ગે ચાલો. હું એમની સાથે ચાલી શકું તો તમારા કોઈ કરતાં મને વધારે આનંદ થાય. પણ જેમાં મને સૂઝ ન પડતી હોય તેમાં સૂઝ પડે છે એવું મારાથી શી રીતે કહેવાય? મારે અથવા કોઈએ પણ તેમની સાથે બેઈમાની નહીં કરવી જોઈએ.

ત્યાર પછી ગાંધી સેવા સંઘમાં ચર્ચા થઈ અને કિશોરલાલભાઈએ લેખ લખ્યો એટલે મેં રાજીનામું આપ્યું. ગાંધી સેવા સંઘમાં અહિંસાને મર્યાદા ન હોવી જોઈએ. ત્યાં તો એનો સંપૂર્ણ પ્રયોગ થવો જોઈએ. મારા જેવા અપૂર્ણ માણસનું એમાં કામ નથી. અત્યારના સંજોગોમાં હું કૉંગ્રેસને છોડીને ભાગી નહીં શકું.

મલીકંદામાં ભેગા થયા ત્યારે પણ મેં એ જ કહેલું કે અત્યારના સંજોગોમાં કૉંગ્રેસમાં અહિંસાનો સંપૂર્ણ પ્રયોગ કરવો શક્ય નથી. અમારી શક્તિની મર્યાદા છે. અમારી અને ગાંધીજી વચ્ચે મુલકની શક્તિના માપમાં મતભેદ છે. આ એક વ્યક્તિની વાત નથી. વ્યક્તિ તો ગમે તેટલી ઊંચે જઈ શકે. પણ આખી સંસ્થાને, આખા દેશને સાથે લઈ જવાની વાત છે.

સમાજ ઉપર અત્યાચારો કરનાર પર જરૂરી હિંસા વાપર્યા વગર કામ ચલાવી શકીશું એવી મારી મતિ પહોંચતી નથી.

અત્યારે દલીલને અવકાશ નથી. સિદ્ધાન્તોની ચર્ચાનો સમય નથી. તમારે બધાએ વિચારવું જોઈએ કે અંદરની અવ્યવસ્થા અને બહારનું આક્રમણ થાય તોપણ લોકો હિંસાનો ઉપયોગ ઇચ્છતા નથી?

હિંસા છેવટે વ્યર્થ છે એ તો આપણે નજરે જોયું છે. મોટી હિમાલય પર્વત જેવી એન્જિનો ઘાઈન બનાવીને બેઠા, ને માન્યું કે એમાં દાંકણી પણ નહીં પેસી શકે. પણ એને તોડનારી હિંસા પણ નીકળી.

બાપુએ તો બ્રિટિશરને અપીલ કરી. પણ એ તો એ જ કરી શકે. હું કે તમે નહીં કરી શકીએ. આજે પણ ઇંગ્લંડમાં એમના અનેક મિત્રો છે. વાઇસરૉય પણ એમને મિત્ર તરીકે મિત્રાચારીભરી ચર્ચા માટે બોલાવે, આપણને નહીં બોલાવે. જોકે ઘણા અંગ્રેજોને બાપુની અપીલથી રંજ પણ થયો છે. હિંસાની વ્યર્થતાનું આટલું પ્રદર્શન થતું હોવા છતાં અંગ્રેજોને બીજું નહીં સૂઝે. છતાં એ લોકો નિર્મોલ છે 'એમ આપણે નથી કહી શકતા. આપણી અહિંસા એ નિર્બળની છે. અત્યારે આપણે આગળ જઈ શકીએ એમ નથી. દેશની સલામતીનો અને સંરક્ષણનો બોજો અહિંસાને માર્ગે ઉપાડી શકીએ એમ નથી એ કાર્યવાહક સમિતિના ઠરાવનો અર્થ છે. એનો અર્થ એ નથી કે કૉંગ્રેસે અહિંસાના સિદ્ધાન્તને છોડી દીધો છે. પણ એ માર્ગે એ આગળ જઈ શકે એમ નથી.

બે વરસથી બાપુ લખે છે કે મુલકમાં, કૉંગ્રેસમાં હિંસાનું વાતાવરણ છે, ગંદવાડ છે, સડો છે. આપણે જ વિચારીશું તો જણાશે કે પહેલાં જેટલો એકબીજા માટે વિશ્વાસ નથી.

બાપુજીએ સવાલ તો એ મૂક્યો કે મારો પ્રયોગ કરવાની મને સંપૂર્ણ સ્વતંત્રતા, અવકાશ હોવાં જોઈએ. એટલે એમણે અમારો ત્યાગ કર્યો છે. અમે કહ્યું કે તમારા જેટલી ઝડપથી, એટલા વેગથી અમે તમારી પાછળ આવી ન શકતા હોઈએ તો અમારે તમારી ઉપર બોજારૂપ ન થવું જોઈએ.

આજે આપણી પાસે એ નિર્ણય કરવાનો છે કે જો આપણને સ્વતંત્રતા મળતી હોય, સંપૂર્ણ સત્તા મળતી હોય તો આપણે લશ્કર વગર ચલાવી શકીશું? અમારી પાસે સત્તા આવશે તો લશ્કર વિખેરી નાખીશું એમ કહીએ તો એ કદી સત્તા નહીં આપે. મોટે ભાગે મુસલમાનો એની વિરુદ્ધ છે. કૉંગ્રેસ બહારના મુસલમાનો તો હિંસા પર જ મુસ્તાક છે. અહિંસાને થોડા સમય માટે મોટા ક્ષેત્રમાં લઈ જવાનું મુલતવી રાખવું પડે એનો અર્થ એ નથી કે સ્વરાજ્યની લડત માટે કૉંગ્રેસના સ્વયંસેવકોની અહિંસાની પ્રતિજ્ઞામાં ફેરફાર કરવાનો છે. છતાં હું તમારી સાથે કોઈ પ્રકારની દલીલ કરી વિચાર ફેરવવા નથી ઇચ્છતો, તેમ શ્રદ્ધા ઓછી કરવા પણ નથી માગતો.

બહારના લોકો મને આજ સુધી અંધ અનુયાયી કહેતા. હું કહેતો કે હું હોઉં તો મગરૂર થાઉં. પણ જોઉં છું કે તેવો હું નથી. આજે પણ કહું છું કે તમે આગેવાની લેતા હો તો અમે તમારી પાછળ ચાલીશું. પણ એ તો કહે છે કે ઉઘાડી આંખે, તમારી અક્કલ પ્રમાણે ચાલો.

અમે પણ ઘરબાર ફનાફાતિયા કરીને સાથે પડ્યા છીએ. છેવટે તરતાં તરતાં આટલે આવ્યા છીએ ત્યારે શું કરવા છૂટા પડીએ? પણ આ તો અણધારી સ્થિતિ આવી પડેલી છે. એના પડઘા મુલકમાં ન પડે એ અસંભવિત છે. દસબાર મુલક તો આ બેત્રણ અઠવાડિયાંમાં ખલાસ થઈ ગયા.

આઠ લીટીનો કાર્યવાહક સમિતિનો ઠરાવ છે. એમાં નથી સરકારની, નથી લોકોની કે કોઈની ટીકા. નથી એમાં શણગાર. એનો અર્થ એ છે કે હિંદુસ્તાન સ્વતંત્ર અને ઇંગ્લંડ પણ સ્વતંત્ર, એ પ્રમાણે થાય તો અમે મદદ કરીશું, એ ઠરાવ છે.

જો તમને એમ લાગતું હોય કે બાપુ કહે છે એ બરોબર છે તો એવો ઠરાવ કરો અને એનો અમલ કરો. પછી એમને દગો નથી દેવાનો. કોઈએ એવી રીતે વિચાર નહીં કરવો કે આમાં બાપુની વફાદારીનો સવાલ છે. તમને એમ લાગતું હોય કે એ જે પ્રકારની અહિંસા કલ્પે છે એ પ્રકારની અહિંસાનું પાલન કરવું છે તો તેમ ઠરાવ કરો. પણ ગાંધીજી આપણી પાસે આંધળી વફાદારી ઇચ્છતા નથી. આપણી શક્તિ કેટલી છે એ આપણે એમને સાફસાફ કહી દેવું જોઈએ. કોંગ્રેસની અંદર જે વસ્તુ નથી, એ છે એમ કહી ચલાવવું એ ચાલવાનું નથી.' એથી નુકસાન થવાનું છે.

જે કાયર છે એને અહિંસા શું શિખવાડું? એની પાસે હું હલકી વસ્તુ મૂકું છું એ એ સમજી શકે છે. એની આગળ ભારે વસ્તુ મૂકું તો તો એ ડઘાઈ જ જાય છે. એટલે એને સામાન્ય માણસને રસ્તે ચઢાવીએ તો એ ચઢી શકશે; પછી એ આગળ ચાલશે.

આપણે અત્યાર સુધી અહિંસાના પ્રયોગો કર્યા એ ઠીક કર્યું. પણ લોકોમાં જે કાયરતા છે, જ્યાં ઊભા છે ત્યાંથી આગળ ચાલી નથી શકતા, તેનું શું કરવું? ત્યાં ને ત્યાં ઊભા રહેવાનો આ સમય નથી. આપણી પાસે પસંદગી કરવાનો સમય આવ્યો છે.

* * *

તમારામાંથી જે કેવળ રચનાત્મક કાર્યમાં પડેલા છો અને કોઈ પણ સંજોગોમાં અહિંસાને વળગી રહેવા ઇચ્છો છો એમને માથે અમારા કરતાં વધારે જવાબદારી છે. તમને એમ લાગતું હોય કે કૉંગ્રેસ ખોટે રસ્તે જાય છે તો તો તમારે વિના સંકોચે એનો બોજો ઉપાડી લેવો જોઈએ. હું તો જરૂર એ તમને આપીશ.

# ૧૧૧

# યુદ્ધવિરોધ

[તા. ૩-૯-૧૯૪૦ના રોજ સુરતમાં આપેલા ભાષણમાંથી.]

૧

* * *

આ એક અજબ જેવું છે કે દુનિયાના પાંચમા ભાગની વસ્તી ધરાવનાર દેશને આવા દારુણ યુદ્ધમાં વગર પૂછ્યે સંડોવ્યો.

તમે કહો છો કે અમારા હેતુ શુદ્ધ છે. તમે ઉચ્ચ આદર્શો માટે, મહાન સિદ્ધાંતો માટે લડતા હો તો જણાવો ને! અમે એ જ જાણવા માગીએ છીએ. પણ એનો સીધો જવાબ એમણે ન આપ્યો. અને બોલ્યા તેમાંથી આખરે એ નીકળ્યું કે યુરોપની નવી રચના ખાતર જર્મની અને અમે લડીએ છીએ. યુરોપ અને અમેરિકાને છોડી બાકીના દેશો ઉપર સફેદ રંગના લોકો કેવી રીતે કાબૂ રાખી શકે એની આ લડાઈ છે, એવી ગંધ એમાંથી નીકળે છે.

* * *

અમારી લડાઈ તો તમારી સાથે ચાલતી હતી. હવે તમે પારકા દેશો સાથે લડો છો તો અમારો તો છૂટો છેડો કરો.

કહે છે અહીં અનેક ધર્મ છે, અનેક કોમ છે. એક થતા નથી, લાયક નથી. બાર મહિના સુધી આમ ચલાવ્યું. બિલાડીઓ અને વાંદરાની રમત રમવા લાગ્યા.

* * *

કૉંગ્રેસને તો પાંત્રીસ કરોડની સ્વતંત્રતા જોઈએ છે. આખા ભારતવર્ષની મુક્તિ જોઈએ છે. કૉંગ્રેસના બેત્રણને હોદ્દા મળે એટલા ખાતર કૉંગ્રેસ નથી લડતી. પાંચ હજારના પગાર બેત્રણને મળે એ અમારો ધંધો નથી.

* * *

આ જાહેરનામું એ કૉંગ્રેસની ઇજ્જત ઉપર, હિંદુસ્તાનની ઇજ્જત ઉપર હાથ નાખે છે. કૉંગ્રેસને દાબી દેવા માગે છે તે વખતે કૉંગ્રેસ એ ઉમેદ રાખે છે કે કરોડો માણસો એને હાર્દિક સાથ આપશે. આ જાહેરનામું એ કૉંગ્રેસને લડાઈનું આમંત્રણ છે.

* * *

આપણા ઉપર ઇશ્વિરની એવી મહેરબાની છે, આ સરકારે ગામડાંની એવી દશા કરી છે કે ત્યાં બૉમ્બ નાખવાથી એક બૉમ્બ બનાવવામાં જે ખર્ચ થાય છે એટલુંયે ગામડામાં નુકસાન ન થાય.

* * *

કૉંગ્રેસ આ મુલકમાંથી રાષ્ટ્રીયત્વનો નાશ કદી થવા નથી દેવાની. કૉંગ્રેસ નીચી મૂઠી કરી જવાની નથી.

આપણે હવે ભોગવવાનું રહ્યું છે શું? બસો વરસ રાજ્ય કર્યા પછી આ મુલકમાં પગભર રહેવાની સ્થિતિ નથી, તો જે થશે તે ભોગવીશું. એનાં પાપ તો તમારે માથે.

* * *

અંગ્રેજો સાથે વિરોધ નથી, કોઈ કોમ કે વ્યક્તિનો આ સવાલ નથી. આ તો શાહીવાદના વિરોધનો ઠરાવ છે. નાઝીવાદનો જન્મ થયો તે પહેલાંના શાહીવાદ સાથે લડતા આવ્યા છીએ. બે લડતા હોય તો અમારે શું કરવું? જોયાં કરવું. એ બલા લડતી હોય તો ભલે લડે. પણ એક બલા તો ઘરમાં પડી છે.

* * *

આ હિંદુસ્તાનમાં આટલું સરખું પોલુંગાલનું રાજ્ય છે, એને શું કરવા બંદર જોઈએ? ફ્રાન્સને પણ બંદર છે. ગોરા લોકોએ અંદર અંદર મંતલસ કરી પોતપોતાનો વેપાર હિંદુસ્તાન પર જમાવ્યો છે.

* * *

અંગ્રેજોની ભાવના આજે કેવી છે એ જુઓ. બરમાના માજી પ્રધાન અને એની પત્નીને ગોળમેજીમાં લઈ ગયા. ત્યાં ફુલાવીને ફેરવ્યો ને આજે એને બે વરસની સખત સજા કરી છે.

અહીં અહમદનગરમા જર્મનોને પકડીને રાખ્યા છે. એમને રમવા ટેનિસ જોઈએ. અને આપણા લોકોને પકડીને સખત સજા કરે છે ત્યારે કેવી રીતે રાખે છે? એટલા રંગભેદ તો અહીં જોઈએ છીએ

* * *

૧૯૩૦-૩૨ની લડાઈમાં આપણે લડાઈની રચના કરી શકતા. એ લડતમાં સરકાર પણ કાંઈક સભ્યતા રાખતી. પણ આ લડતમાં એવી આશા રાખશો નહીં. આ લડત આપણી ઉપર એકદમ આવી પડવાની છે. આપણે તો કશું છૂપું રાખવાનું કે કરવાનું નથી. એટલે જેને લડવાની હિંમત હોય એણે ઉઘાડે છોગ રસ્તો શોધી લેવો.

આજે મળ્યા, કાલે મળવાની ખાતરી નથી. છેલ્લા રામ રામ. દુનિયા બદલાતી જાય છે. ગુજરાતની લાજ રાખજો.

૨

[તા. ૭–૯–૧૯૪૦ના રોજ અમદાવાદ કોંગ્રેસ હાઉસમાં ખડા સત્યાગ્રહીઓની સભામાં આપેલા ભાષણમાંથી.]

* * *

કોંગ્રેસમાં કેટલાય ઉગ્ર સ્વભાવના હોવા છતાં એક વરસ ઠેલ્યું. કંઈ પણ અવકાશ હોય તો ન લડવું એ આપણા સેનાપતિનો માર્ગ છે. હવે તો લડત આપણા પર લાદવામાં આવી છે. જો લડાઈ લાદવામાં આવે ત્યારે ટાળીએ તો કાયરના ગણાય.

* * *

જેમ ઇમારતનો આધાર એના પાયા પર છે તેમ લડાઈનો આધાર સૈનિકના ચારિત્ર ઉપર છે. એની કુરબાની સાચી હશે તો જાગૃતિ થશે.

* * *

રચનાત્મક કાર્ય અને સ્વમાન એ બેની વચ્ચે પસંદગીનો પ્રસંગ આવે ત્યારે સ્વમાનની પસંદગી કરવી. બાકી આ વખતે આપણી પસંદગી પર રહેવાનું નથી.

પોતાના કુટુંબને આર્થિક મદદ મળશે એવી આશા રાખનાર સત્યાગ્રહીએ લડતમાં દાખલ ન થવું જોઈએ. કોઈ પણ સત્યાગ્રહીએ એવી આશા ન રાખવી જોઈએ કે પાછળથી એની ફરિયાદ ન કરવી જોઈએ કે કોંગ્રેસે મને આટલી મદદ ન આપી.

* * *

એ લોકો અંદર અંદર લડે છે છતાં સફેદ ચામડીવાળા બધા ઈશ્વરના દીકરા છે એમ માને છે. અહમદનગર જઈને જુઓ તો જણાશે કે જર્મન કેદીઓને ત્યાં ખાવાનું, રમવાનું, બાટલી બધું મળે છે. જાણે હોટેલમાં રહેતો હોય તેમ રહે છે. એનું બિલ સરકાર આપે છે.

પણ અહમદનગરના રાજા જેવા પ્રતિષ્ઠિત રાવસાહેબ પટવર્ધન જેવાને થાણા જેલમાં સખત મજૂરી. બાર મહિના પર પરણેલ એની બાઈ મળવા ગઈ તો વચ્ચે સળિયાની જાળી ને મળવાનું. એની આંખમાં પાણી આવી ગયું.

આપણે સભ્યતાઈથી વર્તીએ તો જેલના અધિકારીઓનાં દિલ પાછળથી પલટે છે. એમના હૃદયમાં પરિવર્તન ન કરી શકીએ તો એ આપણામાં ખામી જાણવી. સ્વમાનની હાનિ થાય તો પાછલા દાખલા તો છે. પુણીના અમૃતલાલનો દાખલો તો છે જ. એને મરી ગયેલો જાણીને છોડી દીધો. પણ આખરે જેલરને જેલમાં જવું પડ્યું.

હિંસક લડાઈમાં સિપાઈની બહાદુરીની પરીક્ષા લડાઈના મેદાનમાં થાય છે તેમ સત્યાગ્રહીની પરીક્ષા પૂરેપૂરી જેલમાં થાય છે. જેલ જનારા માણસે દિલમાં ઉચાટ ન રાખવો જોઈએ. બહાર મંદી છે કે તેજી, બીજા આવે છે કે નહીં, લડત કેવી ચાલે છે એવી ફિકર ન કરવી. એણે તો પોતાની અસર આસપાસના કેદીઓ પર કેવી પડે છે એ વિચારવું.

# ૧૧૨

## મ્યુનિસિપલ સેવા

[તા. ૭-૯-૧૯૪૦ના રોજ અમદાવાદ મ્યુનિસિપાલિટીના ચોગાનમાં મ્યુનિસિપલ નોકર મંડળ આગળ આપેલા ભાષણમાંથી.]

* * *

મેં મારી જિંદગીનો સારામાં સારો ભાગ આ સંસ્થા માટે આપેલો છે, એ માટે હુ મગરૂર છું. અમદાવાદ મ્યુનિસિપાલિટીમાં જેટલાં વરસ કાઢ્યાં છે એનું સ્મરણ કરું છું ત્યારે મને એમાંથી સંતોષ મળે છે. હું તો અહીંના ભંગીઓના હૃદયમાં પણ સ્થાન પામ્યો છું. મેં તેમને ખાસ કાંઈ આપ્યું લીધું નથી છતાં તેઓ મને યાદ કરે છે. અહીંના નાના મોટા બીજા લોકો પણ એ રીતે યાદ કરે છે. તેનું કારણ તો એ છે કે અહીંની મારી ખુરશી ઉપર બેઠો હતો છતાં બધાંના દુઃખની વાતો એ મોટી ખુરશીમાં બેઠે બેઠે નહીં, પણ એમની સાથે બેસીને સાંભળી હતી.

* * *

આ જમાનો એવો છે કે મંડળ બાંધ્યા વગર પ્રગતિ નથી કરી શકાતી. જૂથમાં રહીને પ્રગતિ કરી શકાય છે. એકબીજાનાં દુઃખો ન ભાંગી શકીએ તોય એકબીજાને મળી મન હળવું કરી શકીએ. અમદાવાદમાં મજૂર મહાજન છે, એના જેવું કોઈ જગાએ નથી. આપણા મુલકમાં તો પ્રથમ કારખાનું રણછોડભાઈ લાવ્યા. યુરોપમાં કારખાનાંના માલિકો મજૂરોનું લોહી પીતા, એ પરથી ત્યાં મહાજન થયાં. આપણા મુલકમાં સંસ્કૃતિ જુદી હોવાથી માલિકો મજૂરને ચૂસે છતાં લગ્નપ્રસંગે, મરણપ્રસંગે એને ત્યાં જઈ બેસતા. પોતાને ત્યાં લગ્ન હોય તો મજૂરોને જમાડતા ધીમે ધીમે પાશ્ચાત્ય ઍબ અહીંના માલિકોમાં પેસવા લાગી અને મજૂરોમાં પણ પેસવા માંડી. એટલે ગાંધીજીએ આપણી સંસ્કૃતિને અનુકૂળ મહાજન સ્થાપ્યું.

એકબીજા સામે ઘૂરકાઘૂરકી કરીએ, ઘર્ષણ કરીએ એથી ફાયદો નથી.

ગાંધીજીએ આ મહાજન કર્યું તેથી અમદાવાદને ઘણો લાભ થયો છે એ ડાહ્યા માણસો કબૂલ કરે છે

મ્યુનિસિપલ નોકર મંડળનું સંગઠન કરવું એનો પણ એ જ હેતુ છે. નાનામાં નાના નોકર અને મોટામાં મોટા નોકર વચ્ચે ભેદ નથી. બધા આ મંડળના સભાસદ છે. નાનામાં નાના નોકરના હકનું રક્ષણ કરવું એ હેતુ છે. નાનાના હકનું રક્ષણ કરવામાં મોટાના હકનું રક્ષણ થઈ જાય છે.

જે માણસ પોતાના હકની અપેક્ષા રાખે છે એણે પોતાના ધર્મનો ખ્યાલ રાખવો જોઈએ. ધર્મનો, જવાબદારીનો અર્થ એ છે, કે સંચાલકોને આપણા કામથી સંતોષ થવો જોઈએ. એ કામ કઠણ છે. મ્યુનિસિપાલિટીના નોકર એટલે કંઈ ને કંઈ તુમાર ઊભા કરવા, તકરાર ઊભી કરવી એમ ન હોવું જોઈએ. પણ મ્યુનિસિપાલિટીનું કામ કરતાં કરતાં લોકોનો પ્રેમ સંપાદન કરવો, એમને એમની ફરજોનું ભાન કરાવવું. સંચાલકો ને આપણી વચ્ચે પ્રેમની ગાંઠ હોવી જોઈએ. આપણે એમની માનમર્યાદા સાચવવી જોઈએ.

* * *

સંગઠનમાં બીજી વસ્તુ એ છે કે એકબીજા વચ્ચે જોઈએ એવો ભાઈચારો રાખીએ. એક નાવમાં બેઠેલા ભરદરિયે જે મહોબત, પ્રેમ રાખે છે, તેવાં મહોબત, પ્રેમ રાખીએ.

તમારે એ પણ સાચવવું જોઈએ કે સંગઠનમાં પડેલા કોઈનો હક ડુબાવી લાભ નહીં ઉઠાવવો જોઈએ. ભલેને ઉપરથી દાદ મળતી હોય. એકબીજાના હક દબાવી આગળ જશો તો સંગઠનનો ફાયદો શો?

* * *

આજે ચારે તરફથી દુનિયાના એવા ગ્રહ ભેગા થયા છે કે એ વિનાશને રસ્તે ચાલી રહી છે. અને જે વેગથી દોડી રહી છે એનું શું પરિણામ આવશે એ કોઈ ન કહી શકે.

આપણે દરેક કોમની સેવા સરખા ભાવથી કરવી જોઈએ. એમ કરીએ તો જ આ મંડળ સ્થાપેલું કામનું.

# ૧૧૩
# લીંબડીના હિજરતીઓને

[તા. ૮-૯-૧૯૪૦ના રોજ જોરાવરનગરમાં લીંબડીના હિજરતીઓની સભામાં કરેલું પ્રવચન.]

તમને બધાને મળવાનો પ્રસંગ મેળવીને રાજી થયો છું. ઘણા વખતથી મળવાની ઇચ્છા હતી કારણ કે જ્યારથી તમે હિજરતે નીકળ્યા છો ત્યારથી એકેય વખત હું તમને મળી શક્યો નહોતો. હિજરતે કોણ નીકળ્યું છે, કેવા માણસો છે, એમની શ્રદ્ધા કેવી છે એ બધું જાણવું હતું પરંતુ હું ભારે વ્યવસાયમાં પડ્યો હતો. ગયે વર્ષે કાઠિયાવાડમાં દુષ્કાળ પડ્યો તેથી જે સહૃદયી માણસોએ એનું કામ ઉપાડ્યું એ લોકોને મળવાનો કાર્યક્રમ ગઈ કાલે રાખેલો હતો. એ કામ માટે અહીં આવું તો તમોને મળવાનું તો થવાનું જ એટલે એક પંથ ને દો કાજ જેવો પ્રસંગ બન્યો, એટલે મારું અહીં આવવું સાર્થક બન્યું.

દરબારસાહેબનું લગ્ન ભક્તિબા સાથે થયું ત્યારે લીંબડીના ઠાકોર સાહેબે ભક્તિબાને પોતાની દીકરી માનીને પોતાને હાથે કન્યાદાન દેવાનો આગ્રહ કરેલો. ત્યારે તે વખતના દીવાન સ્વ. ઝવેરભાઈના અને ઠાકોર સાહેબના આમંત્રણને કારણે મારે સીધા લીંબડી આવવું પડેલું. ત્રણ વર્ષનો પરદેશવાસ ભોગવી હુ જ્યારે હિંદ આવ્યો ત્યારે મુંબઈ ઊતરીને ઘેર જવાને બદલે સીધો પહેલી ગાડીએ લીંબડી આવ્યો હતો. એટલે ઠાકોર સાહેબ સાથે અને તે વખતના દીવાન સ્વ. ઝવેરભાઈ સાથે મારો સંબંધ ખૂબ પુરાણો છે. ત્યાર પછી ઠાકોર સાહેબે જેને પુત્રી માની તેવાં ભક્તિબા અને દરબાર સાહેબે ખેડા જિલ્લાનો ભાર ઉપાડ્યો, ત્યારે મને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો કે રાજાની દીકરી ઉપર કે તેની મોટર ઉપર રાજનગરમાં રાજ્યના માણસો હુમલો કરશે. દોઢ વર્ષ ઉપર જ્યારે મેં તે સાંભળ્યું ત્યારે મને થયું કે રાજ્યના દી ફરી ગયા છે. જૂના જમાનામાં. રાક્ષસો રાજપુત્રીઓ ઉપર હુમલો કરતા એ સાંભળેલું, પણ જ્યારે રાજનગરમાં રાજ્યના માણસો એમ કરે એ સાંખી લેવામાં આવે ત્યારે રાજ્યની અવદશા આવી ગણી શકાય.

પ્રજા વિનયથી રાજ્ય પાસે માગે એ ખાતર તેનાં ઘરબાર લૂંટાય, પ્રજાના ભાગલા પાડવામાં આવે, ગુંડાઓ છૂટા મૂકવામાં આવે ત્યારે

કાં તો પ્રજામાં એટલી શક્તિ હોવી જોઈએ કે રાજ્યની પાસે ધર્મનું પાલન કરવાનું ભાન કરાવે અથવા તો જરા પણ સ્વમાન હોય તો એ જગ્યા છોડી દે. ભય હોય છે, ત્રાસ હોય છે ત્યાં પશુઓ પણ નથી રહેતાં; એ સ્થાન છોડીને ચાલ્યાં જાય છે, તો મનુષ્યે જ્યાં માનમરતબો—સ્વમાન ન સચવાય તે સ્થળ છોડી દેવું જોઈએ. તમારા ઉપર જે ત્રાસ વર્તાવવામાં આવેલો તે જ્યારે ગાંધીજીએ સાંભળ્યું ત્યારે એમણે કહેલું કે લીંબડી છોડવું જોઈએ. પછી વેપારીઓ નીકળે કે ખેડૂતો નીકળે

એત્રણ દિવસ ઉપર અમદાવાદમાં મારા મકાન પાસે એક માણસ આવ્યો હતો. એણે એક ઝભ્ભો પહેર્યો હતો અને તેના ઉપર વેપારીઓ સામે જાસો ચીતર્યો હતો. પોતાની સાથે એ બે ખેડૂતોને લઈ આવ્યો હતો. બે મહિના ઉપર એણે મને કાગળ લખ્યો હતો કે વેપારીઓ ખેડૂતોનાં દુઃખ તરફ નથી જોતા એટલે તેમનાં દુઃખનિવારણ માટે અનશન લેવાનો છું. મેં માન્યું કે દુઃખીને ખાતર જીવ આપવા કોઈ નીકળ્યો ખરો! તેથી જ્યારે એ માણસ મારી પાસે આવ્યો ત્યારે મેં પૂછ્યું કે કેમ આવ્યા છો? તો કહે કે આ ખેડૂતોનાં દુઃખ સંભળાવવા આવ્યો છું. મેં જવાબ આપ્યો કે હું તો માનતો હતો કે ખેડૂતોનાં દુઃખ રડવા તમે ક્યારના ઈશ્વરના દરબારે પહોંચ્યા હશો. પણ તમે તો ખેડૂતને જાસાચિઠ્ઠી મોકલતાં શીખવો છો, સ્વમાન છોડી ભિખારી બનાવો છો અને તમે તો મારા કરતાં વધુ તાજા દેખાઓ છો.

હું તો હમેશ ખેડૂતને કહું છું કે જાતમહેનતથી, સ્વમાનથી જો તમે હિજરતે ન રહી શકો તો લીંબડી પાછા જાઓ, પણ વેપારી તમને ટકાવે એવી આશા ન રાખો. વેપારીઓ વેપારી છે અને રાજા એ રાજા છે. વેપારીની પાસે મદદની આશા રાખી ભિખારીથી ભૂંડા ન બનો. લીંબડી પાછા ફરી રાજાના પગની રજ માથે ચડાવશો તો ત્યાંથી મળ્યાં કરશે. પણ એવું કરનારા હિજરતીઓ ન કહી શકાય પણ ભિક્ષુક કરતાં પણ ભૂંડા છે.

મેં અનેક ખેડૂતો પાસે હિજરત કરાવી છે; દોઢ બે વર્ષ માટે નહીં પણ દસ દસ વરસ સુધી હિજરત કરાવી છે, પણ એને ભીખ માંગતો નથી કર્યો. એ હિજરત લીંબડી જેવા ઠાકોર સામે ન હતી પરંતુ ભારે સલ્તનત સામે હતી. તમારા અને મારા ઉપર, રાજામહારાજાઓ ઉપર જે રાજ્ય કરે છે એવી બ્રિટિશ સલ્તનતની સામેની એ હિજરત હતી. એ સલ્તનતે તો જાહેરનામું કાઢેલું કે જમીનો પાછી નહીં આપવામાં આવે. મોટા માતબર માણસોને જપ્ત જમીનો વેચી દેવામાં આવી હતી. તેમ

છતાં એ મોટી ચમરબંધી સત્તા પાસેથી તેનાં જાહેરનામાં હોવા છતાં તેના જ રૂપિયામાંથી વેચાઈ ગયેલી જપ્ત જમીનો પાછી ખરીદીને મેં હિજરતે ગયેલા ખેડૂતોને દસ દસ વર્ષે પણ પાછી અપાવી છે.

ખેડૂતને માટે ધરતી એ માતા છે. જેને શ્રદ્ધા છે તે તો ગમે ત્યાં ધરતી ફોડી ધન પેદા કરશે. એ સાચો હિજરતી છે. જ્યારે આગબોટ ડૂબવા લાગે ત્યારે તેમાં જે કચરો હોય તે પાણીમાં નાખી દેવામાં આવે છે, એ જ રીતે હિજરતે નીકળેલાં બધા એક નાવમાં બેઠાં છે. જો એમાં નબળાં હોય, ઢીલાંપોચાં હોય તો તેમને દૂર કરી નાખવાં જોઈએ. એ ભલે પાછાં ફરતાં પણ તમારું સ્વમાન ન તૂટે એ જોજો.

વેપારીઓમાં પણ કોઈ કોઈ નબળા જોઉં છું. પણ હું કહું છું કે તમે તો નહીં પણ તમારી ભવિષ્યની પ્રજાને પણ કહેજો કે એ પ્લેગની જગ્યાએ ન જતા. રાજાનો આપણે ગુનો નથી કર્યો. ગુનો કર્યો હોત તો હું જ તમને સલાહ આપત કે માફી માગી પાછા જાઓ. પણ રાજ્યે ગુનો કર્યો છે.

'તેરે મંગન બહોત તો મેરે ભૂપ બહોત,' મારે રૈયત તરીકે રહેવું હશે તો રાજાઓની શી ખોટ, એમ સ્વમાની ચારણો કહેતા. તમારે લીંબડીને ભૂલી જવું જોઈએ અને ઠાકોરને લીંબડીનાં ખાલી મકાનો જોઈ ઉજાગરા થાય એવી પરિસ્થિતિ ઊભી કરવી જોઈએ.

લીંબડીનો એક પણ હિજરતી સાચો હશે તો એ આ કામ પાર ઉતારશે. તમે તો આટલા બધા છો. પણ તમારે તપશ્ચર્યા કરવાની તૈયારી રાખવી જોઈએ. એ રાજા છે એટલે રૈયતને જેટલા ઠોંસા મારે તે સહન કરવા જોઈએ, એ વસ્તુનો હું ઇન્કાર કરું છું. પોતાના હક, સ્વમાન માટે જે ભોગવવું પડે તે ભોગવવું. જ્યાં જમીન મળે ત્યાં પડી રહેવું.

કાઠિયાવાડમા જ નહીં પણ અનેક દેશી રાજ્યોમાં રહેવું એ જોખમ ભરેલું ગણાયું છે, તેથી જ વર્ષોથી ત્યાંથી નાસેલા, ભાગેલા સાહસિક માણસો આજે જુદે જુદે સ્થળે કરોડપતિ બન્યા છે. કલકત્તા, મુંબઈના અને બીજાં સ્થળોના મારવાડીઓ જુઓ કાઠિયાવાડીઓ તરફ નજર નાખો. આને માટે આપણામાં એટલું તેજ અને હિંમત હોવી જોઈએ. કોઈ રાજ્યને વેપારી વગર ચાલવાનું નથી; પણ એ વેપારી સાચો હોવો જોઈએ.

આજે ક્રાંતિનો યુગ છે. હિંદુસ્તાનની બહાર નજર નાખીએ તો ખબર પડે કે નાટકના નહીં પણ સાચા રાજાઓ કે જે પાટે બેઠેલા છે

તેમને પોતાને ખબર નથી કે તે સવારે રાજા હશે કે નહીં. એક પછી એક રાજાઓને રાજપાટ ખોતા આપણે જોઈ રહ્યા છીએ. ભવિષ્યમાં એક પણ રાજા હશે કે કેમ તે જ પ્રશ્ન છે. મોટાં રાજ્યો હાથ નીચેનાં નાનાં રાજ્યોને ગળી જવાનાં છે; તો લીંબડી કયા ખેતરનું ખોડીબારું?

આજે જગતમાં ઇન્કિલાબ ચાલી રહ્યો છે. એથી જગતનું પાપ ધોવાય છે. જેની પડખે પ્રજા નથી એના ભૂંડા હાલ થવાના છે.

આપણે હિજરતીઓ છીએ એટલે લીંબડી સામે નજર પણ ન કરીએ. ઠાકોર સાહેબ કે એના વારસ જ્યારે તમને આમંત્રણ આપે ત્યારે જ જવું. પણ તમારા મનમાં એટલો દૃઢ વિશ્વાસ હોવો જોઈએ. હિજરતે નીકળવું કઠણ છે. પણ તમે વાંચતા હો તો ખબર પડે. પાંચ હજાર માઈલ ઉપર એક ખોબા જેટલો ટાપુ છે, ઇંગ્લંડ નામનો. એ આપણા ઉપર રાજ્ય કરે છે. આપણે ત્યાં ચમાર, મોચી, ઘાંચી, બધા ત્યાંથી આવે છે. એને અહીંના રાજા પણ નમે છે અને આપણે પણ નમીએ છીએ. એ હિજરતે નથી નીકળ્યા પણ આજે એને ત્યાં ભયચિહ્ન વાગે એટલે ડોશીડગરાં, બચ્ચાં, નવજુવાન, બધાં ભોંયરામાં ઉંદરની જેમ પેસી જાય છે. એ તો હિજરતે નથી નીકળ્યાં પણ પોતાના ઘરમાં બેઠાં એટલું દુઃખ સહન કરે છે.

રાજાઓ ઉપર, રાજ્ય કરનાર પર દુઃખ છે તો આપણું શું? તમને તો ખાવા રોટલો પણ મળે છે. પણ ત્યાં તો એકબીજાને ભૂખે મારવા કોશિશ કરે છે. આપણા ઉપર હજી એવી આફત નથી આવી તે ઈશ્વરનો પાડ માનો. આપણે તો સ્વેચ્છાએ દુઃખ વહોર્યું છે. એ તો તપશ્ચર્યા છે. એ તપશ્ચર્યાને ઈશ્વર સાંભળે છે.

તમે સાચા હિજરતીઓ હો તો કોઈના ઉપર આધાર ન રાખશો. ભગવાન ઉપર શ્રદ્ધા રાખજો. ખેડૂતે કેવળ પોતાના હાથપગ અને ભગવાન ઉપર શ્રદ્ધા રાખવી, તો હિજરત શોભશે. નાના વેપારીઓને પણ કહું છું કે જો તમને એમ થતું હોય કે મોટા વેપારી તો મોટા બંગલા રાખે, મોટરોમાં ફરે, એમને હિજરત પોસાય; તો મારી સલાહ છે કે તમે પાછા જજો. સુખ અને દુઃખ એ મનનું કારણ છે. માણસ જો પોતાનું મન મજબૂત કરે છે તો એને દુઃખ નથી લાગતું. એ તપ કરે છે. જ્યારે એનું તપ સાચું હોય છે ત્યારે સાચો સમય આવે છે અને ત્યારે ઈશ્વર એનો હાથ પકડ્યા વગર નથી રહેતો.

गुजरात समाचार, १०-६-१९४०

## ૧૧૪

# વઢવાણની જાહેરસભા

[ તા. ૮-૯-૧૯૪૦ના રોજ વઢવાણની જાહેરસભામાં આપેલું ભાષણ. ]

મારો એક સાથી જોરાવરનગરમાં રહેતો હતો, જેણે તમારી ઘણી સેવા કરી હતી. તે મણિલાલ કોઠારી. અહીં આવું છું ને તેની મૂર્તિ મારી સામે ખડી થાય છે. એણે મારા દરેક કામમાં સાથ આપેલો. આજે કાઠિયાવાડમાં એની ખોટ માલૂમ પડે છે. રેલસંકટ, હિમસંકટ અથવા દુષ્કાળ જેવા કામમાં મણિલાલ કોઠારી સૌથી વધારે કામ કરનાર હતા. અમે ત્યાંથી પૈસા લાવવામાં એ કુશળ હતા. જ્યારે કાઠિયાવાડમાં દુષ્કાળ પડ્યો ત્યારે એની ખોટ લાગી.

એવા જ બીજા મારા અહીંના સાથી ફૂલચંદભાઈ છે. જ્યારથી મારું રાજકીય જીવન શરૂ થયું ત્યારથી એ મારા સાથી છે. એમની ગેરહાજરી પણ મને અત્યારે ખટકે છે.

સવા વર્ષથી હું કાઠિયાવાડમાં આવતો ન હતો. મુખ્ય કારણ એ હતું કે હું આવું પણ તેથી અહીંનું કામ ન થાય એવું હતું. ઊલટું મુશ્કેલીઓ નડે તો મારે ન આવવું જોઈએ.

જ્યારથી રાજકોટની સંધિ થઈ ત્યારથી રાતદિવસ મારું દિલ કાઠિયાવાડમાં ભમ્યાં કરે છે અને જ્યાં સુધી આપણી મુક્તિ નહીં થાય ત્યાં સુધી ભમ્યાં કરવાનું. કાઠિયાવાડમાં દુષ્કાળ પડ્યો ત્યારે અહીંથી અનેક ઢોર ગુજરાત તરફ ભાગવા લાગ્યાં. માણસો પણ ભાગી છૂટ્યાં: આવા દુષ્કાળને પહોંચી વળવાની આપણામાં શક્તિ હોવી જોઈએ. હવે કાંઈ છપ્પનિયા જેવી સ્થિતિ નથી. આજે તો દુનિયાને બીજે છેડેથી ધાન લાવી શકીએ. પણ આપણી પાસે સામગ્રી ન હતી. એ શક્તિને આપણે સંગઠિત કરી શકીએ તેમ પણ નથી. કારણ કે અહીં જેટલી હકૂમતો છે તેટલી આખી દુનિયાના કોઈ પ્રદેશમાં નથી.

આપણે પ્રથમથી જ સંગઠિત થઈને કામ ઉપાડ્યું હોત તો સરસ કામ થાત. પણ મારી હિંમત નહીં ચાલેલી, કેમ કે રાજકોટના મહેલમાં સંધિ થઈ ત્યારે તમારો કોયડો ઊકલી ગયેલો ને આપત્તિ ગઈ માનેલી; પણ રાજકોટની પ્રવૃત્તિનું પરિણામ એ આવ્યું કે રાજાઓને ભડક લાગતાં સંગઠિત થયા. મારા પ્રત્યે ને કૉંગ્રેસ પ્રત્યે રોષ પેદા થયો. પરિણામે

રાજકોટમાં ગાંધીજી પર આક્રમણ કર્યું. કેટલાક ભાયાતોએ પ્રાર્થના વખતે ન કરવા જેવું કામ કર્યું, હલ્લો કર્યો. એથી આખા હિંદુસ્તાનને ચોટ લાગી. એવા કામ માટે એ માણસોને પણ હવે પશ્ચાત્તાપ થશે, કાં થયો હશે.

પણ રાજાઓની આ ભડક ખોટી હતી. ખરી રીતે તો કૉંગ્રેસ જ રાજાઓને રક્ષવા ઇચ્છે છે. કૉંગ્રેસ માને છે કે રાજાઓનાં રાજ અમર રહે. પણ અત્યારે છે એવાં રાજ તો ન જ રહે. પ્રજા પોતે જ રાજાનું રક્ષણ કરે એવાં થવાં જોઈએ, જેને પ્રજા જવાબદાર રાજતંત્ર કહે છે. જો તેમ નહીં બને તો કૉંગ્રેસ માને છે કે જગતની કોઈ શક્તિ તેમનું રક્ષણ નહીં કરી શકે. રાજકોટમાં અમે જે કામ કરેલું તે મિત્રાચારીનું હતું. એ મિત્રાચારીના કામનો નાશ કરવાનું કામ જેમણે કર્યું છે તેમને એક દિવસે થશે કે ઢોળી દેવામાં તેમણે ભૂલ કરી છે.

કેટલાક માને છે કે, વીરાવાળાએ મને છક્કડ ખવરાવી, પેટ્રિકને કાઢવામાં એણે મને વાપર્યો. પણ એમ કહેનારા, એની પાછળ કામ કરી રહેલી શક્તિઓને નથી સમજતા; તેઓ પોલિટિક્સનો કક્કોય નથી જાણતા. એ બધું કેમ થયું એ તો ભવિષ્યમાં પડદો ચિરાયા પછી લખાશે. પણ રાજકોટમાં સંતને જે અપવાસ કરાવ્યા છે, જે રીતે સંતને દૂભવ્યા છે, તેનો તો ઈશ્વર ઇનસાફ કરશે જ, અને ઇનસાફ કરી જ રહ્યો છે. કેટલાયે આજે એનો જવાબ આપી રહ્યા છે. સંતને દૂભવેલા કદી સુખી થયેલ નથી.

કાઠિયાવાડમાં દુષ્કાળ પડતાં, માણસો પણ ભાગવા લાગ્યાં ત્યારે મને ઘણું દુઃખ થયું. મારા સાથીઓ સાથે મસલત કરી. પણ રાજાઓને આ કામ પાછળ શુદ્ધ ભાવ — રાહતનો હેતુ હોવાનું સમજાય ત્યાં સુધી ધીરજ રાખવાનું વિચારતા બેઠા.

આ દરમ્યાન ઢેબરભાઈ આવ્યા. મેં તેમને હિંમત આપી. તેઓએ કામ ઉપાડ્યું. થાય એટલી મદદ કરી, પરિણામે સૌને સંતોષ થયો. આ કામમાં વેપારીઓ, ભાયાતો, ગરાસિયા, મુસલમાનોએ જે સંગઠન કરી કામ કર્યું તેથી મને શાંતિ થઈ, દિલ ટાઢું થયું.

સંકટમાં પીડાયેલા પાસે જઈ બેસવું અને તેમની સામે અમીભરી આંખે જોવું, મીઠી વાતો કરવી, એથી દુઃખ ભૂલી જવાય છે. એ તો સૌ પડોશીનું કર્તવ્ય છે. આજે તો એ પુણ્યથી જ સૌ લીલાલહેર છે. એ પુણ્ય વિના બીજું કોઈ પુણ્ય નથી કે વરસાદ આવે.

પણ હવે પછી શું કરવું તેનો વિચાર કરવો જોઈએ. પાછલું દુઃખ રડવું એ કાયરનું કામ છે. હિસાબ કાઢી મુકાબલા માટે તૈયારી

કરવી એ બહાદુરનું કામ છે. દુઃખને સમયે આપણે પ્રજા પાસે દોડી જઈએ એ બરાબર છે, પણ કામ એવું કરવું જોઈએ જેથી ફરીથી એવું દુઃખ ઊભું ન થાય. એવું કામ તો ગાંધીજી પોતે જ્યારથી આવ્યા ત્યારથી હિંદુસ્તાનને અને કાઠિયાવાડ માટે ખાસ બતાવી રહ્યા છે. એ કહે છે કે દુષ્કાળ માટે વીમો ઉતરાવવો હોય તો રેંટિયા જેવો એકે ઉપાય નથી. 'સૂતરને તાંતણે સ્વરાજ લેવું છે,' એ વાત સૌને મીઠી લાગે છે, પણ હોઠથી નીચે એ ઊતરતું નથી, હૈયે લાગતું નથી.

અત્યારે કાઠિયાવાડ પચાસ હજારની ખાદી પેદા કરે છે. પહેલાં કરતાં હવે ઘણી સમજપૂર્વક પેદા કરે છે. હવે તો એક લાખની ખાદી થઈ શકે તેમ છે. પણ એ વેચવી ક્યાં? વિચાર તો એટલો જ કરવાનો છે કે જેની પાસે ખૂબ પૈસા પડ્યા છે, ને વધારે કમાવા માગે છે તે પૈસાદારનું કાપડ લેવું કે પાસે પડેલા ગરીબોને મદદ થાય તેવું કાપડ લેવું? જો આખું કાઠિયાવાડ ખાદી વાપરવાનો નિશ્ચય કરે તો રાજાઓ ન રોકી શકે, ભૂખમરો મટી જાય અને મુશ્કેલીઓનો ભય ટળી જાય.

બીજું, સ્પર્શાસ્પર્શનો ભય આપણા પર એક શાપરૂપ છે. આપણાં પાપ આપણી પાછળ લાગ્યાં છે. કોંગ્રેસ સામે ટીકા કરનારાઓ કહે છે કે તમે પોતે શું કરો છો? જનરલ સ્મટ્સને સર પુરુષોત્તમદાસે કાગળ લખ્યો કે હિંદીઓએ આફ્રિકાને સમૃદ્ધ બનાવ્યો, તેમને આમ જુદા કાં કાઢો છો? તેણે જવાબ આપ્યો કે અમને તો ઠીક લાગે તેમ કરશું, પણ તમારે ત્યાં શું થાય છે? આ રીતે આપણાં દુઃખ માટે જવાબદાર આપણાં પાપ છે.

કાઠિયાવાડમાં કુસંપ ભારે છે, આપણે એકબીજાની કૂથલી અને નિંદા જ કરીએ છીએ. વાંચતાં, લખતાં આવડે તો છાપાંમાં લખીએ છીએ. કાઠિયાવાડના કેટલાક કાર્યકરો આવું કામ કરે છે. કાર્યકરોને આ રીતે પછાડવાથી શો ફાયદો? જો ભણેલા આમ કરે તો બો અભણની શી સ્થિતિ?

અત્યારનો સમય પણ આપણે જાણી લેવો જોઈએ.-અત્યારે મોટી ક્રાંતિ, કહોને ઇન્કિલાબ થઈ રહ્યો છે.

જગત નાશને માર્ગે ધપી રહ્યું છે, કારણ કે પાપનો ભાર વધી પડ્યો છે. જેવી આપણે ત્યાં યાદવોની યાદવાસ્થળી થઈ હતી તેવું યુરોપમાં થઈ રહ્યું છે. ચાલે છે તો દૂર દૂર, પણ હવે એ આપણી નજીક આવતું જાય છે, કારણ કે આપણો મુલક પક્ષકાર છે. આપણે ત્યાં વાજતુંગાજતું ક્યારે આવી પહોંચશે તે કહી શકાય નહીં, પણ તે ઝપાટાબંધ આવી

આપે તો, મોઢેમોઢે કહે તેથી નહીં. અને એ માટે આપણે મધ્યસ્થ સરકારને રાષ્ટ્રીય રાજતંત્ર કરે, એવી માગણી કરી. સ્ટેટ્સમૅન જેવા એંગ્લો ઇંડિયન છાપાએ પણ કહ્યું કે કોંગ્રેસની ઑફર સરકારમાં જો મુત્સદ્દીઓ હશે તો સ્વીકારી લેશે. કોંગ્રેસે આવી વાત કદી મૂકી નથી. હવે પછી કદી મૂકશે પણ નહીં. હવે તો સૌ કોંગ્રેસવાદીઓ કહેશે કે 'રાઈના પાડ તો રાતે ગયા.' તેરા તેલ ગયા, તો મેરા ખેલ ગયા.

હવે તો આપણે મુંબઈમાં ગાંધીજીને સરદારી આપી દેવાના અને એ કહેશે તેમ કરવાના. આપણે તો શાંતિથી જોયાં કરીશું. ભલે કામચલાઉ સરકાર ઊભી કરે. આપણા તો પરદેશીઓ પણ દુશ્મન નથી તો દેશીઓ દુશ્મન શાના? જો સરકારમાં એવી સત્તા હોય કે તે ઝીણા અને સાવરકરને સાથે બેસાડી શકે તો પછી કરવા જેવું બાકી શું રહ્યું? આપણે તો બહાર રહી ઉંદર–બિલાડી અંદર શું કરે છે તે જોવું છે. બાકી દેશમાં રાષ્ટ્રીયત્વની જે ભૂખ લાગી છે તેને મારનાર શક્તિ આખા જગતમાં નથી.

અત્યારની લડાઈની પાછળ તો કોઈનું પાપ હશે ત્યારે જ બધું થતું હશે ને? કોંગ્રેસ કહે છે કે આટલું પુણ્ય કરી લો તો સારું થશે. દોઢસો વર્ષથી અમારા ખભા પર ચઢ્યા છો તે ઊતરી જાઓ. તેઓ કહે છે કે, અમે ઊતરી જઈએ તો તમારું શું થશે? અલ્યા ભાઈ! બસો વર્ષ રાજ્ય કર્યા પછી આ પૂછો છો તો અત્યાર સુધી તમે શું કર્યું? આ તો પેલા ચોકીદાર જેવું થયું. ચોકીદાર માલિકને પૂછે છે કે હું જઈશ તો તારું શું થશે? અલ્યા ભાઈ, તું તો જા. કાં બીજો ચોકીદાર રાખી લઈશું, કાં ચોકી કરતાં શીખી લઈશું. પણ આ ચોકીદાર તો જતોયે નથી ને વારંવાર લઠ્ઠ જ બનાવ્યાં કરે છે.

બીજા સ્વતંત્ર મુલક જેવી હિંદની સ્થિતિ કરી હત તો અત્યારે ટાપુમાં ભરાઈ જઈને ગોળા ખાવા પડે છે તે ખાવા પડત?

હિટલરવાદ ગમે તેટલો ખરાબ હોય, પણ એ કેમ ઉત્પન્ન થયો એ જોવા જઈએ છીએ તો મોટા મોટા પણ માથું ખંજવાળીને કહે છે કે વર્સેલ્સમાં દબાવીને સહીસિક્કા કરાવ્યા તેથી. જો પાછલી લડાઈમાં જીત્યા તોયે વીસ વર્ષે આ નીકળ્યું તો હવે શું થશે? ત્યારે જીતવામાં રસ કે હારવામાં? અજેય ફ્રાંસ એક અઠવાડિયામાં પરાધીન થઈ બેઠું. એણે જગતને સ્વતંત્રતાના પાઠ શીખવ્યા, આખા જગતને ક્રાંતિની પ્રેરણા આપી. ફ્રાંસે તો ભારે જબરી કિલ્લેબંધી કરી હતી. એને અભેદ્ય કિલ્લો કહેતા હતા. અભિમન્યુના ચકરાવા જેવી એ કિલ્લેબંધી હતી અને ગાના

રહેલ છે એ વાત સાચી છે. એના પડછાયા દેખાઈ રહેલ છે. વેપારીઓને તમે પૂછજો—એમના ધંધારોજગાર ખલાસ છે, વેપારીઓ બેકાર બેઠા છે. કેટલાયે દેશમાં આવતા રહ્યા છે, કેટલાક કુટુંબો મોકલી બેસી રહ્યા છે.

આથી આપણે ઊંઘતાં ન પકડાઈ જવું જોઈએ. લડાઈનાં કારણ અને અંત જાણી લેવાં જોઈએ. જોકે અંત જાણવો મુશ્કેલ છે. પણ ડાહ્યા માણસો કહે છે તેમ બેને બે ચાર જેવી વાતો વિચારી લેવી જોઈએ.

લડાઈ થઈ ત્યારે કોંગ્રેસે સલ્તનતને પૂછ્યું: અમને પૂછ્યા વગર અમારા સ્વાર્થે કે પરમાર્થે તમે યુદ્ધ જાહેર કરી દીધું એ તો ઠીક, પણ હવે તો એ પરમાર્થ સમજાવો, જેથી અમારો સ્વાર્થ કે પરમાર્થ, જે હોય તે, સમજીને અમે પગલું ભરી શકીએ. પણ આપણને સીધો જવાબ ન મળ્યો. દરમ્યાન બંને પક્ષો પ્રચાર ઠોકવા મંડ્યા. જર્મનોનો દાવો છે કે અમારા પર અન્યાય થઈ ગયો છે, તે દૂર કરવા અમે લડીએ છીએ. રોજ આમ જર્મન રેડિયો ઠોક્યાં કરતો.

પણ આપણા સવાલનો સલ્તનતે સીધો જવાબ ન આપ્યો. મીઠી મીઠી વાતો કરી. બાર બાર માસ મસલત ચાલી. વારંવાર ગાંધીજી વાઇસરૉયને દરવાજે મળવા ગયા, પણ સ્વીકાર કરવા જેવું કાંઈ ન મળ્યું. આપણે ધીરજ ખૂબ રાખી, કારણ કે મુશ્કેલીને સમયે પજવણી કરવાનો આપણો ઇરાદો ન હતો.

પણ હવે ધીરજનો અંત આવી રહ્યો છે. સલ્તનત પોતાનું રૂપ પ્રકટ કરતી આવે છે. સરકાર આપણામાં અત્યારે ભાગલા પાડી રહી છે. ભાગલા પાડવા હોય તો ભલે પાડે, પણ જે રાષ્ટ્રીયત્વ ઊભું થયું છે તેનો કદી નાશ નહીં થાય. અત્યારે તો તેઓ વિરોધી શક્તિઓને એકત્રિત કરી કોંગ્રેસને કચડી નાખવા માગે છે. પણ ધીરા ખમો. તારીખ ૨૫મીએ મહાસમિતિ મળશે, ત્યારે ફેંસલો કરશે. આપત્તિ આખા દેશ પર આવશે. એમાંથી કોઈ બચવાનું નથી.

અત્યાર સુધી સરકારે જે કાંઈ કર્યું તે પ્રજાને રાજી કરીને કર્યું છે કે દબાવીને કર્યું છે? એક પણ બંધારણનું કામ રાજીથી નથી કર્યું. ટોટે પકડાવાનો વખત આવ્યો ત્યારે થયું છે. ગઈ લડાઈમાં મદદ કરવાને પરિણામે રોલેટ ઍક્ટ કરવાનું પણ તેઓ ચૂક્યા ન હતા. આ લડાઈને પરિણામે શું કરવા જેવું રહેશે તે તો ભગવાન જાણે

છતાંયે હિંદને સ્વાતંત્ર્ય મળતું હોય તો આખા દેશને સંડોવીને મદદ કરવા તૈયાર થયા. એ માટે તો ગાંધીજીનો વિરોધ કર્યો. આપણી વીસ વર્ષની નીતિ છોડવા તૈયાર થયા. પણ એ તો જો તેઓ પુરાવો

આપે તો, મોઢેમોઢ કહે તેથી નહીં. અને એ માટે આપણે મધ્યસ્થ સરકારને રાષ્ટ્રીય રાજતંત્ર કરે, એવી માગણી કરી. સ્ટેટ્સમૅન જેવા એંગ્લો ઇંડિયન છાપાએ પણ કહ્યું કે કોંગ્રેસની ઑફર સરકારમાં જો મુત્સદ્દીઓ હશે તો સ્વીકારી લેશે. કોંગ્રેસે આવી વાત કદી મૂકી નથી. હવે પછી કદી મૂકશે પણ નહીં. હવે તો સૌ કોંગ્રેસવાદીઓ કહેશે કે 'રાઈના પાડ તો રાતે ગયા.' તેરા તેલ ગયા, તો મેરા ખેલ ગયા.

હવે તો આપણે મુંબઈમાં ગાંધીજીને સરદારી આપી દેવાના અને એ કહેશે તેમ કરવાના. આપણે તો શાંતિથી જોયાં કરીશું. ભલે કામચલાઉ સરકાર ઊભી કરે. આપણા તો પરદેશીઓ પણ દુશ્મન નથી તો દેશીઓ દુશ્મન શાના? જો સરકારમાં એવી સત્તા હોય કે તે ઝીણા અને સાવરકરને સાથે બેસાડી શકે તો પછી કરવા જેવું બાકી શું રહ્યું? આપણે તો બહાર રહી ઉંદર–બિલાડી અંદર શું કરે છે તે જોવું છે. બાકી દેશમાં રાષ્ટ્રીયત્વની જે ભૂખ લાગી છે તેને મારનાર શક્તિ આખા જગતમાં નથી.

અત્યારની લડાઈની પાછળ તો કોઈનું પાપ હશે ત્યારે જ બધું થતું હશે ને? કોંગ્રેસ કહે છે કે આટલું પુણ્ય કરી લો તો સારું થશે. દોઢસો વર્ષથી અમારા ખભા પર ચડ્યા છો તે ઊતરી જાઓ. તેઓ કહે છે કે, અમે ઊતરી જઈએ તો તમારું શું થશે? અલ્યા ભાઈ! બસો વર્ષ રાજ્ય કર્યા પછી આ પૂછો છો. તો અત્યાર સુધી તમે શું કર્યું? આ તો પેલા ચોકીદાર જેવું થયું. ચોકીદાર માલિકને પૂછે છે કે હું જઈશ તો તારું શું થશે? અલ્યા ભાઈ, તું તો જા. કાં બીજો ચોકીદાર રાખી લઈશું, કાં ચોકી કરતાં શીખી લઈશું. પણ આ ચોકીદાર તો જતોયે નથી ને વારંવાર લૂંટ જ બનાવ્યાં કરે છે.

બીજા સ્વતંત્ર મુલક જેવી હિંદની સ્થિતિ કરી હત તો અત્યારે ટાપુમાં ભરાઈ જઈને ગોળા ખાવા પડે છે તે ખાવા પડત?

હિટલરવાદ ગમે તેટલો ખરાબ હોય, પણ એ કેમ ઉત્પન્ન થયો એ જોવા જઈએ છીએ તો મોટા મોટા પણ માથું ખંજવાળીને કહે છે કે વર્સાઈમાં દબાવીને સહીસિક્કા કરાવ્યા તેથી. જો પાછલી લડાઈમાં જીત્યા તોયે વીસ વર્ષે આ નીકળ્યું તો હવે શું થશે? ત્યારે જીતવામાં રસ કે હારવામાં? અજેય ફ્રાંસ એક અઠવાડિયામાં પરાધીન થઈ બેઠું. એણે જગતને સ્વતંત્રતાના પાઠ શીખવ્યા, આખા જગતને ક્રાંતિની પ્રેરણા આપી. ફ્રાંસે તો ભારે જબરી કિલ્લેબંધી કરી હતી. એને અભેદ્ય કિલ્લો કહેતા હતા. અભિમન્યુના ચકરાવા જેવી એ કિલ્લેબંધી હતી અને ગાના

હતા કે, 'દુશ્મનની કિલ્લેબંધી પર આપણું પાટલૂન સૂકવશું'. એનું પછી શું થયું એ તો કહો!

તેઓ પોતાને કહેતા હતા મિત્રો. પણ આજના મિત્રો તે તો આવતી કાલના દુશ્મન. આપણે ત્યાં કુદરતે દુષ્કાળ નાખ્યો તેથી ભૂખે મર્યા. પણ એમની પાસે આખી દુનિયાને લૂંટી લેવાની સત્તા છે તે સત્તાને જોરે આખા યુરોપને ભૂખે મારવા માગે છે. ગઈ કાલનું મિત્ર ફ્રાંસ પણ એમાં આવી ગયું. સામાવાળે પણ નક્કી કર્યું છે કે તેમને ટાપુની બહાર નીકળવા ન દેવા. ઉપરથી બૉંબ ફેંકી સતાવ્યાં કરે છે. આ છે શિખરે પહોંચેલી યુરોપી સંસ્કૃતિનું પરિણામ. અત્યાર સુધીની બધી લડાઈઓમાં મર્યાદા હતી. સૈન્યો વચ્ચે જ લડાઈ ચાલતી. એવી લડાઈ એક પણ નહોતી, જેમાં બાળક, બુઢ્ઢાં, સ્ત્રીઓ, હૉસ્પિટલ બધું આવી જાય.

આ બધાનો અંત ક્યારે આવશે? આ ઊભા થયેલા નાઝીવાદનો નાશ કરવો હોય તો તેમણે હવે દ્રાઢ નાઝી થવું પડશે.

હિટલર કહે છે કે આ ચાંચિયાઓ આખા યુરોપનો દરિયો કબજે રાખીને બેઠા છે તે હું બરદાસ્ત કરવાનો નથી. એમનો નાશ કરવા જ ઈશ્વરે મને પેદા કર્યો છે. પેલા કહે છે કે હિટલરનો નાશ કરવા અમને ઈશ્વરે પેદા કર્યા છે. ત્યારે આમાં ભગવાન સાચો કોનો?

સલ્તનતનો ટોટો પકડાયો છે ત્યારે પણ આપણને કહે છે કે તમે તમારું સ્વતંત્ર રાજ્ય ચલાવી શકો તેમ નથી, તમારામાં કુસંપ છે. અમારી નૈતિક જવાબદારી અમે છોડી શકતા નથી. એ નૈતિક જવાબદારીના પડદા પાછળની વસ્તુ ભયંકર છે. આપણે ત્યાં કયા પક્ષો, હિતો છે એનું તો નામ નથી આપતા. પડદામાંથી તો એવું માલૂમ પડે છે કે આની મુશ્કેલીમાં આવી પડેલી આ સત્તા આમ બોલે છે ત્યારે એમાં કાંઈક ઈશ્વરી સંકેત હોવો જોઈએ. આપણે માટે તો જે પરિણામ આવે તે જ જોવું યોગ્ય છે. આપણે નિરાશ થવાનું નથી, જાગ્રત જ રહેવાનું છે. આ લોકો ના કહે છે એમાં જ આપણે માટે લાભ હશે, પ્રભુની કાંઈક એવી જ ઇચ્છા હશે.

આ સ્થિતિમાં આપણે શું કરવું જોઈએ? આપણે સંપથી રહેવું જોઈએ. એકત્ર થવું જોઈએ. હજી એવો કઠણ કાળ આવશે કે જ્યારે આપણે એકબીજા સામે લડશું તો હિંદની સલામતી નથી. અંગ્રેજ સરકાર ભાગલા પડાવવા ભલે પ્રયત્ન કરે. આપણે તો ઝેરવેર ઓછું કરવા પ્રયત્ન કરવો જોઈએ. દેશી રાજ્યોનાં ક્ષેત્ર કાંઈ થોડાં જ લડાઈનાં ક્ષેત્ર

છે? લડાઈનું ક્ષેત્ર તો હિંદમાં છે. તમે તો માત્ર કૉંગ્રેસનો કાર્યક્રમ પાર પાડો.

કોઈ રાજામહારાજાઓ માથે આપણે અત્યારે કાંઈ વાત નથી કરતા. કાંઈ માગતા પણ નથી. સૌ પ્રજામંડળને કહીએ છીએ કે બેસી રહો. પાઘડીનો વળ છેડે નીકળી પડવાનો છે. નકામી ખટપટ ઊભી ન કરશો. હવે કાંઈ આ લાંબું ચાલવાનું નથી. જે વેગથી વિનાશ ચાલી રહ્યો છે તે વેગથી ચાલ્યાં કરશે તો ટૂંકા વખતમાં ઉકેલ આવી જવાનો છે. આમાં તો ઘણી પાપી શક્તિઓ હોમાઈ જશે. આ તો દુનિયા પરનો ભાર ઉતારવા માટે કુદરતી કોપ થયો છે. આપણું કામ તો એ છે કે ફરીથી સંકટ ન જ આવે તેવું કરવું જોઈએ.

ફુલગાવ, ૧૩-૯-૧૯૪૦

## ૧૧૫

## નાઝીવાદ અને શાહીવાદ

[તા ૯-૯-૧૯૪૦નો રોજ અમદાવાદની જાહેરસભામાં આપેલા વ્યાખ્યાનમાંથી.]

કૉંગ્રેસે લખનૌની બેઠક પછી ઠરાવો કર્યા છે, તેમાં સ્પષ્ટ અભિપ્રાય જાહેર કર્યો છે કે નાઝીવાદ ને ફેસીઝમ, બન્ને વાદો લોકશાહીનો—લોકવાદનો—નાશ કરનારા છે. આ વાદોને લોકશાહી માન્ય કરતી નથી. કૉંગ્રેસ માને છે કે આ વાદોથી જગતને નુકસાન થવાનું છે. કૉંગ્રેસે આ વસ્તુ યુરોપની લડાઈ શરૂ થઈ ત્યાર પછી નહીં પણ તે પહેલાંથી જાહેર કરેલી છે. લડાઈ પહેલાં બ્રિટન એ બન્ને શક્તિઓ સાથે છૂપી છૂપી મસલતો કરતું હતું; પણ કૉંગ્રેસે એનો જેટલો વિરોધ કર્યો છે તેટલો બીજા કોઈએ કર્યો નથી. આ શક્તિ જો જગતમાં ફતેહમંદ થાય તો તેમાં લોકવાદ, લોકશાહી, પ્રજાતંત્રવાદ, ડેમોક્રસીનો નાશ છે.

બાર મહિના પહેલાં જ્યારે આ લડાઈ શરૂ થઈ ત્યારે હિંદને લડાઈમાં સંડોવવામાં આવ્યું. ન તો એ બાબત કોઈને પૂછ્યું, ન રાજાઓને પૂછ્યું. ન મુસ્લિમોને પૂછ્યું, ન પ્રજાના કોઈ પક્ષને કે પ્રતિનિધિને પૂછ્યું. કૉંગ્રેસે તેનો વિરોધ કર્યો ને જ્યારે હિંદનું લશ્કર હિંદની બહાર મોકલવામાં આવ્યું ત્યારે વડી ધારાસભાના કૉંગ્રેસના પ્રતિનિધિઓને પાછા ખેંચી લેવામાં આવ્યા. એ અમે જાણીએ છીએ કે જેની સામે તમારો વિરોધ છે તેની સામે અમારો પણ વિરોધ છે. તમે

આ લડાઈમાં શા માટે ઊતર્યા છે। તેનો સાફ સાફ અને સ્પષ્ટ હેતુ અમને સમજાવો તો અમે ભૂતકાળ બધો ભૂલી જઈને પણ મદદ કરવા તૈયાર છીએ. અમને લડાઈમાં ફેંક્યા છે તેમ છતાં અમે તમને સાથ આપીએ, જો અમને એ સમજ પાડવામાં આવે કે લડાઈ પછી હિંદનું કંઈક હિત તમે કરવા ધાર્યું છે. આપણી આ માગણીને સરકાર તરફથી ટાળવાનો પ્રયત્ન થયો.

આ લડાઈ તો એકલા યુરોપની નવરચના કરવા માટે, એશિયા અને આફ્રિકાના કાળા લોકોની વહેંચણી કઈ રીતે કરવી અને તેમના પરનું રાજ્ય કેવી રીતે મજબૂત કરવું તેને માટે છે. લડાઈનો આ હેતુ સ્પષ્ટ અને સાફ છે.

બ્રિટન કહે છે કે નાના નાના મુલકોની સ્વતંત્રતા રક્ષવાની ખાતર અમે આ યુદ્ધ લઈ બેઠા છીએ; ત્યારે અમેરિકા અને જગતના બીજા દેશોમાં પુછાતું હતું કે હિંદની સ્વતંત્રતાનું શું? હિંદ એટલે ગાંધી અને હિંદ એટલે કૉંગ્રેસ, એ તો એ લોકો બરોબર સમજે છે. જગતભરના દેશોમાં જ્યારે આવો પ્રચાર થવા માંડ્યો ત્યારે આ લોકોએ જુદા જુદા પેંતરા રચ્યા. હિંદના પ્રતિનિધિઓને સલ્તનતના પ્રતિનિધિએ બોલાવ્યા ને કહ્યું: "અમે તો હિંદને સ્વતંત્રતા આપી દેવા માગીએ છીએ. હિંદ એ તો અમારા ગળે બાઝેલું ઘંટીનું પડ છે. પણ શું કરીએ? હિંદ હજુ સ્વતંત્રતાને લાયક નથી. સ્વતંત્રતા પ્રાપ્ત કર્યા પછી હિંદમાં ઠેરઠેર ખુનામરકી, લૂંટફાટ, મારામારી વગેરે અંધાધૂંધીઓ ચાલ્યાં કરે, કોઈ કોમ સલામત ન રહે, આમ ન થાય એ અમારી નૈતિક જવાબદારી છે." આ જાતનો પ્રચાર તેમણે કરવા માંડ્યો ને તેવી રચના પણ કરવા માંડી. અમેરિકામાં પ્રચાર આરંભી દીધો. બ્રિટનના મુત્સદ્દીઓ અમેરિકામાં પહોંચ્યા છે.

કૉંગ્રેસે તો કહ્યું હતું કે જો અમારી ખરા હૃદયની મદદ ઇચ્છતા હો તો વાઇસરૉયની કાઉન્સિલવાળી વાત બંધ કરી તેની જગ્યાએ બધા પક્ષની 'નેશનલ ગવર્નમેન્ટ' બનાવો કે જેમાં કૉંગ્રેસના, લીગના, મુસલમાનોના, હિંદુ મહાસભાના અને બધાય પક્ષના પ્રતિનિધિઓ હોય અને ભલે તેમાં અંગ્રેજ પણ રહે અને આ તંત્ર પ્રજાને જવાબદાર રહે. પણ તમારે એટલું જ કહેવું જોઈએ કે જ્યારે લડાઈ બંધ થશે ત્યારે હિંદના બધાય પ્રાંતોના ચૂંટાયેલા પ્રતિનિધિઓ જે બંધારણ ઘડે તેમાં તમે દરકત કરશો. પણ તેમણે તો બેમાંની એક પણ વાત કબૂલ ના કરી અને પહેલાંની એની એ જ વાત ફરીથી હાથ ધરી. આ તો ત્રણ ચાર

સિવિલ સર્વંટોવાળી વાઇસરૉયની કાઉન્સિલને ખાલી મોટી કરવાની વાત છે. આ તો તમે આવો અને મદદ કરો એ જ વાત છે. વાઇસરૉયના તમે સલાહકાર ગણાઓ છતાં તેમને જે કાંઈ કરવું હોય તે તેઓ કરે. બધી ચાવીઓ વાઇસરૉયના હાથમાં જ રહે. આવા શંભુમેળામાં તમે પણ આવીને બેસો એ જ વાત છે. એ કાંઈ નવી વાત નથી. ત્રણચાર વાર વાત કરી હતી તેની તે વાત તેઓ ફરીથી રજૂ કરે છે.

આમાં એમની દાનત સાફ નથી, એનો પુરાવો બરમામાંથી મળી ગયો છે. એના પ્રધાનને જેને એક વાર વિલાયત લઈ ગયા અને જ્યાં તેમને ઘણી પાર્ટીઓ આપી અને જેમને શહેનશાહ સાથે પણ મેળવ્યા અને ખૂબ માનપાન આપ્યું તેમને આજે જેલમાં બેસાડ્યા છે. અને જેને પચીસ વર્ષ સુધી રાજ્યના શત્રુ ગણી કેદમાં બેસાડ્યા તેમને છવ્વીસમે વર્ષે માંદા પડતાં વાઇસરૉય તાર કરે છે કે: 'મને તમારી તબિયતની ચિંતા થાય છે!'

કૉંગ્રેસની ચોખ્ખી વાત છે કે તે તેને અત્યારના લડાઈના સમયમાં પજવણી કરવા નથી માગતી. પણ કૉંગ્રેસની દરખાસ્તને તિરસ્કારવામાં આવે છે. વાઇસરૉયનું જાહેરનામું એ તો કૉંગ્રેસ પર એક હુમલો છે. કૉંગ્રેસની હસ્તી પર એક ઘા છે. કૉંગ્રેસને, થાય તે કરી લો, એવું આમંત્રણ તેમાં ગર્ભિત રીતે રહેલું છે. હિંદી વજીરે જે વાત કહી છે તેમાં નવું કાંઈ નથી.

જગત આજે પ્રલયને રસ્તે ચડેલું છે. આ લડાઈનું મૂળ જોઈએ તો એ જણાય છે કે વર્સાલેની સંધિમાં એણે જર્મની પાસે નાકલીટી ઘસાવી ત્યાંથી જ આ લડાઈનાં બીજ વાવ્યાં હતાં. એ વાત તો આજે બ્રિટિશ મુત્સદ્દીઓ પણ કબૂલ કરે છે.

હૉલૅન્ડ, પોલૅન્ડ, ઝેકોસ્લોવેકિયા, બેલ્જિયમ અને બીજા દેશો જે હમણાં છેલ્લા ચાર દિવસથી ગુલામ બન્યાં છે તેમને વચન આપે છે કે, તમને અમે છેવટ સુધી લડીને પણ સ્વતંત્રતા અપાવીશું; છતાં જે હિંદુસ્તાનને તેઓ બસો વર્ષથી દબાવીને—ગુલામ બનાવીને—બેઠેલા છે તેની સ્વતંત્રતાનું શું? લડાઈનું મૂળ તો આમાં પડેલું છે અને તેમાંથી નાઝીવાદ તમે જ સર્જાવ્યો છે.

મુંબઈની હવેની સભામાં એક જ કામ કરવાનું છે. મહાત્માજીને કહેવાનું છે કે તમે પાછા આવો અને તમે કહેશો તેમ કરીશું. હવે તે કહેશે તેમ આપણે કરવાનું છે અને તેમાં હિંદુસ્તાનની શક્તિની—કૉંગ્રેસની શક્તિની પરીક્ષા થવાની છે. કૉંગ્રેસનો ઉદ્દેશ જો સાચો હશે, તેની દાનત સાચી હશે, અને મુલક માટે તેણે સાચી સેવા કરી હશે કે કાંઈ પણ

કર્યું હશે તો તે દેખાવાનું છે, પછી ભલે સત્તા બીજાઓ પાસે જાય. કૉંગ્રેસ એવી જાજમ ઉપર નહીં બેસે કે જેમાં કીડા કે જંતુ પડેલા છે. નાઝીવાદ અને શાહીવાદ આમ તો સરખા જેવા જ છે. એક પ્લેગ છે અને બીજો કોગળિયું છે. કોગળિયું ઘરમાં છે અને પ્લેગ બહાર છે.

સલ્તનતે તો આપણી પાસે જબરજસ્તીથી આ લડાઈ ઊભી કરાવી છે અને કૉંગ્રેસ પાસે હવે બીજો કોઈ રસ્તો નથી. તમને બધાને એક છેવટની વિનંતિ છે કે આ આપણો આખરી મોરો છે. આપણે એક જ વસ્તુ કરવાની છે અને તે એ કે કોઈની હિંસા ન કરવી, કોઈને કષ્ટ થાય તેવું ન કરવું પણ સ્વમાનના રક્ષણ ખાતર બધું કષ્ટ સહન કરવું. આજે જિંદગીની તો કાંઈ કિંમત નથી. વિમાનમાં ગોળા ભરીને ઘણાયે વિમાનીઓ જિંદગીને ખિસ્સામાં લઈ ને જાય છે. હજારો જિંદગીને પોતાના હાથમાં લઈ ને ફરે છે. આપણે પણ — જ્યારે આપણે ગુલામ છીએ અને આપણી હસ્તી ઉપર હુમલો થાય ત્યારે — શો જવાબ આપવો?

આ સમયે તમે કોઈ એવી આશા ન રાખતા કે કૉંગ્રેસ પાછળથી આખો વખત દોરવણી આપે. દરેકની પોતાની એ ફરજ છે કે તેણે લડાઈના ખુલ્લા મેદાનમાં આવી જવું જોઈએ. મને તો ચોખ્ખાં ચિહ્ન જણાય છે કે લડાઈ લાદવામાં આવી રહી છે. હવે ફરી આપણે મળીએ કે ન પણ મળીએ. પણ હિંદના આધુનિક ઇતિહાસના ઘડતરની જવાબદારી આપણે અદા કરવાની છે

પણ હવે તો તેઓ એવી વાત પૂછવા લાગ્યા છે કે, અમે હારીએ અને પેલા આવે તો તમારું શું થશે? તેની તેમને હવે ચિંતા પડી છે! આનો જવાબ આપવો એ બહુ મુશ્કેલ છે. તેઓ બસો વર્ષ સુધી અહીં રહ્યા છતાં સવાલ પૂછવો પડે છે એટલે આપણે પણ લાચાર છીએ. આપણે કહીએ કે ભલે, હવે તમે ચિંતા ના કરશો. બસો વર્ષ રહ્યા પછી પણ જો આજે આવો જ સવાલ પૂછવાનો હોય તો અમે કહીએ છીએ કે, તમે કાલે જતા હો તો અત્યારની જ ગાડીમાં ચાલ્યા જાઓ. અમે અમારું ફોડી લઈશું. લાચાર બનાવીને હવે તમે પૂછો છો કે તમારું શું થશે? તેનો શો જવાબ હોય? ઉપરથી બૉમ્બ પડતો હોય ત્યારે નીચે ઊભેલો જાણે છે કે તેનું શું થવાનું છે. અમારું તો જે થવાનું હશે તે થશે, પણ તમે તમારા દિલને પૂછી જુઓ કે બસો વર્ષ પછી હિંદુસ્તાન તમારા હાથમાંથી જતું રહેશે તો તમારું શું થશે? ખરી ચૂક તો તેમાં રહેલી છે.

प्रजाबंधु, १५–९–१९४०

૧૧૬

# થામણાની ગ્રામશાળા

[તા. ૯-૧૦-૧૯૪૦ના રોજ થામણાની શાળાનું મકાન ખુલ્લું મૂકતાં જાહેર-સભામાં આપેલા ભાષણમાંથી.]

* * *

ગાંધીજી હિંદુસ્તાનમાં આવ્યા ત્યારથી કહે છે કે અત્યારનું શિક્ષણ એ કુશિક્ષણ છે. એ આપણા હાથપગ ભાંગી નાખે છે. મન નબળું પાડી નાખે છે. પરદેશી શિક્ષણ સરકારે એટલા ખાતર દાખલ કરેલું કે કારકુનો પેદા થાય, નોકરી કરે અને એનું રાજ્ય ચલાવી આપે. એથી ન આપણું શિક્ષણ રહ્યું, ન એનું પૂરું આવ્યું.

ગાંધીજીએ સ્વરાજ્યની લડત પહેલી ઉપાડી ત્યારે પહેલો પોકાર એ ઉઠાવ્યો કે આ શાળાઓ એ ગુલામખાનાં છે. શાળાઓ ને કોલેજો તેમણે ખાલી કરાવી. ગૂજરાત વિદ્યાપીઠની સ્થાપના થઈ. એ વિદ્યાર્થીઓમાં અનેક રત્નો હતાં, એમાંના એક બબલભાઈ છે. એમણે તમારા ગામમાં પોતાનું વિત્ત રેડવા માંડ્યું. આવી સુંદર જગા અને આટલી મગવડ કોઈ પ્રાથમિક શાળાને નથી.

આજે જે કેળવણી આપવામાં આવે છે એ પોપટના જેવી છે. એમાં વિદ્યાર્થીના દિલનો અને શરીરનો એકતાર નથી થતો, નથી એનો માનસિક કે શારીરિક વિકાસ થતો. કેળવણી એવી હોવી જોઈએ કે વિદ્યાર્થીનું મન ખીલે, એનું શરીર ખીલે, એના આત્માનો વિકાસ થાય.

જો ઘરનું વાતાવરણ અનુકૂળ ન હોય તો શાળામાં જેટલું ભણે એટલું ઘેર જાય ત્યારે રાત્રે ભૂલીને આવે.

શિક્ષણનો હેતુ શાળા અને ગામ એકબીજાને પૂરક બને, બન્નેને એકતાર કરનાર હોવો જોઈએ.

શારીરિક અને માનસિક કેળવણી સાથેસાથે અપાય એવું હોવું જોઈએ. ગામડાં આજે જે પ્રકારનાં છે એ પ્રકારનાં રહે તો ન બાળકોને શિક્ષણ આપી શકાય, ન ગામના લોકોને આપી શકાય.

* * *

ગાંધીજી કહે છે, જો રચનાત્મક કામ કરો તો સ્વરાજ્ય તો તમારા ખોળામાં આવીને પડે. રચનાત્મક કામ એટલે ગામની પુનર્રચના.

પાણી કોઈએ કાના ચડવાના નથી એટલે આપણે ગામનાં બાળકોને પકડી લેવાં જોઈએ. નાનપણથી એમને આંખ, કાન, નાક, આંગણું, વાસણ, શેરી સાફ રાખવાનું શીખવવું જોઈએ.

ગામના લોકોને સ્વચ્છતાની કિંમત નથી. ગંદકીથી એમને કેટલું નુકસાન થાય છે એની એમને ખબર નથી.

આપણામાં કહેવત છે કે ગામ હોય ત્યાં ઢેડવાડો હોય. પણ સારું ગામ હોય ત્યાં એકે વાડો ન હોવો જોઈએ. ઢેડવાડાનો સાચો અર્થ તો એ થાય કે ગામ હોય ત્યાં નબળા લોકો, જૂઠું બોલનાર, ચોરી કરનાર હોય. ગામમાં ઢેડ હોય તે વણકરનો ધંધો કરતો હોય, મજૂરી કરતો હોય, પણ સાચું બોલતો હોય તો એને ઉત્તમ બ્રાહ્મણ સમજવો. અને બ્રાહ્મણ ગંદો હોય, એને બે અક્ષરે ન આવડતા હોય અને અગડંબગડં ભણીને લગ્ન વગેરેની ક્રિયાઓ કરાવતો હોય તો, એ તો પાપ કરે છે.

આપણે કોઈને ઊંચનીચ નહીં માનવા જોઈએ. ગામમાં વસનાર સર્વે, અઢારે વર્ણ એક ઈશ્વરની ઓલાદ છે.

* * *

બાળકો ઉદ્યોગ કરે એમાં ઉત્તેજન આપવું હોય તો આપણે પણ ઉદ્યોગ કરવો જોઈએ. સ્ત્રીઓ અને પુરુષો સૌએ હાથપગનો ઉપયોગ કરવો જોઈએ. 'નવરો બેઠો નખ્ખોદ વાળે.' આપણું કપડું આપણે બહારથી નથી લાવવું એવી પ્રતિજ્ઞા કરશો તો તમે જેટલું બનાવશો એટલું પહેરશો. તો ગામની પુનરરચના કરી શકશો.

આજે દુનિયા તો એક પ્રકારના પ્રલયમાં પડેલી છે. હિંદુસ્તાન લડાઈમાં સંડોવાયું છે. આ બધી લડાઈની મૂળ જડ આ મોટાં મોટાં કારખાનાં છે. કારખાનામાં ઢગલીબંધ સામાન પેદા કરવો અને પછી એને નભાવવા લશ્કર રાખવું!

સંચામાં અનાજ દળાવો ખાંડાવો છો એમાં સત્ત્વ બળી જાય છે. એ તો બળી ગયેલું ખાઓ છો.

* * *

આપણે નવા જમાનાને અનુકૂળ થવું જોઈએ. છોકરાને ભણાવીએ ને છોકરીને ન ભણાવીએ તો એ તો કજોડું થાય. બંને દુઃખી થાય.

એક પણ કજિયો કોર્ટ કચેરીએ, ઉમરેઠ, નડિયાદ જાય તો એ આ શાળાને ડાઘ લાગ્યો એમ માનજો. ગામમાં કોઈ ચોરી કરતો નહીં હોવો જોઈએ. ચોરી કરે તો તરત ખબર પડવી જોઈએ અને એનો

ઇલાજ લેવા જોઈએ. તમારા પોતાનામાં જે નબળાઈ હશે તેની છાપ છોકરાં ઉપર પડ્યા વગર રહેવાની નથી.

*   *   *

ગાંધીજી તો આવ્યા ત્યારથી કહે છે કે હું કહું તે કામ ગામ કરે તો સ્વરાજ્ય તો ત્યાં આવીને પડેલું જ છે.

દારૂ પીનાર ન હોય તો પીઠું આવવાનું નથી ચોરી કરનાર ન હોય તો પોલીસ કે જમાદારની જરૂર નથી. કજિયા ન કરો, કોરટે ન જાઓ તો મુનસફ કચેરીની જરૂર નથી. તમે તમારું કપડું બનાવી લો તો સ્વરાજ્ય તો તમારે ત્યાં આવીને પડેલું જ છે.

હું ઈશ્વર પાસે માગીશ કે આ શાળા ખોલવામાં જે આશાઓ રાખી છે એ પરિપૂર્ણ કરે.

## ૧૧૭

# જયપુર રિયાસત

[તા. ૨૪–૧૦–૧૯૪૦ના રોજ મુંબઈમાં મારવાડી ચેમ્બર્સમાં સ્ટેટ પીપલ્સ કૉન્ફરન્સ તરફથી રાખવામાં આવેલી જયપુર સંબંધી સભામાં આપેલા ભાષણમાંથી.]

*   *   *

જમનાલાલજીએ તમને જયપુરની પરિસ્થિતિનો કંઈક ખ્યાલ આપ્યો. દેશી રાજ્યો બધાં લગભગ જયપુર જેવાં જ છે. કેટલાંક એનાથી વધારે ખરાબ છે. આ બધાની જડ પરદેશી રાજ્ય છે. એને જડમૂળથી ન ઉખેડીએ ત્યાં સુધી દેશી રાજ્યોમાં સુધારાને કંઈ અવકાશ નથી કારણ કે જેમ આપણે ગુલામ છીએ તેમ રાજામહારાજા પણ ગુલામ છે. તેમના કરતાં આપણે ઓછા ગુલામ છીએ. આપણે આપણાં બાળકોને ઇચ્છીએ એવું શિક્ષણ આપી શકીએ છીએ, પણ તેઓ તો પોતાનાં બાળકોને પોતે ઇચ્છે તેવું શિક્ષણ પણ નથી આપી શકતા.

વિદ્યાર્થીને માણસમાંથી જાનવર બનાવવો હોય તો રાજકુમાર કૉલેજમાં મોકલવો અને જાનવરમાંથે ગધેડો બનાવવો હોય તો વિલાયત મોકલવો. રાજકુમાર બાળક હોય છે ત્યારથી તેને શિક્ષણ આપવા માટે એક અંગ્રેજને તેની માથે રાખવામાં આવે છે, જોકે રાજકુમારને રાજ તો અહીં કરવાનું છે.

રાજામહારાજાઓને એક વાતની છૂટ છે: ગમે તેટલાં લગ્ન કરો, દારૂ પીઓ, મજા કરો, પ્રજા પર જુલમ કરો, પણ રેસિડેન્ટની હા જી હા ભણો. એટલે સુધી કે રેસિડેન્ટના ચપરાસીને રાજા સલામ ભરે.

તમે જયપુરથી અહીં આવ્યા છો. તમે બુદ્ધિમાન છો, સાહસિક છો, ત્યારે ત્યાં જ્ઞાનનાથને કેમ લાવવો પડ્યો? આજ સુધી તો પાંજરાપોળમાં બુઢ્ઢાં ઢોર રાખે તેમ દેશી રાજ્યોમાં બુઢ્ઢા અંગ્રેજોને લાવીને રાખતા. રાજકોટમા એક અંગ્રેજ લાવીને બેસાડ્યો. તે સાંભળતો નહોતો, દેખતો નહોતો. ત્યારે અમે ઝઘડો કર્યો.

જમનાલાલજી કહે છે કે જ્ઞાનનાથને રાજાએ જોયો નથી. ત્યારે એ અજ્ઞાનનાથને લાવ્યું કોણ? ઉપરથી પડ્યો?

* * *

મોટાં મોટાં સામ્રાજ્યો સ્થાપીને બેઠેલા આજે માંહોમાંહે લડે છે.

અમે બ્રિટિશ સરકારને પૂછ્યું કે કેમ લડો છો? મહાત્માજીએ પૂછ્યું કે જો તમે હિટલરનો જુલમ મટાડવા માટે લડતા હો તો હિંદુસ્તાનમાં પાંચસો સાડીપાંચસો હિટલર જેવા છે તેનું શું?

* * *

લૉર્ડ હેલિફેક્સ વાઇસરૉય હતો ત્યારે તેમણે એક સરક્યુલર કાઢ્યો હતો, તેમાં લખ્યું હતું કે રાજકારભારમાં પ્રજાને હિસ્સો આપો.

* * *

આજે તો ફર્સ્ટ ક્લાસ સ્ટેટમાં એવું થઈ ગયું છે કે રાજા કશું ન કરે. જે કાંઈ કરે તે દીવાન કરે. વડોદરામાં મેં જોયું કે દીવાન તેની ઇચ્છામાં આવે તે કરે છે.

હવે તો રજવાડાં એક દિવસમાં ખલાસ થઈ જાય એવો વખત આવ્યો છે. જે રાજામહારાજાઓ પ્રજાને માટે મરવા તૈયાર હશે એ જ રહી શકવાના છે.

## ૧૧૮

# શહેર સફાઈ

[તા. ૧૩-૧૧-૧૯૪૭ના રોજ અમદાવાદમા ગાંધીપુલના ઉદ્‌ઘાટન વખતે આપેલા ભાષણમાંથી.]

* * *

આપણા દેશમાં નાગરિક ભાવના બહુ ઓછી છે. આપણી નદીઓ, જુઓ. આવાં ખીચોખીચ ભરેલાં શહેરની નદીઓ આવી ન હોય. શહેરીઓ જે રીતે નદીનો ઉપયોગ કરે છે એ શોભે એવું નથી. આજે યુરોપમાં પુલો બાંધે છે ને ભાંગે છે. ભલે ભાંગતા હોય પણ એમણે બાંધ્યા કેવી સારી ભાવનાથી!

લંડન એ મોટામાં મોટું શહેર છે. એંશી લાખની વસ્તી છે. ગૅસની ભૂંગળીઓ, અને પાણીનાં ભૂંગળાં આજે ત્યાં રોજ તૂટે છે. રાતદિવસ ગોળા પડતા હોય તે વખતે શહેર સ્વચ્છ રાખવું અને ભોંયરામાં તાત્કાલિક ગોઠવણ કરી શહેર વસાવવું! કેટલી નાગરિક ભાવના! આપણે તો એક નાત જમાડવી હોય તો કેટલી ભાંજગડો થાય છે? અને ત્યાં એંશી લાખની વ્યવસ્થા શાંતિથી થાય છે. એમની બહાદુરી આગળ આપણું માથું નમે છે.

આપણામાં આ બધી એબો ક્યાંથી આવી એનાં કારણોમાં ન જતાં એને આપણે કાઢવી જોઈએ. ગુલામ પ્રજા એટલે ઉકરડો. એટલે ગુલામીને કૂદી જવાના પુલ કરવા જોઈશે. જે શહેરમાં વસીએ છીએ એને સ્વચ્છ રાખવા વગેરેનું ઋણ અદા ન કરીએ તો જે મોટાં કામ કરવાનાં છે તે નહીં કરી શકીએ.

અમદાવાદમાં ઘણા બુદ્ધિશાળી છે. એ બુદ્ધિનો ઉપયોગ માત્ર કુટુંબીજનો માટે નહીં, પણ આખા શહેરને માટે, મુલકને માટે થવો જોઈએ.

આ યંત્ર ઉદ્યોગોની પાછળ સંહારની વૃત્તિ રહેલી છે. ઉદ્યોગ તો આજે છે ને કાલે નથી. આ તો લૅંકેશાયરની નકલ કરી છે. લૅંકેશાયરનાં ભૂંગળાં ભાંગીને બુઠ્ઠાં થયાં. સમુદ્રમંથનમાંથી વિષ નીકળ્યું હતું તેમ આ પાશ્ચાત્ય સંસ્કૃતિનું થઈ રહ્યું છે.

પણ બુદ્ધિમાન માણસોએ અગમબુદ્ધિ રાખવી જોઈએ. તાત્કાલિક સ્વાર્થ ન સાધતાં ભવિષ્યનો વિચાર કરવો એ કર્તવ્ય છે. આપણે નવા અને જૂના અમદાવાદ વચ્ચે પુલ બાંધીએ છીએ, તો ભવિષ્યનો પણ પુલ બાંધવો જોઈએ. મહાત્માજીએ ઉદ્યોગ અને મજૂર વચ્ચે પુલ બાંધ્યો છે. મિલ

માલિકોને પ્રથમ તો એ આકરું લાગ્યું, પણ પછી સમજી ગયા. એ પુલ તોડશો, એને ઠોકરે મારશો, તો ભેખડાઈ જશો.

* * *

આપણા ઘરની પાસે ગંદકી પડી હોય છે. મ્યુનિસિપાલિટીનો ભંગી આવીને એ ઉપાડે ત્યાં સુધી બેસી રહીશું તો એના ઉપરની માખી આપણા ઘરમાં આવશે. એ જ પ્રમાણે આપણા શહેરની પ્રગતિ અટકી પડી છે. મેં મ્યુનિસિપાલિટી છોડી ત્યારે ભાંબુરડા નગર પૂનામાં વસ્યું છે એ પ્રમાણે બાંધવા સરકારને એક સ્કીમ મોકલી હતી.

* * *

સરકારની મદદની આપણે આશા ન રાખવી જોઈએ. આપણા ઘરમાં સ્વચ્છ પાણી પીવા જોઈએ તે સરકાર મદદ કરે તો સ્વચ્છ પીએ, નહીં તો તળાવનું પીએ એવું નહીં થવું જોઈએ.

તમારું બધાનું કર્તવ્ય છે કે શહેરને સ્વચ્છ બનાવવું. એની જવાબદારી મ્યુનિસિપાલિટી ઉપર નાખી ન દેતાં એને હાર્દિક સાથ આપવો.

* * *

હજુ તો આ પેલું સામે વીજળીનું ભૂંગળું છે એની સામે પુલ બાંધવો જોઈએ. એ ભૂંગળાના સાહેબોને પકડવા જોઈએ. એ આપણી પાસેથી કમાય છે. રેલવેને પજવવી જોઈએ. બધાએ ભેગા થઈ પુલ બાંધવો જોઈએ. આ જમાનામાં જાગ્રત રહેવું જોઈએ. પજવ્યા વગર કામ નથી થવાનાં.

ભવિષ્યમાં શું થશે એની કોઈને ખબર નથી. પણ આપણા શહેરમાં આટલા બુદ્ધિશાળી પડ્યા છે અને આટલા ઉદ્યોગો શહેરમાં લાવો છો છતાં આ પરદેશીઓ કેમ વીજળીનું કારખાનું કાઢી બેઠા? તમે ઊંઘતા હતા? એ તો આખા ગુજરાતને ગીરો મૂકવાના હતા પણ મેં વિરોધ કર્યો તેથી અટક્યું છે.

પશ્ચિમની જાનવરી વૃત્તિ આપણે નહીં લેવી જોઈએ.' પણ જે શાસ્ત્રનો ઉપયોગ જનતાને મળે એનો લાભ લેવો જોઈએ. એણે કેળવેલી નાગરિક વૃત્તિનું અનુકરણ કરવું જોઈએ.

કોઈ પરદેશી આવશે તો કૅમ્પમાં રહેશે. એનાથી આપણા શહેરમાં નહીં રહેવાય.

આજે આપણે મોટી જવાબદારીનું કામ કર્યું છે. ગાંધીજી તો તપશ્ચર્યા કરી દુનિયાને સંદેશ આપી ગયા છે. એમનું સ્મરણ તો દુનિયા રહેશે, ત્યાં સુધી રહેશે. પણ આવાં કામ આપણે એટલા માટે કરીએ છીએ કે આપણને એમનું સ્મરણ રહે.

## ૧૧૯

# ગામડાં સંભાળો

[તા. ૨૩-૧-૧૯૪૨ના રોજ ગુજરાત પ્રાંતિક સમિતિના સભ્યો સમક્ષ બારડોલી મુકામે આપેલું ભાષણ.]

ગઈ મીટિંગમાં આપણે અહીં મળ્યા ત્યારે મેં એક વાત કહેલી કે આપણે હિંસા-અહિંસાની વાત બાજુ પર મૂકી દઈએ ને કૉંગ્રેસની મહાસમિતિ જે ઠરાવ કરે તે ઉપર પણ બહુ ચર્ચા ન કરીએ; પણ જે મુખ્ય વસ્તુ છે અને જે બહુ ગંભીર છે, જેના ઉપર કૉંગ્રેસની હસ્તીનો સવાલ છે તે પ્રશ્ન ઉપર ધ્યાન આપીએ. મુલકની ને પ્રાંતની ગંભીર હાલત બની રહી છે. એ સંબંધી શું કરવું એ કઠણ સવાલ છે, પણ એ એટલું ઉપયોગી છે કે એનો આપણે ખૂબ વિચાર કરવો પડશે. એટલે વર્ધા પછી મેં સભા બોલાવવાનું કહેલું. એ રીતે આજે આપણે મળ્યા છીએ.

ગઈ વખતે જે પરિસ્થિતિ હતી ને તે પછી જે પરિસ્થિતિ થઈ તેનાથી તમે અજાણ તો નહીં જ હો. કારણ તમે તો ગામડાંમાં ફરનાર છો. લોકોના દિલમાં શું છે તે તમે જાણો છો. હું તો બહારથી આવું છું, પણ ગામડાંમાંથી જે અહેવાલો મળે છે તે ઉપરથી મેં જાણ્યું છે કે આપણે ઘટતું નહીં કરશું તો પ્રાંતમાં અશાંતિ ખૂબ વધી પડશે. એને માટે આપણે સૌએ જાગ્રત રહી લોકોમાં શાંતિ તેમ જ નીડરતાનું વાતાવરણ પેદા કરવા માટે જે જે કરવું પડે તે કરવા તૈયાર રહેવું જોઈશે. એમ કરતાં જો કોઈ કૉંગ્રેસી ખપી જાય તો કૉંગ્રેસે પોતાનું કાર્ય કર્યું ગણાશે.

### પ્રજાએ સાવધાન થવું ઘટે

આ સલ્તનત આજે પોતાનો જાન જોખમમાં નાખીને જીવસટ્ટાને ખેલ ખેલી રહી છે, ત્યારે લોકની અશાંતિ દૂર કરવાનાં સાધન એની પાસે નહીં હોય. એ તો પોતાની સલામતીનાં સાધન શોધે છે; એટલે લોકોએ પોતે સાવધાન રહેવું પડશે. અત્યારે તો લોકો સરકાર કે કૉંગ્રેસ સામે જુએ છે. કૉંગ્રેસ જીવતી જાગતી સંસ્થા હશે તો જ તે લોકોની સાચી સેવા કરી શકશે. કૉંગ્રેસ બધે ન પહોંચી વળી શકે, પણ કૉંગ્રેસ પડખે છે એમ પ્રજાને લાગવું જોઈએ.

એનો અર્થ એ નથી કે પ્રજાની સાથે આપણે કંઈ વેઠવાનું નથી. કૉંગ્રેસ પોતે પણ વેઠે તો લોકો હસતા હસતા વેઠશે.

છેલ્લાં પચાસ વર્ષથી પ્રજા કૃત્રિમ શાંતિથી ટેવાયેલી છે. તેથી તેને અશાંતિથી ન ડરતાં શીખવવાનું રહે છે. ખોટી અફવા રોકવી જોઈએ, અને લોકોને સમજાવવું જોઈએ કે જો સલામતી જોઈતી હોય તો ગામેગામ જાતે જ બંદોબસ્ત કરી લેવો પડશે.

આપસઆપસનાં વેરઝેર ભૂલી જવાં જોઈએ. ઊંચનીચના ભેદ, સ્પૃશ્યઅસ્પૃશ્ય એવા અનેક જાતના ભેદ છોડી દેવા જોઈએ. લોકોએ હવે એક બાપની પ્રજા બનીને રહેવું જોઈએ. હિંદુસ્તાનમાં પહેલાં જેમ સ્વરાજ હતું – બધા કજિયા ગામપંચાયત મારફતે ચૂકવાતા ને ગામડાના વડીલો ગામની પ્રજાને પોતાની પાંખમાં લઈ ને બેસતા ને તેમને સાચવતા, એ જે સ્થિતિ હતી તે સ્થિતિ લાવવી જોઈશે. સરકાર પોતાની યુદ્ધ-તૈયારીનું કામ શાંતિ જાળવવાના ભોગે પણ કરવાની છે. એમાં આપણે સરકાર સાથે ઝઘડો કરવો નથી. પણ તમે સરકાર સામે મોં ફાડીને જોશો તો એમાં કંઈ નહીં વળે.

આટલાં બધાં વર્ષ થયા કોંગ્રેસે પ્રમાણમાં શાંતિમય વાતાવરણમાં કામ કર્યું છે. હવે એને માટે પણ અશાંતિનો વખત આવ્યો છે. કસોટીનો અવસર છે. તેને માટે તેણે તૈયાર થયે જ છૂટકો છે. નહીં તો અમદાવાદ જેવું થશે. જે લોકો સરકાર પાસે ગયા ને કહ્યું કે પોલીસની મદદ આપો તે રખડી ગયા. તેમની માલમિલકત ફના થઈ ગઈ ને નાઠા. પણ મોટામાં મોટું નુકસાન તો આબરૂ ગઈ તે છે. થોડાંએક મકાનો બળી ગયાં, થોડાં બજાર બળી ગયાં એ તો બધાં કાલે ઊભાં થશે. થોડા ભિખારી પણ થયા. એમ તો હિંદુસ્તાનમાં ભિખારીઓની ખોટ નથી. પણ આબરૂ ગઈ, ઇજ્જત ગઈ એ ખોટ ભરપાઈ થઈ શકે એમ નથી.

જે ઝપાટો લાગ્યો તેમાંથી આપણે નીકળવું જોઈએ. એક ભૂલમાંથી જે પાઠ શીખે છે તે આગળ જાય છે. હોય, માણસ ભૂલ તો કરે જ. જુઓને, આ સરકારે કેટલી ભૂલ કરી છે, કેટલી હાર એ ખાય છે! છતાં વિશ્વાસથી એ અવાજ કરે છે કે અમે જ જીતવાના.

આપણે એવી લડાઈ નથી લડવાની. આપણે તો આંતરિક અવ્યવસ્થા થતી જાય છે તેને રોકવાની છે. સારસા ગામની વાત લો. ચાર હજાર માણસની વસ્તી. લોકો પાસે હથિયારના પરવાના છે અને તેઓ અહિંસાવાળા પણ નથી. છતાં ત્યાં ધોળે દહાડે લોકોને મારે, લૂટે ને ચાલ્યા જાય તેમાં સલ્તનત પણ શું કરે? આ બનાવ સંગઠનને અભાવે જ થઈ શકે. પણ આ તો હજી શરૂઆત છે. બીજી પણ ચાર પાંચ જગ્યાની વાત

આવી છે. કારણ તોફાનીઓને ખબર પડે કે આ તો ભેળાયલું ખેતર છે, એને વાડવડ઼ણી નથી, તો ચારે પાસથી એ લોકો પેસી જશે.

### સ્વરાજનાં મૂળ નાખો

આ વખત આપણી કસોટીનો આવ્યો છે. શાને માટે આપણે જીવીએ છીએ? આપણાં એવાં કયાંથી ધન્યભાગ્ય કે આપણી કિંમત કરાવી હસતે મોઢે ચાલ્યા જઈએ? આજે તો લક્ષ્મી ચાંલ્લો કરવા આવી છે એમ તમે માનજો. આ વખતે હિંમતથી ગામેગામ ભટકીએ ને ફરજ અદા કરીએ તો ગુજરાતમાં સ્વરાજ ઊજળું થશે. અત્યારે જ વખત આવ્યો છે, જ્યારે સ્વરાજનાં મૂળ પાકાં નંખાવાનાં છે, એ વસ્તુ સમજી લેજો. ને નહીં સમજો તો વર્ષોનાં કરેલાં કામો એળે જવાનાં છે ને પ્રાંતની દુઃખદ સ્થિતિ થવાની છે.

એટલે આજે અહીંથી સંકલ્પ કરીને જવાનું છે. લડાઈની ભરતીમાં લોકો જાય છે ને? આ તો પ્રાંતની સલામતીની ભરતી છે. એમ તો કોંગ્રેસમાં દાખલ થયા ત્યારથી જ ભરતીમાં દાખલ થયેલા છીએ. પણ લડાઈ નહીં હોય ત્યાં સુધી લશ્કર પડયાં પડયાં ખાય છે ને વખત આવ્યે લડાઈમાં જાય છે, તેમ હવે એવો વખત આવ્યો છે ને આપણી ખરી કસોટી થવાની છે. એમાંથી બહાર નીકળાય તો ખરું. આ બધી વસ્તુ મારા મનમાં હતી એટલે જ હું તમને બધાને બોલાવવાનો હતો.

### વર્ધાના ઠરાવો

વર્ધાનો પહેલો ઠરાવ તમને કંઈ કામ આપતો નથી. કેટલાક મતભેદ હતા તે એ રીતે ચર્ચ્યા કે જેને જે કરવું હોય તે કરે. અમારે વિરોધ કંઈ કરવો નથી. એનાથી ફાયદો શો? ને આ વખતે? દેશની આવી પરિસ્થિતિ છે તેવા વખતે? જો કોઈ સ્વરાજ લાવે એમ હોય તે લઈ આવશે તો આપણને વહેંચી આપશે ને? અને નહીં મળે તોયે ઝઘડો શું કામ જોઈએ? એટલે મુખ્ય ઠરાવનો અર્થ જ એ છે કે એમાં ઊભી થયેલી ચર્ચા સૌ ભૂલી જાય. એની ચર્ચા ન તો કોઈ કમિટીમાં કે અખબારમાં થવી જોઈએ. એ તો સલ્તનત માટે દરવાજો ખુલ્લો રાખ્યો છે, તે તેને સમજાવ્યાં કરશે કે આ રસ્તે આવો ને હાથ પકડો.

બીજો ઠરાવ છે તે અંગે પ્રાંતિક સમિતિને સૂચના મળશે કે આવા વિપરીત સંજોગમાં શું શું કરવું?

### ગામની ફૂટ સાંધો

પણ આ બધાં કાર્ય માટે બે વસ્તુ ખાસ જરૂરની છે. એક તો ગામેગામ ફૂટ હોય છે. ગામલોકને ખબર હોય છે કે ફાટફૂટ કયાં છે? એ

સાંધવાનો પ્રયત્ન થવો જ જોઈએ. લોકોને સમજાવવું જોઈએ કે તમે જો ન સમજો તો તમે મરવાના છો ને પડોશીને પણ મારવાના છો.

### સત્તાલોભી કૉંગ્રેસીઓને

બીજી વસ્તુ કૉંગ્રેસીઓ માટે વધારે જરૂરી છે. ગામની વાત કરતાં પહેલાં એ કૉંગ્રેસમૅનોની અંદરની લડાઈની વાત કરી લઉં. કેટલાક તો ગામને વટાવી જાય એવા છે. કૉંગ્રેસના બે માણસો એક ન થઈ શકે તો ગામડાને શી રીતે તમે એક કરી શકવાના? કૉંગ્રેસમૅનોએ પોતાનાં દિલ તપાસવાનો વખત આજે આવ્યો છે. એવાઓએ કૉંગ્રેસને છોડી દેવી જોઈએ કે જેઓ એમ માનતા હોય કે મુલકનું ગમે તે થાય, પ્રાંતનું ગમે તે થાય, પણ મારે જગ્યા છોડવી નથી. મંત્રી બનવું છે. મારે મ્યુનિસિપાલિટીમાં જવું જોઈએ, લોકલ બોર્ડમાં જવું જોઈએ, એમ પણ માનનારા છે. અથવા બહારનો બિનકૉંગ્રેસમૅન ગાળ દે તે સહન કરી શકું, પણ મારા સાથીઓ કહે તે હું સહન નહીં કરી શકું એવા પણ છે. આ વસ્તુ ન નીકળે તો તમને કહું છું કે તમે કંઈ કરી શકવાના નથી. એમાં તમે પ્રતિષ્ઠા વધારવાના નથી, ઊલટી એમ ખુલ્લી કરવાના છો. એટલે આપણી પ્રાંતિક સમિતિના સભ્યોએ એક બાપની પ્રજા છે એ રીતનો સંકલ્પ કરી દેવો જોઈએ. બધાં સગાં ભાઈબહેનો જ છે એમ રહેવાની તૈયારી કરવાની છે. એટલે તમે અહીંથી જાવ ને પછી તમારી જિલ્લા સમિતિની સભા બોલાવો, સાથીઓને બોલાવો સૌને ભેળા કરો ને પ્રતિજ્ઞા લો કે દેશની આવી પરિસ્થિતિ છે ત્યાં સુધી તો આપણે સંગઠિત રહેશું જ.

### ખોટા રૂપિયા નીકળી જાય

મહીકાંઠાના બારૈયા લોકો, લૂંટ કરવા જતાં પહેલાં મહીસાગરનું પાણી પીએ છે ને પ્રતિજ્ઞા લે છે. પણ આપણી પાસે તો એવું પાણી પીવાનું-યે નથી, એનો વિચાર કરજો. તમારા જિલ્લામાં જઈને કાર્યકરોની સભા મેળવીને નિર્ણય કરજો કે આમાથી ખોટા રૂપિયા હોય તે નીકળી જાય. અંદરનું વાતાવરણ સાફ કરશો તો બહાર એની અસર થવાની છે. પછી તમે ગામેગામ લોકોને મળો ને ભય દૂર કરો ગામેગામ ભટકતા રહો ને નિર્ભયતાનું વાતાવરણ પેદા કરો. એ તો જે સાચો રૂપિયો હશે તેનો રણકાર વાગવાનો છે ને ખોટો હશે તેનો વાગવાનો નથી. ઘણી વખત માણસ અખાડાની વાત કરે છે. શું અમદાવાદમાં અખાડા નહોતા? પણ નિર્બળ દેખાતા માણસનો આત્મા બળવાન હશે તો તેનો અવાજ દુનિયાને

છેડે પહોંચવાનો છે. આજે દુનિયાના લશ્કરના બધા સેનાપતિઓમાં હિંદુસ્તાનના સેનાપતિ મહાત્મા ગાંધીનો દેહ નિર્બળમાં નિર્બળ છે પણ તેનો રણકાર દુનિયાને છેડે પહોંચે છે.

### કૂતરાના મોતે ન મરવું

બંદૂકવાળો તો બંદૂક તાકે છે. એમાં એને નિશાનની ફિકર છે. આપણે શાની ફિકર? આપણે જો અહિંસાત્મક હોઈએ તો આપણા ઉપર નિશાન ભરવાની જવાબદારી બીજા ઉપર આવે છે.

બાપુએ ઘણી વાર સમજાવ્યું છે પણ આપણે તો અહિંસા-હિંસાની ચર્ચામાં પડી જઈએ છીએ. મારનારો કોણ છે. જે મરણિયો હોય તેને? બાપુ તો ઠોકી ઠોકીને કહે છે કે મરતાં ન આવડે તો મારતાંયે આવડે છે કે નહીં? કંઈ નહીં તો મારતાં મારતાં તો મરો. કૂતરાના મોતે મરવા કરતાં મારતાં મારતાં તો મરો. એ વસ્તુ કોંગ્રેસમૅનોએ પ્રજાને સમજાવવાની જરૂર છે.

વખત એવો આવ્યો છે કે તમારે ગામડાંમાં જઈને દૂબળા-ચોધરા વગેરે ભાઈઓને મળવાનું છે ને તેમને તેમ જ ગામલોકોને સમજાવવાનું છે કે બીજા રખાઓ રાખો છો એ જ તમને લૂંટવાના છે. તમારી બધી એબ એ લોકો જાણે છે. માટે રખા વગેરે ગામના જ જોઈએ, બહારના નહીં. જ્યાં જ્યાં કજિયા હોય ત્યાં ત્યાં પંચ નીમી પતાવી દો. ગામમાં કોઈ ભૂખે મરતું હોય ને તેની પાસે કંઈ જ સાધન નહીં હોય તો ગામે તેનો બંદોબસ્ત કોઈ પણ રીતે કરી આપવો જોઈએ, જોઈએ તો કંઈ કામ આપીને. તે રીતે ન બને તો જિલ્લાને એ વાત સંભળાવવી જોઈએ ને ત્યાંથી ન જ બને તો પ્રાંતને તે સંભળાવવું જોઈએ. પણ કોઈ ભૂખે મરે એ સ્થિતિ રહેવી ન જોઈએ?

### અનુભવની વાત

મારા પોતાના અનુભવની એક વાત કહું. બાબર દેવા બહારવટે નીકળ્યો ત્યારે આણંદ તાલુકાના ને આજુબાજુના પ્રદેશના ગામેગામના લોકો દહાડો આથમતાં બધા ઘરમાં પેસી જાય ને દહાડો ઊગે ત્યારે બહાર નીકળે. પેલો બહારવટિયો ચાળીસ-પચાસ માણસ લઈને ધોળે દહાડે ફરે. કોઈની મીઠાઈ લૂંટે, બાળકોને મીઠાઈ વહેંચી દે, કોઈને મારવો હોય તેને મારી જાય; પોલીસ પોતે પણ ડરે. તેઓ બહારથી બારણાંને તાળું મરાવી દે ને અંદર સાંકળ ચડાવે ને ખાટલા નીચે સૂઈ જાય. પણ જે દિવસે અમે ગયા તે દિવસથી તે નાઠો. એ જ પ્રમાણે

ગુજરાત પ્રાંતિક સમિતિના સભ્યોએ ફરવાનું છે. કારણ લૂંટારા બીકણ રૈયતમાં પોષાય પણ રૈયત રૂડી હોય તો તે નહીં નભી શકે.

ગામમાં પંચો સ્થાપી એટલે વાતાવરણ સાફ કરી સંગઠન કરો. ગામમાં નબળા હોય તેને શોધી કાઢો, ને સમજાવો, ન સમજે તો બહારનાને બોલાવો. એ સિવાય બીજો ઉપાય નથી. એ જ વસ્તુ સ્વરાજનો પાયો છે. એની સાથે બાપુએ રચનાત્મક કાર્યક્રમની ચોપડી લખી છે તે વાંચીને મનન કરી તેનો અમલ કરતા થઈ જાવ.

## ૧૨૦

## આઝાદી વિના બીજું ન ખપે

[તા. ૨૬-૧-૧૯૪૨ના સ્વાતંત્ર્યદિને બારડોલી સ્વરાજ્ય આશ્રમમાં આપેલા ભાષણમાંથી.]

*　　　*　　　*

આખી દુનિયા વિગ્રહમાં સપડાઈ જવાની છે, લગભગ સપડાઈ ગઈ છે. તમે એમ ન માનતા કે આપણે લડાઈમાં સંડોવાયા નથી. જેમ ચૂલામાં સળગતા લાકડાનો છેવટનો ભાગ પોતાને સળગ્યા વગરનો માને પણ તે સળગ્યા વગર નથી રહેતો તેના જેવું છે.

અત્યારે સરકારની સાન સંધાય અને તેર તૂટે એવી સ્થિતિ છે. જે વેગથી લડાઈ પાસે આવી રહી છે એ જોતાં કૉંગ્રેસના સિપાઈઓની બહાર જરૂર છે. એટલે વ્યક્તિગત સત્યાગ્રહની લડત મુલતવી રાખવામાં આવી.

જેમ લડાઈની નોબતો પાસે વાગતી જાય છે તેમ તેમ સરકારના સાંધા શિથિલ થતા જાય છે અને તેમ તેમ સમાજનાં નબળાં પાસાં જોર કરે છે. લડાઈની અસરથી સરકારનું તંત્ર ઢીલું પડી ગયું છે. દેશમાં ફેલાવા માંડેલી અંધાધૂંધીને પહોંચી વળવા એની પાસે સામગ્રી નથી, તાકાત નથી. આ તૂટતું ભાંગતું રાજ કૉંગ્રેસના ખોળામાં આવી પડવાનું છે, એ સ્થિતિ સમજવાની તમારે જરૂર છે.

આ લડાઈ ગામડાંમાં નથી આવવાની. પણ એની અસર તો થોડી થોડી તમારા જીવનમાં થવાની.

*　　　*　　　*

આ લડાઈ એવી છે કે તેમાં આખી દુનિયા ખલાસ પણ થાય. આ છેલ્લી લડાઈ છે કે હજુ એક થશે, તેની ખબર નથી. પછી દુનિયાને

ડહાપણ આવશે અને ગાંધીજી કહે છે એ માનશે ત્યારે જ લડાઈઓ અટકશે. વખત એવો આવવાનો છે કે ઘણા માણસો એ વિચારશે ને માનશે.

* * *

બનાવો તો ભયંકર પણ બનવાના હોય પણ એથી ડરવું ન જોઈએ. અત્યારે તો સમય એવો છે કે કોંગ્રેસવાળાઓએ ગામેગામ ફરી ખોટી વાતો ફેલાવા ન દેવી. આપણે કોઈ જાતની ગભરામણ કરવાની નથી. આપણાં છાપરાં ઉપર કોઈ બોમ્બનો ખર્ચ કરે એમ નથી. આપણે ભાજીપાલા પર જીવી શકીએ એમ છીએ. સૂકો પાતળો રોટલો ખાઈ જીવી શકીએ એમ છીએ. દાણો સંઘરી રાખો. કોઈ ભૂખ્યો ન રહે. ભૂખમરો ઉદ્વેગ પેદા કરે છે. ભૂખ્યાને ઉદ્યમ આપો અને રોટલો આપો. દરેક ગામ પોતાની ચોકીની વ્યવસ્થા કરે. ગામનું પંચ નીમી ગામના કજિયા એમાં પતાવવા જોઈએ. અત્યારે તમારું બધાનું કર્તવ્ય એ છે, મારો સંદેશો એ છે કે વસમો વખત આવવાનો છે, માટે ઊંચનીચના, કોમવર્ગના ભેદ ભૂલી જઈ સંગઠન પાકું કરો અને ચોકીની પૂરી તૈયારી કરો. અસાધારણ વખતમાં આપણે પોતે જ આપણા પોલીસ ચોકીદાર. એવો વખત આવે કે બહારથી વસ્તુ આવતી બંધ થાય. અમદાવાદમાં લાખો મજૂરો છે. અત્યારે તો રાતપાળી બંધ થઈ કારણ કોલસા મળતા નથી. હજુ તો ખોળ બાળે છે, લાકડાં બાળે છે. પણ તે પણ લાવવાનાં સાધન બંધ થશે ત્યારે મિલો બંધ થશે. ત્યારે ગાંધીજીને યાદ કરશો કે એ તો વીસ વરસથી કહે છે કે રેંટિયો કાંતો.

આપણા પૂર્વજોએ ઘરમાં બેઠાં કાંતવાનું શોધ્યું. યંત્રમાંથી તો આ રાક્ષસી વિદ્યા પેદા થઈ.

ગામ પોતે સ્વાશ્રયી બને અને સલામતી માટે પણ બીજાના તરફ જોવું ન પડે એનું નામ સ્વરાજ્ય.

રચનાત્મક કાર્યક્રમનું કેન્દ્ર રેંટિયો છે. એવી સ્થિતિ ન આવવી જોઈએ કે આટલો બધો કપાસ પાકે ને કાપડની બૂમ પડે. ડહાપણની વાત તો એ છે કે દરેક ગામ પોતાના પૂરતો કપાસ સંઘરે.

ચોખ્ખા દૂધની જેમ *હરિજન*માંથી તમને ચોખ્ખી વાતો મળશે. એકલી ખાદીની વાત નથી પણ ખાદીની આસપાસ સ્વરાજની રચના છે. ગામનો કુસંપ મટાડવાનો છે, કજિયા સમાવવાના છે, ગામની આસપાસ રક્ષણનો બંદોબસ્ત કરવાનો છે.

સુરત જિલ્લાનું હાડ સુંવાળું છે એટલે આપણે ત્યાં ઉપદ્રવ નથી..

બહારથી આવતાં અનાજ પણ બંધ થવાનાં છે. એકલી ખેતી ઉપર નિર્વાહ કરવાનો અવસર આવવાનો છે. 'ખેડ, ખાતર અને પાણી એ સોનાને લાવે તાણી'. તમારાં ખેતર સારી રીતે ખેડો, તમારા ઢોરના ખાતરનો અને મેલાનો પૂરો ઉપયોગ કરો. એમાં અક્કલ અને હોશિયારીનું કામ છે.

આળસ કરનારા, મોજશોખ કરનારા માટે સ્વરાજ્ય નથી. જે પોતાનું પેટ ભરવાથી સંતોષ માનતો નથી, પણ પોતાના ગામમાં કોઈ ભૂખ્યું ન રહે એ જુએ છે એ સ્વરાજ્ય લાવે છે.

કૉંગ્રેસ એક એવી સંસ્થા છે કે જેનો જોટો નથી. કરોડો માણસ એની પાછળ છે, એનો અવાજ સાંભળે છે. કોઈ પણ સત્તા આવે એની સામે આપણી લડાઈ રહેવાની છે. મુલકને કબજે રાખનાર કોઈ પણ સત્તા સામે કૉંગ્રેસની લડાઈ રહેવાની. ભૂત જાય અને પલીત આવે એવું આપણે નથી કરવાનું. ચોરડાકુમાં આપણે પસંદગી કરવાની નથી.

## ૧૨૧

## સ્વચ્છતા શીખો

[તા. ૭-૩-૧૯૪૨ના રોજ હજીરા (જિ. સુરત)માં આપેલા ભાષણમાંથી.]

એક મહિનાથી તમારા ગામમાં આરામ લેવા આવીને પડ્યો છું. અહીં મેં સારી પેઠે શાંતિનો અનુભવ કર્યો. આખી જિંદગીમાં નથી ભોગવી એટલી શાંતિ ભોગવી. જગતમાં આજે જે ઉથલપાથલ થઈ રહી છે એની અહીં કશી ખબર નથી પડતી. મને તો આ જગા ખૂબ પસંદ પડી છે. અહીં તો આ દીવાદાંડી બંધ થઈ ત્યારે સિંગાપુર પડ્યાની ખબર પડી. સિંગાપુરના બંદર પાછળ હિંદુસ્તાનના કરોડો રૂપિયા ખર્ચેલા પણ તેને પડતાં આઠ દિવસ પણ ન લાગ્યા.

* * *

અહીંની હવા તો સારી છે પણ એની કિંમત કરતાં આવડવી જોઈએ. ઝવેરીને હીરાની કિંમતની ખબર પડે. વાંદરાને આપ્યો હોય તો એ તો એને દરડે અને એનો દાંત પડી જાય.

તમે પછાત છો. દૂર પડ્યા છો. અમાસ કે ભરતીમાં રસ્તો બંધ થઈ જાય છે. બીજા દેશોમાં જઈને જુઓ તો આવી જગ્યાએ તો બંદર બનાવ્યું હોય, મોટી મોટી સ્ટીમરો આવતી હોય. અહીં તો હોડીઓ માછલાં પકડવાની છે. એ બંદરો તો સરકાર કરી શકે. તમે થોડા કરી શકો?

* * *

આ નાનું સરખું ગામ છે, થોડી સરખી વસ્તી છે, આવું ઉમદા પાણી છે, નાની સરખી સ્કૂલ છે. મારા જેવો કોઈ આવે ત્યારે વાળીઝૂડી સાફ કરે અને જાય ત્યારે ટેકરા પર પાયખાનું બનાવી દે, એવું ન થવું જોઈએ. નિશાળની પાસે તો બગીચો બનાવવો જોઈએ, ગુલાબના છોડ વાવવા જોઈએ. છોકરાછોકરીઓએ એને પાણી પાવું જોઈએ. પણ એની ચિંતા માસ્તરને હોવી જોઈએ.

સારામાં સારું જીવન ગાળવું હોય તો પહેલાં તો આપણે વિચાર કરવો જોઈએ કે સૌથી વધારે અગત્યની વસ્તુ જીવવા માટે કઈ છે? એ છે હવા. એના ઉપર કોઈનો કાબૂ નથી. સરકારનો કાબૂ પણ નહીં ચાલે. દરિયાકાંઠે સારામાં સારી હવા હોય છે. એવી હલકી હવા હોય છે જેથી ફેફસાં પણ સારાં થઈ જાય. આથી એવી જગ્યાએ લોકો આરોગ્યભવન બનાવે છે. બીજું જોઈએ પાણી જ્યાં ખાડો ખોદ્યો ત્યાં પાણી; એ ભગવાનની બક્ષિસ છે. એના ઉપર કોઈનો કાબૂ નથી. ભગવાનનો કાબૂ છે. એનો ઉપકાર માનવો જોઈએ કે, એણે આવી સરસ હવા ને પાણી આપ્યાં. સૂકોપાકો રોટલો મળે તો હિંદુસ્તાનના ગામડાના લોકોને બહુ સંતોષ છે. એ સારી વાત છે. જે લોકો માછલાં ખાનાર છે એને માટે તો દરિયામાં ઢગલો પડેલાં છે. પછી બાકી રહે છે પહેરવાનાં કપડાં. તો એને માટે આપણે હાથ ચલાવવો જોઈએ.

તમને હવા મફત મળે, પાણી મફત મળે; તો અનાજ અને કપડું પેદા કરી લો. જરૂરિયાત કરતાં વધારે વસ્તુ વાપરવી એ સારું નથી. હું જોઉં છું કે તમારી સ્ત્રીઓ ઓછામાં ઓછું કપડું વાપરે છે. એ બહુ સારી વાત છે.

ગામ સ્વચ્છ રાખવું જોઈએ. ગામમાં ચીંથરાં નહીં પડેલાં હોવાં જોઈએ. ઢોરના પોદળા ગમે ત્યાં પડેલા ન હોવા જોઈએ. ગોળું ન હોવું જોઈએ. પરદેશી પાસે મોટામાં મોટી વસ્તુ શીખવાની હોય તો તે સ્વચ્છતા છે.

એક મહિનામાં મેં શાંતિ ભોગવી. અહીં લોકો ઉદ્યમી છે. ખુલ્લે બારણે સૂઈ રહેવાય છે. ચોરી નથી. આટલા બધા ભલા સજ્જન લોકો છો, તો થોડુંક વધારે સ્વચ્છ રહેતાં શીખી લો, તમારી જરૂરિયાતની વસ્તુ પેદા કરતાં શીખી લો. માણસ પોતે જ પોતાની આસપાસ સ્વર્ગ કે નરક બનાવી શકે છે.

## ૧૨૨
# ગામડાંની રક્ષા

[તા. ૭-૩-૧૯૪૨ના રોજ આણંદ મુકામે આપેલા ભાષણમાંથી.]

* * *

આપણે પરિસ્થિતિ સમજી લેવી જોઈએ. આજે સ્વતંત્ર છે તે કાલે રહેવાનો છે કે નહીં તેની કોઈને ખબર નથી.

મહાભારતના યુદ્ધની કથાઓ સાંભળી છે. ઓપ ચઢાવેલી વાતો સાંભળી છે. પણ મહાભારતનું યુદ્ધ આ વિશ્વયુદ્ધ આગળ કંઈ નહોતું. મહાભારતના યુદ્ધમાં મર્યાદિત ક્ષેત્રમાં લડતા હતા. આજનું લડાઈનું મેદાન જ્યાં લડાઈઓ થતી હોય તે જ નહીં, જેટલા દેશ તેમાં સંડોવાયેલા હોય તે બધા લડાઈનું મેદાન છે. ધરતી ઉપર જ નહીં, આભમાં પણ લડાઈ થાય છે, પાતાળમાં પાણીમાં પણ લડાઈ થાય છે. પરિણામ શું આવશે એ લડનારાને ખબર નથી. લડનારા બેય લબાડ છે. બંને ઈશ્વરને નામે લડે છે. બંને ઈશુના પૂજનારા છે. તેઓ પોતાને સુધારક કહે છે ને જંગલી પ્રજાને બોધ આપનારા છે. આખરે ઇતિહાસમાં લખાશે કે બીજાને જંગલી કહેનારા પોતે જાનવર જેવા હતા.

દુનિયામાં આવું ભયંકર યુદ્ધ ચાલી રહ્યું છે ત્યારે એક માણસ ધરતી ઉપર પગ રાખી કહે છે, કે જે માણસો તલવારથી લડે છે એ તલવારથી જ પડવાના છે, તલવારથી જ એના હાથ હેઠા પડે છે. આખરે अहिंसा परमो धर्मः, એ તેઓ સ્વીકારશે.

સિંગાપુરમાં કરોડો રૂપિયા ખર્ચ્યા. છેવટ સુધી કહેતા કે અમારી એટલી તૈયારી છે કે જાપાનીઓ એનો મુકાબલો નથી કરી શકવાના પણ જેટલા દિવસ બણગાં ફૂંક્યાં એટલા દિવસ પણ ન ટક્યા.

* * *

અત્યારે ઊંધો ક્રમ શરૂ થયો છે. ગામડાં ભાંગી શહેર થયાં હતાં. હવે લોકો શહેરમાંથી ભાગી ગામડાંમાં આવવા લાગ્યા છે.

આપણે મદદ શું કરવાના? સાથે બેસી છેડો તાણી ફૂકવો મૂકવાનો હોય તો ઠીક છે. કહીએ કે તમે બહુ સારા હતા. પણ ઉપરથી ગોળા આવે એમાં આપણે શું કરીએ? શાખવ્યુ હોય તો ને?

પણ જેમ કોઈ દાવાનળ સળગ્યો હોય, રેલ આવી હોય, એવા સંકટમાં એક થઈ જઈએ છીએ એમ આપણે એક થઈ જવું જોઈએ.

* * *

કોઈ જગાએ આપણું કશું છે નહીં. આપણે ભગવાનને ખોળે બેઠેલા છીએ. આપણા જેવા કોઈ સુખી નથી. જેણે કોઈનું પડાવ્યું નથી એને દુઃખ નથી આવતું. આપણું ઈશ્વર સિવાય કોઈ છે નહીં. રાજ જશે તો લૂગડાં ખંખેરી નાખીશું. આપણે શું જવાનું? પણ આપણે એક વસ્તુ સમજી લેવાની છે. કોઈ પણ પ્રકારની અવ્યવસ્થા થાય તો કૂતરાં-બિલાડાંને મોતે નથી મરવું. ગાંધીજી પાસેથી એક વસ્તુ શીખવાની છે: નિર્ભયતા. આ જિંદગીમાં તમારી સામે જે અવસર આવ્યો છે એવો કોઈ ભવમાં નહીં આવે.

* * *

સુખદુઃખ એ તો કાગળિયાંના ગોટા છે. દાગીના સાચવવા ન રહેશો. બાર મહિનાના દાણા ભરી લેજો. જો તમને દુઃખ આવશે તો તે તમારી અંદરની નબળાઈને લીધે આવશે. બહાદુરીથી લાઠી ખાઈને મરતાં ન આવડે તોપણ કાયર થઈને ભાગવું ન જોઈએ. અહિંસાથી કે હિંસાથી સામનો કરતાં શીખવું જોઈએ.

* * *

આપણાં ગામડાંની રક્ષા કરી લેજો. મરણનો ભય છોડી દેજો. સંગઠનમાં દાખલ થઈ જજો. સંપ રાખજો. આપણામાં દુઃખી, ભૂખ્યાં હોય એને કામ આપજો, અને કોઈ અપંગ હોય એને ખાવાનું આપજો. વેરઝેર, કજિયા ભૂલી કોંગ્રેસને સાથ આપજો

૧૨૩

# એક થાઓ

[ તા. ૯-૩-૧૯૪૨ના રોજ કરમસદ (જિ. ખેડા) મુકામે સ્વાગત અને માનપત્રના જવાબમા આપેલા ભાષણમાંથી.]

* * *

હિંદુસ્તાનની સ્વતંત્રતા નજરોનજર જોવાની મારી ઉમેદ છે. આંખના પલકારા જેટલી જિંદગી છે. ઈશ્વરની માયા છે. એને કોઈ પહોંચી શકતું નથી આપણી આંખ આગળ જોઈએ છીએ કે મોટાં મોટાં સામ્રાજ્ય ઊથલી પડયાં, મોટા મોટા દેશો ફટફટ ઊડી ગયા. શ્રીકૃષ્ણનું વિકરાળ સ્વરૂપ ગીતાના અગિયારમા અધ્યાયમાં કહ્યું છે, તેવું થઈ રહ્યું છે.

* * *

મહાત્મા ગાંધીએ સેવાનો મંત્ર આપ્યો. એ સેવાની ભરતીમાં હું દાખલ થયો. અને આ ટૂંકા જીવનમાં થઈ શકે એટલી સેવા કરી. એની તમે આ માનપત્રમાં અતિશયોક્તિ કરી. માતાને પોતાનું કાણુંકૂબડું બાળક રૂપાળું લાગે છે એમ મારા પ્રત્યે તમારો પ્રેમ છે.

* * *

આખરી ઘડી સુધી સેવા ન કરે એ સાચો સેવક નથી. અસલના રજપૂતની કથાઓ વાંચીએ તો જણાય છે કે ધડ છૂટું પડયું હોય તોપણ તેઓ લડતા. સિપાઈનો ધર્મ આકરો ધર્મ છે. નવજુવાનો માટે કંઈ પ્રેરણા મૂકી જાય એ સાચો સેવક છે. માનપત્રમાં વર્ણવેલા ગુણોની તો આયુષ્ય પૂરું થાય ત્યારે ખબર પડે.

* * *

સન્માન મેળવવાને યોગ્ય હોય તે માણસ દરેક જગ્યાએ સન્માન મેળવે છે, પણ પોતાના જન્મસ્થાનમાં સન્માન મેળવવું કઠણ છે. હું અહીંની ધૂળમાં રમેલો છું. આ માટીનો બનેલો છું. અહીં ઘણા મારા મુરબ્બીઓ છે. અહીં મારી સાથે રમેલા વિદ્યાર્થીઓ છે.

* * *

હું નાતજાતને ભૂલી ગયેલો માણસ છું. આખું હિંદુસ્તાન મારું ગામ છે, અઢારે વર્ણ મારાં ભાઈબાંડું છે. તમને મહાસાગરનું દર્શન કરાવું એ ઉમેદથી હું અહીં આવ્યો છું. આપણા ગુણનાં ગાન કરવાની જરૂર

નથી, એ તો એની મેળે બોલે છે. ઢાંક્યા ઢંકાતા નથી. પણ દોષો વધારે બળવાન છે. આપણે પડોશીનું છાપરું, પડોશીની પાંખ સાંખી શકીએ છીએ? એથી આપણી આંખમાં અમી આવે છે કે કાંકરી? આપણા પોતાના પિત્રાઈની, અરે સગા ભાઈની પાંખ ઊંચી જોઈ આપણી આંખમાં કરકર આવે છે એ આ ધરતીની એબ છે.

આપણા બાપદાદાએ ગામ વસાવ્યાં ત્યારે તેઓ બાદશાહ ગણાતા. આજે તો સાપ ગયા ને લિસોટા રહ્યા. આજે અઢારે વર્ણને તમારી પાંખમાં લો. ઘરડા ન માને તો ભલે. પાકી કોઠીએ કાના ન ચઢે. નવજુવાનોએ એમનો માનમરતબો રાખવો, એમનું અપમાન ન કરવું. પણ એમનો રસ્તો ભૂલભરેલો હોય તો વિનયથી સમજાવવા પ્રયત્ન કરો. અને ન માને તો ઉત્તમ રસ્તો સત્યાગ્રહનો તો છે જ.

* * *

કુળ બાપદાદાથી અપાયું અપાતું નથી. જે ચારિત્ર્યવાળો સજ્જન છે, નીતિમાન છે એ ગમે તેટલા કુળવાનને પણ વશ કરી શકે છે. હલકું કુળ ને નાનું કુળ, ઊંચું કુળ ને મોટું કુળ એ બધું ભૂલી જાઓ. આજે બાદશાહી ધૂળમાં રગદોળાઈ રહી છે.

* * *

વ્યક્તિગત સ્વાર્થ ભૂલી જઈ સારું કામ થતું હોય તો એમાં થાય તે કરી છૂટવાની વૃત્તિ રાખવી. તસુ જમીન દબાતી હોય, એટલા માટે ગામમાં કુસંપ ન કરવો જોઈએ.

* * *

સંપનું વાતાવરણ કરો. કોરટ કચેરીઓ છોડી દો. ગામને સીધે માર્ગે ચડાવવાનો પ્રયત્ન કરો. ગામમાં પંચાયત હોય તો એના પર ગામનો પ્રેમ છૂટવો જોઈએ.

માણસ પૈસાથી કંઈ કરી નથી શકતો. એ તો મુંબઈમાં પૈસાવાળાને પૂછો. શું કરવું? સોનું લેવું? જમીન લેવી? કાગળિયાં લેવાં? એમ અનેક પ્રકારની ચિંતાઓ તેમને થાય છે.

* * *

અઢારે વર્ણ એક બાપની પ્રજા છે. માણસ મરી જાય એટલે પછી બ્રાહ્મણનું ખોળિયું હોય કે ચમારનું, પણ એને કોઈ અડી ન શકે. પ્રાણ તો પવન સાથે મળી જાય છે અને આ ખોળિયું રહે છે. એટલે ઊંચા-નીચા શું ગણો છો? અને મોતથી પણ શું ડરો છો? જન્મ્યા છે તે દરેકને

મરવાનું છે જ. તો પછી હોલા ફફડે એમ ફફડી શું કરવા મરવું? મરદની માફક શું કરવા ન મરવું? મરવું જીવવું ઈશ્વરના હાથની વાત છે. તો પછી મિથ્યા વાદ શા માટે કરવો? સારું કામ ન કરીએ? શું કામ પડોશીની ઈર્ષ્યા કરીએ? પડોશીનું કે પિતરાઈનું લેવા દિવસે કે રાતના લૂંટ કરાવવી અથવા ધાડ પડાવવી એના જેવું ભૂરું કોઈ કામ નથી.

* * *

સિંગાપુર પડ્યું, મલાયા પડ્યું, સુમાત્રા જાવા પડ્યું. પરમ દિવસે રંગૂન પડશે. પછી કલકત્તામાં બોમ્બ પડશે. હવે કહે છે અમને મદદ કરો. મડદું ઊંચકવામાં શી મદદ કરીએ?

ચીનને અંગ્રેજ અને અમેરિકા મદદ કર્યાં જ કરે છે ને કહે છે કે તમે બહુ બહાદુર છો. એમ પારકાને લડાવી, ચઢ જા બેટા શૂળીએ, એમ કરવાની વાત છે.

* * *

આ બધા લૂંટારા છે. એક કહે છે અમે આર્ય. બીજા કહે છે અમે ઈશ્વરને નામે લડીએ છીએ.

એક તરફથી મુસલમાનને ચડાવ્યાં જ કરે અને પાછા આપણને કહેશે એક થઈ ને આવો. એવા ખેલ આ સરકાર તો રમ્યાં કરે છે. પણ આભ ફાટ્યું ત્યાં થીંગડું ક્યાં દેવાય?

** * *

આપણે ત્યાં રેલ આવી ત્યારે મોટાં મોટાં ઝાડની ડાળ ઉપર પચીસ પચીસ જણ બેઠા હતા. જે મળ્યું તે ખાધું. તે વખતે કોઈ અભડાતું નહોતું. અત્યારે પણ એવું પૂર જ આવ્યું છે. એમાંથી આપણે બચી જવું હોય તો સંપ કરો, નીડર બનો, એકબીજાને મદદ કરો, ગામનું રક્ષણ કરવાની તૈયારી રાખો.

પૈસો તો આજે છે ને કાલે જતો રહેશે. સટ્ટાના બજારમાં ઘણા માણસો પૈસા ગુમાવે છે, પણ સેવાના બજારમાં કોઈ દિવસ ગુમાવવાનું નથી હોતું. આશા રાખું છું કે મારા દિલની વાતો તમે ધ્યાનમાં લેશો.

# ગામનું સંગઠન કરો

[તા. ૯-૩-૧૯૪૨ના રોજ નડિયાદમાં આપેલા ભાષણમાંથી.]

* * *

આ સરકારના તો આજે માન સાંધે છે ને તેર તૂટે છે. મરણકાળે પુણ્ય કરે છે. પાછલાં પાપનું પ્રાયશ્ચિત્ત કરે છે, પણ એને તો તે પણ આજે સૂઝતું નથી. પણ આપણે પડયા ઉપર પાટું મારવું નથી. એ સત્યાગ્રહીનો ધંધો નથી. છેલ્લી ઘડીએ એના કાનમાં રામનામ બોલીએ; પણ એ બહેરો છે એનું શું? એના સાંધા તૂટવા લાગ્યા છે, એની રગેરગ તૂટવા લાગી છે. એની પાસેની બાકી રહેલી શક્તિ એ એના પોતાના બચાવમાં રોકશે. એટલી વસ્તુ કબૂલ કરવી જોઈએ કે ઉપરાઉપરી હાર થાય છે પણ ગભરાતો નથી.

હવે આપણે આંગણે આવ્યુ છે. આવડી મોટી પ્રજા, દુનિયાના પાંચમા ભાગની વસ્તી, એની પાસેથી હથિયાર લઈ લીધાં. બસો વરસ થયાં આપણને હથિયાર નથી ઝાલવા દીધું. એટલે આપણને પણ આદત પડી ગઈ કે જરાક કાંઈક થાય તો ચાલો પોલીસચોકી પર. પણ હવે એની પોલીસચોકી રહેવાની નથી.

આવા અનિશ્ચિત સમયમાં કોઈ લોકો લૂંટફાટ કરવા મંડે એમ બને. તે વખતે બીજાની લૂંટફાટ થાય તો આપણે શું, એવું ન થવું જોઈએ. આજે એનો તો કાલે આપણો વારો. વળી રક્ષણનું કામ ભેયાથી, ચોકીદારોથી, પરાયા માણસોથી નથી થવાનું. ચોકીદારો રાખશો તો તેઓ જ તમને લૂંટશે. આપણે પોતપોતાનું રક્ષણ કરતાં શીખી જાઓ. મોતનો ડર મનમાંથી કાઢી નાખ્યા વિના બહાદુરી આવવાની નથી. કોઈ સલ્તનત પાસે એવી બંદૂક કે એવો તોપનો ગોળો નથી કે જેની જીવાદોરી તૂટી નથી એને મારી શકે; વળી જેની તૂટી છે, એમાં જીવ મૂકી શકે એવી કોઈમાં તાકાત નથી. આ વસ્તુ કોઈને જડી નથી, જડવાની નથી. અત્યારે તો શહેરમાં ધનવાન છે એમને ડર પેઠો છે કે આ પૈસાનું સોનું લેવું કે જમીન લેવી? જે છૂટે દુપટ્ટે છે એને તો લહેર છે કારણ એનું કંઈ લૂંટાવાનું નથી. અત્યારે નાતજાતના, ઊંચનીચના, કોમકોમના ભેદભાવ ભૂલી જઈ સૌ એક થાઓ, સંપ કરો અને નીડર બનો. છાંયડે બેસીને કામ કરવાનો વખત નથી. ગઈ પળ જોષી પણ નહીં વાંચે. ગાંધીજી જેટલી જેટલી સૂચનાઓ આપે એનો વેળાસર અમલ કરતા થઈ જજો. તમારા ગામનું સંગઠન પાકું કરજો.

## ૧૨૫
# સ્વરાજ્ય-પ્રસવની વેદના

### ૧

[તા. ૧૪-૩-૧૯૪૨ના રોજ અમદાવાદ કોંગ્રેસ હાઉસમાં જિલ્લાના કાર્યકર્તાઓ આગળ આપેલા ભાષણમાંથી.]

* * *

આપણે ત્યાં હવે એ વિશ્વયુદ્ધના છાંટા ઊડવાનો સમય આવ્યો છે.

* * *

કોઈ નાગાભૂખ્યા હોય તેનો બંદોબસ્ત કરવો. પેટનો બળ્યો ગામ બાળે.

જેની પાસે ધાન ખાવાનું છે એ આજે ધનવાન છે. જેની પાસે ધન હશે અને ખાવાનું ધાન નથી એ ભિખારી છે. નિર્ભયમાં નિર્ભય માણસ હિંદુસ્તાનનો ખેડૂત હોવો જોઈએ. તમે કોઈનું બગાડ્યું નથી. તમારી પાછળ ગોળા ખર્ચીને શું કરે?

તમારી પાસે કોઈ દુ:ખી માણસ આવે તો તમારી શેતરંજી પર બેસાડજો અને તમે ભોંયે બેસજો. તો સામેથી તમારે સુખ આવવાનું છે.

આજ સુધી યુરોપના લોકોએ એશિયા અને આફ્રિકાનું લૂટી ખાધું એનું પાપ ફૂટી નીકળ્યું છે. આફ્રિકાના લોકોએ કાંકરી મારી નથી છતાં એને વાઘવરુની માફક ફાડી ખાય છે. તુલસી હાય ગરીબકી એનું રાજ્ય ક્ષીણ થઈ રહ્યું છે.

* * *

જેવી વેદના પ્રસૂતિ પહેલાં થાય છે એવી વેદના આ સ્વરાજ પહેલાંની છે.

* * *

### ૨

[તા. ૧૪-૩-૧૯૪૨ના રોજ મસ્કતી મારકેટમાં આપેલું ભાષણ.]

આજે અતિશય કઠિન સમયમાં આપણે મળીએ છીએ. દુનિયામાં ઘણા ફેરફારો થઈ ગયા છે. આ દુનિયામાં આજે જે સ્થિતિ છે તે આવતી કાલે રહેવાની નથી.

## આપણી ભૂરી આદત

જે સામ્રાજ્યની છાયામાં બેઠા હતા તેનો અસ્ત થઈ ગયો. આપણે એની તસવીર ફરી જોવાની નથી. આ સામ્રાજ્યમાં જે બસો વર્ષની શાંતિ ભોગવી તેને પરિણામે આપણને એક ભૂરી આદત પડી ગઈ છે કે આપણા રક્ષણ માટે એટલે કે આપણાં ઘર, આપણાં સ્ત્રીબાળકો, આપણી જાત વગેરેના રક્ષણ માટે પોલીસનાં થાણા તરફ જોવું પડે છે. આ કેટલી ભયંકર વસ્તુ છે તેનું નગ્ન સ્વરૂપ આજે જોઈ રહ્યા છીએ. આપણને નિ:શસ્ત્ર બનાવ્યા તેનું ફળ તેઓ પણ ભોગવી રહ્યા છે. આપણે આપણા રક્ષણમાં ધનને અયોગ્ય સ્થાન આપ્યું. ચોકીદારને પૈસા આપીશું એટલે રક્ષણ કરશે એમ માન્યું. હિંદના રક્ષણનો દરવાજો સિંગાપુરમાં છે અને ત્યાં આપણો ચોકીદાર પહેરો ભરશે એમ સમજવા લાગ્યા. એ ચોકીદાર જ મૂઠી વાળીને નાઠો.

હિંદી વજીર જેવો નાગો માણસ આજ સુધી કોઈ દીઠો નથી. એ દાઝયા ઉપર ડામ દે છે. વિનાશનો વખત આવે છે ત્યારે માણસને એના જેવું બોલવાની બુદ્ધિ સૂઝે છે. અમે સિંગાપુરનું જાતના જોખમે રક્ષણ કરીશું એમ કહેતા હતા. હિંદ વિષે પણ એમ જ કહે છે. પણ કેટલાકને લાગે છે કે,બીજાઓનો વારો આવ્યો તેમ આપણોય આવશે ત્યારે શું કરીશું?

આપણે એક જ વસ્તુ જોવાની છે કે, આપણી પોતાની અંદરના માણસો ટંટોફિસાદ ન કરે. હું અમદાવાદમાંથી ગયો તે વખતનું આ અમદાવાદ આજે નથી. અહીં હુલ્લડ થયાં એમાં કેવળ નિર્દોષ માર્યા ગયા. કેટલાકની મિલકત નાશ પામી. છતાં મને વધુ દુ:ખ એ વાતનું થયું છે કે આપણી ઇજ્જત ગઈ. ધન તો ફરીથી મળી શકે છે. આપણી પ્રતિષ્ઠા હતી કે આ તો વેપારીઓનું, સુલેહશાંતિનું શહેર છે, ત્યાં આ બન્યું જાણીને મને જેલમાં ખૂબ દુ:ખ થયું. આનું કારણ પોલીસનું રક્ષણ માગવાની આપણી આદત. આપણા જેટલા નિર્દોષ મર્યા એના કરતાં અર્ધા માણસો સામા થઈને મર્યા હોત તો ઠીક હતું. હવે રક્ષણનો ઇલમ શીખી લેવો જોઈએ.

## મારું મૃત્યુ થયું હોત તો!

પછી તમે ભીંત ભૂલ્યા ને તોફાનની તપાસ માગી. અરે કોઈ દિવસ ખૂની પોતાનો મુકદ્દમો ચલાવીને ફાંસીએ લટકયો હશે ખરો?

એ શું તપાસ કરે? પણ ભૂલમાંથી આપણે પાઠ શીખવો જોઈએ. ફરીથી એવો સમય આવે તો ગયેલી આબરૂ પાછી મેળવવી જોઈએ.

તમારી પાસે જે હથિયાર હોય તે લઈને મુકાબલો કરજો. ગાંધીજી પણ એવા સંકટમાં એ જ વસ્તુ ઠોકીઠોકીને કહે છે. આપણી અહિંસા એ કાયરતાનું ઢાંકણ થઈ પડયું છે.

આ લડાઈ આપણી પોતાની છે એમ પ્રજાને લાગે એવું કરો એમ અમે તો પૂનામાં બે વર્ષ પર એને કહ્યું હતું. પણ એણે ન સાંભળ્યું. આજે ઇંગ્લંડથી વાટાઘાટ કરવા માણસને મોકલે છે.

આજે તો રૂપિયાનું કરીશું શું એની મૂંઝવણ થઈ રહી છે. આપણી પાસે જે ધન છે તેનો સદુપયોગ થઈ શકે છે. તમારી પાસે જે પૈસા છે તેનો ઉપયોગ કરવાનો હવે સમય છે. શહેરમાંથી ગભરાઈને દોડધામ કરવાની જરૂર નથી. એવો પ્રસંગ આવે તો વ્યવસ્થાપૂર્વક જજો. બાકી નિરાંતે વેપાર ચલાવ્યે રાખો. શહેરમાં કોઈ ભૂખ્યા ને બેકાર માણસો હોય એ ઉપદ્રવનું મૂળ છે, એમને ઢાંકવા જોઈએ. આવા માણસોની મદદ માટે રીતસરનો હિસ્સો આપજો. ગુમાસ્તાઓ પ્રત્યે પણ દયાભાવ રાખી તેમની સ્થિતિ સુધારજો.

૩

[તા. ૧૫-૩-૧૯૪૨ના રોજ અમદાવાદ કોંગ્રેસ હાઉસમાં મ્યુનિસિપલ પક્ષની સભામાં આપેલા ભાષણમાંથી.]

જે ડેમોક્રેટિક (લોકશાહી) સંસ્થાઓ હોય છે એમાં વિરોધ પક્ષને સ્થાન હોય છે. એ ખણખોતર કર્યા જ કરે. એ એનો ધર્મ છે.

* * *

આપણે બેવડા જાગ્રત રહેવું જોઈએ.

* * *

પહેલવહેલો ખુરશીમાં આવીને બેઠો અને હારતોરા પહેરાવવામાં આવ્યા કે ગુપ્ત અભિમાન પેદા થાય છે.

* * *

આપણે ત્યાં કોમી હુલ્લડનો ડર છે. એ વાઘે લોહી ચાખ્યા જેવું થયું છે. આપણી બાંધી મૂઠી ખુલ્લી થઈ ગઈ.

* *

આપણે પ્રતિજ્ઞા લેવી જોઈએ કે મારે પોલીસની મદદ માગવી જ નથી. એ એનો ધર્મ ભલે બજાવે.

* * *

મ્યુનિસિપલ નોકર વર્ગ બેદરકારી કરતો હોય તો એના ઉપર આપણો અધિકાર છે. પણ એ કામ અધિકારથી—સત્તાથી નથી થતાં. તેજી ઘોડાને ચાબુક મારવામાં નથી આવતી; એને માત્ર બતાવવામાં આવે છે.

* * *

કેવી રીતે સેવા કરવી એનો અનુભવ ન હોય તો સેવાને બદલે કુસેવા થાય

* * *

ખાતાના અધિકારીઓને છોડી તેમના હાથ નીચેનાને સીધા બોલાવવા માંડ્યા તો એ અધિકારીઓ બેદરકાર બને છે, એની પ્રતિષ્ઠા તૂટી જાય છે.

* * *

એ ઉપરાંત મોટા અમલદાર છે એની મર્યાદા—પ્રતિષ્ઠા રાખવી જોઈએ. એ તોડી નાખશો તો કામ નહીં કરી શકે. તમારે ફેંસલો કરી લેવો જોઈએ કે એને રાખવો છે કે નહીં. પણ રાખ્યા પછી એની છેડતી નહીં કરવી જોઈએ. એના તાબાનાં માણસો આગળ તો એનું માન રાખવું જ જોઈએ.

* * *

નકામા માણસો થોડાઘણો હોય પણ ખરા. પણ એની સાથે તમારે કામ ન પાડવું જોઈએ. તમારે તો અમલદાર પાસે હિસાબ લેવાનો હોય.

ઘડી ઘડી ઑફિસરને બોલાવવા નહીં. એની ઑફિસમાં તો જવું જ નહીં. એથી આપણી પ્રતિષ્ઠા તૂટી જાય. આપણી ઑફિસ આપણી કમિટીની રૂમ. આપણે એમને વારંઘડીએ ન બોલાવીએ. એ પણ થાકેલા હોય. વારે વારે બોલાવીએ તો અકળાય. આપણે કંઈ પણ સ્વાર્થ કરાવી ગયા તો આપણી કિંમત ઘટી ગઈ. મોતીનું પાણી ઊતરી ગયું. મ્યુનિસિપલ મેમ્બર એવા લાભ ઉઠાવે નહીં પણ કંઈક ભોગ આપે. તમે પચાસ માણસ એ ભાવ રાખો તો આ મ્યુનિસિપાલિટીની પૂજા થાય.

* * *

૪

[તા. ૧૫-૩-૧૯૪૨ના રોજ અમદાવાદમાં લોકલ બોર્ડના મેદાનમાં જાહેર-સભામાં આપેલા ભાષણમાંથી.]

* * *

દોઢ વરસમાં ઇતિહાસ લખાયો છે એટલો સૈકાઓમાં નથી લખાયો.

* * *

આ શહેરમાં તોફાન થયું અને બજારમાં ધોળે દહાડે ઇમારતો સળગાવવામાં આવી. દુકાનો લૂંટાવાના અવાજ મારે કાને પડ્યા એથી મને જે દુઃખ થયું એનો ઘા હજી રુઝાયો નથી. એ દુઃખ હું જીરવી નથી શકતો. હજુ એમાંથી છૂટયો નથી.

*   *   *

એકદમ શું સૂઝયું કે એકબીજાનાં ગળાં કાપવા બેઠા?

*   *   *

પણ મને એક વાતનું દરદ છે કે આપણી આબરૂ ગઈ. અમદાવાદ શહેરને ડાઘ લાગ્યો. એ કેમ ભૂંસાય? એ એક જ રીતે ભૂંસાય કે આપણે એવી રીતે નાસભાગ ન કરીએ. ફરી આવું વાતાવરણ ન થાય એ માટે કોશિશ કરવી.

*   *   *

સિત્તેર-એંસીનેવું માણસો કમોતે નિર્દોષ મરી ગયા તેને બદલે દસ માણસો હિંમતપૂર્વક મરી ગયા હોત તો આ કદી ન બનત. મારે તમને કહેવું જોઈએ કે ગાંધીજીને આથી ખૂબ દુઃખ થયું છે. એની હાંસી કરાવી, ઠેકડી કરાવી.

બધા પાછા સરકારની પાસે ગયા કે તપાસ કરો કે કોણે કર્યું? ખૂની કોઈ દિવસ કોણે ખૂન કર્યું તેની તપાસ કરતો હશે?

*   *   *

કોઈ દહાડો તમે નાસતા નહીં. મુકાબલો કરજો. એ બધી દુનિયા કરે છે. એથી આગળ ગાંધીજીનો સત્યાગ્રહનો માર્ગ પણ છે. હિંદુ હોય કે મુસલમાન, સામાની છરીથી મરો. પણ એ અહિંસાનાં દર્શન થાય તો ને?

*   *   *

અહિંસાનું બહાનું ન કાઢો. અહિંસાનું તો એમાં નામનિશાન નહોતું. અહિંસાને આપણે કાયરતાનું ઢાંકણ બનાવ્યું હતું.

*   *   *

એ વરસ ઉપર પૂનામાં ઠરાવ કર્યો કે તમારી ને અમારી વસમી વખત આવવાની છે. માટે રાષ્ટ્રીય લશ્કર કરવા દો. તો કહે કે, 'અમારી નૈતિક જવાબદારી છે. નાની નાની કોમોની જવાબદારી અમારે માથે છે.' બધી દુનિયાની જવાબદારીનો ઠેકો એણે તો લીધો છે.

## ૧૨૬

# અમદાવાદના ધનિકોને

[તા. ૨૫-૭-૧૯૪૨ના રોજ અમદાવાદની વાડીલાલ સારાભાઈ હૉસ્પિટલમાં આપેલું ભાષણ.]

મીઠાં સ્મરણો,

હુ જ્યારે જ્યારે અમદાવાદમાં આવું છું ત્યારે અમદાવાદમાં આ જગ્યાએ ભરાયેલી રાષ્ટ્રીય મહાસભાનાં મીઠાં સ્મરણો મને યાદ આવે છે અને એના વિકાસનાં વીસ વર્ષનો ઇતિહાસ મારી દૃષ્ટિ સામે આવે છે. જ્યારે હું અમદાવાદ મ્યુનિસિપાલિટીમાં હતો ત્યારે અમદાવાદના શ્રી ચીનાઈ શેઠ મારી પાસે આવ્યા અને મને એમણે કહ્યું કે મારે થોડું દાન કરવું છે. આ શહેરમાં પ્રસૂતિગૃહ નથી માટે તમે જો સાથ આપો તો કંઈ કરું. એમની ઇચ્છા શહેરમાં જ પ્રસૂતિગૃહ થાય એવી હતી. પણ શહેર કરતાં અમદાવાદની બહેનોની તંદુરસ્તી બહાર સારી રહેશે એમ કહી મેં એમને નદીપાર રાખવા સમજાવ્યું. એમને એમ હતું કે એટલે દૂર અમદાવાદની નહીં ટેવાયેલી બહેનો કઈ રીતે જઈ શકે? અંતે બધુંય ઠેકાણે પડ્યું અને અહીં રાખવું નક્કી કર્યું તો અત્યારે એ આ સ્થિતિએ પહોંચ્યું છે. ગઈકાલે તેઓ ફરી મારી પાસે આવ્યા હતા અને કહેતા હતા કે આ તો નાનું પડે છે માટે જો મ્યુનિસિપાલિટી મદદ કરે તો એનો વિસ્તાર થાય.

એમાં અમદાવાદની શોભા નહીં

અમદાવાદ જેવા શહેરમાં આવા ગૃહમાં માત્ર એકસો પચોતેર જેટલા ખાટલા હોય એ આપણી શોભા ન કહેવાય. અને આ કાંઈ એકલા અમદાવાદ માટે જ નથી, ગામડાંની પ્રજા માટે પણ છે. અને ગરીબોના ઘરમાં તો સાધનો ક્યાંથી હોય?

દાન કર્યું એ કમાયા

અત્યારે કોઈ વખત નહોતું આવ્યું એટલું ધનનું પૂર અમદાવાદમાં આવ્યું છે. પણ આ ઉછાળો કૃત્રિમ છે. આ લડાઈને આભારી છે. એની પાછળ બીજાં ઘણાંય કારણો છે. માટે એનો ઉપયોગ અત્યારે કરશો એ જ રહેશે. આજે જે પુણ્ય અને દાન કરવાનો છે એ કમાયો કહેવાશે. બાકી પછી કંઈ પાછળ રહેવાનું નથી.

આ દારુણ યુદ્ધ છે તેમ લોકોને જેટલું લાગવું જોઈએ એટલું એ તેમને લાગ્યું નથી. આજે મહાસાગરમાં જેટલાં વહાણો ડૂબે છે એ બધાંના પૈસાની સરખી વહેંચણી થાય તો કોઈ ભૂખ્યું ન રહે. અત્યારે કરોડો રૂપિયાનાં વહાણો ડૂબે છે તે નકામાં જાય છે. માછલાંનેય એ કામ ન લાગે. બન્ને પક્ષો કહે છે કે અમે સત્યને માટે લડીએ છીએ. આમાં જે હારશે એનો નાશ થશે; પણ જીતશે એનોય નાશ થશે! એમાં એ બંનેનો નાશ થવાનો છે. આમાં આપણે પણ બધા બચવાના નથી.

### બીજો ધણી નથી કરવો

સામાન્ય રીતે હિંદુસ્તાનમાં એક એવી પ્રથા પડી છે કે મનમાં એક વાત હોય અને બહાર કંઈ બીજી જ વાત કરવી. દરેકની એવી ભાવના છે કે આ રાજ્યનો અસ્ત થાય તો સારું. લોકો એ પ્રગટ નથી કરી શકતા, પણ દિલમાં એવું ઇચ્છે છે અને સામાવાળાની જીતો સાંભળીને ખુશી થાય છે. એ સારું ન કહેવાય. એક ધણીને બદલે બીજો ધણી આપણે નથી કરવો. ધણી બદલવામાં કોઈ ગુલામને લાભ નથી. પણ આપણે સ્વતંત્ર તો થવું જ જોઈએ અને સ્વતંત્ર હિંદ જ યુદ્ધમાં મદદ કરી શકે.

વાઇસરૉય કહે છે કે અહીં નેશનલ ફ્રન્ટ રચો. પણ બીજી તરફથી કહે છે કે હિંદમાં એક નેશન નથી, હિંદુ અને મુસ્લિમ એમ બે નેશન છે. ત્યારે શેની નેશનલ ફ્રન્ટ રચે!

### જો આઝાદી હોત તો . .

અત્યારે જે લડાઈ ચાલે છે એને પરિણામે આવા શહેરમાં ધનના ઢગલા થાય છે. તમે સો કમાઓ એમાંથી એંશી સરકાર લઈ જાય છે. એટલે દાન કરવાનો અત્યારે સમય છે. આવો સમય ફરી નથી આવવાનો. અમદાવાદમાં કરોડોપતિ ધનિકો છે. મફતલાલ શેઠ ચાર ચોપડી, મારા જેટલું ભણેલા છે તોય તેઓએ કરોડો કમાઈ જાણ્યા છે. અહીં પરદેશી સરકાર કોઈ જાતના ઉદ્યોગોનો વિકાસ થવા નહોતી દેતી. એવા સંજોગોમાંય એક અભણ આદમી પોતાની કોઠાવિદ્યાથી આટલું કામ કરી બતાવે છે તો પછી જો આપણો મુલક સ્વતંત્ર હોત અને અનુકૂળ સ્થિતિમાં આપણો વેપાર ઉદ્યોગ ચાલતો હોય તો એનું પરિણામ કેવુંય આવત!

આ ભૂમિમાં એક વસ્તુ છે કે ગમે તેટલી ચડતી પડતી થાય તોય પુણ્યશાળી આત્માઓ એમાં પેદા થાય છે: અત્યારે જગતમાં મહાનમાં મહાન વ્યક્તિ હોય તો મહાત્મા ગાંધી છે. આપણો દેશ અત્યારે એમને

લીધે દુનિયામાં ઉજળો છે. એમની સલાહ પ્રમાણે આપણે ન વર્તીએ તો આપણા જેટલા મૂરખ કોઈ નહીં.

### સ્વતંત્ર થવું એ પહેલું કામ

સ્વતંત્ર દેશની હૉસ્પિટલો સાથે આને સરખાવીએ તો આને કોઈ હૉસ્પિટલ કહે જ નહીં. એમાં તો કેટલાયે સાધનો, કેટલીયે સગવડો હોય છે. અત્યારે તેની આવી સંસ્થાઓના ભુક્કા ઊડતા જાય છે પણ પાછા કરી એ તો એથીયે મોટા પાયા પર કરશે, કારણ કે એ બધાય સ્વતંત્ર દેશ છે. માટે પહેલું કામ તો એ છે કે આપણે સ્વતંત્ર થવું જોઈએ. અને એ કામ માટે બધાએ તૈયાર થવું જોઈએ.

## ૧૨૭

## યુવાનોને

[તા. ૨૬-૭-૧૯૪૨ના રોજ અમદાવાદમાં લોકસેનાની રેલી વખતે આપેલું ભાષણ.]

### આપણાથી ભગાય નહીં

આપણો અનુભવ એવો છે કે આપણે ભયમાંથી ભાગવાની તાલીમ લીધી છે અથવા તો એવી આપણને ટેવ પડી છે. સ્વતંત્ર દેશો પીઠેહઠ કરે છે, ત્યારે પણ વ્યવસ્થિત રીતે કરે છે; અને કેટલીક પીછેહઠો તો ઐતિહાસિક ગણાય છે, જ્યારે આપણી પીછેહઠ નામર્દાઈની હોય છે. એવી નામર્દાઈથી સ્વરાજ ચલાવવામાં આપણી નાલાયકી ઠરે છે. જ્યારે પૂરેપૂરું જોખમ આવશે ત્યારે રાજ્યના અમલદારો છે એ તો ભાગવાના છે. પણ પ્રજાના સેવકોએ ભાગવું ન જોઈએ. રાજ્યના અમલદારો ભાગી શકે છે, કારણ કે તેઓ ભાગતા ભાગતા જ અહીં આવ્યા છે. અને તેઓ તો દુશ્મનો થાકી જાય ત્યારે મારો ચલાવવાના, એ જાતનું યુદ્ધ એ લડે છે; અને એ મુત્સદ્દીગીરી કહેવાય છે, પણ આપણે એ યુદ્ધ લડવું ન પોષાય. આપણે તો ભયની સામે ઝૂઝવું જોઈએ.

### આજના યુવાનોનો દરબલો હો

મરણ એ ઈશ્વરનિર્મિત છે. કોઈ કોઈને પ્રાણ આપી શકતું નથી કે લઈ શકતું નથી. પ્રજાના રક્ષણ માટે આપણા પ્રાણ ખિસ્સામાં લઈને ફરીએ તો જ આપણે સ્વતંત્રતાનો પહેલો પાઠ શીખ્યા કહેવાઈએ. દરેક સ્વતંત્ર દેશના નવજુવાનો પોતાના દેશની રક્ષા ખાતર કે પોતાના દેશનું

સામ્રાજ્ય રચવાની ખાતર તનતોડ મહેનત કરી રહ્યા છે—પ્રાણ આપી રહ્યા છે. એમનો આપણે દાખલો લેવો જોઈએ કે સ્વતંત્રતા માટે એ લોકો કેટલું કરી રહ્યા છે. પણ કેટલાક ગુલામોને ઘણા વખતની ગુલામી પછી ગુલામી જ પ્રિય થઈ પડે છે./

**સ્વતંત્રતાના પ્રથમ પાઠ**

પ્રજાને ભયમાંથી બચાવવી એ દરેક નવજુવાનની ફરજ છે, માટે પ્રજાની રક્ષા, શહેરની રક્ષા, દેશની રક્ષા કરતાં શીખવું એ બધાય સ્વતંત્રતાના પ્રથમ પાઠો છે. અને એ આપણે શીખી લેવા જોઈએ. આ શહેર યુદ્ધથી તો આઘું છે એ સમજાય છે; પણ લૂંટફાટ, ચોરી વગેરે સામે પણ પ્રજાને જો બચાવવી હોય તો આપણે જાગ્રત રહેવું જોઈએ. બોમ્બમારાથી હોનારતો થાય છે તે આપણા શહેરથી દૂર છે, પણ કદાચ એ આવી પડે તો નાસવાની પણ તાલીમ અને રીત શીખવી જોઈએ.

જે માણસે પ્રજાના રક્ષણની પ્રતિજ્ઞા લીધી છે તેનાથી શહેરમાં બીજા માણસો પડ્યા હોય ત્યાં સુધી ભગાય નહીં. અને તમે બધાય ભાગવાના નથી એવી હું આશા રાખું છું. કોમ કોમના ભેદભાવ ભૂલી તમે જે કામ ઉપાડ્યું છે એ શોભે તેવું કરજો./

## ૧૨૮

## આખરી લડતની તૈયારી

[તા. ૨૬–૭–૧૯૪૨ના રોજ એક લાખની માનવમેદની સમક્ષ અમદાવાદમાં લોકલ બોર્ડના મેદાનમાં આપેલા ભાષણમાંથી.]

**હેતુની ચોખવટ ન થઈ**

યુદ્ધની શરૂઆતમાં કોંગ્રેસ વર્કિંગ કમિટીએ ઠરાવ કર્યો કે, મહાસભાની કે હિંદની મજૂરી સિવાય યુદ્ધમાં હિંદને સંડોવાવું પડ્યું છે, છતાંય પાછળ જે કંઈ થઈ ગયું હોય તે ભૂલી જઈને આ લડતના હેતુ વિષે જો ચોખવટ કરવામાં આવે તો જ હિંદ એને ટેકો આપી શકે. ઘણી વાર એવી માગણી થઈ. પાર્લમેન્ટમાં એની ચર્ચાઓ પણ થઈ. પણ કંઈ દાદ ના મળી.

**પૂનાનો ઠરાવ**

ત્યાર બાદ કોંગ્રેસની મહાસમિતિની બેઠક પૂનામાં બોલાવાઈ. કોંગ્રેસ પર એક આરોપ હતો કે એ અહિંસામાં માને છે અને મહાત્માજીની આગેવાની સ્વીકારે છે, એટલે એના સાથની કશી કિંમત નથી. કોંગ્રેસ

અને ખાસ કરીને મહાત્માજી એમ માનતા હતા કે આ લડાઈમાં નીતિ કોના પક્ષમાં વધારે છે તે જોવું જોઈએ, અને આપણી સરકારના પક્ષમાં નીતિ છે એમ માની તેને આપણે નૈતિક ટેકો આપવો જોઈએ. પણ સરકારને નૈતિક ટેકાની નહીં પણ લશ્કરી સાધન સામગ્રી અને લશ્કરી ભરતીની કિંમત હતી. એટલે મહાસમિતિની પુના ખાતે બેઠકમાં અમે ગાંધીજીથી જુદા પડવાનો નિશ્ચય કરી સરકાર સામે એક શરત મૂકી. સરકારને લશ્કરી બળની જરૂર હોય તો એ માટે ગાંધીજીથી અલગ પડીને પણ તમને સાથ આપવા લોકને અમે કહીએ, પણ એ ત્યારે જ થાય જ્યારે લોકને એમ લાગણી થાય કે આ મુલક પોતાનો છે. માટે અમારી જીભ લોકોને લડવાનું કહેતાં ઊપડે એવું કંઈક તો તમે કરો. અર્થાત્ તમે એક રાષ્ટ્રીય પ્રધાનમંડળ રચો તો અમે તમને સાથ આપીએ. પણ એનો કંઈ જવાબ મળ્યો નહીં. એટલે કૉંગ્રેસ એ ઠરાવ પર આવી કે આમ મૂંગા બેસી રહેવામાં તો કૉંગ્રેસનું અસ્તિત્વ ભૂંસાઈ જશે.

## નૈતિક વિરોધનો નિર્ણય

કૉંગ્રેસની આમ ઉપેક્ષા જ થઈ ત્યારે અમને લાગ્યું કે આ સલ્તનતને તો આપણી કંઈ કિંમત નથી. એટલે સરકારના યુદ્ધયત્નોમાં હરકત ન થાય અને તેને મૂંઝવણ ન થાય એવી રીતે તેનો નૈતિક વિરોધ કરવાનો અમે ઠરાવ કર્યો. અને એ રીતે લડત ચલાવવાની ગાંધીજીને કુલ સત્તા આપી. દુનિયાભરમાં એની નૈતિક અસર પડી. પછી સલ્તનતે પોતાનો સિંગાપુર, મલાયા અને બ્રહ્મદેશ જેવો વિશાળ પ્રદેશ ગુમાવ્યો અને સિલોન પર હુમલા થયા અને હિંદુસ્તાનમાં પણ કોઈ ઠેકાણે હુમલાનો ભય ઊભો થયો એટલે ફરી વાર સરકારને હજી સાન આવી છે કે નહીં તે જોવા આપણી નૈતિક લડત મુલતવી રાખવાનું અમે ઠરાવ્યું.

## ક્રિપ્સની દરખાસ્તો

ત્યાર બાદ બ્રિટિશ સલ્તનતનો પ્રતિનિધિ સર સ્ટેફર્ડ ક્રિપ્સ હિંદમાં આવ્યો. ઘણા મહાસભાના નેતાઓનો એ મિત્ર હતો તેથી તે નેતાઓને અને બીજા ઘણા માણસોને એમ લાગ્યું કે એ પ્રગતિકારી વિચારનો માણસ છે, એટલે એને મોકલવામાં હિંદ સાથે સમજૂતી કરવાની સરકારની દાનત શુદ્ધ હશે. એમ માનીને સર ક્રિપ્સે આણેલી વસ્તુ ઉપર વિચાર કરવાનો નિર્ણય કર્યો અને મૌલાના આઝાદને તેની સાથે વાટાઘાટ કરવાનો અને ઠીક લાગે તો તે કારોબારી આગળ રજૂ કરવાનો અધિકાર આપ્યો. પણ સર સ્ટેફર્ડને લાગ્યું કૉંગ્રેસને પછીથી બોલાવીશું તો ચાલશે

પણ ગાંધીજી વિના ગાડું આગળ ચાલવાનું નથી. એટલે તાર કરી ગાંધીજીને બોલાવ્યા. ગાંધીજીએ જણાવ્યું કે આમાં મારું કંઈ કામ નથી. હું પોતે તો દરેક હિંસક યુદ્ધનો વિરોધી છું અને મહાસભાથી દૂર થઈ ગયેલો છું, છતાંય તમારો આગ્રહ હોય તો મળવા આવીશ.

એમ ગાંધીજી દિલ્હી ગયા. પણ ત્યાં તેમણે જે જોયું તેથી તો તેમને ચીતરી ચઢી અને સરકાર અને બ્રિટિશરો પ્રત્યેનો તેમનો જે ભાવ હતો તે સાવ ઊડી ગયો. એમણે સર સ્ટેફર્ડને ચોખ્ખું સુણાવી દીધું કે એમરી જેવો કોઈ નાદાન માણસ આવી દરખાસ્તો લઈને આવ્યો હોત તો સમજી શકત પણ તમે તો હિંદના અને રશિયાના પણ મિત્ર ગણાઓ છો, તમે આગળપડતા વિચાર ધરાવનારા છો. તમને આ શું સૂઝ્યું? આ પાપ, આ ઝેર હિંદને ગળે ઉતારવ તમે ક્યાંથી આવ્યા?

પછી ગાંધીજી તો ચલ્યા ગયા. પણ મહાસભાએ ક્રિપ્સની દરખાસ્તોની સ્વતંત્ર પરીક્ષા કરવા અને એ શું છે એ જાણવા એક નહીં, બે નહીં, ત્રણ નહીં, પંદર દિવસ સુધી વિચાર અને વાટાઘાટો કર્યાં. પ્રથમ તો સર સ્ટેફર્ડે મીઠીમીઠી વાતો કરી. એમ પણ કહ્યું કે જેવી રીતે ઇંગ્લંડમાં શહેનશાહ રાજ્ય કરે છે તેવી રીતે વાઇસરૉય પણ હિંદુસ્તાનમાં વર્તશે. કૉંગ્રેસે એની દરખાસ્તોની બીજી વાતો જેવી કે હિંદના ટુકડા કરવા, રાજાઓને ભળવા ન ભળવાનું પૂછવું, વગેરે બાબતોને બાજુ પર રાખવા કહ્યું. અત્યારે તમે શું કરવા માગો છો તે જ જાણવા માગ્યું. કારણ ભવિષ્યમાં તમે સ્વતંત્રતા આપશો તેની અત્યારે શી વાત કરવી? ભવિષ્યમાં તમારી પાસે સ્વતંત્રતા આપવા જેવું કંઈ રહેશે તો આપશો ને? તે વખતે એની વાત કરીશું. પણ આજે શું આપો છો? 'મરી ફીટીએ' એવી લાગણી લોકોમાં પેદા કરી શકીએ એવું કંઈ તમે આપતા હો તો કહો! આટલે લગી મીઠીમીઠી વાતો કરીને છેલ્લે દિવસે એણે મૌલાના આઝાદ પર કાગળ લખ્યો કે, અત્યાર લગી કરેલી વાતોમાં તમે ફરી ગયા છો. કારણ કે તમે તો નેશનલ ગવર્નમેન્ટ માગો છો. ખરી વાત તો એ હતી કે પોતે ફરી ગયો હતો. છતાં એણે કૉંગ્રેસ પર જૂઠો આરોપ મૂક્યો.

આથી ગાંધીજીને ખૂબ કાળ ચઢ્યો. ત્યાર બાદ અલ્લાહાબાદમાં મહાસમિતિની બેઠક મળી. તે દરમ્યાન કેટલાક કૉંગ્રેસ નેતાઓએ આવનારા આક્રમણ માટે જનતાને તૈયાર થવા શુદ્ધ બુદ્ધિથી જણાવ્યું હતું, તેમના શબ્દોનો સરકારે દુરુપયોગ કર્યો. જવાહરલાલનાં ભાષણોનો પણ દુરુપયોગ કર્યો. અને તે ભાષણોના કેટલાક ફકરાઓ આગળપાછળના સંબંધથી છૂટા પાડી, મુંબઈ શહેરમાં મોટાં પોસ્ટરોમાં છાપી દીવાલો પર, ટ્રામોમાં,

રેલવેમાં, સિનેમાઓમાં અને છેવટે સડકો પર પણ લગાડ્યાં. અલ્લહાબાદમાં કારોબારી મળી તેમાં ગાંધીજીએ પોતાનો વિચાર જણાવી દીધો કે સલ્તનતની દાનત સારી નથી દેખાતી, માટે આપણો ધર્મ છે કે તેમને સંભળાવી દેવું જોઈએ કે, 'અમારા અને તમારા ભલા ખાતર તમે હિંદમાંથી ચાલ્યા જાવ.' પણ આ તો એક નવી વાત થઈ.

આભ ફાટ્યું છે

ક્રિપ્સ આવવાની જ્યારે વાતો હતી તે સમયે હું અહીં આવ્યો હતો અને આપણે બધાં આ સ્થળે ભેગા મળ્યા હતા. એ વખતમાં અને આજમાં ફેર પડી ગયો છે. તે વખતે તો લોકો નાસભાગ કરતા હતા. મેં તમને કહ્યું હતું કે નાસભાગ કરવાનું કંઈ કારણ નથી. આપણા પર જે દિવસે બૉમ્બમારો થશે તે દિવસે બીજા દેશોની જેમ હિંદ પણ આ સરકારના હાથમાં નહીં હોય. ત્યાર બાદ તો સ્થિતિ વધૂ બગડી છે. આજે પણ લૂંટફાટો ચાલુ જ છે. આપણે ચોકીદળ કર્યાં અને તેમાં પોલીસનો માનભર્યો સહકાર મળે ત્યાં તેમનો સહકાર લીધો. લોકોને રાહત આપવા માટે સસ્તા અનાજની દુકાનો ખોલી. પણ જ્યાં આભ ફાટ્યું હોય ત્યાં ક્યાં થીગડું દેવું? ઘાસલેટની દુકાનો પર હાથમાં સીસા લઈને ટીપું ઘાસલેટ મેળવવા માટે ધક્કામુક્કી ખાવી પડે છે! એ બધી લડાઈ નજીક આવવાની નિશાનીઓ છે. જ્યાં સુધી આપણી પોતાની સરકાર નહીં હોય ત્યાં સુધી આવું જ બધું રહેશે.

કલેક્ટરને મળો ત્યારે એ બિચારો કહે છે કે, 'લખીશ' અને મીઠી-મીઠી વાતો પણ કરે છે. પણ એને માથે પણ કન્ટ્રોલર બેઠો છે. એના તો કાન જ પથ્થરના છે. અને ત્યાં કાંઈ દાદ જ મળતી નથી. ભવિષ્યમાં જે વખત આવવાનો છે તેની આ ઝાંખી છે એમ સમજજો.

એક નાનો દાખલો, કાપડની મોંઘવારીનો લ્યો. આ શહેરમાં તો કાપડ ઢગલા મોઢે ઉત્પન્ન થાય છે. પણ મીઠાઈ વેચનારાનાં છોકરાં ભૂખે મરે તેવું આજે થયું છે! એનો બંદોબસ્ત અહીંના કાપડિયા કરી શકે તેમ છે. એને બહારથી મંગાવવા માટે વૅગનો લાવવાં પડે તેમ નથી. પણ મિલોમાં જે કાપડ પેદા થાય છે તેમાંથી ચાલીસ ટકા સરકાર લઈ જાય છે અને બાકીનાનો મોટો ભાગ પરદેશમાં મોકલી દેવામાં આવે છે.

પણ કાપડ વિના તો ચલાવાય. અનાજ માટે કંઈ પેટે પાટો બંધાશે નહીં. વેપારીઓ અને મહાજનોને મારી સલાહ છે કે તેમની પાસે જે હોય તે બહાર કાઢે. મોસમ આવશે અને પાક થશે ત્યારે સંઘરેલા

અનાજની કોડીનીય કિંમત નહીં રહે. ઢગલાબંધ અનાજ દુશ્મનો તો સળગાવી મૂકે છે!

ઘાસલેટનું તો નામ જ ભૂલી જજો. આપણી અસલી સ્થિતિએ હવે પહોંચવાનું છે. કોડિયું સળગાવજો. ઘાસલેટ જ્યાંથી આવતું હતું તે બ્રહ્મદેશ તો જાપાન લઈને બેઠો છે. બીજેથી આવે છે તેને દરિયામાં ડુબાડી દેવાય છે. એક ટીપા ઘાસલેટ માટે બબ્બે કલાક ફાંફાં મારવાં એ ઠીક નથી.

### સમાધાનની વાત છોડો

કારોબારીએ કયા સંજોગોમાં ઠરાવ કર્યો તે મેં તમને કહ્યું. ગાંધીજી અને અહિંસાને બાજુએ મૂકીને પણ સાથ દેવાની કૉંગ્રેસની તૈયારી હતી. પણ જ્યાં ક્રિપ્સની દરખાસ્તો આવી ત્યાં ગાંધીજીએ કહ્યું કે સરકાર સાથેના સમાધાનની આશા છોડી દો. એમણે જે વાત કહી છે કે અંગ્રેજો આ આ મુલક છોડીને ચાલ્યા જાય તેનો અર્થ બરાબર સમજો. આક્રમણ આવવાનું છે એ તો સહુ કોઈ જાણે છે. આ દેશમાં નવ્વાણું નહીં પણ પોણીસો (૯૯॥) ટકા માણસ એમ કહે છે કે આ ભૂત જાય તો ભલે જાય, ભલે પછી બીજો આવે, એટલું બધું ઝેર આ દેશમાં એમને માટે વ્યાપી ગયું છે. જર્મન, જાપાનની જીત જ્યારે સંભળાય છે ત્યારે લોક રાજી થાય છે. આમની જીતનું તો સંભળાતું જ નથી. પણ જ્યારે જર્મની કે જાપાનની જીતમાં ઢીલ થાય છે ત્યારે લોક નિરાશ થાય છે અને બોલે છે કે આટલા દિવસ કેમ લાગ્યા?

### હિંદને છોડો

રશિયા આજે લડે છે. એની હિંમતની તારીફ કરવી જોઈએ. એ લડે છે કારણ કે એ જાણે છે કે એ પોતાના દેશની આઝાદી માટે લડે છે. પણ હિંદ કોને માટે લડે? આપણે કયાં સ્વતંત્ર છીએ? એટલે ગાંધીજી કહે છે કે હિંદને છોડો.

અહીં રહો તો પણ એક જ શરતે. તમારું લશ્કર ભલે અહીંયાં રહે, પણ અમારી સ્વતંત્રતા અણીશુદ્ધ રહે તેવી શરતે. અમારી સાથે ટ્રીટી (સંધિ) કરીને રહો, જેવી આજે તમારે અમેરિકા અને ચીન સાથે છે. રશિયા સાથે હમણાં જેવી મહોબ્બત કરી છે તેવી રીતે તમે અહીં રહી શકશો. પેલું જૂનું ઇંગ્લંડ હતું તે રીતે અહીં નહીં રહી શકો.

હજી પણ એ લોકો કહે છે કે અમે બરમાને પાછું લઈશું. એમને પૂછો તો ખરા કે બરમીઓએ તમને સાથ કેમ ના આપ્યો! હિંદીઓ જાણવા માગે છે કે બરમામાં તમને કશી અડચણ ના હોવા છતાં પણ

તમે કેમ ભાગ્યા? તમે ગેરંટી આપી શકો કે બરમા જેવી સ્થિતિ અહીં નહીં થાય? ત્યાંથી તો પૂંઠ ફેરવી બરમાનો ધાણ્ કઢાવી નાખી નાસી આવ્યા છો!

### હિંદ આઝાદ હોય તો જ લડત જિતાવાની છે

હિંદ આક્રમણનો ભોગ બને તો તેની શી સ્થિતિ? તમે કહો છો કે હિંદનું રક્ષણ કરવાની તમારી જવાબદારી છે—ધર્મ છે, પણ એ અમારે ગળે નથી ઊતરતું. એટલી જ જવાબદારી બરમાને બચાવવાની પણ તમારી હતી ને? તમે તો એક જ વાક્ય કહો છો કે આખરે અમારી જીત છે. પણ એ આખર ક્યારે આવવાની છે? એનો અમને અંદેશો પડે છે.

અમેરિકા પણ પોકારી પોકારીને કહે છે કે હિંદ આઝાદ નહીં હોય તો આ લડત જિતાવાની નથી. આ મુલકને પૂર્વના સામ્રાજ્ય ખાતર તમારે યુદ્ધભૂમિ બનાવવો છે. યુદ્ધભૂમિ તો એ ત્યારે જ બને કે જ્યારે અમે આઝાદ થઈએ અને બીજા મુલકોને આઝાદ કરીએ. પણ ચર્ચિલ આટલાંટિક ચાર્ટર કરી અમેરિકાથી પાછો આવ્યો અને હિંદ વિષે જવાબ આપ્યો ત્યારથી તમારી દાનતની અમને ખબર પડી ગઈ છે.

આપણામાંથી કેટલાક આને 'પીપલ્સ વૉર' છે એમ કહે છે. જનતાનું યુદ્ધ! પણ કોની જનતાનું? રશિયા કે ચીન એમ કહી શકે પણ હિંદ કઈ રીતે એમ કહી શકે? એ જનતાનું યુદ્ધ નહોતું માટે તો તમને (સામ્યવાદીઓને) પણ પકડ્યા હતા. આજ સુધી તો સામ્યવાદીઓ ગેરકાયદે હતા પણ કોંગ્રેસ સામે લડવા માટે જ હમણાં એમને જેલમાંથી છોડી મૂક્યા છે અને કાયદેસર બનાવ્યા છે.

*ટાઈમ્સ ઑફ ઇન્ડિયા* સામ્યવાદીઓના સ્વદેશાભિમાનની હવે પ્રશંસા કરે છે. એમને છોડાવવાને માટે પહેલાં જ્યારે એસેમ્બલીમાં ઠરાવ આવ્યો ત્યારે ગૃહમંત્રી મૅક્સવેલે એમને માટે જે શબ્દો કહ્યા હતા તેવા તો કોઈ ભામટા માટે પણ ના વાપરી શકાય. તે વખતે આ જ *ટાઈમ્સે* એ શબ્દોને ટેકો આપ્યો હતો.

### પારકો આવીને નહીં છોડાવે

વર્ધામાં કારોબારીએ મળીને નક્કી કર્યું છે કે જો આપણે આક્રમણનો સામનો કરવો હોય તો આઝાદ થઈને જ કરી શકાય. જાપાનનો રેડિયો તો રોજ બરાડા પાડે છે કે 'અમારે હિંદનો એક ટુકડોય નથી જોઈતો પણ આ લોકોને કાઢવા માટે જ અમે લડીએ છીએ.' આપણા પણ કેટલાક લોક એમાં ભળ્યા છે. એ લોકો કહે છે કે આ તો સ્વદેશાભિમાનની વાત છે. સુભાષબાબુ પણ ત્યાં જ છે. પણ આપણે ત્યાંથી

જાપાનના રેડિયોને માનવાનો કે નથી મોસ્કો આવીને છોડાવશે એવી વાતનો ભરોસો કરવાનો.

## તમે હવે સિધાવો

એટલે કૉંગ્રેસે ઠરાવ્યું કે અમારે કોઈની મદદની જરૂર નથી, અને તમે સમજીને અહીંથી જાવ. પણ એ સમજવાનો નથી. જ્યારથી ઠરાવ થયો છે ત્યારથી એનાં છાપાંઓએ છાજિયાં લેવા માંડયાં છે અને કાળો કકળાટ કરી મૂક્યો છે. એ કહે છે મુલકનું રક્ષણ કરવું છે. પણ આ મુલક કોનો છે? અને તમારે રક્ષણ કરવું હતું તો દુશ્મનોના આક્રમણ માટે રસ્તો ખુલ્લો કોણે કર્યો? બરમા જાળવી ના શક્યા ત્યારે હિંદ પર ભય વધ્યો ને?

જે માણસો આઝાદીના શત્રુ થઈને અહીં પડ્યા છે તે જ પાંચમી કતાર છે, તે જ દેશના શત્રુ છે. અમેરિકન છાપાંઓ તો ધમકી પણ આપે છે. એને બ્રિટિશ મજૂરપક્ષનું મુખપત્ર ડેમીક્રો હેરલ્ડ તો શિખામણ આપે છે કે ભલા મિત્રો! જો તમે કશું કરશો તો અમે તમને સાથ નહીં દઈએ. પણ તમે ક્યારે સાથ દીધો છે? એ શેમાં સાથ દેવાના છે? ત્રીસની સાલમાં ગાંધીજીને જેલમાં મોકલીને ગોળમેજી પરિષદ બોલાવી એ મજૂર પક્ષે જ ને?

પેલો કૉમ્યુનલ એવૉર્ડ કે જેણે આજે કોમી વિખવાદ વધાર્યો છે તે આપનાર રામ્સે મૅકડોનલ્ડ પણ મજૂર પક્ષના જ હતા ને? માટે ભલા મિત્રો! અમે તમને કહીએ છીએ કે હવે તમે સિધાવો.

## હિંદ મરતાં શીખી શકશે

હજી પણ હિંદનો સાથ જોઈતો હોય તો સમજી જાવ. ચાળીસ કરોડના હિંદને આઠ નવ કરોડના જાપાન સાથે લડતાં આવડશે. એને મરતાંયે આવડશે. પણ આજે તો એને મરવાની પણ ગમ નથી. કારણ કે ચારે કોરથી એ ગૂંગળાયેલું છે. એક વાર એને ખુલ્લી હવા મળે તો બીજું કંઈ નહીં તો એ મરતાં તો શીખી શકશે!

પણ હજી એમની દાનત તો અહીં બરમા જેવું થાય એવી જ છે. એટલે જ કૉંગ્રેસે નક્કી કર્યું છે કે હવે તો લડી જ લેવું છે. કૉંગ્રેસને માથે એવો આરોપ મુકાય છે કે એ પીઠ પાછળ ઘા કરે છે. પણ પીઠ પાછળ ઘા કરવાની આ વાત નથી. આ તો તમે છાતી ઉપર ચઢી બેઠા છો ત્યાંથી ઉથલાવવાની વાત છે. છતાં હજી તમે સચ્ચાઈથી વર્તો તો રસ્તો કરીએ.

હવે આખુ હિંદ આ લડતમા સંડોવાવાનુ છે. કેટલાક પૂછે છે કે હિંદ લડતનો જવાબ આપશે ? જે લોક એ સવાલ પૂછે છે તે બીજાને પૂછવા કરતા પોતાની જાતને જ પૂછે. ગાધીજીએ તો લખી નાખ્યુ છે. એ કહે છે: 'અહીથી જાવ તમારા ભલા માટે જાવ. હિંદના ભલા માટે જાવ. હું તો તમારા મિત્ર તરીકે તમને કહુ છુ.' એ જાય કે ના જાય, આપણે આપણો બચાવ કરી લેવાનો છે.

### જાપાનીઓ આવે તે પહેલાં સ્વતંત્ર થવું છે

ગાધીજીએ કહ્યુ છે કે હુ જેનમા રહેવાનો નથી ને કોઈને રાખવાનો પણ નથી. આ લડત લાબી નથી થવાની. એનો જલદીથી ઉકેલ કરવાનો છે. અહીં જાપાનીઓ આવે તે પહેલા આપણે સ્વતંત્ર થવુ છે. આપણે તો ભાગી જશે તોય વાધો નથી. આપણે ક્યા ભાગી જઈશુ ? બરમામાથી એ લોકો ભાગતા ભાગતા આવ્યા. એમા હિંદીઓ કેટલા મૂઆ ? તમારો રક્ષણનો દાવો ક્યાં ગયો ? અને કેટલા બરમીઓએ હેરાન કરીને તમને પાછા ઓનાવ્યા ? તમારે હિંદને છોડવું નથી અને હિંદીઓને લઈ તમારે બરમામા જઈને લડવુ છે ? હિંદમા કેટલી વફાદારી ઊભરાઈ ગઈ છે એ અમે જોઈએ છીએ. ગાધીજી પણ એ મનોદશાને જાણે છે. એ ગુલામી મનોદશા છે. સ્વતંત્ર મુલકની ભાવના તો એક જ હોય કે આને કાઢીએ અને બીજો આવવા યત્ન કરે તો તેને ના આવવા દઈએ. એટલે જ ગાધીજી પણ આજે તો ઝડપી લડત બનાવશે એની કલ્પના તો ગાધીજી પાસે જ છે અને એ રજૂ પણ કરવાના છે. તે વખતે તમે શુ કરવાના છો તેની પરીક્ષા થઈ જશે. એમા જો લોક ઘરમા ભરાઈ જશે તો કેવળ આબરૂ જ નહી પણ સ્વતંત્રતાય જશે.

### સ્વતંત્રતાના યુદ્ધમાં મરવું

ગાધીજી જે વખતે ચુંમોતેર વર્ષની ઉમરે આત્મબલિદાન કરવા તૈયાર થયા છે ત્યારે આપણે કયે મોઢે વાતો કરતા બેસી રહીશુ ? આ સ્થળે વીસ વર્ષ ગાધીજી રહ્યા, આમરને કાંઠેથી આઝાદીનો મંત્ર શીખવ્યો અને તમે જે 'ગાધીજીની જય' બોલાવી છે આવો સમય ફરી ક્યારે મળવાનો છે ? હિંદની મુક્તિનો મંત્ર ફૂંકનારો બસો વર્ષમા કોણ પાક્યો છે ? બીજો કોણ આપણને મળવાનો છે ? આજે ગાધીજી મળ્યા છે ત્યારે એ તક તમે ચૂકતા નહીં. અનેક પ્રકારના દુખ આવવાના છે. પણ ધૂળધાણી થઈને મરવુ તેના કરતા, સ્વતંત્રતાના યુદ્ધમા મરવુ શુ ખોટું છે?

લડાઈ કેવી રીતે લડવી એમ લોક પૂછે છે. દરેક સ્ત્રીપુરુષ પોતે સ્વતંત્ર છે એમ વર્તે એમ કરતા એમને આવડવુ જોઈએ એમા હિંમતનુ

કામ છે અને એમાં જે જોખમ છે તેના કરતાં આક્રમણનું જોખમ વધારે છે. અત્યારે લડાઈ ચાલે છે. લડાઈ વખતે વેગળા જઈને બેસીએ તો જે લડ્યા છે તે પૃથ્વીને વહેંચી લેશે. લડાઈના પ્રવાહને હિંદ આજે બદલી શકે છે. હિંદની મુક્તિ સિવાય લડાઈનો કશો અંત નથી.

### ગાંધીજી દેખાડે છે એ જ પરિણામ છે

અંગ્રેજો અને મિત્રરાજ્યો કહે છે કે આખરે જીત અમારી છે. ગઈ લડાઈમાં પણ એમ જ કહેતા હતા. તેમાં જીત્યા તોય શું પરિણામ આવ્યું? જે હાર્યાં એમણે જ આજે તમને લોઢાના ચણા ચવરાવ્યા ને? એ લોકો હારે છે ત્યાં કહે છે કે દુશ્મનો પાસે એર કન્ડિશન્ડ ટૅંકો હતી. તો તમારી પાસે શું સગડીઓ ચોડેલી હતી? તમે ધારો છો એ મુજબ તમારી જીત થઈ તોય શું? નવ કરોડ જર્મનો કે નવ કરોડ જાપાનીઓનું નિકંદન તમે કાઢી શકશો? આનો અંત ગાંધીજી સિવાય કોઈ બતાવી શકે એમ નથી. જે ઝેર તમે ફેલાવ્યું છે તેનો અંત ગાંધીજી સિવાય બીજો કોઈ બતાવી શકે એમ નથી. તમામ જાપાનીઓને ગાંધીજીએ કાગળ લખ્યો છે તે વાંચી જજો. ગાંધીજી પર આરોપ છે કે તેઓ જાપાનને નોતરે છે, પણ નોતરો છો તો તમે. બધેથી ભાગી હિંદમાં ભરાયા અને અહીંથી નહીં ભાગો એની ખાતરી શી? હજીય સમજો!

ગાંધીજીએ જે લડત ઉપાડી છે તેમાં દરેકે યથાશક્તિ ફાળો આપવાનો છે. કાળ જશે અને કહેણી રહી જશે. જે લોકોને એમની કારોબારીમાં બેસાડવામાં આવ્યા છે તેમને ખબર છે કે એ સ્થાન એમને કૉંગ્રેસના ભોગને લીધે મળ્યાં છે? હિંદી સિપાઈઓની બહાદુરીનાં વખાણ થાય છે, પણ ગુલામ હિંદના માણસો જો આટલી બહાદુરીથી લડે છે તો આઝાદ હિંદના માણસો કેટલી બહાદુરીથી લડે એની ગણતરી કેમ કરતા નથી?

### કાર્યક્રમ

આવી પળ હવે પછીથી આવવાની નથી. મનમાં તમે ભય રાખશો નહીં. આ પ્રસંગ ફરીથી આવવાનો નથી. એમને એમ કહેવાનું ન મળે કે ગાંધીજી એકલા હતા. ચુંમોતેર વર્ષની ઉંમરે એ હિંદની લડત લડવા, આ બોજો ઉપાડવા બહાર પડ્યા છે, ત્યારે આપણે વખત વિચારી લઈએ. માગણી તમારી પાસે થાય કે ન થાય, વખત આવે કે ન આવે પણ તમારે કશું પૂછવાપણું નથી રહેતું. હવે કયો પ્રોગ્રામ એ પૂછી બેસી ન રહેશો. ૧૯૧૯ના રોલેટ ઍક્ટના વિરોધથી માંડીને આજ સુધી જે બધા પ્રોગ્રામ કર્યાં છે તે બધાનો આમાં સમાવેશ થવાનો છે. નાકરની લડત, કાનૂન ભંગ અને એવી જ બીજી લડતો જે સીધી રીતે સરકારી તંત્રના

બંધને તોડનારી હશે તેને મહાસભા અપનાવી લેશે. રેલવેવાળાએ રેલવે બંધ કરીને, તારવાળા તારખાતું બંધ કરીને, ટપાલવાળાએ ટપાલ ખાનાંએ છોડીને, સરકારી નોકરે નોકરીએ છોડીને, શાળા અને કોલેજો બંધ કરીને સરકારનાં તમામ યંત્રોને સ્થગિત કરી દેવામાં આવશે. આ જાતની આ લડાઈ થવાની છે. એમાં તમે સૌ ભાઈએ સાથ આપજો. તમારો આ લડાઈમાં જો હાર્દિક સહકાર હશે તો એ લડાઈ માત્ર થોડા જ દિવસોમાં ખતમ થઈ જશે અને અંગ્રેજોને અહીંથી ચાલ્યા જવું પડશે. કામ કરનારાઓને સરકાર ઉપાડી જાય તોપણ દરેક હિંદી કોંગ્રેસમૅન છે અને એ રીતે પોતાની ફરજ બજાવે, અને પોકાર પડતાં લડવા તૈયાર થઈ જાય તો સ્વતંત્રના બારણાં ઠોકતી આવીને ઊભી રહેવાની છે.

કહે છે કે અમે કોને સોંપીએ! અંદર અંદર ઝઘડા છે. બ્રહ્મદેશમાં ક્યાં કોમ કોમના ઝઘડા હતા? અને પેલા વેંતિયા (જાપાનીઓ) ત્યાં આવ્યા ત્યારે પૂછવા રહ્યા હતા કે કોને સોંપીએ? કોને સોંપીએ શું? મુસ્લિમ લીગને સોંપો, રસ્તે જનાર કાળા ચોરને સોંપો, પણ હિંદુસ્તાનને છોડો.

## ૧૨૯

# પત્રકાર પરિષદમાં

[તા. ૨૮-૭-૧૯૪૨ના રોજ અમદાવાદમાં પત્રકારોને આપેલો જવાબ.]

### લડતને મર્યાદા નથી

સ૦—આ વખતની લડત કેવા પ્રકારની હશે?

જ૦—બીજી વખતે જે લડતો કરી તેના મર્યાદિત ઉદ્દેશ હતા. આ વખતની લડતને મર્યાદા નથી. બ્રિટિશરોની સાથે જેટલી ઝેરની લાગણી લોકોના મનમાં આ વખતે છે એવી કોઈ વખત ન હતી. અત્યારે મુલકની જે પરિસ્થિતિ છે તે વિશ્વયુદ્ધના પરિણામે ઊભી થઈ છે. લોકોને જે દુઃખ સહન કરવું પડ્યું છે અને હજી સહન કરવાનું છે તે બધું જોતાં એમ માનવાને કારણ છે કે આ લડતમાં લોકો પૂરેપૂરો સાથ આપશે.

સ૦—આપ માનો છો કે લોકોમાં દુઃખ સહન કરવાની શક્તિ વધી છે?

જ૦—લોકોમાં દુઃખ સહન કરવાની શક્તિ તો વસેલી જ છે. એટલે જ્યારે બહુ દુઃખ પડે છે ત્યારે લોકો આખરી પ્રયત્ન કરવા અને બધું તે સહન કરવા તૈયાર થઈ જાય છે.

### ગિરફતારી પછી શું?

સ○—ધારો કે બધા આગેવાનોને એકી સાથે ગિરફતાર કરવામાં આવે તો શું થાય?

જ○—આગેવાનોની ગિરફતારી થાય પછી લોકોમાંથી આગેવાનો નીકળશે. વખત અને વસ્તુસ્થિતિ આગેવાનોને ઉત્પન્ન કરે છે. જે આગેવાનો ઈંગ્લંડમાં લડાઈ શરૂ થયા પહેલા ઈંગ્લંડને દોરી રહ્યા હતા તે લડાઈ શરૂ થતાંની સાથે જ ઊથલી પડ્યા છે અને નવા આવી ગયા છે. સ્વતંત્રતાની લડાઈઓ કોઈ પણ મુલકમાં કોઈ પણ વખતે નેતાઓ વિના અટકી રહી જાણી નથી. હિંદુસ્તાનમાં પણ એ નથી અટકવાની.

### બધા જ કાર્યક્રમો સામેલ છે

સ○—હુલ્લડના વખતમાં જે લોકો સામનો ન કરી શક્યા એ લોકો લડતમાં સામનો કરી શકશે?

જ○—હુલ્લડના સમયમાં અને આમાં ફેર છે. હુલ્લડમાં લોકો ઘડીભર નાસીપાસ થઈ ગયા હોય તોપણ આખા મુલકના પ્રશ્નમાં એમ બનશે એમ માનવાને કારણ નથી. લોકો ફરીથી એવી જ ભૂલો કરશે એમ માનવાને કારણ નથી. હું તો માનું છું કે એ લોકો ભૂલમાંથી ઠીકઠીક પાઠ શીખ્યા છે. હુલ્લડ કરવાવાળાને પણ ઠીક પાઠ મળ્યો છે. કારણ કે તેથી તેમને કંઈ લાભ તો થયો જ નથી. સ્વતંત્રતાની આખરી લડતમાં જ્યારે આખરી બલિદાન આપવાનો સમય હોય તેની સાથે આ સંયોગોને ન સરખાવી શકાય.

સ○—સિંધના જેવી પરિસ્થિતિ થાય, હુરોનો ત્રાસ અને અરાજકતા અહીં ફેલાય તો?

જ○—હુરોના જેવી ઝનૂની અશિક્ષિત કોમથી હિંદ ભરેલું નથી. હિંદુસ્તાનમાં ત્રીસ વર્ષથી અહિંસાનો સતત ઉપદેશ કરવામાં આવ્યો છે, અને તાલીમ આપવામાં આવી છે. એટલે સિંધના જેવી અરાજકતા ફેલાવાનો કશો જ ભય નથી.

સ○—ભાવિ લડતથી દેશવ્યાપી હડતાળો થાય ખરી?

જ○—લડતથી દેશવ્યાપી હડતાળો થવાનો પૂરો સંભવ છે અને તે થવી જ જોઈએ. ૧૯૧૯ થી આજ સુધીમાં જેટલા કાર્યક્રમો થયા એ બધા આ વખતે સામેલ છે. હિંદમાંથી અંગ્રેજો ચાલ્યા જશે ત્યારે જ એ અટકશે.

સ૦ — મહાત્માજી બ્રિટિશરોને કહે છે કે તમે અહીંથી 'ચાલ્યા જાવ' એ આપને વ્યવહારુ લાગે છે?

જ૦ — મને એ વ્યવહારુ લાગે છે કોઈ મુલકમા પરદેશીઓ રહી શકે જ નહીં એને ચાલ્યા જાવ એમ કહેવુ એથી વધુ વ્યવહારુ પગલુ શુ હોઈ શકે? જ્યારે કોઈ પણ જાતની સ્વતત્રતા નથી, જ્યારે હિંદ પર આફતો આવી છે તે વખતે હિંદ પોતાનો બચાવ કરી શકે એવી શક્તિ અગ્રેજો હરે, તો જ આવે તેમ છે.

સ૦ — પણ માત્ર કહેવાથી અગ્રેજો હટશે ખરા?

જ૦ — કોંગ્રેસમા એવો કોઈ મૂર્ખ નથી કે જે એમ માનતો હોય કે એમ કહેવાથી જ સરકાર હટી જશે એથી તો આ જબરદસ્ત આદોલન શરૂ કરવાની વાત કરી છે. લોકો લડતમા પૂરેપૂરો સાથ આપશે તો એ રહેવાનો છે કે નહી એની ખબર પડશે

## ક્રિપ્સ યોજના જ જવાબદાર છે

સ૦ — લડાઈ પછી હિંદને સપૂર્ણ સ્વતત્રતા આપવાનુ કહે છે તો રાહ જોવી એ બરોબર નથી?

જ૦ — યુદ્ધ પછી ઠેરવામા છેલ્લી ઓફર થઈ છે તે ક્રિપ્સ ઓફર છે. એના જેવી અપ્રામાણિક અને ધોખાબાજ યોજના આજ સુધી બીજી કોઈ આવી નથી એ યોજનાની અદર લડાઈ પછી બ્રિટિશ સત્તા હિંદમા કાયમ રહે એ પ્રકારની પ્રપચી મમતા ભરેલી છે કોંગ્રેસના આ નિર્ણય માટે એ યોજના જ જવાબદાર છે જો હિંદ પર આક્રમણનો ભય નજીકમા ઊભો થયો ના હોત તો હજી અમે થોભત, પણ હિંદ પર જે ભય ઝઝૂમી રહ્યો છે તે જોતા તેનો સામનો કરવા ખાતર હિંદની પ્રજાને પૂરેપૂરી છૂટ, પૂરેપૂરી સ્વતત્રતા મળવી જોઈએ અગ્રેજો હિંદના બચાવ માટે નહી પણ પોતાની સત્તા કાયમ કરવા લડે છે જો હિંદના બચાવ માટે લડતા હોય તો કોંગ્રેસની માગણી સ્વીકારવામા શી અડચણ પડવી ન જોઈએ

સ૦ — અમેરિકા આટલાન્ટિક ચાર્ટરમા હિંદને દાખલ કરે તો આ મડાગાંઠનો ઉકેલ આવે?

જ૦ — અમેરિકા હિંદને ઇગ્લડના ચશ્માથી જ જુએ છે ને એ લોકોમા અપ્રામાણિકતા ન હોત તો ચર્ચિલે જે વખતે ખુલ્લેખુલ્લી જાહેરાત કરી કે એ ચાર્ટર હિંદને લાગુ પડતો નથી, ત્યારે અમેરિકામાથી એ સામે જબરજસ્ત અવાજ ચર્ચિલની વિરુદ્ધ નીકળ્યો હોત હવે પછી

ઇંગ્લંડની ઇચ્છા વિરુદ્ધ થઈને અમેરિકામાંથી એવો અવાજ નીકળે એવું માનવાનું કશું કારણ નથી; એટલે એ પ્રશ્નનો વિચાર કરવો નિરર્થક છે.

### વાટાઘાટોને સ્થાન નથી

સ૦ — કૉંગ્રેસ સાથે સમજૂતીના સંદેશાઓ ચાલે છે?

જ૦ — ભવિષ્યની સ્વતંત્રતાની આશાએ કૉંગ્રેસ કોઈ જાતની સમજૂતી કરી શકે નહીં. એને તો હિંદના લોકોને પરદેશી આક્રમણ સામે બચાવ કરવાને તૈયાર કરવા છે. ભવિષ્યની આશાઓ આપવાથી તે ના થાય. હાલ તુરત પોતાને સ્વતંત્રતા મળે તો જ હિંદ પોતાની તૈયારી કરી શકે. સ્વતંત્રતા કબૂલ કરવામાં આવે અને હિંદને આઝાદ કરવામાં આવે તો હિંદ મિત્ર રાજ્યો સાથે સંધિ કરીને ખભેખભા મેળવીને જાપાન અને જર્મનીનો મુકાબલો કરવા તૈયાર થાય. પરંતુ હિંદની સ્વતંત્રતાના પ્રશ્ન પર કોઈ જાતની સમજૂતીને અવકાશ નથી.

સ૦ — સર તેજ બહાદુરે ગોળમેજી પરિષદ બોલાવવાની સૂચના કરી છે તે વિષે આપ શું ધારો છો?

જ૦ — એવી ગોળમેજીઓથી આના પ્રશ્નનો નિર્ણય થતો જ નથી. એ ખુલ્લી વસ્તુ છે કે સરકાર સામસામા પક્ષો ઊભા કરી એકબીજાને લડાવી મારવાની નીતિથી જ પોતાની સત્તા આજ સુધી ટકાવી રહી છે અને હવે પછી પણ એ જ રીતે કાયમ રાખવા માગે છે. જો સરકાર ગોળમેજી પરિષદ બોલાવે તો પાછળ જે ગોળમેજી પરિષદો થઈ છે તેનાથી જુદો અનુભવ થવાનો નથી.

સ૦ — તમે કહો છો કે દરેક વ્યક્તિ સ્વતંત્ર રીતે વર્તે તો તે કેવી રીતે?

જ૦ — ગુલામ માણસને ખબર નથી પડતી કે સ્વતંત્ર રીતે શી રીતે વરતાય. ગુલામીનું ભાન થાય, તો તે સત્તાનો ઇનકાર કરે. એ રીતે હિંદના લોકો કરે તો પરદેશી સત્તાનો અંત તરત જ આવી જાય.

સ૦ — સ્વતંત્ર હિંદ હિંસાથી લડશે કે અહિંસાથી?

જ૦ — સ્વતંત્ર હિંદુસ્તાન એને અનુકૂળ લાગે એ રીતે લડશે. હિંદનો મોટો ભાગ લશ્કર તૈયાર કરવા માગતો હોય તો તે કરી શકશે. હિંસાથી પણ સ્વતંત્રતા મેળવવાનો દરેકને અધિકાર છે. અહિંસાવાળા અહિંસાથી લડશે. અલબત્ત, તેમની સહાનુભૂતિ સ્વતંત્ર હિંદના લશ્કર પ્રત્યે રહેશે.

સ૦ — બેય પક્ષો સાથે રહીને લડે તો ગૂંચવાડો ના થાય?

જ૦ — ના.

સ૦—મુસ્લિમ લીગના સહકાર વગર લડત ચાલી શકશે?

જ૦—આ લડતમાં મુસ્લિમ લીગનો સહકાર હશે કે નહીં તે હું ન કહી શકું, પણ મુસલમાનોનો સહકાર નથી એ કહેવું બરાબર નથી. કારણ કે કોંગ્રેસમાં ઘણા મુસલમાનો છે. એક જ દાખલો જોવો હોય તો એ છે કે સરહદ પ્રાંતમાં સામુદાયિક ચળવળ થવાની છે એ તમે ખાન અબ્દુલ ગફારખાનના નિવેદનથી જોઈ શકશો. અને ત્યાં તો આખો પ્રાંત મોટે ભાગે મુસલમાનોથી જ ભરેલો છે.

સ૦—આવી મોટી અને મહાન લડત માટે કોંગ્રેસે કોઈ તૈયારીઓ તો કરી નથી; તો કઈ રીતે લડી શકશે?

જ૦—ત્રીસ વર્ષથી તો તૈયારીઓ કરી રહ્યા છે. બીજી તૈયારીઓ હવે દેશને શી કરવાની છે?

સ૦—લડત શરૂ થાય તો સ્થાનિક સંસ્થાઓ જેવી કે મ્યુનિસિપાલિટી અને લોકલ બોર્ડો એમની શી સ્થિતિ હશે?

જ૦—લડત જાહેર થયા પછી સ્થાનિક સંસ્થાઓને સાચવીને બેસી ન રહેવાય. જે લોકો લડાઈમાં નહીં હોય તે લોકો એ સંસ્થાઓ ચલાવશે અને નહીં ચાલે તો બંધ થશે. એનો અત્યારે વિચાર શા માટે કરવો?

સ૦—હિંદ પરદેશી આક્રમણ સામે અને સરકાર સામે એકીસાથે કઈ રીતે લડી શકશે?

જ૦—બન્નેની એટલે કે હિંદી પ્રજાની તેમ જ આક્રમણ કરનારની સાથે તો સરકારને લડવાનું છે અને એ કહે છે કે અમે બન્નેની સાથે લડીશું. જો સરકારને બન્નેની સાથે લડવું પોસાય એવું હોય તો લડે. પણ જો પરદેશી આક્રમણ સામે સરકારને લોકોનો સાથ જોઈતો હોય તો હિંદને સ્વતંત્રતા આપી દે.

સ૦—જો હિંદને સ્વતંત્ર કરવામાં આવે તો સ્વતંત્ર હિંદ લડાઈમાં સરકારને શો ફાળો આપી શકે?

જ૦—જો હિંદ સ્વતંત્ર હોય તો મોટાં મોટાં કારખાનાંઓમાં લડાઈનો સરંજામ પેદા કરી લડાઈમાં સાથ આપે.

સ૦—હિંદ પાસે હથિયાર તો નથી તો એ કોણ એને આપશે?

જ૦—જેમ ચીનને ચીની સરકાર હથિયાર પૂરાં પાડે છે તેમ હિંદને હિંદી સરકાર પૂરાં પાડશે. જો લોકશાહી માટે આ લોકો લડતા હોય તો હિંદમાં લોકશાહી દાખલ કરે એટલે અમારો તેમને સાથ મળશે.

જો હિંદ સ્વતંત્ર હોય તો બીજા દેશોમાં જેમ મિત્રરાજ્યો લશ્કર રાખે છે તેમ હિંદ સાથે સંધિ કરીને મિત્રરાજ્યો અહીં લશ્કર રાખી શકશે. જે લશ્કર અહીં હોય તે માલિક નહીં થઈ શકે. એ લશ્કરો સ્વતંત્ર રીતે મુલકમાં રહેતાં હોય તો ઝઘડો થાય, પણ મિત્રો તરીકે રહેતાં હોય તો ન થાય. એમ તો ઈંગ્લંડમાં અમેરિકાનું લશ્કર છે, જે મિત્ર તરીકે આવ્યું છે. જો એ સ્વતંત્ર રીતે આવ્યુ હોત તો ઝઘડો થાત.

સ૦ — સર સ્ટેફર્ડના તાજેતરના નિવેદનમાં આપણી લડત માટે જે ગર્ભિત ધમકી આપી છે એને માટે આપ શું ધારો છો?

જ૦ — એ તો દરેક લડત વખતે આવી ધમકીઓ અપાય છે અને છતાંયે લડત ચાલતી જ હોય છે!

સ૦ — આ લડતમાં દેશી રજવાડાંની પ્રજાએ શું કરવું? કારણ કે રાજાઓને તો સરકાર સાથે સંધિ છે.

જ૦ — દેશી રાજ્યોની પ્રજામાં જો તાકાત હશે તો તે પણ લડત ચલાવશે. કૉંગ્રેસે એને મનાઈ કરી નથી. અને રાજાઓ ક્યાં સ્વતંત્ર છે? એમને પણ સ્વતંત્રતા જોઈએ છે. તો પછી એમનો ડર શા માટે રાખવો? સ્વતંત્ર હિંદમાં રાજાઓનું સ્થાન એ વખતે જોયું જશે. જેમ બીજી પ્રજા લડશે એમ રાજસ્થાની પ્રજાને પણ લડવાનું છે.

સ૦ — લડત દરમ્યાન આંતરવિગ્રહ અને અરાજકતા આવી પડે તોપણ લડાઈ ચાલશે ખરી?

જ૦ — લડત દરમ્યાન આંતરવિગ્રહ અને અરાજકતા થાય પણ ખરાં. કમનસીબે એવું થશે તોપણ લડત તો ચાલુ જ રહેશે. ગુલામી અને અરાજકતા એ બેમાંથી અરાજકતા પસંદ કરવી સારી. અરાજકતા પછી પણ સ્વતંત્ર હિંદુસ્તાન ઊભું થશે, પણ કાયમને માટે ગુલામીનો સ્વીકાર કરનાર હિંદ કદી ઊભું થશે નહીં.

## ૧૩૦

# કૉલેજના વિદ્યાર્થીઓને

[તા. ૨૮–૭–૧૯૪૨ના રોજ અમદાવાદની એસ. એલ. ડી. આર્ટ્સ કૉલેજ અને એચ. એલ. કૉમર્સ કૉલેજના વિદ્યાર્થીઓ આગળ આપેલા ભાષણમાંથી.]

* * *

અત્યારે જગતમાં ચાર હદો જાણીતી છે: ૧. રાજહદ, ૨. બાળહદ, ૩. સ્ત્રીહદ અને ૪. અંગ્રેજોની પીછેહઠ; અને એમાં પાંચમી તમારી ઊભા રહેવાની હદનો ઉમેરો થાય તો એ નવી વસ્તુ છે. (ટપોટપ બધાય નીચે બેસી ગયા હતા.)

* * *

સરદાર તો સહુને માટે મુલકમાં એક જ છે. આ સ્થિતિમાં એનો હુકમ ઉઠાવશું. એ આપણી પાસે કદાચ નહીં હોય. એ ગમે ત્યાં હશે તોપણ એનું કામ થશે. બધાને પકડી લેશે તો શું થશે? એનો જવાબ એ કે તમારે દરેકે સરદારી લેવાની છે. એ સરદારી માટે કોઈ લશ્કરી તાલીમ મેળવવાની કે દાક્તરી તપાસ કરાવવાની જરૂર નથી. એમાં તો દિલનું બળ જોઈએ છે. જેની શારીરિક દુર્બળતા વિશેષ હોય તે પણ આમાં સારું કામ કરી શકે છે. ગાંધીજીના શરીરનો મુકાબલો કરો તો તમારામાંનો કોઈ એના કરતાં નબળો નહીં હોય. પણ એક અવાજ એ કાઢે છે તેનો પડઘો સારાય વિશ્વમાં પડે છે. એના અવાજે તો હિંદ જગતની અગાશીએ ચઢી ગયું છે. એણે અવાજ કાઢ્યો છે કે, 'જાઓ ભાઈ, અહીંથી તમારા મુલકમાં ચાલ્યા જાઓ.'

* * *

ક્રિપ્સ મિશન તો એક ખોટો સિક્કો હતો. એના ઘડનારાઓની દાનત કાળી હતી. એમાં અપ્રામાણિકતા અને ધોખાબાજી હતી. જતે જતે ક્રિપ્સ પોતે જ હરી ગયો અને મહાસભાને માથે તેનો દોષ ઓઢાડતો ગયો. તેના ગયા પછી કૉંગ્રેસે નિર્ણય કર્યો અને આ પગલું લીધું છે. એ મિશન આખું અમેરિકાનો પ્રજામત બદલવા માટે જ યોજાયું હતું.

આ લડતનો અંત હિંદ આઝાદ થશે ત્યારે જ આવશે. આ લડતમાં હિંદમાં જેણે જન્મ લીધો છે તે બધાયનો જોડાવાનો ધર્મ છે. એનું ક્ષેત્ર અમર્યાદિત છે. જો આનો માગ્યો જવાબ મળશે તો એટલા બધા માટે જેલ છે જ નહી. આપણે જવાબ આપીશું તો બધા એમાં કૂદી પડવાના છે, કોઈ બાકી રહી શકવાનું નથી પરદેશી આક્રમણ જે હિંદનાં બારણાં ખખડાવી રહ્યું છે તેને રોકવા માટે સ્વતંત્ર શ્વાસ લેતા શીખવું જોઈએ, મરતા આવડવું જોઈએ

* * *

દુશ્મનનું આક્રમણ બંગાળ, આસામ, ઓરિસ્સા વગેરે પ્રાંતોની નજીક આવતા, ત્યાં ટૂંક મુદ્દતમાં ગામના ગામ લશ્કરી જરૂરિયાતો માટે ખાલી કરાવી દેવામાં આવ્યાં છે અને લાખ્ખો લોકોને ઘરબાર છોડીને ચાલ્યા જવું પડ્યું છે. એનો ખ્યાલ તમને અહીં બેઠે ક્યાંથી આવે? અને તેવે વખતે જો કોઈ કહેવા જાય છે તો તેને જ હિંદનું રક્ષણ કરવા માટે જે હિંદ સંરક્ષણ કાયદો છે તેના નામે પકડી લેવામાં આવે છે. તાજેતરમાં નોઆખલીમાંથી જાણીતા ખાદી સેવક શ્રી સતીશબાબુને પકડીને હિંદ સંરક્ષણ ધારા હેઠળ બે વર્ષની સજા કરી નાખી. હિંદનું રક્ષણ કરનારો એ કાયદો લગાવી દીધો એટલે જાપાનીઓ હવે ત્યાં નહીં આવે!!

* * *

અત્યારે જે વિશ્વયુદ્ધ ચાલી રહ્યું છે તેનો અંત હિંદુસ્તાન સ્વતંત્ર થશે ત્યારે જ આવશે. આ વિશ્વયુદ્ધનું મૂળ તો તમે જાણો છો. કહે છે નાઝીઓ દુષ્ટ છે. પણ એ દુષ્ટોનો બાપ કોણ? હિટલર પાછલી લડાઈમાં એક સોલ્જર હતો. છતાં પછી અંગ્રેજોએ વર્સાઈની સંધિ કરી અને જર્મનો પાસે નાકલીટી ખેંચાવી. એ વર્સાઈની સંધિ તોડવા હિટલરે અને તેના સાથીદારોએ એક શરાબખાનામાં બેસી સોગન ખાધા છે. અને એમાંથી આ નાઝીવાદ પેદા થયો છે. આ લોકો એના ફરજંદ છે, એટલે એનાથી ઊતરે એવા તો નથી જ. આ લડાઈનો અંત આણવા માટે એશિયા અને આફ્રિકાની પ્રજાએ એક થઈ મુકાબલો કરવો પડશે. અત્યારે નહીં તો પછી પણ આખરે રંગભેદની લડાઈ પેદા થશે. હિંદ અને ચીનની મહાન પ્રજાઓ ખભેખભો મિલાવે તો બધી દુનિયા ઝખ મારે છે. એશિયા ને આફ્રિકા પરદેશી સત્તાની ધૂંસરીમાંથી છૂટી જાય તો જ આ લડાઈનો અંત આવશે.

* * *

અત્યારે તો વધારેમાં વધારે બુદ્ધિશાળી વિજ્ઞાનીઓ થોડા સમયમાં વધારે સંહાર કેમ થાય તે શોધી રહ્યા છે. એ હરીફાઈનો અંત જ્યારે કંઈ નાશ કરવા જેવું ન રહે ત્યારે જ આવે. બીજી રીતે એનો અંત અહિંસાથી આવી શકે. અહિંસા સિવાય દુનિયામાં જિવાય તેમ નથી. નહીં તો જંગલમાં જેમ વાઘવરુ મારફાડ કરે છે તેમ માણસો પણ કરતા થઈ જશે અને સૃષ્ટિનો અંત આવી જશે. એવે સમયે સંભવ છે કે હિંદ દુનિયાને જુદો જ માર્ગ બતાવી દેશે. એ માર્ગ આપણે અખત્યાર કરવાનો છે, તેમાં તમારે દરેકને સાથ આપવાનો છે.

## ૧૩૧

# રાષ્ટ્રીય વિદ્યાર્થી મંડળને

[તા. ૨૯-૭-૧૯૪૪ના રોજ અમદાવાદમાં રાષ્ટ્રીય વિદ્યાર્થી મંડળ સમક્ષ આપેલા ભાષણમાંથી.]

### પરદેશી સત્તા છે ત્યાં સુધી

આપણે ત્યાં કોમ કોમના ઝઘડાઓ તો છે. એનો ઇતિહાસ જો જાણવો હોય તો *કોમી ત્રિકોણ** નામની ચોપડી વાંચી જશો. એમાંથી ખબર પડશે કે પરદેશી સત્તા કેવી રીતે કોમ કોમના ઝઘડાઓ કરાવતી આવી છે અને કરાવે છે. વર્ધામાં જે ઠરાવ કરવામાં આવ્યો છે તેના મૂળમાં એ હકીકત છે કે જ્યાં સુધી હિંદમાં પરદેશી સત્તા છે ત્યાં સુધી એ ઝઘડાઓ મટવાના નથી. સત્તાવાળાઓ કહે છે કે અમારે હિંદ છોડવો છે પણ તમે બધા એક થાઓ ત્યારે. હું કહું છું કે એવું કહેવું એ તમારા મોંમાં શોભતું નથી. બે ભાઈઓ લડતા હોય એમાં ત્રીજો બહારનો જો કોઈ આવીને કહે કે તમે બંને લડીને એક થાઓ ત્યાં સુધી હું અહીં તમારા ઘરમાં બેઠો છું, તો એ કેમ ચાલશે? એને થપ્પડ મારીને ઉઠાડી મૂકવો પડે.

મુસલમાનો સમજે કે આ લડત કૉંગ્રેસ કે હિંદુઓ માટે સત્તા લેવાની નથી, પણ હિંદની ગુલામી ભાંગી નાખવા માટે છે. તે પછી ભેગા બેસીને સમજી લઈશું. એમ થાય તો જ ગુલામી ભાંગવાની છે. પણ પહેલાં બંને વચ્ચે સમજૂતી થશે એ ઇચ્છા રાખીએ તો તે કદી થવાની નથી. એની મદદથી સમજૂતી થવાની નથી. એ સમજૂતી ન થાય તે માટે તો એ ચોકીદાર જેવો બેઠો છે.

* લે૦ અચ્યુત પટવર્ધન, અશોક મહેતા, કિં. રૂ. ૩-૦-૦.

તેને જેટલા ઝઘડા કરાવવા હોય તેટલા તે કરાવી શકે છે. એક કોમમાં પણ બે ભાગલા તે પડાવી શકે છે. હિંદુઓમાં પણ તમે હરિજન છો એમ કહી સવર્ણો અને હરિજન એમ બે ભાગ પડાવી શકે છે.

આશ્ચર્યની વાત એ છે કે જ્યારે સામ્રાજ્યનો મોટો ભાગ તેમણે ગુમાવ્યો છે અને હિંદ ખોવાની અણી પર છે તેવે વખતે ત્યાં દૂર બેઠે બેઠે આટલી તુમાખી રાખે છે. એ કેમ ચાલે? આજે જો બધા ધર્મોવાળા સમજી જાય અને એક બની જાય તો એ તો કાલે કંઈક બીજું બહાનું કાઢશે.

### વિદ્યાર્થીઓમાં ઝઘડા ન હોય

વિદ્યાર્થીઓમાં ઝઘડા ન હોવા જોઈએ. રાષ્ટ્રીય વિદ્યાર્થી મંડળ એ નામ ઉત્તમ છે. રાષ્ટ્રની સેવા કરવી, રાષ્ટ્રનું ઘડતર કરવું ને ભારતની મુક્તિ માટે પોતાનું ભાથું બાંધવું એ એનું ધ્યેય છે. એકબીજાના અનુભવથી શીખવું ને લેવાય તેટલી તાલીમ આવા વખતે લેવી તે ઉદ્દેશથી આ મંડળ સ્થાપો છો તે માટે તમને મુબારકબાદી છે. ઈશ્વર પાસે એટલું માગું છું કે આ મંડળની સ્થાપનાથી વિદ્યાર્થી મંડળના ઝઘડાઓ મટી જાય અને બધા એક થઈ જાય. પ્રગતિકારી સંસ્થાઓમાં વિચારભેદ ન હોય તો એ સંસ્થામાં પ્રગતિ ન થાય. કપાળે કપાળે જુદી મતિ હોય છે એટલે વિચારભેદ તો રહે જ, પણ બધાયે એકત્ર થઈ એક ધોરણ નક્કી કરવામાં સંસ્થાનું ડહાપણ છે. બધા એ પ્રમાણે કામ કરે એવી મારી ઉમેદ છે. પણ સંસ્થાને તોડવા ખાતર કોઈ આવે તો તેને સંસ્થામાં સ્થાન ન હોવું જોઈએ. બાકી બધાને માટે કોઈ પણ જાતના ભેદભાવ સિવાય સ્થાન હોવું જોઈએ.

### અપૂર્વ લડત

'ચાલ્યા જાઓ'નો ઠરાવ થયા પછી હિંદ જગપ્રસિદ્ધીએ ચડ્યું છે. આજે વિલાયતનાં અને અમેરિકાનાં છાપાં કોલમો ભરીભરીને ગુસ્સો ઠાલવી રહ્યાં છે. હજારો રૂપિયા આપતાં અને ભારે મહેનત કરવા છતાં પણ જેટલી જગ્યા હિંદને એમનાં છાપાંમાં ન મળે તેટલી આજે મળે છે. પછી ભલેને તેમાં તેઓ ગાળો દે.

આજે કોંગ્રેસે આ ઠરાવ કરી એમની લોકશાહીને કસોટીએ ચડાવી છે. આપણી બધાની પણ એથી કસોટી થવાની છે કે ખરેખર હિંદને આઝાદી જોઈએ છે?

જો એ કસોટીમાંથી પાર ઊતરવું હોય તો ગાંધીજી કહે છે કે આ લડતને ટૂંકી અને ઝડપી બનાવવાની છે.

ખાલી કરી આપુ. પણ એ કપડાં બગાડે તેની જગ્યાએ કોણ બેસે? ક્રિપ્સ આવ્યા ત્યારે કહેલુ હતું ને ? શ્રી અણે બોલ્યા એ મને અતિશય આશ્ચર્યજનક લાગ્યુ છે, કારણ કે એ તો અખંડ હિંદવાળા છે અત્યારે પૂનામાં જઈ સલાહ આપે છે, ક્રિપ્સની દરખાસ્તો સ્વીકારવી જોઈતી હતી. તો શુ એમને પાકિસ્તાન કરવું છે? એ વાતો કર્યે નહી ચાલે. ફિરોઝખાન નૂન કહે છે કે કૉંગ્રેસ હિંદુ રાજ્ય કરવા માગે છે. એ એવું કહે એ સમજી શકાય તેની વાત છે પણ કૉંગ્રેસ તો એમ કહે છે કે આખું હિંદુસ્તાન મુસલમાનોને આપી દો, પણ તમે અહીંથી જાઓ. ત્યાં જ એની ચોરી પકડાઈ જાય છે. કારણ કે કૉંગ્રેસની આ માગણીથી મુસલમાનોને તો કઈ ખોવવા જેવું નથી રહેતું. પણ એ જો એમ કહેતા હોય કે તમે અહીં રહો અને અમને બધું સારુ સમુ કરી આપતા જાઓ તો જુદી વાત છે. પાકિસ્તાન સાચવવા માટે એમને રાખવા હોય તો કોણ જાણે શ્રી અણેએ ક્રિપ્સની દરખાસ્તો કબૂલવા જેવી કહી છે તો એ ચોખ્ખટ એમણે કરી નાખવી જોઈએ કે હિંદના ટુકડા કરવાની હકીકત તેમને કબૂલ છે? તેમણે સાફ સાફ વાત કરવી જોઈએ.

વિદ્યાર્થીઓ કૉંગ્રેસ સાથે નથી એમ જે કહે છે તેનો જવાબ તમારે આપવાનો છે તમે બધા એ માટે ઠરાવો તો કરશો જ પણ સક્રિય સાથ આપો તે જોવાનુ છે. તમારે બધાએ વર્ધાનો ઠરાવ મહાસમિતિમા પાસ થઈ ગયા પછી ગાંધીજીનો જે હુકમ આવે તેનો જવાબ આપવાનો છે. તે વખતે જો તમે બાજુઓ તોળવા ગયા તો હિંદનુ ને તમારું નસીબ તોળાઈ જવાનું છે. જો વિચાર કરવા બેઠા છો તો જાપાનીઝ ભાષા અને પ્રાતસર શીખવાનો વખત આવવાનો છે. આ લોકો રક્ષણ કરવાનું કહે છે. એવુ જ એમણે સિંગાપુર, મલાયા અને બરમામા કહ્યુ હતું. અને એમણે જે કર્યું છે તેથી તો કૉંગ્રેસ કહે છે કે તમારાથી અમારું રક્ષણ થવાનુ નથી જેનામા અક્કલ છે તે બધાય એમ કહે છે.

અમેરિકન મિશન આવ્યુ હતું તે પણ કહી ગયુ છે કે લડાઈ પહેલા જેટલો માલ હિંદમાં પેદા થતો હતો તેટલો જ આજે પણ થાય છે, તેમાં વધારો થયો નથી. આ માણસોની લડાઈ નથી. મશીનની લડાઈ છે. હિંદમા કયાં મશીનો છે? મશીનો કેમ નથી દેતા? હિંદના ત્રણ કાંઠે દરિયો છે. આટલો મોટો દરિયો ને કિનારો હોવા છતા હિંદમા એક હોડી પણ બનતી નથી. શું કારણ? બહુ બહુ તો દરિયાકિનારે માછલાં પકડવાની હોડી નજરે પડશે. અમને વહાણો બાંધવા દો, અમને જોઈતી

સામગ્રીઓ પેદા કરવા દો, એમ કહી કહીને સિંધિયા કંપનીનું ગળું સુકાઈ ગયું, પણ કોઈ તેને દાદ નથી દેતું.

આ લડાઈ તો હવામાં પણ છે. ઉપર ઊડવા માટે એરોડ્રોમો અહીં સેંકડો બનાવ્યાં છે. પણ વિમાન બનાવવા એકેય કારખાનું કાઢ્યું? આપણામાંના એકે અમેરિકાથી વિમાનના તૈયાર ભાગ લાવી અહીં જોડી ચોઢી વિમાનો તૈયાર કરવાનું કારખાનું કાઢ્યું હતું. અઢી વર્ષે એને પરવાનગી મળી હતી. તેમાં ત્રીજો ભાગ જ એનો, બાકીના બે ભાગ સરકારના અને સ્ટેટના. એ પણ ત્રીજા ભાગમાં દેવાળું કાઢી ચાલ્યો ગયો. ઑઇલ ટૅન્કો, વૅગનો અને કેટલેક ઠેકાણેથી રેલવેના પાટાઓ પણ ચાલ્યા છે.

લડાઈમાં મદદ કરો કહે છે પણ મદદ કરવા માટે નવજવાનોને હજારો રાઇફલો જોઈએ છે તે નથી આપતા. મદદ જોઈતી હોય તો આપોને રાઇફલો, કોણ ના કહે છે? પણ એને ભરોસો ક્યાં છે? એને ડર છે કે જો આપીશું તો આમની ફોડતા હશે તે આમની ફોડશે.

## અમે પહોંચી વળશું

સત્તા છોડી અમારી સાથે મિત્રાચારી કરો તો જુઓ કે હિંદ કેટલી મદદ આપે છે. અહીં તો ચાલીસ કરોડ લોકો પડ્યા છે. સાત કરોડ જાપાનીઓને પહોંચી વળીશું. તમે તમારે બાજુ પર ઊભા ઊભા જોઈ રહેજો. પણ તમે કહો છો કે અમે અમારું રક્ષણ કરવા લાયક નથી. એક ગુલામી કરવા લાયક છીએ અને તેય તમારી જ, બીજા કોઈની નહીં. આ પરથી તો એમની દાનત કાળી શાહી જેવી છે એ દેખાઈ આવે છે.

ટ્રિંકોમાલીમાં બૉમ્બ પડ્યા ને ત્યાંથી નાઠા અને ત્યાંના રહેનારાઓને કહ્યું કે તમે પણ નાસો. તમે તો નાસી જશો એ માટે સગવડો પણ કરી રાખી છે, પણ અમે ક્યાં જવાના? એ કહે છે કે અમારે હિંદનો બચાવ કરવો છે. હિંદનો બચાવ તો સ્વતંત્ર હિંદ જ કરી શકે, એની અમને ખાતરી છે. એટલા માટે તો કહીએ છીએ કે અમને છોડો. આમેય કહે છે કે લડાઈ પછી છોડવું છે તો પહેલાં કેમ નથી છોડતા?

આજે દેશમાં જે દેશની નાડી કહેવાય એવાં કારખાનાં નથી થવા દેતા. કારણ કે એ સમજે છે, કે મુઠ્ઠી જેવડું જાપાન ઇન્ડસ્ટ્રિયલ થઈ આટલું બધું રમણભમણ કરે છે તો આ ચાલીસ કરોડનું હિંદ શું ન કરે? ને જો કારખાનાં કરવા દે તો આજે જે કાચો માલ લઈ જઈ પાકો કરી અહીં આપે છે તે કેમ થાય? ને એમને ત્યાં તો આઠ અઠવાડિયાં ચાલે તેટલો ખોરાક પાકે છે. એ થઈ રહે એટલે કોલસો ને

લોહું ચાવ્યા કરે. આ સ્થિતિ છે એમની. એમને હિંદ છોડે કેમ ચાલે ? હજીય હિંદને એમને ચૂસવું છે.

માટે તો ગાંધીજી એમને કહે છે, અહીંથી ચાલ્યા જાઓ. ગાંધીજીની લડત ચાલે કે તરત જ ચોપડીઓને કબાટમાં તાળાં વાસી મૂકી દેજો. પ્રિન્સિપાલ કહે કે ભણો, તો કહી દેજો એને કે લડત પૂરી થઈ ગયા પછી આવજો, અમને ભણવાનું કહેજો. તે વખતે ભણવા આવીશું.

## ૧૩૨

## બહેનોને

[તા. ૩૦-૭-૧૯૪૨ના રોજ અમદાવાદમાં સ્ત્રીઓની સભામાં આપેલા ભાષણમાંથી.]

આજે દુનિયામાં જે પરિસ્થિતિ છે અને આપણા હિંદુસ્તાનમાં જે પરિસ્થિતિ છે તે સમજવી જોઈએ. કારણ કે તમને બધાંને ખબર ન હોય કે જે કાળમાં આપણે વસીએ છીએ એ કઠણ છે અને જે કાળ આવવાનો છે એ વળી એથીયે વધુ કઠણ છે. આજ સુધી આપણે શાંતિમાં રહેતાં હતાં અને અત્યારે હજી નિર્ભય છીએ. પણ એ નિર્ભયતા હવે વધુ નહીં નભે. અને એ શાંતિ સારી પણ ન હતી કારણ કે એ શાંતિની કિંમત આપણે આપવી પડી છે.

દુનિયામાં સૌથી વધારેમાં વધારે ભિખારી દેશ હિંદુસ્તાન છે. એક સમય એવો હતો કે જ્યારે હિંદુસ્તાન વધારેમાં વધારે ધનિક હતો. એના વેપારીઓ વહાણો ભરી ભરીને ધન લાવતા. હિંદની આ કીર્તિ સાંભળીને પરદેશીઓ અહીં આવ્યા. એ લોકો આવ્યા તો હતા વેપાર કરવા, પણ પાછળથી આપણા ઉપર રાજ કરવા લાગ્યા. એમાં આપણો પણ દોષ છે.

પહેલાં જે પરદેશીઓ આવ્યા એ મુલકમાં રાજ કરતા પણ મુલક પચાવી નહોતા પાડતા. પણ આ લોકોએ તો હિંદને ચૂસીને સાવ ભિખારી કરી નાખ્યો. પણ હવે એનું કંઈ ચાલે એમ નથી. કારણ કે જે વિશ્વયુદ્ધ ચાલે છે તે મહાભારતના યુદ્ધથી અને પાણીપતના યુદ્ધથીય ઘણું ભયંકર છે. એ લડાઈઓ તો માત્ર કુરુક્ષેત્રમાં જ ચાલતી હતી અને બને પક્ષની અઢાર અક્ષૌહિણી સેનાઓ જ લડતી હતી. જ્યારે આ તો હજારો માઈલમાં લડાઈ ચાલે છે. લાખો માણસો મરે છે. પહેલાંની લડાઈમાં તો જે યુદ્ધમાં લડતા એ જ મરતા, જ્યારે આમાં તો હજારો માઈલ દૂરથી વિમાનો આવે, ગોળા નાખે અને આપણે બધાય દબાઈ જઈએ.

આ લોકો પ્રજાતંત્ર સ્થાપિત થાય એ માટે લડીએ છીએ એવું પોકળ બહાનું કાઢે છે અથવા એમના ઉપર થતા આક્રમણના સામનાનું બહાનું કાઢે છે. તેમનું લડવાનું ખરું કારણ તો એ છે કે જગતમાં કાળા અને ગોરાઓના ભેદ પડી ગયા છે અને ગોરાઓને કાળા ઉપર રાજ્ય કરવું છે. એશિયાના લોકો, આફ્રિકાના લોકો અને હિંદના લોકોને દબાવી દેવાની આ લડાઈ છે. લડાઈ આગળ ચાલી એટલે એશિયાનો એક દેશ અંગ્રેજો સામે ભળ્યો અને મલાયા, સિંગાપુર, બરમા વગેરે ઉપર હુમલો કરી છીનવી લીધાં, અને જર્મનીએ આખા યુરોપનો કબજો લીધો. હવે આ લડાઈ ભયંકર થઈ છે કારણ કે એમાં મોટો રશિયા દેશ પણ ભળ્યો છે. અને હવે હિંદને કાંઠે લડાઈ આવવાની જ છે.

હવે લડાઈ આકરી આવવાની છે ત્યારે બહેનોએ પુરુષોના ભરોસા ઉપર બેસી રહેવું ન જોઈએ. ગુંડાઓનો પણ સામનો કરજો. હિંદના લોકોએ આજ સુધી જેમ સરકાર અને પોલીસ સામે જોયું તેમ સ્ત્રીઓએ પુરુષોના સામે જોયું છે. પણ એમાં તમારી રક્ષા નથી.

### ગાંધીજીનો આદેશ ઝીલજો

લડત ઊપડે ત્યારે ગાંધીજી કહે તે તમારે કરવું જોઈએ. લડાઈ થશે ત્યારે સ્ત્રીપુરુષોએ બધાંએ એમાં દાખલ તો થવાનું જ છે. એ વખતે હિંદનાં તમામ માણસોની સામે એ ધર્મ આવી પડવાનો છે કે સરકારની સત્તાનો ઇન્કાર કરવાનો છે. ચુંવોતેર વર્ષના ઈશ્વરી અવતાર સમા ગાંધીજીને જો જેલમાં લઈ જાય ને એવી સ્થિતિ ઊભી થાય ત્યારે તમારે બેસી ન રહેવું જોઈએ.

### બધુંય ટપોટપ બંધ થશે

એક કરોડ માણસો ઊભા થાય તો કોઈ એવી જેલ નથી કે એમાં એ સમાય. એટલે એ વખતે લાઠીમાર કે ગોળીબાર થાય. આપણા માણસો જ આપણને ગોળી મારશે. એ વખતે એને સમજાવજો અને છતાંય ન સમજે તો ગોળી ખાઈ લેજો. એ વખતે સ્કૂલો, કૉલેજો, કોર્ટો, રેલવે, ટપાલ બધુંય બંધ થશે. દરેક સરકારી સંસ્થા બંધ થશે. એ વખતે આપણી અગવડ વધી જશે. છતાંય તમારે સાથ આપવો પડશે. આપણે જોખમ ઉઠાવવું પડશે. સરકાર એમ સમજે છે કે આ લોકો કંઈ કરી શકવાના નથી. પણ આપણે બતાવી દેવું પડશે કે અમે બધુંય કરી શકીએ છીએ.

તમે પુરુષો રક્ષણ કરશે એમ માનીને બેઠાં હો તો પુરુષો ભાગે ત્યારે તમે શું કરશો? પણ તમારેય સામનો કરવો જોઈએ. તમે એમ માનો છો

કે સ્ત્રીઓમાં શક્તિ શી હોય? પણ સ્ત્રી જેટલી શક્તિ તો પુરુષોમાં પણ નથી. સ્ત્રીઓની સહનશક્તિ ઘણી જ હોય છે. સ્ત્રીઓએ તો પુરુષોમાં પણ શક્તિ પૂરી છે. માટે તમે રક્ષણ કરતાં શીખજો. એમાં તાલીમ કે કવાયતની જરૂર નથી પણ મરણનો ભય કાઢી નાખવાની જરૂર છે. સ્ત્રીઓમાં તો ધાર્મિક ભાવના વધુ હોય છે. એટલે મરણ નિશ્ચિત છે એ એ સારી રીતે જાણે છે. પુણ્યશાળી માણસ કદીય મરતો નથી. રામ ને કૃષ્ણનાં નામ એમનાં કૃત્યોથી હજી અમર છે. મરણ તો જન્મથી જ સાથે છે અને મૂઆ પછી દુઃખ શું આવવાનું છે? દુઃખ તો અહીંયાં પણ છે. કદાચ આનાથી પણ ત્યાં કંઈ સારું હોય. માટે મરણનો તો ભય છોડી જ દેજો. હિંમત હશે તો ભગવાન પણ મદદ કરશે.

## ૧૩૩

## અમદાવાદના વેપારીઓને

[તા. ૩૦-૭-૧૯૪૨ના રોજ અમદાવાદમાં મસ્કતી માર્કેટમાં આપેલું ભાષણ.]

### હિંદનો બચાવ

આજે આ મુલક પર પરદેશી આક્રમણ નજીક આવી રહ્યું છે.

આપણી સલ્તનત કહે છે કે હિંદમાં જાપાન જરૂર આવવાનું. એનો એને ભારે ભય છે. આપણે પણ કહીએ છીએ કે અહીં આવશે. આ બાબતમાં આપણે કંઈ મતભેદ નથી.

હિંદનો બચાવ કરવાનું સલ્તનત કહે છે, પણ અંગ્રેજો હિંદનો બચાવ કરવા માગે તોપણ તેમનાથી તે થઈ શકવાનો નથી. મિત્રરાજ્યોની એમાં મદદ મેળવે તોપણ થઈ શકવાનો નથી. હિંદનો બચાવ હિંદનો સાથ હોય તો જ થઈ શકવાનો છે.

હિંદનો બચાવ કરવો એ હિંદીઓને પ્રિય છે: હિંદ હિંદીઓને જેટલું વહાલું હોય એટલું બીજા કોઈને ના હોય. એનો બચાવ તો એ જ કરી શકે.

બ્રહ્મદેશનો બચાવ એમણે કર્યો હતો? આજે એનો ગવર્નર ઇંગ્લંડમાં બેઠો બેઠો બોલે છે કે એને બ્રહ્મદેશની પ્રજા પર અતિશય પ્રેમ છૂટે છે. કેમ ના છૂટે? એક પર બીજી આખી ઈંટ રહે નહીં એવો ભુક્કો એણે ત્યાંનાં શહેરોનો કરી નાખ્યો છે અને એનું એ પરાક્રમ બ્રહ્મદેશના લોકોએ ભોગવવાનું છે.

એ પ્રમાણે હિંદનું થાય તો શું થાય? તો હિંદનાં શહેરો ભાંગીને ભુક્કો થઈ જાય. ત્યાં બેઠો બેઠો એને લોકો પર પ્રેમ છૂટે છે એમ કહે છે, ત્યારે બ્રિટિશરો અને અમેરિકનો અહીંથી વિમાનોમાં દારૂગોળા ભરી ત્યાં ફેંકે છે ને મકાનો તોડી નાખે છે.

એવી સ્થિતિ હિંદની ન થાય તે માટે એમને કહીએ છીએ કે અહીંથી જાઓ. એક જાય ને બીજો આવે, ને એ નાસતો જાય અને અહીં બધું ભાંગતો જાય, એવું ના થાય તે માટે આ ઠરાવ કરવામાં આવ્યો છે.

### આજની કમાણી એટલે કાગળિયાં

આ વખતે વેપારીઓએ સમજવું જોઈએ કે આનુંય રાખવું અને એનુંય રાખવું એમાં જોખમ છે. આખરે હિંદ તો હિંદીઓનું જ છે. એ બધું ઠીમઠીમ હવે લાંબું નહીં ચાલે. તમારે વેપાર કરવો છે. તમારો વેપાર ધમધોકાર ચાલે તે અમે ઇચ્છીએ છીએ. પણ આ કમાણી ખોટી છે. આ પૈસો તો રોજ ચોવીસે કલાક નાસિકના કારખાનામાં કાગળિયાં છપાય છે તે છે.

આજ સુધી હિંદને માથે જેટલું દેવું હતું એ, એ કહે છે કે સાફ થઈ ગયું છે. આ દેવું કાયદેસર હતું? અફઘાન વૉર લડ્યા તો તેનુંય દેવું હિંદના માથે નાખ્યું હતું. કૉંગ્રેસે તો પહેલેથી જ એ દેવાની વાતને ખોટી કહી દીધી છે.

જે માલ તમારી પાસેથી લઈ જાય છે તે ઇંગ્લંડ ખાતે ઉધારે છે અને તમારે ખાતે જમે કરે છે. નાણાંપ્રધાન અંગ્રેજ છે અને તે આજે ઇંગ્લંડ જઈ ને બેઠો છે. ત્યાં એ શું કામ ગયો છે? લડાઈ હિંદમાં આવે છે ત્યારે એનું ખર્ચ હિંદને માથે ઓરાડવાની એની દાનત છે. તમે વેપાર કર્યા કરો છો. જાણે કે ઠીક ભાવ આવ્યો છે. પણ અંતે એ બધુંય કાગળના કાગળ છે.

કોઈ પણ સમજદાર વેપારી એવો ન હોવો જોઈએ કે જે દેશની આ લડતમાં ભાગ આપ્યા વિના રહે.

### નેશનલ ફ્રન્ટ

આજે કૉંગ્રેસ સામે બાથ ભીડવા ગામેગામ નેશનલ ફ્રન્ટ કાઢવામાં આવ્યા છે. વાઇસરૉયે હુકમ કર્યો કે નેશનલ ફ્રન્ટ કાઢો. મુંબઈના એના મુખ્ય મસાલો સાહેબ છે. મુંબઈ યુનિવર્સિટીના એ વાઇસ ચાન્સેલર સાહેબ છે. એ થોડા દિવસમાં અમદાવાદમાં આવવાના છે. પહેલાં તો એ કહેતા હતા કે નેશનલ ફ્રન્ટ એ તો સામાજિક સંસ્થા છે. પણ એનો ભંડો ફૂટી ગયો છે. ગાંધીજીએ એનો જવાબ આપી દીધો છે. હિંદ તો ગુલામ છે. એમાં વળી નેશનલ

ફ્રન્ટ શેનો? તમારામાં જે એમાં ભળ્યા હોય તેમણે એમાંથી રાજીનામાં આપી દેવાં જોઈએ ને કહી દેવું કે આ ફૂંડાળું અમે ક્યાં કરીએ? ખુલ્લેખુલ્લી વાત છે કે અમદાવાદની પ્રજાનો એને સાથ હોય તો જ એનો 'નેશનલ ફ્રન્ટ' અહીં થાય. અહીં આવીને મસાણી સાહેબ સભા કરવાના છે. પણ એ અહીં આવે તે પહેલાં જ એને તાર કરી દો કે અહીં ન આવતા. જે થઈ એ બધી ખોટી વાત છે. એ કામ સિવાય બીજું કંઈ કામ હોય તો આવજો. તમે પણ છ ગૅલન પેટ્રોલ મેળવવા આ બધું શા માટે કરો છો? હિંમતથી દિલની વાત ખુલ્લેખુલ્લી કહેતાં આવડતી નથી? પણ એ આવડવી જોઈએ. અને જો કહી દેશો તો એ નહીં આવે.

આ લડત જબરદસ્ત છે. હિંદની આ મુક્તિની લડાઈમાં તમારે બધાએ સાથ આપવો જોઈએ. બેસી રહ્યા છો તો લાજ જવાની છે. માટે તૈયારીઓ કરવી હોય તે કરી રાખજો. ગાંધીજી પર હાથ પડે તો બેસી ના રહેતા. કૉંગ્રેસ તરફથી આવતા બધા હુકમોનો મૂંગે મોંએ અમલ કરજો. એ કહેવા હું અહીં આવ્યો છું.

## ગુમાસ્તાઓનું કાંઈક કરજો

આ બિચારા ગુમાસ્તાઓનું કાંઈક કરજો. તમે ઠરાવ કર્યો પણ એનો અમલ ન કર્યો. પૈસાનાં આ કાગળિયાં શું કામનાં છે? કમાઓ છો એ રૂપિયા નથી એ સમજી રાખો. જેટલું પુણ્ય કરશો એટલું કામનું છે. આ ધન રહેવાનું નથી માટે પુણ્ય કરી લો. નામ રહી જશે. ઘરમાં પડેલું ધન ના પડેલા જેવું થઈ જશે. ગુમાસ્તા તમારા જ છે ને તમારે જ એમને સાચવવાના છે.

સંભવ છે કે લાંબા વખત સુધી આપણે ન મળીએ. આ લડતમાં તો જેમ ઝાઝા તેમ ઠીક પડશે. લડત લંબાવવાની નથી. આપણામાં ગાંગડુ માણસ હશે તો લડત લંબાશે. પણ એ લંબાવવી નથી. મુલક માટે મરવાનો વખત હજી કદી આવ્યો નહોતો. જ્યારે આજે આવી લાગ્યો છે ત્યારે એને વધાવી લેજો.

## ૧૩૪

# ગુલામીની જંજીરો તોડો

[ તા. ૨-૮-૧૯૪૨ના રોજ મુંબઈમાં ચોપાટી પર આપેલા ભાષણમાંથી. ]

*　　　*　　　*

કોંગ્રેસે કોઈ વધારેમાં વધારે મહત્ત્વનો ઠરાવ કર્યો હોય તો તે આ છે. જે દિવસથી કારોબારી સમિતિએ આ ઠરાવ પસાર કર્યો તે દિવસથી દેશ અને પરદેશનાં અખબારોમાં તેને અદ્ભુત પ્રસિદ્ધિ મળી છે. જે મુલકનાં છાપાં આપણે ત્યાં નથી આવતાં, તે છાપાંઓમાં જે પ્રચાર થાય છે તે પણ આપણે જાણતા નથી. પણ રેડિયો દ્વારા મિત્રભાવે અથવા શત્રુભાવે પ્રચાર થયા જ કરે છે.

હિંદનાં વર્તમાનપત્રોને હિંદ સંરક્ષણ ધારાની લટકતી તલવારના સતત ભય હેઠળ કામ કરવાનું હોય છે. કાગળોની તાણ છે અને છતાં પણ તેને જે પ્રસિદ્ધિ મળી છે તે બતાવે છે કે તે ઠરાવ ખૂબ જ અગત્યનો છે.

તા. ૭મીએ અખિલ હિંદ મહાસભા સમિતિ એ ઠરાવને બહાલી આપશે. જગતની અને ખુદ બ્રિટિશ સરકારની આંખો અખિલ હિંદ મહાસભા સમિતિની બેઠક પર છે.

આ ઠરાવની પૂર્વભૂમિકા તમારે સમજવી જોઈએ. હિંદુસ્તાનની ધારાસભા કે કોઈ પણ સંસ્થાને પૂછ્યા વગર જ્યારે બ્રિટિશ સરકારે હિંદનું સૈન્ય હિંદ બહાર મોકલ્યું ત્યારે સૌથી પ્રથમ મહાસભાએ તે સામે વાંધો ઉઠાવ્યો. પરંતુ સરકારે કોઈની પરવા ન કરી અને દેશનું અપમાન કર્યું.

ત્યાર બાદ વર્તમાન યુદ્ધમાં પ્રાંતની ધારાસભાઓ, લોક પ્રધાનમંડળ કે કોઈને પૂછ્યા વગર હિંદને યુદ્ધમાં ઘસડવામાં આવ્યું.

મહાસભાએ સલ્તનતને આ લડતમાં સાથ આપવા માટે તેના યુદ્ધ-હેતુઓ પૂછ્યા. તેના જવાબો આપવામાં આવ્યા નહીં. ઊલટું નવી નવી ચાલ ચાલવામાં આવી. ઉપરાંત એકબીજાને સામસામા ગોઠવવાની નીતિ અખત્યાર કરી.

મહાસભાએ પૂના ખાતે, જો દેશમાં સાચી રાષ્ટ્રીય સરકાર સ્થાપવામાં આવે તો, સરકારને વર્તમાન યુદ્ધમાં બિનશરતે સઘળા પ્રકારની મદદ કરવાને લગતો ઠરાવ કર્યો. પરંતુ એ ઠરાવને પણ ઠોકરે મારવામાં આવ્યો.

હું સલ્તનતને પૂછું છું કે બ્રહ્મદેશને બચાવવાનો તમારો ધર્મ હતો કે નહીં ? તમે તમારી ફરજ કેમ ચૂક્યા ને બ્રહ્મદેશને બચાવી કેમ ન શક્યા ? તમે તો કહેલું કે સિંગાપુરનો અભેદ્ય કિલ્લો છે ત્યાં સુધી હિંદુસ્તાનને કશું જોખમ નથી. પણ જે સેક્રેટરી ઑફ સ્ટેટ આજે મહાસભાને ધમકી આપે છે તેને ખબર નહોતી કે એ અભેદ્ય કિલ્લાને લૂણો લાગ્યો હતો, ઊધઈ લાગી હતી. ત્યાર પછી મલાયા પડ્યું. એનું શું કારણ? અમારી પાસે લશ્કર પૂરતું નહોતું, આટલા બધા ગરીબ માણસ ઉપર લશ્કરનો આટલો બધો બોજો નાખવો એ ધર્મિષ્ઠ માણસનું કામ નહીં ! એટલે લશ્કર પૂરતું નહોતું રાખ્યું કેમ ?

બ્રહ્મદેશ પડ્યું. ત્યાંના ગવર્નર અહીં આવીને વિલાયત ગયા. ત્યાં ભાષણોમાં કહે છે કે બ્રહ્મદેશ પર મને બહુ પ્રેમ છૂટે છે. સાચી વાત છે. માનવજાતિ ઉપર પ્રેમ રાખનારા ખરા તમે ! એ લોકો કહે છે બ્રહ્મદેશ છોડ્યું ત્યારે અમે એક ઈંટ પણ સાજી રાખી નથી, એવું પાધર કરી મૂક્યું છે. એટલે આપણે વિચારવાનું કે હિંદુસ્તાનની એ જ દશા થવાની ને? એ તો ભાંગતા જશે ને નાસતા જશે. પણ આપણે ક્યાં જવાના?

### હિંદ છોડવાની ફરજ પડશે

કહે છે કે અમારે હિંદને બચાવવું છે ને લડાઈ પૂરી થયા પછી હિંદને છૂટું કરીશું. લડાઈ પછીની વાત શા માટે? મહિને છ મહિને છોડવું હોય તો હમણાં કેમ નથી છોડતા? તમારી દાનત સાફ હોય તો એમ કહો ને. અમે તો અંગ્રેજોને મહાસભાની શરતે મદદ કરવા માગીએ છીએ. આપણી સ્પષ્ટ વાત પણ તેઓ આજે સમજતા નથી. ટીકાકારો આજે કહે છે કે તમારા કહેવાથી અંગ્રેજો હિંદ નહીં છોડી જાય. હું એમને કહું છું કે મહાસભામાં કંઈ નાના બાળકો નથી બેઠા. તેઓ પણ જાણે છે કે માત્ર શબ્દપ્રયોગથી અંગ્રેજો હિંદ છોડવાના નથી. પણ અમે એવાં પગલાં લઈશું કે જેથી અંગ્રેજોને હિંદ છોડવાની ફરજ પડે.

કહેવાય છે કે બ્રિટન અને અમેરિકા આ લોકશાસનની લડાઈ લડી રહ્યાં છે. આ કહેવાતી લોકશાસનની લડાઈમાં હિંદને પણ પરાણે ભેળવવામાં આવ્યું છે. હિંદ તો નમાલું છે. અંગ્રેજો જ્યાં જાય ત્યાં એને જવાનું. પણ હિંદ તો આજ કહે છે કે પહેલાં હિંદને લોકશાસન આપો, પછી જ હિંદ લોકશાસનની લડાઈમાં જોડાશે.

પણ એમના લોકશાસનનો અર્થ છે કાળા લોકોને લૂંટવા. આ લૂટની વહેંચણીની લડાઈ છે. આફ્રિકા અને એશિયાને — જાપાનને

બાતલ કરતા — ચૂંટવાં ને માંકડામાંકે તેની વહેંચણી કેવી કરવી તેની આ વાત છે.

એક ધણી જાય ને બીજો આવે એવી લાગણી મહાસભાના મનમા નથી. પણ અંગ્રેજ, જર્મન કે જાપાન જે હોય તેની સામે થવાની વાત છે. જાપાન કે જર્મની આવે ને મહાસભા જોતી બેગી રહે એ ન બની શકે, એમા મહાસભાની હસ્તીનો સવાલ રહેલો છે.

## કાળામાં કાળો ઇતિહાસ

ક્રિપ્સ સાહેબ અમેરિકાના લોકોને કહે છે કે મહાસભા તો આ ઠરાવ કરીને જાપાન ને જર્મનીને નોતરુ આપે છે, માટે હિંદને કચડવા માટે અમેરિકાએ મદદ કરવી જોઈએ ઇંગ્લંડ અમેરિકાની મદદ માગે છે તો હિંદુસ્તાન ઈશ્વરની મદદ માગે છે. નખથી શિખ સુધી શસ્ત્રથી સજ્જ થયેલાઓ હિંદની ચાળીસ કરોડની નિઃશસ્ત્ર પ્રજાને કચડવા માટે અમેરિકાની મદદ માગે છે!

આપણા કેટલાક ભાઈઓ કહે છે, અત્યારે આ વાત જવા દો, કઠણ વખત છે. મહાસભા એમ માને છે કે જે વખતે હિંદુસ્તાનને લડાઈનુ મેદાન બનાવવામા આવે છે તે વખતે ન લડીએ તો આ તો બમો વરસની એક છે, ને વળી કદાચ કોક બીજા આવીને બેગી જશે

આ દુનિયામાં કાળામા કાળો ઇતિહાસ હોય તો તે બ્રિટિશ પ્રજાનો છે. ચાળીસ કરોડની પ્રજાને નિ શસ્ત્ર બનાવી છે.

## જનતાની લડાઈ !

કેટલાક કહે છે, આ જનતાની લડાઈ છે. એમણે વિચાર કરવો જોઈએ કે આ કયા લોકોની લડાઈ છે. આ લડાઈ જનતાની લડાઈ હશે, પણ એ તો ચીન અને રશિયા જેવા આઝાદ મુલકોને માટે. ગુલામ હિંદ માટે આ લડાઈ જનતાની લડાઈ શી રીતે સંભવી શકે? આપણી સ્થિતિ બ્રહ્મદેશ ને મલાયા જેવી ન થાય એટલા માટે અત્યારે લડવાનું છે. પૂનામા મહાસમિતિએ ઠરાવ કર્યો ત્યારે આજે જનતાની લડાઈ કહેનારા જ તે વખતે કહેતા હતા કે આ તો શાહીવાદની લડાઈ છે માટે એમાં સાથ ન આપો. પછી સરકારે એમને જેલમા પૂર્યા, એમના છાપાં બંધ કર્યા. ટાઈમ્સ ચાર દિવસ પર લખે છે કે એમના સ્વદેશાભિમાન વિષે કદી શક નહોતો પણ વડી ધારાસભામા શ્રી જોશીએ એ લોકોને જેલમા થોડી મગજરો અપાવવા માટે ઠરાવ આણ્યો ત્યારે મેક્સવેલે હલકામા હલકા માણસ માટે ન વાપરી શકાય એવા શબ્દો વાપર્યા હતા એમા પણ તે વેળા

આ જ ટાઈમ્સ સૂર પૂરેલો પણ મને આશા છે જે ટાન નાવટાવાળા આખરે સમજશે ને 'નેશનલ ફ્રન્ટ' વાળા પણ સમજશે આ ઠરાવ થયા પછી વાઇસરોયની કાઉન્સિલના સભ્યોમા હરીફાઈ ચાલે છે કે મહાસભા સામે કોણ સૌથી, આકરુ બોલે છે? કહે છે કે નવ કરોડ મુસલમાનો દસ કરોડ હરિજનો, મજૂરો, કિસાનો, વિદ્યાર્થીઓ, વિગરેઓ સહુ મહાસભાની વિરુદ્ધ છે એટલે જો હિસાબ કાઢો તો અગ્રેજ સિવાય કોઈ મહાસભાની સાથે નથી! જો કોઈ મહાસભાની સાથે નથી, ગાધીજીની સાથે નથી તો અમેરિકા સુધી મદદ માગવા શા માટે જાઓ છો ને આટલો ફફડાટ શું કરવા કરો છો? પરબડાનો દરવાજો ખોલીને અદર પૂરી દો ને!

બ્રિટિશ સલ્તનતનો સાચામા સાચો કોઈ પણ મિત્ર હોય તો તે મહાત્માજી છે મહાત્માજીએ એક સારજન્ટની જેમ હમેશા બ્રિટિશ સરકારની સેવા કરી છે પણ લગભગ ચૂમોતેર વર્ષની વયે મહાત્માજીને લાગ્યુ છે કે હવે આપણે તેમનાથી છૂટુ પડવુ જ પડશે આજે બ્રહ્મદેશનુ જે થયુ તે હિંદુસ્તાનનુ ભવિષ્યમા થાય તો શુ કરવુ?

મારી વાત તમે જ્યા જ્યા જાઓ ત્યા ત્યા પહોચાડજો જે માન મુબઈને મળ્યુ છે તે માન આપણે શોભાવવાનું છે અત્યાર સુધી શોભાવ્યુ છે તેના કરતા અનેક ગણુ વધુ સારી રીતે શોભાવવાનો પ્રસગ આવ્યો છે

કિસાન અને જમીનદાર વેપારી કે નોકર સૌ કોઈ આ જંજાળ માથી છૂટવા માગે છે

૧૯૧૯ની છઠ્ઠી એપ્રિલે જે દિવસે હડતાળ પાડવામા આવી હતી તે દિવસે જ આઝાદીનો સદેશો દેશ સમસ્તમા પહોચી વળ્યો છે તે દિવસે રાષ્ટ્રનુ જે વિરાટ દર્શન થયુ તેવુ જ દર્શન હવે પછી થનાર છે

લડત ક્યારે અને કેમ શરૂ કરવી તે મહાત્માજી ગોઠવશે

મહાત્માજી અને નેતાઓને ઉપાડી લેશે એમ ધારીને જ તમારે આ લડત ઉપાડવાની છે. ગાધીજી ઉપર હાથ પડે તો ચોવીસ કલાકમા બ્રિટિશ સરકારનુ તત્ર તૂટી પડે એમ કરવાની તાકાત તમારા હાથમા છે તમને સઘળી ચાવીઓ બતાવવામા આવી છે, તેનો અમલ કરજો સરકારનું તત્ર ચલાવનારા સૌ કોઈ દૂર હટી જાય તો તે આખુયે તત્ર તૂટી પડશે

અગ્રેજો કહે છે કે તમારામા ભેદભાવ છે પણ કોગ્રેસ જાણે છે કે આ ત્રીજાઓ બેઠા છે ત્યા સુધી એકતા થનાર નથી તેઓ કહે છે કે અમે કોને આપીને જઈએ? કાળા ચોરને આપી જાઓ. સરમામા પૂછવા ગયા હતા કે કોને આપીને જઈએ?

જે દિવસે હિંદુસ્તાન આઝાદ થશે તે દિવસે કોંગ્રેસનું આપોઆપ વિસર્જન થશે. કોંગ્રેસકાર્ય તે દિવસે પૂરું થશે. કોંગ્રેસ પોતાને માટે સત્તા માગતી નથી, દેશને માટે માગે છે. મહાસભા અને મહાત્માજીનો આદેશ ઉપાડી લઈ દેશનું નામ દીપાવજો.

મુંબઈ સમાચાર, ૩–૮–૧૯૪૨

## ૧૩૫

# અંગ્રેજ, ચલે જાઓ

[તા. ૭–૮–૧૯૪૨ના રોજ મુંબઈ ખાતે ભરાયલી અખિલ હિંદ મહાસભા સમિતિની બેઠકમાં 'અંગ્રેજ, ચલે જાઓ'વાળા ઠરાવ ઉપર આપેલું ભાષણ.]

મહાત્માજી, રાષ્ટ્રપતિ અને જવાહરલાલજી બોલી ગયા પછી મારે બહુ જ થોડું કહેવાનું છે. આજે ત્રણ ત્રણ અઠવાડિયાંથી વર્ધાનો ઠરાવ દેશ સામે પડચો છે, દુનિયા સામે પણ પડચો છે. જગતભરમાં એની ચર્ચા થઈ છે. તે પર ટીકાઓ પણ પુષ્કળ થઈ છે. એ ચર્ચા ઉપર પણ આ વખતની વર્કિંગ કમિટીએ પૂરો વિચાર ચલાવ્યો છે અને તે પછી જ આજનો આ ઠરાવ તમારી સમક્ષ રજૂ કરવામાં આવ્યો છે.

સોળમી જુલાઈના વર્ધા ઠરાવને દુનિયાના બીજા દેશોમાં જેટલી પ્રસિદ્ધિ મળી છે, તેનો સરકાર અને સરકારના આડતિયા – મળતિયાઓ તરફથી જેટલો પ્રચાર કરવામાં આવ્યો છે તેટલો પ્રચાર આપણાથી ગમે તેટલા પૈસા ખર્ચતાં પણ ન થાત. હજી તો આપણે ઠરાવ જ કર્યો છે, કોઈ પણ પગલું તો હજી કોંગ્રેસે ભર્યું નથી. એટલે આપણે પગલું ભરીશું ત્યારે આના કરતાં કેટલી વધુ જાહેરાત આપણને મળશે તે તમે ગણી લેજો. અગાઉના વખતમાં પૈસા ખરચતાં ન મળતી એવી પ્રસિદ્ધિ કોંગ્રેસને હવે અનાયાસે મળે છે. કામ અને કુરબાનીનો એવો મહિમા છે.

છેલ્લા થોડા દિવસ થયાં હિંદ સાથે અસંખ્ય લોકોને એકાએક મહોબત થઈ આવી છે. જેમને હિંદ સાથે કશુયે સ્નાનસૂતક નથી, કશી લેવાદેવા નથી, તેવા પણ જાણે ઉંમરભરની મહોબત હોય તેમ હિંદી સવાલમાં એકાએક રસ લેવા લાગ્યા છે.

આપણે આઝાદીની આખરી લડત ઉપાડવાના છીએ તે સામે કોઈ ટીકાકારો ધાકધમકી બતાવે છે અને કહે છે કે તમે લડત ઉપાડશો તો

તમારા પર મુસીબતો આવી પડશે. કોઈ શિખામણ આપીને શાણપણ બતાવે છે કે એથી તો મિત્રરાજ્યોના યુદ્ધપ્રયાસોને હાનિ પહોંચશે. આ બધી ધાકધમકીઓ અને સલાહશિખામણોના જવાબો અમારી પાસે છે પણ અમે તેમને કેવી રીતે જવાબ આપીએ? તે દેશોમાં અમારાં અખબારો નથી. રેડિયો પર અમારી સત્તા નથી. સરકારે તો સેન્સરના ચોકીપહેરા મૂકી દીધા છે. તે જેટલી વાત અહીંથી બહાર જવા દેશે તેટલી જ બહાર જશે. અમારા દિલની સાચી વાત તો બીજા દેશોમાં પહોંચવા જ નહીં પામે.

સરકારનો પ્રચાર પરદેશોમાં એવો છે કે કૉંગ્રેસ સાથે છે કોણ? એ તો મુઠ્ઠીભર માણસોની બનેલી છે, જે રોજ ઊઠીને આ બધી ધાંધલ કરે છે. નવ કરોડ મુસ્લિમો કૉંગ્રેસ સાથે નથી, સાત કરોડ હરિજનો નથી, અને સાત કરોડ રાજસ્થાનીઓ પણ કૉંગ્રેસ સાથે નથી. ડાહ્યાડમરા ગણાતા વિનીતો નથી. રૅડિકલો, ડેમોક્રેટો ને કોમ્યુનિસ્ટો પણ નથી. હું કહું છું કે અમારી સાથે કોઈ જ નથી પણ પોતાને શરીફ કહેવડાવતા અંગ્રેજો તો છે ને? અમારે તેમનું જ કામ છે.

જો મહાસભાને દેશનો સાથ જ નથી તો પછી તમને એની આટલી ભડક પણ શા માટે લાગે છે? જળમાં, સ્થળમાં, વસ્તીમાં, વેરાનમાં, બધે એને જ કેમ જુઓ છો? હું તો કહું છું કે આ લડાઈમાં ચાલીસ કરોડ હિંદી જનતાનો સાથ તેમને નહીં હોય તોપણ વિજય તેમને જ મળશે એમ બ્રિટિશ ને અમેરિકન પ્રજા સમજતી હોય તો તે બેવકૂફ છે. વિજય તો ત્યારે મળે જ્યારે તમામ પ્રજાના દિલમાં વસી જાય કે આ તેમનું યુદ્ધ છે. પોતાના વતન અને આઝાદી માટે ખપી જવાની તમન્ના લોકોના દિલમાં જાગ્રત થવી જોઈએ. જ્યાં સુધી આ લાગણી હિંદી પ્રજાના દિલમાં જાગ્રત થઈ નથી ત્યાં સુધી અખબારોમાં ને રેડિયો પર ભલે જોઈએ તેટલો પ્રચાર ચલાવો, બધો પ્રચાર નિરર્થક છે.

આપણે તો ત્રણ ત્રણ વરસ બેસી રહ્યા. ગાંધીજીએ કૉંગ્રેસને કહ્યું કે બ્રિટન મુસીબતમાં આવી પડ્યું છે તેને કનડગત કોણ પહોંચાડે? તેમના યુદ્ધપ્રયાસોમાં કશી પણ નડતર ઊભી ન થાય તે માટે ગાંધીજીએ જીવ તોડી તોડીને કાળજી રાખ્યાં કરી, પરંતુ હવે એમની પણ ધીરજ ખૂટી ગઈ છે. યુદ્ધ હિંદનાં બારણાં ખખડાવી રહ્યું છે. હિંદનું રક્ષણ કરવાનો દાવો બ્રિટિશરો કરે છે, પરંતુ બ્રહ્મદેશને પણ તેઓ આવું જ કહેતા હતા એ આપણે ક્યાં નથી જાણતા? ગમે તેટલો દાવો કરે પણ આખી હિંદી પ્રજાના દિલોજાનીભર્યા સહકાર વગર બ્રિટિશરો હિંદનો કશોયે બચાવ

કરી શકે એમ નથી એ હવે સ્પષ્ટ થઈ ગયું છે. બ્રિટન તો બરમાનો બચાવ કરવા પણ મેદાનમાં ક્યાં નહોતું પડ્યું? પણ બરમા તો ચાલ્યું ગયું. તેવી રીતે હિંદ પણ જપાનીઓના હાથમાં ચાલ્યું ન જાય તે માટે જ આપણી આ લડત છે. બચાવ ને રક્ષણની વાતો તો દરેક વખતે એમણે ક્યાં નથી કરી? મલાયામાં માર ખાતા હતા ત્યારે કહેતા કે આવવા તો દો સિંગાપુર આગળ! ત્યાં અમે બતાવી દઈશું. સિંગાપુરનો કિલ્લો તો અભેદ્ય હતો. એની પાછળ કરોડો પાઉન્ડનો ધુમાડો કરવામાં આવ્યો હતો. એમરી સાહેબ વખતોવખત કહેતા કે એનો બચાવ તો થશે જ થશે. એ ગઢનાં વખાણથી દુનિયાના કાન થકવવામાં આવેલા. પણ બન્યું એવું કે દુનિયાના કોઈ પણ કિલ્લા કરતાં જલદી એ જ સિંગાપુરનો અજબ, અલૌકિક, અભેદ્ય કિલ્લો ગંજીફાના ગઢની જેમ ગબડી પડ્યો!

સિંગાપુરમાં ધોળો વાવટો ચઢાવવામાં આવ્યો, ત્યારે એ જ એમરી સાહેબે મલાયાના પતનને બિનઅગત્યનું જાહેર કર્યું અને કહ્યું કે દુશ્મનને બરમામાં તો આવવા દો, ત્યાં એની બરોબર ખબર લઈ નાખીશું. વળી કહે, સિંગાપુર ગયું એમાં આશ્ચર્ય નથી, કારણ ત્યાં બીજી બાજુએ તૈયારી જ રાખવામાં આવી ન હતી. નકામો ખર્ચ કરીને ગરીબ પ્રજા પર કરનો બોજા શું કામ નાખવા? ભારે દયાવાન ખરા ને!

પણ હવે તો બરમા પણ હાથતાળી દઈને ગયું અને દુશ્મન હિંદની સરહદ પર આવી ઊભો છે. આવા સંજોગોમાં બ્રિટનને પોતા વિષે જ ભરોસો નથી, ત્યાં પછી આપણે બ્રિટનનો ભરોસો કેવી રીતે કરી શકીએ? આજે તો આપણે ત્યાં શહેરોમાં યુદ્ધપ્રચારનું કામ કરવા નીકળેલા પેલા કહેવાતા 'રાષ્ટ્રીય યુદ્ધ મોરચાવાળા'માં પણ ભય પેસી ગયો છે કે બ્રિટિશરો હિંદનો બચાવ કરી શકે તેમ નથી, કેમ કે ત્રણ વર્ષથી તેઓ માર જ ખાતા આવે છે.

આમ જો બ્રિટિશરો હિંદમાં પણ એવો જ માર ખાય તો પછી આપણે માટે બીજો ઊભો જ છે. આપણે નસીબે તો ગુલામી જ ઊભી રહે. એટલે આવી બદનસીબીમાંથી બચવા માટે આપણને આજે જાતે આઝાદ થઈને ઊભા રહેવાની જરૂર પડી છે.

લડાઈ પૂરી થયે આપણને આઝાદી દેવાનું વચન આપવામાં આવે છે, પણ આપણે એ વચન માનવું શી રીતે? લડાઈને અંતે હિંદને આઝાદી આપવા સારુ તમે હશો કે કેમ અથવા તો એવી આઝાદી આપવાની તાકાત તમારામાં રહી હશે કે કેમ તેની શી ખાતરી છે? લડાઈને અંતે હિંદ જ બીજાના હાથમાં જઈ પડે તો પછી બ્રિટન તેને આઝાદી આપવા

ક્યાંથી આવશે? અને તે વખતે પછી આપણે આ ચર્ચિલને શોધવા ક્યાં જવા? અને માનો કે તમે જીત્યા; પણ અત્યારે જ્યારે તમારા કંઠે પ્રાણ છે ત્યારે આટલા ચાળા કરો છો તો જીત્યા પછી હિંદ તમારે ગળેથી કેમ છૂટવાનું હતું? શું આટલું અમે નથી સમજતા? ગઈ લડાઈ પછી લૉઇડ જ્યૉર્જે શું કર્યું અને એને મદદ કરનારા પેલા વિલ્સન પોથીપંડિતને કેવો ઊંચો નાખ્યો તે અમે શી રીતે ભૂલી જઈએ? વળી બ્રિટનના વચન પર હવે કોને ઇતબાર રહ્યો છે? ક્રિપ્સ દરખાસ્તો આવી ત્યારે થયું કે એમાં કંઈક હશે, પણ એમાં જે સામગ્રી ભરી હતી એ વળી બધાથી નપાવટ નીકળી! તમે છૂટા થાઓ તોપણ હિંદના ટુકડા થશે, પરદેશી લશ્કર રહેશે એવું બધું એમાં હતું, ને વળી કહે કે છે આખી દુનિયાની ભલાઈ સારુ અમે લડી રહ્યા છીએ! આમ ઇતબાર આવે એવું એક પણ એમનું કામ શોધ્યું જડતું નથી.

હિંદને આઝાદી આપવાની સામે તેઓએ કોમી ઝઘડાનાં બહાનાં ઊભાં કર્યાં છે, અમારા ઘરકજિયાને આગળ ધર્યા છે. પણ બરમામાં કોમી ઝઘડા કે કુસંપ ન હતો છતાં બરમા કેમ છોડી દીધું? ત્યાં તો બરમા કોને સોંપીએ એવો સવાલ ઊભો કરવા પણ ન રહ્યા! ત્યાં તો બ્રહ્મદેશને તેના કિસ્મત ઉપર છોડી દઈને પાછું વાળીને જોયા વગર નાઠા. ત્યારે આવા બધા વિચારો કાં ન કર્યા? આજે હવે એ બરમાનો બહાદુર ગવર્નર લંડનમાં બેઠો બેઠો શેખી કરે છે કે અમે બરમા છોડ્યું, પણ બધું જમીનદોસ્ત કરીને જ છોડ્યું છે. બરમાનાં શહેરોની એક પણ ઈંટ ઉપર ઈંટ સલામત રહેવા દીધી નથી. બધું ધીકતી ધરાના ખપ્પરમાં હોમીને પછી જ નીકળ્યા છીએ. પાડે પાડા લડે તેમાં ઝાડનો ખોડો નીકળી જાય. અમને ભય રાખવાનું કારણ છે કે બરમામાં થયું તેવું હિંદમાં પણ કાં ન થાય? અને જો થાય તો એમાં વેઠવાનું અમારે દેશના વાસીઓને કે તમને નાસી છૂટનારાઓને? આજે હવે બરમામાં જાપાનીઓએ સ્થાપેલી સરકારને પૂતળાં સરકાર, પપેટ ગવર્નમેન્ટ, ક્વિસલિંગોની ગવર્નમેન્ટ, એવાં એવાં નામો આપીને વિલાયતમાં બેઠેબેઠે પ્રચાર કરે છે! હું પૂછું છું કે તમે દિલ્હીમાં સ્થાપી છે તે હિંદી સરકાર કેવી છે તે કહેશો?

અમારી દલીલ એક જ છે, હિંદની ચાલીસ કરોડની પ્રજા આવા આફતકાળે નિષ્ક્રિય બેસી રહે તો દુનિયાભરમાં અમારી નિંદા થાય. અમારે એ નથી જોઈતું. અમારો બચાવ બ્રિટન કરી શકશે એવો હવે તેનામાં અમને ઇતબાર રહ્યો નથી. એટલે આપણે જ આપણો બચાવ કરવા તૈયાર થવું છે અને આક્રમણકારોનો સામનો કરીને મિત્રરાજ્યોને

વિજય અપાવવો છે. આટલા સારુ હિંદીઓને સત્તા આપવાની અમે માગણી કરીએ છીએ. પણ આપણે આમ કહીએ છીએ ત્યારે સરકાર ગુસ્સે થાય છે. ભલે થાય. આપણે લાચાર છીએ.

બ્રિટનમાં કેટલાક પોતાને હિંદના મિત્રો કહેવડાવે છે તેઓ પણ હવે હિંદીઓ સાથે ગુસ્સે થાય છે. અમારી સાથે, થોડા વખત પહેલાં, બ્રિટનના કામદાર પક્ષના આગેવાન મેજર એટલી ખૂબ મહોબત રાખતા હતા; પણ એ મેજર સાહેબ સત્તારૂઢ થતાં ચર્ચિલ કરતાં પણ વધુ સાંકડા વિચારના બની ગયા છે. ક્રિપ્સ જેવા જાણીતા સમાજવાદી પણ આજે શાહીવાદી બની બેઠા છે. અને ‘ડેઈલી હેરલ્ડ’ જેવું કામદાર અખબાર પણ હવે આપણને ધાકધમકીઓ સંભળાવે છે. પણ જો સાચે જ તેમનામાં, તેઓ દાવો કરે છે તેવી કશી પણ સાચી શુભ નિષ્ઠા હિંદ પ્રત્યે હોય તો આપણો આ ઠરાવ એ બ્રિટિશ તેમ જ અમેરિકન જનતાની આપણા પ્રત્યેની તેવી શુભ નિષ્ઠાની કસોટીરૂપ છે. પણ આજે જે રોષ અને ધમપછાડાનું વાતાવરણ એમનામાં ફેલાયું છે, ફેલાવવામાં આવે છે તે તેવી શુભ નિષ્ઠા સૂચવનારું નથી એમ કહેવું પડે છે. એ બધું તો એમ સૂચવે છે કે બ્રિટન હિંદી પ્રજાને માટે હિંદનું રક્ષણ કરવા માગતું નથી, પરંતુ પોતાની ભાવિ પ્રજાનાં હિતોની રક્ષા માટે તેને સદાયને માટે ગુલામ રાખવા માગે છે. આમ તમારી સામે રજૂ થયેલો આ ઠરાવ કસોટીરૂપ છે એમ ગણજો.

કૉંગ્રેસ જાપાનીઓને નોતરવા માગે છે એવું તહોમત અમારી સામે ફેલાવવામાં આવ્યું છે. આ હડહડતું જૂઠાણું વસ્તુસ્થિતિને સાવ અવળા રૂપમાં રજૂ કરે છે. જાપાનીઓને હિંદમાં કોઈ ચાહે છે એ મુદ્દલ સાચી વાત નથી, પણ દરેક હિંદીના દિલમાં જે વાત છે એ તો એ છે કે તમે હવે અહીં ન રહો, જાઓ અહીંથી, ક્વિટ ઇન્ડિયા, છોડો અમને, તમે ટળો, અમારું અમે જોઈ લઈશું, અમે હાથ જોડીને નથી બેસી રહેવાના.

આમાં અમે અજુગતી વાત શી કરી? છતાં અમે તો એમ પણ કહીએ છીએ કે ભલે રહો, બધા રહો. અમેરિકનો, ચીનાઓ, આપણે સાથે રહીએ, સાથે મળીને સરખા થઈને લડીએ એવું કરો. પણ ના, એ પણ નથી કરવું. તો પછી શું કરવું છે એ કહેશો? અત્યારે જેવું છે તેવું ને તેવું રહેવા દેવું છે?

હિંદ હમેશને માટે ઇંગ્લંડનું ગુલામ બનીને સલામત રહે એ જોઈએ છે? પણ હવે એ નથી બનવાનું. ઘણા કહેતા હતા — ઇંગ્લંડમાં ઘણા દોસ્તો હતા — એ બધાની દોસ્તીની પરીક્ષાનો દિવસ હવે આવ્યો છે.

ક્રિપ્સ સાહેબ કહે છે કે હિંદને દબાવવું પડશે. અને આ કામને સારુ તે અમેરિકાની મદદ માગી રહ્યા છે? કેવી શરમાવા જેવી વાત! એક નિઃશસ્ત્ર લોકો સાથે લડવામાં તમારે રોદણાં રોઈને અમેરિકાની મદદ માગવી પડે છે તો તમે જાપાન, જર્મન સામે શી ધાડ મારવાના હતા? અમેરિકાએ પણ આવું આવું સાંભળતાં શરમાવું જોઈએ. વળી ચીનની મદદનું બહાનું વાપરવામાં આવે છે. ચીનના લોકો તો ભલા છે, બહાદુર છે. પણ હું પૂછું છું કે ચીન પ્રત્યે તમારા દિલમાં આજે એકાએક આવડી મહોબત ક્યાંથી ઊભરાઈ પડી? પાંચ વર્ષ સુધી કેમ ન ઊભરાઈ? પાંચ પાંચ વર્ષો સુધી ચીનનો ઘાણ વાળવામાં જાપાનને શસ્ત્રો તો અમેરિકનોએ જ પૂરાં પાડ્યાં કે બીજા કોઈએ? મંચુકુઓ પર જુલમ ગુજરતા હતા ત્યારે તે સામે આપણે પોકાર ઉઠાવેલો. કોંગ્રેસે આનો વિરોધ કર્યો તેના જવાબમાં તે વેળાએ પાર્લમેન્ટમાંથી આપણા એમેરી સાહેબ બોલેલા કે આ તો જાપાનની સામ્રાજ્ય-યોજનાનો એક કાર્યક્રમ છે. એ તો એમ જ હોય. આપણાથી એમાં કેમ વચ્ચે પડાય? આવી એમની મહોબત હતી ચીન પ્રત્યે. વળી રશિયા પણ લડાઈમાં નહોતું પડ્યું ત્યારે રશિયા સામે બ્રિટનની લાગણી કેવી હતી તે કોણ નથી જાણતું? આજે ભલે મહોબત ઊછળી આવી હોય. મહોબત તો ઈંગ્લંડની જરૂર વેળાએ બહુ જલદી ઊભરાઈ આવે છે, પણ એની પાછળ શું રહેલું છે તે જોવાનું છે.

કેટલાક લોકો જનતાના યુદ્ધની વાત કરે છે. રશિયા અને ચીનની જનતાનું આ યુદ્ધ છે એમ આ લડાઈને ઓળખાવે છે. કહે છે કે પાછલી ગઈગુજરી ભૂલી જાઓ. ભલે ગઈવીતી ભૂલીએ, પણ આજની વીતી કેમ ભૂલીએ? આપણે તો લડાઈની શરૂઆતમાં જ કહી દીધું હતું કે આ યુદ્ધના પાયામાં લોકશાસનની વાત રહેલી છે એમ તમે કહો છો તો ભલે, અમે તમારી સાથે છીએ. પણ તમે તેની સ્પષ્ટ જાહેરાત તો કરો. તો કહે કે નહીં, એ બધું પછી જ થઈ રહેશે. અત્યારે તો લડો, બસ લડો, લડાઈમાં મદદ કરો; સ્વાતંત્ર્ય, સંસ્કૃતિ, બધું ખતરામાં છે. ફ્રાન્સ પડ્યું ત્યારે પણ બ્રિટને કહ્યું લડો, લડો. બધાને જ લડવાનું કહે છે. ફ્રાન્સ અને ઇંગ્લંડ રાતોરાત એક પ્રજા, એક તંત્ર, એક જીવ, બની જાય એવું કરવા તૈયાર થઈ ગયા, કાલાવાલા કર્યા. ત્યાં વખત વચ્ચે નહોતો આવતો. અહીં કહે, ચાલતી લડાઈએ વચ્ચોવચ્ચ બંધારણ કેમ ફેરવી શકાય? એને તો વખત જોઈએ. ભલે. પછી ચર્ચિલ સાહેબ અમેરિકા ગયા. આટલાંટિક દસ્તાવેજ તૈયાર કર્યો. કોઈએ પૂછ્યું એમાં હિંદનું સ્થાન ક્યાં? તો કહેઃ નહીં, એમાં હિંદનું સ્થાન ન હોય. આ તો યુરોપના દેશો માટે છે.

હિંદનો પ્રશ્ન ઘરમેળેનો છે. આવું શું પૂછો છો? અમેરિકાની સહાનુભૂતિ પણ ત્યારે દેખાઈ આવી! કોઈએ વિરોધ ઉઠાવ્યો નહીં. જેઓ આજે શેર મથાવે છે તેઓ પણ તે વખતે કંઈ જ બોલ્યા નહીં.

પછી રશિયા સાથેની વીસ વરસની સંધિ થઈ. બિચારું રશિયા બે વરસ થયાં બહાદુરીથી લડે છે. એને સંકડામણ આવી, ત્યારે બ્રિટન સાથે કરાર કર્યા. એમાં હિંદનું સ્થાન ક્યાં આવ્યું એમ પૂછયું તો કહે એ બ્રિટનની આંતરિક–ઘરઆંગણાની વ્યવસ્થાનો પ્રશ્ન છે, તેમાં રશિયા દખલ ન કરે! રશિયા ભીડમાં આવેલું શું કરે? પણ બધું કર્યું કારવ્યું છતાં એને સંધિથી કેટલી મદદ મળી તે આપણે જોયું. બિચારું બે વરસથી એકલું કુટાય છે ને એકલે હાથે ઝૂઝે છે. તો પછી દુનિયાભરની જનતાની લડાઈ ક્યાં રહી? પણ એમાં રશિયાનો દોષ નથી. ખુદ પોતાની આઝાદી જોખમમાં પડી ત્યાં એને ઠીક લાગ્યું તે એણે કર્યું.

હવે લડત વિષે કહી દઉં. આ કડક લડત થવાની છે. ગાંધીજીએ આજે તમને સાવધાન કર્યા છે. આ અગાઉ આપણે ઘણી લડતો લડ્યા છીએ; પણ આવતી લડત જુદી જાતની થવાની છે. આપણે જોવાનું છે કે મુલકની આઝાદી માટે રશિયા, ચીન કેવા ભોગ આપી રહ્યાં છે? કેટલા મરે છે? કેટલી ખુવારી થાય છે?

સલ્તનત સાથે સમજૂતી થશે એમ માનશો નહીં. પૂરી થાપ ખાશો. જેલોની પણ આજે વાત નથી રહી. આ તો જુદી વાત છે. એવી હળવી ગણતરીએ આ ઠરાવ નથી ઘડાયો. જો તમે એમ સમજો કે બધું સલામત રહે, ધંધા રોજગાર ચાલતા રહે, બહુ તો જેલમાં બેસીશું, ખાઈશું, વાંચશું ને વજન વધારશું, તો આ ઠરાવ પસાર કરશો નહીં.

પણ જો આજે તમારી ખાતરી હોય કે આ લડતમાં આઝાદી લેવા માટે મરવાનો મોકો આવે, ફના થવું પડે, તો ચાલો આગે બઢો. વળી ગણજો કે એમાંથી જે મળશે તે મુલકને મળશે, અમારે કંઈ જોઈતું નથી, તો જ આમાં સામેલ થજો.

પાર્લમેન્ટમાં મારા એક નિવેદન પર પ્રશ્નોત્તરી થઈ. કોઈએ પૂછયું, પટેલ કહે છે કે કોંગ્રેસને સત્તા નથી જોઈતી, ગમે તેને આપો પણ હિંદીને આપો, એ શું સાચું? તો કહે કે એ તો એક વ્યક્તિની કહેલી વાત છે, કોંગ્રેસની નથી. પણ પછી તો પ્રમુખ સાહેબે પોતે કહ્યું છે કે તમે જાવ, ગમે તેને સત્તા આપીને ચાલી જાવ, જોઈએ તો મુસ્લિમ લીગને સોંપો. હું તો કહું છું કે, અરે ચોર ડાકુને સોંપી જાઓ ને? અમે પછી આપસ-આપસનું જોઈ લેશું. પણ હિંદીને સોંપો. તમે છોડો, હટ જાઓ. નહીં તો

પછી તમારી સાથે લડયે જ છુટકો છે. અંગ્રેજો હમેશા દાવો કરીને કહે છે કે અમે હિંદમા શાંતિ સ્થાપી રાખ્યું, તમે તો હિંદમાં કબરસ્તાન બનાવ્યુ છે. પણ હવે હિંદુસ્તાનની આંખો ખૂલી ગઈ છે. તમારો દોર-દમામ બધો પરપોટો હતો. આપણે પોતાને હાથે જ કરવાનું છે. રક્ષણ આપણું આપણે કરવાનું છે. આઝાદી આપણી આપણે મેળવવાની છે. પણ અંગ્રેજો એમ ભલાઈએ નહીં છોડે જેમ બીજે છોડયુ તેમ અહીં છોડવુ પડશે ત્યારે છોડશે. -

મારપીટથી તો આપણે છોડવવુ નથી. એ આપણો માર્ગ નથી. આપણું શસ્ત્ર અહિંસાનું છે. એ શસ્ત્ર ભલે ગમે તેવુ હોય પણ એના વડે જ છેલ્લા બાવીસ વરસમા દુનિયામા આપણી ઇજ્જત વધી છે વળી આ લડાઈમા એવી તો કોઈ શરત નથી કે દિલમા પણ અહિંસા હોવી જોઈએ. આ તો માત્ર કાર્યની વાત છે. કાર્યમા અહિંસા જોઈએ. સૌ પૂછે છે, ‘કાર્યક્રમ શો છે?’ લડતો વખતે આપણો કાર્યક્રમ હમેશ ગાંધીજીએ ઘડ્યો છે. એ બેઠા છે, એ હુકમ આપે તે ઉઠાવીએ નરમ હોય કે ગરમ હોય, જેમ તેઓ કહે તેમ કરવુ એ સૈનિકોનું કામ છે. આપણને ઘણી દમદાટી મળી રહી છે, સલ્તનતની રીત જાણીતી છે બધાને પકડશે. ઘણી ધાકીઓ અને વટહુકમો તૈયાર કર્યાં છે ને કરશે એ તો આગળની લડતો વેળાના દફતરોમા તૈયાર પડેલા હતા જ. એમા નવું શુ કરવાનુ હતુ? પણ આપણા પગની જવાબદારી આપણે વિચારી, સમજી લેવાની છે જ્યા સુધી ગાંધીજી બેઠા છે ત્યા સુધી તેઓ જે કંઈ હુકમ કરે, જે સૂચના કાઢે, જે કદમ એક પછી એક ઉઠાવવાનુ કહે તે કદમ ઉઠાવવાનું છે. નથી ઉતાવળ કરવી, નથી પાછળ રહેવુ. દરેક જણે આજ્ઞાપાલન, શિસ્તપાલન કરવાનુ છે. પણ ધારો કે સરકારે જ કંઈ કર્યું, બધાને પહેલેથી જ પકડી લીધા, તો શુ કરવુ? જો એમ થાય, જો સરકાર ગાંધીજીને પકડી લે તો પછી એ મોકા પર કોઈ કદમ બદમની વાત નહીં હોય પછી દરેક હિંદીની—જેણે આ દેશમાં જન્મ લીધો છે તે દરેકની—એ ફરજ રહેશે કે એનાથી આ દેશની આઝાદી તુરત ને તુરત હાંસલ કરવાને એને જે કંઈ સૂઝે તે બધુ કરી છૂટવું. દુનિયામા આજે આપણી પરીક્ષા થઈ રહી છે. એમા હિંદ ક્યા છે તે બતાવવાની આપણામાના દરેકની ફરજ રહેશે. ૧૯૧૯થી માંડીને આજ લગી આપણે વખતોવખત જે જે કાર્યક્રમો કર્યા છે તે બધા જ આજે લડવાની લડતમા આવી જાય છે, એમ સમજજો. બધા એકી સાથે, એકસામટા, છૂટક છૂટક નહીં. સૌએ ને દરેકે આઝાદ હિંદી તરીકે વર્તવાનું છે એક અહિંસાની મર્યાદા રાખીને બધુ જ કરી

છૂટવાનુ છે. એક પણ ચીજ બાકી છોડવાની નથી. ટૂંકી ને ઝડપી લડત કરવાની છે. આ મોકો ફરી આવવાનો નથી. જલદી ખતમ કરવું છે. જપાન અહીં આવે તે પહેલા આઝાદ થઈ જઈને એનો મુકાબલો કરવા તૈયાર રહેવાનું છે આમાં કશી વાટાઘાટને સારુ આજે જગા નથી. જે બધા અહીં બેઠા છે તે બધા એટલી વાત અહીંથી લઈને જાય. જ્યા સુધી ગાંધીજી છે ત્યા સુધી એ આપણા સેનાપતિ છે, પણ તેઓ જો પકડાશે તો જવાબદારી કોઈની કોઈને શિરે નહીં રહે બધી જવાબદારી બ્રિટિશને માથે રહેશે. અરાજકતાની જવાબદારી પણ તેને માથે જ રહેશે. અરાજકતાની બીક હવે મુલકને રોકી શકશે નહીં.

બીજો કોઈ માર્ગ જ નથી આઝાદ થવુ છે. ગુલામી હવે એક ઘડી પણ ન ખપે.

## ૧૩૬

## નવમી ઑગસ્ટ

[તા. ૯-૮-૧૯૪૫ના રોજ અહમદનગરના કિલ્લામાંથી બહાર આવ્યા પછી મુંબઈમા જાહેર જનતા આગળ આપેલુ ભાષણ.]

આજે નવમી ઑગસ્ટ છે આજે સવારમાં જ્યારે હુ વર્તમાનપત્રો અને છાપાં જોયા ત્યારે પહેલી વસ્તુ જે મારી નજરે પડી તે બિહારના નવયુવાન શ્રી મહેન્દ્ર ચૌધરીની ફાંસીની. વેવલ સાહેબ તો કહે છે કે, ગઈ ગુજરી ભૂલી જાઓ. બ્રિટનના નવા સેક્રેટરી ઑફ સ્ટેટ તો હિંદ સાથે સમાન ભાગીદારી ઇચ્છે છે. તો શું એનો એવો અર્થ છે કે જો એક જુવાનને અહીં ફાંસીએ ચઢાવ્યો તો ત્યા એના જેવા બીજા જુવાનને ફાંસીએ ચઢાવવો? મને આ બધામા ખૂબ શંકાઓ રહે છે. આપણા પ્રમુખશ્રીનો આદેશ છે કે તા. ૯મી ઑગસ્ટ કોંગ્રેસની પ્રતિષ્ઠા વધે એ રીતે ગૌરવથી અને શાંતિપૂર્વક ઊજવવી જોઈએ. તેઓ ઇચ્છે છે કે દેશનુ વાતાવરણ ડહોળાય એવુ કંઈ ન બોલવું જોઈએ. આપણે આજ સુધી તો શાંતિપૂર્વક એમના આદેશનો અમલ કર્યો. પણ આ બહાદુર જુવાનની ફાંસીનો શો અર્થ કરવો? જો આ નગ્ન હકીકતનો આપણે કાંઈ ઇલાજ ન કરવાના હોઈએ તો હવે મારુ મોં કોઈ બંધ નહીં કરી શકે. સ્વરાજ મળો યા ન મળો, પણ દરેક વખતે આમ જતું કરવાથી તો ચોક્કસ સ્વરાજ નહીં આવે. આજે તમને કંઈ ખાસ કહેવાનો પહેલાં મારો ઇરાદો નહોતો

પણ જ્યારે આ હૃદય ઊકળી ઊઠે એવા ફાંસીના ખબર વાંચ્યા ત્યારે મને થયું કે ખરેખરું બોલવાનો વખત આવી ગયો છે.

છેલ્લાં ત્રણ વરસમાં હિંદે ઘણા ફેરફારો જોયા. આખી દુનિયામાં પણ ફેરફાર થયા છે. જેલમાં તો અમે તદ્દન અંધારામાં હતા. બહાર આવીને આ સમયના ગાળામાં શું બન્યું તે વિષે થોડું જાણ્યું. જ્યારે અમને પકડવામાં આવ્યા ત્યારે અમને ક્યાં લઈ જવાના છે તે પણ નહોતું કહ્યું. અમારા પર કેસ ચાલશે એવી ધમકીઓ પણ આપેલી જે વાઇસરૉય ગયા તેમણે તો અમને લખેલું કે ૧૯૪૨નાં તોફાનો માટે તમારા પર કેસ ચલાવવામાં આવશે. અમે તો બે કારણોસર એ તક આવકારી હતી : એક તો આપણી લડતનું ન્યાયીપણું દુનિયા સમક્ષ સાબિત કરવાની અને બીજું, સાથે સાથે સાચા ગુનેગારને ઉઘાડો પાડવાની તેથી તક મળત. પણ એ વાઇસરૉય તો ઊપડી ગયા. ઘણા વાઇસરૉય આવ્યા અને ગયા પણ સૌના દાવપેચ તો એકસરખા જ હોય છે. હિંદે સેક્રેટરી ઑફ સ્ટેટ પણ ઘણા જોયા. પણ આ છેલ્લાના જેવો તો કદી નથી જોવામાં આવ્યો એમરી સાહેબના જવાથી કોઈની આંખમાંથી આંસુ નથી પડ્યાં. એમને પોતાને પણ જવું પડ્યું તેથી ખાસ આઘાત લાગ્યો છે એવું મને લાગતું નથી.

અમને મુક્ત કરવામાં આવ્યા ત્યારે અમને 'ગઈ ગુજરી ભૂલી જાઓ, બન્ને બાજુએથી ભૂલો તો થઈ છે' એમ મીઠાશથી કહેવામાં આવ્યું. અમે એમનામાં વિશ્વાસ રાખ્યો અને એમની વૃત્તિમાં કંઈ ફેરફાર થયો છે એમ માન્યું, કારણ કે ભૂતકાળમાં કોઈ વાર એ એમની ભૂલો કબૂલ નહોતા કરતા. અમને લાગ્યું કે ચોખ્ખી પાટી ઉપર શરૂ કરવામાં કશું ખોટું નથી. પણ જ્યારે સવારમાં ઊઠીને બિહારના બહાદુર જુવાનની ફાંસીની વાત વાંચી ત્યારે 'ગઈ ગુજરી ભૂલી જાઓ'નું તેમનું નવું સૂત્ર એ બ્રિટિશ મુસદ્દીગીરી છે એવી શંકા મારા મનમાં પેઠી. જો ભૂતકાળની વાતો વીસરવાની હોય તો પડદો બેઉ બાજુ પર પડવો જોઈએ. જો એક બાજુ પર પડદો પડવાનો હોય તો બીજી બાજુ અમારે પૂરેપૂરી ઉઘાડી પાડવી પડશે.

જાપાનમાં ઍટમ બૉમ્બથી બાળકો, જુવાનો, ઘરડાં, જાનવરો વગેરે સાથે આખાં શહેરોનો નાશ કરવામાં આવ્યો. એ પશ્ચિમની સંસ્કૃતિના કશી માઝા વિનાના સિતમનું પ્રદર્શન છે. જાપાનને તેની પૂરતી નોટિસ આપવામાં આવી હતી એમ કોઈ કહે તેથી શું? અને જાપાને તો 'વાવ્યું એવું લણ્યું', પણ જો આ લોકો આમ વિનાશનો માર્ગ લેશે તો દુનિયાને બાંધીજીને યાદ કર્યા સિવાય બીજો રસ્તો નથી. કારણ હવે દુનિયાનો નાશ કરવો એટલું જ પાગલપણું બાકી રહ્યું છે.

એમ કહેવામાં આવે છે કે ત્રણ વડાઓ તેમની સત્તાનો કદી દુરુપયોગ નહીં કરે અને તેઓ નવી સમાજરચના ખડી કરવાના છે.

પણ માનવજાત તેમનો ઇતિહાસ જાણે તો તેમના આ દાવા વિષે વિશ્વાસ બેસવો મુશ્કેલ છે. બીજા બેની વાત જવા દો પણ અંગ્રેજોનું તો આપણે જાણીએ છીએ. એ લોકો કહે છે એક વાત અને કરે છે તેથી ઊલટું જ.

હમણાં ઇંગ્લંડમાં મજૂર પક્ષ સત્તા પર આવ્યો છે. રૉઈટરનો પ્રતિનિધિ મજૂર પક્ષની ફતેહ થઈ તેની મારા પર શી અસર થઈ તે જાણવા આવ્યો હતો. મેં એને કહ્યું કે એ પક્ષને જ પૂછો ને! કારણ કે ફતેહ તેમની થઈ છે. ભૂતકાળમાં તો એ પક્ષનો આપણને પૂરતો કડવો અનુભવ થયેલો છે. આજે તો એમની ફતેહથી હું રાજીયે નથી અને દિલગીરે નથી. એમનાં કાર્યોથી જ આપણે તેમનો ન્યાય તોળીશું. કેટલાક કહે છે કે હિંદનો રાજ્યકારભાર તો ગવર્નરો, સેક્રેટરીઓ અને બીજા અસંખ્ય નોકરોથી ચાલે છે. તેમાં બ્રિટિશ સરકાર આ ફાંસી જેવા નાના બનાવ પર શી રીતે ધ્યાન આપી શકે? તો મારું એ કહેવાનું છે કે જો તેઓ એટલે દૂરથી જરા પણ જવાબદારી વિના ચાલીસ કરોડ લોકો પર રાજ્ય ચલાવવા ઇચ્છતા હોય તો તેમણે એ બોજો છોડી દેવો જોઈએ, અને જેઓ આ તંત્ર સારું ચલાવવાને શક્તિમાન છે તેમને સોંપી દેવું જોઈએ. ફાંસી એ રાજવહીવટની રોજબરોજના કામની વાત માત્ર હોય તો એમ સ્પષ્ટ કહો એટલે ખબર પડે. 'હિંદ છોડો' એ આપણી લડતનું સૂત્ર છે. અને એ તો આખર સુધી રહેશે જ. હિંદે ત્યાગનો રસ્તો પસંદ કર્યો છે. હવે એને વિશેષ યોજનાઓ આપવાની રહેતી નથી.

સરકારે ૧૯૪૨નાં તોફાનોની જવાબદારી કૉંગ્રેસ પર નાખી છે. જો કૉંગ્રેસે એવાં તોફાનોવાળો કાર્યક્રમ કરવાનો ઇરાદો રાખ્યો હોત તો તેનાં પરિણામો સરકારને વધારે ખરાબ સ્થિતિમાં મૂકી દેત. પણ કૉંગ્રેસ તો હજી પણ તે રસ્તે જવા ઇચ્છતી નથી. ઊલટું તેણે તો જુવાન વર્ગને તે રસ્તે જતાં અટકાવ્યો છે. એને તો પરદેશીઓને કાઢવા છે. તોફાનને રસ્તે જવાથી એ ઉદ્દેશમાં સફળ ન થવાય એ, એ બરાબર સમજે છે. ગાંધીજીએ જે અહિંસાનો રસ્તો બતાવ્યો છે તે હિંદ સંપૂર્ણપણે અપનાવી શક્યું નથી એ ખરું. ગાંધીજીના જેવી અહિંસા પર શ્રદ્ધાવાળો માણસ મેં હજી બીજો જોયો નથી. તમે તલવાર ન ચલાવી શકો તો પણ તલવાર દેખીને ડરી જાઓ એવા તો ન જ હોવા જોઈએ. ગાંધીજીએ સરકારને 'ના' કહેતાં લોકોને શીખવ્યું છે.

આ લડતથી ખૂબ ફાયદો થયો છે. બહેનોમાં ઘણી જાગૃતિ આવી છે. લડત દરમ્યાન ગામડાંમાં બહેનોને જે સહન કરવું પડ્યું છે તેનો શહેરના લોકોને ખ્યાલ પણ નથી. કૉંગ્રેસ પાછી નથી પડી, પણ વધુ તાકાતવાળી થઈ છે. તેથી ગાંધીજીએ જ્યારે લોકોને ગૌરવપૂર્વક સવિનય ભંગ કરવાની સલાહ આપી ત્યારે સરકારે કાયદાને ઊંચે મૂકીને તેના લશ્કરને લોકોની લડત દાબી દેવા સૂચનાઓ આપી.

અંગ્રેજો હિંદુ મુસલમાનના ઝઘડાની વાત કરે છે; પણ તેની જવાબદારી તેમના માથા પર કોણે નાખી છે? જો તેઓ સાચા હોય તો તેઓએ કૉંગ્રેસ અથવા લીગને સત્તા સોંપી દેવી જોઈએ. જો દુનિયામાં કોઈ પ્રમાણિક માણસો રહ્યા હોય તો તેની આંતરરાષ્ટ્રીય નિષ્પક્ષ પંચાયતને આ કેસ સોંપવો જોઈએ. પણ જો સરકારની નીતિ કોમી ઝઘડાનું નિરાકરણ ન થાય ત્યાં સુધી કશું ન કરવાની જ હોય તો કૉંગ્રેસનો સરકાર સાથેનો ઝઘડો ચાલુ રહેશે.

[મને એક અઠવાડિયું જ બ્રિટન ઉપર રાજ કરવા દો, તો ગ્રેટબ્રિટનમાં એવા મતભેદો ઊભા કરી આપું કે ઇંગ્લંડ, વેલ્સ અને સ્કૉટલૅન્ડ કાયમનાં ઝઘડતાં થઈ જાય. એટલે આવા ઝઘડા કે મતભેદોનું બહાનું કાઢવું અને સાચી વસ્તુ પર ઢાંકપિછોડા કરવા એ બરાબર નથી.]

## ૧૩૭

## ચૂંટણીઓમાં તાકાત બતાવો

[તા. ૨૪-૯-૧૯૪૫ના રોજ શિવાજીપાર્ક, દાદરમાં મળેલી માનવમેદની સમક્ષ કરેલું ભાષણ.]

ઘણા સમય બાદ આપણે આજે કોઈ પણ જાતના અંતરાય કે પ્રતિબંધ વિના મળીએ છીએ. પ્રતિબંધો હમણાં જ ખલાસ થયા છે અને એથી આવી વિશાળ માનવમેદની સમક્ષ પ્રવચન થઈ શકે છે. આ ત્રણ દિવસ, મુંબઈમાં મહાસમિતિની બેઠક મળી હતી અને એમાં દેશભરના કાર્યકરો વિચાર કરવા માટે એકઠા મળ્યા હતા.

આજે આપણે આવી જાહેર રીતે મળી શકીએ છીએ એથી મને ઘણી ખુશી થઈ છે. આજની સભામાં સ્ત્રીઓ ઘણી મોટી સંખ્યામાં હાજર થઈ છે. આ વસ્તુ આપણી રાજકીય જાગૃતિ બતાવે છે. અત્યારે બધે નવી જાગૃતિ દેખાય છે. આ નવી જાગૃતિનું કારણ સ્પષ્ટ છે. ત્રણ

વરસ પહેલાં, મહાસભાએ એક પ્રસ્તાવ પસાર કર્યો હતો. આ પ્રસ્તાવમાં મહાસભાએ પોતાની નેમ અને વાત સાફસાફ શબ્દોમાં કહી હતી. પણ બીજે દિવસે, મોડી રાતે અમને બાર જણાને પકડીને સરકારે મહાસભા પર આક્રમણ કર્યું હતું.

અમે બાર જણા એમ માનતા હતા કે હવે નવો તબક્કો આવશે. લીગ કે સરકાર સાથે સમજૂતી થશે. મહાસભા કમજોર પડે તો અમને મરવા જેવું લાગે. અમને ચિંતા થતી હતી કે સરકારને આહ્વાન કર્યું છે પણ એ આહ્વાન જનતા ઉપાડશે?

### અમારા મુલકમાં અમારું જ રાજ જોઈએ

પણ ત્યાર બાદ અમે અખબારોમાં જે વાંચ્યું એના પરથી ખ્યાલ આવ્યો કે લડત પૂર જોસમાં ઊપડી હતી. અમે સાફસાફ જણાવ્યું હતું કે, અમે અમારા મુલકમાં અમારું પોતાનું રાજ્ય કરવા માગીએ છીએ. અમારી અનેક મુશ્કેલીઓનો નિકાલ અમારા પોતાથી જ આવવાનો છે. અને એ માટે પરદેશી સરકારે હવે જવું જોઈએ.

અમારા આ આહ્વાનને જનતાએ ઉપાડી લીધું. એણે જે તાકાત અને શક્તિ બતાવી એ તો સારી દુનિયા જાણે છે. એ તાકાત આજે હિંદભરમાં જાણીતી છે. જનતાની એ તાકાતને કારણે અમને જેલમાંથી બહાર બોલાવાયા, ત્યાંથી અમે સિમલા ગયા અને ત્યાર બાદ આ મહાસમિતિની બેઠક મળી.

મહાસમિતિની બેઠકમાં જે ઠરાવો પસાર થયા એનો પૂરેપૂરો ખ્યાલ આપવાનો મારો ઇરાદો નથી. પંડિતજી એને અંગે થોડીઘણી વાતો કરવાના છે. મહાસભા તરફની વફાદારી, શ્રદ્ધા બતાવવાનો સમય હવે આવી પડચો છે. કોણ કહે છે કે આપણી લડાઈ ખતમ થઈ છે? આપણા 'હિંદ છોડો' પ્રસ્તાવમાંથી એક પણ અક્ષર હટવાનો નથી. સલ્તનત ખલાસ થાય નહીં, હિંદ આઝાદ થાય નહીં ત્યાં સુધી એનો અમલ રહેવાનો છે

### આપણો કદી પરાજય નથી

આપણી આ લડતમાં કદી પરાજય નથી. આપણે કદી હાર્યા નથી અને હારીશું નહીં, કારણ કે આપણી લડત સત્યની ભૂમિકા પર છે. આપણે આપણા દેશની આઝાદી માગીએ છીએ. આપણે ઇંગ્લૅંડ પર રાજ્ય કરવાની કે બીજા કોઈ પ્રદેશની માગણી કરતા હોત તો એ જુદી વાત હતી. આપણે તો આપણા, પોતાના હકની માગણી કરીએ છીએ.

આપણું યુદ્ધ જુદું છે. અહિંસા એની ભૂમિકા છે. આજે વિજ્ઞાનનો વિકાસ થયો છે. એના અણુબોમ્બની સંહારશક્તિ એટલી બધી વધી ગઈ છે કે એનાથી દસ લાખ માણસો થોડી વારમાં ખલાસ થાય છે. સંહારશક્તિના કારણે આજે જે જીત્યા છે તેઓ ગભરાટમાં પડ્યા છે.

### આપણે ડરનું કારણ નથી

પણ દુનિયામા માત્ર હિંદુસ્તાનને ડર રાખવાનું કશું કારણ નથી. અમે કોઈને મારવા માગતા નથી. આથી કોઈની બીક રાખવાનુ અમારે કોઈ કારણ નથી માત્ર ઈશ્વરનો ડર હિંદુસ્તાનને છે. સરકારે કરેલા આક્રમણનો લોકોએ જવાબ દીધો છે. આ માટે મેં લોકોને મુબારકબાદી આપી છે. આથી મને કંઈ ખોટુ નથી લાગ્યુ

સરકારના આહ્વાનનો જવાબ ન મળ્યો હોત તો મને રંજ થાત. આ અંગે મહાસભાનો નિર્ણય સાવ સાફ છે. બાકી નિર્ણય તો જેને અહીંથી જવાનું છે તેને કરવાનો છે. હિંદની આઝાદીની લડાઈ ચાલુ છે અને એ ચાલુ જ રહેશે.

બ્રિટનમાં નવી મજૂર સરકાર આવી છે. આજ સુધી આ સરકારની નીતિ સ્પષ્ટ છે. મજૂર હોય કે રૂઢિચુસ્ત, આ બધાની નીતિ અને રસ હિંદના ચૂસણમાં છે. એની પરીક્ષા થઈ ગઈ છે. પણ આ સરકાર નવો દાવ, નવી રીત અજમાવે છે. આપણે એનો એ રીતમાં જવાબ આપવા માગીએ છીએ. એ નવી ચૂંટણી કરવા માગે છે. તેમાં જનતાની તાકાતનો આપણે પરિચય કરાવવો છે.

### આવતી ચૂંટણી

સરકાર મધ્યસ્થ અને પ્રાંતિક ધારાસભાઓની ફરી ચૂંટણી કરાવવા માગે છે. મધ્યસ્થ ધારાસભા દસ વરસ જેટલી જૂની છે અને લોકોનો રાહ તો આંધળા માણસને ખબર પડે એમ છે. લોકો તો મહાસભા પાછળ છે એ દેખીતું છે પણ હવે દુનિયાને નવી રમતથી આ વસ્તુ બતાવવાની છે. આ ચૂંટણી સાચી લોકપ્રતિનિધિ સભા રચાશે એમ કહેવાતાં આવે છે. આ વસ્તુમા દાવપેચ છે અને છતાંયે આપણે ચૂંટણીમાં હિસ્સો લેવાનો છે.

આપણી લડાઈ બંધ થઈ નથી. એ તો ચાલુ જ છે. આપણા હજારો સાથીઓ હજી જેલમાં છે. હજી [illegible]
બંધ ના થાય.

### રીતરસમ બદલાઈ છે

પણ આપણા જંગની રીત અને રસમ બદલાઈ છે. અમને છોડ્યા ત્યારથી આપણી લડાઈનું સ્વરૂપ બદલાયું. આ આપણો આરામનો સમય નથી પણ પૂરતી તૈયારીઓ કરવાનો, લોકોને જાગ્રત કરવાનો વખત છે.

મધ્યસ્થ ધારાસભાના મતદારો ઘણા ઓછા છે. હિંદની વસ્તીના માત્ર એક ટકાને આ મતાધિકાર છે. માત્ર દસ ટકા જેટલી વસ્તીને પ્રાંતિક ચૂંટણીનો મતાધિકાર છે. મધ્યસ્થ ધારાસભામાં મુંબઈની બે બેઠકો છે. આ બેઠકો સામે કોઈ ઊભો ના રહે એ જોવાનું છે.

### લીગની અવળી વાત

સરકારે અંદરોઅંદર લડાવવાના આશયથી મુસ્લિમોને અલગ મતાધિકાર આપ્યો છે. આજે લીગે એવી વાત ફેલાવી છે કે કૉંગ્રેસ હિંદુનું રાજ્ય છે. મુસ્લિમ લીગ બૂમ પાડે છે કે પાકિસ્તાન જોઈએ છે. એ પાકિસ્તાન શું છે એ કોઈને કહેતા નથી. એ તો આસમાનનો ચાંદ માગે છે. ખરી હકીકત તો એ છે કે ગુલામો પાસે નથી પાકિસ્તાન કે નથી હિંદુસ્તાન.

ઉત્તર હિંદમાં જ્યાં પાકિસ્તાન થવાનું છે ત્યાંના મુસ્લિમો, પંજાબ અને સરહદના મુસ્લિમો, આ વસ્તુ નથી માગતા. પણ આ બધાનો ફેંસલો તો પછી થશે. હિંદુસ્તાન ગુલામ છે. એને હિંદુ-મુસ્લિમો ભેગા મળીને આઝાદ કરીએ એ એક સવાલ છે. અંગ્રેજો ચાલ્યા જાય પછી આ સવાલ તો દસ દિવસનો છે. એનો એ રીતે નિકાલ થશે.

### જનતાની તાકાત

કૉંગ્રેસ પાછળ આજે જનતાની તાકાત છે. આજે અંગ્રેજોના ઢંગ જુદા હશે પણ એથી મહાસભાની વાતમાં કે તાકાતમાં કશો ફેર પડનાર નથી. એક વાત સ્પષ્ટ છે. જ્યાં સુધી હિંદ આઝાદ થશે નહીં ત્યાં સુધી દુનિયામાં શાંતિ સ્થપાનાર નથી, ત્યાં સુધી કોઈને પણ ચેન નહીં મળે.

આ ચૂંટણીઓ માટે આપણે તૈયારીઓ કરવી પડશે. એવી હવા કરવી છે કે દેશભરમાં કૉંગ્રેસ સામે ઊભા રહેવાની કોઈ હિંમત ન કરે. મુંબઈમાંથી ઑગસ્ટ પ્રસ્તાવ અને આ ચૂંટણી અંગેનો નિર્ણય, પસાર થયાં છે. આથી મુંબઈમાં આ માટે કશું કહેવાનું ના હોય. સંકુચિત મતાધિકાર છતાંય, આપણી સંસ્થાઓ પર પ્રતિબંધ છતાંય, આપણા

માણસો જેલમાં છતાંય, આ ચૂંટણીમાં દુનિયાને આપણે બતલાવવું છે કે જનતા કોંગ્રસ પાછળ છે.

**નવા જંગની તૈયારી**

આ સમય નવા જંગની તૈયારીઓનો છે. આવતો જંગ કેવો આવશે એ તો કોણ કહી શકે? પણ એ જંગની તૈયારીઓ તો આજથી કરવાની છે. મુંબઈમાં મતો મેળવવા માટે, કોંગ્રેસ સભ્યો બનાવવા માટે, હું તમારી પાસે આવવાનો છું. એ પહેલાં આ બધી સ્પષ્ટતા કરી દઉં છું.

વંદેમાતરમ્, ૨૫–૯–૧૯૪૫

# ૧૩૮

# એશિયા છોડો

[તા. ૩૧–૧૦–૧૯૪૫ના રોજ સરદારના સિત્તેરમા જન્મદિવસે મુંબઈના શહેરીઓ તરફથી એમને માનપત્ર અર્પણ થયું ત્યારે ગોવાળિયા ટૅંક પર આપેલા ભાષણમાથી.]

તમે જાણો છો કે હું દરદી થઈને પૂના હૉસ્પિટલમાં પડેલો છું. ગાંધીજી મારા જેલર છે. ખાસ કામ માટે મારે અહીં આવવું પડ્યું. મને સિત્તેર વર્ષ થયાં તે મને આજે ખબર પડી. જેલમાં મને પૂછતા કે 'તમારી કેટલી ઉંમર થઈ?' ત્યારે હું કહેતો કે 'પાછલું પત્રક કાઢો.' કોઈએ યુનિવર્સિટીમાંથી મારી જન્મતિથિ શોધી કાઢી તે પરથી ખબર પડે છે કે સિત્તેર વર્ષ થયાં.

મારી પ્રશંસાની આ બધી ધમાલ જોઉં છું ત્યારે હું ગભરાઉં છું. પણ મારી સાન ઠેકાણે છે. સાઠે મારી બુદ્ધિ નાઠી નથી. માંદો તો છું, પણ ગાંધીજીની સાથે જવાની શરત કરેલી છે. મારાં કામ હજી બાકી છે, હજી સ્વરાજ આવ્યું નથી એટલે જાઉં તો ફરી આવવું પડે અને પંદર વીસ વરસ એકડે એક ઘૂંટવામાં જાય. એટલે મારી હોંશ સ્વરાજ લઈને જવાની છે. આખા હિંદુસ્તાનમાંથી શુભેચ્છાઓના તાર-સંદેશા આવ્યા છે. બધાંનો જવાબ આપવાનું શક્ય નથી; પણ તમારા બધાંની આશિષ ફળો એમ ઇચ્છું છું. તમે સૌએ જે પ્રેમ વરસાવ્યો તેથી મારી જબાન છૂટતી નથી. સમય આવે ત્યારે છૂટે.

હિંદુસ્તાન સ્વતંત્રતાને આરે આવીને ઊભું છે. ત્યારે સંભાળથી, સાવચેતીથી આપણે એનું સુકાન ચલાવવું પડશે. પાછલી વાતો ભૂલવી

પડશે. ત્રણ વર્ષ આપણે સારી લડત આપી. આપણે પ્રાંતોમાં પ્રધાનપદાં લીધેલાં તે તો એટલા માટે કે એમાંથી કેટલી સ્વતંત્રતા મળે છે તેનું માપ કાઢી શકાય. પછી યુદ્ધ ફાટ્યું ત્યારે આપણે ઇંગ્લંડ અને અમેરિકા પાસે લડાઈના હેતુ શા છે એ જણાવવાની માગણી કરી અને કહ્યું કે આ વખતે આંધળેબહેરું કુટાવા દેવું નથી. સરકારે ઉડાઉ જવાબો આપ્યા અને યુદ્ધને નામે દેશમાં એટલા જુલમ ચલાવ્યા કે મહાત્માજીને 'હિંદ છોડો'ની લડત ઉપાડવી પડી. એમાં જે બની ગયું તે તમે જાણો છો. હવે મિત્રરાજ્યો લડાઈ જીત્યાં એમ કહેવાય છે. પણ કોણ જીત્યા અને કોણ હાર્યા એ એકલો ઉપર બેઠેલો જ જાણે છે. ત્રણે સત્તાઓ હજી અંદર અંદર ઘૂરકાઘૂરકી કર્યા કરે છે. છતાં આપણને કહે છે કે તમે એક થઈને આવો. પણ એમાં તમે નવું શું કહો છો? મને ઇંગ્લંડનું રાજ્ય દસ દિવસ આપો તો એવું કરી દઉં કે વરસો સુધી ઇંગ્લંડ, વેલ્સ, સ્કૉટલૅંડ, બધાં લડે અને એક ન થાય. પણ એમાં બહાદુરીનું કામ નથી. અત્યારે ઍટમ બૉમ્બથી ભલે જાપાન હાર્યું હોય, પણ સફેદ ચામડીનું ગુમાન તો એણે ઉતારી જ દીધું છે. અત્યારે આખું એશિયા સળગી ઊઠ્યું છે. યુરોપિયનોએ આખું એશિયા છોડવું જ પડશે. જ્યાં સુધી એશિયા નહીં છોડે ત્યાં સુધી જગતમાં શાંતિ થવાની નથી. 'હિંદ છોડો' થી આગળ વધીને હું કહું છું કે 'એશિયા છોડો'. એશિયાનો એક એક દેશ સ્વતંત્ર થવો જોઈએ. ઇંડોનેશિયામાં ડચ લોકો પોતાની નૈતિક જવાબદારીની વાત કરે છે અને લેબર મિનિસ્ટ્રી હોવાં છતા ઍટલી સાહેબ એમને ટેકો આપવાની વાત કરે છે. પણ અનીતિ આચરનારા દેશોને વળી નૈતિક જવાબદારી ક્યાંથી આવી?

એશિયા છોડો કહું છું ત્યારે અહીં આપણા દેશમાં દીવ, દમણ, ગોવા પડેલાં છે એમ એક જણ કહે છે. પણ એકડો ભૂંસાયો એટલે મીંડાં એની મેળે ભૂંસાઈ જવાનાં છે.

મને અંગ્રેજો ઉપર રોષ નથી. પણ મને રોષ છે હિંદુસ્તાનની કાયરતા પર, બીજો રોષ છે અંગ્રેજોના સામ્રાજ્યવાદ પર અને ત્રીજો રોષ છે યુરોપિયનોના ગુમાન પર. એમના અભિમાનથી આજે દુનિયાની આ દશા થઈ છે.

પશુપક્ષી અને બાળબચ્ચાં પણ મરી જાય એમ બૉમ્બ મારવા તેને એ લોકો સુધારો કહે છે. રુઝવેલ્ટ નસીબદાર હતા તે ચાલ્યા ગયા. એના વારસ કહે છે કે અમારી પાસે ઍટમ બૉમ્બ છે. એનું રહસ્ય કોઈને નહીં બતાવીએ. ભાઈ, એ ઝેર રાખોને તમારી જ પાસે. તમારે પોતાને જ

ઉપયોગમાં આવે એવું છે. બીજાને મારશો તેની સાથે તમારો વિનાશ પણ નોતરશો. દુનિયા નાશને માર્ગે ઘસડાઈ રહી છે. આપણે એ માર્ગ લેવો નથી.

આપણી સંસ્કૃતિ જુદી છે. આપણે દુનિયામાં કોઈ પર આક્રમણ નથી કર્યું. એવા હિંદુસ્તાનના આપણે વારસ છીએ. ગુરખાઓનો અને આપણાં બીજાં લશ્કરોનો બીજા દેશની સ્વતંત્રતા લઈ લેવામાં ઉપયોગ કરી હિંદુસ્તાનનું નામ બદનામ કરે છે ખરા. પણ અત્યારનું હિંદી લશ્કર ખરું હિંદી લશ્કર ન કહેવાય. આ લશ્કરને એ રાષ્ટ્રીય બનાવવાની વાત કરે છે પણ એને હિંદી લશ્કરને ક્યાં રાષ્ટ્રીય બનાવવું છે? થોડા વખત પર કમાન્ડર ઇન ચીફ બોલેલા કે હિંદી લશ્કરને રાષ્ટ્રીય બનાવવાનું તો છે પણ કેટલા વખતમાં તેની મને ખબર નથી. તમને ખબર નથી તો અત્યાર સુધી શું ઊંઘ્યા કર્યું? લશ્કરી તાલીમ નહીં પામેલા સુભાષબાબુએ તાબડતોબ બહાદુર રાષ્ટ્રીય લશ્કર ઊભું કર્યું હતું. તો તમે કેમ નથી કરી શકતા? એ લશ્કરના ચાળીસ હજાર માણસો હિંદમાં છે. એમાંથી વીસ પચીસનો કેસ ચલાવશો અને બીજાને છોડી તેમની પાછળ સી. આઇ. ડી. મૂકશો. એ સરસ લશ્કર છે. અંગ્રેજ, અમેરિકનની જેમ મોટા પગારો લઈને તેઓ લશ્કરમાં નહોતા જોડાયા. જો સાચે જ હિંદી લશ્કરને રાષ્ટ્રીય બનાવવું હોય તો આ સૈન્ય જે હીરવાળું છે તેને શું કામ ફેંકી દો છો? કોઈ કહેશે કે આ અહિંસાવાદી લશ્કરની શી વાત કરે છે? વાત સાચી છે કે જગત અહિંસાનો સ્વીકાર નહીં કરે ત્યાં સુધી દુનિયામાં શાંતિ થવાની નથી. જેનો અહિંસક રસ્તો છે તેને કોણ રોકી શકવાનું છે? પણ અહિંસાનું નામ દઈ કાયર થઈને ઘરમાં બેસશો તે નહીં ચાલે. ગાંધીજી તો કહે છે કે કાયર થાવ તેના કરતાં તો બંદૂક લો, પણ તમે બહાદુરી ન છોડો. બહાદુરીથી અહિંસાને રસ્તે ચાલો તો દુનિયાને એટમ બૉમ્બ પણ ભુલાવી દઈએ. પણ આપણામાં કાયરપણું જ — બુઝદિલી — આવી છે. નહીં તો ચાળીસ કરોડ માણસો પર મુઠ્ઠી જેટલા માણસો રાજ્ય કરે ખરા? પણ આજે સ્થિતિ એવી આવી છે કે એનું રાજ્ય ચાલી શકે એમ નથી. એ પણ એ વસ્તુ જાણી તો ગયો છે. પણ એને બને તેટલો વખત વિતાવવો છે. એ માનતો હોય કે બંધારણ ઘડવામાં તો પાંચેક વરસ કાઢી નાખીશું તો એ ખાંડ ખાય છે. બંધારણ ભલે ઘડો પણ દિલ્હીની ગાદી છોડતાં શું થાય છે? કહે છે કે કોને સોંપીએ? હું કહું છું કે કાળા ચોરને સોંપો પણ હિંદુસ્તાનીને સોંપો અને તમે જાઓ.

આપણો એક જ પુકાર છે. 'હિંદ છોડો' અને સાથે એશિયા પણ છોડો. જ્યાં પરદેશી સત્તા છે ત્યાં સ્વમાન નથી.

# કેળવણીનું વાહન

[તા. ૩૦-૧૧-૧૯૪૬ના રોજ નાગપુર વિશ્વવિદ્યાલયના સ્નાતકો સમક્ષ આપેલા દીક્ષાંત પ્રવચનમાથી.]

હું જોઉં છું કે, તમારી યુનિવર્સિટીએ હવે પછી બધી કેળવણી દેશી ભાષા દ્વારા આપવાનો બહુ મહત્ત્વનો ઠરાવ કર્યો છે. પાછલાં પચ્ચીસ-છવ્વીસ વરસથી આપણને અનુભવ થવા માંડ્યો છે કે, પરદેશી ભાષાના વાહન દ્વારા કેળવણી આપવાની પદ્ધતિથી આપણા જુવાનોની બુદ્ધિના વિકાસમાં મોટી મુસ્કેલી ઊભી થાય છે. એ ભાષા શીખવામાં જ તેમનો ઘણો વખત જાય છે, અને એટલો બધો વખત આપ્યાં છતાં શબ્દોના બરોબર ચોક્કસ અર્થ તેમને કેટલા આવડ્યા, તે કહેવું કઠણ છે. શબ્દોનું કામ વસ્તુઓને ઓળખાવવાનું છે. બાળક પહેલાં વસ્તુનું જ્ઞાન મેળવી લે છે, અને ત્યાર બાદ તેનો પરિચય બીજાને આપવામાં કામ આવે માટે તેને ઓળખાવનારો શબ્દ શીખે છે. આ ક્રિયા છેક બચપણથી શરૂ થાય છે અને માણસ જીવે ત્યાં સુધી ચાલ્યાં કરે છે. એક શબ્દ આવડી ગયા પછી તે જ વસ્તુને માટે વપરાતો બીજો શબ્દ શીખવો પડે છે, તેમાંયે બાળકના મન પર ભારે બોજો પડે છે; અને તેમાંયે વળી પોતાની રમતગમતોમાં અને નાચતાંકૂદતાં બીજાને મોઢેથી સહેજમાં તે શબ્દ બાળકને સાંભળવાનો નથી મળતો, ત્યારે તે તેને ગોખીને યાદ રાખવાની ફરજ પડે છે. મગજ પર પડતો આ બોજ એવો ભારી હોય છે કે, ઘણુંખરું બાળકને શબ્દ યાદ રહી જાય છે, પણ તે શબ્દથી ઓળખાતી વસ્તુનું યથાર્થ જ્ઞાન થતું નથી. કેળવણી પારકી ભાષામાં અપાય છે, ત્યારે શબ્દો યાદ રાખવાનો બોજો વિદ્યાર્થીના મગજ પર પડે છે એટલું જ નહીં, વિષયને સમજવામાં પણ તેને ખૂબ મુસ્કેલી નડે છે; એ તો ખુલ્લું છે કે, જ્યાં ગોખવાની શક્તિ વધે છે, ત્યાં સમજવાની શક્તિ મંદ પડી જાય છે. આ બાબતો એટલી ખુલ્લી છે કે, એ વિષે ઝાઝો વિચાર કરવાની પણ જરૂર ન હોય. છતાં, આપણી કેળવણીની પદ્ધતિ એવી રીતે ઘડાઈ અને આપણે બધા તેમાં એવા રંગાઈ ગયા કે, ઘણા લોકોના મગજમાં આ સીધીસાદી વાત પણ હજી પૂરી ઊતરી નથી.

આજથી લગભગ ત્રીસ વરસ પર સૅડલર કમિશને કેળવણીના વાહન તરીકે દેશી ભાષાઓ રાખવાની ભલામણ કરી હતી. ત્યાર બાદ

ગાંધીજી દક્ષિણ આફ્રિકાથી હિંદુસ્તાન આવ્યા ત્યારથી તે ભારપૂર્વક કહેતા આવ્યા છે કે, અંગ્રેજી મારફતે કેળવણી આપવાથી ને લેવાથી આપણી બુદ્ધિ મંદ પડે છે, આપણી પ્રગતિ નથી થતી, આપણી શક્તિઓ ખીલતી નથી. અસહકારની લડત દરમ્યાન દેશના જુદા જુદા ભાગોમાં રાષ્ટ્રીય વિદ્યાપીઠો સ્થપાયાં. તે બધાં સરકારના કાબૂ નીચે અથવા તેના સંબંધવાળાં ન હોવાથી કેળવણીની પદ્ધતિ અને કેળવણીના વાહનના વિષયમાં તદ્દન સ્વતંત્ર હતાં. તે બધાંએ દેશી ભાષા દ્વારા કેળવણી આપવાનો પ્રયાસ કર્યો અને પોતાના પ્રયોગ વડે સાફ બતાવી આપ્યું કે, ઉપલા એટલે કે મહાવિદ્યાલયના વર્ગોનું શિક્ષણ પણ દેશી ભાષાઓ મારફતે આપી શકાય છે. આ ઉપરાંત તેમના પ્રયોગથી તેમણે એ પણ સાબિત કર્યું કે, અંગ્રેજી ભાષા મારફતે શિક્ષણ આપવામાં જેટલો વખત લાગે છે, તેના કરતાં બહુ ઓછા વખતમાં દેશી ભાષા મારફતે તેટલું જ શિક્ષણ આપી શકાય છે, બલ્કે તેથી વિદ્યાર્થીનું વિષયનું જ્ઞાન વધારે ઊંડું અને વધારે પાકું થાય છે. આટલો અનુભવ થયા છતાં બ્રિટિશ હિંદુસ્તાનની એકે યુનિવર્સિટીએ અંગ્રેજીનું વાહન કાઢી નાખી શરૂથી આખર સુધી અમે દેશી ભાષાનું જ વાહન રાખીશું અને છેક નીચેના બાળવર્ગોથી માંડી ઠેઠ ઊંચેના મહાવિદ્યાલયના વર્ગોમાં અપાતી બધી કેળવણી દેશી ભાષામાં જ આપીશું, એવો ઠરાવ કર્યો નથી. તમારી યુનિવર્સિટીએ આવો ઠરાવ કરીને દેશની બાકીની યુનિવર્સિટીઓ આગળ ઉત્તમ આદર્શ રજૂ કર્યો છે, જે આદર્શ સ્વીકારીને તે બધી પણ સાચી કેળવણીના કામમાં મદદગાર થઈ શકે.

હું જાણું છું કે, આમાં ઘણી મુશ્કેલીઓ છે, અને તે મુશ્કેલીઓના ખ્યાલથી ડરીને બીજી યુનિવર્સિટીઓએ આવો ઠરાવ કરવાની હિંમત કરી નથી. પણ મુશ્કેલી દૂર કરવાનો પ્રયત્ન જ ન થાય, તો મુશ્કેલી ટળે ક્યાથી? મુશ્કેલી દીઠી કે, હાથપગ જોડીને બેસી પડવું અને તેને દૂર કરવાની કોઈ કોશિશ ન કરવી, એ નરી કાયરતા છે. પુરુષાર્થ મુશ્કેલીઓ ઓળંગવામાં છે. પણ માણસ ઘણુંખરું આળસુ હોય છે. અને આળસ શરીરનું જ હોય છે એવું નથી, મનનું પણ હોય છે. હજી આપણામાંના ઘણા લોકો આ માનસિક જડતામાંથી મુક્ત થયા નથી. જે રિવાજ યા પદ્ધતિ પરંપરાથી ઊતરી આવી છે, જેની રૂઢિ પડી ગઈ છે, અને જે ગાડાના પૈડાંથી પડેલા ચીલા જેવી બની ગઈ છે, તેમાંથી બહાર નીકળવાને માટે મહેનત અને હિંમતની જરૂર રહે છે. ચીલાવાળો રસ્તો જોઈએ તો વધારે ખાડા ટેકરા, અને, કાંકરાવાળો હોય, તોયે સામાન્ય લોકોનું વલણ ચીલામાંથી બહાર નીકળવાનું હોતું

નથી. તેથી જ માનસિક જડતામાં ફસાયેલી આપણી યુનિવર્સિટીઓ જૂને ચીલે ચાલ્યાં કરે છે. નહીં તો દેશી ભાષાઓમાં બધા વિષયોને માટે જરૂરી પાઠ્યપુસ્તકો ન હોવાથી દેશી ભાષાઓને કેળવણીનું અને વિશેષે કરીને મહાવિદ્યાલયની ઉચ્ચ કેળવણીનું વાહન બનાવવામાં મુશ્કેલી આવે છે એમ મનાય છે, તે પાઠ્યપુસ્તકો પૂરતી સંખ્યામાં તૈયાર કરવામાં કે કરાવવામાં શો વાંધો આવતો હતો? તમારી યુનિવર્સિટીએ આ પ્રકારનાં પાઠ્યપુસ્તકોના અભાવની મુશ્કેલીને ન ગણકારી માધ્યમ બદલવાનો ઠરાવ કરવામાં બહુ દીર્ઘદૃષ્ટિનું તેમ જ હિંમતનું કામ કર્યું છે. વળી એ ઠરાવથી યુનિવર્સિટીએ કાર્યનો આરંભ કર્યા પછી આ ઠરાવને અંગે જેમ જેમ મુશ્કેલી સામે આવતી જશે, તેમ તેમ તેના નિકાલનો પ્રયત્ન કરી તેમને હઠાવતા જઈશું, એવા નિશ્ચય દ્વારા પોતાની ઊંચા પ્રકારની બુદ્ધિનો પરિચય કરાવ્યો છે. આ એક જ રસ્તે આ અટપટા સવાલનો ઉકેલ નીકળે તેવો છે, અને યુનિવર્સિટીએ એ રસ્તો અખત્યાર કરીને એમ સાબિત કર્યું છે કે, જ્યાં કોઈ પણ કામ પાર પાડવાની ઇચ્છા અને દૃઢ સંકલ્પ હોય ત્યાં કોઈ ને કોઈ રસ્તો અથવા ઇલાજ ગમે ત્યાંથી આવી મળે છે.' હું આશા રાખું છું કે, તમે લોકો આ રસ્તે દૃઢતાથી આગળ વધશો; અને જ્યારે છેક શરૂઆતથી માંડીને છેક છેવટ સુધીની બધી કેળવણી દેશી ભાષામાં આપશો ત્યારે તમને દેખાશે કે, એથી આપણા જુવાનોનો ખૂબ વખત બચે છે, તેમની બુદ્ધિ વધારે ખીલે છે અને તે બધા અસાધારણ માનસિક શક્તિનું ભાથું લઈને સંસારને પંથે પડે છે.

### અંગ્રેજીનું સ્થાન

દેશી ભાષાને કેળવણીનું વાહન બનાવવાનો અર્થ એવો નથી થતો કે, વિદેશી ભાષાઓ આપણે શીખવી નથી યા તો શીખવવી નથી. આધુનિક દુનિયામાં કોઈ પણ મુલક પોતાની ચાર સીમાઓની અંદર પુરાઈ રહીને એકલો પોતાની બધી જરૂરિયાતો પૂરી કરવાને સમર્થ નહીં થાય. તેને બીજા મુલકો સાથે સંપર્ક રાખ્યા વિના છૂટકો નથી. આવા સંપર્કને સારુ વિદેશી ભાષાઓ જાણવી જરૂરી છે. પરંતુ એકેએક દેશવાસી પરદેશો સાથેના સંપર્કમાં આવતો નથી. બહુ થોડા પ્રજાજનો મારફત એ સંપર્ક સધાય છે. એવા થોડા લોકોએ વિદેશી ભાષાઓનું જ્ઞાન જરૂર મેળવવું જોઈએ. તે જ પ્રમાણે જે લોકો પરદેશોની વિચારસરણીઓ સાથે માહિતગાર રહેવા માગે છે, તેમણે પણ વિદેશી ભાષાઓ જાણી લેવી જરૂરી છે. વળી, જે લોકો પરદેશોમાં મુસાફરી કરવા માગે છે અથવા પરમુલકો સાથે વેપાર કરવા ઇચ્છે છે, તેમને પણ થોડુંઘણું વિદેશી ભાષાનું જ્ઞાન

આવશ્યક છે. પરંતુ એ બધી જાતના લોકોની સંખ્યા દેશની વસ્તીની સંખ્યાને મુકાબલે બહુ થોડી હોય, એ દેખીતું છે. વળી તેમને પણ પોતાના કામને માટે જેટલું જરૂરી હોય, તેટલું જ વિદેશી ભાષાઓનું જ્ઞાન જોઈએ. ઉપરાંત, એવા લોકો પણ હરેક દેશમાં હોવા જોઈએ, જે વિદેશોમાં પ્રસિદ્ધ થતા બધા ઉચ્ચ પ્રકારના ગ્રંથોના અનુવાદો કરી પોતાના દેશબાંધવોને તેમનો પરિચય કરાવે. એવા બધા લોકોએ વિદેશી ભાષા શીખી લેવી જોઈએ અને જરૂર જણાય તો પરદેશોમાં જઈ આવવું જોઈએ. જે લોકો આ પ્રકારનાં કામોમાં પડવા માગે, તેમને પરદેશી ભાષાઓ શીખવાની પૂરેપૂરી તક તેમ જ સાધન મળવાં જોઈએ. પરંતુ, આપણે યાદ રાખીએ કે, આખરે સોમાંથી નવ્વાણુ માણસો દેશની અંદર જ રહેવાના છે, અને તેમને વિદેશી ભાષા જાણવાની જરૂર નથી પડતી અને ભવિષ્યમાં પણ નહીં પડે. એટલા માટે દરેક વિશ્વવિદ્યાલયની ફરજ છે કે, તે બધી સોમાંથી એક જણને માટે વિદેશી ભાષા શીખવાનો બંદોબસ્ત કરે તેની સાથે સોમાંથી નવ્વાણુની કેળવણીમાં ગાફલ ન રહે, પોતાની કેળવણીની પદ્ધતિ ગોઠવવામાં આ હકીકત ધ્યાનમાં રાખી ઘટિત ફેરફાર કરે અને એ રીતે પોતે પ્રગતિશીલ છે, એમ સાબિત કરે.

હરિજનબંધુ, ૨૨-૧૨-૧૯૪૬

## ૧૪૦.

## સ્વરાજ ઇમારતની ચાર દીવાલ

[તા. ૩૦-૧૨-૧૯૪૬ના રોજ ગુજરાત વિદ્યાપીઠમાં કોંગ્રેસ કાર્યકર્તાઓ સમક્ષ આપેલા ભાષણનો મહત્ત્વનો ભાગ.]

ગાંધીજી અત્યારે સિત્તોતેર વર્ષની ઉંમરે પૂર્વ બંગાળનાં દૂરનાં ગામડાંમાં જ્યાં રસ્તા પર ચાલવાનું પણ ફાવે એવું નથી, ત્યાં એકલા ફરી રહ્યા છે; હિંમત હારી ગયેલાં માણસોને હિંમત આપે છે; જેની માલમિલકત લૂંટાઈ ગઈ છે, જેનાં સગાંવહાલાં મરી ગયાં છે, એમને આશ્વાસન આપે છે અને હિંદુમુસલમાન સૌને ભાઈ ભાઈ તરીકે રહેવાનો ઉપદેશ આપે છે.

ગાંધીજી હિંદુસ્તાન આવ્યા, ત્યારે એમણે ચાર વસ્તુ દેશની આગળ મૂકી. એ જો આપણે બરાબર કરી હોત, તો આજે આપણે સ્વતંત્ર થઈને બેસી ગયા હોત. એ સ્વતંત્રતા આખી દુનિયામાં ક્યાંય નથી, એવી

જુદા જ પ્રકારની હોત. અત્યારે પણ સ્વતંત્રતા આપણને મળવાની તો છે જ, પણ એમાં મીઠાશ નથી દેખાતી.

જે ચાર વસ્તુઓનો પાયો એમણે નાખ્યો, એમાંથી એકની દીવાલ પણ આપણે પૂરી ચણી શક્યા નથી. રાષ્ટ્રીય કેળવણી માટે આ અને બીજાં વિદ્યાપીઠોની સ્થાપના થઈ. દેશભરમાં ઠેર ઠેર વિદ્યાલયો નીકળ્યાં. વિદ્યાર્થીઓએ શાળા–કૉલેજો છોડી, ડિગ્રીઓનો મોહ છોડ્યો અને ગાંધીજી પાસે સ્વરાજની પ્રતિજ્ઞા લીધી. તે વખતે દેશમાં જે ચેતન આવ્યું હતું, એનો ખ્યાલ તો જેણે તેમાં હિસ્સો લીધો હોય, તેને છે. એ ખિલાફતનો જમાનો હતો. હિંદુ, મુસ્લિમ, બધી કોમો એકત્ર થઈ હતી. વકીલોએ વકીલાતનો ધંધો છોડી જિંદગીભર સેવાની પ્રતિજ્ઞા લીધી હતી. તે વખતના એ જૂના જોગીઓ આજે પણ મોટે ભાગે લડાઈનો બોજો ઉપાડી રહ્યા છે. ગાંધીજી તે વખતે જે કહેતા હતા, તે જ આજે પણ કહે છે. આજે તો કૉલેજો નવી નવી નીકળતી જ જાય છે અને હવે વિદ્યાર્થીઓને પરદેશ જવાનો મોહ લાગ્યો છે.

બીજી દીવાલ હિંદુમુસ્લિમ એકતાની છે. સાચું સ્વરાજ જોઈતું હોય, તો હિંદુમુસલમાને એક થવું જ જોઈએ. ૧૯૧૯ની છઠ્ઠી એપ્રિલને દિવસે દેશભરમાં સરઘસો નીકળ્યાં હતાં. તેમાં હિંદુ, મુસલમાન, પારસી, ખ્રિસ્તી, યહૂદી, એક પણ કોમ બાકી નહોતી. સ્ત્રી, પુરુષ, ગરીબ, તવંગર, યુવાન, વૃદ્ધ સૌ એ સરઘસમાં દાખલ થયાં હતાં. પણ આજે એ મુખ્ય કોમો વચ્ચે કેટલું બધું અંતર પડી ગયું છે!

સ્વરાજની ઇમારતની ત્રીજી દીવાલ સ્વદેશી એટલે ખાદીની હતી. કોઈ પણ માણસે પોતાના સિદ્ધાંતને ખાતર આટલી તપશ્ચર્યા કર્યાનો બીજો દાખલો જગતમાં નથી. આટલી ઉંમરે ગમે તેટલું કામ હોય, ગમે તેવી તબિયત હોય, તોયે ગાંધીજી અર્ધો કલાક નિયમિત કાંતે છે. અખિલ ભારત ચરખા સંઘની સ્થાપના કરી તેમણે ખાદીની પાછળ પરિશ્રમ ઉઠાવ્યો. પરંતુ આ દીવાલ પણ આપણે પૂરી ચણી નથી શક્યા. ખાદી પહેરવા છતાં ખાદીની પાછળ રહેલી ભાવના આપણામાં નથી આવી. આજે મિલોવાળા બૂમ પાડે છે કે, હિંદુસ્તાનમાં કાપડનો દુકાળ થવાનો છે. એ સાંભળી મને આશ્ચર્ય થાય છે. અંગ્રેજ હિંદુસ્તાનમાં આવ્યા, તે પહેલાં આપણી પાસે કાપડનો ઢગલા હતો. એ આપણે પાછો લાવવો જોઈએ. હિંદુસ્તાનમાં રૂ પાકે અને હિંદુસ્તાન કાપડ માટે બૂમ પાડે, એ કેવું?

ઇમારતની ચોથી દીવાલ અસ્પૃશ્યતાનિવારણની છે. ગાંધીજી અહીં આવ્યા, ત્યારે તેમણે એક હરિજનબાળાને દત્તક લીધી. તે વખતે સનાતનીઓ

ખળભળી ઊઠયા હતા અને બૂમો પાડવા લાગ્યા કે, આ તો કોઈ ધર્મનો નાશ કરનારો આવ્યો છે. પણ દક્ષિણ ભારત, કે જ્યાં સનાતનીઓ ખૂબ ચુસ્ત કહેવાય છે અને જ્યાં સૌથી વધારે અસ્પૃશ્યતા હતી, ત્યાં હરિજનો માટે મોટાં મોટાં મંદિરો ખૂલી રહ્યાં છે, ત્યારે અહીં ડાકોરનું મંદિર હજી નથી ખૂલ્યું. અને ગામડાંમાં હરિજનો ઉપર મારપીટ થાય છે.

કોમી એકતા માટે ગાંધીજીએ એક વાર એકવીસ દિવસના ઉપવાસ કર્યા. તેમ જ અસ્પૃશ્યતાનિવારણ માટે એકવીસ દિવસના ઉપવાસ કર્યા. સ્વામીનારાયણ પંથમાં અસ્પૃશ્યતાને સ્થાન નથી, જૈન સંપ્રદાયમાં અસ્પૃશ્યતાને સ્થાન નથી, પણ લોકપ્રવાહમાં તણાઈ તેમાં પણ અસ્પૃશ્યતા પેસી ગઈ છે. ગુજરાત અસ્પૃશ્યતાનિવારણમાં સૌથી પાછળ છે, એ આપણે શરમાવા જેવું છે. અસ્પૃશ્યતા જવાની તો છે જ. ગાંધીજીએ જે મંત્ર ફૂંક્યો છે, એમાંથી હરિજનોને પણ સ્વતંત્રતાની ભૂખ લાગી છે. આપણને જે જાતની સ્વતંત્રતા જોઈએ છે, તે ગાંધીજી જાણે છે. આપણને એ ગમતી નથી. આપણને તો ગુલામીનો શોખ લાગ્યો છે. આ બધી વસ્તુઓ ઉપર તમે બધા ગુજરાતના કાર્યવાહકો ખૂબ વિચાર કરજો.

આજે તો લોકોને સનેપાત થયેલો દેખાય છે. જે તે કહે છે, મારે ઇંગ્લંડ જવું છે, અમેરિકા જવું છે, રશિયા જવું છે, પરદેશનો મોહ લાગ્યો છે. યુરોપનાં મોટાં મોટાં મશીનો અને ઉદ્યોગો અને ત્યાંની નવી સમાજ-રચનાની એ લોકો વાતો કરે છે. પણ ગાંધીજીનો એ રસ્તો નથી.

ગાંધીજીએ પરદેશમાં હિંદુસ્તાનની આબરૂ ખૂબ વધારી છે. એમને માટે આપણા મનમાં પૂજ્યભાવ ખૂબ છે. પણ એમની પાછળ ચાલવાની જોઈએ તેટલી વૃત્તિ નથી.

રસ્તે ચાલતા નિર્દોષ માણસને પાછળથી છરો ભોંકી દેવો, એ બીજા પ્રકારનો સનેપાત છે. રોજ સવાર થાય અને મુંબઈમાં બેચાર-છ છરા ભોંકાયાના કેસ થયાનું વાંચીએ છીએ. એથી દુનિયામાં આપણે બેઆબરૂ થઈએ છીએ. આના કરતાં તો બે છાવણીઓમાં વહેંચાઈ જઈ ખુલ્લં-ખુલ્લા પેટ ભરીને લડી લે તે સારું. એક વખત દુનિયાભરમાં મુંબઈની કેટલી આબરૂ હતી! ત્યાંની પચરંગી પ્રજાને ભાઈચારાથી હળીમળીને રહેતી જોઈ દેશપરદેશથી આવતાં માણસો આશ્ચર્ય પામતાં. તેને બદલે આજે રોજ સવારનાં આટલાં ખૂન થયાં એમ વાંચીએ છીએ. એ કાંઈ સ્વરાજની નિશાની નથી. જેમ કોલેરાનો પવન ફૂંકાય છે, તેમ કોમી ઝેરનો દેશમાં પવન ફૂંકાયો છે. પણ હવે એ શમવા આવ્યો છે, એવી આશા રાખીએ.

ગાંધીજીએ અંગ્રેજોને કહ્યું કે, તમે હિંદ છોડીને જાઓ. આજે એ જવા તૈયાર થઈ ગયા છે. પરદેશીઓને કાઢવા, એટલો જ જો સ્વરાજનો અર્થ હોય, તો તો સ્વરાજ નજીક આવી ગયું છે. અંગ્રેજો તો જવાના જ છે. આપણે આપણી ગોઠવણ કરી લઈએ કે નહીં, અંગ્રેજો તો કહેશે, અમે આ ચાલ્યા. એટલે હવે જે લડાઈ લડવાની છે, તે આપણી પોતાની નબળાઈઓની સામે લડવાની છે. આપણે સ્વરાજ જોઈતું હોય તો અંદર અંદર બખેડા કરવો પોસાય એમ નથી. આપણે એ જોવું જોઈએ કે, ગાંધીજી શુ કામ કરી રહ્યા છે, શા માટે કરી રહ્યા છે, અને કેવી રીતે કરી રહ્યા છે.

આજે પ્રાંતમાં કૉંગ્રેસનાં પ્રધાનમંડળ છે. કૉંગ્રેસ સરકારનો અર્થ એવો નથી કે, એકલા કૉંગ્રેસમેને જ રાજ્ય કરવાનું છે. દરેક કોમને રાજ્ય પોતાનું છે એમ લાગે, એમ કૉંગ્રેસ તો ઇચ્છે છે. હિંદુસ્તાનની ઢબે સ્વરાજ ચલાવતાં ન આવડે, તો પરદેશની ઢબે ચલાવવાની શક્તિ મેળવવી જોઈએ.

ઈંગ્લંડ હારતું હતું, ગયું ગયું એમ થયું, ત્યારે ત્યાંના લોકોએ ચર્ચિલને બેસાડયો અને એણે ઇંગ્લંડને પાછું ઉઠાડયું. પણ જ્યાં લડાઈ પૂરી થઈ કે તરત એને ઉઠાડી મૂકયો. છતાં ત્યાં મારપીટ નથી થતી.

ગાંધીજીને દર વરસે એક મહિનો બારડોલીમાં લઈ આવવાનો મેં સંકલ્પ કર્યો હતો. ગુજરાતમાં હજુ આભડછેટ છે, એના હેવાલો એમના પર જવા માંડ્યા. કોઈએ કાગળ લખ્યો કે, તમે આવો તો છો, પણ અહીં હરિજનોને મંદિરમાં પેસવા તો દેતા નથી. એથી તેમને ખૂબ દુઃખ થયું. મને પણ દુઃખ થયું. અસ્પૃશ્યતા કાઢયા વિના આપણો છૂટકો નથી. આજે થોડા હરિજનો આપણી સાથે ન હોય, તો એમાં નવાઈ નથી. ડૉ. આંબેડકરને જે વીત્યું છે, તેવું થોડાને વીત્યું હશે. એનામાં જેટલી લાયકાત છે, એટલી લાયકાત આપણામાંથી થોડામાં હશે.

અમે મધ્યસ્થ સરકારમાં જઈને બેઠા તો છીએ, પણ ત્યાં અમને સુખચેન નથી. અમે તો ત્યાં લોકોની મુસીબતો દૂર કરવાના ઇરાદાથી ગયા હતા. અનાજની અને કાપડની મુશ્કેલીઓ, લાંચરુશવતની બદી, એ બધા પ્રશ્નોનો નિકાલ કરવાને બદલે અમે તો ત્યાં ઝઘડામાં ફસાઈ ગયા છીએ.

સરકારી તંત્ર ઢીલું થઈ ગયું છે. આજ સુધી એમ કહેવાતું કે, સૂર્ય તપે ત્યાં સુધી અંગ્રેજનું રાજ્ય રહેવાનું એટલે સનંદી અમલદારો બરોબર કામ કરતા. પણ અંગ્રેજનું રાજ આથમવા બેઠું છે, એ જોઈ સનંદી

અમલદારો બેપરવા થઈ ગયા છે. દિલ દઈને કામ નથી કરતા. સર્વિસમાં બધા ખોટા માણસો છે એમ નથી. પણ એમને એમ થાય છે કે, આપણે ક્યાં આ ઝઘડામાં પડીએ?

કોંગ્રેસનાં માણસોએ સાચો સેવાધર્મ શીખવાનો છે. આપણે આપણું ઘર બરાબર સંભાળીએ તો સ્વરાજ આપણા હાથમાં છે. અંગ્રેજે જવાના છે, એમાં કાંઈ શક નથી. ચર્ચિલ જેવા હજી હકૂમતનાં સ્વપ્નાં સેવે છે અને બાપદાદાએ કબજે કરેલી દૂઝણી ગાય છોડવા નથી માગતા અને તેથી એ મુસલમાનોને, હરિજનોને ઉશ્કેરે છે. પરંતુ, આ વાત હવે લાંબી ચાલવાની નથી. ઇચ્છા હોય કે ન હોય, પણ એમણે તો જવાનું જ છે. થોડાઘણા અંગ્રેજો સ્વાર્થથી ભલે ગમે એમ કહે. બાકી બધા તો ઠોકી ઠોકીને કહે છે કે, તમારે તમારું ફોડી લેવાનું છે; અમે તો જવાના છીએ.

હિંદુસ્તાન સ્વતંત્ર થવા આવ્યું છે, ત્યારે ઢગલા મોઢે માણસો જોઈશે. આજે તો એવી લાયકાતવાળા પૂરતા માણસો પણ આપણી પાસે નથી.

આપણે સાચું સ્વરાજ જોઈતું હોય, તો આપણે આપણો રાહ બદલવો પડશે. અત્યારે ચાલી રહેલે રસ્તે પાકિસ્તાન પણ નથી મળવાનું.

(એક સવાલના જવાબમાં:)

જયપ્રકાશ કહે છે કે, છ મહિનામાં તંત્ર તૂટી પડવાનું છે અને લડાઈ તો કરવાની જ છે. હું એ મતને મળતો નથી. લડાઈ આવવાની હશે, ત્યારે મારી ભાષા જુદી હશે. પણ છ મહિના પછી મરણ આવવાનું છે, માટે આજથી થોડું થોડું ઝેર લેવા માંડો, એમ કોઈ નહીં કહે. મેં જે કાર્યક્રમ તમારી પાસે મૂક્યો છે, એમાંથી લડાઈની તૈયારી પણ થઈ શકે એમ છે.

ગવર્નરોને જેલમાં પૂરવાની વાત એ કરે છે, પણ ગવર્નરો કંઈ એવા માયકાંગલા નથી, એમને શું કામ જેલમાં પૂરવાના? એ તો કહે છે જ કે અમે જવાના છીએ.

('તલવારનો સામનો તલવારથી કરો,' એનો અર્થ એક ભાઈએ પૂછ્યો, તેના જવાબમાં:)

એમાં શું સમજાવવાનું છે? એ તો દીવા જેવી વાત છે.

ગાંધીજીની મુખ્ય વાત અહિંસાની છે, પણ એની તૈયારી ન હોય, તો રોતા રોતા, દોડતા દોડતા પોલીસચોકી પાસે ન જાઓ, એ એનો અર્થ છે.

આપણા પર જે માણસોના રક્ષણની જવાબદારી હોય, એમના પર જોખમ આવતા ખાટના તળે ભરાઈ જવુ કે બારણા અડકાવી દેવાં, એના કરતા તો રક્ષણ માટે લડતા લડતા મરી જવુ સારુ, એ એનો અર્થ છે.

જાનવર પણ સકડામણમા આવતા શિગડા ઉઠાવે છે, તો માણસ પોતાની બહેનદીકરી પર જોખમ આવતા નાસી જાય એ તો જાનવરથી પણ ભૂડો કહેવાય આપણામાથી કાયરતા કાઢી નાખવી જોઈએ, એ એનો અર્થ છે.]

એક હિદુસ્તાન સિવાય આખી દુનિયામા તલવારની વાત છે. પણ તલવારથી ઝઘડાનો અત આવ્યો નથી. એ તો અભિમન્યુના કોઠા જેવુ છે. એનો અત લાવવા ગાધીજીએ અહિંસાનો મત્ર કાઢ્યો છે.

હરિજનબધુ ૫-૧-૧૯૪૭

## ૧૪૧

## પ્રાથમિક શિક્ષકોને

[તા. ૪-૪-૧૯૪૭ના રોજ બોચાસણ વલ્લભ વિદ્યાલયમા શિક્ષક તાલીમ વર્ગ અને બીજાઓ આગળ આપેલુ ભાષણ]

૧૯૩૦મા જેલમા પડેલા હતા ત્યારે કાકાસાહેબે આ વિદ્યાલયની કલ્પના કરી અને '૩૧મા સધિ દરમ્યાન એ ખોલ્યુ. આ જિલ્લામાં પછાત કોમ છે એના છોકરાઓને કેળવણી આપીએ તો જ એ કોમની ત્રુટિઓ, એબો કાઢી શકાય અત્યાર સુધીમા જે કામ થયું છે તે બહુ થોડુ થયુ છે પણ સારુ થયુ છે. જે છોકરાઓ અહીથી તાલીમ લઈને ગયા છે તે સસારના જીવનમા એવી રીતે લપસી પડ્યા નથી કે આ સસ્થામા લીધેલા સંસ્કાર ભૂસાય ગાધીજીએ સ્વરાજ્યની લડત બે પ્રકારે ચલાવી એક ઉગ્ર પ્રકારે જેમા સરકાર સાથે ઘર્ષણમા આવવુ પડ્યુ. બીજુ ખાદી અને રચનાત્મક કાર્ય દ્વારા, જેમા સરકારની સાથે ઘર્ષણમા આવ્યા વિના લોકોને સ્વરાજ્ય ભોગવવાની તાલીમ આપી આમાના વૃક્ષ પરનુ ફળ પાકીને પડે તેમ આ રીતથી સ્વરાજ્ય ખોળામા આવીને પડે બન્ને રસ્તે કામ બહુ થોડુ થયુ છે છતા સ્વરાજ્ય તો આવીને પડવાનું ચારે તરફ અવિશ્વાસ, અશાતિનું વાતાવરણ છે. કારણ વિશ્વયુદ્ધમા દારુણ સહાર થયો અને વેરઝેર ફેલાયાં. એનાં ફળ આખી દુનિયા ભોગવી રહી છે.

હજી આપણામાં સ્વરાજ્ય હજમ કરવાની શક્તિ નથી આવી. અને લડાઈને લીધે આવેલી આર્થિક અશાંતિને લીધે આપણે ગભરાઈ ગયા છીએ.

જેણે ગઈ લડાઈમાં આટલું જોર બતાવ્યું તે જર્મની આખરે હારી ગયું છે અને અત્યારે ત્યાં સંખ્યાબંધ માણસો ભૂખે મરે છે. એ હારી ગયેલું જર્મની ભૂખને લીધે અત્યારે અકળાઈ ગયું છે.

આપણને પણ અત્યારે જો બહારથી ખોરાક ન મળે તો '૪૩માં બંગાળમાં ૩૦ લાખ મરી ગયાં એવું ઠેકાણે ઠેકાણે થાય. માપબંધીમાં જે ખોરાક આપે છે તે પેટપૂરતો નથી. ખેડૂતો પેદા કરે છે તે બધું પોતે રાખી શકતા નથી. એને લીધે ચારે બાજુ અસંતોષ અને અશાંતિ ફેલાય છે.

શિક્ષક પણ દુઃખી વર્ગોમાંનો એક છે. શિક્ષકોનો પગાર હિંદુસ્તાનમાં સૌથી ઓછો હોવાનો સંભવ છે. શહેરમાં ભંગીને વેતન મળે છે એટલું ઘણી જગ્યાએ શિક્ષકને મળતું નથી એમ કહેવાય છે. શિક્ષકનો દરજ્જો અને આબરૂ રહ્યાં નથી. શિક્ષકના ધંધાની સમાજમાં કદર ઊતરી ગઈ છે.

શિક્ષક પોતે પોતાના ધંધાને જે સ્થાન મળવું જોઈએ એ આપવા પ્રયત્ન નહીં કરે તો સરકાર કાંઈ નહીં કરી શકે. સમાજ કાંઈક મદદ કરી શકે. પણ મુખ્ય વાત શિક્ષકના હાથમાં છે. માન અને આબરૂ કોઈની આપી અપાતી નથી. પોતાની લાયકાત પ્રમાણે મળે છે. અસલના જમાનામાં શિક્ષકો આવાં મકાનોમાં નહોતા ભણાવતા, પણ સારી પેઠે માનમરતબો ભોગવતા. અત્યારે તો શિક્ષકોનું મોટે ભાગે ધ્યાન ખેંચાયું છે એમના પોતાના પેટ તરફ. એ કેટલે દરજ્જે યોગ્ય છે એ હું નહીં કહી શકું. પણ એટલું કહું કે હડતાળો શિક્ષકોને શોભા આપતી નથી. હડતાળ એ મજૂરનું કામ છે. મજૂરો આજે હડતાળ પાડે તો કાલે એનો ફેંસલો થશે. કારણ માલિકને રોજ ને રોજ નુકસાન થાય છે. રોજ જેની સેવા વગર સમાજને નથી ચાલતું એ હડતાળ પાડે ત્યારે સમાજમાં ખળભળાટ થાય છે. જોકે એવાં કામ પણ લોકો ઉપાડી લેતા થયા છે. પણ શિક્ષકો હડતાળ પાડે અને બે ત્રણ માસ બાળકો ન ભણે તો સમાજ એટલો ખળભળી ઊઠતો નથી. શિક્ષક સમાજનું દિલ હલાવી શકતો નથી. બસ-ટ્રામવાળાને મુંબઈમાં મળે છે તે ઠીક મળે છે છતાં તેમણે હડતાળ પાડી છે. કારણ શહેરમાં પગે ચાલીને લોકો કામધંધે જઈ શકતા નથી. ધંધો ચાલુ રહે એ માટે એ સાધનોની જરૂર છે. પણ શિક્ષકોનું એવું નથી. બાળક એક વરસ ન ભણે તો માબાપને થાય છે કે કંઈ નહીં. આજના ભણતર ઉપરથી પણ લોકોનો ભાવ ઓછો થયો છે. આપણે

સ્વરાજ્ય સાચું જોઈતું હોય તો તે અંગ્રેજી પદ્ધતિનું નહીં પણ આપણી જૂની પંચાયત પદ્ધતિનું જોઈએ. પહેલાં પંચનું રાજ્ય હતું ત્યારે શિક્ષક ભૂખ્યો રહે એ ગામડું જીરવી શકતું નહીં. શિક્ષકને આપવાની પોતાની ફરજ છે એમ મનાતું. એમાં પુણ્ય છે એવી પણ ભાવના હતી. અત્યારે શિક્ષક મજૂરને દરજ્જે ઊતરી ગયો છે. એનો ત્યાગ અને બલિદાનનો સમાજ પર પ્રભાવ પડવો જોઈએ.

### શિક્ષકોએ પૂછેલા સવાલોના જવાબમાં

મને અંગત, સવાલ પૂછ્યો છે એ સવાલ પૂછનારની અજ્ઞાનતા સૂચવે છે. શિક્ષક આટલું જ જાણતો હોય તો મુશ્કેલ છે. એ ક્યારે અને શું જ્ઞાન આપી શકે? એનો શો જવાબ આપું? મારું પોતાનું ઘર ક્યાંય છે જ નહીં. દિલ્હીમાં હું ભાડાના મકાનમાં રહું છું. હું લોકોનો ચૂંટાયેલો પ્રતિનિધિ છું. મને ઉઠાડી મૂકશે તો મારી જગાએ બીજો આવશે તે એ મકાનમાં રહેશે. મારે અહીં આવવું હોય તો હું વિમાનમાં આવું છું. એટલા જ માટે કે એ દિવસ મારા કામમાંથી બચે. સમાજસેવાના દરેક સ્થાનને માટે સેવકને તે સ્થાનને અનુકૂળ સાધન પૂરાં પાડવાં જોઈએ. અલબત્ત, જો તે વધારેપડતાં હોય તો તેમાં કાપકૂપ કરવી જોઈએ.

* * *

આંતરરાષ્ટ્રીય દેશોમાં હિંદનું સ્થાન કેટલું છે એનો જવાબ પણ શિક્ષકે જાણવો જોઈએ. આંતરરાષ્ટ્રીય સ્થિતિમાં આપણા દેશનું સ્થાન એ રીતે આગળ આવ્યું છે. પહેલાં સામ્રાજ્યમાં હિંદુસ્તાન ગુલામ હતું એથી એની નિંદા થતી. આજે દુનિયામાં ખબર પડી ગઈ છે કે હિંદ સ્વતંત્ર થવાનું છે. બાકી રહ્યું છે તે તો નામનું બાકી છે. દરેક સ્વતંત્ર દેશ હિંદ સાથે સંબંધ બાંધવા ઇચ્છે છે. હિંદને સ્વતંત્ર ગણવા બધા દેશ તૈયાર થઈ ગયા છે. બધા ઉમેદ રાખીને બેઠા છે કે હિંદ સાથે સારો સંબંધ રાખીએ તો સારો લાભ થાય. થોડા વખતમાં એશિયાના પ્રતિનિધિઓની સભા થઈ તેથી જગતમાં સારી પેઠે હિંદની જાહેરાત થઈ છે. હિંદુસ્તાનમાં અશાંતિ હોય તો દુનિયામાં અશાંતિ રહેવાની એમ સૌને લાગે છે. ગાંધીજીએ ત્યાં કહ્યું કે હિંદુસ્તાને દુનિયાને જે સંદેશો આપવાનો છે તે તેણે પોતે હજમ કરવો — પચાવવો જોઈએ.

* * *

આસપાસની ખારિયા વસ્તીમાં ખૂબ અજ્ઞાનતા છે. હિંદુસ્તાન સ્વતંત્ર થાય એની હૂંફ, એની ગરમી એકેએક દેશવાસીને લાગવી જોઈએ. આપણા

જેવો જ પછાત વર્ગને ગણવો જોઈએ. એને ઉઠાવવો જોઈએ. હવે રાજ્ય પોતાનું થયું. આજ સુધી લઢીને કરવાનું હતું. હવે મળીને કરવાનું છે.

તમે શિક્ષકો ત્રણ ચાર મહિના માટે અહીં આવ્યા છો, મધમાખીની જેમ જેટલું મીઠું છે—સાર છે એ લઈ લેવાની વૃત્તિ તમારે રાખવી જોઈએ. જેની વૃત્તિ એવી છે કે આ ખોટું છે, આ ખોટું છે તેને કશો લાભ નહીં થાય.

આ આશ્રમમાં કોણ રહે છે? એનો ત્યાગ કેટલો છે? અહીં દવાખાનું ચાલે છે તે કેમ ચાલે છે? ગંગાબહેન કેમ આવ્યાં? કેવી રીતે આવ્યાં? બોરસદની શેરીમાં બહેનો પર લાઠીચાર્જ થયો, એની આગેવાની એમણે કેમ લીધી? એ બધું તમારે ઝીણી નજર રાખી જાણી લેવું જોઈએ.

શિક્ષક ઓછું કે પાતળું શિક્ષણ આપી શકે ભલે, પણ એના ચારિત્રનો પ્રભાવ પડતો હોય તો ઘણું કરી શકે.

એટલે શિક્ષકે પોતાનું જીવન જેટલું બને તેટલું નિર્મળ કરવું જોઈએ.

## ૧૪૨

## ચારુતર ગ્રામોદ્ધાર મંડળ

[તા. ૪-૪-૧૯૪૭ના રોજ આણંદ ચારુતર ગ્રામોદ્ધાર મંડળ તરફથી સ્થપાયેલા વિઠ્ઠલભાઈ પટેલ મહાવિદ્યાલયની ઉદ્‌ઘાટનવિધિ વખતે આપેલું ભાષણ.]

આ જે પ્રયોગ અહીં થઈ રહ્યો છે તે નજરે જોવા ઘણા વખતથી હું પ્રયત્ન કરી રહ્યો હતો. બે ત્રણ વખત વિચાર કર્યો, પણ એક યા બીજા કારણે નિશ્ચય પૂરો ન કરી શક્યો. થોડા વખત પર અમદાવાદ આવ્યો ત્યારે માંદો પડ્યો અને પાછું જવું પડ્યું. મુખ્યત્વે શ્રી ભાઈલાલભાઈના કામ માટે આવ્યો છું. પરમ દિવસે ડૉક્ટર મગનભાઈનું ખેતીવાડી કૉલેજનું કામ છે. રાસમાં એક ખેડૂત આશાભાઈનું કામ જોવા જવું છે.

તમે જાણો છો કે ભાઈલાલભાઈ એક કુશળ અનેઅમાહોશ એંજિનિયર છે. સારી જિંદગી સિંધમાં નોકરી કરી. અમદાવાદની મ્યુનિસિપાલિટીએ મારી પાસે એંજિનિયરની માગણી કરી. આપભોગ સિવાય કંઈ કામ નથી આવતું, ભલે આપણી સરકાર હોય. હું આપભોગમાં માનનાર છું, એ પણ આપભોગમાં માનનાર છે. મેં એમને કહ્યું કે ઘણાં વર્ષ બહાર નોકરી કરી હવે થોડી પ્રાંતની સેવા કરો અને એ અમદાવાદ આવ્યા. અમદાવાદ મ્યુનિસિપાલિટી ઉપર એમણે કેવી છાપ પાડી એ સૌ જાણે છે.

૧૯૪૨ની લડત આવી અને અમદાવાદ મ્યુનિસિપાલિટીના મોટા મોટા ઑફિસરો ભાગ્યા; ઘણા જેલમાં ગયા, રાજીનામાં આપ્યાં, એમણે પણ આપ્યું. હું જેલમાંથી આવ્યો અને એમણે મને પોતાની કલ્પના સમજાવી. હું કહેતો કે શહેરમાં ઘણા એંજિનિયર મળશે, ગામડામાં જનાર જોઈએ. ડૉક્ટર મગનભાઈને પણ ખેતીવાડી કૉલેજમાં જિંદગી ગાળવા લાવ્યો છું. મારી ઇચ્છા તો એ છે કે આપણા જિલ્લામાં તમે કાંઈ પણ કામ કરીને નમૂનો મૂકો. વૉશિંગ્ટને અમેરિકામાં જે કર્યું એવું આ ભાઈલાલભાઈનું સ્વપ્નું છે.

પહેલાં તો મેં કહ્યું કે ગાંધીજીને સમજાવો. એમણે ગાંધીજીને કંઈક ચકવ્યા પણ ખરા. પણ ગાંધીજીને વખત નહોતો એટલે કુમારપ્પાને મળવા કહ્યું. એમણે કુમારપ્પાને ખીસામાં ઉતાર્યા છે.

તમે આઠસો નવસો એકર જમીન આપી એ માટે તમને મુબારકબાદી આપું છું. મને યાદ છે કે નાનપણમાં આ માર્ગે જતાં લૂંટારાથી સાવધ રહેવા આમ તેમ જોવું પડતું. હવે આ માર્ગે કોઈ આડે ન આવી શકે એવું એમણે કર્યું છે.

તમે દાન પણ કર્યું, વેપાર પણ કર્યો અને ફાયદો પણ કર્યો. પણ ભાઈલાલભાઈએ ધૂળમાંથી કંચન કર્યું છે. જંગલમાં મંગળ કર્યું છે. ચૌદ મહિનાથી ભાઈલાલભાઈ અહીં આવીને બેઠા છે. ઝાડ નીચે ખાટલામાં પડાવ નાખ્યો છે. તેર મહિનામાં જે કર્યું છે તે ઉપરથી ત્રણ વર્ષ પછી કેટલું થશે એની કલ્પના કરવાની છે. નવી ઢબનું આદર્શ ગામડું કેવું હોય અને નવેસરથી ગામડું કેવી રીતે વસાવવું એ કલ્પના છે.

ખેડૂતો આજે ગામડામાં મકાનો બાંધે છે. એમાં એકનો ખૂણો આમ હોય, બીજાનો આમ હોય. રસ્તાઓની પણ કશી સરખી રચના નથી હોતી. આપણે આપણી રહેવાની જગા સ્વચ્છ રાખવી જોઈએ, સ્વચ્છ હવા બગાડવી ન જોઈએ. ગામમાં ધૂળ ન હોય, ધુમાડો ન હોય, ગંદકી ન હોય. ઢોરની સાથે આપણે ઢોર નહીં થવું જોઈએ. નહીં તો ઢોકરો ખાતા આવ્યા છો તેમ ખાયાં કરશો. શિવજીનો જેવો પોઠિયો હોય છે તેવાં આપણાં ગાયઢોર જોઈને આંખ ઠરે, દિલ ખુશ થાય એમ રાખવાં જોઈએ. આંગણામાં છાણ પડ્યું હોય ને ત્યાં માખી, મચ્છર, જૂવા થાય એ તો નરકવાસ છે. અહીં ગામડામાં ઠેકાણે ઠેકાણે શૌચ માટે બેસવું ન જોઈએ, છોકરાંઓએ આંગણામાં નહીં બેસવું જોઈએ. પાયખાનામાં અને દીવાનખાનામાં ફરક ન રહે એવું સ્વચ્છ પાયખાનું હોવું જોઈએ.

ખેડા જિલ્લાના આ ભાગમાં જેટલી હાઈસ્કૂલો, કૉલેજો છે એટલી ક્યાંય નહીં હોય. પણ એમાં થોડું મિથ્યાભિમાન અને હુંસાતુંસી હોય છે એ ટાળવી જોઈએ. અહીં સાયન્સ કૉલેજ થાય એટલે એક પેટલાદમાં પણ થવી જોઈએ, એક નડિયાદમાં પણ થવી જોઈએ, એનો અર્થ એ થાય કે એકે સંસ્થા સારી અથવા પૂરી ન થાય. એક સંસ્થામાં પૂરતા પ્રમાણમાં સારા શિક્ષકો હોવાને બદલે બધે થોડા થોડા વહેંચાઈ જાય.

આપણે અંગ્રેજ પાસેથી કેટલુંક શીખી લેવું જોઈએ. એ હૉસ્પિટલ કરશે તો બધાં એમાં જ દાન આપશે અને એને ઉત્તમ બનાવશે.

આપણને કૉલેજો ચલાવવા માણસો મેળવવા મુશ્કેલ છે. મહારાષ્ટ્રમાં એવા માણસો મળે છે. ત્યાં કેળવણીનો શોખ છે. ગુજરાતમાં વેપારી વૃત્તિ પ્રધાન છે.

હું તમને એક વસ્તુ કહેવા ઇચ્છું છું. આ ભાગમાં જમીન ઉપર તેની ગુંજાશ કરતાં વસ્તી વધારે થઈ ગઈ છે. તસુ તસુ જમીન માટે લડી મરીએ છીએ, ખૂન થાય છે, એ સારું નથી. આપણને પ્રભુએ બુદ્ધિ આપી છે. દક્ષિણ આફ્રિકાનાં ને પૂર્વ આફ્રિકાનાં બારાં આપણે માટે બંધ થઈ ગયાં હોય તો બીજા રસ્તા શોધવા જોઈએ. બાપનો કૂવો ઊંડો હોય તો એમાં ડૂબી ન મરાય. અંગ્રેજો એક નાના સરખા ટાપુમાં મુઠ્ઠીભર છે પણ તેઓ આખી દુનિયામાં ફેલાયા છે.

કુટુંબના ગામમાં થોડા થોડા ટુકડા માટે લડી ન મરવું જોઈએ. અહીંના ખેડૂતોમાંથી એક વર્ગે સારી પેઠે બુદ્ધિકુશળતાથી જમીનને શોભાવી પણ બીજો વર્ગ છે એણે જમીનને શોભાવી નથી. એનાં હાડકાં કંઈક ચોર થયાં છે. એ ધારાળા વર્ગ છે. એને ધારાળા કહીએ તો ગુસ્સો ચઢે છે. એ પોતાને રજપૂત કહે છે. એમાં કેટલાક જુવાનિયા પેઠા છે એ એમાં ઝેર ફેલાવે છે. એમની મિલકતવાળા સાથે એમને લડાવવાનું કરે છે. મોટાં મોટાં કારખાનાંવાળા સાથે અથવા જમીનદારો સાથે લડાવતા ત્યાં સુધી તો હું સમજતો. પણ અહીં મોટા જમીનદારો નથી, માટે અહીં રહીને વેરઝેર ઊભાં કરવાં તેના કરતાં જ્યાં જમીન મળે ત્યાં જવું. બ્રાઝીલ, મોરિશિયસ જઈ શકાય. આજે તો દુનિયા નાની થઈ ગઈ છે.

આ સંસ્થા ખેડૂતની બુદ્ધિશક્તિ ખીલવવા માટે, સાહસિક વૃત્તિ કેળવવા માટે છે. આ સંસ્થામાં સ્વતંત્ર નાગરિક પેદા કરવાની કલ્પના છે. એ કલ્પના ભાઈલાલભાઈની છે. મેં એમાં એમને પહેલેથી સાથ આપ્યો છે. તમને સૌને વિનંતી કરું છુ કે આ સંસ્થાને હૃદયથી સાથ આપજો. ભાઈલાલભાઈએ તો આ સંસ્થા પાછળ જ જિંદગી પૂરી કરવાનો સંકલ્પ કરેલો છે.

માણસ પૈસા કમાઈ જાણે છે, પણ કમાણીનો સદુપયોગ કેવી રીતે કરવો એની ખબર બધાને નથી પડતી.

હિંદુસ્તાનમાં કોઈને દાન કરવું હોય તો ગાંધીજીને આંખો મીંચી આપી જાય છે. કારણ એને ખબર છે કે એમને આપેલું ધન સારી રીતે ખર્ચાશે.

વ્યક્તિઓના સારા જીવનથી જ સામાજિક જીવન ઊંચું થાય છે. જેની પાસે ઓછી શક્તિ હોય એને શક્તિવાળાઓએ ઊંચા લેવા જોઈએ. સમાજમાંથી ઊંચનીચના ભેદ કાઢી નાખવા જોઈએ. ગાંધીજી આવ્યા ત્યારના કહે છે કે અસ્પૃશ્યતા જવી જોઈએ. આ નગરમાં એટલે જિલ્લામાં કોઈ અસ્પૃશ્ય નહીં રહેવો જોઈએ. કોઈ ધનિક હોય તેની ઈર્ષા નહીં કરવી જોઈએ. ગરીબ હોય તેનો તિરસ્કાર નહીં કરવો જોઈએ. એઓ કાઢચા વિના સ્વતંત્ર હિંદુસ્તાનને શોભાવી નહીં શકો.

આ સંસ્થાને શોભાવવી હોય તો દિલનો ને હૃદયનો સાથ આપજો. મને તો ઉમેદ છે કે આપણે હિંદુસ્તાનને આદર્શ આપી શકીશું, બતાવી શકીશું કે ગામડાં કેવાં હોવાં જોઈએ. એનાં ફળ, ફૂલ, ઝાડ કેવાં હોવાં જોઈએ, એનુ ખાતર કેવું હોવું જોઈએ.

અંગ્રેજો તો જવાના છે. આપણે માથે જવાબદારીનો બોજો આવ્યો છે તો આપણે પહેલ કરવી જોઈએ. આપણાં ગામડાં આપણે સંભાળવાનાં છે. શહેરોમાં કોમ્યુનિસ્ટોનો તથા કોમવાદીઓનો રોગચાળો પેઠો છે તે ત્યાંથી કાઢવો જોઈએ અને ગામડાંમાં પેસવા ન પામે એ જોવું જોઈએ.

આ સંસ્થામાં દરેક પોતાનું જીવન આબરૂભેર ને સ્વમાનથી ગાળી શકે એ પ્રયત્ન છે. એની સાથે આદર્શ ગામડું રચવાની પણ કલ્પના છે.

હું કેવું વિદ્યાલય ખુલ્લું મૂકું છું એ તો ભાઈલાલભાઈ કહી શકે. સંસ્થા ત્યારે જ શોભે કે જ્યારે એની પાછળ જે ભાવના હોય, તેને આપણે અમલમાં મૂકી બતાવીએ.

તમે બધા મારી પાસે પ્રાર્થનામાં જોડાઓ કે ભાઈલાલભાઈના મનોરથ પૂરા થાય અને આ સંસ્થા આખા હિંદુસ્તાનમાં જોવા જેવી થાય.

જેમણે દાન આપ્યું છે એમને મુબારકબાદી આપું છું. જોકે સ્થાનિક દાતાઓને તો એ દાનનો લાભ પણ મળવાનો છે. એમનાં જ છોકરાંઓને અહીં ઉત્તમ ભણતર ભણવાનું મળશે.

## ૧૪૩

# રાસમાં ખેડૂતો આગળ

[ તા. ૫-૪-૧૯૪૭ના રોજ રાસમાં કસ્તૂરબા પ્રસૂતિગૃહનું ખાતમુહૂર્ત કરતાં આપેલું ભાષણ. ]

ઘણા વખતથી તમને બધાંને મળવાની ઇચ્છા હતી. આ દવાખાનાનું ખાતમુહૂર્ત કરાવવા આશાભાઈ વારંવાર મારી પાસે આવ્યા. મેં પ્રયત્ન કર્યો પરંતુ વહેલો ન આવી શકયો તે માટે માફી માગું છું. આવું સુંદર કામ મારે લીધે રોકાઈ રહે તો હું ગુનેગાર ગણાઉં. એક વખત અમદાવાદ સુધી આવ્યો પણ માંદો પડયો.

આ વખતે પણ ઘણી મુશ્કેલીઓ છતાં દૃઢ નિશ્ચય કરી નીકળી આવ્યો. ફરી જૂના સ્મરણો તાજાં થાય છે. ઘણી લડાઈઓ કરી, સુખદુઃખના ઘણા અનુભવ કર્યા. રાસના બહાદુર લોકોએ ઘણી બહાદુરી બતાવી. કોઈક વાર નિરાશા પણ આવી, મૂંઝાયા. જમીનો વેચાઈ ગઈ એ ખેડૂત કેમ સહન કરે? પણ જેને વિશ્વાસ હતો એ નિરાંતે સહન કરતા. તમને કુશળ ખેડૂતોને જમીન તો ગમે ત્યાં મળે, પરંતુ તમારી જ જમીન તમને પાછી મળી ગઈ છે અને તમે હની તેવી કરી દીધી છે. હવે મને શ્રદ્ધા બેઠી કે જે કહેતા હતા એ સાચું. તમને પણ મારામાં વિશ્વાસ બેઠો અને હિંદુસ્તાનમાં તમારી આબરૂ વધી.

દાંડીકૂચ વખતે પેલા વડ નીચે પોલીસે મને પકડયો અને બોરસદમાં મૅજિસ્ટ્રેટે મને સજા કરી, અને તમે પ્રતિજ્ઞા કરી કે સ્વરાજ મળતાં સુધી લડવું. એ પ્રતિજ્ઞા તમારી પૂરી થઈ. અંગ્રેજો જવાના એ નક્કી છે. હવે મોડું થાય છે તે આપણી અંદર અંદરની તકરારોને લીધે. અંગ્રેજ વિચક્ષણ ને ચકોર છે.

આપણે જેને માટે લડત કરી, જમીનો ગુમાવી તે મળી ગયું. પણ હવેનું કામ એના કરતાં કઠણ છે. મને પકડયો, તમને ઘર ચડયું. આપણે ઘેર મહેમાન આવે અને પકડે તે જેવું ખરાબ લાગે એવું તમને લાગ્યું. તમે આવેશમાં – જોશમાં આવી બહાદુરી બતાવી. તે બદલ મુબારકબાદી આપુ છું, પણ હવે ગરમીનું કામ નથી. ઠંડું કામ કરવાનું છે. એ કઠણ છે. કસ્તૂરબાએ સ્વરાજ્યમાં પહેલું નામ લખાવ્યું. તમે તો જમીનો ગુમાવી ને પાછી મેળવી. પણ કસ્તૂરબાએ તો ત્યાં જ આગાખાન મહેલમાં

પથારી કરી. મહાદેવભાઈએ પણ ત્યાં સમાધિ કરી. એ તો જાત્રાનું સ્થાન થઈ ગયું. અમે ગયા ત્યારે ત્યાં પથારી કરીએ કે સ્વરાજ લઈને આવીએ એ પ્રતિજ્ઞા હતી.

હિંદુસ્તાનમાં સ્ત્રીઓને દવાદારૂનું ભાન નથી. પ્રસૂતિમાં પડેલી બાઈની શી સ્થિતિ હોવી જોઈએ, જન્મેલા બાળકની માવજત કેમ કરવી જોઈએ, એનું કોઈ પ્રકારનું ભાન આપણી બહેનોને નથી. કાંઠામાં આસપાસ કોઈ માંદું થાય, સ્ત્રીઓ માટે પ્રસૂતિની સગવડ જોઈએ, તેને માટે આ ખાતમુહૂર્ત કર્યું છે. આપણી પાસે પહેલાંની કુશળ દાયણો રહી નથી. આજના યુગને અનુકૂળ એ અંગેનું જ્ઞાન આપવું જોઈએ.

લોકોએ કસ્તૂરબા સ્મારક માટે એક કરોડનો ફાળો કરવાનો નિશ્ચય કર્યો.. એકને બદલે સવા દોઢ કરોડ સુધી ફાળો પહોંચ્યો. એમાં પણ તમે સાથ આપ્યો. આશાભાઈએ એ કામ ઉપાડ્યું. એ તો બહાદુર માણસ છે. એ પણ એક વાર તમારાથી વધારે મૂંઝવણમાં હતા. જમીનો ગયા પછી ગાંધીજી સાથે હું આવ્યો હતો. ગામની એક બાઈએ જતાં જતાં એકબે વચનો કહ્યાં તે અમે સાંભળી લીધાં, પણ આશાભાઈને બહુ ખોટું લાગ્યું. પણ તમારી જમીનો પાછી આવી એટલે હવે તમને વિશ્વાસ બેઠો.

જમીનો આપણે ગુમાવી તે કેવી રીતે ગુમાવી એ વિચારો. આપણામાં ફાટફૂટ હતી. ગામમાં ખટપટ થઈ. થોડા લોક ગામના પણ મળ્યા. પરદેશી સરકાર ફાટફૂટથી જ રાજ ચલાવી શકે. ગોરા સાહેબે લખી આપ્યું. પણ એ તો એનું રાજ ચાલે ત્યાં સુધીનું જ હોય ને? અમે તો પહેલેથી કહેતા હતા કે હિંદુસ્તાનમાં હિંદીઓ જ રાજ કરી શકે. તમે પાછા ગામના ભળી તો ગયા છો પણ દિલ એક છે કે જુદાં તે ખબર નથી.

પંચાયતી રાજ એ જ સાચું સ્વરાજ છે. બધાએ એક બાપની પ્રજા તરીકે સરખે સરખા થઈને રહેવું જોઈએ. કોઈ ઊંચનીચ ન હોય. ગામમાં બાળા જતી હોય તો કોઈ કુનજર ન કરે. કોઈ અપશબ્દ ન કહે. આપણે પોલીસની અપેક્ષા નથી રાખી. આજે તો કઠણ વખત છે. કોઈ એકબીજાની નિંદા કુથલી ન કરે.

આજે એકના પાંચ આપી બહારથી અનાજ લાવવું પડે છે. ખેડૂતને પકવેલું પૂરું મળતું નથી., ખેતીવાડી દુનિયામાં ભાંગી ગઈ છે. બધે જ ખેડૂતો પાસેથી અનાજ લઈ લેવામાં આવે છે. જર્મન જેવી બહાદુર પ્રજાના માણસો પણ ભૂખને લીધે ટપટપ મરી જાય છે. આપણે સ્વરાજ્ય તો મેળવ્યું પણ હજી એ ઓળખ્યું નથી. ગામમાં કોઈ પણ માણસ ભૂખ્યો ન રહે. ભૂખ્યો હોય તો આપણા રોટલા પર કાપ મૂકીએ

પણ કોઈ ભૂખ્યો ન રહે. એ સ્વરાજ માટે મહેનત કરીએ છીએ. આમાં તમારો સાથ જોઈએ. તમને હું તો હમેશાં કહેતો આવ્યો છું કે એડ્વોકેટ કોરટકચેરીએ જાય છે, સ્ટાંપ ફી ભરે છે, એ શા માટે? પંચ મારફતે કજિયા પતાવો તો નાના, મોટા, ગરીબ સૌને ફાવી શકો. અમારી સ્વરાજની કલ્પના એ છે કે સૌને સારવાર ને મદદ મળે. એ અમારી અપેક્ષા છે. તમે બધાએ મારું સ્વાગત કર્યું એ માટે આભાર માનું છું.

તમને ફરી ચેતવણી આપું છું કે એક રાજ જાય છે અને બીજું આવે છે, તે વખતે સંપીને રહેજો. એકબીજાની રક્ષા કરશો તો આપણે કલ્પેલું સ્વરાજ આવવાનું છે. ભગવાન આપણને એવું સ્વરાજ પચાવવાની શક્તિ આપો.

## ૧૪૪

# કરમસદમાં માનપત્ર

[તા. ૯-૪-૧૯૪૭ના રોજ સવારના સાડા આઠે કરમસદ ગામના માનપત્રનો જવાબ.]

મારે માથે ત્રણ કામ હતાં એ પૂરાં કરવા હું દિલ્હીથી ગુજરાતમાં આવ્યો છું. મારે માથે એક પ્રકારનું ઋણ હતું ને એ દેવું પૂરું નહીં કરું તો મારી સદ્‌ગતિ નહીં થાય એમ મને લાગતું હતું.

એમાં મુખ્ય તો ભાઈલાલભાઈને સવા વરસથી જંગલમાં બેસાડ્યા હતા, એને કંઈ પ્રોત્સાહન ન આપી શકું, એ જોઈ પણ ન શકું એથી વારંવાર મને ઊંઘ પણ આવતી ન હતી. બીજું દેવું આણંદમાં ખેતીવાડીની સંસ્થા છે તેનું છે. જેલમાં જતા પહેલાં એ સંસ્થા કાઢી હતી. એના ખર્ચ માટેના પૈસા સરકાર પાસે અપાવ્યા હતા. ત્યાં ડૉક્ટર મગનભાઈને બેસાડ્યા છે. ભાઈલાલભાઈ અને મગનભાઈનું કામ જુદી જાતનું છે. ચાલતી આવેલી રૂઢિમાં થોડો ફેર કરવાનો છે. ત્રીજું કામ મારો એક સ્વયંસેવક આશાભાઈ રાસમાં બેઠો છે તેનું હતું. એણે ખૂબ સહન કર્યું છે. હું જેલમાં હતો ત્યારે કસ્તૂરબા ગયાં અને સ્મારકનો નિશ્ચય થયો. એમાં હું તો ફાળો ન આપી શક્યો. પણ રાસે જે સ્મારક કર્યું છે તે રાજી થવા જેવું છે.

તમારા ગામમાં એક ભાઈ શહીદ થયા. એવા તો ઘણા ભાઈ શહીદ થયા. એનું ફળ તો હવે આવ્યું છે. અંગ્રેજ જવાના છે. સ્વતંત્ર તો થવાના છીએ પણ પછી ગુલામીને યાદ ન કરીએ એ જોવાનું છે. સ્વતંત્ર હિંદુસ્તાન વધારે સુખી થાય, દુનિયાને શાંતિનો સંદેશો આપે તો સ્વતંત્ર થયેલું સાર્થક છે.

મને ખેડૂતોમાં રખડવાનું મન તો ખૂબ છે પણ શરીર ચાલતું નથી. અમદાવાદ આવ્યો અને જીવાભાઈ મળ્યા. એ મારા બાળપણનેકી. એમને કેમ ના પાડી શકું? એમણે ગામના પ્રેમની વાત કહી. દુનિયાનો પ્રેમ સંપાદન કરી શકાય પણ ગામના લોકોનો, તેમાં વળી કરમસદ ગામના લોકોનો પ્રેમ સંપાદન કરવો કઠણ છે. સંપાદન કરી શકે એ ભાગ્યશાળી છે. બાકી મેં તો ગામનું કંઈ કર્યું નથી.

ગાંધીજી આવ્યા ત્યારથી એમના સહવાસથી મેં મારું જીવન બદલી નાખ્યું છે. ગાંધીજી સાથે અહીં આવી ગયો છુ. તમારી બહાદુરીની તારીફ બીજા તો કરે. હું તો ગામનો એટલે એ સાંભળીને ફુલાઉં એમ નથી.

આપણી આસપાસ ગુલામીના જે મેલ ચઢયા છે એ કાઢવાના છે. સ્વતંત્ર થયા પછી પણ ગુલામીની દુર્ગંધ આવે તો સ્વતંત્રતાની સુવાસ નહીં ફેલાય. હું અહીં ભણતો હતો ત્યારે ઓટલા પર પંડયા સોટી લઈ ભણાવતા. પણ હવે તો જમાનો જુદો આવ્યો છે.

આજે જે માણસ જાનમહેનત પર આધાર નહીં રાખે તે ભાંગી પડવાના છે. અંગ્રેજોએ આજ સુધી પોતાના સ્વાર્થ ખાતર કેટલાક લોકોના કાયમના હક સાચવી રાખ્યા હતા. જવાબદાર રાજાઓ, મોટા મોટા કારખાનાંવાળા, એમને અંગ્રેજના રાજ્યની ઓથ હતી એ ચાલી ગઈ. અંગ્રેજોએ પોતાના સ્વાર્થ ખાતર આપણી એબને પાળીપોષી કાયમ રાખી. નાતમાં અનેક જાતના વાડા થયા. એક બ્રાહ્મણની કોમને ચોર્યાશી જાત. કૂવાના દેડકાને કૂવાનું અભિમાન, એને મહાસાગરની ગમ નથી. એ કંઈ હિંદુ ધર્મની સંસ્કૃતિ નથી. કાલે જ બોચાસણથી આવ્યો. ત્યાંના મહારાજ મારી પાસે આવ્યા અને કહે છે કે મંદિરમાં આવો. તમારા કુટુંબનો તો મંદિર સાથે જૂનો સંબંધ છે. પણ સાથે સાથે કહે કે એમાં હરિજનને દાખલ કરવાની અમારી હિંમત નથી ચાલતી.

બીજાઓ આપણી એબ ખોતરી ખોતરીને જુએ છે અને બહાર દેખાડે છે. આપણે અહીં હિંદુમુસલમાન જાનવરથી પણ ભૂંડી રીતે રહેતા હોઈએ, સ્ત્રીઓની મર્યાદા પણ ન રાખતા હોઈએ, લડી મરતા હોઈએ, એ આપણી શરમ છે. એને લીધે બહાર આપણી નાલેશી થાય છે. કોંગ્રેસનું રાજ આવે એથી ફાયદો શો થયો એમ કહો તો એ વાત સાચી છે. પણ તમારે સમજવું જોઈએ, કે એ તો જૂના રાજ્યનો વારસો મળ્યો છે. એને સાફ કરી સુધારવાનું છે. એટલે તુરતાતુરત ફાયદો ન દેખાય. અંગ્રેજો ગયા તે માટે આપણે શું કર્યું છે? જુવારના ખેતરમાં જઈ

એડૂત તાજી પાડે તેમ આપણે વાડાધાટ કરી તેમને બગાડ્યા છે. સ્વતંત્ર દેશોએ સ્વતંત્રતા મેળવવા માટે જે ભારે ભોગો આપ્યા છે તેના પ્રમાણમાં આપણે ઓછા ભોગ આપ્યા છે અને ઓછાં દુઃખ સહન કર્યાં છે.

ગાંધીજીએ તો પહેલેથી રચનાત્મક કાર્યની વાત કરી હતી.

(પછી રચનાત્મક કાર્યની ચાર દીવાલો—અસ્પૃશ્યતાનિવારણ, હિંદુમુસલમાન એકતા, ખાદી અને રાષ્ટ્રીય કેળવણી વિષે કહીને આગળ ચલાવ્યું:)

લાલ વાવટાવાળા અહીં બારિયા લોકોમાં પેઠા છે. એમની સાથે એમનો રોટલો ખાય છે અને એમને ઉશ્કેરે છે. હું કહું છું કે અહીં કાંઈ મિલો નથી ચાલતી કે હડતાળ પડાવશો તો એ અટકી પડશે. પણ તમારે આમાંથી ચેતવા જેવું છે. પડોશીને ભૂખ્યો ન રખાય. અને જમીનના પ્રમાણમાં વસ્તી વધી ગઈ છે તેનો ઇલાજ તો એ છે કે કેટલાકે બહાર નીકળવાનું સાહસ કરવું જોઈએ. તમારે સમજવું જોઈએ કે જે સાહસી હશે એ જ જીવી શકશે. અને બહાર પણ ઇજ્જત સાથે રહેવું જોઈએ

ગાંધીજી આફ્રિકા ગયા ત્યારે જોયું કે ફૂટપાથ પર હિંદીને ચાલવા નથી દેતા, ટ્રેનમાં સાથે બેસવા નથી દેતા. લગ્નવિધિ પણ આપણો કબૂલ નહોતા રાખતા. ગાંધીજી ત્યાં લડ્યા. અને એમને લાગ્યું કે પ્રથમ હિંદુસ્તાન સ્વતંત્ર કરવું જોઈએ.

હવે હિંદ સ્વતંત્ર થવાનું છે. તેની આબરૂ અત્યારથી વધી છે. સૌ પોતાના દેશનો એલચી આપણે ત્યાં મોકલવા માગે છે. તેવે વખતે આપણે અંદરની પોલ કાઢી નાખવી જોઈએ.

આ કન્યાશાળાનું મકાન તમે મારી પાસે ખોલાવ્યું. એમાં સૌ બાળને સાચી કેળવણી મળવી જોઈએ. આજની કેળવણી એવી છે કે કેળવણી લીધેલાંને કામ કરતાં શરમ આવે છે. એ સાચી કેળવણી નથી. આપણી કન્યાઓને સાચી કેળવણી આપીશું સો આપણા સમાજમાંથી કેટલાક કુરિવાજો, જે આપણને આગળ વધવા દેતા નથી, તે કાઢી નાખવાનુ સહેલું પડશે.

અમે મોટા ગામના છીએ એવું મિથ્યાભિમાન, અમે ઊંચા કુળનાં છીએ એવું મિથ્યાભિમાન, આપણે છોડવું જોઈએ. ગુલામોને વળી કુળ કેવાં? જેમણે સરકારની ખુશામત કરેલી, પોતાના સમાજનું નુકસાન કરીને સરકારને મદદ કરેલી એમને દેસાઈગીરીઓ મળેલી. એનું અભિમાન શું? ખરાં કુળ તો હવે રચવાનાં છે. આપણી સ્ત્રીઓ પ્રત્યેનો આપણો વ્યવહાર પણ બદલવો જોઈશે. આપણી સ્ત્રીઓ આપણી સાથે ચાલી શકે એવી

થવી જોઈએ. જુવાનિયાઓ હજી પણ આશા રાખે કે સ્ત્રી દાગીના લઈને આવે, ખાવાનું લઈને આવે, તો એ બધું ભૂલી જાઓ. જે સેવા કરે અને જે ચારિત્ર્યવાન હોય એ જ સાચા કુળવાન છે.

તમારા પ્રેમ માટે આભાર માનું છું.

## ૧૪૫

## કૃષિ મહાવિદ્યાલય

[તા. ૬-૪-૧૯૪૭ના રોજ આણંદમાં કૃષિ મહાવિદ્યાલયના મકાનના ખાતમુહૂર્તની ક્રિયા વખતે આપેલું ભાષણ.]

પાટીલ સાહેબની સૂચનાથી તમારી સૌની હાજરીમાં આ કૃષિ મહાવિદ્યાલયના ખાતમુહૂર્તની ક્રિયા કરી છે. ઈશ્વર એમનો ઉદ્દેશ પાર પાડે. આ સંસ્થાનો ટૂંકો ખ્યાલ ભાઈ મુનશીએ આપ્યો છે. આજ સુધી આવી સંસ્થાઓ સરકાર કરતી. આજ સુધી તેમાં દેશહિત તે ગૌણ વસ્તુ રહેતી. એની પાછળ સરકારની જમાવટ એ જ મુખ્ય ઉદ્દેશ રહેતો. આજ સુધી એક જ સંસ્થા ખેતીવાડીની પૂનામાં હતી. પણ એમાંથી પાસ થયેલા ભાગ્યે જ ખેતી કરતા. ઘણાખરા નોકરી શોધ્યાં કરતા.

આજ સુધી અમે પરદેશી સરકારો સાથે લડાઈઓ લડતા. તેની સાથે પ્રજાને ઘડવા માટે રચનાત્મક કાર્યક્રમ રાખ્યો છે. પણ એનું કામ બહુ ઓછું થયું છે. રામનામ હોઠ ઉપર જ રહે અને હૃદયમાં ન ઊતરે એના જેવું થયું છે.

પહેલાં સરકાર સાથે અસહકાર કરીને લડ્યા; પછી સવિનય ભંગની લડત લડ્યા. એમાંથી કંઈક ઢીલી લગામ છોડી અને પ્રાંતોમાં આપણાં પ્રધાનમંડળ આવ્યાં. એ પ્રયોગ કરતા હતા ત્યારે અહીં ખેતીવાડીની કૉલેજ કાઢવાનો વિચાર થયો. એમાં જનાવરોની ઓલાદ સુધારવી, તેને કેવો ખોરાક આપવો જોઈએ, તેનું દૂધ કેવી રીતે વધારવું, અત્યારે જમીનનું તળ ઊતરી ગયું છે, પ્રત ઊતરી ગઈ છે, તે કેવી રીતે સુધારવું એ બધું ખેડૂતોને બતાવવાનો ઉદ્દેશ છે. દાન તો મળ્યાં પણ પહેલો વિચાર તો એ થયો કે સંચાલક સારો ન મળે તો સંસ્થા સારી ન ચાલી શકે. અને મારી નજર સ્વર્ગસ્થ ભાઈ ત્રિવેદી પર ફરી. મેં એમને કહ્યું કે ઘણાં વર્ષ પૂનામાં સેવા કરી; હવે પોતાના પ્રાંતની સેવા કરવા વખત આવ્યો છે. એમણે વચન આપ્યું અને આવ્યા. સંસ્થા માટે ખેડૂતો પાસેથી જમીનો

તો મળત પણ સરકારી કામ રહ્યું એટલે એક્વિઝિશનમાં પડ્યું. એટલામાં કૉંગ્રેસ પ્રધાનમંડળોએ રાજીનામાં આપ્યાં. અમલદારોને થયું કે દાનના પૈસા છે; જેટલા અપાવાય એટલા ખેડૂતને અપાવો. આવું બધું બન્યું.

આ જમીન તો સાવ ઊતરી ગયેલી હતી. આજે તો સારામાં સારી જમીનને આંટે એવી જમીન થઈ છે. મેં ત્રિવેદી સાહેબને કહ્યું કે આપણે સારા માણસનું જૂથ નહીં પેદા કરીએ તો સંસ્થા સારી નહીં ચલાવી શકીએ. એમણે માણસો શોધવા માંડ્યા અને આજના ડિરેક્ટર મગનભાઈ મળી ગયા.

પછી અમે તો જેલમાં ગયા. ત્રિવેદી સાહેબને ઈશ્વરે ઉપાડી લીધા. સરકારને ડર હતો કે આ સંસ્થાનો ઉપયોગ સરકારને તોડવામાં થશે. મારો એવો વિચાર હતો જ નહીં. ટ્રસ્ટના પૈસા હતા. પણ સરકારને મારો વિશ્વાસ પડતો નહીં, મને એનો નહીં પડતો, એવું અમારું કામ ચાલતું. જોકે આ સંસ્થાનો સરકાર સાથે લડવામાં જરાયે ઉપયોગ કરવાનો મને સ્વપ્ને પણ વિચાર નહોતો.

ફરી વળી ૧૯૪૨માં અમે જેલમાં ગયા અને આ સંસ્થાને તોડવાના ઠીક ઠીક પ્રયત્નો થયા. પણ સંસ્થા તો રહી અને એ તો હવે જાય છે.

હું મગનભાઈને સંસ્થા સોંપી ગયો હતો કે, તમે ગુજરાતના છો, તમારું કામ અહીં દીપશે. તમારા દિલને સંતોષ થશે. આજે સરકાર એને બીજે ખેંચવા પ્રયત્ન કરે છે પણ આજની સરકાર મારી રજા વગર એને નહીં લઈ જાય.

હિંદુસ્તાનને સાચું સ્વરાજ અનુભવવાનું હોય તો ગામડાંની સિકલ, ખેડૂતની સિકલ બદલવી જોઈએ. ગુજરાતમાં અથવા હિંદુસ્તાનમાં ગમે ત્યાં જાઓ તો ગામડાંમાં ભાગોળે ઉકરડાની બદબો આવે છે. જ્યાં બગીચો જોઈએ ત્યાં આસપાસ લોકો ખુલ્લી રીતે પાયખાને બેસે છે. એ દશા સુધારવામાં આ સંસ્થાએ ફાળો આપવાનો છે.

અહીં છોકરાઓ જમીન પર સારી પેઠે મહેનત કરે છે. હું છૂટીને આવ્યો અને ખૂબ કામમાં હતો ત્યાં મને મગનભાઈએ આવીને કહ્યું કે, મારા છોકરાઓ થાકી ગયા છે કારણ અમને ખોરાક સારો અને પૂરતો મળતો નથી. મેં કહ્યું કે તમે તો પકવો છો, ગાયો છે, દૂધ માખણ છે. તો કહે કે સરકાર બધું લઈ જાય છે.

હવે એ બધામાં ફેરફાર કરવો છે. જુવારના ખેતરમાં તાળીઓ પાડી ચકલાં ઉડાડીએ તેમ ધાંધલ કરી સરકારને ભગાડી છે. પણ ખરી મહેનત હવે કરવાની છે. તો જ આપણી સ્થિતિ સુધરશે.

આ પાંચ વરસની સંસ્થા છે. એના ઉપર ખૂબ તોફાન વાવાઝોડાં આવ્યાં છતાં એ ટકી રહી છે, પાસે જ તેર માસનું એક બચ્ચું સંસ્થા છે. ત્યાં બીજો પ્રયોગ થઈ રહ્યો છે.

ખરું હિંદુસ્તાન ગામડાંમાં છે. એને ઉઠાવવાનું છે. આપણું કમનસીબ છે કે સ્વરાજ હજુ આવ્યું નથી ત્યાં તો એના તેજથી આંખે ઝાંખપ આવવા લાગી છે. સ્વરાજ્યના વિચારમાં આપણી ફરજ ચૂકીશુ તો ગુલામીમાં હતા તેવી જ સ્થિતિ રહેશે.

અહીં જે વિદ્યાર્થીઓ આવે એ નવા યુગના સિદ્ધાંતોને જીરવે અને ફેલાવે. અત્યારે તો ખેતીની આ એક જ સંસ્થા છે જેના ઉપર સરકારનો કાબૂ નથી. હવે સરકાર આપણી છે છતાં એ જૂની ઘરેડમાં ચાલે છે. એ મુશ્કેલ કામ છે. ખુરસી પર બેઠા એટલે જ્યાં ચોકડી કરી હશે ત્યાં જ સહી કરશે. છેકો મારી પોતાના બે અક્ષર નહીં લખે. એ ફેરફાર આપણે કરવો છે. એને વખત લાગશે. કારણ આપણે સૌના સહકારથી કામ કરવું છે.

મુંબઈ સરકારના પ્રધાન શુભ સંદેશ લઈને આવ્યા છે. અહીંના જેવી જ એમને કર્ણાટકમાં કૉલેજ કરવી છે. એમાંથી વિદ્યાર્થી સ્વરાજનો સંદેશ લઈને જાય એ ઉદ્દેશ છે.

આજે કારખાનાંવાળાઓને પણ નવાં નવાં કામ કરવામાં ઘણી મુશ્કેલી પડે છે. જોઈતી એક પણ ચીજ મળતી નથી. બાકી અત્યારે વેપારઉદ્યોગ માટે ઘણું ક્ષેત્ર છે. હિંદુસ્તાનની ઘણી ઇજ્જત છે. પરદેશો પૂછે છે કે એમને ત્યાં આપણી ઑફિસો ખોલીએ અને તેમની ઑફિસો અહીં ખોલે.

આખી દુનિયાનાં છાપાંના પ્રતિનિધિઓ હિંદમાં ભેળા થયા છે. પણ બિહાર, બંગાળ, પંજાબમાં લોકો નાસભાગ કરે છે. કશી લાજ મર્યાદા રાખ્યા વગર જાનવરથી પણ ભૂંડી રીતે બાળકવૃદ્ધને માર્યાનાં વર્ણનો આવે છે.

આ હિંદુસ્તાન — પ્રાચીન હિંદુસ્તાન — અહિંસા, પ્રેમનો સંદેશો જગતને આપે તો એનું કર્તવ્ય પૂરું થાય એમ ગાંધીજીએ એશિયન કૉન્ફરન્સને પુરાણા કિલ્લામાં કહ્યું, પણ એ સંદેશો આપતાં પહેલાં આપણે તે જીરવવાનો છે.

આપણા પક્ષની સત્તા જમાવી દઈએ એમ સૌને થઈ ગયું છે. પણ આપણે એમાં ન ફસાઈએ. આપણે વ્યવહારકુશળ છીએ. આપણે સત્તા માટે સત્તા નથી જોઈતી, નવી રચના કરવા માટે જોઈએ છે. એ નવી રચના આપણે કરી બતાવીએ.

બે પ્રકારની દોલત છે: એક જમીનની અને બીજી જાનવરની. એ અખૂટ દોલત છે. પણ આપણે એને 'સાચવીને વધારી' જાણી નથી. આજે આપણી ખેતીમાંથી આપણે ઓછામાં ઓછું પકવીએ છીએ. દુનિયામાં ગાયની પૂજા થાય છે. પણ એની દશા સૌથી ખરાબ છે. ખેડૂતના શરીર જેવાં હાડપિંજર છે, તેવી આપણી ગાયો છે. મરણ-પથારીએ પડવા હોઈએ ત્યારે ગાયને ખરીદી ગોદાન કરીએ. પછી એ ગાયનું દાન લેનાર એને કતલખાનામાં વેચી એના પૈસામાંથી બીજી ચાર ગાય ખરીદી ત્યાં વેચવાનો ધંધો કરે છે. આજ તો ગાયનું નામ રહ્યું છે. સૌ ભેંસ રાખે છે. કહે છે ગાય પોસાતી નથી. તો ગાય પોસાય એ પ્રયોગ અહીં કરી બતાવવો છે.

તે જ પ્રમાણે જમીનમાંથી ધન ખોદી કાઢવું છે. એ માટે નવજુવાનનું હાડ જોઈએ. નવજુવાનો લોખંડી શરીર બનાવીને એ કરી શકશે.

જે ભાઈએ આ સંસ્થાને દાન આપ્યું તેનો આભાર માનીએ. અને મુંબઈ સરકારના પ્રતિનિધિ સંદેશો લઈને આવ્યા છે તેમનો પણ આભાર માનીએ. મારું નામ તો એક નિમિત્ત છે. હું કંઈ ધ્યાન આપી શકતો નથી. હું તો જેલમાં ને બીજે ભાગતો ફરું છું. બાકી કામ કરે છે મુનશી અને મગનભાઈ. હા, કંઈ આંટીઘૂંટીનું કામ હોય અને મને કહે તો હું ઊકલવામાં મદદ કરું.

જે ભાઈઓએ આ સંસ્થાને ખીલવવામાં મદદ કરી છે તે સૌનો આભાર માનું છું અને સૌના આશીર્વાદ માગું છું.

## ૧૪૬

## વિઠ્ઠલ કન્યા વિદ્યાલયમાં

[૭-૪-૧૯૪૭ના રોજ શ્રી મુનશીએ નડિયાદ, વિઠ્ઠલ કન્યા વિદ્યાલયમાં ના. વિઠ્ઠલભાઈની પ્રતિમાની અનાવરણવિધિ કરી તે પ્રસંગે આપેલું ભાષણ.]

મુનશી નાટકકાર છે. એમની કલમ કવિની જેમ ચાલે છે, અને કલમની જેમ જીભ પણ ચાલે છે. એટલે એમણે મારે માટે જે કહ્યું તેથી ભુલાવામાં ન પડશો.

જો હિંદુસ્તાનમાં બ્રિટિશ સરકાર સામે કોઈએ સાચું બહારવટું લીધું હોય તો એ ગાંધીજીએ. હું તો એમના ટોળામાંનો એક. અમે એટલા ભાગ્યશાળી કે અમે અમારું કામ પરિપૂર્ણ થવા આવેલું જોવા પામ્યા છીએ.

આ રાજ્યતંત્રને ઉખેડી નાખવામાં અમારા નેતા ગાંધીજી હતા. રાજ્યતંત્ર ચલાવવામાં અમારા નેતા જવાહરલાલ નેહરુ છે. એની બાહોશી, ત્યાગ, કુશળતાની જોડી નથી. ગાંધીજીની સિપાઈગીરી જેટલી વફાદારીથી કરી તેટલી જ વફાદારીથી પંડિત જવાહરલાલજીની સિપાઈગીરી કરવા ત્યાં ગયો છું. એને મારાથી થાય તેટલી મદદ કરવાનો મારો ધર્મ છે અને તે પ્રમાણે કરું છું.

મેં ગઈ કાલે કહ્યું હતું તેમ જુવારના ખેતરમાં તાળીઓ પાડી ચકલાં ઉડાડીએ તેમ ખાલી હાકોટા કરી આપણે સ્વરાજ મેળવ્યું છે. મહેનત કર્યા વગર મળ્યું છે એટલે ગભરાઈ ગયા છીએ.

ગાંધીજીએ કહેલું હતું કે સાચું સ્વરાજ લેવું હોય તો પ્રજાની નિસ્વાર્થભાવે સેવા કરવી જોઈએ. જેમ રામનું નામ લઈએ છીએ, માળા ફેરવીએ છીએ પણ અંતરથી નથી લેતા, તેમ સ્વરાજ્યનું પણ કરીશું તો દુઃખી થઈશું. આપણે સાચા દિલથી કામ કરીશું તો સર્પની કાંચળી સહેજે નીકળતાં સર્પને કંઈ દરદ નથી થતું તેમ આપણી ગુલામી ઉતારી નાખી શકીશું. પણ ઉઝરડીને કાઢવા જતાં સર્પને દર્દ થાય, વખતે મરી જાય. તેમ આપણું પણ થવાનો ભય છે.

ગાંધીજી કહેતા હતા કે અસ્પૃશ્યતા એ પાપ છે. હિંદુ સમાજ હજી અસ્પૃશ્યતાને છોડતો નથી. દક્ષિણ આફ્રિકામાં અંગ્રેજ લોકો અને ડચ લોકો આપણને અસ્પૃશ્ય ગણે છે. અમેરિકામાં આંતરરાષ્ટ્રીય પરિષદમાં દક્ષિણ આફ્રિકામાં ચાલતા રંગભેદનો સવાલ ઉઠાવ્યો ત્યારે સ્મટ્સ સાહેબે કહ્યું કે હિંદુસ્તાનમાં પોતાના લોકો સાથે હિંદીઓ અસ્પૃશ્યતા રાખે છે તેનું શું?

ગાંધીજી આપણને એક થવાનું કહે છે. પણ આજ જેટલું હિંદુમુસલમાન વચ્ચે અંતર છે એટલું કદી નહોતું. તે જ પ્રમાણે આપણું કપડું આપણને બનાવી લેવાનું કહ્યું પણ આજે કાપડની બૂમ પડી છે તેટલી પહેલાં કદી નહોતી પડી. છતાં આપણને કપડું બનાવી લેવાનું સૂઝતું નથી. અંગ્રેજ તો ગયા. હવે આપણો કારભાર આપણે, સીધો ચલાવવો છે કે પછી ગુલામીને યાદ કર્યા કરવી છે? આપણે તો પંચાયતી રાજ સ્થાપવાનું છે. પંચાયત એટલે ગામનું પંચ. દરેક કોમના માણસો એમાં બેસે. એમાં હુંસાતુંસી હોય નહીં. આ તો સરકારે કાયદામાં નાખ્યું છે કે આ કોમના આટલા ને તે કોમના આટલા. પણ એમાં સંખ્યાની હરીફાઈ ન હોવી જોઈએ. પહેલાં હિંદુસ્તાનમાં એવી હરીફાઈ નહોતી થતી. સેવામાં હરીફાઈ શાની? આપણી પાસે સેવા કરનારા પૂરતા માણસો તો

છે નહીં. એટલે ખોટી હરીફાઈ છોડી કામે વળગવાનું છે. દેશમાં શાંતિ સ્થાપવાની છે અને લોકોની અગવડો તથા હાડમારીઓ દૂર કરવાની છે.

આપણે ઝપાટાબંધ એ વસ્તુ કરવી જોઈએ, વેગથી કામ કરવું જોઈએ. બધાએ એનો સંકલ્પ કરવાનો છે કે ગાંધીજીએ કહેલી વસ્તુ આપણે કરવી છે.

પહેલાં આપણે પોલીસને ગાળ દેતા હતા, તેમનો તિરસ્કાર કરતા હતા. તે વખતે એ અમલદાર હતા, આજે એ સેવક છે. પણ તમે કહેશો કે પોલીસ તો એની એ છે. તો હું કહું છું કે એમાં દાખલ થઈ જાઓ અને એને બદલો. તમને કોણ રોકે છે? એમાં કશી રુકાવટ નથી. કંઈ ટંટોફિસાદ થતાં પોલીસ પાસે દોડો છો, ટેલિફોન કરો છો, એ બરાબર નથી. એમ પોલીસ ઉપર આધાર રાખીને ન બેસાય.

કંટ્રોલનો કકળાટ ચારે તરફ છે. કોઈ ચીજ મળતી નથી. દરેકના કંટ્રોલ છે. તમે કહેશો કે તંત્ર બદલાયું એવું કંઈ ચિહ્ન દેખાતું નથી. સાચી વાત છે. જૂની સરકાર ઝપાટાબંધ જાય છે એનું પરિણામ છે. ગઈ લડાઈનો આપણને મળેલો એ વારસો છે. અને કાળાં બજાર કરનારા આપણા જ માણસો છે ને? એમના ઉપર આપણે કાબૂ મેળવવો જોઈએ.

કંટ્રોલ કાઢતાં પ્રધાનો ગભરાય છે. કારણ કંઈ ઊંધું થાય તો જૂના અમલદારો તો કહેશે કે અમે તો કહેતા જ હતા કે ન કાઢો. પ્રજાના સાચા સહકારની ખાતરી થાય તો જ પ્રધાનો કંટ્રોલ કાઢી શકે.

ઘણાખરા કંટ્રોલ મધ્યસ્થ સરકાર પાસે છે. એ પ્રાંતની સત્તા નથી. અને મધ્યસ્થ સરકારમાં હજી કશું ઠેકાણું પડ્યું નથી. હજુ સ્લેટ સાફ થઈ નથી. સ્લેટ સાફ થાય ત્યારે એમાં સાફ અક્ષર નીકળે.

જેને કેવળ સત્તા જ જોઈતી હોય તેને હું હમણાં જ અપાવી દઉં. એ માટે ઊંધુંચતું સમજાવવાની મહેનતમાં શું કરવા પડો છો? પણ સેવા કરવા માટે, લોકોનાં દુઃખ દૂર કરવા માટે સત્તા લેવાની છે. કાપડનો જ દાખલો લો. એમાં અનેક આંટીઘૂંટી છે. કોઈ કહેશે મિલોવાળાનો વાંક છે, કોઈ વેપારીનો વાંક કાઢે છે. મારા એકલાના હાથમાં હોય તો હું તો એક પણ કંટ્રોલ ન રાખું. પણ પ્રતિનિધિરાજ્યમાં બધાને સમજાવી કામ લેવાનું હોય છે.

સ્વરાજનો અર્થ એ છે કે આપબળ પર ઊભા રહેવું. કોઈના ઉપર આધાર ન રાખવો. પાડોશી ભૂખે મરતો હોય તો અડધો રોટલો એને પોતાનામાંથી આપવો.

આ એક અખતરો છે. જેમ જેમ તમે સમજશો તેમ તેમ તેની સુવાસ બહાર ફેલાશે.

હવે તો અહીં શિક્ષિકાઓ શીખવા આવે છે. એ તમારી પાસે શું શીખીને જાય? અહીં કોઈ બાળાને કોઈ પણ કામ કરતાં શરમ ન હોવી જોઈએ. સાચું બોલવામાં એને શરમ ન હોય, સંકોચ ન હોય. ખૂણામાં બેસીને કોઈની વાત આપણે નહીં કરવી જોઈએ. આપણે કશું છુપાવવાનું ન હોય.

આ શિક્ષિકાઓ તમારી પાસે શીખવા આવી છે. તમારી પાસેથી જે શીખીને લઈ જાય તે બીજાંને બહાર જઈ આપે. તમારામાંથી કોઈ શિક્ષિકા થશે તો એને શીખવા નહીં જવું પડે એ પોતાનું વિદ્યાલય ચલાવી શકશે.

આજ સુધી માબાપ એમ માનતાં કે ભણાવવાથી છોકરીઓ વંઠી જાય. પણ એ વહેમ ઝપાટાબંધ નાબૂદ થતો જાય છે. સંસારનું ગાડું બે પૈડાંથી ચાલે છે, પણ છેલ્લાં બસો વરસથી આપણે અપંગ થઈ પડયાં છીએ. કારણ આપણા એક અંગને આપણે ખોટું પડી જવા દીધું છે. બહેનોની મળવી જોઈએ એટલી મદદ મળતી નથી. અંગ્રેજની સ્ત્રી જરૂર પડે તો પતિના ટાઇપિસ્ટનું, ટપાલનું કામ કરે છે, બંદૂક પણ જરૂર પડે તો ઉઠાવે છે, સાથે સાથે એનું રસોડું પણ ચલાવે છે અને છોકરાં પણ ઉછેરે છે. એકલી હોય તોપણ કોઈથી ડરતી નથી. અહીં પાદરી ડૉક્ટરો આવે છે. તેમાં બાઈ ડૉક્ટરો પણ હોય છે. એ ઘોડા પર બેસીને બધે ફરે છે. સાથે સાથે ધર્મનો પ્રચાર કરે છે, અસ્પૃશ્યતા કાઢી નાખવા હરિજન બાઈને કે ભાઈને કંપાઉન્ડર તરીકે રાખે છે. એક બ્રાહ્મણ દવા લેવા આવે તેને એને અડીને દવા લેવી પડે છે. ખ્રિસ્તીઓ અસ્પૃશ્યતા કાઢવા આટલું કરે એ આપણે માટે શરમભરેલું છે.

આપણા વિદ્યાલયમાં અસ્પૃશ્યતા ન જ હોવી જોઈએ. નાતજાતના ભેદ પણ ન હોવા જોઈએ. તમારે સૌએ એક માબાપની છોકરીઓ હોય એમ રહેવું જોઈએ. આપણે એક કુટુંબી થઈને રહેવું જોઈએ.

આમાંથી જેટલું પચાવી શકાય એટલું પચાવજો અને તે પ્રમાણે આચરણ કરજો.

# ખેડા જિલ્લાના કાર્યકર્તાઓને

[તા. ૭-૪-૧૯૪૭ના રોજ નડિયાદ મુકામે ખેડા જિલ્લાના કાર્યકર્તાઓ સાથે પ્રશ્નોત્તરી. પ્રશ્નો નથી આપ્યા, ઉત્તરો જ આપ્યા છે.]

હું કોઈ વ્યક્તિનો દુશ્મન નથી. મારે કોઈ ધનપતિ સાથે વિરોધ છે એમ નથી. મૂડી સંચય કરવાની રૂઢિ—મૂડીવાદ—એની સામે મારો વિરોધ છે ખરો. જેની પાસે ધન પડ્યું છે ને જે ધન ભેળું કરે છે તે સમાજહિતને માટે વાપરે અને સમાજમાં સૌનું ભલું થાય તે જોવાનું આપણું કર્તવ્ય છે.

જેનાથી નૈતિક પતન થાય છે એ વાદનો હું વિરોધી છું. અમૃતલાલ શેઠને[1] લાગ્યું હોય કે હું એમનું ભલું કરનાર છું તો મને એમાં વાંધો નથી.

* * *

બજેટમાં[2] ફેરફાર થયા છે, એ એકમતે થયા છે. ચૌદેચૌદ પ્રધાનો-ને અને ધારાસભાના સૌ મેમ્બરોને લાગ્યું કે આમ થવું જોઈએ. બધાના વિચાર એક ન હોઈ શકે. કપાળે કપાળે જુદી મતિ છે. પણ ધારાસભામાં બજેટ રજૂ થયું ત્યારે ચૌદ માણસ તરફથી થયું ગણાય. પ્રધાનોને સોગન લેવડાવવામાં આવે છે એટલે કેબિનેટમાં શું થયું એ કોઈ બહાર કહી શકે નહીં.

સરકારના આવકખર્ચના હિસાબમાં ખાડો પૂરવાની વાત હતી. લેવા જોઈએ ધનિક પાસેથી એમાં મતભેદ નહોતો. ગરીબને આપવાનો સવાલ જ નહોતો. ધનિક પાસેથી જ પૈસા લઈ શકાય. અને ગાંધો કર નાખીને જ લઈ શકીએ. એમાં કોઈનો મતભેદ નહોતો.

* * *

તમારા જિલ્લામાં સારી પેઠે તુવેર પકવો છો અને તમને મળતી નથી. એમ જ ઘઉં પાકે છે ત્યાંથી ઘઉં અને ચોખા પાકે છે ત્યાંથી ચોખા લઈ લેવામાં આવે છે. આજે હિંદુસ્તાનમાં બાર ઔંસ અનાજ

1. આણંદમાં કૃષિ મહાવિદ્યાલયના મકાનના ખાતમુહૂર્ત પ્રસંગે પોતાના ભાષણમાં અમદાવાદના શેઠ અમૃતલાલ હરગોવિંદદાસે કહેલું કે, કરોડપતિઓને સરદારનો સધિયારો છે તે ઉપરથી એક કાર્યકર્તાએ સવાલ પૂછેલો તેના જવાબમાં.

2. દેશના ભાગલા પડ્યા તે પહેલાં જ્યારે મિશ્ર પ્રધાન મંડળ હતું ત્યારે નાણાપ્રધાન લિયાકતઅલીખાને જે બજેટ રજૂ કરેલું તેનો ઉલ્લેખ છે.

મળે છે તે પૂરતું તો નથી મળતું. જે જોઈએ તે પણ નથી મળતું. હિસાબે જેટલી ગણતરી થઈ શકે તેટલી કરીને આ વ્યવસ્થા કરી છે. એમાં મુંબઈના પ્રધાનોનો જ દોષ છે એમ નથી. મધ્યસ્થ સરકારનું બધા પ્રાંતોમાં ચાલે છે એવું પણ નથી. દેશી રાજ્યોમાં બિલકુલ નથી ચાલતું. લોકોનો જોઈએ તેટલો સહકાર છે એમ પણ નથી. અને કંટ્રોલ કાઢી નાખવા સંબંધી પ્રજાનો પણ એકમત નથી.

તેલ અને તેલનાં બીજનો કંટ્રોલ બધેથી બુમરાણ થતાં, એકમત થતાં કાઢી નાખ્યો. સામાન્ય રીતે સારું પરિણામ આવ્યું છે એમ કહેવાય.

* * *

એક વ્યક્તિનો વિચાર અથવા અભિપ્રાય લોકમત ન કહેવાય. લોકમત કેળવવા વ્યક્તિએ પોતાની સંસ્થા ઉપર પ્રભાવ પાડવો જોઈએ. ભાઈ ચંદ્રકાન્ત સવાલ પૂછે છે પણ એણે પોતાની જિલ્લા સમિતિ મારફત પ્રાંતિક સમિતિનો ઠરાવ કરાવવો જોઈએ. પછી પ્રધાનોનો ખુલાસો માગી શકાય.

તમે પકવો છો અને તમને મળવું જોઈએ, એમાં તો સ્વાર્થવૃત્તિ રહી. દેશની મુશ્કેલી જોઈ વ્યવસ્થા કરવી પડે. એમ માનતા હો કે પ્રધાનો સાંભળતા નથી તો એ સિદ્ધ કરવું જોઈએ. તો તેઓ ખુરશી પરથી ઊઠી જશે. પણ આજે ગામડાંમાં દાળ મળતી નથી એટલે લોકો કહે છે કે તમને અમે મત આપ્યા અને તમે ખુરશી પર ચોટી બેઠા છો. એમાં પ્રધાનોને તો કંઈ છે જ નહીં. તેઓ કાં તો નીકળી જશે, કાં તો પોતાને ઠીક લાગે તેમ કરશે.

કોંગ્રેસના જેટલા કાર્યવાહક હોય એના મનમાં એમ હોય કે અમારી પાસે સત્તા આવી છે, અમલદારો પાસેથી ધાર્યું કામ કરાવશું તો એ ભૂલ છે.

અમલદાર એને સૂઝે એ પ્રમાણે કામ કરે. આપણે કહીએ તેમ ન કરે. પણ એ કંઈ ખોટું કરતો હોય તો પુરાવા સાથે બતાવવું જોઈએ.

આજે ખરી જરૂર પ્રજાની નીતિ ઊંચી લાવવાની છે. અત્યારે દુનિયામાં બધે લાંચરુશવત અને પાખંડ વધી પડ્યાં છે. જ્યાં પ્રજાનું ચારિત્ર્ય ઊંચું છે, નૈતિક બળ ઊંચું છે ત્યાં એવું ઓછું છે.

કોંગ્રેસના કાર્યકર્તાઓ ભાષણ કરે એથી કોઈ ખેડૂત ગાય નહીં રાખે. ખેડૂતને સિદ્ધ કરી બતાવવું જોઈએ કે ગાય રાખવાથી ભેંસ રાખવા કરતાં લાભ છે. મહાત્મા ગાંધી આવીને ભાષણ કરે તોય ખેડૂતો ગાય નહીં રાખતા થાય. એ માટે તો આણંદમાં સંસ્થા કાઢી છે. ગાયનું દૂધ કેવી રીતે વધારાય એના ત્યાં પ્રયોગ ચાલે છે.

કૉંગ્રેસની પાસે એવો કોઈ કીમિયો નથી કે ભાષણ કર્યું કે દુઃખ ટળી જાય. ભાષણ કર્યા કરશું તો ટહેલિયા ભટની ટહેલ જેવું થઈ જશે.

શહેરના માણસો થોડી ખાંડ વધારે ખાય એની અદેખાઈ ન કરવી જોઈએ. છોને ખાય, જેટલી ખાંડ આપણને મળે છે એટલી વિલાયતમાં નથી મળતી. ત્યાં સવારના માણસો ચા સાથે રોજ બે ઈંડાં ખાતા. આજે અઠવાડિયે એક મળે છે પણ એમણે પોતાનો ખોરાક ગોઠવી લીધો છે. એ લોકો બૂમાબૂમ નથી કરતા. પણ આપણને તો કયો ખોરાક પૌષ્ટિક અને કયો નુકસાન કરનારો એની ગમ નથી. શહેરના લોકોને તીખું તમતમતું જોઈએ. એને કંદમૂળ પચે નહીં. વિલાયતમાં લોકોએ જીભ ઉપર કાબૂ મેળવી ડૉક્ટરોએ નક્કી કરેલા ખોરાકની સાથે ગોઠવી લીધું છે.

* * *

લાલ વાવટાવાળા નીકળ્યા છે. અત્યારે ઉત્પાદન વધારવું જોઈએ ત્યારે કહે છે કે મજૂરને ભાવ આટલો વધારી આપો, નહીં તો હડતાળ પડાવીશું. હડતાળનો વા વાયો છે. ટપાલની હડતાળ, ટ્રામની હડતાળ, પોલીસમાં પણ હડતાળ. એક ખાવાની હડતાળ કોઈ પડાવતા નથી.

પોલીસમાં સારા માણસો આવતા નથી એ ગુજરાતની મોટામાં મોટી એબ છે. સારા માણસો પોલીસમાં ભરતી નહીં થાય તો અંધાધૂંધી થવાની છે. આજ સુધી તો પરદેશી સત્તાને હઠાવવા સેવાદળની જરૂર હતી. આજે તો પોલીસદળમાં દાખલ થવું જોઈએ. એમાં દાખલ થઈ જાઓ. ભણેલા હશો તો અમલદાર થશો. તમારે પુરાણા અમલદારનાં દિલ બદલવાં હોય તો અંદર દાખલ થવું જોઈએ. હજી ઘણાને એવો ખ્યાલ છે કે, સ્વરાજ્ય આવ્યું પણ પોલીસ પારકી છે, એ તો સારી હોય જ નહીં. એની સાથે લડવા સેવાદળ કાઢવું જોઈએ. પણ પોલીસને જ સાચું સેવાદળ બનાવવાનું છે.

અમલદારોને સાથે રાખતાં, સહાનુભૂતિ મેળવતાં નહીં આવડે તો આપણે જોખમમાં ઊતરી જઈશું. આજે અમલદારોને પરાઈ સરકારના નહીં ગણવા જોઈએ. એની અને આપણી વચ્ચે એકમાંક થઈ જવી જોઈએ. આજ સુધી એ પારકો હતો અને એની આગળ પાછળ થોડા ખુશામતિયા ભમતા હતા, હવે એ આપણો માણસ છે.

કોમી તોફાનનો ઉપાય એક જ છે. વ્યક્તિથી સાચવી શકાય તેટલું સાચવીએ. એની અસર સમાજ પર અમુક તો થશે. બાકી ઉપરના આગેવાનો એનો નિકાલ કરશે નહીં ત્યાં સુધી એ ઝેર નહીં જાય.

બહાર એલચીઓ મોકલવા એટલા માટે કે ત્યાં શી ખટપટો છે, આપણે સંબંધ રાખવાથી શો લાભ છે, એ દેશ બીજા દેશો સાથે શો

સબંધ રાખે છે એ બધું આપણને ખબર પડે. એ બધી માહિતી મેળવવાની એનામાં આવડત હોવી જોઈએ.

વાઇસરૉયે પણ કહી દીધું કે હું છેલ્લો વાઇસરૉય છું. હિંદુસ્તાને સમજીને ડહાપણથી આ સત્તા લઈ લેવી જોઈએ. હાડકું નાખે અને પચીસ પચાસ કૂતરાં ખેંચાખેંચ કરે છે તેમ સત્તાની ખેંચાખેંચ કરવાની જે ચારે તરફ વાતો ચાલી રહી છે એ મૂર્ખાઈની વાત છે.

ગુજરાતમાં દેશી રાજ્યની પ્રજા અને બ્રિટિશ મુલકની પ્રજાએ એકસાથે ઊભા રહેવું જોઈએ. રાજસત્તાની બદલીમાં ચોરડાકુની સત્તા ન થવી જોઈએ. સૌએ શિસ્તબદ્ધ તાલીમથી કામ લેવું જોઈએ. બહુ જોખમનો, જવાબદારીનો સમય આવવાનો છે.

આજ સુધી તો હિંદુસ્તાન લૂંટાયેલું, ચુસાયલું રહેલું છે. હવે એની પ્રતિષ્ઠા આબરૂ વધવાની છે તે વખતે નાની નાની વાતમાંથી નીકળી જવું જોઈએ. અમુકે ત્યાગ કર્યો કે ન કર્યો, અમુક કૉંગ્રેસમાં હતા કે ન હતા એ બધું ભૂલી એક થઈ જાઓ અને સંગઠન પાકું કરો. ગઈ ગુજરી ભૂલી જઈને પ્રજાની સેવા કરતા થઈ જાઓ

## ૧૪૯

## વડોદરામાં જાહેરસભા

[તા. ૧૫-૪-૧૯૪૭ના રોજ વડોદરામાં જાહેરસભામાં આપેલું ભાષણ.]

તમને ખબર છે કે થોડા વખતમાં હિંદુસ્તાન મુક્ત થાય છે. એ મુક્તિમાં રાજા અને પ્રજા બંનેનો સમાવેશ થાય છે. કોણે કલ્પ્યું હતું કે આપણી જિંદગીમાં જ આ પ્રતિજ્ઞા સફળ થશે! હિંદના સૌ રાજા કહેતા કે અમારો સીધો સંબંધ ચક્રવર્તી રાજા સાથે છે. એની સાથે સંધિઓ થઈ છે. એમાં કોઈ દખલ નહીં કરી શકે. પણ રાજાઓનો રાજા ઈશ્વર એમાં દખલ કરી શકે છે. ઈશ્વરી સંકેત એવો હતો.

૧૯૪૨માં અમે પ્રતિજ્ઞા કરી અને કહ્યું કે તમે હિંદુસ્તાન છોડો. તમારો વખત આવી ગયો છે. તેથી ગુસ્સે થયા. ઠીક લડાઈ ચાલી. હવે એ જવા તૈયાર થયા છે. પણ આપણે જ એમને કાઢ્યા એમ નહીં કહી શકાય. દુનિયાના સંજોગો એવા છે, એટલે જાય છે. વિશ્વયુદ્ધમાં એમને જીત તો મળી. ઇંગ્લંડે ઘણી મુસીબતો વેઠી. પણ છેવટે એણે વિચાર્યું કે આપણે જીવવું હોય તો સામ્રાજ્યની જે ગાંઠો બાંધી છે તે છોડી દેવી જોઈશે.

એશિયાની બધી પ્રજા ઉપર સીધી અથવા આડકતરી રીતે યુરોપની કોઈ ને કોઈ સત્તા બેઠેલી હતી. એક જાપાન એવો દેશ હતો જે એમનાથી સ્વતંત્ર હતો અને જેને માટે આપણે મગરૂર હતા. પણ એણે ઈંગ્લંડની નકલ કરવા માંડી. ભાવિ ભુલાવે છે અને જાપાન લડાઈમાં પડયું. આજે એશિયાનો એક પણ એવો દેશ નથી કે જે સર્વ રીતે સાવ સ્વતંત્ર હોય; કોઈ કોઈ દેશ કંઈક સ્વતંત્ર છે પણ તેની ઈંગ્લંડ અમેરિકાની સાથે સરખામણી નહીં કરી શકાય.

આજે એશિયા ઊઠવાને પ્રયત્ન કરે છે. બસો વરસની ગુલામી છતાં એના ગર્ભમાં અપાર સમૃદ્ધિ ભરેલી છે, એનામાં બુદ્ધિ છે. ગુલામી દશા છતાં બીજા દેશો ઉપર પ્રભાવ પાડે એવા માણસો આપણે ત્યાં પાક્યા છે.

હવે આપણો મુલક સ્વતંત્ર થવા આવ્યો છે, ત્યારે હું પ્રજા અને રાજાઓને વીનવી રહ્યો છું કે વખત વિચારો. લક્ષ્મી ચાંલ્લો કરવા આવી છે.

એક વખત હિંદ બીજા દેશોને—દુનિયાને સંદેશો આપતો હતો. આજે પણ પોતાનો સંદેશો પચાવી શકે તો દુનિયાને તપસ્યા, ત્યાગ અને અહિંસાનો સંદેશો એ આપી શકે.

અંગ્રેજી સત્તા ચાલી જશે એવું અમે છૂટયા ત્યાં સુધી તો કોઈ માનતું નહોતું. અમે જેલમાં પડ્યા હતા ત્યારે કોઈ ને આશા ઉમેદ નહોતી પણ અમને હતી. અમે તો માનતા હતા કે જે દિવસે છૂટયા તે દિવસે બોલાવશે. મેં તો અમે છૂટયા તે જ દિવસે કહ્યું કે હવે અંગ્રેજો સાથે લડવાનું નથી. આપસ આપસમાં લડવું હોય તો લડવાનું છે. રાજા-મહારાજાઓને પણ પોતે અને પ્રજા કદી સ્વતંત્ર થશે એવો વિશ્વાસ નહોતો.

પછી વિલાયતથી કેબિનેટ મિશન આવ્યું. ચાર પાંચ માસમાં ભાંજગડો ચાલી. મુસલમાનોને ડર લાગ્યો કે આ તો હિંદુઓનું રાજ્ય થઈ જવાનું. હિંદુઓને થયું કે હિંદુસ્તાનના ભાગલા થાય એના કરતાં મરવું સારું.

કેબિનેટ મિશને કહ્યું કે સાર્વભૌમ સત્તા તો ચાલી. તમે તમારું સંભાળો. લીગ અને કોંગ્રેસ સાથે વાટાઘાટો ચાલી. તેમણે એક હંગામી હકૂમત બનાવી. એમાં અમે જઈને બેઠા. તે વખતે મુસ્લિમ લીગ બહાર હતી. પછી એને અંદર લાવવાની પેરવી થઈ. એના દરેક વાજબી હક એને મળે એમ સૌ ઇચ્છે. પણ એ કંઈ બીજી નેશન નથી. આખરે ૯૦ ટકા તો હિંદુઓમાંથી જ વટલાયા છે. ધર્મ બદલવાથી શું બીજી પ્રજા થઈ ગઈ ?

વાઇસરૉય સાહેબને લીગે ખાતરી આપી કે એક થઈને કામ કરીશું. પણ આવીને બીજે દિવસે જ ઝઘડો કર્યો કે અમે કંઈ ખાતરી નથી આપી. પછી વાઇસરૉય વિલાયત ગયા અને જઈને છઠ્ઠી ડિસેમ્બરે ઝીણાને રાજી કરવા સ્ટેટમેન્ટ કાઢ્યું.

કલકત્તા, બંગાળ, બિહારમાં તોફાનો થયાં. પંજાબમાં આજે ચાલી રહ્યું છે એની પાછળ શું છે? એ ભાવના છે કે જેની પાસે સત્તા હશે તેને સોંપીને જશે.

કૉંગ્રેસ અને લીગ મળી જાય અને રાજાઓ મળી જાય તો નિકાલ થઈ જાય છે. જે મજબૂત સંસ્થા છે એની સાથે મળી જવાનું સમજવું એ વિચક્ષણ બુદ્ધિનું કામ છે. રાજાઓ સમજીને કૉંગ્રેસ સાથે મળી ગયા માટે ધન્યવાદ આપું છું.

જે રાજા પ્રજાને સાથે રાખી શકશે એનું રાજ રહેવાનું છે. જે રાજા પ્રજાને સાથે નહીં રાખી શકે એ રાજાનાં સિંહાસન બીજાં સિંહાસનની જેમ ઊડી જશે. દીવાન સાહેબે રાજાને નેક સલાહ આપી તે માટે ધન્યવાદ. વડોદરા રાજ્યની પ્રથા પ્રશંસા કરવાની છે.

મારે દીવાન સાહેબની સાથે વાત થઈ કે તમે પ્રજાને અધિકાર સોંપી દો તો શોભે. ધારાસભામાં અમલદારોને છોડી દઈ બીજાના મત માગશો તો પ્રજાને લાગશે કે હા, આ અમારા છે. એમણે સલાહ માની અને લખ્યું કે હું પણ દરબાર સાહેબની સાથે ઉમેદવાર છું.

હજુ ઘણા રાજાઓ વિચારે છે કે શું થાય છે તે જુઓ. તેલ જુઓ તેલની ધાર જુઓ. હું એ રાજાઓને વીનવું છું અને કહું છું કે હમણાં આવો. આખરે હારીને આવશો એ શોભશે નહીં. લગ્નનાં વાજાં લગ્ન વખતે શોભે. મરણ વખતે નહીં શોભે.

આટલું મોટું રાજ્ય જમાવેલું, બસો વરસથી આટલી સત્તા જમાવેલી, એ અંગ્રેજો છોડી દે છે. તે વખતે દુનિયા જોઈ રહી છે કે હિંદુસ્તાનની પ્રજા અને રાજાઓ શું કરે છે.

આજે તો હિંદુસ્તાનને એકત્ર કરે એ હિંદનું ખરું હિત સમજે છે. ઘણા રાજાઓને એમ થાય છે કે હથિયારો ભેગાં કરો, આપણે સત્તા જમાવશું. પણ અંગ્રેજ આવ્યા ત્યારે હિંદુસ્તાન હતું એ આજે નથી અને રહેવાનું નથી. હિંદુસ્તાનની શાંતિ ઉપર જગતની શાંતિનો આધાર છે. આપણું કર્તવ્ય શું એ આપણે વિચારવું જોઈએ.

વડોદરાએ પહેલ કરી એની પાછળ બીજા રાજ્યોએ ચૂંટણી કરવા માડી છે આખરે તો બધાને આવવુ પડવાનું છે પણ જે છેલ્લા આવશે એની કદર નથી થવાની.

આજે જે આવશે એમણે હિંદુસ્તાનને સગઠિત કરવામા, શાંતિ સ્થાપનામા હિસ્સો આપ્યો કહેવાશે બીજા તો તમાશો જોનારા રહેશે

અમે—કોંગ્રેસના જવાબદાર માણસો રાજાઓનો મોભો જાળવવા ઇચ્છીએ છીએ કોઈ કોઈ ગજ્યો ફરિયાદ કરે છે કે પ્રજામડળમા કોઈ લાયક નથી એ કહેવામા રાજાઓની શોભા નથી રાજકુટુમ્બમા જન્મેલા બધા કાઈ રાજા થવા લાયક નથી હોતા

બહાદુર અને લાયક પ્રજા પર રાજ્ય કરવામા શોભા છે એમા રાજાઓની પણ જવાબદારી છે, એટલી પ્રજાની જ નથી પહેલા અગ્રેજ કહેતા કે તમે લાયક થાઓ તાલીમ લો તમારામા નાતજાતના ભેદ છે અનેક પ્રકારની એમ છે. પણ હવે પૂછતા જ નથી, કહે છે કે અમે તો ચાલ્યા ડાહ્યા માણસ વખત વિચારીને ચાલે છે એટલે રાજાઓને હુ કહુ છુ કે વખત વિચારીને ચાલો રાજાઓમા બાહોશી હશે, બહાદુરી હશે તો વસ્તીની આગેવાની નહિ શકશે બહાર હિંદુસ્તાનના એલચીઓ જવાના એમા તમે શોભશો અહી ખામોચિયામા શુ પડી રહ્યા છો? મહાસાગરમા પડો

પોલીસ પણ સમજે છે કે પ્રજા મારી છે મારે એની સેવા કરવાની છે પોલીસમા લાયક માણસ દાખલ થાય કોલેજમાથી ગ્રેજ્યુએટ થાય તે કલમ લઈ કારકુની કરે એ વખત ચાલ્યો ગયો રાજ્ય ચલાવવાનો બોજો તમારે માથે પડશે વખત બદલાયો છે સરકારનો વખત આવ્યો છે હુ આખી જિંદગી લડનારો આજે તમને સહકાર કરવાની સલાહ આપુ છુ બીજા રાજ્યોને બતાવીએ કે સહકારથી આ રીતે ચાલો

પ્રજામડળના નવજુવાનોને વિનતી કરીશ કે 'ઇન્કિલાબ ઝિંદાબાદ' તો થઈ ગઈ ઈશ્વરકૃપાથી એ કાર્ય પૂરુ થયુ છે દુનિયામા આપણી ઇજ્જત વધેલી પણ હવે મોકો મળ્યો છે અને આપણી ઇજ્જત વધારવાની છે ગજ્યમા આપણુ સ્થાન નક્કી કરવાનુ એ મેળવવાનો વખત આવ્યો છે જે રાજા પ્રજા સાથે લડશે એનું બગડશે આપણે બગાડવુ નથી રચનાત્મક કાર્ય કરવાનું છે વડોદરાના પ્રધાનમડળમા બે સભ્યો પ્રજામડળના છે ત્રીજા દાણુ છે એમને પણ આપણા જ માનવા જોઈએ ત્રણ અમલદાર છે. એ છયે ચૂટાઈને આવે એમ આપણે ઇચ્છીએ તેઓ રાજાનો બોજો હળવો કરે લાયક માણસ નથી એમ કોઈ ન કહે નવજુવાન અને વૃદ્ધ

એકત્ર થવું જોઈએ. કૉલેજના નવજુવાનોને મુંબઈમાં કહીને આવ્યો કે નેતાગીરીની ખાતર હડતાળ પડાવવી, ભાંગફોડ જ કર્યા કરવી એ તો આંધળા માણસોનું કામ છે. સ્વરાજ ઘોડાપૂરે આવ્યું છે એ નીચે દબાઈ જશો. મજૂરો, પ્રજા, પોલીસ, સેવક પોતાની જવાબદારી સમજે. સરકાર સાથે લડવાનો વખત ગયો. હવે તો વડતર ઘડતાં આવડતું હશે, નૈતિક ગુણ કેળવતાં આવડતું હશે એ જ પ્રજાનું કામ કરી શકશે. મારા પર કાગળો આવે છે કે સિંધથી અને બીજેથી હથિયારો આવે છે પણ એ બધા રવડતા રહેશે. મધ્યસ્થ સરકાર પાસે વ્યવસ્થા બરોબર કરી શકે, અંધાધૂંધી રોકી શકે એટલું લશ્કરી સાધન હશે. વડોદરા રાજ્ય જેવાં રાજ્ય એની સાથે હશે.

હીંડતાં ચાલતાં જરાક ખડખડાટ થયો કે ચાલો પોલીસ પાસે, તો તમે આવતું સ્વરાજ્ય પચાવી નહીં શકો.

જરાક ઝઘડો થયો કે દુકાનો બંધ કરી ભાગ્યા, ખાટલા તળે ભરાયા, એવા નમાલા માણસોનો યુગ ચાલ્યો ગયો છે. દરેક માણસે બાહુબળ કેળવવું જોઈશે. આપણા સ્વરાજ્યમાં નબળાનું અને ગરીબોનું રક્ષણ કરવું જોઈશે.

મરહૂમ મહારાજાએ અસ્પૃશ્યતા કાઢવા સારા પ્રયત્નો કર્યા હતા. છતાં હજી દશા એવી છે કે હું ગેસ્ટ હાઉસમાં આવ્યો ત્યાં હરિજનો કહે કે અમે સત્યાગ્રહ કરીએ છીએ. પૂછ્યું કેમ? તો કહે કે અમને મહેસાણામાં બસમાં પટેલિયાઓ બેસવા દેતા નથી. જેટલાં મંદિરો હોય, જેટલાં જાહેર સાધન હોય એ ગરીબમાં ગરીબ અસ્પૃશ્ય માટે ખુલ્લાં હોવાં જોઈએ.

રાજ્યને અત્યારે મારે કશું કહેવાનું નથી. એણે તો મારી સલાહ માની લીધી છે. તમને કહેવા આવ્યો છું કે કોઈ અવિશ્વાસ ન રાખશો. કોઈને એમ ન લાગવું જોઈએ કે રાજા આપણું નહીં માને અને આપણી માગણીઓ માટે લડવું પડશે.

ગુલાબના ફૂલ પર બેઠેલી માખ એમાંથી મધ જ ખેંચશે, પણ નરકના કીડાને ગુલાબ પર બેસાડશો તોય ત્યાં થોડું નરક લઈ જશે. એની જ એને વાસ આવશે. એ જ રીતે ગુલામીની દુર્ગંધ છોડી દો અને સ્વતંત્રતાની ખુશબોદાર હવા લો.

ટૂંકમાં, તમારી પાસે પ્રજામંડળ છે રાજ્ય અને પ્રજામંડળે માત્ર પ્રજાને હાડમારીઓમાંથી મુક્ત કરવામાં હિસ્સો આપવાનો છે. તમારે રચનાત્મક કાર્યમાં તેમ જ રાજ્યના વહીવટમાં હિસ્સો લેવો જોઈએ. પોલીસ સાથે આપણી વર્તણૂક બદલો. યુગ બદલાયો છે. આપણા માણસો રાજ્યના

તંત્રમાં બેઠા છે, ત્યારે અમલદારો સાથે ઝઘડો કર્યે નહીં ચાલે. રાજ્ય શોભાવવા ખાતર એને સહકાર આપો.

હવે જે સમય આવે છે એમાં તમારું, કુટુંબનું, પડોશનું, ગામનું, પ્રાંતનું, રાજ્યનું રક્ષણ કરવા તૈયાર થવું જોઈશે. ગુજરાતીઓની એબ છે કે લશ્કર–પોલીસ ઉપર આધાર રાખે છે. પણ આપણે થોડા હોઈએ અને ઘણા હલ્લો કરે તો બહાદુરીથી મરતાં આવડવું જોઈએ. કોઈ રોતો રોતો ન મરે, એ તૈયારી માટે અત્યારથી સાવધ રહેજો. એકબીજાની ખોદણી ન કરવી જોઈએ. એક થાવ. નવજુવાનો પોતાની જવાબદારી લેવા તાલીમ લે. વિચાર કરી કામ કરશો તો તમને કંઈ તકલીફ નહીં પડે. ગાંધીજીએ આપણને તાલીમ આપી છે એ શોભાવજો. ઈશ્વર પાસે માગું છું કે તમારી જવાબદારી તમે ઉપાડી શકો.

## ૧૫૦

## ક્રાન્તિના કાળને ઓળખો

[તા. ૧૬-૪-૧૯૪૭ના રોજ વડોદરાના પાટીદાર વિદ્યાર્થી છાત્રાલયમાં આપેલું ભાષણ.]

આ છાત્રાલયનું મકાન જોઈને હું પેલા મંદિરના ખંડેરમાં રહીને ભણતો એનું સ્મરણ થાય છે. અમારા છાત્રાલયના પ્રમાણમાં આ તો મહેલ જેવું છે. પણ મકાન માણસને નથી બનાવતું. અમે કરમસદથી પેટલાદ આઠ દિવસનું ભાથું લઈ જતા અને હાથે રાંધી ખાતા. ગરીબાઈમાં માણસ જેવો ઘડાય છે તેવો શ્રીમંતાઈમાં નથી ઘડાતો.

તમને મકાન તો સરસ મળ્યું છે. પણ ચાર પાંચ વરસ અહીં રહો પછી ઘેર માબાપ ગરીબ હોય ને આસપાસ આવી સગવડ ન હોય એટલે મૂંઝવણ થાય તો એ કામનું નહીં.

કોમ, નાત, જાત ઝપાટાબંધ નીકળી જવાનું છે. એ બધી વસ્તુઓ ઝપાટાબંધ ભૂલી જવી જોઈશે. વાડામાં માણસ ખીલી નથી શકતો. તમારે બધાએ નવા યુગને, ક્રાંતિના કાળને ઓળખી લેવા જોઈએ.

સંભવ છે કે ક્રાંતિના કાળમાં કંઈ અશાંતિ પણ થાય. એ માટે તૈયારી રાખવી જોઈએ. તોફાનો કરવાં નથી પણ તોફાનો થાય તો તેનો મુકાબલો કરવાની તૈયારી રાખવી જોઈએ. માણસોએ દૂરંદેશી રાખી સાવધાની રાખવી જોઈએ. બનતા સુધી તો અંધાધૂંધી નહીં થાય. એ રોકવા માટે પૂરતા પ્રયત્ન થશે.

એક વસ્તુ છે. બ્રિટિશ હદમાં દારૂબંધીનું કામ ઝપાટાબંધ ચાલે છે. દેશી રાજ્યો એનો ફાયદો ઉઠાવે છે. લોકો દેશી રાજ્યમાં દારૂ પીવા જાય છે. દેશી રાજ્યો આમદાની વધારવાના લોભમાં પડે છે. રાજ્યને સમજાવીને કામ થાય તેટલું કરવું. પિકેટિંગ અને ઝઘડાનો સમય નથી. અંગ્રેજ સત્તા અહીંથી ચાલી જશે ત્યારે ઉમેદ છે કે દેશી રાજાઓ સમજી જશે. અત્યારે સમય એવો નથી કે વિનવણી સિવાય કંઈ કરી શકીએ. દરેક વસ્તુનો વખત આવે છે તે સમજવો જોઈએ. વિવેકથી ધારાસભાના સભ્યો કામ લઈ શકે.

રાજ્યની અંદર હરિજનોને હિસ્સો મળે એમાં હું તો નારાજ થાઉં જ નહીં. બધો જ હિસ્સો મળે તો રાજી થાઉં. રાજ્યની જવાબદારી રાજ્ય છોડી નહીં શકે. રાજા કાયદા કરે છે એ કેટલીક વાર કાગળ પર રહે છે. હરિજનો માટે કાયદા કર્યાં છતાં એનો અમલ જોવો જોઈએ એવો નથી થતો. એમાં સમાજની પણ કસૂર છે.

રાજ્યે પણ એટલું તો કરવું જોઈએ કે હરિજનોને લાભ ન આપે ત્યાં મોટર ચલાવવાનાં, હોટેલો ચલાવવાનાં લાયસન્સ નહીં આપવાં જોઈએ. અસ્પૃશ્યતા કાઢવાની આપણને અધીરાઈ આવવી જોઈએ.

પ્રજામંડળની વાત તો સાફ છે કે જવાબદાર રાજતંત્ર જોઈએ. પણ વખત એવો આવ્યો છે કે આપણે રાજ્ય સાથે લડવું નહીં પડે. વડોદરા રાજ્ય પહેલ કરશે એવી ઉમેદ રાખીએ.

રાજ્યની સાથે લડીને અને રાજાની કડવી ટીકા કરીને આપણી અને રાજ્યની વચ્ચે ઘર્ષણ થાય એવી રીતે અગાઉ કામ કરતા, પણ એને રેસિડેન્ટની રજા સિવાય દીવાન રાખવાની પણ સત્તા નહોતી. એટલી એની પરતંત્રતા હતી. હિંદુસ્તાનમાં સ્વતંત્રતાની હવા નીકળવાની છે. એની અસરમાંથી-હવે કોઈ દેશી રાજ્ય મુક્ત નથી રહેવાનું. અત્યારે ગાડું નેળમાં પડ્યું છે. એમાંથી કુશળતાથી સંભાળીને એને બહાર કાઢવાનું છે. સંભાળીએ નહીં તો ગાડું પણ તૂટી જાય.

હું ઘણાં રાજ્યો સાથે લડ્યો છું અને લોકોને લડાવ્યા છે. પણ આજે બીજે સૂરે કાઢું છું. કારણ અત્યારે મહાસાગરમાં મંથન ચાલી રહ્યું છે, તેમાંથી રતન કાઢવાનું છે. ગોરસ વલોવી એમાંથી માખણ કાઢવાને બદલે વલોવ્યાં જ કરીએ તો ગોરસી ફૂટી જાય અને ફૂવડ ગણાઈએ.

## ૧૫૧

# કૉંગ્રેસ માટે સત્તા જોઈતી નથી

[તા. ૧૬-૪-૧૯૪૭ના રોજ સુરતમાં જાહેરસભામાં સાંજના ૭ વાગ્યે આપેલું ભાષણ.]

૧૯૪૨ના ઓગસ્ટ મહિનાના પહેલા અઠવાડિયામાં મુંબઈ જતાં પહેલાં તમારી રજા લેવા, છેલ્લા રામરામ કરવા આવ્યો હતો. ફરી મળવાની ઉમેદ નહોતી. પાંચ વરસ ઈશ્વરની મહેરબાનીથી' ચાલ્યાં ગયાં. અનેક સાથીઓ ચાલી ગયા. કસ્તૂરબા જેલમાં ચાલી ગયાં. જીવનભરના સાથી મહાદેવભાઈ ગયા. એ તો આપણો દીવો હતો. તે બુઝાઈ ગયો. પણ હું તો પાછો આવીને ઊભો છું.

હું ગયો ત્યારે કહીને ગયેલો કે અમારો તો એક નિશ્ચય છે. 'પરદેશીઓ અહીંથી જાવ' એ ઠરાવ નવમી ઑગસ્ટે કર્યો. તે વખતે તો એ લોકો ગુસ્સે થયા. પણ આજે તો કહે છે કે બાઈસાહેબ, અમારે જવું જ છે. જો આપણને લાગે કે એ લોકો સાચા છે તો આપણે તેમની સાથે મહોબત રાખવી જોઈએ. એણે લડાઈમાં ઘણી હિંમત બતાવી. આજે પણ એમને ત્યાં ઘણું દુઃખ છે. એવા બહાદુર માણસો અહીંથી જવા માગે તો એવાની મિત્રાચારી રાખવી જોઈએ. એ કહે છે કે શાંતિથી અમારે સત્તા સોંપવી છે. ઘણા માનતા નહોતા કે આટલી મોટી સત્તા આમ છોડીને જાય. પણ એ લોકો સભ્યતાથી પોતાની સત્તા છોડવા માગે છે. ત્યારે હિંદુસ્તાન તરફ દુનિયા જોઈ રહી છે કે એ શીધી રીતે સત્તા લેશે કે લડી મરશે. પરદેશના છાપાંવાળા, એલચીઓ આવ્યા છે, અને આપણે શું કરીએ છીએ એ જુએ છે. અત્યારે તો આપણે એક-બીજાનાં ગળાં કાપીએ છીએ. બાળબચ્ચાં, બુઢ્ઢાંને પણ છોડતા નથી. જાનવર કરતાં પણ બૂરા બન્યા છીએ અંગ્રેજોને પણ શંકા પડે છે કે આપણે શું કરીશું? પણ તેઓ કહે છે કે ગમે તે થાય, અમે તો જવાના. આટલો મોટો મુલક, આટલી સત્તા જમાવેલી, કોને છોડવી ગમે? છતાં એ જાય છે, અને આપણે જે માગતા હતા તે સામે આવીને ઊભું છે, ત્યારે આપણને ગભરાટ છૂટચો છે. અને લડાલડ કરવા તત્પર થયા છીએ કે રાજ્ય હિંદુઓનું થશે કે મુસલમાનનું થશે. સાવધાન નહીં થઈએ અને સંપ નહીં કરીએ તો મોંએ આવેલો કોળિયો ગબડી જવાનો છે. આરે આવેલું વહાણ

ડૂબી જવાનું છે. આપણે આ જ મુલકમાં રહેવું છે. આખરે હિંદુમુસલમાન સઘળા આ મુલકના વસનારા છીએ. આપણે ભાઈ ભાઈ તરીકે રહેવું છે.

આટલું મોટું લશ્કર, આટલી મોટી સિવિલ સર્વિસ, આટલી પોલીસ, મોટી રેલવે, એ બધી સત્તા લેવી એ કાંઈ ખેલ નથી, સહેલી વાત નથી. અને વખત એવો છે કે ઝપાટાબંધ કામ લેવું જોઈએ

થોડા રાજામહારાજા વગી કહે છે કે આપણે જોયાં કરવું કે કઇ તરફ ત્રાજવું નમે છે. લક્ષ્મી ચાંલ્લો કરવા આવી છે ત્યારે કપાળ ધોવા જશો તો ચાંલ્લો ચાંલ્લાને ઠેકાણે રહેશે અને ડામ કપાળે લાગશે. જો આપણે આ પળ ચૂકીશું તો ભવિષ્યની પ્રજા આપણને શાપ દેશે કે આ આપણા વડવા બેવકૂફ હતા. એથી રાજાઓને પણ વારંવાર અપીલ કરું છું. પહેલાં તો કહેતા હતા કે અમારે તો બ્રિટિશ રાજકુટુંબ સાથે સીધો સંબંધ છે. અમારી પવિત્ર સંધિઓ થઈ છે એને કોણ ફોક કરી શકે? પણ શહેનશાહે જાહેરનામું કાઢ્યું છે કે એ સંધિઓ છૂટી ગઈ. અમે તો એકવડા ગુલામ હતા. તમે બેવડા હતા. પણ એ ગુલામીમાંથી અમારી સાથે તમે પણ છૂટયા છો. અમે તમને પણ અપીલ કરીએ છીએ. હું માનું છું કે આખરે બધાએ રાજાઓ ઠેકાણે આવશે. જે ધોરણે હિંદુસ્તાનને પ્રતિનિધિત્વ આપ્યું છે તે જ ધોરણે દેશી રાજ્યને પણ આપ્યું છે. દસ લાખે એક. બંધારણ સમિતિ દિલ્હીમાં એ પ્રમાણે બેસે ને બંધારણ ઘડે.

આજના જમાનામાં પ્રજાની ગણના છે, રાજાઓની નથી. પ્રજા નબળી છે એમ કહેવામાં શોભા નથી. પ્રજા નબળી તો રાજા નબળા. તમારી ગાદી તમારે સાચવવી હોય તો પ્રજાને રાજી કરવી પડશે. તમે પણ બ્રિટિશની જેમ પ્રજાને સ્વતંત્રતા આપો. તમે એમ જ કહ્યાં કરશો કે પ્રજા લાયક નથી તો તમને પૂછું છું કે રાજકુટુંબમાં જન્મેલા બધા શું રાજા થવાને લાયક હોય છે?

બધા ભેદ, બધાં દળ ભૂલી જઈ આપણે એકત્ર થવું જોઈએ. ભાગલા પાડશે એ હિંદુસ્તાનનો દ્રોહ કરશે. એથી વારંવાર અપીલ કરી રહ્યા છીએ કે એકત્રિત થાઓ. ઘણાં વરસ સુધી લીગ અને કોંગ્રેસ સાથે રહી અંગ્રેજો સાથે લડી છે. જુદાઈ તો હમણાં થઈ છે. આ કાઢી નાખી પાછા એક થાઓ.

અમે કોઈના ઉપર જબરજસ્તી કરવા ઇચ્છતા નથી. પણ સાથે સાથે કોંગ્રેસે એમ પણ કહેલું છે કે એ કોઈની જબરજસ્તી સ્વીકારશે પણ નહીં. કોઈ પણ લાયક માણસ હોય, જેને આમાં સ્વાર્થ કે હિત ન હોય તેની પાસે ફેંસલો કરાવવા અમે તૈયાર છીએ. કોંગ્રેસ હિંદુસ્તાનમાં મોટી

જબરદસ્ત સસ્થા છે સૌથી મોટી સસ્થા છે એ કબૂલ કરવુ જોઈએ કોંગ્રેસનો હેતુ શો છે? કોંગ્રેસને પોતાને માટે સત્તા નથી જોઈતી પણ દેશના તમામ લોકો માટે જોઈએ છે

મારે વાત કરવાની છે કોંગ્રેસવાળા સાથે જે તાકાત કોંગ્રેસ પાસે છે, એ સાચવીને વધારશો તો કોંગ્રેસ સારી પેઠે મજબૂત રહેશે પણ સત્તા લીધી છે ત્યારથી/કોંગ્રેસમા સડો પેઠો છે. કામ કર્યા વિના નેતાગીરી લેવાની કોશિશ થઈ રહી છે જે મળે તે ઝપાટાબધ વહેચી લેવાની દાનત અને પેરવી હશે તો તે પચવાનુ નથી હવે જેલખાનામા જવાનું નથી. પરદેશી સત્તા સાથે લડવાનુ નથી ભૂગળમા સતાઈ જવાની જરૂર નથી સગઠનને નામે પૈસા ઉઘરાવી ખાવાની અને એવી બધી વાત મિથ્યા છે આજે ઘણી જાતની ચાલો ચાલી રહી છે એક ચાલ હડતાળ પડાવવાની છે. મજૂરો પાસે વધારેમા વધારે માગણી કરાવવાની હરીફાઈ ચાલી છે ધનિકો સામે લડે એ તો કઈક સમજાય જોકે એનો પણ અત્યારે વખત નથી પણ આપણી પોતાની ટ્રામ, બસ, મ્યુનિસિપાલિટી છે. ત્યા પણ હડતાલ! અને પોલીસ સુધી હડતાળ પડાવવા પણ પહોચી ગયા છે એ બધા ચાળા સ્વરાજના છે કે ઊબાડિયુ કરવાના? કહે છે કે કોંગ્રેસના નેતા ધનિકોના સાથી છે જો કોંગ્રેસ ધનિકોની હોત તો આજ સુધી હિંદુસ્તાનને નાવી ન શકત.

અમારુ કામ તો પૂરુ થવા આવ્યુ છે હાથમા આવેલુ પડાવી નહીં નાખો તો આવી જવાનુ છે. એટલે કહું છુ કે ભાઈસાહેબ થોડા મહિના થોભી જાવ કાઈ ન સૂઝે તો આરામ લો બહુ કામ કર્યું છે.

પોતાનુ ઘર તો હોય નહીં કે બળે તો હોનારતનું હોય. મ્યુનિસિપાલિટી કોંગ્રેસની છે રાજ કોંગ્રેસનુ છે ચોરડાકુ કરતા આ હડતાળ પડાવનારા વધારે ગુનેગાર છે ચોરડાકુ એકનો ગુનો કરે છે આ તો સમાજનો ગુનો કરે છે હુ મુબઈ ગયો ત્યારે મે તો ત્યાના કાર્યકર્તાઓને કહ્યુ કે પદરસો માણસોને તાબે થયા તો હિંદુસ્તાનનુ રાજ નહી ચલાવી શકો મ તો રાજ લેવાની વાત છોડો, નહી તો મોટર વગર ચલાવો, નહી તો મુબઈ છોડો પણ કોંગ્રેસ એવી રીતે બની નથી ને બનશે નહી. એમ હડતાલોથી કોંગ્રેસ ડરે નહીં આટલી મોટી સત્તાને ભગાડી છે એ સસ્થા કોંગ્રેસ છે આજ સુધી તો ભાગફોડનો ધધો કર્યો જેલમા ગયા ત્યા તો દુઃખ હતું નહી રેશન કાર્ડ વગર ત્યા રોટલો લાવીને આપતા તેમા કાઈ ભારે ત્યાગ નથી કર્યો એટલે એવી ત્યાગની વાત એ ભમાવવાની વાત છે કોંગ્રેસને એવી લેવડી ન બનવા દેશો આપણે આપણો ધધો કર્યો મરીએ અને પાચ માણસો

/

કૉંગ્રેસનું કર્યું કરે એ પણ નહીં ચાલે. આપણે કયાં છીએ, શું આવી રહ્યું છે એ વિચારો, તૈયારી કરો, નહીં તો ગુલામીને યાદ કરશો. રાજના અમલદાર આજ તમારા સેવક છે. જે પોલીસ નવજુવાનો પર લાઠી ચલાવતી હતી, એ પોલીસ ગઈ. આજ પોલીસને સાથ આપવો જોઈએ એમાં આપણું હિત છે. પોલીસને હડતાલ પાડવાનું કહીએ એમાં કેવળ અરાજકતા જોઉં છું. એને વફાદારી શીખવવી જોઈએ. આજે તમારે ઢોળી દેવું હોય તો એમાં વાર નહીં લાગે. સત્તા ચલાવવા બેઠા છે એમને તંગ કરવાનો, એની ટીકા કરવાનો ચાળો લાગ્યો છે. અનેક ટીકાઓ થાય છે. સરકારી નોકરો લાંચરુશવત ખાય છે, જોઈતી વસ્તુ કંઈ મળતી નથી. પણ એ બધામાં કૉંગ્રેસને દોષ દેવાથી શું વળે? એ તો જૂના રાજ્યનો વારસો છે. હવે આપણે એ બધાંમાં સાફસૂફી કરવી છે. કોઈને મારી જગા લેવી હોય તો પગે લાગીને આપવા તૈયાર છું. પણ કોઈને એમ હોય કે કૉંગ્રેસને તંગ કરવી તો કૉંગ્રેસ એમ હારે એમ નથી. જે માણસ બોજો ઉઠાવવા તૈયાર હોય તે આગળ આવે. પણ સંગીન કામ કર્યા વિના લેવાનું કરે, તો તેમ ન મળે; એને માટે તાલીમ લેવી પડશે.

પાંચ વરસ પછી આપણે મળીએ છીએ. પાંચ વરસ પર દુનિયાની સ્થિતિ હતી તે આજ નથી. તે વખતે અંગ્રેજની આંખમાં ખુન્નસ હતું. આજે એના એ અંગ્રેજની આંખમાં નમ્રતા છે, એની વાણીમાં મીઠાશ છે. એ સમજી ગયો છે કે આ રીતે આપણું દુનિયામાં નહીં ચાલે. જો એ સમજી ગયો તો આપણે નહીં સમજીએ? માટે જવાબદારી ઉઠાવવાની તૈયારી કરો.

એશિયા ખંડમાં એક જ મુલક સ્વતંત્ર હતો — જાપાન. એણે યુરોપનું અનુકરણ કર્યું. એનાં હથિયારથી એનો મુકાબલો કર્યો. એનો માલ આખી દુનિયામાં જતો હતો. પણ એ વેંતિયા માણસને એથી સંતોષ ન થયો. એને સામ્રાજ્યનો લોભ લાગ્યો. અને તેમાં પાયમાલ થયું

આજે સ્વતંત્ર હિંદુસ્તાનમાં કોઈ ભૂખે ન રહે એટલી રિદ્ધિસિદ્ધિ ભરી છે, એટલો ઉદ્યોગ ખીલવી શકાય એમ છે. પણ ઉદ્યોગ ખીલવતાં પહેલાં કહે છે કે મજૂરોને આપો. બધા ઉદ્યોગધંધા ખીલવતાં, અમુક વખત તો લાગે ને? આપણે વખત વિચારી લેવો જોઈએ. આપણે નેતાગીરી જોઈએ તો આખી એશિયાની પડેલી છે. સભ્યતાથી, કુશળતાથી કામ લઈશું તો બધું મળશે.

પાંચ વરસે અહીં આવ્યો છું. સ્વાગતો અને સરઘસોથી થાકેલો છું. પણ પેટમાં અંગાર ભરેલો છે કે શું આ જુવાનિયા બોજ નહીં ઉઠાવે? એમને વિનવણી કરું છું કે કૉંગ્રેસની વફાદારીથી સેવા કરો. માત્ર

ટીકા જ ન કરો આપણે ગુજરાતના લોકો વ્યવહારકુશળ ગણાઈએ છીએ, આપણામા સમજ છે એક વર્ષમા આપણે કોંગ્રેસની શક્તિ એટલી સગઠિત કરવી, ફાટફૂટ સાધી દેવી કે બોજ આવે તે ઉઠાવી શકીએ બધા એમ થાય એ કોશિશ છે ધન વધારે પેદા થાય એ કોશિશ છે આજે ખેડૂતોમા ચળવળ ચાલી છે એ કામ કરનારાય મારા જોયેલા છે અને ખેડૂતો પણ જોયેલા છે એમની પાસે એક એકર અને બે એકર જમીન છે ૮૦ ટકા પાચ એકરની અદર જમીનવાળા છે એમાથી એના કુટુબનું એ પૂરુ નથી કરી શકતો તેને કહેવુ કે એ મજૂરને વધારે આપે તેનો શો અર્થ ? એથી તો નથી એનું પેટ ભરાવાનુ અને નથી મજૂરનું ભરાવાનું મેડા જિન્નામા ગયો ત્યારે ત્યા નવજવાનોને કહ્યુ કે હિદુસ્તાન છોડી બહાર કમાવા જાઓ બાપનો કૂવો ઊડો છે માટે શુ તેમા ડૂબી મરવુ ? આપણે ગુજરાતના વેપારીબુદ્ધિના સમજનાર કુશળ માણસો છીએ આપણે બીજાનું વગર સમજ્યે અનુકરણ નહી કરવુ તમારી પાસે માગેલુ કામ ઝપાટાબધ પૂરુ કરો અસ્પૃશ્યતા કાઢો મદિરોમા, જાહેર સ્થળોમા, જાહેર વાહનોમા, ટ્રામ રેલવે, કશામા સ્પૃશ્ય અસ્પૃશ્યનો ભેદ નહી હોવો જોઈએ એથી દુનિયામા આપણી નાલેશી જણાય છે, એ આપણી એબ્કૂફી છે

# ૧૫૨

## પંજાબના સંકટમાં મદદ કરો

[તા. ૧૯-૪-૧૯૪૭ના રોજ સુરતમાં શ્રી છોટુભાઈ મારફતિયાને બંગલે વેપારીઓ તરફની પાર્ટીમાં આપેલું ભાષણ.]

આપ સૌએ જે પ્રેમથી સન્માન કર્યું છે અને પંજાબમાં સંકટ છે તેના નિવારણ માટે જે કાંઈ આપ્યું છે તે માટે આભાર. એમાં જે કંઈ સહાય કરી શકાય તે કરવાનો ધર્મ છે. તેના સંકટની કથની કહેવાનો મારી પાસે સમય નથી. માનવધર્મ તો છે જ, પણ હિંદુસ્તાનને સહાય કરવાનો આપણો ધર્મ છે. અખંડ હિંદુસ્તાન જોઈએ તો સહાય કરવી જોઈએ.

દુનિયામાં જબરદસ્ત યુદ્ધ થઈ ગયું એ ભીષણ સંહારના છાંટા આખી દુનિયામાં ઊડી રહ્યા છે. એક વાર પ્રગટાવેલી હોળીના દાવાનળને બુઝાતાં વાર લાગે છે. આ ક્રાંતિનો કાળ છે. અસ્થિરતાના કાળમાંથી આપણે પસાર થઈ રહ્યા છીએ. તેમાં મુશ્કેલીઓ સૌને માટે રહેવાની જ. બત્તીનો ફ્યૂઝ ઊડી જાય છે તો ઘડીક અંધારું થાય છે, તો આટલી મોટી સલ્તનતનો ફ્યૂઝ ઊડી જાય તો અંધકાર આવે એમાં નવાઈ નથી. આ ડામાડોળ વખતમાં આપણે બહુ કુશળતાથી, બાહોશીથી કામ લેવું જોઈએ. બહાદુર માણસો મુસીબતોથી ગભરાતા નથી. બીજા મુલકોના પ્રમાણમાં આપણી મુસીબતો ઓછી છે. જે જર્મની એક વખતે જગત ઉપર સત્તા જમાવવા નીકળ્યું હતું એને ત્યાં આજે માણસો ટપટપ મરી જાય છે. હંગામી પરદેશી હકૂમત બેઠેલી છે તેની સામે ભૂખે હાડપિંજર જેવા બનેલા માનવીનાં સરઘસોના દેખાવો થાય છે.

પણ આપણામાં કુશળતા હોય, આપણામાં સંપ હોય તો આપણું ભવિષ્ય ઉજ્જ્વળ છે. આપણી સાથે વેપારસંબંધ બાંધવા અને મિત્રાચારી કરવા દુનિયાના લોકો ઉત્સુક છે. હવે તેમની અને આપણી વચ્ચે કોઈ આવવાનું નથી. સઘળાં સ્વતંત્ર રાજ્યો સમજી ગયાં છે કે હવે હિંદુસ્તાન પણ સ્વતંત્ર જેવું જ છે.

દુનિયા સાંકડી થઈ ગઈ છે. દુનિયા છે તો એવડી ને એવડી જ પણ જવા આવવાનાં સાધનો એટલાં વધી ગયાં છે કે લાંબાં લાંબાં અંતરનો કશો હિસાબ રહ્યો નથી.

આપણે આપસ આપસમાંનાં વેરઝેર ઓસરી નાખીએ તો આપણું ભાવી ઉજ્જ્વળ છે. એ માટે પ્રયત્ન કરી રહ્યા છીએ. આટલી મોટી ક્રાંતિ થાય છે એમાં કમનસીબે આવાં તોફાનો થાય. છતાં આપણે સમજી જઈએ અને મગજ શાંત રાખીએ તો સાચવી રાખી શકીએ.

૧૯૪૩માં બંગાળના ભૂખમરાથી ત્રીસ લાખ મરી ગયાં. આ તોફાનોમાં એટલાં માણસો નથી મર્યાં. પણ જે રીતે માણસો એકબીજાને મારે છે એમાં હેવાનિયત છે. પશુથી પણ નીચે આપણે ઊતરી ગયા છીએ. એથી આપણી બદનામી થાય છે.

આપણા દેશની સંસ્કૃતિ જુદી છે. એણે દુનિયામાં નામના મેળવી છે એ બંદૂકતલવારની સત્તાથી નહીં પણ કેવળ પ્રેમથી મેળવી છે. આપણે એ સંસ્કૃતિને લાયક બનવા પ્રયત્ન કરીએ તો આજે જે ક્ષણિક દુઃખ આવી પડ્યું છે એ તો સહેજે ભૂંસાઈ જશે અને ભુલાઈ જશે.

સ્વતંત્ર ભારતમાં આપણી પુરાણી જાહોજલાલી પાછી મળે એવી આપણે ભગવાનને પ્રાર્થના કરીએ.

## ૧૫૩

## વધારે પકવો

[તા. ૧૭-૪-૧૯૪૭ના રોજ બારડોલી—સ્વરાજ આશ્રમમાં મળેલી જાહેરસભામાં આપેલું ભાષણ.]

ઘણા લાંબા વખત પછી હું તમને બધાને મળવાને આવેલો છું. ઘણા કામમાં રોકાયેલો હોવાથી વારંવાર આવી શકતો નથી. આવું કે ન આવું, મારું દિલ અહીં પડેલું છે.

આ તાલુકામાં તમારી સાથે રહીને હિંદુસ્તાનની સ્વતંત્રતાની લડતમાં ઠીક ફાળો આપ્યો છે. પાંચ વરસમાં ઠીક ઊથલપાથલ થઈ છે. તમારે ત્યાં પણ થઈ હશે. પણ આપણે મળીએ ત્યારે એક કુટુંબના હોઈએ એમ દિલ ભરાઈ આવે છે. આપણે કઠણ કાળમાંથી પસાર થઈ રહ્યા છીએ. થોડુંઘણું સંકટ આવે તે સહન કરવાની દૃઢતા રાખવી જોઈએ.

બારડોલી તાલુકાના લોકો દુઃખ આવે અને રડી ઊઠે તો આપણને શોભે નહીં. જે બહાદુરીથી સરકાર સામે લડ્યા હતા એ જ બહાદુરીથી દુઃખનો સામનો કરીએ. સુખ અને દુઃખ ઓળખતાં આવડવું જોઈએ.

સુખ અને દુ:ખ જીવન સાથે ઘડાયેલાં છે. ગરીબાઈમાં એક પ્રકારનું દુ:ખ છે પણ એમાં જે સુખ છે એ શ્રીમંતાઈમાં નથી. ગરીબાઈમાં એક પ્રકારનું ભગવાને સુખ આપ્યું છે. સૂકો રોટલો ખાતાં એને રસ છૂટે છે કારણ એની હોજરીમાં આગ પ્રગટેલી છે.

આ કઠણ કાળમાં ખોરાક ઓછો છે. દુનિયાના થોડાક જ દેશોમાં અનાજ પડેલું છે. બીજે પણ પૂરતું નથી.

જર્મનોએ અમેરિકા ઇંગ્લંડ સામે લડાઈ કરી, જાપાન સાથે દોસ્તી કરી; પણ છેવટે હારી ગયા. એણે કોઈ દિવસ ભૂખ જોઈ નહોતી. આજે એના બાળકોને ભૂખનો રોગ લાગુ પડયો છે. આજે અમેરિકા એને અનાજ મોકલે છે, ત્યારે એ ખાય છે.

અહીં આજે માણસને ૧૦ણે શેર અનાજ મળે છે. આપણે માંસાહારી નથી. એ લોકો તો થોડું માંસ પણ ખાઈ લે. એમને માટે પણ આજે પૂરતાં જાનવર રહ્યાં નથી. વિલાયતમાં બાળકબુઢ્ઢાંને સવારમાં નાસ્તામાં બે ઈંડાં જોઈએ. આજે અઠવાડિયે માંડ એક ઈંડું મળે છે છતાં તેઓ રોતાં નથી.

ખેડૂતમાં બુદ્ધિ હોય તો ભૂખે શેના મરે? આપણા માણસો સરકારમાં બેઠા છે. આપણી પાસેથી અનાજ જાય છે તે હિંદુસ્તાનમાં બીજે ભૂખે મરે છે, તેને માટે લઈ જાય છે. જેટલું આપણી પાસે છે એ વહેંચી ખાવું, એમ હિસાબ કરીને બધું ગોઠવ્યું છે.

શહેરના લોકોને ખાંડ વધારે આપી. કારણ એને ચા વધારે પીવાની ટેવ છે. પણ ગોળખાંડની વાતોમાં જીવ ઘાલવા જેવો નથી. એ તો થોડા વખતનું દુ:ખ છે.

મોટું વિશ્વયુદ્ધ થયું તેમાં જે ભાંગફોડ થઈ, જમીન બગડી ગઈ, ખેતી થઈ ન શકી, એની ટાંચ પડી છે. વરસ બે વરસમાં ઠેકાણે પડી જશે. વરસ બે વરસ એ દુ:ખ કેવી રીતે વેઠવું એની તરકીબ શોધવી જોઈએ. ખાંડની પાછળ કે અનાજની પાછળ રડવું નહીં જોઈએ. આપણે ખેડૂતે એક તસુ જમીન નકામી ન જવા દેવી જોઈએ.

જુવાર પકવીએ છીએ પણ એટલાથી આપણું પોષણ નહીં થાય. સૂરણ, રતાળુ, મૂળા અને એવાં કંદમૂળમાં ખૂબ પોષક તત્ત્વ છે. મેં અહીં કેળની વાડી કરી ત્યાં સુધી ખબર નહોતી કે આ ધરતીમાં આટલી કેળ થાય છે. હવે બધે ખેડા જિલ્લા સુધી વાડીઓ થઈ છે. જે ચીજો સહેલાઈથી થઈ શકે એ વાડામાં પણ પકવવી જોઈએ.

આપણે સરકાર સાથે લડાઈ લડ્યા ત્યારે એક વસ્તુ શીખ્યા કે એક બાપની પ્રજાની જેમ અમારે વર્તું રહીશું, તો આપણામાં કોઈ ફાટફૂટ નહીં કરી શકે. તે વખતે આપણામાં સંપ હતો તો જ આપણે લડી શક્યા.

આપણે સંપીને કામ કરવું હોય તો ખેડૂત અને મજૂરમાં વિક્ષેપ નહીં આવવો જોઈએ. નહીં તો દુઃખે આવવાનું છે.

# ૧૫૪

# શિક્ષકોનું ગૌરવ

[તા. ૧૭–૪–૧૯૪૭ના રોજ બારડોલી સ્વરાજ આશ્રમમાં જિલ્લા સ્કૂલ બોર્ડના તાલીમ લેવા આવેલા શિક્ષકોને.]

થોડા વખત પર બોચાસણ ગયો હતો ત્યાં પણ શિક્ષક-શિક્ષિકાઓ તાલીમ લેવા આવ્યાં હતાં. આ આશ્રમ બોચાસણથી જુદા પ્રકારનો છે. વેડછીનો જુદા પ્રકારનો છે. જે આશ્રમમાં જાઓ ત્યાં કાંઈક ને કાંઈક ખાસ શીખવાનું છે.

મુંબઈ સરકારે નિર્ણય કર્યો કે શિક્ષક-શિક્ષિકાઓને તાલીમ આપવી. શિક્ષણમાં ફેરફાર કરવા માટે શિક્ષકોને તાલીમ આપવાની જરૂર લાગી. વિદ્યાર્થીઓને કંઈક ઉદ્યોગનું શિક્ષણ આપવું છે તો શિક્ષકોને પહેલું આપવું જોઈએ.

આજની સરકારે પોતાના હાથમાં રાજતંત્ર કઠણ સંયોગોમાં લીધું છે. એથીયે વધુ કઠણ સંયોગોમાં અમે મધ્યસ્થ સરકારનું તંત્ર લીધું.

મુંબઈ સરકારનું રાજતંત્ર લીધું ત્યારે શિક્ષકોએ હડતાલ પાડી હતી કે પાડવાની હતી. મારા પર તે વખતે કોઈ શિક્ષકનો કાગળ આવ્યો. મારી સલાહ માગી હતી. મેં એને જવાબ આપ્યો કે આમાં તમે ન પડશો. કોકે એ કાગળ છપાવ્યો પણ ખરો. કંઈક શિક્ષકોને દુઃખ પણ લાગ્યું. સલાહ ઊલટી માને તો મને, બાકી મેં તો સાચી સલાહ આપી હતી.

તમારા થોડાઘણા પગારો વધ્યા, પણ સમાજમાં તમારો કંઈ દરજ્જો વધ્યો ખરો? જૂના વખતમાં શિક્ષકો મંદિરોમાં બેસી શીખવતા ત્યારે એનો જે દરજ્જો હતો તે આજે છે?

અમે ભણતા હતા ત્યારે યાદ છે કે શિક્ષકો ગમે તેવું આછુંપાતળું ભણેલા હતા તોપણ તેમનો માનમરતબો હતો. મને યાદ છે કે એકાદશીને

બીજે દિવસે શિક્ષકને પારણાં કરાવવા માટે ઘી, આટો, તેલ, શાક આપવાની વિદ્યાર્થીને ઘેર તૈયારી થતી.

મજૂર પગારવધારા માટે હડતાળ પાડે છે પણ તમે શિક્ષકો એવા મજૂર જેવા થવા માગો છો?

સાડાત્રણ માસમાં તમે શું શીખી જશો? આશ્રમમાં કંઈ શીખવાનું હોય તો દિલની શુદ્ધિ કરવાનું, સમાજસેવા કરતાં શીખવાનું છે.

ગામની અંદર કંઈ પણ સવાલ વિષે સલાહ લેવી હોય તો પહેલાં શિક્ષકને ત્યાં જતા.

પણ તમે દુઃખ ન લગાડો તો હું કહું કે શિક્ષકને આજે તો વિદ્યાર્થીને ભણાવવાની પણ પડી નથી. વેઠિયું કામ થઈ ગયું છે અને એથી સમાજને પણ શિક્ષકની પડી નથી. સ્વતંત્ર હિંદુસ્તાનમાં એવું નહીં થવું જોઈએ. સ્વતંત્ર હિંદુસ્તાનને તાલીમ આપવાની ચાવી તમારા હાથમાં છે. સમાજમાં તમારો દરજ્જો, માન વધે એવું તમારું વર્તન હોવું જોઈએ.

શાળામાં ચારપાંચ કલાક કામની વેઠ ઉતારે એ શિક્ષક નથી. કારખાનામાં મજૂર ઉપર મુકાદમ હોય છે. એ હાજરી લે છે અને કામનો હિસાબ લે છે. પણ તમારા ઉપર કોઈ મુકાદમ નથી. કોઈક વાર ઇન્સ્પેક્ટર આવે એ પણ તમારામાંનો જ હોય છે. મજૂર તો બે દહાડા હડતાળ પાડીને દબાણ કરી શકે છે. મજૂર કરતાં શિક્ષકનો પગાર ઓછો છે એ વાત ખરી છે. પણ મને લાગે છે કે શિક્ષકનો પગાર બીજાના પ્રમાણમાં કાંઈક ઓછો જ રહેવાનો. આખી દુનિયામાં એમ છે.

આપણી લોકલ બોર્ડો ભિખારીમાં ભિખારી છે. એની નિશાળો, એનાં દવાખાનાં, કંઈ પણ જુઓ તો બધાં ખંડેરો જેવાં છે. એવા ભાંગ્યા-તૂટ્યા હિંદુસ્તાનને ઉઠાવવાનું છે. તમે અહીં આવી પડ્યા છો તો કાન, આંખ ખુલ્લાં રાખો. આશ્રમનો ઇતિહાસ સમજો. કેમ સ્થપાયો, અહીં કોણ કોણ છે, એમણે ક્યાં સુધી અભ્યાસ કરેલો છે, કૉલેજો કેમ છોડી, કેટલી વાર અને કેમ જેલમાં ગયા, કોણ આવે છે, કોણ જાય છે, એ બધું જાણવાનું છે. એ જાણવામાંથી ઘણું શીખવાનું મળે એમ છે. તમારા મગજની અંદર એ બધું શીખવા માટે જગા હોય તો તમારે હડતાળ પાડવાપણું નહીં રહે.

બે દિવસ પર મુંબઈથી આવ્યો તો ત્યાં મોટરબસ અને ટ્રામવેની હડતાળ ચાલતી હતી. મોટી કંપની છે. અંગ્રેજ મૅનેજર છે. પહેલાં સંગઠન કરવા જ દેતો નહોતો. પણ લોકોને હવે કોઈ પણ પ્રકારનો ડર

નથી કરો હડતાળ, એમ થઈ ગયું છે. સમાજને ઉપયોગી વસ્તુ, જેવા કે તારટપાલ ખાતામાં પણ હડતાળ પાડવા લાગી જાય છે. પ્રજાની સેવા કરવાના ખાતામાં હડતાળ પાડવાનું શીખવવામાં આવે છે. એ બધું દેશને માટે સારું નથી.

સૌથી વધારે હડતાળ પડાવવાનું કારણ તો એ છે કે હડતાળ પડાવનારને નેતા થવાની પડી છે. તમે તો કામદાર વર્ગના માણસો નથી. તમારા પોતાના આગેવાન તમારા શિક્ષક વર્ગમાંથી હોય. તમે કંઈ મજૂર નથી. તમારે તમારું મગજ ચલાવવું જોઈએ.

તમારો દરજ્જો એ કીમતી વસ્તુ છે. એ સંપાદન કરો. શિક્ષકમાં કંઈક દરજ્જે ઉદ્ધતાઈ આવી છે. શિસ્ત રહી નથી. હડતાળના પવનથી શિસ્ત-પાલન ઓછું થતું જાય છે. હડતાળમાં પણ યુરોપમાં લોકો વફાદારીથી કામ કરે છે. આપણે ત્યાં તો આજે સરકારના તંત્રમાં પડેલા માણસો ચોથા ભાગનું કામ કરે છે. સરકારે થાકીને પે કમિશન બેસાડયું. લડાઈમાં ખાતાં વધાર્યાં, પગારો વધાર્યા. હવે એ ઓછાં કરવાનો વખત આવ્યો છે.

આજે તો માણસ વધારવા અને કામ ઓછું કરવું એ પવન વાયો છે. ખોટા ખ્યાલો ફેલાયા છે. તમારે વિષે આદર ચાલ્યો જશે તો તમારો થોડો પગાર વધ્યો તોય શું?

## ૧૫૫

## સેવાદળની ફરજ

[તા. ૧૮-૪-૧૯૪૭ના રોજ બારડોલી સ્વરાજ આશ્રમમાં સેવાદળનાં ભાઈબહેનોને]

સમાજને જરૂરી કામોની તાલીમ પામેલી ટુકડી લશ્કરમાં હોય છે તેવી તમારે ઊભી કરવી જોઈએ. લશ્કરમાં બહારથી ભંગી નથી આવતા. જ્યાં જાય છે ત્યાં તેઓ એક શહેર જેવું વસાવે છે. તમારામાં અને લશ્કરમાં ફરક એટલો જ હોવો જોઈએ કે તમે બંદૂક પકડતા નથી. તમે અહિંસક સૈનિક છો. તમારું શરીર તમારે બરાબર કમવું જોઈએ. ખોરાક પૌષ્ટિક તત્ત્વો મળે એવો લેવો જોઈએ.

આપણો ખોરાક કદમાં વધારે હોય છે અને પૌષ્ટિક તત્ત્વો ઓછાં હોય છે. આજે વિલાયતમાં સામાન્ય માણસને જેટલાં પૌષ્ટિક તત્ત્વો મળે છે એથી આપણને અડધાં મળે છે. પેટ તો ભરેલું લાગે છે. એમાં ઘણું તો પાણી હોય છે. આપણે મસાલા પણ વધારેપડતા ખાઈએ છીએ.

શરીરને મજબૂત કસાયેલું બનાવી સમાજની સેવાની તાલીમ લેવી જોઈએ. કોઈને અકસ્માત્ ઈજા થાય તો તાત્કાલિક મદદ કરી શકીએ તે માટે પ્રાથમિક સારવારની તાલીમ લેવાની છે. સાથે સાથે સૈનિકોએ સભ્યતા શીખવાની છે. સેવા કરનાર માણસે વિનય ખૂબ શીખવો જોઈએ. પોશાક પહેરતાં અભિમાન નહીં આવવું જોઈએ, પણ નમ્રતા ખૂબ આવવી જોઈએ આપણું એવું વર્તન હોવું જોઈએ કે આપણા પ્રત્યે માન ઊપજે સૌને લાગે કે આ તો સેવા કરવાવાળા છે.

## ૧૫૬

## દિલ્હીના ગુજરાતીઓને

[તા. ૧૧-૬-૧૯૪૭ના રોજ દિલ્હીના ગુજરાતી સમાજ તરફના માનપત્રના જવાબમાં]

તમારો મારી ઉપર પ્રેમ છે એ ઠીક છે. પણ તમે ગુણગાન કરો છો એ બધું માનું તો ગાંડો થઈ જાઉં. મને સિત્તેર થયાં છે પણ બુદ્ધિ ઠેકાણે છે. હું પોતે જાણું છું કે હું ક્યાં છું.

તમને બધાને મળીને ખૂબ રાજી થયો. અત્યારનો સમય ભારે કઠણ છે. અત્યારના સમયમાં આપણો ધર્મ સમજી લેવો જોઈએ. ગુજરાત છોડીને અહીં રોજી પેદા કરવા આવ્યા છીએ, પણ દિલ્હીમાં રહીએ તો દિલ્હીના નિવાસી પૂરેપૂરા બનવું જોઈએ. દિલ્હી પ્રત્યે ધર્મ પહેલો જાળવવો જોઈએ. ગુજરાતની સંસ્કૃતિને જ્યાં જઈએ ત્યાં શોભાવવી જોઈએ. દિલ્હીમાં જે કંઈ સાર્વજનિક કામ થતું હોય તેમાં હિસ્સો લેવો જોઈએ.

હિંદુસ્તાન સ્વતંત્ર થવાનું છે એ નિર્ણય થઈ ગયો છે. કોઈ કહેશે અમે ભારે કામ કર્યું તેથી થયું. પણ દુનિયાની પરિસ્થિતિને લીધે થયું' ઈશ્વરની કૃપા તો ખરી જ. પણ સ્વતંત્રતાનું ચિત્ર જોઈ ગભરા॰
સૂર્યોદય થતાં પહેલાં પ્રકાશ દેખાય છે તેમ સ્વતંત્રતાનો પ્રકાશ

લાંબો ગાળો પથારીવશ રહ્યા પછી જ્યારે રોગ જાય ભૂખ છૂટે છે ત્યારે પરેજી પાળવી જોઈએ. તે ન પાળે ર લાગુ પડે. તેમ સ્વતંત્રતાની સાથે આપણે પરેજી, સંયમ પણ અત્યારે તો સૌ આપણી કોમના કે આપણા આવવી જોઈએ એમ ઇચ્છે છે. અને માણસો ગાંડા ભૂલી ગયા છે.

આવા સંજોગોમા આપણે નિર્ભય થવું જોઈએ. કોઈ પણ માણસોએ ગભરામણ નહીં કરવી જોઈએ. ઊડતી અફવાઓ નહીં માનવી જોઈએ. આવા વખતની અંદર મન મજબૂત રાખવું જોઈએ. પોતાનો અને આસપાસનાનો બચાવ કરતાં શીખવું જોઈએ. આપણા કુટુંબનો બચાવ કરવો એ આપણો ધર્મ છે. પોલીસ પાછળ દોડવું નહીં જોઈએ દરેકે પોલીસ બનવું જોઈએ, એટલે કે નિર્ભય થવું જોઈએ. પોલીસને પણ મરણ આવે છે. એટલી વસ્તુ નક્કી છે કે જીવનની સાથે મરણ બાંધેલું છે. પછી ડર શા માટે રાખવો જોઈએ? મરણની મહેમાન કરવાનું શીખવું જોઈએ.

સ્વતંત્રતા પચાવવા માટે નિર્ભયતા ન કેળવે, પોતાનો બચાવ ન કરે તે લાયક નથી.

હિંદુસ્તાનમા બધા જ માણસ ગાંડા થાય તો એટલી પોલીસ ક્યાંથી લાવે? માટે દરેકે પોતપોતાનો, અને પડોશીઓનો બચાવ કરતાં શીખી લેવું. નિર્ભયતા કેળવવી. અંગ્રેજો જાય છે પણ એમનામાં હજી એવા માણસો પડ્યા છે, જેમને થાય છે કે અહીં મોજશોખ કર્યો છે. રાજ કર્યું છે. નોકરી થોડી કરી છે? માટે જતાં જતાં પણ રહી જવાતું હોય તો ઠીક. આપણામાં પણ એવા માણસ પડ્યા છે જે એમ માને છે કે એમનો સાથ લઈ આપણી સત્તા જમાવીએ. નબળાઈઓ હોય છે તે આવે વખતે તરી આવે છે.

આપણી પાસે આપણો માર્ગ સરળ છે. સાચા સિદ્ધાંત પર ચાલવું. ત્રીજો માણસ આપણને નુકસાન કરે તે ગાંધીજી કહે છે તેમ સમજપૂર્વક સહન કરવું. કાં તો ગાંધીજીનો માર્ગ લેવો જોઈએ, કાં તો દુનિયાનો માર્ગ લેવો જોઈએ. એટલી સલાહ આ કઠણ કાળમાં તમને આપું છું.

તમે સમાજ તરફથી જે સેવાકાર્ય ચલાવો છો એમાં પ્રગતિ થાય અને દિલ્હીવાળા એમ કહે કે આ સજ્જનોનો સમાજ છે તો ગુજરાતી સમાજની શોભામાં વૃદ્ધિ થાય.

શરીરને મજબૂત કસાયેલું બનાવી સમાજની સેવાની તાલીમ લેવી જોઈએ. કોઈને અકસ્માત્ ઈજા થાય તો તાત્કાલિક મદદ કરી શકીએ તે માટે પ્રાથમિક સારવારની તાલીમ લેવાની છે. સાથે સાથે સૈનિકોએ સભ્યતા શીખવાની છે. સેવા કરનાર માણસે વિનય ખૂબ શીખવો જોઈએ. પોશાક પહેરતાં અભિમાન નહીં આવવું જોઈએ, પણ નમ્રતા ખૂબ આવવી જોઈએ આપણું એવું વર્તન હોવું જોઈએ કે આપણા પ્રત્યે માન ઊપજે સૌને લાગે કે આ તો સેવા કરવાવાળા છે.

# ૧૫૯

# દિલ્હીના ગુજરાતીઓને

[તા. ૨૧-૫-૧૯૪૭ના રોજ દિલ્હીના ગુજરાતી સમાજ તરફના માનપત્રના જવાબમાં]

તમારો મારી ઉપર પ્રેમ છે એ ઠીક છે. પણ તમે ગુણગાન કરો છો એ બધું માનું તો ગાંડો થઈ જાઉં. મને સિત્તેર થયાં છે પણ બુદ્ધિ ઠેકાણે છે. હું પોતે જાણું છું કે હું ક્યાં છું.

તમને બધાને મળીને ખૂબ રાજી થયો. અત્યારનો સમય ભારે કઠણ છે. અત્યારના સમયમાં આપણો ધર્મ સમજી લેવો જોઈએ. ગુજરાત છોડીને અહીં રોજી પેદા કરવા આવ્યા છીએ, પણ દિલ્હીમાં રહીએ તો દિલ્હીના નિવાસી પૂરેપૂરા બનવું જોઈએ. દિલ્હી પ્રત્યે ધર્મ પહેલો જાળવવો જોઈએ. ગુજરાતની સંસ્કૃતિને જ્યાં જઈએ ત્યાં શોભાવવી જોઈએ. દિલ્હીમાં જે કંઈ સાર્વજનિક કામ થતું હોય તેમાં હિસ્સો લેવો જોઈએ.

હિંદુસ્તાન સ્વતંત્ર થવાનું છે એ નિર્ણય થઈ ગયો છે. કોઈ કહેશે અમે ભારે કામ કર્યું તેથી થયું. પણ દુનિયાની પરિસ્થિતિને લીધે થયું છે. તેમાં ઈશ્વરની કૃપા તો ખરી જ. પણ સ્વતંત્રતાનું ચિત્ર જોઈ ગભરામણ થાય છે. સૂર્યોદય થતાં પહેલાં પ્રકાશ દેખાય છે તેમ સ્વતંત્રતાનો પ્રકાશ દેખાતો નથી.

લાંબો ગાળો પથારીવશ રહ્યા પછી જ્યારે રોગ જાય છે ને પછી ભૂખ છૂટે છે ત્યારે પરેજી પાળવી જોઈએ. તે ન પાળે તો ભારે બીમારી લાગુ પડે તેમ સ્વતંત્રતાની સાથે આપણે પરેજી, સંયમ પાળવો જોઈશે. પણ અત્યારે તો સૌ આપણી કોમના કે આપણા પક્ષના હાથમાં સત્તા આવવી જોઈએ એમ ઇચ્છે છે. અને માણસો ગાંડા થઈ ગયા છે, ભાન ભૂલી ગયા છે.

આવા સંજોગોમાં આપણે નિર્ભય થવું જોઈએ. કોઈ પણ માણસોએ ગભરામણ નહીં કરવી જોઈએ. ઊડતી અફવાઓ નહીં માનવી જોઈએ. આવા વખતની અંદર મન મજબૂત રાખવું જોઈએ. પોતાનો અને આસપાસનાનો બચાવ કરતાં શીખવું જોઈએ. આપણા કુટુંબનો બચાવ કરવો એ આપણો ધર્મ છે. પોલીસ પાછળ દોડવું નહીં જોઈએ. દરેકે પોલીસ બનવું જોઈએ, એટલે કે નિર્ભય થવું જોઈએ. પોલીસને પણ મરણ આવે છે. એટલી વસ્તુ નક્કી છે કે જીવનની સાથે મરણ બાંધેલું છે. પછી ડર શા માટે રાખવો જોઈએ? મરણની મહોબત કરવાનું શીખવું જોઈએ.

સ્વતંત્રતા પચાવવા માટે નિર્ભયતા ન કેળવે, પોતાનો બચાવ ન કરે તે લાયક નથી.

હિંદુસ્તાનમાં બધા જ માણસ ગાંડા થાય તો એટલી પોલીસ ક્યાંથી લાવે? માટે દરેકે પોતપોતાનો અને પડોશીઓનો બચાવ કરતાં શીખી લેવું. નિર્ભયતા કેળવવી. અંગ્રેજો જાય છે પણ એમનામાં હજી એવા માણસો પડ્યા છે, જેમને થાય છે કે અહીં મોજશોખ કર્યાં છે. રાજ કર્યું છે. નોકરી થોડી કરી છે? માટે જતાં જતાં પણ રહી જવાતું હોય તો ઠીક. આપણામાં પણ એવા માણસ પડ્યા છે જે એમ માને છે કે એમનો સાથ લઈ આપણી સત્તા જમાવીએ. નબળાઈઓ હોય છે તે આવે વખતે તરી આવે છે.

આપણી પાસે આપણો માર્ગ સરળ છે. સાચા સિદ્ધાંત પર ચાલવું. ત્રીજો માણસ આપણને નુકસાન કરે તે ગાંધીજી કહે છે તેમ સમજપૂર્વક સહન કરવું. કાં તો ગાંધીજીનો માર્ગ લેવો જોઈએ, કાં તો દુનિયાનો માર્ગ લેવો જોઈએ. એટલી સલાહ આ કઠણ કાળમાં તમને આપું છું.

તમે સમાજ તરફથી જે સેવાકાર્ય ચલાવો છો એમાં પ્રગતિ થાય અને દિલ્હીવાળા એમ કહે કે આ સજ્જનોનો સમાજ છે તો ગુજરાતી સમાજની શોભામાં વૃદ્ધિ થાય.

# રિયાસત ખાતું

[તા. ૫-૭-૧૯૪૭ના રોજ હિંદ સરકારમાં રિયાસત ખાતું નવું ખોલવામાં આવ્યું તે વખતે દેશી રાજાઓને સંબોધીને કરેલું નિવેદન.]

થોડા દિવસ ઉપર જાહેર કરવામાં આવ્યું હતું કે હિંદ સરકારે દેશી રિયાસતો માટે અલગ ખાતું ખોલવાનો નિર્ણય કર્યો છે. એ ખાતું બન્ને પક્ષને સામાન્ય હોય તેવા પ્રશ્નો સંબંધી વહીવટ કરશે. આ ખાતું આજથી ખોલાય છે અને એની રાજાઓને જાણ કરવામાં આવી છે. આ મહત્ત્વના પ્રસંગે દેશી રાજાઓને સંબોધીને હું બે શબ્દ કહેવા ઇચ્છું છું. રાજાઓમાં ઘણા તો મારા અંગત મિત્રો છે તે જણાવતાં મને આનંદ થાય છે.

ઇતિહાસે એ પાઠ આપણને શીખવ્યો છે કે આપણો દેશ અનેક નાનાં નાનાં રાજ્યોમાં વહેંચાઈ ગયો અને બહારનાં આક્રમણોનો આપણે એકઠા મળીને સામનો ન કરી શક્યા ત્યારે હિંદુસ્તાનમાં પરદેશી સત્તાની જમાવટ થઈ. આપણા અંદર અંદરના ઝઘડા, અદેખાઈ અને વેરઝેરને લીધે જ જે કોઈ પરદેશી આવ્યા તેની આગળ આપણે હારી ગયા છીએ. ફરી એ ભૂલ આપણે ન કરીએ અને એવી જાળમાં ન સપડાઈએ. આપણે સ્વતંત્રતાને ઉંબરે આવીને ઊભા છીએ. એ વાત સાચી છે કે દેશની પૂરેપૂરી એકતા આપણે રાખી શક્યા નથી. મુસ્લિમ લીગે હિંદથી જુદાં પડીને તેમનું પોતાનું અલગ રાજ્ય સ્થાપવાનું નક્કી કર્યું છે એથી અમને ઘણી નિરાશા થઈ છે અને ભારે દુઃખ થયું છે. પણ આ ભાગલા પડ્યા છતાં એ વાત નક્કી છે કે આપણા દેશમાં કેટલાંયે વર્ષોથી ચાલી આવેલી સંસ્કૃતિની અને હિતસંબંધોની એકતાની ભાવના કાયમ રહેવાની છે. આ વસ્તુ મોટા ભાગનાં દેશી રાજ્યોને તો વધારે લાગુ પડે છે. બાકીના હિંદુસ્તાન સાથે તેમની ભૌગોલિક એકતા તથા વેપાર રોજગારના, સંસ્કૃતિના તેમ જ રાજદ્વારી બાબતોના ન છૂટી શકે એવા સંબંધોને લીધે હિંદ સાથે મિત્રતા અને સહકાર રાખ્યા વિના તેમનો છૂટકો નથી. આ રાજ્યોની તેમ જ હિંદની સલામતી અને સંરક્ષણ માગી લે છે કે દેશના જુદા જુદા ભાગોમાં આપણે એકતા જાળવીએ અને એકબીજા સાથે હળીમળીને રહીએ.

આ દેશમાં અંગ્રેજ લોકોએ પોતાની સત્તા સ્થાપી ત્યારે તેમણે સર્વોપરીપણાનો એક સિદ્ધાંત કાઢ્યો. એનો અર્થ તો એટલો જ હતો કે અંગ્રેજ લોકના હિતસંબંધોને સર્વોપરી ગણવા. હજી સુધી એ સર્વોપરીપણાના

સિદ્ધાંતની ચોક્કસ વ્યાખ્યા થઈ નથી. પણ વ્યવહારમા એને પરિણામે દેશી રાજ્યોને મહકાર કરવા કરતા તાબેદારી ઉઠાવવાનું જ વધારે આવતુ આ સર્વોપરીપણાના ક્ષેત્રની મહાર કેટલીયે વસ્તુઓ એવી છે જે બાબતમા બ્રિટિશ હિંદ અને દેશી રાજ્યો વચ્ચે બનેને લાભદાયી એવા મબધો રાખી શકાય હવે અગ્રેજો તો જાય છે તે વખતે એમ કહેવામા આવે છે કે દેશી રાજ્યોને એમની સ્વતત્રતા પાછી મળવી જોઈએ. સર્વોપરીપણાના સિદ્ધાંતને લીધે દેશી રાજ્યોને પરદેશી સત્તાની તાબેદારી ઉઠાવવી પડતી હતી તેટલા પૂરતી સ્વતત્રતાની આ માગણી સાથે મારી સહાનુભૂતિ છે. પણ હું એમ નથી માનતો કે એ તાબેદારીમાથી તેમના થયેલા છુટકારાનો તેઓ એવી રીતે ઉપયોગ કરવા ઇચ્છતા હોય કે હિંદ સાથે તેમના જે સામાન્ય હિતસબધો છે તેને તેઓ નુકસાન પહોચાડે, અથવા છેવટે તો પ્રજાનું હિત અને કલ્યાણ જ સર્વોપરી છે તેનો તેઓ વિરોધ કરે, અથવા તો છેલ્લા સૈકામા બ્રિટિશ હિંદ અને દેશી રાજ્યો વચ્ચે બન્ને પક્ષને લાભદાયી એવા જે સબધો બધાયા છે તેને તેઓ ફગાવી દે મોટા ભાગના દેશી રાજ્યો તો લોકસભામા આવી પણ ગયા છે એ હકીકતથી આ વસ્તુ પુરવાર થાય છે જેઓ હજી નથી જોડાયા તેમને હુ અપીલ કરુ છુ કે તેઓ જલદી જોડાઈ જાય દેશી રાજ્યોએ એ પાયાનો સિદ્ધાંત તો સ્વીકાર્યો છે કે રક્ષણ, પરદેશ ખાતુ અને તારટપાલ તથા વાહનવ્યવહાર પૂરતા તેઓ હિંદી સઘમા આવી જશે સઘ સાથે જોડાવા માટે આથી વિશેષની અમે માગણી કરતા નથી આ ત્રણ વિષયો એવા છે જેમા દેશનુ સામાન્ય હિત રહેલુ છે બીજી બાબતોમા તેઓ પોતાની સ્વતત્રતા રાખવા ઇચ્છતા હશે તો તેને અમે બરાબર માન આપીશ

આપણા દેશની પ્રાચીન પરપરાઓ જેનો આપણને વારસો મળ્યો છે તે માટે આપણે મગરૂર થવા જેવુ છે અમુક લોકો દેશી રાજ્યોમા રહે છે અને અમુક બ્રિટિશ હિંદમા રહે છે એ તો અકસ્માત છે આપણા દેશની ઉચ્ચ પરંપરાઓ અને સસ્કૃતિના આપણે બધા સરખા ભાગીદાર છીએ આપણા બધાના હિતસબધો અલગ અલગ નથી એટલુ જ નહી, પણ આપણે બધા એક લોહીની અને એક ભાવનાની ગાંઠથી બધાયેલા છીએ. જુદા જુદા ટુકડામા આપણા કોઈ ભાગલા પાડી શકે તેમ નથી ન ઓળંગી શકાય એવા અંતરાય આપણી વચ્ચે કોઈ ઊભા કરી શકે તેમ નથી. તેથી હુ તો કહુ છુ કે આપણે એકબીજાથી જુદા હોઈએ એવી રીતે એકબીજા સાથે તહનામા કરવા બેસીએ તેના કરતા એક સભામા મિત્રોની માફક બેસીને આપણે બધારણ

ઘડીએ તેમાં આપણી શોભા છે. મારા મિત્ર રાજાઓને અને તેમની પ્રજાઓને હુ તો આમંત્રણ આપુ છું કે મૈત્રીની અને સહકારની ભાવનાથી લોકસભામાં આવો; સૌના કલ્યાણને અર્થે માતૃભૂમિને ચરણે એમી વફાદારીપૂર્વક આપણું બંધારણ ઘડવા આપણે હળીમળીને પ્રયત્ન કરીએ.

દેશી રાજ્યો પ્રત્યે કોંગ્રેસના વલણ વિષે બહુ ગેરસમજૂતી હોય એમ દેખાય છે હુ એકદમ સ્પષ્ટ કરવા ઇચ્છું છુ કે કોંગ્રેસની એવી જરા પણ ઇચ્છા નથી કે રાજ્યોની આનરિક બાબતોમા માથું મારવું કોંગ્રેસ રાજાઓની દુશ્મન નથી પણ પોતાના છત્ર નીચે રાજાઓને તેમ જ તેમની પ્રજાને સપૂર્ણ આબાદી, સંતોષ અને સુખ મળે એમ ઇચ્છે છે. વળી આ નવુ ખાતું એવી રીતે ચલાવવાની મારી નીતિ નહીં હોય કે રાજાઓની સાથેના સંબંધમાં અમારા ઉપરીપણાની ગધ આવે કંઈ કે ઉપરીપણાનો ભાવ હશે તો તે પરસ્પર કલ્યાણને માટે અને પરસ્પર પ્રગતિને માટે હશે. અમારે કશો સ્વાર્થ સાધવાનો નથી, તેમ અમારા મનમાં કશો બીજો હેતુ નથી. અમારો પ્રયત્ન હંમેશ એવો રહેશે કે એકબીજાનાં દૃષ્ટિબિંદુ આપણે સમજીએ અને દેશના કલ્યાણને અર્થે સૌને સ્વીકાર્ય થઈ પડે એવા નિર્ણયો આપણે લઈએ. આ વસ્તુ ધ્યાનમાં રાખીને આ નવા ખાતાના વહીવટ માટે દેશી રાજ્યો તથા બ્રિટિશ હિંદના પ્રતિનિધિઓ જેમાં હોય એવી એક સ્થાયી કમિટીની રચના કરવી શક્ય છે કે કેમ એ વિચારી રહ્યો છું.

આપણા દેશના ઇતિહાસમાં આ અમૂલો અવસર છે. આપણે એકઠા મળીને કામ કરીશું તો દેશને મહત્તાને શિખરે પહોંચાડીશું અને આપણે જો સંપ નહીં રાખી શકીએ તો નવી નવી આફતો નોતરીશું. દેશી રાજ્યો એટલું ધ્યાનમાં રાખશે એવી મારી આશા છે કે આપણા સમાન હિતને માટે આપણે સહકાર નહીં કરીએ તો બીજો વિકલ્પ અંધાધૂધી અને અરાજકતાનો જ રહે છે. આપણા સામાન્ય ભલાને માટે આપણે ભેગા મળીને કામ નહીં કરીએ તો નાનાં રાજ્યો અને મોટાં રાજ્યો બધાં જ વિનાશને માર્ગે ઊતરી જવાનાં છે. ભવિષ્યની પ્રજા આપણને શાપ ન દે કે આ લોકોને મોકો તો મળ્યો પણ તેમણે સૌનું હિત થાય તેવી રીતે તેનો ઉપયોગ ન કર્યો. એને બદલે હુ તો ઇચ્છું છું કે ભવિષ્યની પ્રજાને માટે આપણા સારા સંબંધોનો, ઉત્તમ વારસો મૂકી જવાનું સદ્ભાગ્ય આપણને સાંપડે, જેને પરિણામે આપણી આ પવિત્ર ભૂમિ દુનિયાના દેશોમાં પોતાનું યોગ્ય માનભર્યું સ્થાન લઈ શકે અને શાંતિ તથા સમૃદ્ધિનું નિવાસસ્થાન બને.

# પ્રજાના ટુકડા નથી થવાના

[તા ૧૧-૮-૧૯૪૭ના રોજ દિલ્હીમા રામલીલા ગ્રાઉન્ડ પર આપેલા ભાષણમાથી ]

જેઓ આઝાદી માટે શહીદ થયા, જેમણે પોતાના પ્રાણ અર્પણ કર્યા તેમના સ્મરણમા આ દિવસ રાખવામા આવ્યો છે એમનું સ્મરણ કરવુ એ આપણુ પ્રથમ કર્તવ્ય છે આપણી ફતેહ થઈ તે એમના બલિદાનને લીધે થઈ છે એમને આપણે યાદ ન કરીએ તો બેવફા ગણાઈએ

ચાર દિવસ પછી પરદેશી સરકાર અહીથી હટી જશે હવે કોંગ્રેસનુ કામ પરિપૂર્ણ થાય છે અમારુ જીવનકાર્ય પૂરુ થાય છે લોકમાન્યનો દેહાન્ત થયો ત્યારે ચોપાટીના મેદાનમા અમે પ્રતિજ્ઞા લીધી હતી કે સ્વરાજ અમારો જન્મસિદ્ધ હક છે ત્યાર પછી લાહોર કોંગ્રેસમા રાવીને કિનારે આ કોંગ્રેસના ઝડા નીચે આઝાદી માટે પ્રાણ આપવાની પ્રતિજ્ઞા લીધી અને નિશ્ચય કર્યો કે હિંદુ મુસ્લિમ પારસી ખ્રિસ્તી સૌ એક થઈને રહીશુ એ નિશ્ચય આપણે પૂરેપૂરો પાર પાડી શક્યા નથી તેથી આજે જેટલો આનદ થવો જોઈએ તેટલો નથી થતો પણ એટલુ સમજી લેવુ જોઈએ કે હવે પરદેશીઓ આપણી વચ્ચે કશા અતરાયો નાખી શકશે નહી આ વસ્તુ બહુ મોટી છે

લોકો કહે છે કે કોંગ્રેસે મુલકના ટુકડા કર્યા એક રીતે એ વાત સાચી છે અમે જોઈ વિચારીને એ જવાબદારી લીધી છે કોઈના ડરથી કે દબાણથી નથી લીધી હિંદુસ્તાનના ભાગના પાડવાની બાબતમા હું સૌથી કટ્ટર વિરોધી હતો પણ હુ જ્યારે મધ્યસ્થ સરકારમા આવીને બેઠો ત્યારે મે જોયુ કે કોમી અટસ ચપરાશીથી માડીને ઉપરના અમલદારો સુધી વ્યાપ્યો છે એવી સ્થિતિમા ભેગા રહીને લડયા કરવુ અને ત્રીજાની દરમ્યાનગીરી વેઠયા કરવી તેના કરતા ભલે જુદા પડીએ

થોડા અઠવાડિયા પછી બીજી સપ્ટેમ્બરે આજે અમને મધ્યસ્થ સરકારમા આવ્યે એક વરસ પૂરુ થશે કલકત્તામા કાપાકાપી ચાલ્યા પછી થોડા દિવસે અમે મધ્યસ્થ સરકારમા આવ્યા બન્ને કોમોમા ઘણા વેરઝેર છે કલકત્તા, લાહોર, મુમ્બઈમા જઈને જુઓ તો જ્યા ત્યા પાકિસ્તાન બની ગયા છે મુસ્લિમ લત્તામા કોઈ હિંદુ જઈ નથી

શકતો. રાવલપિંડીમાં જઈને જુઓ તો ત્યાં કોઈ હિંદુ રહી નથી શકતો! અમે જોયું કે પરદેશી સરકાર રહેશે ત્યાં સુધી આ પ્રશ્નનો ઉકેલ નહીં આવે. અંગ્રેજ સરકારે દોઢ વરસ પછી સત્તા છોડવાનો નિર્ણય કર્યો ત્યારે આસામ, પંજાબ, બંગાળ, સરહદ પ્રાંત ચારે તરફ તોફાનો થયાં, ખુનામરકી થઈ. અમે સરકારને કહ્યું કે તમે જલદી ચાલ્યા જાઓ. ત્યારે એમણે કહ્યુ કે તમે આપસમાં ફેંસલો કરો તો અમે જઈએ. એટલે અમે કહ્યું કે ઠીક, પાકિસ્તાનની વાત અમે કબૂલ રાખીએ છીએ, પણ બંગાળ પંજાબના ભાગલા પાડો. એણે લાચારીથી એ વાત સ્વીકારી. પરિણામે સરકાર ૧૯૪૮ના જૂનમા સત્તા છોડવાની હતી તેને બદલે ૧૯૪૭ની ૧૫ મી ઓગસ્ટે છોડવાનું નક્કી થયું. લશ્કર, અધિકારીઓ વગેરેના ભાગલા પણ પાડ્યા.

ભાગલા પછી પણ દેશની કુલ વસ્તીની પોણોસો ટકા પ્રજા આ તરફ રહી છે. તેને ઊંચે લાવવાની છે. હિંદુસ્તાન આજે મુશ્કેલીમાં છે. આર્થિક વિટંબણાઓ છે. હિંદુસ્તાન દેવાદાર દેશ હતો તે લેણદાર બન્યો છે ખરો, પણ ઇંગ્લંડ પૈસા પાછા ક્યારે આપશે એ નક્કી નથી. તો લેણદાર થવાથી શો લાભ?

* * *

બોલવાથી કંઈ વળતું નથી. પંડિતો તો ઘણા છે. આપણા સમાજવાદી ભાઈઓ સમાજવાદી રાજની વાતો કરે છે. હું તેમને કહું છું કે એક પ્રાંત લઈને તમે તેમાં એ બધું કરી બતાવો, ઇંગ્લંડમાં સમાજવાદી પક્ષનું રાજ્ય છે, પણ તેઓ મજૂરોના કામના કલાક વધારવાનું કહે છે અને આપણે ત્યાં સમાજવાદીઓ હડતાળની વાતો કરે છે અને કહે છે પગાર વધારો. ત્યારે પૈસા ક્યાંથી આવશે? નાશિકના કારખાનામાં નોટો છાપ્યે જવાથી દેશનું ધન વધવાનું નથી. દેશમાં ધન છે ક્યાં? હિસાબ કરો માણસ દીઠ કેટલી પાઈ આવે છે?

* * *

રાજામહારાજાઓને હું કહું છું કે વખત આવશે ત્યારે પ્રજાના કહેવા પ્રમાણે તમારે કરવાનું છે. જે રાજાઓ સાથે પ્રજા નહીં હોય તેઓ આપમેળે ખતમ થઈ જશે. હું તેમને કહું છું કે પંદરમી સુધીમાં જે હિંદી સંઘમાં આવ્યો તે આવ્યો, પછી જુદી રીતે હિસાબ થશે. આજે જે શરતો મળે છે તે પછી નહીં મળે. માટે રાજ સંભાળવું હોય તો અંદર આવી જાઓ. આજની દુનિયામાં એકલા રહેવું મુશ્કેલ છે. સખત વાવાઝોડું થાય છે ત્યારે એકલું ઝાડ પડી જાય છે. પણ બીજાં ઝાડના સમૂહમાં જે હોય તે

બચી જાય છે તમે પણ રામચદ્રજી અને અશોક જેવાના વશજો છો પણ આજે અગ્રેજ અમલદારના નાનામા નાના ચપરાસીને તમે સલામ કરો છો પદરમી ઓગસ્ટે અગ્રેજો જશે એવો હજી તમને વિશ્વાસ નથી પડતો પણ એ જશે અને સ્વતત્રતાની હવા તમને લાગશે ત્યારે તમારા હૃદયના દ્વાર ખૂલશે

* * *

૯ જેલમાથી છૂટ્યો ત્યારનો કહુ છુ કે હવે યુરોપિયનો માટે એશિયા ખડમા સત્તા ભોગવવી મુશ્કેલ છે. ઇન્ડોનેશિયામા ડચ લોકો ગરબડ કરે છે ગઈ લડાઈ તો હજી સુકાઈ નથી ત્યા ફરી જ્યા ત્યા નાની નાની લડાઈઓ ચાલે છે ફરી મોટી લડાઈ થશે તો સૌ લડનારાનું કબ્રસ્તાન થશે

* * *

દેશમા શાતિ હોવી જોઈએ જગલી રીતે લડવુ, કોઈ બહેન જતી હોય બાળક જતું હોય તેને છરી મારવી, એથી કોઈ કોમની આબરૂ નથી વધી કોઈ રીતે શાતિ વિના આપણો ઉદ્ધાર નથી આમા કોઈને સતોષવા માટે નમતું મૂકવાની વાત નથી, અક્કલની વાત છે. છતા તમારે લડવુ હોય તો લડો પણ લશ્કરથી લડો. આમ ગળા કાપો છો એમા તો દુનિયા આપણો તમાશો જુએ છે અગ્રેજ લોકોના દિલમા ઝેર હતુ તે તો નીકળી ગયુ છે હવે આપણે ગમે તેટલુ લડીશુ તેથી એક પ્રજાની બે પ્રજા થવાની નથી દેશના ટુકડા થયા છતા પ્રજાના ટુકડા થવાના નથી ટુકડા કોણ કરી શકે? નદી અને પહાડના ટુકડા થઈ શકવાના છે? મુસલમાનોના પણ મૂળ અહીં છે અહીં જુમામસીદ છે, તાજમહેલ છે, અલીગઢ યુનિવર્સિટી છે. એટલે આપણી સાથે એક થયા વિના એમનો છૂટકો નથી

આજે જે સરકાર બને છે તેમા સાવધાની રાખવાની જરૂર છે લશ્કરમા જેટલા મુસલમાનો હતા તે પેલી બાજુ ચાલ્યા ગયા છે અને હિંદુ આ તરફ આવ્યા છે. એવા લશ્કરમા રાષ્ટ્રીયતા ક્યાથી આવે? હિંદુ પટાવાળા, કારકુન સૌ આ તરફ આવી ગયા, મુસલમાન એ તરફ ચાલ્યા ગયા પણ જ્યારે મુશ્કેલી પડશે ત્યારે એ પાછા આવવાના છે આપણુ રાજ્ય કોમી રાજ્ય નથી દેશના ટુકડા થયા પછી પણ આપણો દેશ ઘણો મોટો છે વસ્તી પણ ઘણી છે ગયો વખત સ્વપ્નાની પેઠે ભૂલી જાઓ પાકિસ્તાન ભૂલી જાઓ. હા, એક વાત છે એમના તરફથી ઝઘડો કરવાની કોશિશ કરવામા આવે તો પછી આપણા બદનમા તાકાત હોવી જોઈએ, આપણામા સગઠન હોવુ જોઈએ

કેટલાક અત્યારે ગોરક્ષાની વાત કરવા મંડ્યા છે. આજે તો બાળકો, સ્ત્રીઓ ને વૃદ્ધોનું રક્ષણ થતું નથી ત્યાં ગોરક્ષાની તો વાત જ શી? જે મુલકમાં ગાયોની કતલ કરવાનો બાધ નથી ત્યાં જેવી હૃષ્ટપુષ્ટ ગાયો જોવામાં આવે છે એવી અહીં નથી જોવામાં આવતી. ખરેખરી ગોરક્ષા કરવી હોય તો ગાયને બરાબર પાળતાં શીખો.

આજે હિંદુસ્તાનને એક કરવાનો મોકો છે. આજે લાહોરથી માંડીને પૂર્વ બંગાળનો થોડો ભાગ છોડીને બાકીના હિંદને એક કરવાનો મોકો એક હજાર વરસ પછી આવ્યો છે.

આપણને આઝાદી મળી છે. આપણે બરાબર કામ કરવું હોય તો દેશમાં શાંતિ જોઈએ. શાંતિ નહીં હોય, ખાવાનું નહીં હોય તો લોકો કહેશે અંગ્રેજની ગુલામી સારી હતી.

ગયા દોઢ વરસનો ઇતિહાસ ભૂલી જાઓ. પંદરમી ઓગસ્ટ પછી કૉંગ્રેસનો કાર્યક્રમ ઘડી કાઢો. આજ સુધી ઘણો વખત ઝઘડામાં ગયો છે.

અમે અહીં એવી રીતે નથી બેઠા કે ધક્કો મારે ને ખસી જઈએ. પરમ દિવસે જવાહરલાલજીએ કહ્યું તેમ અમારા કરતાં સારું કરી બતાવે તે ભલે આવે. અમે તેને સોંપવા તૈયાર છીએ.

# સૂચિ